## પ્રસ્તાવના

## (મારી લાગણી, અન્યના શબ્દો)

**"બ્રસ હું વાંચતો જ ગયો, વધુ અને વધુ વાંચતો જ ગયો, પરંતુ મારી ચાલીસેક વરસની ઉંમરે બન્યું એવું કે મારે પ્લેટોનું 'રિપબ્લિક' વાંચવાનું બન્યું, જે માર જીવનની દિશાની પરિવર્તનની ક્ષણ બની ગઈ. સોક્રેટીસના સંવાદોએ સઘળું ગતિમાં મુકયું જે મારો પહેલો પડાવ હતો. પછી તો એવરેસ્ટના કોઈ આરોહી માફક એક પછી એક પડાવ નંખાતા જ ગયા, અને મારો વિશ્વાસ કરો કે એક એક પડાવ પર હું પૂરા દિલથી મચ્યો રહ્યો, કોઈ કસર ન છોડી. દરેક પડાવ પર મેં તેના સમગ્ર સાહિત્યનો પૂરી વિગતે બારીકમાં બારીક અભ્યાસ કર્યો. કેટલીક વખત તો મેં તે પર નોંધો પણ તૈયાર કરી અને મારી પોતાની સમજ ખાતર જાહેરમાં રજૂઆતો પણ કરી. કેટલીકવાર તો અમુક ખાસ પુસ્તક પ્રાપ્ત કરવું સાવ મુશ્કેલ હતું પરંતુ ગમે તેમ કરી મેં તે મેળવેલ. વ્યવહારમાં ઈન્ટરનેટનો પ્રવેશ થતાં કામ ઘણું બધું સરળ થઈ ગયું અને હવે ઘડીના છઠ્ઠા ભાગમાં પુષ્કળ માહિતી પ્રાપ્ત કરવાનું શક્ય બન્યું હતું. આમ કરવું મારા શરૂઆતના પડાવના દિવસોમાં ખૂબ કપરું હતું. એક પડાવનો એક વાર ત્યાગ કર્યા બાદ હમેશાં ફરી ફરી ત્યાં આવવાનું બનતું રહેતું હતું. આ રહી મારા પડાવોની યાદી :**

**૧. સોક્રેટીસ ૨. સ્વામી રામદાસ ૩. સંત જ્ઞાનેશ્વર ૪. રામકૃષ્ણ પરમહંસ**

**૫. શ્રી અરવિંદ ૬. જે. કૃષ્ણમુર્તિ ૭. ઓશો ૮. યુ. જી. કૃષ્ણમુર્તિ**

**૯. એકહાર્ટ ટોલે ૧૦. રમણ મહર્ષિ ૧૧. શ્રી રણજીત મહારાજ ૧૨. શ્રી નિસર્ગદત્ત મહારાજ**

**મારી આ શોધયાત્રા દરમિયાન વચ્ચે વચ્ચે જે નાના-મોટા ખૂબ જ મદદરૂપ પડાવો આવી ગયા તેનો મેં ઉલ્લેખ નથી કર્યો. આ મહાન ગુરુઓને મારા પ્રણામ, મેં તેમની પાસેથી ખૂબ જ જ્ઞાન મેળવ્યું છે અને સદાયે તેને મમળાવતો રહીશ. આમાંના દરેક પડાવ પર મારે કઈ રીતે આવવાનું બન્યું તે એક લાંબી કથા છે, પરંતુ હું માત્ર છેલ્લા પડાવ – નિસ્ગદત્ત મહારાજ - વિશે કંઈક કહેવા માગું છું.**

**૨૦૦૪ની સાલના ફેબ્રુઆરીનું પહેલું અઠવાડિયું હતું. પૂણે(ભારત) નજીક આવેલ સહ્યાંદ્રીના કૃષ્ણમુર્તિ અભ્યાસ કેન્દ્રની મેં મુલાકાત લીધી. ત્યાંના પુસ્તકાલયમાં ફેંદતાં ફેંદતાં માર હાથમાં "આઈ એમ ધેટ' પુસ્તક આવ્યું. તે નિસર્ગદત્ત મહારાજના વાર્તાલાપોનું સંપાદન છે. મેં તે વાંચવાનું શરૂ કર્યું, એકવાર શરૂ કર્યા બાદ હું તેને હેઠું ન મૂકી શકયો, "અરે! આ તો નર્યો તેજાબ છે!' મારામાં એકાએક અવાજ ઉઠ્યો . વાંચતાં વાંચતાં પુસ્તક પૂરું થતાં મને એ પ્રતિતી થઈ ગઈ કે આખરી પડાવ હવે દૂર નહોતો અને પૂરી સંભાવના હતી કે આ જ આખરી પડાવ હોય."**

**- પ્રદીપ આપ્ટેના શબ્દો : ધ નિસર્ગદત્ત ગીતા**

આના અનુસંધાનમાં સરળ ગુજરાતી ભાષામાં રજૂ કરવા જેવાં અન્ય પુસ્તકો -

**- Pointers from Nisargadatta Maharaj**

**By Ramesh S. Balsekar**

**- Seeds of Consciousness**

**By Jean Dunn**

**- The Nectar of Immortality**

**By Robert Powell**

**- The Ultimate Medicine**

**By Robert Powell**

**- Be As You Are**

**By Raman Maharshi**

**મનસુખભાઇ કાકડિયા**
**અમદાવાદ**

## "હું છું'નો ભાવ [૧]

**સાધક** - એ આપણો દરરોજનો અનુભવ છે કે જાગતાંની સાથે જ જગત એકાએક પ્રગટ થાય છે. તે ક્યાંથી આવે છે?

**મહારાજ** - કોઈ પણ બાબત અસ્તિત્વમાં આવે તે પહેલાં એવી કોઈ વ્યક્તિ જરૂર હોવી જોઈએ કે જેમાં તે અસ્તિત્વમાં આવે. દશ્યમાન અને અદશ્યમાન થવાની સઘળી ઘટનાઓ એક એવી પશ્ચાદ્‌ભૂની અપેક્ષા રાખે છે કે જે અપરિવર્તનશીલ હોય.

**સાધક** - જાગી ઉઠતાં પહેલાં તો હું અભાન હતો.

**મહારાજ** - ક્યા અર્થમાં? કશુંક ભૂલાઈ ગયાના અર્થમાં કે કશુંક ન અનુભવ્યાના અર્થમાં? તમે અભાન હો છો ત્યારે પણ શું તમે અનુભવતા હોતા નથી શું તમે કશુંક જાણ્યા વિના, અનુભવ્યા વિના અસ્તિત્વ ધરાવી શકો ખરા? સ્મૃતિભ્રંશ : તે શું અનસ્તિત્વનો પુરાવો કહેવાય ખરો? અને તમારા બિનઅનુભવ વિશે શું તમે તે સાચુકલો અનુભવ હોય તે રીતે વાત કરી શકો ખરારર અરે, તમે એવું પણ ન કહી શકો કે તમારું મન અસ્તિત્વ નહોતું ધરાવતું. શું એવું નહોતું કે તમે કોઈકના સાદ પાડવાથી જાગી ઉઠ્યા અને જાગી ઉઠતાંની સાથે સૌ પહેલાં શું તમને "હું છું? ભાવ નહોતો થયોર્ ઉંઘ કે મૂર્છા દરમિયાન પણ કોઈ બીજરૂપ ચેતના ચોક્કસ અસ્તિત્વ ધરાવતી હોવી જોઈએ. ઉઠતાંની સાથે અનુભવ આ પ્રમાણે આગળ ધપે છે - "હું છું - આ શરીર છે - તે આ જગતમાં છે.' આ અનુભવ ક્રમિક રીતે થતો હોય તેવું લાગે છે, પરંતુ હકીકતમાં તે એક જ સાથે ઘટે છે - એટલે કે જગતમાં આ શરીર હોવાનો એક અખંડ ખ્યાલ. એક કે બીજી વ્યક્તિની હસ્તી વિના શું આ "હું છું' તેવો ભાવ હોઈ શકે ખરો?

**સાધક** - હું હમેશાં સ્મૃતિઓ કે આદતો ધરાવતી કોઈ વ્યક્તિ હોઉં છું. હું તે સિવાય અન્ય કોઈ "હું છું'ને જાણતો નથી.

**મહારાજ** - એવું બને કે કોઈક બાબત તમને જાણતાં - અનુભવતાં - અટકાવતી હોય. અન્ય લોકો જે બાબત જાણતા હોય તે તમે ન જાણતા હો ત્યારે તમે શું કરતા હો છો?

**સાધક** - તેઓના માર્ગદર્શન હેઠળ હું તેમના જ્ઞાનના સ્રોતને શોધું છું.

**મહારાજ** - શું તમારા માટે એ જાણવું મહત્ત્વનું નથી કે તમે માત્ર આ દેહ જ છો કે અન્ય કશુંક પણ છો? અથવા તો એવું બને કે તમે કંઈ જ ન હો. શું તમને એ નથી દેખાતું કે તમારી સઘળી સમસ્યાઓ તમારા શરીરની, તમારા દેહની જ સમસ્યાઓ છે - આહાર, કપડાંલત્તાં, માથે છાપરું, આશ્રયસ્થાન, કુટુંબ, મિત્રો, માન, કિર્તી, સલામતી, અસ્તિત્વ ટકાવી રાખવું - તમે માત્ર આ શરીર જ ન હોઈ શકો તેનું ભાન થતાંની પળે જ આ સઘળું અર્થહીન બનીજાય છે.

**સાધક** - હું આ શરીર નથી તે જાણવામાં શું ફાયદો રહેલો છે?

**મહારાજ** - તમે આ શરીર નથી એવું કહેવું પણ તદ્દન સાચું નથી. એક રીતે જોવા જઈએ તો તમે જ આ સઘળાં શરીરો, હૃદયો અને મનો અને બીજુંયે ઘણું બધું છો. "હું છું'ના ભાવમાં ઊંડા ઉતરો અને તમને સમજાશે. તમારા વડે ક્યાંક મૂકાઈ ગયેલી કે ભૂલાઈ ગયેલી ચીજને તમે કઈ રીતે શોધો છો? તમને તે સાંભરી ન આવે ત્યાં સુધી તમે તમારા મનમાં તેનું રટણ કરતા રહો છો. આપણામાં ઉભરી આવનાર સૌ પ્રથમ ભાવ મારા હોવાપણાનો ભાવ જ, "હું છું'નો ભાવ જ હોય છે. તમારી જાતને પૂછો કે તે ક્યાંથી ઉભરે છે, ક્યાંથી આવે છે, અથવા તો તેને શાંતિથી ધ્યાનપૂર્વક નિહાળો. ચલિત થયા વિના જ્યારે મન "હું છું' ભાવમાં સ્થિર થાય છે ત્યારે તમે એક એવી અવસ્થામાં પ્રવેશો છો જેને શબ્દોમાં વ્યક્ત નથી કરી શકાતી, તેને માત્ર અનુભવી જ શકાય

છે. તમારે જરૂર છે તે માટે માત્ર ફરી ફરી પ્રયત્ન કરવાની. "હું છું'નો ભાવ હમેશાં તમારી સાથે જ હોય છે, તકલીફ માત્ર એ છે કે તમે તે સાથે અન્ય સર્વ પ્રકારની બાબતો - શરીર, લાગણીઓ, વિચારો, ખ્યાલો, માલિકીભાવો વગેરે વગેરે -ને ભેળવી દીધી હોય છે. આ સઘળાં આત્મતાદાત્મ્યો ગેરમાર્ગે દોરનારાં છે. તેમને કારણે તમે તમારી જાતને તમે જે નથી તે સમજવા લાગ્યા છો.

**સાધક** - તો પછી હું છું શું?

**મહારાજ** - એટલું જાણવું જ પૂરતું છે કે તમે શું નથી. તમારે એ જાણવાની જરૂર નથી કે તમે શું છો. કારણ કે જ્યાં સુધી જ્ઞાનનો અર્થ તમે જે જાણો જ છો તે જ્ઞાનેન્દ્રિયગત જ્ઞાન કે મનોગત જ્ઞાન અને તેનું વર્ણન એવો જ થાય છે ત્યાં સુધી આત્મજ્ઞાન જેવું કશું જ ન હોઈ શકે, કારણ કે તમે જે છો તેનું વર્ણન થઈ શકે તેમ નથી, સિવાય કે પૂર્ણતઃ નકાર તરીકે. તમે તો માત્ર એટલું જ કહી શકો કે : "હું આ નથી, હું તે નથી.' તમે અર્થપૂર્ણ રીતે એવું ન કહી શકો કે "હું આ છું'. તેવું કહેવાનો કશો અર્થ જ નથી. તમે જેને "'આ' કે "તે' તરીકે દર્શાવી શકો તે તમે હોઈ જ ન શકો, તે તમારી જાત હોઈ જ ન શકે. એટલું ચોક્કસ કે તમે તમારાથી "અન્ય કશું' હોઈ જ ન શકો. તમે સંવેદના વડે અનુભવી શકાય તેવા છો જ નહીં, કલ્પના વડે પામી શકાય તેવા છો જ નહીં. અને તેમ છતાંય તમારા વિના નથી તો સંવેદના શક્ય કે નથી તો કલ્પના શક્ય. તમે હૃદયને લાગણીઓ અનુભવતું, મનને વિચાર કરતું, શરીરને ક્રિયાઓ કરતું અવલોકો છો; સંવેદના અનુભવવાની ક્રિયા જ દ્શવે છે કે તમને જેની સંવેદના થઈ રહી છે તે તમે નથી. શું સંવેદના, સંવેદનાનો અનુભવ તમારા વિના હોઈ શકે? કોઈ પણ અનુભવને અનુભવનાર કોઈક તો હોવું જ જોઈએ - અનુભવકર્તા વિના અનુભવ ન હોઈ શકે. કોઈ અનુભવ તેનો પોતાનો છે એવું કહેવા કોઈકે તો આગળ આવવું જ પડે. અનુભવકર્તા વિનાનો અનુભવ વાસ્તવિક છે જ નહીં. અનુભવકર્તા જ અનુભવને વાસ્તવિકતા બક્ષે છે. જે અનુભવને તમે લઈ શકતા નથી, અનુભવી શકતા નથી તેનું તમાર માટે મૂલ્ય પણ શું છે?

## દેહનું વળગણ [૨]

**સાધક** - એક અનુભવકર્તા હોવાનો ભાવ, "હું છું'નો ભાવ, તે પણ શું એક અનુભવ નથી?

**મહારાજ** - એ તો દેખીતું જ છે કે જે કંઈ અનુભવાય છે તે એક અનુભવ જ છે. અને દરેક અનુભવમાં તેનો અનુભવકર્તા પેદા થતો હોય છે, જ્ઞાતા પેદા થતો હોય છે. સ્મૃતિ સાતત્યનો ભ્રમ સર્જે છે. વાસ્તવમાં દરેક અનુભવને તેનો પોતાનો અનુભવકર્તા હોય છે અને અસ્મિતાનો ભાવ, પોતાપણાનો ભાવ એ બધા જ અનુભવકર્તા-અનુભવ સંબંધોના મૂળમાં રહેલ પેલા સામાન્ય ઘટકને કારણે હોય છે. અસ્મિતા - પોતાપણાનો ભાવ - અને સાતત્ય એ એક નથી. જેમ દરેક ફૂલને પોતપોતાનો રંગ હોય છે, પરંતુ તે સઘળા રંગો એક જ પ્રકાશ થકી હોય છે, તે જ રીતે ઘણા અનુભવક્તાઓ અખંડ અને અવિભાજય ચૈતન્યમાં પ્રગટ થાય છે, દરેકનું સ્મૃતિજગત અલગ અલગ છે પરંતુ સારભૂત રીતે તો તેઓ એકરૂપ જ છે. આ સારતત્ત્વ તે જ મૂળ છે, પાયો છે, સઘળા અનુભવની અવકાશાતીત અને કાળાતીત "સંભાવના" છે.

**સાધક** - મારે તેને પામવી કઇ રીતે?

**મહારાજ** - તમારે તેને પામવાની કોઇ જરૂર નથી, કારણ કે તમે જ તે છો. જો તમે તેને તક આપશો તો તે જ તમારી પાસે દોડી આવશે. અવાસ્તવિક પ્રત્યેની તમારી આસક્તિને પડતી મૂકો અને વાસ્તવિક તરત જ હળવેકથી તેના મૂળ સ્વરૂપે પ્રગટ થશે. તમે આ છો કે તે છો, તમે આ કરો

છો કે તે કરો છો તે કલ્પના કરવાનું બંધ કરો અને તમે જ સઘળાના સ્રોત અને હાઈ છો તેનું તમને ભાન થશે. આ સાથે જ ગાઢ પ્રેમનું અવતરણ થશે જે કોઈ પસંદગી કે અનુરાગ નથી, કે નથી કોઈ આસક્તિ, પરંતુ એક એવી તાકાત છે જે સઘળી ચીજોને પ્રેમપાત્ર અને પ્રેમાળ બનાવે છે.

**સાધક** - મહારાજ, આપ મારા સમક્ષ બેઠા છો અને હું આપના ચરણોમાં છું. આપણી વચ્ચે પાયાનો તફાવત શો છે?

**મહારાજ** - કોઈ જ પાયાનો તફાવત નથી.

**સાધક** - છતાંયે કોઈ સાચુકલો તફાવત તો હોવો જ જોઈએ, હું આપની પાસે આવું છું, આપ મારી પાસે નથી આવતા.

**મહારાજ** - કારણ કે તમે તફાવતોની કલ્પના કરો છો, સંતમહાત્માઓની શોધમાં તમે અહીંતહીં જતા હો છો.

**સાધક** - આપ પણ એક સંતમહાત્મા છો. આપ બ્રહ્મને જાણવાનો દાવો કરો છો, જ્યારે હું નથી કરતો.

**મહારાજ** - શું મેં કદીયે એવું કહ્યું છે ખરું કે તમે નથી જાણતા અને માટે તમે ઉતરતી કક્ષાના છો? જે લોકોએ આવા ભેદભાવો સર્જ્યા છે તેમને જ તે પુરવાર કરવા દો. મારો એવો કોઈ દાવો નથી કે હું એવું કશુંક જાણું છું જે તમે નથી જાણતા . હકીકતમાં તો હું તમે જે જાણો છો તેના કરતાં ક્યાંય ઓછું જાણું છું.

**સાધક** - આપના શબ્દો જ્ઞાનગંભીર છે, આપની વર્તણૂંક ઉમદા છે, અને આપની કૃપા સર્વશક્તિમય છે.

**મહારાજ** - તે સઘળાની મને કંઇ ખબર નથી અને તમારા અને મારા વચ્ચે હું કોઈ તફાવત જોતો નથી. તમારા જીવન જેમ જ મારું જીવન પણ ઘટનાઓની એક હારમાળા છે. હું માત્ર આ બધાથી અલિપ્ત છું, અળગો છું, અનાસક્ત છું, તેનાથી લેપાઈ નથી જતો અને આ સઘળાને આવીને પસાર થઈ જતું સમજું છું, જયારે તમે આ બધાને વળગી રહો છો, તેનાથી લેપાઇ જાઓ છો અને તેની સાથે વહી જાઓ છો.

**સાધક** - એવું તે વળી શું છે જેણે આપને આટલા બધા વિતરાગી બનાવ્યા છે?

**મહારાજ** - ખાસ કશું જ નહીં. મે મારા ગુરુ પર બસ વિશ્વાસ કર્યો એટલું જ. તેમણે મને કહ્યું કે હું મારા આત્મા સિવાય અન્ય કશુંયે નથી અને મે તેમનો વિશ્વાસ કર્યો. તેમના પર વિશ્વાસ કરીને હું તે પ્રમાણે વર્ત્યો અને હું જે નહોતો કે મારું જે નહોતું તેની એટલે કે આ શરીરની આળપંપાળ કરવાનું, ચિંતા કરવાનું મેં બંધ કર્યું.

**સાધક** - આપ એવા નસીબદાર તે કઈ રીતે હતા કે આપના ગુરુ પર પૂર્ણપણે વિશ્વાસ કરી શક્યા, જ્યારે અમારો વિશ્વાસ નામનો જ માત્ર અને શાબ્દિક છે?

**મહારાજ** - એવું તો કોણ કહી શકે? બસ એમ બન્યું. ઘટનાઓ કોઈ કારણ વિના બને છે અને, આખરે તો તેનો અર્થ પણ શો છે, કોણ કોણ છે? મારા વિશેનો તમારો ઉચ્ચ અભિપ્રાય તે માત્ર તમારો અભિપ્રાય છે. એવું બને કે ગમે તે ઘડીએ તમે તે બદલી નાખો. શા માટે અભિપ્રાયોને મહત્ત્વ આપવું, તમારા પોતાના અભિપ્રાયને પણ?

**સાધક** - તેમ છતાંયે તમે અલગ છો. તમારું મન હમેશાં શાંત અને પ્રસન્ન દેખાય છે. અને તમારી આસપાસ ચમત્કારો ઘટે છે.

**મહારાજ** - હું ચમત્કારો વિશે કશું જ જાણતો નથી, અને મને વિસ્મય થાય છે કે કુદરત તેના નિયમોમાં અપવાદોને કબૂલ રાખતી હોય, સિવાય કે આપણે સંમત થઈએ કે આ સઘળું ચમત્કાર જ છે.

મારા મનમાં તો એવું કંઈ જ નથી. ચેતના આવેલી છે અને તેની અંદર આ સઘળું ઘટે છે. તે સાવ સ્પષ્ટ છે અને સૌના અનુભવની વાત છે. તમે કંઈક અસાવધ લાગો છો. સાવધાનીપૂર્વક જુઓ અને હું જે જોઉં છું તે જુઓ.

**સાધક** - આપ શું જુઓ છો?

**મહારાજ** - જો તમારું ધ્યાન યોગ્ય ઠેકાણે કેન્દ્રિત હોય તો હું જે જોઈ શકું છું તે તમે પણ અબઘડી અને અહિયા જ જોઈ શકો છો. તમે તમારા પર ધ્યાન નથી આપતા. તમારું મન હમેશાં વિવિધ બાબતો, લોકો અને ખ્યાલોમાં ખોવાયેલુ રહે છે, નહીં કે તમારી જાતમાં. તમારી જાતને કેન્દ્રમાં લાવો, તમારી જાત પર તમારા ધ્યાનને કેન્દ્રિત કરો, તમારા પોતાના અસ્તિત્વથી જાગ્રત થાઓ, અસ્તિત્વ પ્રત્યે સભાન બનો. તમે કઈ રીતે કામગીરી બજાવી રહ્યા છો તે જુઓ, તે પાછળના પ્રેરકબળોને જુઓ અને તમારા કૃત્યોનાં પરિણામોને જુઓ. કશાયે હેતુ વિના તમારી ફરતે તમે જે કેદખાનાનું સિમણિ કર્યું છે તેનો અભ્યાસ કરો. તમે શું નથી તે જાણવા વડે તમે તમારી જાતને જાણવા પર પહોંચો છો. હું આ નથી, હું તે નથી જાણવા વડે જ પાછા તમે તમારી જાત તરફ વળો છો. એક વાત ચોક્કસ છે : વાસ્તવિક કાલ્પનિક નથી, બ્રહ્મ કાલ્પનિક નથી, તે મનની પેદાશ નથી. અરે "હું છું'નો ભાવ પણ સાતત્યપૂર્ણ નથી, પછી ભલે તે એક ઉપયોગી દિશાદર્શક હોય; તે એ દર્શાવે છે કે ક્યાં આગળ શોધ ચલાવવી, પરંતુ શું શોધવું તે નથી દર્શાવતો. તેના પર એક નજર કરો. એક વાર તમારા ગળે એ વાત ઉતરી ગઈ કે તમે તમારી જાત વિશે "હું છું' તે સિવાય અન્ય કશું જ સચ્ચાઈપૂર્વક કહી શકો તેમ નથી અને એવું કશું જ નથી કે જે તરફ આંગળી ચીંધીને તમે કહી શકો કે આ તમે હોઈ શકો છો કે "હું છું'ભાવની આવશ્યકતા પૂરી થઈ જાય છે – હવે તમે એ બાબતે તત્પર નથી રહેતા કે તમે શું છો તેને શબ્દદેહ આપવાનો પ્રયત્ન કરો. હવે તમારે જરૂર છે તમારી જાતને વ્યાખ્યાયિત કરવાના વલણથી માત્ર છૂટકારો મેળવવાની. સઘળી વ્યાખ્યાઓ માત્ર તમારા શરીરને અને તેની અભિવ્યક્તિઓને જ લાગુ પડે છે. એક વાર શરીર પ્રત્યેનું આ વળગણ વિદાય લે છે કે તમે તમારી નૈસગિક અવસ્થા ભણી પાછા વળો છો, આકસ્મિક રીતે અને સહજપણે. આપણી વચ્ચે તફાવત માત્ર એ છે કે હું મારી નૈસર્ગિક અવસ્થાથી જાગ્રત છું જ્યારે તમે તે વિશે ભ્રાંત છો. જે રીતે સુવર્ણમાંથી બનેલાં ઘરેણાં સુવર્ણ કરતાં કોઈ રીતે વધારે મૂલ્યવાન નથી, સિવાય કે મન તેવું સમજે. આમ સ્વરૂપ બાબતે તો આપણે એક જ છીએ - આપણે અલગ પડીએ છીએ માત્ર દશ્યમાન થવા બાબતે, પ્રગટ થવા બાબતે. આ અવસ્થાને આપણે પામીએ છીએ રોજબરોજ પળેપળ ઉત્સુક રહીને, શોધ ચલાવીને, તપાસ ચલાવીને, પ્રશ્નો પૂછીને, આ શોધ પાછળ પોતાનું જીવન સમર્પિત કરી દઈને.

## જીવતો જાગતો વર્તમાન [3]

સાધક - હું જોઈ શકું છું તે પ્રમાણે નથી તો મારા શરીરમાં કોઈ ગડબડ કે નથી તો મારા સત્સ્વરૂપમાં કોઈ ગડબડ. બેમાંથી એકેયનું મેં નિર્માણ નથી કર્યું અને બેમાંથી એકેયને બહેતર બનાવવાની નથી તો કોઈ આવશ્યકતા. જે કંઈ ગડબડ પેદા થઈ છે તે તો "અંતઃશરીર'માં થઈ છે, પછી તેને મન કહો, ચેતના કહો, અંતઃકરણ કહો કે પછી કાવે તે નામ આપો.

**મહારાજ** - તમારા ખ્યાલ પ્રમાણે તમારા મનમાં શી ગડબડ છે?

**સાધક** - તે બેચેન છે, સુખની તેને તૃષ્ણા રહે છે જ્યારે દુઃખથી તે ભયભીત છે.

**મહારાજ** - તે સુખ તરફ આકર્ષાય છે અને દુઃખથી દૂર નાસે છે તેમાં ખોટું શું છે? દુઃખ અને સુખના બેકિનારાઓ વચ્ચે જીવનરૂપી નદી વહે છે. સમસ્યા તો ત્યારે ખડી થાય છે જ્યારે મન જીવનના

પ્રવાહ સાથે વહેવાની ના પાડે છે અને કિનારાને વળગી રહે છે. જીવનના પ્રવાહ સાથે વહેવું એટલે માસ પ્રમાણે સ્વસ્વીકૃતિનો ભાવ - જે આવતું હોય તેને આવવા દેવું અને જે જતું હોય તેને જવા દેવું. ઇચ્છા ન કરો, ભય ન પામો, જ્યારે જે કંઇ જે રીતે બને છે તેનું અવલોકન કરો, કારણ કે જે કંઇ બને છે તે તમે નથી, પરંતુ જેના પર બની રહ્યું છે તે તમે છો. આખરે તો તમે અવલોક્નકર્તા પણ નથી. તમે એ ચરમ સંભાવના છો જેનાં પ્રગટીકરણ અને અભિવ્યક્તિ આ સર્વાશ્લેષી ચેતના છે.

**સાધક** - તેમ છતાંયે દેહ અને આત્મા વચ્ચે વિચારો અને લાગણીઓનું એક વાદળ આવેલું છે, જે નથી તો દેહને કશા કામનું કે નથી તો આત્માને કશા કામનું. આ વિચારો અને લાગણીઓ તકલાદી છે, અનિત્ય છે અને અર્થહીન છે, નર્યો માનસિક કચરો છે જે દૃષ્ટિને ધૂંધળી બનાવે છે અને ગૂંગળામણ પેદા કરે છે, અને તેમ છતાંયે તે ત્યાં ધૂંધળાશ અને વિનાશ સર્જતાં વિદ્યમાન છે.

**મહારાજ** - એટલું તો ચોક્કસ કે કોઈ ઘટનાની સ્મૃતિ તે ઘટનાનું સ્થાન ન લઈ શકે. કે ન તો કોઈ ઘટનાનું કોઈ ભાવિ ચિત્ર. વર્તમાનમાં ઘટતી ઘટના બાબતમાં એવું કશુંક અપવાદરૂપ, અનન્ય હોય છે જે અગાઉ બની ગયેલી ઘટનાની કે ભાવિમાં બનનાર ઘટનાની બાબતમાં નથી હોતું. તેમાં એક જીવંતતા હોય છે, એક સાચુકલાપણું હોય છે; તે જાણે પ્રકાશિત હોય તે રીતે અલગ તરી આવે છે. તે સાચુક્લપણા પર "વાસ્તવિકતાની છાપ' હોય છે, જે ભૂતકાળની કે ભાવિમાં બનનાર ઘટના નથી ધરાવતી હોતી.

**સાધક** - એવું શું છે જે વર્તમાનને "વાસ્તવિકતાની છાપ" બક્ષે છે?

**મહારાજ** - વર્તમાન ઘટનામાં વિલક્ષણ કહેવાય તેવું કશુંયે નથી કે જે તેને ભૂતકાળની કે ભાવિમાં બનનાર ઘટનાથી વિલક્ષણ બનાવતું હોય. એકાદ ક્ષણ માટે ભૂતકાળની ઘટના વર્તમાનની ઘટના હતી અને ભવિષ્યની ઘટનાનું પણ તેમ જ થશે. એવું શું છે જે વર્તમાનને આટલો અલગ પાડે છે? દેખીતું છે કે - મારી હાજરી. હું વાસ્તવિક છું કારણ કે હું હમેશાં હાલની ક્ષણમાં હોઉં છું, વર્તમાનમાં જ હોઉં છું, અને હાલની ઘડીએ જે મારી સંગાથે છે તે મારી વાસ્તવિકતાનો હિસ્સો છે. ભૂતકાળ એ સ્મૃતિમાં છે, ભાવિ - કલ્પનામાં છે. વર્તમાન ઘટનામાં ખુદમાં એવું કશું જ નથી જે તેને વાસ્તવિક તરીકે અલગ પાડતું હોય. એવું બને કે તે કોઈ સામયિક ઘટના હોય, જેમ કે ઘડીયાળના ટકોરાનું પડવું. એક પછી એક પડનારો ટકોરો એક સમાન જ હોય છે તેમ જાણવા છતાં હાલની ઘડીએ પડતો ટકોરો અગાઉ પડી ગયેલા કે ભાવિમાં પડનારા ટકોરા કરતાં તદ્દન જુદો હોય છે - યાદ રહેલા ટકોરા કરતાં કે અપેક્ષિત ટકોરા કરતાં. હાલની ઘડીએ જે બાબત પર મારું ધ્યાન કેન્દ્રિત થયેલું છે તે મારી સાથે છે, કારણ કે હું સદાયે હાજર હોઉં છું; એ મારી પોતાની વાસ્તવિકતા છે જે હું વર્તમાન ઘટનાને બક્ષી રહ્યો છું.

**સાધક** - પરંતુ આપણે તો યાદ રહેલી બાબતો સાથે એ રીતે વર્તીએ છીએ જાણે તે વાસ્તવિક હોય.

**મહારાજ** - આપણે સ્મૃતિઓ પર ત્યારે જ વિચાર કરતા હોઇએ છીએ જ્યારે તે વર્તમાનમાં પગ મૂકતી હોય છે. ભૂલાઇ ગયેલાને કોઇ ધ્યાન પર નથી લેતું સિવાય કે કોઇકને તેની યાદ દેવડાવવામાં આવે; તેનો અર્થ તેને વર્તમાનમાં - હલન? ૧૭ - લઈ આવવી તેવો થયો.

**સાધક** - હા, હું જોઈ શકું છું કે વર્તમાનમાં કોઇક એવો અણજાણ ઘટક હોય છે જે અલ્પકાલીન સાચુકલાપણાને ક્ષણિક વાસ્તવિકતા બક્ષે છે.

**મહારાજ** - તે અણજાણ છે તેવું કહેવું તમારા માટે જરૂરી નથી કારણ કે તેને તમે સતત કાર્યરત જુઓ છો. તમે જન્મ્યા ત્યારથી શું તે ઘટક કદીયે બદલાયો છે? વિવિધ બાબતો અને વિચારો સઘળો સમય બદલાતાં રહ્યાં છે. પરંતુ એ લાગણી કે હાલની ઘડીએ એટલે કે વર્તમાનમાં જે કંઇ છે તે વાસ્તવિક છે તે કદીયે નથી બદલાઇ, સ્વપ્નમાં પણ નહીં.

## હું તે છું

**સાધક** - ગાઢ નિદ્રામાં વર્તમાન વાસ્તવિકતાનો કોઈ અનુભવ નથી હોતો.

**મહારાજ** - ગાઢ નિદ્રા દરમિયાનની રિક્તતા એ પૂર્ણપણે અમુક ખાસ સ્મૃતિના અભાવને કારણે હોય છે. પરંતુ સુખરૂપ હોવાની એકંદર સ્મૃતિ તો હોય જ છે. જયારે આપણે એમ કહીએ કે "હું ગાઢ નિદ્રામાં હતો' અને "હું ગેરહાજર હતો' ત્યારે તે બે વચ્ચે અનુભવનો તફાવત હોય ન છ.

**સાધક** - આપણે જે પ્રશ્નથી શરૂઆત કરી હતી તેને પુનરાવર્તિત કરીએઃ જીવનના ઉદ્ભમ અને જીવનની અભિવ્યક્તિ (કે જે આ દેહ છે) વચ્ચે મન અને તેની સદાયે બદલાતી રહેતી અવસ્થાઓ આવેલી છે. મનની અવસ્થાઓનો આ પ્રવાહ અનંત છે, અર્થહીન છે અને પીડાકારી છે. પીડા એ સતત વિધમાન ઘટક છે. આપણે જેને સુખ કહીએ છીએ તે તો માત્ર એક અંતરાલ છે, બે પીડાકારી અવસ્થાઓ વચ્ચેનો ગાળો છે. વાસના અને ભય એ જીવનનાં તાણાવાણા છે, અને તે બજે પીડાના બનેલાં છે. અમારો પ્રશ્ન છેઃ શું સુખી મન જેવું કંઈ હોઈ શકે ખરુ?

**મહારાજ** - વાસના, ઈચ્છા એ સુખની સ્મૃતિ છે અને ભય એ પીડાની સ્મૃતિ છે. બલે મનને બેચેન કરે છે, વિક્ષુબ્ધ કરે છે. સુખની ક્ષણો એ પીડાના પ્રવાહમાં આવેલાં નર્યા અંતરાલો છે. તે સંજોગોમાં મન કઈ રીતે સુખી હોઈ શકે, પ્રસન્ન હોઈ શકે?

**સાધક** - જ્યારે આપણે સુખ ઈચ્છીએ કે પીડાથી ભયભીત થઈએ ત્યારે તે સાચું છે. પરંતુ અનપેક્ષિત, અણધાર્યા આનંદની ક્ષણો પણ હોય છે. ઈચ્છા વડે પ્રદુષિત થયા વિનાનો, લેપાયા વિનાનો વિશુધ્ધ આનંદ - વણમાગ્યો, પાત્રતા વિનાનો, ઈશ્વર અનુગ્રહિત.

**મહારાજ** - તેમ છતાંયે પીડાની પશ્ચાદ્દભૂ પર આનંદ એ તો નર્યો આનંદ જ છે.

**સાધક** - શું પીડા એ, દુઃખ એ કોઈક વૈશ્વિક હકીકત છે કે પછી નરી માનસિક?

**મહારાજ** - વિશ્વ પૂર્ણ છે અને જ્યાં આગળ પૂર્ણતા હોય છે, જ્યાં કશાયનો અભાવ નથી હોતો ત્યાં વળી કશુંયે પીડા શું આપી શકે?

**સાધક** - એવું બને કે અખંડ રીતે જોવા જઈએ તો વિશ્વ પૂર્ણ હોઈ શકે છે, પરંતુ નાની નાની વિગતોમાં અપૂર્ણ હોય.

**મહારાજ** - પૂર્ણના સંદર્ભનાં જોયેલો અંશ પણ પૂર્ણ જ છે. જ્યારે તેને અલગ પાડીને જોવામાં આવે છે ત્યારે જ તે ઉણપભર્યો બને છે અને આમ પીડાનું કારણ બને છે. આ અલગતા શાના થકી છે?

**સાધક** - અલબત્ત, મનની મર્યાદાને કારણે. મન અંશમાં અખિલને નથી જોઈ શકતું.

**મહારાજ** - સરસ. મન તેની મૂળભૂત પ્રકૃતિને કારણે વિભાજિત કરે છે અને હ્વેત સર્જે છે , વિરોધો સર્જે છે. શું એવું કોઈ અન્ય મન હોઈ શકે ખરું કે જે એક્ય અને સંવાદિતા સર્જતું હોય, જે અખિલને અંશમાં જોતું હોય અને અંશને પૂર્ણપણે અખિલના સંદર્ભમાં જોતું હોય?

**સાધક** - અન્ય મન - તેની શોધ વળી ક્યાં ચલાવવી?

**મહારાજ** - મર્યાદા લાદતા, વિભાજિત કરતા, વિરોધ કરતા, ક્વૈત સર્જતા મનની પેલે પાર જઈને. આપણે જે પ્રકારની માનસિક પ્રક્રિયાથી પરિચિત છીએ તેનો અંત લાવીને. જ્યારે આનો અંત આવે છે ત્યારે પેલા મનનો જન્મ થાય છે.  વાસ્તવિક જગત મનની પેલે પાર છે ૯

**સાધક** - શું તે મનમાં આનંદ અને શોકની સમસ્યા હવે અસ્તિત્વ નથી ધરાવતી?

**મહારાજ** - આપણે તેને જે રીતે જાણીએ છીએ તે રીતે નહીં, ઈચ્છનીય કે અનિચ્છનીય તરીકે નહીં.  હવે તે કંઈક એવા પ્રેમનો પ્રશ્ન બને છે જે અભિવ્યક્તિની ઈચ્છા રાખે છે અને અવરોધોને પડકારે છે.

સર્વાશ્લેષી મન એટલે કાર્યરત પ્રેમ, જે સંજોગો સામે લડતું હોય છે, જે શરૂઆતમાં હતાશ હોય છે, આખરે વિજયવંત હોય છે.

**સાધક** - શું એ પ્રેમ છે જે દેહ અને આત્મા વચ્ચે સેતુનું કામ કરે છે?

**મહારાજ** - નહીં તો વળી શું? મન ઊંડી ખાઇ સર્જે છે , હૃદય તેને પાર કરે છે.

## વાસ્તવિક જગત મનની પેલે પાર છે [૪]

**સાધક** - અનેક પ્રસંગોએ એ પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે વિશ્વ કાર્યકારણના નિયમને આધીન છે કે પછી તે તે નિયમની બહાર અસ્તિત્વ ધરાવે છે અને કામગીરી બજાવે છે? આપ એવો દષ્ટિકોણ ધરાવતા લાગો છો કે તેના અસ્તિત્વ પાછળ કોઈ જ કારણ નથી રહેલું, દરેક ચીજ - પછી તે ભલે ગમે તેટલી નાનકડી હોય - તે વિના કારણ છે, કોઇ જ જાણીતા કારણ વિના તે ઉદ્‌ભવે છે અને લય પામે છે.

**મહારાજ** - કાર્યકારણ એટલે અવકાશમાં ઘટનાઓનું એક પછી એક બનવું, અવકાશ ભૌતિક કે માનસિક છે. કાળ, સ્થળ, કાર્યકારણ એ માનસિક ખ્યાલો છે, જે મન સાથે ઉદ્‌ભવે છે અને મન સાથે લય પામે છે.

**સાધક** - જ્યાં સુધી મન કામગીરી બજાવતું હોય છે ત્યાં સુધી તો કાર્યકારણ માન્ય નિયમ છે.

**મહારાજ** - દરેક માનસિક બાબત માફક, કહેવાતો કાર્યકારણનો નિયમ પોતે પોતાનો જ વિરોધ કરે છે. અસ્તિત્વમાં રહેલી કોઇ પણ ચીજ કોઈ વિશિષ્ટ કારણ નથી ધરાવતી; સમગ્ર વિશ્વ નાનામાં નાની ચીજના અસ્તિત્વમાં પણ ફાળો આપે છે; વિશ્વ જેવું છે તેવું જો ન હોય તો કોઈ પણ ચીજ તે જેવી છે તેવી ન હોઈ શકે. દરેક ચીજનો સ્રોત અને તેની ભૂમિકા જ જ્યારે અન્ય દરેક ચીજનું કારણ છે ત્યારે કાર્યકારણ એ વૈશ્વિક નિયમ છે તેમ કહેવું ખોટું છે. વિશ્વ તેના અવયવોથી મર્યાદીત નથી, કારણ કે તેની ભાવિ ક્ષમતાઓની કોઈ સીમા નથી; વળી વિશ્વ એક મૂળભૂત રીતે જ સાવ મુક્ત એવા તત્ત્વનું પ્રગટીકરણ કે અભિવ્યક્તિ છે.

**સાધક** - હા, એ તો કોઇ પણ વ્યક્તિ જોઈ શકે છે કે આખરે તો એક બાબત અન્ય બાબતનું એક માત્ર કારણ છે એમ કહેવું સાવ જ ખોટું છે. તેમ છતાંયે વાસ્તવિક જીવનમાં આપણે અચૂકપણે પરિણામને ધ્યાનમાં રાખીને જ પ્રવૃત્ત થતા હોઇએ છીએ.

**મહારાજ** - હા, અજ્ઞાનના કારણે આવી પુષ્કળ પ્રવૃત્તિઓ ચાલતી હોય છે. જો લોકો જાણે કે સમગ્ર વિશ્વ કોઈ ઘટનાને બનવા ન પ્રેરે ત્યાં સુધી કશું જ બની શકે તેમ નથી તો તેઓ ઊર્જાના ઓછા વ્યય સાથે ઘણું વધારે સિધ્ધ કરી શકે, હાંસલ કરી શકે.

**સાધક** - જો સઘળું, દરેક ચીજ કારણોની સમગ્રતાની અભિવ્યક્તિ છે, તો પછી કોઈ સિધ્ધી ભણી દોરી જતા હેતુપૂર્ણ પગલાની વાત આપણે કઈ રીતે કરી શકીએ?

**મહારાજ** - સિધ્ધ કરવાની, હાંસલ કરવાની તત્પરતા પણ સમગ્ર વિશ્વની અભિવ્યક્તિ જ છે. તે માત્ર એટલું જ દર્શાવે છે કે અમુક એક ખાસ બિંદુએ ઊર્જાની સંભાવના ખડી થઈ છે. એ તો સમયનો ભ્રામિક ખ્યાલ છે કે જે તમને કાર્યકારણ વિશે બોલવા પ્રેરે છે. જયારે ભૂત અને ભવિષ્યને

# હું તે છું

કાળરહિત વ્તમ#નમાં એક સાધારણ ભાત([8 111)ના અંશો તરીકે જોવામાં આવે છે ત્યારે કાર્યકારણનો ખ્યાલ તેની માન્યતા ગુમાવે છે અને સર્જનાત્મક સ્વાતંત્ર્ય તેનું સ્થાન લે છે.

**સાધક** - તેમ છતાંયે મારી સમજમાં એ નથી આવતું કે કઇ રીતે કોઇ પણ ચીજ કારણ વિના ઉદ્ભવી શકે.

**મહારાજ** - હું જયારે એમ કહું કે કોઈ ચીજ કારણ વિના છે ત્યારે મારો કહેવાનો અર્થ એ છે કે તે કોઈ અમુક વિશિષ્ટ કારણ વિના હોઈ શકે. તમને જન્મ આપવા માટે કંઈ તમારી જ માતાની જરૂર નહોતી; તમે કોઈ અન્ય માતાને પેટે પણ જન્મી શક્યા હોત. પરંતુ એટલું તો ચોક્કસ કે તમે સુર્ય અને પૃથ્વી વિના ન જન્મી શક્યા હોત. અરે, આ બાબતો પણ પેલા સૌથી મહત્વના કારણ વિના તમને જન્મ ન આપી શકી હોતઃ એ કારણ છે જન્મવા માટેની તમારી પોતાની ઈચ્છા, વાસના. તે તો વાસના છે જે જન્મ આપે છે, નામ અને રૂપ આપે છે. જેની ઈચ્છા હોય છે, વાસના હોય છે તેની કલ્પના કરવામાં આવે છે અને તેને ઈચ્છવામાં આવે છે અને તે પોતાને કોઈક અનુભવગોચર કે વિચારગોચર ચીજ તરીકે પ્રગટ કરે છે. આ રીતે એ જગત - આપણું વ્યક્તિગત જગત - સર્જાય છે જેમાં આપણે જીવીએ છીએ. વાસ્તવિક જગત તો મનની પહોંચ બહાર છે; આપણે તેને આપણી વાસનાઓની જાળીમાં થઈને જોઈએ છીએ, જે સુખ અને દુઃખ, સાચું અને ખોટું, આંતરિક અને બાહ્યમાં વિભાજીત હોય છે. વિશ્વને જેવું છે તેવું જોવા માટે તમારે તે જાળીની બહાર પગ મૂકવો પડે, તેની પેલે પાર જવું પડે. તે કરવું મુશ્કેલ નથી, કારણ કે તે જાળીમાં પુષ્કળ છિદ્રો છે.

**સાધક** - છિદ્રો - એટલે આપ કહેવા શું માગો છો? અને તે છિદ્રોને શોધવાં કઈ રીતે?

**મહારાજ** - જાળી અને તેમાં રહેલા ઘણા આંતરવિરોધો ભણી જુઓ. દરેક પગલે તમે કંઈક અને કંઈક જે જન્મ્યું છે તેણે મર્યા સિવાય છૂટકો નથી  કરતા રહો છો અને તેને ઉવેખતા રહો છો. તમે શાંતિ, પ્રેમ અને સુખ ઈચ્છો છો અને બીજી તરફ દુઃખ, ધૃણા અને યુધ્દ સર્જતા રહો છો. તમે લાંબું આયુષ્ય ઈચ્છો છો અને વધારે પડતું ખાઓ છો, તમે મિત્રતા ઈચ્છો છો અને તેનું શોષણ કરો છો. તમારી જાળી આવા આંતરવિરોધોથી બનેલી છે તે ધ્યાનપૂર્વક જુઓ અને તે આંતરવિરોધોને દૂર કરો - તમારી તેમને ધ્યાનપૂર્વક જોવાની ક્રિયા જ તેમને વિદાય લેવાની ફરજ પાડશે.

**સાધક** - મારી તેમને જોવાની ક્રિયા જ જો તેમને વિદાય થવાની ફરજ પાડતી હોય તો પછી મારી તેમને જોવાની ક્રિયા અને તેમની વિદાય થવાની ક્રિયા વચ્ચે શું કાર્યકારણની કડી રહેલી નથી?

**મહારાજ** - કાર્યકારણ સંબંધ, એક ખ્યાલ તરીકે પણ, અરાજકતાને લાગુ પડતો નથી.

**સાધક** - વાસના એ કઈ હદે એક કાર્યકારણ ઘટક છે?

**મહારાજ** - ઘણા ઘટકોમાંનો તે એક છે. દરેક બાબત માટે કારણરૂપ અસંખ્ય ઘટકો હોય છે. પરંતુ તે સઘળાનો સ્રોત છે અનંત સંભાવના, પરમ વાસ્તવિકતા, પરબ્રહ્મ, જે તમારામાં છે અને જે તેની શક્તિ અને પ્રકાશ અને પ્રેમ દરેક અનુભવ પર પાડે છે. પરંતુ આ સ્રોત એ કોઈ કારણ નથી અને કોઈ કારણ એ કોઈ સ્રોત નથી. તેને કારણે હું કહું છું કે સઘળું વિના કારણ છે. કોઈ બાબત કઇ રીતે બને છે તેના મૂળ સુધી પહોચવા તમે પ્રયત્ન કરો છો, પરંતુ તમે એ નહીં શોધી શકો કે કોઈ બાબત જેમ છે તેમ શા માટે છે . કોઈ ચીજ જેવી છે તેવી છે, કારણ કે વિશ્વ જેવું છે તેવું છે.

## જે જન્મ્યું છે તેણે મયા સિવાય છૂટકો નથી [૫]

સાધક - સાક્ષી-ચેતના કાયમી છે કે નહી?

**મહારાજ** - તે કાયમી નથી. જ્ઞાતા અને જ્ઞેય સાથે જ ઉદ્ભવે છે અને સાથે જ લય પામે છે. જેમાં જ્ઞાતા અને જ્ઞેય ઉદ્ભવે છે અને લય પામે છે તે સમયાતીત છે, કાળની પેલે પાર છે. તેને કાયમી કે શાશ્વત શબ્દો લાગુ નથી પડતા.

**સાધક** - ઉંઘમાં નથી તો જ્ઞેય હોતું કે નથી તો જ્ઞાતા હોતો. તે સમયે દેહને કઇ બાબત સંવેદનશીલ અને ગ્રહણશીલ રાખે છે?

**મહારાજ** - એવું તો તમે ન જ કહી શકો કે જ્ઞાતા ગેરહાજર હતો. ચીજોનો અને વિચારોનો અનુભવ તે દરમિયાન નહોતો, બસ એટલું જ. પરંતુ અનુભવની ગેરહાજરી પણ અનુભવ જ છે. તે તો અંધારા ઓરડામાં પ્રવેશવું અને "હું કંઇ જોતો નથી' તેવું કહેવા બરાબર છે. જન્મથી જ અંધ માણસને અંધારું એટલે શું તેની ખબર નથી હોતી. તે જ રીતે જ્ઞાતા માત્ર એટલું જ જાણે છે કે તે નથી જાણતો. ઉંઘ એ માત્ર એક સ્મૃતિભ્રંશ છે. જીવન તો આગળ ધપતું જ રહે છે.

**સાધક** - અને મૃત્યુ શું છે?

**મહારાજ** - તે કોઈ એક ખાસ શરીરની જીવવાની પ્રક્રિયામાં આવેલું પરિવર્તન છે. સંઘટનનો અંત આવે છે અને વિઘટન શરૂ થાય છે.

**સાધક** - પરંતુ પેલા જ્ઞાતાનું શું? દેહના અદશ્ય થવા સાથે શું જ્ઞાતા અદશ્ય થાય છે?

**મહારાજ** - જે રીતે જન્મ સમયે દેહનો જ્ઞાતા પ્રગટ થાય છે તે રીતે મૃત્યુ સમયે તે અદશ્ય થાય છે.

**સાધક** - અને પાછળ કશું જ રહેતું નથી.

ભશ - જીવન રહે છે. ચેતનાને પોતાના પ્રગટીકરણ માટે કોઈ વાહન અને ઉપકરણની જરૂર હોય છે. જ્યારે જીવન અન્ય શરીર પેદા કરે છે ત્યારે અન્ય જ્ઞાતા અસ્તિત્વમાં આવે છે.

**સાધક** - એક પછી એક આવતા શરીર-જ્ઞાતાઓ કે શરીર-મનો વચ્ચે શું કોઇ કાર્યકારણ કડી હોય છે ખરી?

**મહારાજ** - હા, એવું કશુંક હોય છે ખરું જેને સ્મૃતિશરીર કે કારણશરીર કહી શકાય - જે કંઇ વિચાર્યું હતું, ઇચ્છ્યું હતું કે કર્યું હતું તે સઘળાની નોંધ. તે એક સાથે સંગ્રહાઇ રહેલી છાપોના વાદળ જેવું કંઈક હોય છે.

**સાધક** - પૃથક અસ્તિત્વનો ભાવ એ શું છે?

**મહારાજ** - તે પૃથક શરીરમાં પેલી એક માત્ર વાસ્તવિકતાનું પ્રતિબિંબ છે. આ પ્રતિબિંબમાં અસીમ અને સીમિત ભેળસેળ થઈ ગયા છે અને તેમને એક જ સમજવામાં આવ્યા છે. આ ભેળસેળને હટાવવી તે જ યોગનો હેતુ છે.

**સાધક** - શું મૃત્યુ આ ભેળસેળને નથી હટાવતું?

**મહારાજ** - મૃત્યુમાં તો માત્ર શરીરો જ મરે છે. જીવનનો નાશ નથી થતો, ચેતનાનો નાશ નથી થતો, અસ્તિત્વનો નાશ નથી થતો. અને મૃત્યુ બાદ જીવન જેટલું જીવંત હોય છે તેટલું ક્યારેય નથી હોતું.

**સાધક** - પરંતુ શું કોઈ ફરી જન્મે છે ખરું?

**મહારાજ** - જે જન્મ્યું છે તેને મર્યા સિવાય છૂટકો નથી. જે જન્મરહિત હોય છે તે જ માત્ર મૃત્યુરહિત હોય છે. જે કદીયે નિદ્રાધીન થતું નથી અને કદીયે જાગ્રત થતું નથી, અને જેનું ઝાંખુ પ્રતિબિંબ તે આપણો '"હું'ભાવ છે તેને શોધો.

**સાધક** - આ શોધ હું કઈ રીતે કરુ?

ધ્યાન ૧૩

**મહારાજ** - કોઈ પણ ચીજની શોધ તમે કઈ રીતે કરતા હો છો? તમારું મન અને હૃદય તેના પર કેન્દ્રિત કરીને. તે માટેનો રસ હોવો જ જોઈએ અને તેની એકધારી સ્મૃતિ પણ. જેને યાદ રાખવું આવશ્યક છે તેને યાદ રાખવું તે જ સફળતાનું રહસ્ય છે. તમારી ઉત્કટતા વડે તમે તેને પામો છો.

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે શોધી કાઢવા માટેની ઈચ્છા માત્ર પૂરતી છે? એટલું તો ચોક્કસ કે લાયકાતો અને તકો બન્ને જરૂરી છે.

**મહારાજ** - તે બધે ઉત્કટતા સાથે આવશે. સૌથી મહત્ત્વની બાબત વિરોધોથી મુક્ત રહેવું તે છેઃ લક્ષ્ય અને તેને સિધ્ધ કરવા માટેનો ઉપાય જુદા જુદા સ્તર પર ન જ હોવા જોઈએ; જીવન અને પ્રકાશ વચ્ચે કજીયો ન જ હોવો જોઈએ; વર્તણૂંક માન્યતાથી વિરુધ્ધ ન જ હોવી જોઈએ. તેને પ્રમાણિક્તા કહો, એકસૂત્રતા કહો કે સમગ્રતા કહો; તમારે પીછેહઠ ન જ કરવી જોઈએ, કરેલું ઉવેખવું ન જ જોઈએ, ઉન્મૂલન ન જ કરવું જોઈએ, જીતેલી ભૂમિનો ત્યાગ ન જ કરવો જોઈએ. હેતુ પ્રત્યેનો ધૃતિભાવ અને તેને વળગી રહેવાની પ્રમાણિકતા તમને તમારા લક્ષ્ય પર લઈ આવશે.

**સાધક** - ધૃતિભાવ અને પ્રમાણિકતા કુદરતી બક્ષિસો છે, એટલું તો ચોક્કસ! તે તો મારામાં જરા પણ નથી.

**મહારાજ** - આગળ વધશો તેમ સઘળું આવી મળશે. પહેલું પગલું પહેલાં ભરો. સઘળા આશીર્વાદ અંદરથી જ પ્રાપ્ત થતાં હોય છે. અંદર ઝાંખો. "હું છું' તે તમે જાણો છો. તે ભાવમાં તમે સહજ રીતે સ્થિર થતાં ન થાઓ ત્યાં સુધી જેટલો પણ સમય ફાળવી શકો તેટલો સમય તે ભાવના સહવાસમાં વીતાવો. આથી વધુ સાદો અને સરળ કોઈ માર્ગ નથી.

## ધ્યાન [૬]

સાધક - બધા જ આચાર્યો ધ્યાનની સલાહ આપે છે. ધ્યાનનો હેતુ શું છે?

**મહારાજ** - આપણે સંવેદનાઓ અને કૃત્યોના બાહ્ય જગતને જાણીએ છીએ, પરંતુ વિચારો અને લાગણીઓના આપણા આંતરિક જગતને આપણે બહું ઓછું જાણીએ છીએ. ધ્યાનનો મૂળ હેતુ આપણા આંતરિક જીવનથી સભાન અને પરિચિત થવું તે છે. ધ્યાનનો આખરી હેતુ જીવન અને ચેતનાના સ્રોતને પામવો તે છે.

# હું તે છું

સ્વભાવતઃ ધ્યાનનો મહાવરો આપણા ચારિત્ર્ય પર ગહન અસર પાડે છે. જે બાબતો આપણે જાણતા હોતા નથી તેના આપણે ગુલામ હોઈએ છીએ. અને જે બાબતો આપણે જાણતા હોઈએ છીએ તેના આપણે માલિક હોઈએ છીએ. આપણી જાતમાં આપણે જે કંઈ દુર્ગુણ કે નબળાઈ શોધી કાઢીએ છીએ અને તેના કારણોને અને તે કંઈ રીતે કામગીરી બજાવે છે તેને સમજીએ છીએ., જાણીએ છીએ તેટલા માત્રથી આપણે તેમાંથી છૂટકારો મેળવીએ છીએ; અચેતનને ચેતનમાં લાવતાંની સાથે તે લય પામે છે. અચેતનની આ લય પામવાની ક્રિયા ઊર્જાને મુક્ત કરે છે; મન હળવાશ અનુભવે છે અને શાંત પડે છે.

**સાધક** - શાંત મનનો ઉપયોગ શો છે?

**મહારાજ** - જ્યારે મન શાંત હોય છે ત્યારે આપણે આપણી જાતને વિશુધ્ધ સાક્ષી તરીકે જાણીએ છીએ.. અનુભવ અને અનુભવકર્તામાંથી આપણે આપણી જાતને પાછી ખેંચી લઈએ છીએ અને વિશુધ્ધ સાક્ષીભાવમાં સ્થિર થઈએ છીએ, જે તે બન્નેની વચ્ચે અને તેમની પેલે પાર છે. આત્મ-તાદાત્મ્ય પર રચાયેલું વ્યક્તિત્વ પોતાને કશુંક - "હું આ છું, હું તે છું' – કલ્પીને ચાલુ રહે છે, પરંતુ માત્ર વસ્તુગત જગતના એક અંશ તરીકે. સાક્ષી સાથેનું તેનું તાદાત્મ્ય તૂટી જાય છે.

**સાધક** - મારી સમજમાં આવે છે તે મુજબ હું ઘણાં સ્તરો પર જીવું છું અને દરેક સ્તર પરના જીવનને ઊર્જાની આવશ્યકતા હોય છે. તેની મૂળભૂત પ્રકૃતિ મુજબ આત્મા દરેક ચીજમાં આનંદે છે અને તેની ઊર્જાઓ ઉત્સર્જીત થાય છે. શું ધ્યાનનો હેતુ ઉચ્ચ સ્તરો પર ઉર્જાઓને સંગૃહિત કરવી કે પછી તેમને પાછી વાળીને ઉર્ધ્વ દિશામાં ધકેલવી એવો નથી? કે જેથી કરીને ઉચ્ચ સ્તરોને પણ સમૃધ્ધ કરી શકાય.

**મહારાજ** - તે જેટલી ગુણોની છે તેટલી સ્તરોની બાબત નથી. ધ્યાન એ સાત્તિક પ્રવૃત્તિ છે અને તેનું લક્ષ્ય તમસ અને રજસનો પૂર્ણપણે નાશ કરવો તે છે. વિશુધ્ધ સત્ત્વ એટલે પ્રમાદ (જડત્વ) અને બેચેની(ગતિશીલતા)માંથી પૂર્ણપણે મુક્તિ.

**સાધક** - સત્ત્વને કઈ રીતે શક્તિશાળી અને વિશુધ્ધ બનાવવો?

મહારાજ -સત્ત્વ હમેશાં વિશુધ્ધ અને શક્તિશાળી જ હોય છે. તે સુર્ય જેવો છે. એવું બને કે તે વાદળો અને ધૂળથી ઢંકાઈ ગયેલો લાગે, પરંતુ તે તો માત્ર જોનારની દષ્ટિએ. ઢંકાઈ જવાના કારણો સામે બાથ ભીડો, સુર્ય સામે નહીં.

**સાધક** - સત્ત્વનો ઉપયોગ શો છે?

**મહારાજ** - સત્ય, ભલાઈ, સંવાદિતા, સૌંદર્યનો ઉપયોગ શો છે? તેઓ પોતે જ પોતાનું લક્ષ્ય છે, તેઓ પોતે જ પોતાનામાં પર્યાપ્ત છે. જ્યારે ચીજોને તેમના ભરોસે જ ચાલવા દેવામાં આવે છે, તેમાં દખલ કરવામાં નથી આવતી, તેમને ધિક્કારવામાં કે ઈચ્છવામાં નથી આવતી, કે તેમના વિશે કોઈ ખ્યાલ બાંધવામાં નથી આવતો, પરંતુ બસ પુર્ણ હોશપૂર્વક મન અનુભવવામાં આવે છે, ત્યારે ચીજો આપોઆપ અને વિના આયાસ પ્રગટ થાય છે. આવી જાગૃતિ પોતે જ સત્ત્વ છે. તે ચીજો અને લોકોનો ઉપયોગ નથી કરતો - તે તેમની પરિતૃપ્તિ કરે છે.

**સાધક** - હું સત્ત્વને બહેતર નથી બનાવી શકતો માટે શું મારે માત્ર તમસ અને રજસ સાથે કામ પાડવાનું છે? મારે તેમની સાથે કઈ રીતે કામ પાડવું?

**મહારાજ** - તમારી અંદર અને તમારા પર પડતા તેના પ્રભાવને નીરખીને. તેઓ કાર્યરત હોય ત્યારે તેમનાથી જાગૃત રહો; તમારા વિચારો, શબ્દો અને કૃત્યોમાં થતી તેની અભિવ્યક્તિને નીરખો, અને ધીમે ધીમે તમારા પરની તેમની પક્કડ ઢીલી પડશે અને સત્ત્વનો નિર્મળ પ્રકાશ પ્રગટ થશે. નથી તો તે પ્રક્રિયા અઘરી કે નથી તો તે અટપટી; સફળતા મેળવવાની એક માત્ર શરત ઉત્કટતા છે.

## મન [૭]

**સાધક** - ખૂબ જ સમર્થ દેખાતા લોકો દ્વારા લખાયેલાં ઘણાં રસપ્રદ પુસ્તકો છે જેમાં જગતના ભ્રામકપણાને નકારવામાં આવ્યું છે (જોકે તેની અનિત્યતાને નહીં). તેમના કહેવા પ્રમાણે સાવ નિમ્નત્તમથી ઉચ્ચત્તમ કક્ષા સુધી જીવો એક નિશ્ચિત ક્રમમાં આવેલા છે; દરેક સ્તરે જીવની જટીલતા કોઈ દશ્ય કે જ્ઞેય પરાકાષ્ઠા વિના ચેતનાની ગહનતા, વ્યાપકતા અને તીવ્રતાને પ્રતિબિંબિત કરે છે. પહેલેથી છેલ્લે સુધી એક નિયમનું રાજ ચાલે છેઃ ચેતનાની વૃદ્ધિ અને સમૃદ્ધિ માટે જીવરૂપોની ઉત્ક્રાંતિ અને તેની અસીમ સંભાવનાઓનું પ્રગટીકરણ.

**મહારાજ** - આવું હોય પણ ખરું કે ન પણ હોય. તેમ હોય તો પણ તે માત્ર મનના દષ્ટિકોણથી છે, પરંતુ હકીક્તમાં સમગ્ર વિશ્વ (એટલે કે %હદા૭થ) માત્ર ચેતનામાં (એટલે કે થિદાકથમાં) અસ્તિત્વ ધરાવે છે, જ્યારે હું તો પરબ્રહ્મમાં (એટલે કે થર%કથમાં) સ્થિત છું. વિશુદ્ધ અસ્તિત્વમાં ચેતના ઉદ્દ્ભવે છે; ચેતનામાં જગત ઉદ્દ્ભવે છે અને લય પામે છે. જે કંઈ છે તે હું જ છું, સઘળે જે કંઈ છે તે મારું જ છે. સઘળાના ઉદ્દ્ભવ પહેલાં અને સઘળાના અંત બાદ - હું જ છું. સઘળાની શરૂઆત મારામાં છે, "હું છું'ભાવમાં છે, જે દરેક જીવમાં પ્રકાશે છે. અરે, કશું ન હોવાનો વિચાર સુધ્ધાં પણ મારા વિના કરી શકાતો નથી. જે કંઈ બને છે તે મારા સાક્ષીપણામાં જ બને છે, ત્યાં સાક્ષી તરીકે મારું હોવું અનિવાર્ય છે.

**સાધક** - જગતના અસ્તિત્વને આપ શા માટે નકારો છો?

**મહારાજ** - હું જગતને નકારતો નથી. હું તો તેને ચેતનામાં પ્રગટ થતું જોઉં છું, જે અજ્ઞાતની વિરાટતામાં જ્ઞાતની સમગ્રતા છે. કશાક્નું શરૂ થવું અને તેનો અંત આવવો તે આભાસ માત્ર છે. એવું કહી શકાય કે જગતનો આભાસ થઈ રહ્યો છે, પરંતુ તે છે તેવું ન કહી શકાય. એવું બને કે સમયની કોઈ ફૂટપટ્ટી પર કશાકનો આભાસ ખૂબ લાંબો ચાલે જ્યારે સમયની અન્ય કોઈ ફૂટપટ્ટી પર તે ખૂબ ટૂંકો ચાલે, પરંતુ આખરે તો વાત એકની એક જ છે. જે કંઈ સમયમાં બંધાયેલું છે તે ક્ષણિક છે અને તેને કોઈ વાસ્તવિક્તા નથી.

**સાધક** - ચોક્કસ, તમે પ્રત્યક્ષ જગતને એ રીતે જુઓ છો જે રીતે ત છો. તમે તદ્દ્ન સામાન્ય રીતે વર્તતા લાગો છો!

**મહારાજ** - તેવું તો તમને લાગે છે, દેખાય છે. તમારા કિસ્સામાં જે ચેતનાના સમગ્ર ક્ષેત્રને આવરી લે છે તે મારી ચેતનામાં એક કણ માત્ર છે. જગત અસ્તિત્વમાં આવે છે પરંતુ એકાદ ક્ષણ માટેજ. તે તો તમારી સ્મૃતિ છે કે જે તમને એવું વિચારવા પ્રેરે છે કે જગત સાતત્યપૂર્ણ છે.

મારી વાત કરું તો, હું સ્મૃતિના આધારે નથી જીવતો. હું જગતને જેવું છે તેવું જોઉં છું, ચેતનામાં એક ક્ષણિક આવિર્ભાવ તરીકે, એક ક્ષણિક આભાસ તરીકે.

**સાધક** - અ#પ%ન ચેતનામાં?

**મહારાજ** - "હું' અને "મારું'નો પૂરો ખ્યાલ, અરે "હું છું'ભાવનો ખ્યાલ પણ ચેતનામાં છે.

**સાધક** - તો પછી શું આપનું પરમાકાશ અચેતન છે, અજાગ્રત છે?

**મહારાજ** - અચેતનનો ખ્યાલ પણ માત્ર ચેતનામાં અસ્તિત્વ ધરાવે છે.

**સાધક** - તો પછી આપ એ કઈ રીતે જાણો છો કે આપ પરમાવસ્થામાં છો?

**મહારાજ** - કારણ કે હું તે અવસ્થામાં છું. તે જ એક માત્ર સહજ અવસ્થા છે.

**સાધક** - શું આપ તેને વર્ણવી શકશો?

# હું તે છું

**મહારાજ** - માત્ર નકારવડે, નેતિ નેતિ વડે-તે અકારણ છે, નિરાવલંબ છે, અસંબંધિત છે, અવિભાજિત છે, નિર્વયવ છે, અડગ છે, નિસંશય છે, પ્રયાસ વડે અસાધ્ય છે. દરેક હકારાત્મક વ્યાખ્યા સ્મૃતિને આધારે છે, માટે તે લાગુ ન પડી શકે તેવી છે. અને તેમ છતાંય મારી અવસ્થા તદ્દન સાચુકલી છે, માટે જ શક્ય છે, સાક્ષાત્કાર થઇ શકે તેવી છે, પામી શકાય તેવી છે.

**સાધક** - શું એવું નથી કે આપ અમૂર્તતામાં કાલાતીતપણે ડૂબેલા છો?

**મહારાજ** - અમૂર્તતા માનસિક અને શાબ્દિક છે અને સુષુપ્તિમાં કે મૂર્છામાં લય પામે છે, અદશ્ય થઈ જાય છે; તે સમયમાં ફરી ઉદ્દ્ભવે છે; હું મારી પોતાની અવસ્થા(્વરૂપ)માં સ્થિત છું - કાલાતીતપણે વતમ#નમાં. ભૂત અને ભવિષ્ય માત્ર મનમાં છે - હું વતમાન છું. ક તેનાથી વીંટળાયેલા

**સાધક** - જગત પણ વતન જ છે.

**મહારાજ** - કયું જગતરઃ

**સાધક** - આપણી આસપાસનું.

**મહારાજ** - તે તમારા મનમાં રહેલું તમે ધરાવો છો તે જગત છે, મારું નહીં. જયારે મારો તમારી સાથેનો વાર્તાલાપ પણ માત્ર તમારા જગતમાં છે ત્યારે તમે મારા વિશે શું જાણો છો? તમારી પાસે એવું માનવાને કોઈ કારણ નથી કે મારું જગત તમારા જગત સાથે એકરૂપ છે. મારું જગત વાસ્તવિક છે, સાચું છે, જેવું અનુભવાય છે તેવું છે, જયારે તમારું જગત તમારા મનની અવસ્થા મુજબ ઉદ્દ્ભવે છે અને લય પામે છે. તમારું જગત કંઈક પરાયું છે, અને તમે તેનાથી ભયભીત છો. મારું જગત હું પોતે છું. હું સ્વગૃહે સ્થિત છું, હળવો ફૂલ છું.

**સાધક** - જો આપ પોતે જ જગત છો તો પછી આપ તેનાથી સભાન કઈ રીતે હોઈ શકો? શું ચેતનામાં જ્ઞાતા અને જ્ઞેય પૃથક પૃથક નથી હોતા?

**મહારાજ** - ચેતના અને જગત સાથે સાથે જ પ્રગટ થાય છે અને લય પામે છે, આમ પણ તે એક જ અવસ્થાનાં બે પાસાં છે.

**સાધક** - ઉંઘ દરમિયાન હું હાજર નથી હોતો, અને જગત ચાલતું રહે છે.

**મહારાજ** - તમને તેની ખબર કઈ રીતે પડે છે?

**સાધક** - ઉંઘમાંથી જાગતાં મારા જાણવામાં આવે છે. મારી સ્મૃતિ મને કહે છે.

મહારાજ -સ્મૃતિ જ મન છે. મન ઉંઘમાં ચાલુ રહે છે.

**સાધક** - તે આંશિક રીતે કામગીરી બજાવતું હોય છે.

**મહારાજ** - પરંતુ તેના જગતચિત્રને કોઇ અસર નથી પહોંચતી. જ્યાં સુધી મન છે ત્યાં સુધી તમારું શરીર અને જગત છે જ. તમારું જગત મન વડે નિર્મિત છે, આત્મલક્ષી છે, મનમાં કેદ થયેલું છે, તૂટક્તૂટક છે, હંગામી છે, વ્યક્તિગત છે, સ્મૃતિના તાંતણે લટકતું હોય છે.

**સાધક** - આપનું પણ તેવું જ છે.

**મહારાજ** - અરે, ના. હું વાસ્તવિક્તાઓના જગતમાં જીવું છું, જયારે તમારું જગત કલ્પનાઓનું છે. તમારું જગત વૈયક્તિક છે, ખાનગી છે , સહિયારું નથી, તમારું પોતાનું અંતરંગ છે. કોઈ તેમાં પ્રવેશી શકતું નથી, તમે જે રીતે જુઓ છો તે રીતે જોઇ શક્તું નથી, તમે જે રીતે સાંભળો છો તે રીતે સાંભળી શકતું નથી, તમે તમારી લાગણીઓને જે રીતે અનુભવો છો તે રીતે અનુભવી શક્તું નથી અને તમે તમારા વિચારોને જે રીતે વિચારો છો તે રીતે વિચારી શક્તું નથી. જેને તમે જીવન સમજો છો તેવા તમારા સદાયે બદલાતા રહેતા સ્વપ્નમાં પૂરાયેલા તમે તમારા જગતમાં ખરેખર

એકાકી છો. મારું જગત એ એક ખુલ્લું જગત છે, સૌને માટે સામાન્ય, સૌની પહોંચમાં હોય તેવું. મારા જગતમાં સહજીવન છે, સૂઝ છે, પ્રેમ છે, સાચી ગુણવત્તા છે; વ્યક્તિ સમગ્ર છે, સમગ્રતા વ્યક્તિમાં છે. સઘળું એક છે અને એક સઘળું છે.

**સાધક** - શું આપનું જગત મારા જગત માફક ચીજો અને લોકોથી ભર્યું ભર્યું છે?

**મહારાજ** - ના, તે મારાથી ભર્યું ભર્યાં છે, વ્યાપ્ત છે.

**સાધક** - શું આપ અમારી માફક જ જુઓ છો અને સાંભળો છો

મહારાજ - હા, હું સાંભળતો હોઉં, જોતો હોઉં, વાત કરતો હોઉં, વર્તતો હોઉં તેવું દેખાય છે, પરંતુ તે બસ મારી સાથે બને છે, જે રીતે તમારી સાથે પાચન અને પ્રસ્વેદન ઘટતું હોય છે. દેહ- મન યંત્ર તેની દેખભાળ રાખે છે, પરંતુ મને તેનાથી અલિપ્ત રાખે છે. જે રીતે તમારે તમારા વૃધ્ધે પામતા વાળની ચિંતા કરવાની જરૂર નથી હોતી તે રીતે મારે શબ્દો અને મારા વડે થતી ક્રિયાઓની ચિંતા કરવાની જરૂર નથી હોતી. બસ તે સઘળું બને છે અને મને ચિંતામુક્ત રાખે છે, કારણ કે મારા જગતમાં કદીયે કોઇ ગડબડ થતી નથી.

## આત્મા મનની પેલે પાર સ્થિત છે [ ૮]

સાધક - હું જ્યારે બાળક હતો ત્યારે મે ઘણી બધી વાર પૂર્ણ સુખની અવસ્થાઓ અનુભવી હતી, જે લગભગ પરમાનંદને આંબી જતી હતી. પછીથી તેવું બનવાનું બંધ થઇ ગયું. પરંતુ જ્યારથી હું ભારત આવ્યો છું ત્યારથી તેમણે કરી વાર દેખાં દીધાં છે, વિશેષ કરીને આપને મળ્યા બાદ. ભલે આ અવસ્થાઓ ગમે તેટલી અદ્ભૂત હોય, પરંતુ તે કાયમી નથી. તેઓ આવે છે અને જાય છે અને ખબર નથી પડતી કે તેઓ ક્યારે પાછી આવશે.

**મહારાજ** - જે પોતે સ્થિર નથી તે મનમાં કોઈ પણ બાબત સ્થિર કઈ રીતે હોઈ શકે?

**સાધક** - હું મારા મનને કંઇ રીતે સ્થિર કરી શકું?

**મહારાજ** - કોઈ અસ્થિર મન પોતાને કઈ રીતે સ્થિર કરી શકે? અલબત્ત, ન જ કરી શકે. આમતેમ ભટકવું તે મનનો સ્વભાવ છે. તમે માત્ર એટલું કરી શકો કે ચેતનાનું ધ્યાન મનની પેલે પાર લઈ જઈ શકો.

**સાધક** - તે કઈ રીતે કરવામાં આવે છે ? આત્મા મનની પેલે પાર સ્થિત છે ?

**મહારાજ** - "હુ છું' તે સિવાયના બધા જ વિચારોને નકારો. શરૂઆતમાં મન બળવો પોકારશે, પરંતુ ધીરજ રાખશો અને ખંતથી વળગી રહેશો તો તે નમતું જોખશે અને શાંત પડશે. એક વાર તમે શાંત પડ્યા કે પછી તમારા તરફથી કોઇ દખલ વિના સઘળું સહજ રીતે અને તદન સ્વાભાવિકપણે બનવા લાગશે.

**સાધક** - મારા મન સાથેની આ લાંબી લડાઇ શું હું ટાળી શકું ખરો?

**મહારાજ** - હા, ટાળી શકો. જેવા સંજોગો આવે તેવા સંજોગોને બસ જીવતા રહો, પરંતુ સતર્ક રીતે, સાવધાનીપૂર્વક, દરેક બાબતને જેમ બનતી હોય તેમ બનવા દઈને, સ્વાભાવિક બાબતોને સ્વાભાવિક રીતે જ કરીને, જીવન તેમને જે રીતે તમારી સમક્ષ ધરે તે રીતે સહન કરીને, માણીને. આ પણ એક રીત છે.

**સાધક** - સારું તો પછી હું પરણી પણ શકું, બાળકો પણ પેદા કરી શકું, ધંધો પણ કરી શકું ... સુખી પણ થઈ શકું.

# હું તે છું

**મહારાજ** - ચોક્કસ. એવું બને કે તમે સુખી થાવ પણ ખરા અને ન પણ થાઓ, કરી જુઓ.

**સાધક** - મારે સુખ તો જોઈએ જ છે.

**મહારાજ** - પરિવર્તનશીલ અને નાશવંત ચીજોમાંથી સુખ ન મેળવી શકાય. સુખ અને દુઃખ અનિવાર્યપણે આવજા કરતા રહે છે. સુખ પોતાની અંદરથી જ આવે છે અને માત્ર પોતાની અંદરથી જ મેળવી શકાય. તમારા સત્સ્વરૂપને પામો અને તે સાથે અન્ય સઘળું આવી મળશે.

**સાધક** - જો મારું સત્સ્વરૂપ શાંતિ અને પ્રેમ હોય તો પછી તે આટલું બધું બેચેન કેમ છે?

**મહારાજ** - જે બેચેન છે તે તમારું સત્સ્વરૂપ નથી, પરંતુ મનમાંનું તેનું પ્રતિબિંબ બેચેન દેખાય છે કારણ કે મન બેચેન છે. બરાબર તે પવનથી ફરફરતાં પાણીમાં દેખાતા ચંદ્રના પ્રતિબિંબ જેવું છે. વાસનાનો પવન મનને અને "મને' એટલે કે મનમાં પડતાં આત્માના પ્રતિબિંબને હલાવે છે અને તે પરિવર્તનશીલ ભાસે છે. પરંતુ ગતિના, બેચનીના, સુખ અને દુઃખના આ બધા ખ્યાલો મનમાં જ છે. આત્મા તો મનની પેલે પાર ખડો છે, જાગ્રત, પરંતુ નિશ્ચિત, અલિપ્ત, નિસ્બતહીન.

**સાધક** - તેને કઈ રીતે પામવો?

**મહારાજ** - તમે પોતે જ આત્મા છો, અહીં અને અબઘડી. મનને એકલું છોડો, જાગ્રત અને નિસ્બતહીન રહો અને તમને ભાન થશે કે જાગ્રત અને અલિપ્ત રહેવું, ઘટનાઓને આવતી અને જતી નીરખવી તે તમારા ખરા સ્વભાવનું, સ્તસ્વરૂપનું એક પાસું છે.

**સાધક** - અન્ય પાસાંઓ કયાં છે?

**મહારાજ** - પાસાંઓની સંખ્યાનો કોઈ પાર નથી. એકને પામો, અને તમે સઘળાને પામશો.

**સાધક** - મને એવું કશુંક કહો કે જે મને મદદ કરે.

**મહારાજ** - તમારે શાની આવશ્યકતા છે તે તમે મારા કરતાંયે સારી રીતે જાણો છો!

**સાધક** - હું બેચેન છું. હું શાંતિ કઈ રીતે મેળવી શકું?

**મહારાજ** - તમારે શાંતિ શાને માટે જોઈએ છે?

**સાધક** - સુખી થવા માટે.

**મહારાજ** - શું અત્યારે તમે સુખી નથી?

**સાધક** - ના, હું નથી.

**મહારાજ** - કઈ બાબત તમને દુઃખી બનાવે છે?

**સાધક** - હું જે નથી ઈચ્છતો તે મારી પાસે છે, અને જે મારી પાસે નથી તે હું ઈચ્છું છું.

**મહારાજ** - તમે તે વાતને ઉલટી કેમ નથી કરતાઃ જે તમારી પાસે છે તેને ઈચ્છો અને તમારી પાસે જે નથી તેની પરવા ન કરો?

**સાધક** - જે સુખકારક છે તે હું ઈચ્છું છું અને જે દુઃખદાયક છે તેને હું નથી ઈચ્છતો.

**મહારાજ** - તમને કઈ બાબત સુખકારક છે અને કઈ બાબત દુઃખદાયક છે તેની ખબર કઈ રીતે પડે છે?

**સાધક** - અલબત્ત, ભૂતકાળના અનુભવ પરથી જ તો.

મહારાજ -સ્મૃતિના દોરવાયા તમે સુખકારક બાબતોનો પીછો કરતા રહ્યા છો અને દુઃખદાયક બાબતોથી દૂર ભાગતા રહ્યા છો. શું તેમાં તમે સફળ રહ્યા છો ખરા?

# હું તે છું

**સાધક** - ના, નથી રહ્યો. સુખ ટકતું નથી. દુઃખ ફરી શરૂ થાય છે.

**મહારાજ** - કયું દુઃખ?

**સાધક** - સુખની ઈચ્છા અને દુઃખનો ભય, બન્ને વલોવી નાખતી અવસ્થાઓ છે. નિર્ભેળ સુખ જેવી કોઈ અવસ્થા છે ખરી?

**મહારાજ** - શારીરિક હોય કે માનસિક દરેક સુખને ઉપકરણની આવશ્યકતા રહે છે. શારીરિક અને માનસિક બસે ઉપકરણો ભૌતિક છે, તે થાકી જતાં હોય છે અને જીર્ણ થઈ જતાં હોય છે. તેઓ જે સુખ નીપજાવે છે તે તીવ્રતા અને ટકાઉપણાની દૃષ્ટિએ અનિવાર્યપણે મર્યાદીત હોય છે. દુઃખ એ તમારા સઘળા સુખની પશ્ચાદ્ભૂ છે. દુઃખને કારણે તમને સુખને ઈચ્છો છો. તો બીજી તરફ સુખ માટેની શોધ જ દુઃખનું કારણ છે. તે એક વિષચક્ર છે.

**સાધક** - મારા ગૂંચવાડાના કાર્યકારણને હું જોઈ શકું છું, સમજી શકું છું, પરંતુ તેમાંથી બહાર નીકળવાનો મને કોઈ માર્ગ નથી દેખાતો.

**મહારાજ** - કાર્યકારણને સમજવાની, તપાસવાની ક્રિયા જ તેમાંથી બહાર નીકળવાનો માર્ગ દેખાડે આત્મા મનની પેલે પાર સ્થિત છે. આખરે તો, તમારો ગૂંચવાડો માત્ર તમારા મનમાં છે , જેણે આજ સુધી કદીયે ગુંચવાડા સામે બળવો નથી પોકાર્યો અને જેને તેની સામે કદીયે બાથ ભીડવાનું નથી બન્યું. તેણે માત્ર દુઃખ સામે જ બળવો પોકાર્યો છે.

**સાધક** - તો પછી શું મારે સદાયે ગૂંચવાડામાં કસાયેલું રહેવાનું?

**મહારાજ** - સાવધ બનો, સાવધ રહો. પ્રશ્ન ઉઠાવો, નિરીક્ષણ કરો, તપાસ ચલાવો, ગૂંચવાડા બાબ જે કંઈ જાણી શકો તે જાણા - તે કઈ રીતે કામગીરી બજાવે છે, તમને અને અન્ય લોકોને શું કરે છે. ગૂંચવાડા બાબતે સ્પષ્ટ થઈને તમે ગૂંચવાડાથી છૂટકારો મેળવો છો.

**સાધક** - જ્યારે હું મારી જાતમાં ઝાંખું છું ત્યારે હું જોઉં છું કે મારી તીવ્રતમ ઈચ્છા કોઈ સ્મારક રચવાની છે, એવું કંઈક નિર્માણ કરવાની છે કે જે મારા વિદાય થયા બાદ પણ મારી યાદ દેવડાવે. અરે, જ્યારે હું ઘરનો, પત્ની અને બાળકોનો વિચાર કરું છું. ત્યારે પણ તે એટલા માટે કે તે મારી જાતનો, મારા હોવાનો એક ટકાઉ, નક્કર પુરાવો છે.

**મહારાજ** - ખરું, તો પછી તમારા માટે એક સ્મારકનું નિમણિ કરો. તે તમે કઈ રીતે કરવા માગો છોર્

**સાધક** - હું શાનું નિર્માણ કરું છું તેનું વિશેષ મહત્ત્વ નથી. પણ તે ટકાઉ અને કાયમી હોવું જોઈએ.

**મહારાજ** - એટલું તો તમે ચોક્કસ જોઈ શકતા હશો કે કશુંયે કાયમી નથી, અમર નથી. બધું જ જીર્ણ થતું હોય છે, ભાંગી પડતું હોય છે, નષ્ટ થતું હોય છે. જે જમીન પર તમે નિર્માણ કરતા હો છો તે જ ધસી પડતી હોય છે. એવું તે તમે શું નિર્માણ કરી શકો કે જે બધાના વિનાશ બાદ પણ ટકી રહે?

**સાધક** - બૌદ્ધિક રીતે, શાબ્દિક રીતે મને એ સમજાય છે કે સઘળું અનિત્ય છે, ક્ષણભંગુર છે. તેમ છતાંયે મારું અંતઃકરણ કાયમીપણું ઈચ્છે છે. હું એવું કંઈક સર્જવા માગું છું જે અમર રહે, કાયમ માટે ટકી રહે.

**મહારાજ** - તો પછી તમારે તે કોઈક એવી ચીજમાંથી નિર્માણ કરવું જોઈએ કે જે સદાયે ટકી રહેનાર હોય, જે અમર હોય. તમારી પાસે એવું શું છે જે સદાયે ટકી રહેનાર છે ? નથી તો તમારું શરીર કે નથી તો તમારું મન સદાયે ટકી રહેવાનું. તમારે કોઈ અન્ય જગ્યાએ તેની શોધ ચલાવવી પડે.

# હું તે છું

**સાધક** - હું કાયમીપણા માટે, અમરત્વ માટે તડપું છું, પરંતુ તે ક્યાંય મારા જોવામાં નથી આવતું.

**મહારાજ** - શું તમે, પોતે જાતે, અમર નથી, કાયમી નથી?

**સાધક** - હું જન્મ્યો હતો, હું મરીશ.

**મહારાજ** - શું તમે ખરેખર એવું કહી શકો ખરા કે તમે જન્મ્યા તે પહેલાં તમે નહોતા અને જ્યારે મરી ગયા હશો ત્યારે સંભવતઃ તમે કહી શકો ખરા કે "હવે હું રહ્યો નથી'? તમારા અનુભવ પરથી તમે કહી ન શકો કે તમે નથી. તમે માત્ર "હું છું" જ કહી શકો. અન્ય લોકો પણ વળી તમને ન કહી શકે કે "તમે નથી".

**સાધક** - ઉંઘમાં "હું છું" એવું ભાન રહેતું નથી.

**મહારાજ** - તમે આવાં તળિયાઝાટક વિધાનો કરો તે પહેલાં કાળજીપૂર્વક તમારી જાગ્રત અવસ્થાને તપાસો. તરત જ તમારા જાણવામાં આવશે કે તે અંતરાલોથી ભરી ભરી છે, જ્યારે મન શૂન્ય થઇ જતું હોય છે ત્યારે ત્યારે આવું બનતું હોય છે. એ બાબત ધ્યાન પર લો કે જ્યારે તમે પૂરેપૂરા જાગ્રત હો છો ત્યારે પણ તમને કેટલું બધું ઓછું યાદ રહેતું હોય છે. તમે એવું ન કહી શકો કે ઉંઘ દરમિયાન તમે ભાનમાં નહોતા, સભાન નહોતા. તમને બસ યાદ નથી આવતું એટલું જ. સ્મૃતિમાં અંતરાલ હોય એટલે સભાનતામાં, ચેતનામાં પણ અંતરાલ હોય તે કંઇ જરૂરી નથી.

**સાધક** - શું મારી જાત મારી ગાઢ નિદ્રાવસ્થાને યાદ રાખે તેવું હું કરી શકું?

**મહારાજ** - ચોક્કસ વળી! તમારા જાગ્રત કલાકો દરમિયાનના અસાવધ સમયગાળાઓને હઠાવીને તમે ધીમે ધીમે બેધ્યાનપણાના લાંબા સમયગાળાઓને - જેને તમે ઉંઘ કહો છો તેમને - હઠાવશો. તમે એ બાબતથી જાગ્રત હશો કે તમે ઉંઘો છો.

**સાધક** - તેમ છતાંયે કાયમીપણાની, હોવાપણાના સાતત્યની સમસ્યા નથી ઉકલતી.

**મહારાજ** - કાયમીપણું એ નર્યો ખ્યાલ છે, જે સમયના કારણે ઉદ્ભવ્યો છે. વળી સમય પાછો સ્મૃતિ પર આધાર રાખે છે. તમારા કહેવા પ્રમાણે કાયમીપણું એટલે અનંત કાળ સુધી નિષ્ફળ ન જતી સ્મૃતિ. તમે મનને શાશ્વત બનાવવા માગો છો, જે શક્ય નથી.

**સાધક** - તો પછી શાશ્વત શું છે?

**મહારાજ** - એ કે જે સમય સાથે બદલાતું નથી, પરિવર્તન પામતું નથી. તમે અનિત્ય ચીજને શાશ્વત ન બનાવી શકો - માત્ર અપરિવર્તશીલ જ શાશ્વત છે.

**સાધક** - આપ જે કહો છો તેના સામાન્ય અર્થથી હું પરિચિત છું. મને વધારે જ્ઞાનની તલપ નથી. મારે તો બસ માત્ર શાંતિ જ જોઇએ છે.

**મહારાજ** - તમારે જોઇએ તે સઘળી શાંતિ તમને માગવાથી મળી શકે છે.

**સાધક** - તેતો હું માગી રહ્યો છું.

**મહારાજ** - તમારે તે પૂરા હૃદયપૂર્વક માગવી પડે અને સદાચારી સુગ્રથિત જીવન જીવવું પડે.

## સ્મૃતિના પ્રતિભાવો [૯ ]

# હું તે છું

**સાધક** - તે વળી કઈ રીતે?

**મહારાજ** - તમારા મનને બેચેન કરતી એકેએક બાબતથી તમારી જાતને અલિપ્ત કરો. શાંતિમાં વિક્ષેપ પાડતી સઘળી બાબતોનો ત્યાગ કરો. જો તમારે શાંતિ જોઈતી હોય તો તે માટે તમારી જાતને પાત્ર બનાવો, લાયક બનાવો.

**સાધક** - શાંતિને પાત્ર તો દરેક જણ છે.

**મહારાજ** - માત્ર એ લોકો જ તેને પાત્ર છે જેઓ તેમાં વિક્ષેપ નથી પાડતા.

**સાધક** - હું શાંતિમાં કઈ રીતે વિક્ષેપ પાડું છું.

**મહારાજ** - તમારી વાસનાઓ અને વિવિધ ભયોને તાબે થઈને.

**સાધક** - તે વાજબી હોય તે સંજોગોમાં પણ?

**મહારાજ** - અજ્ઞાન કે અસાવધપણાને કારણે જન્મેલા લાગણીકીય પ્રત્યાઘાતો કદીયે વાજબી નથીહોતા. સ્વચ્છ મન અને નિર્મળ હૃદયને ઈચ્છો. તમારે જરૂર છે માત્ર શાંતિપૂર્ણ રીતે સાવધ રહેવાની, તમારા પોતાના ખરા સ્વભાવમાં ઊંડે ઉતરવાની. શાંતિ ભણી લઈ જતો આ જ એક માત્ર માર્ગ છે.

**સાધક** - કેટલાક લોકો કહે છે વિશ્વને સર્જવામાં આવ્યું હતું. તો વળી કેટલાક કહે છે તે સદાયથી છે અને સતત તેમાં પરિવર્તન થતું રહે છે. કેટલાક કહે છે કે તે શાશ્વત નિયમોને આધીન છે. તો વળી બીજા કાર્યકારણના સંબંધ સુદ્ધાંને નકારે છે. કેટલાક કહે છે જગત વાસ્તવિક છે. તો વળી બીજા કહે છે તેનું કોઈ અસ્તિત્વ જ નથી.

**મહારાજ** - તમે ક્યા જગત વિશે પૂછી રહ્યા છો?

**સાધક** - અલબત્ત, હું જે જગતને અનુભવી રહ્યો છું તેના વિશે જ તો.

**મહારાજ** - તમે જે જગતને અનુભવી શકો છો તે વાસ્તવમાં ખૂબ જ નાનકડું જગત છે. અને તે પૂર્ણપણે ખાનગી છે, તમારું પોતાનું છે. તેને એક સ્વપ્ન સમજો અને તેને છોડી દો.

**સાધક** - હું તેને સ્વપ્ન કઈ રીતે સમજું? સ્વપ્ન કંઈ ટકી નથી રહેતું - અને આ તો ટકી રહે છે.

**મહારાજ** - તમારું નાનકડું જગત ક્યાં સુધી ટકી રહેશે?

**સાધક** - આખરે તો મારું નાનકડું જગત એ પેલા સમગ્ર જગતનો હિસ્સો જ છે ને.

**મહારાજ** - સમગ્ર જગતનો ખ્યાલ એ શું તમારા વ્યક્તિગત જગતનો એક હિસ્સો નથી? વિશ્વ તમને કંઈ કહેવા નથી આવતું કે તમે તેના એક અંશ છો. તે તો તમે છો કે જેણે પોતાના સમાવેશ માટે એક સમગ્રતાને ઉપજાવી કાઢી છે . હકીકતમાં તો, તમે માત્ર તમારા ખાનગી જગતને જ જાણો છો, પછી ભલે તમે તેને તમારી કલ્પનાઓ અને અપેક્ષાઓ વડે ગમે તેટલું સજાવ્યું હોય.

**સાધક** - એટલું તો ચોક્કસ કે અનુભવ તે કંઈ કલ્પના નથી!

**મહારાજ** - તો વળી બીજું શું છેઃ અનુભવવું એટલે સંવેદનાને ઓળખવી, ખરું કે નહીં? કોઈક સાવ જ અપરિચિત બાબતની સંવેદના થઈ શકે, પરંતુ તેને ઓળખી ન શકાય. અનુભવ માટે, સંવેદનાને ઓળખવા માટે સ્મૃતિએ ભાગ ભજવવો પડે છે.

**સાધક** - મંજૂર, પરંતુ સ્મૃતિ તેને ભ્રમણા નથી બનાવતી.

**મહારાજ** - અનુભવ, કલ્પના, અપેક્ષા, આગોતરી આશા,

**મહારાજ** - આ સઘળાં સ્મૃતિ પર આધારિત છે. તેમની વચ્ચે ભાગ્યે જ કોઈ વિભાજનરેખાઓ વિદ્યમાન છે. તેઓ એકબીજામાં બસ ભળી જાય છે. તે સઘળા સ્મૃતિના પ્રતિભાવો છે.

**સાધક** - તેમ છતાંયે, મારા જગતની વાસ્તવિકતાને પુરવાર કરવા માટે સ્મૃતિ વિદ્યમાન છે.

**મહારાજ** - તમને કેટલું યાદ રહેતું હોય છે? સ્મૃતિને આધારે લખી કાઢવાનો પ્રયત્ન કરો – ગયા મહિનાની ૩૦મી તારીખે તમે શું વિચારી રહ્યા હતા, કહી રહ્યા હતા, કરી રહ્યા હતા.

**સાધક** - હા, કોઈક સ્મૃતિશૂન્યતા હોય છે ખરી.

**મહારાજ** - તે કંઈ એટલું બધું ખરાબ નથી. તમને અવશ્ય ઘણું બધું યાદ પણ રહેતું હોય છે – અભાન સ્મૃતિ એ જગતને રચે છે જેમાં તમે ખૂબ જ પરિચિતપણે રહો છો, જીવો છો.

**સાધક** - કબૂલ કે જે જગતમાં હું જીવું છું તે આત્મલક્ષી અને આંશિક છે. પરંતુ આપની બાબતે શું? આપ કયા પ્રકારના જગતમાં જીવો છો

**મહારાજ** - મારું જગત તમારા જગત જેવું જ છે. તે જગતમાં તમારી માફક જ હું જોઉં છું, હું સાંભળું છું, હું સ્પર્શું છું, હું વિચારું છું, હું બોલું છું અને વર્તું છું. પરંતુ તમારા માટે તે જ સઘળું છે, જ્યારે મારા માટે તે લગભગ કંઈ જ નથી. જગતને મારી જાતના અંશ તરીકે જાણતો હોવાથી, જેમ ગળે ઉતારી દોધેલા આહાર પર તમે ધ્યાન આપતા નથી તેમ હું તેના પર વધારે ધ્યાન આપતો નથી. તૈયાર થઈ રહેલો અને ખવાઈ રહેલો આહાર તમારાથી અલગ છે અને તમારું મન તે પર હોય છે; પરંતુ એક વાર ગળે ઉતારી દીધા બાદ તમે તેનાથી સાવ જ અભાન બનો છો. મેં જગતને ગળે ઉતારી દીધું છે, અને હવે મારે તેને વિશે વધારે વિચારવાની કોઈ જ આવશ્યકતા નથી.

## સાક્ષીત્વ [૧૦]

**સાધક** - શું આપ સાવ બેજવાબદાર નથી બની જતા?

**મહારાજ** - કઈ રીતે બની શકું? જેનું મારી સાથે એક્ય સધાઈ ગયું છે તેને હું કઈ રીતે દુઃખ પહોંચાડી શકું? ઉલટાનું જગતનો વિચાર કર્યા વિના હું જે કંઈ કરીશ તે તેના માટે લાભકારક જ હશે. જે રીતે આપણી જાણ બહાર શરીર પોતાને ઠીકઠાક કરી લેતું હોય છે, તે જ રીતે હું અવિરતપણે જગતને ઠીકઠાક કરવામાં કાર્યરત છું.

**સાધક** - તેમ છતાંયે, શું આપ જગતની અપાર યાતનાઓ પ્રત્યે જાગ્રત છો?

**મહારાજ** - અલબત્ત છું જ, તમે છો તેના કરતાં ક્યાંયે વધારે.

**સાધક** - તો પછી આપ શું કરો છો?

**મહારાજ** - હું તેને ભગવાનની આંખો દ્વારા જોઉં છું અને જાણું છું કે સઘળું ઠીકઠાક છે.

**સાધક** - સઘળું ઠીકઠાક છે તેવું આપ કઈ રીતે કહી શકો? યુદ્ધો પર, શોષણ પર, નાગરિકો અને રાજ્ય વચ્ચેના નિષ્ઠુર સંબંધો પર નજર કરો.

**મહારાજ** - આ સઘળી યાતનાઓ માનવનિર્મિત છે અને તેનો અંત લાવવો તે માણસના હાથની વાત છે. તેનાં કૃત્યોનાં પરિણામો સામે ધરીને અને એવી માગણી કરીને કે સમતુલા પાછી પ્રસ્થાપિત

થવી જોઇએ. ઈશ્વર માણસને મદદ કરે છે. કર્મનો સિધ્ધાંત એ એક એવો. કાયદો છે જે સચ્ચાઇને પક્ષે કામ કરે છે; તે જ ઈશ્વરનો કૃપા વરસાવતો, ઘા રુઝવતો પ્રસાદ છે.

**સાધક** - મને પુષ્કળ ઈચ્છાઓ છે અને તેમને હું પૂરી કરવા માગું છું. મારે જે જોઇએ છે તે મારે કઇ રીતે મેળવવું?

**મહારાજ** - શું તમે જે ઈચ્છો છો તેને પાત્ર છો ખરા? તમારી ઈચ્છાઓને પૂરી કરવા માટે તમારે એક યા બીજી રીતે કામ કરવું પડે. ઊર્જાને કામે લગાડો અને પરિણામો માટે રાહ જુઓ.

**સાધક** - મારે તે ઊર્જા ક્યાંથી મેળવવી?

**મહારાજ** - ઈચ્છા પોતે જ ઊર્જા છે.

**સાધક** - તો પછી શા માટે દરેક ઈચ્છા પૂરી નથી થતી?

**મહારાજ** - એવું બને કે તે પૂરતી શક્તિશાળી અને ટકાઉ નહીં હોય.

**સાધક** - હા, તે જ મારી સમસ્યા છે. હું વિવિધ વસ્તુઓ ઈચ્છું છું ખરો, પરંતુ જ્યારે તે માટે રટતે હું છું પરિશ્રમ કરવાની વાત આવે ત્યારે આળસ કરું છું.

**મહારાજ** - જ્યારે તમારી ઈચ્છા સ્પષ્ટ અને શક્તિશાળી નથી હોતી ત્યારે તે સાકાર નથી થઇ શકતી. ઉપરાંત જો તમારી ઈચ્છા વ્યક્તિગત હશે, તમારા પોતાના આનંદ ખાતર હશે, તો તમારા તરફથી તેને મળતી ઊર્જા અવશ્ય મર્યાદિત હશે; તમારી પાસે છે તેના કરતાં તે વધારે ન હોઈ શકે.

**સાધક** - તેમ છતાંયે સામાન્ય લોકો તેમને જે જોઇતું હોય છે તે અવશ્ય મેળવતા હોય છે.

**મહારાજ** - હા, પરંતુ ઘણા લાંબા સમય સુધી તીવ્ર ઈચ્છા કર્યા બાદ. તેમ છતાંયે તેમની સિધ્ધિઓ મર્યાદિત હોય છે.

**સાધક** - અને નિસ્વાર્થી ઈચ્છાઓનું શું?

**મહારાજ** - જ્યારે તમે સૌના ભલાની ઈચ્છા રાખો છો ત્યારે સમગ્ર જગત તમારી ઈચ્છામાં સામેલ થાય છે. સમગ્ર માનવજાતની ઈચ્છાને તમારી પોતાની ઈચ્છા બનાવો અને તે માટે કામ કરો. તમે કદીયે નિષ્ફળ ન જઇ શકો.

**સાધક** - માનવજાત ઈશ્વરનું સર્જન છે, મારું નહીં. મારે તો મારી સાથે નિસ્બત છે. મારી વાજબી ઈચ્છાઓ પરિપૂર્ણ કરવાનો મને શું અધિકાર નથી? તેનાથી કોઇને પણ નુક્સાન થનાર નથી, દુઃખ પહોંચનાર નથી. મારી ઈચ્છાઓ વાજબી છે. તે ન્યાયી ઈચ્છાઓ છે, શા માટે તેઓ સિધ્ધ નથી થતી?

**મહારાજ** - સંજોગો પ્રમાણે ઈચ્છાઓ યોગ્ય કે અયોગ્ય હોય છે; તમે તેને કયા દષ્ટિકોણથી જુઓ છો તેના પર તેનો આધાર રહે છે. માત્ર જે તે વ્યક્તિ પૂરતો જ યોગ્ય કે અયોગ્યનો ભેદ ખરો હોય છે.

**સાધક** - આવા ભેદ માટેની માર્ગદર્શક રેખાઓ કઇ છે? મારે એ કઇ રીતે જાણવું કે મારી કઇ ઈચ્છાઓ યોગ્ય છે અને કંઇ ઈચ્છાઓ અયોગ્ય છે?

**મહારાજ** - તમારા કિસ્સામાં દુઃખ ભણી દોરી જતી ઈચ્છાઓ અયોગ્ય છે અને સુખ ભણી દોરી જતી ઈચ્છાઓ યોગ્ય છે. પરંતુ તમારે અન્ય લોકોને ન જ ભૂલવા જોઈએ. તેમના દુઃખ અને સુખ પણ મહત્ત્વનાં છે.

# હું તે છું

**સાધક** - પરિણામો તો ભવિષ્યની વાત છે. તે કેવાં હશે તે અત્યારે હું કઈ રીતે જાણી શકું?

**મહારાજ** - તમારા મનનો ઉપયોગ કરો. યાદ રાખો. નિરીક્ષણ કરો. તમે અન્ય લોકો કરતાં જુદા નથી. તેમના મોટા ભાગના અનુભવો તમારા માટે પણ સાચા છે, કામના છે. સ્પષ્ટપણે અને ઊંડાણપૂર્વક વિચારો, તમારી ઈચ્છાઓના સમગ્ર માળખામાં અને તેમની શાખા- પ્રશાખાઓમાં ઊંડા ઉતરો. તમારા માનસિક અને લાગણીકીય બંધારણના તેઓ એક ખૂબ મોટો હિસ્સો છે અને તમારાં કૃત્યોને જોરદાર રીતે અસર કરે છે. યાદ રાખો કે તમે એ બાબતનો ત્યાગ નથી કરી શકતા જેને તમે જાણતા નથી હોતા. તમારી જાતની પેલે પાર જવા તમારે તમારી જાતને જાણવી જ પડે.

**સાધક** - મારી જાતને જાણવી એટલે શું? મારી જાતને જાણવાથી ખરેખર મારા જાણવામાં શું આવશે?

**મહારાજ** - એ સઘળું જે તમે નથી.

**સાધક** - અને હું છું તે નહીં?

**મહારાજ** - તમે જે છો તે તો તમે પહેલેથી છો જ. તમે શું નથી તે જાણીને તમે તેનાથી મુક્ત થાઓ છો અને તમારા પોતાના સહજ સ્વરૂપમાં રહો છો. તે સઘળું સાવ જ સહજ રીતે અને અનાયાસ બને છે.

**સાધક** - અને મારા જાણવામાં શું આવે છે?

**મહારાજ** - તમારા જાણવામાં આવે છે કે જાણવા જેવું કશુયે નથી. તમે જે છો તે છો અને વાત ત્યાં પૂરી થાય છે.

**સાધક** - પરંતુ આખરે હું છું શું?

**મહારાજ** - તમે જે જે નથી તેનો આખરી નકાર.

**સાધક** - મારી કંઈ સમજમાં નથી આવતું!

**મહારાજ** - તમે આ કે તે હોવા જ જોઇએ એવો જે તમારો નિશ્ચિત ખ્યાલ છે તે જ તમને બાંધે છે. જો તમે મારો વિશ્વાસ કરતા હો તો જયારે હું કહું કે તમે ચેતનાને અને તેની અનંત સામગ્રીને ઉજાળતું વિશુદ્ધ ચૈતન્ય છો ત્યારે તમે તે વાત માનો, સ્વીકારો. આ વાતને સમજો, તેનો સાક્ષાત્કાર કરો અને તે પ્રમાણે જીવો. જો તમે મારી વાત પર વિશ્વાસ ન કરતા હો તો પછી "હું શું છું?' તેની તપાસ કરતા તમારી અંદર ઉતરો અથવા તો તમારા મનને વિશુદ્ધ અને સહજ સ્વરૂપ એવા "હું છું'ભાવ પર કેન્દ્રિત કરો.

**સાધક** - તમારા પરની મારી શ્રદ્ધા કઈ બાબત પર આધાર રાખે છે?

**મહારાજ** - અન્ય લોકોનાં હૃદયમાંના તમારા પ્રવેશ પર. જો તમે મારા હૃદયમાં ન ઝાંખી શક્તા હો તો

તમારા પોતાના હૃદયમાં ઝાંખો.

**સાધક** - હું બેમાંથી એકેય નથી કરી શકતો.

**મહારાજ** - સદાચારી અને ઉપયોગી જીવન વડે તમારી જાતને વિશુદ્ધ કરો. તમારા વિચારો, લાગણીઓ, શબ્દો અને કૃત્યો પર નજર રાખો. તે તમારી દષ્ટિને નિર્મળ કરશે.

**સાધક** - શું સૌ પ્રથમ મારે સઘળી ચીજોનો ત્યાગ ન કરવો જોઈએ અને ઘરવિહોણા ન જીવવું જોઈએ?

**મહારાજ** - તમે ત્યાગ નહીં કરી શકો. એવું બને કે તમે તમારા ઘરનો ત્યાગ કરો અને તમારા પરિવારને તકલીફ આપો, પરંતુ વિવિધ ચીજોની વાસનાઓ તો મનમાં હોય છે, અને ત્યાં સુધી તે તમારો પીછો નહીં છોડે જયાં સુધી તમે તમારા મનને અંદર અને બહારથી સંપૂર્ણપણે જાણી ન લો. પહેલી વાત પહેલાં - તમારી જાતને જાણો, બાકીનું બધું તે સિધ્ધ થતાંની સાથે આવી મળશે.

**સાધક** - પરંતુ આપ તો મને કહી જ ચૂક્યા છો કે તમે જ પરબ્રહ્મ છો! શું તે આત્મજ્ઞાન નથી?

**મહારાજ** - અલબત્ત તમે પરબ્રહ્મ જ છો! પરંતુ તેથી શું? રેતનો એક એક કણ ઈશ્વર છે તે અનુભવવું મહત્ત્વનું છે, પરંતુ તે તો માત્ર શરૂઆત છે.

**સાધક** - ઠીક છે, તમે મને કહ્યું કે હું પરબ્રહ્મ છું. હું આપની વાત માનું છું. હવે મારે બીજું શું કરવાનું છે?

**મહારાજ** - મેં અગાઉ કહ્યું તો ખરું. તમે જે કંઈ નથી તે સઘળાને જાણો . શરીર, લાગણીઓ, વિચારો, ખ્યાલો, કાળ, સ્થળ, હોવાપણું અને ન હોવાપણું, આ કે તે - તમે ચીંધી શકો તેવું કશુંયે નક્કર કે અમૂર્ત તમે નથી. માત્ર શાબ્દિક વિધાન નહીં ચાલે - એવું બને કે કશાયે પરિણામ વિના તમે કોઈ સુત્ર્ને અનંતપણે રટ્યા કરો. કશુંયે ચૂક્યા વિના તમારે તમારી જાતને એક એક પળ એકધારી નીરખવી પડે - વિશેષ કરીને તમારા મનને. અનાત્માથી આત્માને અલગ પાડવા માટે આ સાક્ષીત્વ આવશ્યક છે.

**સાધક** - સાક્ષીત્વ - શું એ મારો ખરો સ્વભાવ નથી?

**મહારાજ** - સાક્ષીત્વ માટે, સાક્ષી બનવા માટે અન્ય કશાકનું હોવું જરૂરી છે. આપણે હજુયે દ્વૈતમાં ભટકીયે છીએ!

**સાધક** - સાક્ષીનું સાક્ષીત્વ કરવું એટલે શું? જાગ્રતિ પ્રત્યે જાગ્રતિ એટલે શું?

**મહારાજ** - શબ્દોની આ પ્રકારની સાઠમારીથી તમને કંઈ વિશેષ લાભ નહીં થાય. તમારી અંદર ઉતરો અને તમે શું નથી તે શોધો. તે સિવાય અન્ય કશાયનું મહત્ત્વ નથી.

## જાગ્રતિ અને ચેતના/સભાનતા [ ૧૧ ]

**સાધક** - ઉંઘમાં હો છો ત્યારે આપ શું કરો છો?

**મહારાજ** - હું ઉંઘી રહ્યો છું તેનાથી હું સભાન હોઉં છું.

**સાધક** - શું ઉંઘ એ અચેતનાવસ્થા નથી?

**મહારાજ** - હા, હું અચેતન હોવાથી સભાન હોઉં છું.

# હું તે છું

**સાધક** - અને જ્યારે જાગ્રત કે સ્વપ્ન જોઈ રહ્યા હો છો ત્યારે?

**મહારાજ** - હું જાગ્રત હોવા બાબતે કે સ્વપ્ન જોઈ રહ્યા બાબતે સભાન હોઉં છું.

**સાધક** - મતે આપની વાત સમજમાં નથી આવતી. તમે ચોક્કસ કહેવા શું માગો છો? મને મારી વાત સ્પષ્ટ કરવા દો: ઉંઘમાં હોવું એટલે મારો કહેવાનો અર્થ એ છે કે અચેતન હોવું, જાગ્રત હોવું એટલે મારો કહેવાનો અર્થ એ છે કે સભાન હોવું, સ્વપ્ન જોવાં એટલે મારો કહેવાનો અર્થ એ છે કેપોતાના મનથી સભાન હોવું, પરંતુ આસપાસના માહોલથી નહી.

**મહારાજ** - ઠીક છે, મારા માટે તે બધું સરખું જ છે. તેમ છતાંયે કંઈક તફાવત લાગે છે. દરેક અવસ્થા દરમિયાન તમે અન્ય બે અવસ્થાને ભૂલી જાઓ છો; જયારે જાગ્રત, સ્વપ્ન અને નિદ્રા એ ત્રણેય માનસિક અવસ્થાને સમાવતી અને તેમને અતિક્રમી જતી મારા માટે તો હોવાની માત્ર એક જ અવસ્થા છે.

**સાધક** - શું જગતને કોઈ દિશા અને હેતુ હોય તેવું તમને દેખાય છે?

**મહારાજ** - જગત મારી કલ્પનાના પ્રતિબિંબ સિવાય અન્ય કશુંયે નથી. જે કંઈ હું જોવા ઈચ્છું છું તે હું જોઈ શકું છું. પરંતુ મારે શા માટે સર્જન, ઉત્ક્રાંતિ અને વિસર્જનનાં વિવિધ ખ્યાલ ઉપજાવવા જોઈએ? મારે તેની કોઈ આવશ્યકતા નથી. જગત મારામાં છે, જગત હું પોતે છું. હું તેનાથી ગભરાતો નથી અને તેને કોઈ માનસિક ચોકઠામાં કેદ કરી દેવાની મને કોઈ ઈચ્છા નથી.

**સાધક** - નિદ્રાની વાત પર પાછા આવીએ. શું આપને સ્વપ્નો આવે છે?

**મહારાજ** - અલબત્ત.

**સાધક** - આપનાં સ્વપ્નો કેવાં હોય છે?

**મહારાજ** - જાગ્રત અવસ્થાના પડઘાઓ.

**સાધક** - અને આપની ગાઢ નિદ્રા?

**મહારાજ** - મગજની ચેતના મૂર્છિત હોય છે.

**સાધક** - શું આપ તે સમયે ચેતનારહિત હો છો?

**મહારાજ** - સાવ તો ચેતનારહિત નહીં. હું સભાન હોઉં છું કે હું અચેતન છું.

**સાધક** - આપ જાગ્રત' અને "સભાન" શબ્દોનો ઉપયોગ કરો છો. શું તે એકસમાન નથી?

**મહારાજ** - જાગ્રત આદિ છે; તે મૂળ અવસ્થા છે, અનાદિ, અનંત, કારણરહિત, આધારરહિત, અવ્યયરહિત, અપરિવર્તશીલ. સભાનતા સંપર્કથી છે, કોઈ પશ્ચાદ્ભૂ પરનું પ્રતિબિંબ છે, તે એક દ્વૈતવસ્થા છે. જાગ્રતાવસ્થા વિના સભાનાવસ્થા ન હોઈ શકે, પરંતુ સભાનાવસ્થા વિના જાગ્રતાવસ્થા હોઈ શકે છે, જે રીતે ગાઢ નિદ્રામાં હોય છે. જાગ્રતાવસ્થા નિરપેક્ષ છે, જયારે સભાનાવસ્થા તેની અંદર આવેલી સામગ્રીની સાપેક્ષમાં હોય છે; સભાનતા હમેશાં કશાકની હોય છે. સભાનતા આંશિક અને પરિવર્તનશીલ છે; જાગ્રતિ સમગ્ર, પરિવર્તનરહિત, શાંત અને નિરવ છે. અને તે દરેક અનુભવનું સર્વસામાન્ય અધિષ્ઠાન છે.

**સાધક** - કોઈ વ્યક્તિ સભાનતાની પેલે પાર જાગ્રતિમાં કઈ રીતે જતી હોય છે?

**મહારાજ** - એ જાગ્રતિ છે કે જે સભાનતાને શક્ય બનાવતી હોય છે , માટે સભાનતાની દરેક અવસ્થામાં જાગ્રતિ હોય છે. તેથી, સભાન હોવાની સભાનતા જ જાગ્રતિની અંદરની એક ગતિ છે.

સભાનતાના પ્રવાહની અંદરનો રસ તમને જાગ્રતિ ભણી લઈ જાય છે. તે કોઈ નવી અવસ્થા નથી. તે તરતોતરત મૂળ, બુનિયાદી અસ્તિત્વ તરીકે ઓળખાઈ જાય છે, માન્ય થઈ જાય છે, જે જીવન પોતે છે, અને પ્રેમ અને આનંદ પણ.

**સાધક** - વાસ્તવિકતા સદાયે આપણી સાથે છે તો પછી આ આત્મસાક્ષાત્કાર શું છે?

**મહારાજ** - આત્મસાક્ષાત્કાર એટલે અજ્ઞાનથી માત્ર ઉલટું. જગતને વાસ્તવિક સમજવું અને પોતાની જાતને અવાસ્તવિક સમજવી એટલે અજ્ઞાન, દુઃખનું કારણ. જાતને, આત્માને જ એક માત્ર વાસ્તવિકતા અને અન્ય સઘળાને ક્ષણિક અને અનિત્ય જાણવું એટલે જ મુક્તિ, શાંતિ અને આનંદ. તે સઘળું સાવ સરળ છે. વસ્તુઓને કલ્પનાના આધારે જોવાને બદલે તેઓને જેવી છે તેવી જોતાં શીખો . જયારે તમે દરેક ચીજને જેવી છે તેવી જોઈ શકશો ત્યારે તમે તમારી જાતને પણ જેવી છે તેવી જોશો. તે અરીસાને સાફ કરવા જેવું છે. જે અરીસો તમને જગત જેવું છે તેવું બતાવે છે તે જ અરીસો તમને તમારો ચહેરો પણ બતાવશે. "હું છું' વિચાર એ અરીસાને સાફ કરનાર લૂગડું છે. તેનો ઉપયોગ કરો.

## વ્યક્તિ એ વાસ્તવિકતા નથી [ ૧૨ ]

**સાધક** - કૃપા કરી અમને એ જણાવો કે આપને આત્મસાક્ષાત્કાર કઈ રીતે થયો?

**મહારાજ** - હું ૩૪ વરસનો હતો ત્યારે મારા ગુરુને મળ્યો અને ૩૭નો થતાં મને સાક્ષાત્કાર થયો.

**સાધક** - શું બન્યું? શું પરિવર્તન આવ્યું?

**મહારાજ** - સુખ અને દુઃખના મારા પરના પ્રભાવનો અંત આવ્યો. હું ઇચ્છા અને ભયથી મુક્ત થયો. મેં મારી જાતને પરિપૂર્ણ અનુભવી, મારે કશાની આવશ્યકતા ન રહી. મે જોયું કે વિશુદ્ધ વ્યક્તિ એ વાસ્તવિકતા નથી જાગ્રતિના મહાસાગરમાં, વૈશ્વિક ચેતનાની સપાટી પર, ભૌતિક જગતોની અગણિત લહેરો અનાદિ અને અનંતપણે ઉઠે છે અને શમી જાય છે. ચેતનારૂપે તે સઘળું હું જ છું. ઘટનાઓ તરીકે તે સઘળી મારી જ છે. કોઈક રહસ્યમય શક્તિ તેમની દેખભાળ રાખે છે. તે શક્તિ તે જાગ્રતિ, આત્મા, જીવન, ઈશ્વર જે કોઈ નામે તમે બોલાવો તે છે. તે જ પાયો છે, તે જ જે કંઈ છે તેનો આખરી આધાર છે, જે રીતે સોનું સઘળા સુવર્ણ ઝવેરાતનો આધાર છે તે રીતે. અને તે આપણું સાવ આત્મીય છે! ઝવેરાતમાંથી નામ અને રૂપ બાદ કરો કે સોનું દેખા દે છે. નામ અને રૂપ અને તેના વડે પેદા થતા વાસના અને ભયથી મુક્ત થાઓ, તો પછી પાછળ શું રહે છે?

**સાધક** - કશું જ નહીં, શૂન્યતા.

**મહારાજ** - હા, શુન્યતા જ રહે છે. પરંતુ આ શૂન્યતા છલોછલ ભરેલી છે. જે રીતે ચેતના એ શાશ્વત વાસ્તવિક્તા છે તે રીતે તે શાશ્વત સંભાવના છે.

**સાધક** - સંભાવના એટલે તમારો કહેવાનો અર્થ શું ભવિષ્ય છે?

**મહારાજ** - ભૂત, વર્તમાન અને ભવિષ્ય - તે બધા જ ત્યાં વિદ્યમાન છે. અને અનંતગણા વધારે.

**સાધક** - પરંતુ જગત શૂન્ય હોવાથી તે આપણા માટે કશાયે ઉપયોગનું નથી.

# હું તે છું

**મહારાજ** - તેવું તમે કઈ રીતે કહી શકોરર સાતત્યમાં ભંગ વિના પુનર્જન્મ કઈ રીતે હોઇ શકે? મૃત્યુ વિના શું પુનઃનવીનીકરણ હોઇ શકે? નિદ્રાનો અંધકાર આપણને તાજગી બક્ષે છે, પુનઃસ્ફર્તિ બક્ષે છે; જો મૃત્યુ ન હોત તો આપણે શાશ્વત વાર્ધક્યમાં જ ડૂબેલા રહ્યા હોત.

**સાધક** - તો શું અમરત્વ જેવું કશુંયે નથી?

**મહારાજ** - જીવન અને મૃત્યુને એકબીજા માટે આવશ્યક તરીકે, એક અસ્તિત્વના બે પાસાં તરીકે જોવામાં આવે, તે જ તો વળી અમરત્વ છે. અંતને શરૂઆતમાં જોવો અને શરૂઆતને અંતમાં જોવી તે જ તો શાશ્વવતીની તાકોદ છે. એટલું ચોક્કસ કે અમરત્વ એ સાતત્ય નથી. માત્ર પરિવર્તનની પ્રક્રિયા જ ચાલુ રહે છે. કશુંયે કાયમ માટે ટકી નથી રહેતું.

**સાધક** - શું જાગ્રતિ ટકી રહે છે?

**મહારાજ** - જાગ્રતિ એ કાળનો મામલો નથી. કાળ માત્ર ચેતનામાં અસ્તિત્વ ધરાવે છે. ચેતનાની પેલે પાર કાળ અને સ્થળ ક્યાં છે?

**સાધક** - આપની ચેતનાના ક્ષેત્રની અંદર આપનું શરીર પણ છે.

**મહારાજ** - ચોક્કસ. પરંતુ અન્ય શરીરોથી અલગ "મારું શરીર' એવો ખ્યાલ ત્યાં નથી. મારા માટે તે "એક શરીર છે, નહીં કે "મારું શરીર'; તે "એક મન' છે, નહીં કે "મારું મન'. મન શરીરની બરાબર દેખભાળ રાખી રહ્યું છે, મારે તેમાં દખલ કરવાની કોઈ જરૂર નથી. જે કંઈ કરવું આવશ્યક છે તે કરાઈ રહ્યું છે, સાધારણ અને સહજ રીતે. એવું બને કે તમે તમારી શારીરિક કામગીરીઓથી તદ્દન સભાન ન હો, પરંતુ જ્યારેવિચારો અને લાગણીઓ, ઈચ્છાઓ અને ભયોની વાત આવે છે ત્યારે તમે બરાબરના આત્મસભાન બની જાઓ છો. પરંતુ હું તો આ બાબતો માટે પણ મોટેભાગે અભાન જ હોઉં છું. હું લોકો સાથે મારી જાતને વાતો કરતી કે વિવિધ કામો તદ્દન સાચી કે યોગ્ય રીતે કરતી અનુભવું છું, તેમનાથી ખાસ વધારે સભાન બન્યા વિના. એવું લાગે છે જાણે હું મારું જાગ્રત જીવન સ્વયંસંચાલિતપણે જીવતો હોઉં, સહજ અને વિના ભૂલચૂક પ્રત્યાઘાત આપીને.

**સાધક** - શું આ સહજ પ્રતિભાવ સાક્ષાત્કારને પરિણામે આવે છે, કે પછી પ્રશિક્ષણને પરિણામે?

**મહારાજ** - બન્નેને કારણે. તમાર લક્ષ્ય પ્રત્યેની ભક્તિ, લક્ષ્ય પ્રત્યેનું સમર્પણ તમને સદાચારી જીવન જીવવા, સત્યની શોધ કરવા, લોકોને મદદ કરવા પ્રેરે છે, અને ઈચ્છા અને ભયો અને ખોટા ખ્યાલો રૂપે રહેલા વિઘ્નોને તમારા ભલા ખાતર માર્ગમાંથી હટાવીને સાક્ષાત્કાર ઉમદા ગુણોને સરળ અને સહજ બનાવે છે.

**સાધક** - હવે શું આપને ઈચ્છાઓ છે, વિવિધ ભયો છે?

**મહારાજ** - મારી નિયતિ એક સીધાસાદા માણસ તરીકે જન્મવાની હતી, એક અદના આદમીની હતી, સહેજ સરખા ઔપચારિક શિક્ષણ પ્રાપ્ત એક નમ્ર વેપારીની હતી. સામાન્ય ઈચ્છાઓ અને વિવિધ ભયો ધરાવતું મારું જીવન સામાન્ય પ્રકારનું હતું. મારા ગુરુ પરની મારી શ્રધ્ધા અને તેમના શબ્દોના પાલનને કારણે જ્યારે મને મારા સત્સ્વરૂપનો સાક્ષાત્કાર થયો ત્યારે મેં મારા માનવસ્વભાવને તેની નિયતિનો અંત ન આવે ત્યાં સુધી તેના પોતાના ભરોસે છોડ્યો. પ્રસંગોપાત્ત મનમાં કોઈ જૂનો લાગણીકીય કે માનસિક પ્રત્યાઘાત પેદા થાય છે, પરંતુ તે તરત જ નજરે પડે છે અને તેનો નિકાલ કરી નાખવામાં આવે છે. આખરે તો, જ્યાં સુધી વ્યક્તિ પર વ્યક્તિત્વનો બોજ છે ત્યાં સુધી તે તેના તરંગીપણાઓ અને આદતોનો શિકાર બનતો રહે છે.

**સાધક** - શું તમને મોતની બીક નથી લાગતી?

**મહારાજ** - હું તો ક્યારનોયે મરી પરવાર્યો છું.

# હું તે છું

**સાધક** - કયા અર્થમાં?

**મહારાજ** - હું બમણો મૃત છું. હું મારા શરીર પ્રત્યે જ માત્ર મૃત છું એટલું જ નહીં પરંતુ હું મારા મન પ્રત્યે પણ મૃત છું.

**સાધક** - ઠીક છે, પરંતુ આપ જરા પણ મૃત દેખાતા નથી!

**મહારાજ** - તે તો તમે કહો છો! એવું લાગે છે કે જાણે તમે મારી અવસ્થા બાબતે મારા કરતાં વધારે જાણો છો!

**સાધક** - માફ કરો, પરંતુ આપનું કહેવું મારી કંઈ સમજમાં નથી આવતું. આપ કહો છો આપ શરીરરહિત અને મનરહિત છો, જ્યારે હું તો જોઉં છું કે આપ તો ખૂબ જ જીવંત છો અને સરસ મજાથી વાર્તાલાપ કરી રહ્યા છો.

**મહારાજ** - તમારા મગજ અને શરીરમાં અત્યંત અટપટી કામગીરીઓ ચોવીસે ક્લાક ચાલી રહી હોય છે, શું તમે તેનાથી સભાન હો છો? જરા પણ નહીં. તેમ છતાંયે કોઇ બહારથી જોનારને તો સઘળું બુદ્ધિપૂર્વક અને હેતુપૂર્વક ચાલી રહ્યું હોય તેવું લાગે છે. એવું કેમ ન સ્વીકારવું કે વ્યક્તિનું સમગ્ર વ્યક્તિગત જીવન મોટે ભાગે ચેતનાના ઉંબરા હેઠળ ઓઝલ રહેતું હોય અને તેમ છતાંયે સુધબુધપૂર્વક અને વિનાઅવરોધ આગળ ધપતું હોય?

**સાધક** - શું તે સામાન્ય છે?

**મહારાજ** - સામાન્ય શું છે? ઈચ્છાઓ અને ભયોનાં વળગણો ધરાવતું, હાડમારી અને મથામણથી ભર્યું ભર્યું, અર્થહીન અને આનંદરહિત એવું તમારું જીવન શું સામાન્ય છે? તમારા શરીરથી તીતવ્રપણે સભાન હોવું તે શું સામાન્ય છે? તંદુરસ્ત શરીર, તંદુરસ્ત મન મોટે ભાગે તેમનાં માલિકના અનુભવમાં આવ્યા વિના જીવતાં હોય છે; માત્ર ક્યારે પ્રસંગોપાત્ત, પીડા કે યાતના વડે તેઓ ધ્યાન કે સૂઝસમજ માટે સાદ દેતા હોય છે. આ જ વાત સમગ્ર વ્યક્તિગત જીવનને શા માટે લાગુ ન પાડવી? જે કંઈ બને છે તેને જાગ્રતિના કેન્દ્રમાં લાવવાની ફરજ પાડ્યા વિના, તેનો સરસ રીતે પૂરેપૂરો પ્રતિભાવ આપીને, વ્યક્તિ યોગ્ય રીતે કામગીરી બજાવી શકે છે. જ્યારે આત્મનિયંત્રણ બીજો સ્વભાવ બની જાય છે ત્યારે જાગ્રતિ તેનું ધ્યાન અસ્તિત્વના અને કામગીરીના વધારે ઊંડા સ્તરો તરફ વાળે છે.

**સાધક** - તેમ થતાં શું તમે યંત્રમાનવ નથી બની જતા?

**મહારાજ** - જે આદતરૂપ છે અને પુનરાવર્તિત થતું રહેનાર છે તેને આપોઆપ બનતું કરવામાં નુક્સાન શું છે? ગમે તેમ તોયે તે સ્વયંસચાલિત છે. પરંતુ જ્યારે તે અંધાધૂંધ પણ હોય છે ત્યારે તે પીડા કરે છે, યાતના આપે છે અને ધ્યાન માટે સાદ પાડે છે. નિર્મળ અને સદાચારી જીવનનો સમગ્ર હેતુ જ માણસને અરાજકતાની ગુલામી અને દુઃખના બોજમાંથી મુક્ત કરવાનો છે.

**સાધક** - તમે કમ્પ્યૂટરાઇઝ્ડ જીવનની તરફેણમાં હો તેવું લાગે છે.

**મહારાજ** - સમસ્યામુક્ત જીવનમાં વળી ખોટું શું છે? વ્યક્તિપણું એ વાસ્તવનું નર્યું પ્રતિબિંબ છે. હકીક્તમાં આપોઆપ જ પ્રતિબિંબ મૂળ જેવું જ શા માટે ન હોવું જોઇએ વ્યક્તિને પોતાની જ યોજનાઓ હોય તે શું આવશ્યક છે? જીવન કે જેની તે અભિવ્યક્તિ છે તે જ તેને માર્ગ દર્શાવશે. એક વાર તમને એ ભાન થઇ જાય છે કે વ્યક્તિ તે વાસ્તવની છાયા છે, નહીં કે વાસ્તવ પોતે જ કે તમે ધૂઆંપૂઆં થવાનું અને ચિંતા કરવાનું બંધ કરો છો. તમે અંતરના ઊંડાણમાંથી જ માર્ગદર્શન સ્વીકારવા સંમત થાઓ છો અને જીવન અજ્ઞાતમાં દોરી જતી સફર બને છે.

## બ્રહ્મ, મન અને શરીર [ ૧૩ ]

**સાધક** - આપે અમને જે કહ્યું છે તે પરથી એવું લાગે છે કેઆપ આપની આસપાસના માહોલથી પૂરેપૂરા સભાન નથી. અમને તો આપ અત્યંત સજાગ અને સક્રીય લાગો છો. અમારા માટે એ માનવું શક્ય નથી કે આપ એક પ્રકારની સંમોહિત અવસ્થામાં છો, જે પાછળ કોઈ જ સ્મૃતિને રહેવા દેતી નથી. ઉલટાની અમને તો આપની સ્મૃતિ તો સાવ ટનાટન લાગે છે. તો આપને નિસ્બત છે ત્યાં સુધી અમારે આપના એ વિધાનને કઇ રીતે સમજવું કે જગત અને તેમાં સમાવિષ્ટ સઘળી ચીજો અસ્તિત્વ નથી ધરાવતાં?

**મહારાજ** - તે આખી બાબત કેન્દ્રિત થવાની છે. તમારું મન જગતમાં કેન્દ્રિત થયેલું છે, મારું વાસ્તવમાં કેન્દ્રિત થયેલું છે. તે દિવસે દેખાતા ચંદ્ર સમાન છે - જ્યારે સુર્ય પ્રકાશે છે ત્યારે ચંદ્ર ભાગ્યે જ દેખાય છે. અથવા તો તમે કઇ રીતે ખોરાક લો છો તેને નીરખો. જયાં સુધી તે મોમાં હોય છે ત્યાં સુધી તમે તેનાથી સભાન હો છો; પરંતુ એક વાર ગળે ઉતારી દીધા બાદ હવે તમારે તેની સાથે કોઈ નિસ્બત નથી રહેતી, હવે તમારું તેના પર કંઇ ચાલતું નથી. તે શરીર બહાર ન નીકળી જાય ત્યાં સુધી સતત તેના પર મન રાખવું તકલીફરૂપ બને. મન સાધારણ રીતે શિવૃત હોવું જોઈએ - અવિરત પ્રવૃત્તિએ એક રુગ્ણ અવસ્થા છે. વિશ્વ પોતાની મેળે કામ કરે છે - તે હું જાણું છું. બીજું જાણવાની મારે શી જરૂર છે?

**સાધક** - તો જ્યારે જ્ઞાની પોતાનું મન તે દિશામાં કરે છે ત્યારે જ માત્ર તે જાણે છે કે તે શું કરી રહ્યો છે; નહીં તો તે બસ માત્ર વર્તે છે, કશીયે નિસ્બત વિના.

**મહારાજ** - સરેરાશ માણસ આમ જોવા જઈએ તો પોતાના શરીરથી સભાન નથી હોતો. તે પોતાને થતી સંવેદનાઓ, લાગણીઓ અને વિચારોથી સભાન હોય છે. આ બધું પણ, એક વાર અનાસક્તિ થયા બાદ ચેતનાના કેન્દ્રથી દૂર હટી જાય છે અને સહજ રીતે વિના આયાસ બને છે.

**સાધક** - તો પછી ચેતનાના કેદ્દ્રમાં શું હોય છે?

**મહારાજ** - એ કે જેને નામ અને રૂપ નથી આપી શકાતાં, કારણ કે તે નિર્ગુણ હોય છે અને ચેતનાની પેલે પાર હોય છે. તમે કહી શકો કે તે ચેતનામાં એક બિંદુ છે. કાગળમાંના છિદ્ર માફક તે બશ્ને છે - તે કાગળમાં છે અને તેમ છતાંયે કાગળનું નથી, તે જ પ્રમાણે બ્રહ્માવસ્થા ચેતનાના સાવ જ કેન્દ્રમાં છે અને તેમ છતાંયે ચેતનાની પેલે પાર છે. તે એવું છે જાણે કે મનમાં કોઈ છિદ્ર હોય જેના દ્વારા મન પ્રકાશ વડે ઝગમગી ઉઠતું હોય. આ છિદ્ર પ્રકાશ પણ નથી. બસ તે છિદ્ર જ માત્ર છે.

**સાધક** - છિદ્ર એટલે નરી શૂન્યતા, અભાવ માત્ર.

**મહારાજ** - તદ્દન એમ જ. મનના દૃષ્ટિકોણથી મનના અવકાશમાં, ચિદાકાશમાં જાગ્રતિના પ્રકાશને પ્રવેશવા માટેનું એક છિદ્ર માત્ર. પ્રકાશને ખુદને તો વિશુધ્ધ ચેતનાના, પરમાકાશના માત્ર નક્કર, ઘટ્ટ, ખડક્સમ, સમરસ અને પરિવર્તનરહિત જથ્થા સાથે સરખાવી શકાય, જે નામ અને રૂપના વિવિધ માનસિક ખ્યાલોથી મુક્ત છે.

**સાધક** - ચિદાકાશ અને પરમાકાશ વચ્ચે કોઈ સંબંધ છે ખરો?

**મહારાજ** - પરમાકાશથી મન અસ્તિત્વમાં આવે છે. મનથી શરીર અસ્તિત્વમાં આવે છે.

**સાધક** - અને તેની પેલે પાર શું આવેલું છે?

# હું તે છું

**મહારાજ** - એક ઉદાહરણ લો. આયુષ્ય વધારવાની કળાના ૧૦૦૦ વરસની ઉંમરના નિષ્ણાત આદરણીય યોગી તેની કળા શીખવાડવા મારી પાસે આવે છે. તેમની સિધ્ધિઓને હું પૂરો આદર આપું છું અને હ્રદયપૂર્વક તેની પ્રશંસા કરું છું, તેમ છતાંય હું તમને માત્ર એટલું જ કહી શકું કે - મારા માટે આ લાંબું આયુષ્ય શા કામનું છે? હું તો સમયની પેલે પાર છું. જીવન ભલે ગમે તેટલું લાંબું હોય, તે માત્ર એક ક્ષણ છે અને એક સ્વપ્ન છે. તે જ રીતે હું સર્વ ગુણોથી પર છું. તે મારા પ્રકાશમાં ઉદ્ભવે છે અને લય પામે છે, પરંતુ તે મને વર્ણવી ન શકે. વિશ્વ આખુંયે નામ અને રૂપ છે, ગુણો અને તેમના તફાવતો પર આધારિત છે, જ્યારે હું તો તેની પેલે પાર છું. જગત છે કારણ કે હું છું, પરંતુ હું કેઈ જગત નથી.

**સાધક** - પરંતુ તમે જગતમાં જીવી રહ્યા છો!

**મહારાજ** - તે તો તમારું કહેવું છે! હું જાણું છું કે જગત છે, જે આ શરીર અને આ મનને સમાવે છે, પરંતુ હું તેમને અન્ય મનો અને શરીરો કરતાં વધારે મારાં નથી વિચારતો. કાળ અને દેશમાં તેમનું અસ્તિત્વ છે, પરંતુ હું કાળરહિત અને દેશરહિત છું.

**સાધક** - પરંતુ જો સઘળું તમારા પ્રકાશથી જ અસ્તિત્વ ધરાવે છે તો પછી તમે જ શું જગતના સર્જક નથી?

**મહારાજ** - હું નથી તો કશાની ગલિત સંભાવના કે નથી તો કશાનું પ્રત્યક્ષીકરણ, કે નથી તો ચીજોની વાસ્તવિક્તા. સુર્યકિરણમાં નાચતા રજકણો માફક મારા પ્રકાશમાં તેઓ આવે છે અને જાય છે. પ્રકાશ તે કણોને ઉજાળે છે, પરંતુ તે તેમના પર આધાર નથી રાખતો. નથી તો એમ કહી શકાય તેમ કે તે તેમને સર્જે છે. અરે, એવું પણ કહી શકાય તેમ નથી કે તે તેમને જાણે છે.

**સાધક** - હું આપને પ્રશ્ન પૂછી રહ્યો છું અને આપ જવાબ આપી રહ્યા છો. શું આપ તે સવાલ અતે જવાબથી સભાન છો?

**મહારાજ** - વાસ્તવમાં નથી તો હું સાંભળી રહ્યો કે નથી તો હું જવાબ આપી રહ્યો. ઘટનાઓના જગતમાં પ્રશ્નની ઘટના ઘટે છે અને જવાબની ઘટના ઘટે છે. મને કંઇ જ થતું નથી. દરેક બાબત બસ ઘટે છે.

**સાધક** - અને આપ સાક્ષી છો?

**મહારાજ** - સાક્ષીનો અર્થ શો થાય છે? નર્યું જ્ઞાન. વરસાદ પડ્યો અને હવે તે બંધ થયો છે. હું ભીનો ન થયો. હું જાણું છું કે વરસાદ પડ્યો, પરંતુ મારા પર તેની કોઈ અસર નથી થઈ. હું બસ વરસાદનો સાક્ષી હતો એટલું જ.

**સાધક** - જેને પૂર્ણ સાક્ષાત્કાર થયો છે, જે સહજ રીતે સર્વોચ્ચ અવસ્થામાં સ્થિત છે, તેવી વ્યક્તિ ખાતી, પીતી વગેરે કરતી દેખાય છે. શું તે તેનાથી જાગ્રત હોય છે કે નહીં?

**મહારાજ** - જેમાં ચેતના ઉદ્ભવે છે, તે વૈશ્વિક ચેતના કે મનને આપણે ચેતનાનું પોત કહીએ છીએ. ચેતનાના સઘળા પદાર્થો વિશ્વને રચે છે. તે બન્નેની પેલે પાર રહેલું, બન્નેને આધાર આપતું, જે છે તે સર્વોચ્ચ અવસ્થા છે, એક એવી અવસ્થા કે જ્યાં નરી સ્તબ્ધતા અને નિરવતા હોય છે. જે કોઈ ત્યાં જાય છે તે લય પામે છે. શબ્દો કે મન ત્યાં નથી પહોંચી શકતાં . તમે તેને ઈશ્વર, પરબ્રહ્મ કે સર્વોચ્ચ વાસ્તવિકતા કહી શકો, પરંતુ આ તો મન દ્વારા અપાયેલાં નામો છે. તે નામરહિત, સામગ્રીરહિત, અનાયાસ અને સહજ અવસ્થા છે, હોવા કે ન હોવાની પેલે પાર, સ્વરૂપ કે અસ્વરૂપની પેલે પાર.

**સાધક** - પરંતુ શું વ્યક્તિ સભાન રહે છે, ચેતન રહે છે?

# હું તે છું

**મહારાજ** - જે રીતે વિશ્વ મનનું શરીર છે, તે રીતે ચેતના એ પરબ્રહ્મનું શરીર છે. તે સભાન નથી, ચેતન નથી, પરંતુ ચેતનાને જન્મ આપે છે.

**સાધક** - મારાં રોજબરોજનાં કૃત્યોમાં ઘણું ખરું આદતવશ આપોઆપ થાય છે. હું એકંદર હેતુથી જાગ્રત હોઉં છું, પરંતુ દરેક હલનચલનની વિગતથી નહીં. જેમ જેમ મારી જાગ્રતિ વ્યાપક અને ઊંડી થતી જાય છે, તેમ તેમ વિગતો અચેતનામાં ધકેલાઈ જવાનું વલણ દર્શાવે છે, અને મને સામાન્ય કામકાજો માટે મુક્ત કરે છે. શું આવું જ, પરંતુ કંઈક વિશેષ પ્રમાણમાં, જ્ઞાની માટે નથી બનતું?

**મહારાજ** - ચેતનાના સ્તરે - હા. સ્વરૂપ અવસ્થાના સ્તરે - ના. આ અવસ્થા સમગ્રપણે એક અને અવિભાજ્ય હોય છે, વાસ્તવિકતાનો એક્જૂટ નક્કર સમૂહ. તેને જાણવાનો એક માત્ર ઉપાય તે બની જવું તે છે, તેની સાથે એકરુષ થઇ જું તે છે. મન તેને ન પામી શકે. તેનો અનુભવ કરવા જ્ઞાનેન્દ્રિયોની આવશ્યકતા નથી; તેને જાણવા મનની જરૂર નથી.

**સાધક** - ઈશ્વર તે રીતે જગત ચલાવે છે?

**મહારાજ** - ઈશ્વર જગત નથી ચલાવી રહ્યો.

**સાધક** - તો પછી તે કોણ ચલાવી રહ્યું છે?

**મહારાજ** - કોઈ નહીં. સઘળું તેની જાતે બને છે. તમે જ પ્રશ્ન પૂછી રહ્યા છો અને તમે જ જવાબ પૂરો પાડી રહ્યા છો. અને તમે જ્યારે પ્રશ્ન પૂછો છો ત્યારે તમે જવાબ જાણતા હો છો . ચેતનામાં આ સઘળું એક લીલા છે. સઘળા ભેદો ભ્રામક છે. તમે માત્ર અસત્યને જ જાણી શકો. સત્ય તો તમારે જાતે હોવું છડે.

**સાધક** - એક એવી ચેતના છે જેનું કોઈ સાક્ષી છે અને બીજી એવી ચેતના છે જે પોતે સાક્ષી છે. શું બીજી છે તે સર્વોચ્ચ છે?

**મહારાજ** - બે છે - વ્યક્તિ અને સાક્ષી, એટલે કે જોનાર. જ્યારે તમે તેમને એક તરીકે જુઓ છો, અને તેની પેલે પાર જાઓ છો, ત્યારે તમે સ્વરૂપ અવસ્થામાં હો છો. તે અનુભવગોચર નથી, કારણ કે તે જ તો અનુભવને શક્ય બનાવે છે. તે અસ્તિ અને નાસ્તિની પેલે પાર છે, હોવા અને ન હોવાની પેલે પાર છે. તે નથી તો અરીસો કે નથી તો અરીસાની અંદરનું પ્રતિબિંબ. જે કંઈ છે તે તે જ છે - કાળરહિત વાસ્તવિક્તા, ન માની શકાય તેટલી કઠણ અને નક્કર.

**સાધક** - જ્ઞાની - તે સાક્ષી છે કે પરમસ્વરૂપ?

**મહારાજ** - અલબત્ત, તે પરમસ્વરૂપ છે, પરંતુ તેને વૈશ્વિક સાક્ષી તરીકે પણ જોઈ શકાય.

**સાધક** - પરંતુ તે એક વ્યક્તિ રહે છે, ખરે ને?

**મહારાજ** - જ્યારે તમે તમારી જાતને વ્યક્તિ હોવાનું માનો છો ત્યારે તમને સર્વત્ર વ્યક્તિઓ જ દેખાય છે. વાસ્તવમાં વ્યક્તિઓ છે જ નહીં, માત્ર સ્મૃતિઓના અને આદતોના તંતુઓ જ હોય છે. સાક્ષાત્કાર થતાંની ઘડીએ જ વ્યક્તિ લય પામે છે. તાદાત્મ્ય રહે છે, પરંતુ તાદાત્મ્ય એ કોઈ વ્યક્તિ નથી, તાદાત્મ્ય વાસ્તવિકતામાં ખુદમાં જ અંતર્નિહિત હોય છે. વ્યક્તિને ખુદનું કોઈ હોવાપણું નથી હોતું; વ્યક્તિ સાક્ષીના મનમાંનું પ્રતિબિંબ છે, "હું છું' તે પણ હોવાનો જ એક પ્રકાર છે.

**સાધક** - શું પરમસ્વરૂપ ચેતનામય હોય છે?

**મહારાજ** - નથી તો ચેતનામય હોતું કે નથી તો અચેતનામય હોતું, હું આ અનુભવને આધારે કહી રહ્યો છું.

**સાધક** - પ્રજનન %હ. આ પ્રજ્ન શું છે?

**મહારાજ** - પ્રજ્ઞા એટલે જીવનનું ખુદનું આત્મસભાન નહી તેવું જ્ઞાન.

**સાધક** - શું તે જીવંતતા છે, જીવનઊર્જા છે, જીવંતપણું છે?

**મહારાજ** - ઊર્જા પ્રથમ આવે છે. કારણ કે દરેક ચીજ ઊર્જાનું રૂપ છે. જાગ્રત અવસ્થામાં ચેતના સૌથી વધારે વિભાજીત હોય છે. સ્વપ્નમાં તેના કરતાં ઓછી. અને તેના કરતાંયે ઓછી નિદ્રામાં. ચોથી અસ્થામાં - તુરીયમાં - સમરસ હોય છે. જ્ઞાનીનો નિવાસ એવી વ્યક્ત ન કરી શકાય તેવી એકસ્તરીય વાસ્તવિકતાની - સ્વરૂપસ્થિતિની - પેલે પાર હોય છે.

**સાધક** - મારો હાથ ચીરાયો છે. તે રૂઝાઇ ગયો. કઈ શક્તિથી તે રૂઝાયો?

**મહારાજ** - જીવનશક્તિ વડે.

**સાધક** - તે શક્તિ શું છે?

**મહારાજ** - તે ચેતના છે. સઘળું ચેતના છે.

**સાધક** - ચેતનાનું મૂળ શું છે?

**મહારાજ** - ચેતના ખુદ જ સઘળાનું મૂળ છે.

**સાધક** - ચેતના વિના શું જીવન હોઈ શકે?

**મહારાજ** - ના, ન હોઈ શકે, કે ન તો જીવન વિના ચેતના હોઇ શકે. તે બન્ને એક જ છે. પરંતુ વાસ્તવમાં તો માત્ર પરબ્રહ્મ જ છે. બાકીનું બધું નામ અને રૂપનો ખેલ છે. જયાં સુધી તમે એ ખ્યાલને વળગી રહેશો કે જેને નામ અને આકાર છે તે જ અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી પરબ્રહ્મ તમને અસ્તિત્વ ન ધરાવતું જ દેખાશે. જયારે તમે એ સમજશો કે નામો અને આકારો જે તે કશીયે સામગ્રીરહિત ખાલીખમ ખોખાં જ છે, અને જે વાસ્તવિક છે તે નામરહિત અને આકારરહિત છે, વિશુધ્ધ જીવનઊર્જા છે અને ચેતનાનો પ્રકાશ છે, ત્યારે જ તમને શાંતિ મળશે - ત્યારે જ તમે બ્રહ્મની ગહન નિરવતામાં ડૂબશો, તરબોળ થશો.

**સાધક** - જો સ્થળ અને કાળ માત્ર ભ્રમ જ હોય અને આપ તેની પાર હો તો કૃપા કરી મને એ કહો કે ન્યુયોર્કમાં હવામાન કેવું છે. ત્યાં ગરમી છે કે વરસાદ પડી રહ્યો છે?

**મહારાજ** - હું તે કઇ રીતે કહી શકું? આવી બાબતો વિશિષ્ટ તાલીમ માગે છે. અથવા તો પછી મુસાફરી કરી ન્યુ યોર્ક જવું પડે. એવું બને કે હું સ્થળ અને કાળની પેલે પાર છું તેની મને પાકો ખાતરી હોય, અને તેમ છતાંયે મારી જાતને મારી મરજી પ્રમાણે સ્થળ અને કાળના કોઇ ચોક્કસ બિંદુએ ન દર્શાવી શકું. વળી મને તેમાં રસ પણ નથી; તે માટે યોગની વિશિષ્ટ તાલીમ લેવાનો મને કોઈ અર્થ નથી લાગતો. મે અત્યારે જ ન્યુ યોર્ક વિશે સાંભળ્યું. માસ માટે તે એક શબ્દ છે. શબ્દ મને જે કહે છે તેથી વધારે મારે શા માટે જાણવું જોઇએ? દરેક પરમાણુ વિશ્વ હોય તેવું બને, આપણા જેટલો જ અટપટો. શું મારે તે બધાને જાણવા જ જોઇએ. ર હું જાણી શકું - જો તાલીમ લઉં તો.

## માયા અને વાસ્તવિકતા [ ૧૪ ]

**સાધક** - ન્યુ યોર્કના હવામાન વિશે પ્રશ્ન પૂછીને મેં ક્યાં ભૂલ કરી?

## હું તે છું

**મહારાજ** - જગત અને મન તે અસ્તિત્વની અવસ્થાઓ છે. બ્રહ્મ એ કોઇ અવસ્થા નથી. તે સર્વ અવસ્થાઓમાં વ્યાપ્ત છે, પરંતુ તે અન્ય કશાકની અવસ્થા નથી. તે સમગ્રપણે કારણરહિત છે, સ્વતંત્ર છે, સ્વયંપૂર્ણ છે, સ્થળ અને કાળથી પર છે, મન અને પદાર્થથી પર છે.

**સાધક** - આપ તેને કંયા ચિહ્નના આધારે ઓળખો છોર

**મહારાજ** - તેજ મુદ્દો છે- તે પોતાની પાછળ કોઇ જ અવશેષ નથી છોડતું. એવું કશું જ નથી કે જેના પરથી તેને ઓળખી શકાય. ચિહ્નો અને અભિગમો માટેની બધી જ શોધોનો ત્યાગ કરીને તેને પ્રત્યક્ષ જ જોવું પડે. જ્યારે બધાં જ નામો અને રૂપોનો ત્યાગ કરી દેવામાં આવ્યો હોય છે ત્યારે બ્રહ્મ તમારી સાથે હોય છે. તમારે તેને શોધવાની કોઇ જ આવશ્યકતા નથી. અનેકતા અને વિવિધતા એ માત્ર મનની રમત છે. સ્વરૂપ તો એક જ છે.

**સાધક** - જો બ્રહ્મ પાછળ કોઇ જ પુરાવો ન છોડતું હોય તો પછી તેના વિશે વાત કરવાનો કોઇ અર્થ નથી.

**મહારાજ** - તે છે જ. તેનો કોઇ નકાર થઈ શકે તેમ નથી. તે ગહન અને ગૂઢ છે, રહસ્યની પેલે પારનું પણ રહસ્ય છે. પરંતુ તે છે, જ્યારે અન્ય સઘળું તો માત્ર બને છે.

**સાધક** - શું તે અજ્ઞાત છે?

**મહારાજ** - તે જ્ઞાત અને અજ્ઞાત બન્નેની પેલે પાર છે. પરંતુ હું તેને અજ્ઞાત કહેવા કરતાં જ્ઞાત કહેવાનું વધારે પસંદ કરીશ. કારણ કે જ્યારે પણ કશાકને જાણવામાં આવે છે ત્યારે જેને જાણવામાં આવે છે તે સ્વરૂપ જ હોય છે.

**સાધક** - શું મૌન એ સ્વરૂપનો ગુણ છે?

**મહારાજ** - તે પણ મનનો જ ગુણ છે. બધી અવસ્થાઓ અને પરિસ્થિતિઓ મનનાં જ છે.

**સાધક** - સમાધિનું સ્થાન શું ?

**મહારાજ** - પોતાની ચેતનાનો ઉપયોગ ન કરવો તે સમાધિ છે. તમે તમારા મનને બસ એકલું જ છોડી દો છો. તમે કશું જ ઇચ્છતા નથી, ન તો તમારા શરીર પાસેથી, ન તો તમારા મન પાસેથી.

**સાધક** - વારંવાર આપ કહેતા રહો છો કે ઘટનાઓ કારણરહિત છે, કશુંક બને છે અને તેનું કોઈ કારણ ન હોઈ શકે. એટલું તો ચોક્કસ કે દરેક બાબત પાછળ કોઇકને કોઈક કે કેટલાંક કારણો જરૂર હોય છે. મારે ઘટનાઓ પાછળ રહેલી આ કારણરહિતતાને કઇ રીતે સમજવી?

**મહારાજ** - સર્વોચ્ચ દૃષ્ટિકોણ પ્રમાણે જગતને કોઇ કારણ નથી.

**સાધક** - પરંતુ આપનો પોતાનો અનુભવ શો છે?

**મહારાજ** - સઘળું કારણરહિત છે. જગતને કોઈ કારણ નથી.

**સાધક** - હું એ કારણો વિશે નથી પૂછી રહ્યો જે આ જગતની ઉત્પત્તિ ભણી દોરી ગયાં. જગતની ઉત્પત્તિ કોણે જોઈ છે? એવું બને કે તે આદિરહિત હોય, સદાયે અસ્તિત્વ ધરાવતું. પરંતુ હું તો આ જગતની વાત કરી રહ્યો છું. હું આ જગતને અસ્તિત્વ ધરાવતું સમજું છું - કોઈક રીતે. તેમાં ઘણી બધી ચીજો આવેલી છે. એટલું તો ચોક્કસ કે દરેકપાછળ કોઇકને કોઇક કારણ હોવું જોઇએ, કે કેટલાંક કારણો હોવાં જોઇએ.

**મહારાજ** - એક વાર તમે તમારા માટે સ્થળ અને કાળમાં કારણ વડે સંચાલિત કોઇ જગત સર્જો છો કે પછી તમારા માટે એ બનવાનું જ કે તમારે કારણની શોધ ચલાવવી પડે અને તમને દરેક બાબત માટે કારણો મળી પણ રહેવાનાં. તમે પ્રશ્ન પૂછો છો અને પછી તેના પર જવાબ લાદો છો.

# હું તે છું

**સાધક** - મારો પ્રશ્ન ખૂબ જ સીધોસાદો છેઃ હું સઘળા પ્રકારની ચીજો જોઉં છું અને સમજું છું કે દરેક પાછળ કારણ હોવું જ જોઈએ, કે કેટલાંક કારણો હોવાં જ જોઈએ. આપ કહો છો તેઓ કારણરહિત છે - આપની દષ્ટિએ. પરંતુ, આપના માટે તો કશાનું અસ્તિત્વ જ નથી, માટે, કાર્યકારણનો પ્રશ્ન ખડો નથી થતો. તેમ છતાંયે આપ ચીજોના અસ્તિત્વને સ્વીકારતા લાગો છો, પરંતુ તેમની પાછળના કારણોની ના પાડો છો. આ જ મારી સમજમાં નથી આવતું. એક તરફ આપ ચીજોના અસ્તિત્વને સ્વીકારો છો, તો પછી બીજી તરફ તેમની પાછળનાં કારણોને શા માટે નકારો છો?

**સાધક** - મને માત્ર ચેતના જ દેખાય છે, અને દરેક ચીજ મને ચેતના રૂપે જ દેખાય છે, જે રીતે સીનેમાના પડદા પર તમને ચિત્ર માત્ર પ્રકાશ રૂપે જ દેખાતું હોય છે.

**સાધક** - તેમ છતાંયે, પ્રકાશની વિવિધ ગતિ પાછળ કોઈને કોઈ કારણ હોય છે.

**મહારાજ** - પ્રકાશ જરાપણ ગતિ નથી કરતો. તમે એ સારી રીતે જાણો છો કે ચિત્રની દેખાતી ગતિ ભ્રામક છે, ફિલ્મ પરની તેજછાયા સાથેના પ્રકાશના વ્યવહારની તે હારમાળા છે. ગતિ તો કરે છે ફિલ્મ - જે મન છે.

**સાધક** - આ વાત ચિત્રને કારણરહિત પુરવાર નથી કરતી. ફિલ્મ છે, અભિનેતાઓ છે, ટેક્નિશિયનો છે; દિગ્દર્શક છે, પ્રોડ્યુસર છે, વિવિધ ઉત્પાદકો છે. જગત કાર્યકારણથી સંચાલિત છે. દરેક ચીજ અંદરખાને એકબીજા સાથે સંકળાયેલી છે, જોડાયેલી છે.

**મહારાજ** - અલબત્ત, દરેક ચીજ અંદરખાને એકબીજા સાથે સંકળાયેલી છે, જોડાયેલી છે. અને માટે જ દરકે ચીજને અનેક કારણો છે. નાનામાં નાની ચીજમાં પણ સમગ્ર વિશ્વનો ફાળો હોય છે. કોઇ ચીજ જેવી છે તેવી છે, કારણ કે જગત જેવું છે તેવું છે. તમે સમજો , તમે સોનાનાં ઘરેણાં સાથે કામ પાડો છો - જ્યારે હું સોના સાથે. જુદાં જુદાં ઘરેણાંઓ વચ્ચે કોઈ કાર્યકારણ સંબંધ નથી. જ્યારે તમે બીજું ઘરેણું બનાવવા પહેલાં ઘરેણાને પીગાળો છો ત્યારે તે બે વચ્ચે કોઇ કાર્યકારણ સંબંધ નથી. બેમાં જો કોઈ સામાન્ય ઘટક હોય તો તે સોનું છે. પરંતુ તમે એવું નથી કહી શકતા કે સોનું કારણ છે. તે દાગીનાઓ મનમાં "હું છું' તરીકે પ્રતિબિંબિત થાય છે, અમુક ખાસ નામ અને આકારના ઘરેણાં તરીકે પ્રતિબિંબિત થાય છે. તેમ છતાંયે સઘળું સોનું જ છે. તે જ રીતે સ્વરૂપ દરેક ચીજને શક્ય બનાવે છે, અને તેમ છતાંયે કોઇ ચીજ એવી નથી કે જે કોઇ ચીજને જેવી છે તેવી બનાવે છે, જેને નામ અને રૂપ આપે છે તે સ્વરૂપમાંથી આવતી હોય. પરંતુ કાર્યકારણ બાબતે આટલી બધી ચિંતા શા માટે? કારણોનું શું મહત્ત્વ છે, જયારે વસ્તુઓ પોતે જ અનિત્ય છે? જે આવે છે તેને આવવા દો અને જે જાય છે તેને જવા દો - શા માટે વસ્તુઓને વળગવું અને તેમનાં કારણોની તપાસ કરવી?

**સાધક** - સાપેક્ષ દષ્ટિએ જોવા જઈએ તો દરેક ચીજ પાછળ કારણ હોવું જ જોઈએ.

**મહારાજ** - સાપેક્ષ દષ્ટિ તમારે કયા ઉપયોગની છે તમે નિરપેક્ષ દષ્ટિએ જોવાને સક્ષમ છો - તો પછી શા માટે સાપેક્ષ પર પાછા જવું? શું તમને નિરપેક્ષની બીક લાગે છે?

**સાધક** - હા, મને બીક લાગે છે. મારી કહેવાતી નિરપેક્ષ નિશ્ચિતતાઓ બાબતો પ્રત્યે મને અસાવધ બની જવાનો ભય લાગે છે. જીવનને શાલીન રીતે જીવવા માટે નિરપેક્ષ બાબતો મદદ નથી કરતી. જ્યારે તમારે ખમીસની જરૂર હોય છે ત્યારે તમે કાપડ ખરીદો છો, દરજીને ત્યાં જાઓ છો વગેરે વગેરે.

**મહારાજ** - તમારું આ રીતે વાત કરવું અજ્ઞાન દર્શાવે છે.

**સાધક** - તો જ્ઞાનીનો દષ્ટિકોણ કેવો હોય છે?

# હું તે છું

**મહારાજ** - માત્ર પ્રકાશ જ છે અને તે પ્રકાશ જ સર્વ કંઇ છે. અન્ય સઘળું તે પ્રકાશનું બનેલું ચિત્ર માત્ર છે. ચિત્ર પ્રકાશમાં છે અને પ્રકાશ ચિત્રમાં છે. જીવન અને મૃત્યુ, આત્મા અને અનાત્મા - આ સઘળા ખ્યાલોનો ત્યાગ કરો. તે તમારે કશા ઉપયોગના નથી.

**સાધક** - તે દષ્ટિકોણથી શું આપ કાર્યકારણને નકારો છો? સાપેક્ષ દષ્ટિકોણથી આ વિશ્વ દરેક ચીજનું કારણ છે. નિરપેક્ષ દષ્ટિકોણથી કશું છે જ નહીં.

**મહારાજ** - તમે કયા દષ્ટિકોણથી પૂછી રહ્યા છો?

**સાધક** - રોજબરોજની જાગ્રત અવસ્થાએથી, જેમાં આ સઘળી ચર્ચા ઘટે છે.

**મહારાજ** - જાગ્રત અવસ્થામાં આ સઘળી સમસ્યાઓ ઉદ્‌ભવે છે, કારણ કે તેનો સ્વભાવ જ તેવો છે. પરંતુ તમે હમેશાં તે અવસ્થામાં નથી હોતા. એ અવસ્થામાં તમે શું ભલું કરી શકો કે જેમાં તમે નિઃસહાયપણે પડો છો અને પછી પાછા બહાર આવો છો. તમારી જાગ્રત અવસ્થામાં જે રીતે હોવાનું તે સઘળું તમને કદાચ દેખાઇ શકે તે કાર્યકારણ વડે એકબીજા સાથે જોડાયેલું છે તે જાણવું તમને કઇ રીતે મદદ કરે છે?

**સાધક** - જગત અને જાગ્રત અવસ્થા એક સાથે જ ઉદ્‌ભવે છે અને લય પામે છે.

**મહારાજ** - જ્યારે મન વૃતિરહિત, સાવ જ શાંત હોય છે ત્યારે જાગ્રત અવસ્થા નથી હોતી. સા- “ઈશ્વર”, “વિશ્વ', “સમગ્ર', “બ્રહ્મ', “નિરપેક્ષ', “પરબ્રહ્મ એ બધા શબ્દો તો હવામાંના ઘોઘાટો છે, કારણ કે તેમના પર કોઇ જ પગલાં લઇ શકાય તેમ નથી.

**મહારાજ** - તમે એવા પ્રશ્નો ખડા કરી રહ્યા છો જેના જવાબ માત્ર તમે જ આપી શકો.

**સાધક** - આ રીતે મને ટાળો નહીં! સમગ્રતા, વિશ્વ અને એવી એવી કાલ્પનિક બાબતો વિશે બોલવામાં આપ બહું ઉત્સુક છો! તે કંઇ અહીં આવીને આપને તેમના વતી બોલતા અટકાવી શકે તેમ નથી. મને તેવા બેજવાબદાર સામાન્યીકરણ જરા પણ પસંદ નથી, હું તેમને ધિક્કારું છું! અને આપ તેમને વ્યક્તિરૂપ બક્ષવાનું ભારે વલણ ધરાવો છો. કાર્યકારણ સંબંધ વિના કોઇ જ વ્યવસ્થા નહીં હોય; કે પછી કોઇ હેતુપૂર્ણ કૃત્ય શક્ય નહીં હોય.

**મહારાજ** - શું તમે દરેક ઘટનાના બધાં જ કારણોને જાણવા માગો છો ? શું તે શક્ય છે?

**સાધક** - હું જાણું છું કે તે શક્ય નથી! હું તો માત્ર એટલું જ જાણવા માગું છું કે શું દરેક બાબતો માટે કારણો હોય છે ? અને શું તે કારણોને પ્રભાવિત કરી શકાય છે ? અને તેમ કરીને શું ઘટનાઓ પર પ્રભાવ પાડી શકાય છે?

**મહારાજ** - ઘટનાઓને પ્રભાવિત કરવા તમારે કારણોને જાણવા આવશ્યક નથી. સઘળું કરવા માટેની આ કેવી ગોળ ગોળ રીત છે! શું તમે પોતે જ દરેક ઘટનાના આદિ અને અંત નથી? ઉદ્‌ભવ અને લય નથી? તેને ઉદ્ગમ આગળ જ નિયંત્રિત કરો.

**સાધક** - દરરોજ સવારે હું અખબાર હાથમાં લઉં છું અને અણગમા સાથે વાંચું છું કે જગતના દુઃખો - ગરીબી, ધૃણા અને યુધ્દ્દો - વણઘટ્યા ચાલુ જ છે. મારા પ્રશ્નોને દુઃખ, તેના કારણ, અને તેના ઈલાજની હકીકંત સાથે નિસ્બત છે. બોધ્દ્ તત્ત્વજ્ઞાનનો હવાલો આપીને મને ટાળશો નહીં! મારા પર કોઈક લેબલ ન ચીપકાવી દેતા. કારણરહિતતા બાબતનો આપનો આગ્રહ દુનિયા ક્યારેક પણ બહેત્તર બનશે તેવી આશા પર પાણી ફેરવી દે છે.

**મહારાજ** - તમે ગૂંચવાયેલા છો, કારણ કે તમે માનો છો કે તમે જગતમાં છો, નહીં કે જગત તમારામાં. પહેલાં કોણ આવ્યું - તમે કે તમારા માતાપિતા? તમે કલ્મના કરો છો કે તમે અમુક સમયે અને અમુક જગ્યાએ જન્મ્યા હતા, કે તમારે કોઇ માતા અને કોઈ પિતા છે, કે તમારે કોઇ શરીર અને કોઈ

# હું તે છું

નામ છે. આ તમારી ભૂલ છે અને તમારી આપત્તિ છે! એટલું ચોક્કસ કે જો તમે તમારા જગત પર કામ કરો તો તમારા જગતને બદલી શકો. પૂરા ખંતથી તેમ કરો. તમને કોણ અટકાવે છે? મેં તમને કદીયે હતોત્સાહ નથી કર્યા. કારણો હોય કે ન હોય, તમે આ જગતને બનાવ્યું છે અને તમે તેને બદલી શકો છો.

**સાધક** - કારણરહિત જગત પૂર્ણપણે મારા અંકુશ બહાર છે.

**મહારાજ** - ઉલટાનું, જે જગતના તમે જ ઉદ્ગમ છો અને આધાર છો, તે બદલાવા માટે પૂર્ણપણે તમારી સત્તા હેઠળ છે. જે કંઇ સર્જાયું છે તેને હમેશાં વિસર્જિત કરી શકાય છે અને ફરી સર્જી શકાય છે. તમે જે પ્રમાણે ઇચ્છો છો તે જ પ્રમાણે સઘળું બનશે, શરત એ છે કે તમારે ખરેખર તેમ ઇચ્છવું પડે.

**સાધક** - હું તો માત્ર એટલું જ જાણવા માગું છું કે જગતના દુઃખો સાથે કઇ રીતે કામ પાડવું.

**મહારાજ** - તમારી ઇચ્છાઓ અને ભયોને કારણે તમે જ તેમને સર્જ્યા છે, તમે જ તેની સાથે કામ પાડો. પડદા પરના ચિત્રને વાસ્તવિકતા બક્ષ્યા બાદ, તમે તેમાંના લોકોને ચાહો છો, તેમના માટે યાતનાઓ વેઠો છો અને તેમને બચાવવાની ઇચ્છા કરો છો. આવું તો છે જ નહીં. તમારે તમારાથી જ શરૂઆત કરવી પડે. તે સિવાય અન્ય કોઇ ઉપાય નથી. અલબત્ત, કામ કરો. કામ કરવામાં કોઇ નુકસાન નથી.

**સાધક** - તમારું વિશ્વ દરેક શક્ય અનુભવ ધરાવતું હોય તેવું લાગે છે. વ્યક્તિ તેમાં એક રેખા દોરે છે અને મજાની કે અણગમતી અવસ્થા અનુભવે છે. આને કારણે પ્રશ્ન પૂછવાનું અને શોધ કરવાનું શરૂ થાય છે, જે દ્રષ્ટિકોણને વિશાળ બનાવે છે અને વ્યક્તિને તેના સંકુચિત અને સ્વ-સર્જિત, મર્યાદિત અને સ્વકેન્દ્રિત જગતની પેલે પાર જવાને સક્ષમ બનાવે છે. આ વ્યક્તિગત જગત સમયાંતરે બદલી શકાય છે. વિશ્વ સમયાતીત અને ક્ષતિરહિત છે, સંપૂર્ણ છે.

**મહારાજ** - આભાસને વાસ્તવિકતા સમજવી તે એક ગંભીર ભૂલ છે અને તે જ સઘળી આપત્તિઓનું કારણ છે. તમે સર્વવ્યાપક, શાશ્વત અને અસીમ સર્જનાત્મક જાગ્રતિ છો, ચેતના છો. અન્ય સઘળું સ્થાનિક અને અલ્પકાલીન છે. તમે કોણ છો તે ન ભૂલશો. દરમિયાનમાં તમારા હ્રદયને સંતોષ ન થાય ત્યાં સુધી મન ભરીને કામ કરો. કામ અને જ્ઞાને હાથમાં હાથ પરોવીને આગળ ધપવું જોઇએ.

**સાધક** - મારી પોતાની લાગણી એવી છે કે મારો આધ્યાત્મિક વિકાસ મારા હાથમાં નથી. વ્યક્તિએ પોતાની યોજનાઓ બનાવવી અને તેમને આગળ ધપાવવી તે બાબત તેને ક્યાંય નથી દોરી જતી. હું બસ મારી જ ફરતે ચક્કર લગાવ્યા કરું છું. જ્યારે ઇશ્વર ફળને પાકી ગયાનું વિચારશે ત્યારે તે તેને ચૂંટી લેશે અને ખાઇ જશે. જે કોઇ ફળ તેને કાચું લાગશે તે જગતના વૃક્ષ પર એક ઓર દિવસ રહેશે.

**મહારાજ** - શું તમે એવું વિચારો છો કે ભગવાન તમને જાણે છે? અરે, તે તો જગતને પણ નથી જાણતો.

**સાધક** - તમારો ભગવાન અલગ છે. મારો અલગ છે. મારો દયાવાન છે. તે અમારી સાથે યાતના ભોગવવામાં જોડાય છે.

**મહારાજ** - તમે એકને બચાવવા પ્રાર્થના કરો છો, જ્યારે બીજી તરફ હજારો મરે છે. અને જો બધા મરવાનું બંધ કરશે તો પૃથ્વી પર પગ મૂકવાની જગ્યા નહીં રહે.

**સાધક** - હું મૃત્યુથી નથી બીતો. મારી નિસ્બત દુઃખ અને યાતનાઓ સાથે છે. મારો ભગવાન સીધોસાદો ભગવાન છે અને કંઇક નિઃસહાય પણ. અમને શાણા બનવાની ફરજ પાડવા માટે તેની પાસે કોઇ સત્તા નથી. તે માત્ર ઊભો રહી શકે છે અને રાહ જોઇ શકે છે.

**મહારાજ** - જો તમે અને તમારો ભગવાન બક્ષે નિઃસહાય છો તો પછી તેનો ગલિત અર્થ શું એવો નથી થતો કે આ જગત અકસ્માતે અસ્તિત્વમાં આવ્યું છે? અને જો તેમ જ હોય તો, તેની પેલે પાર જવું તે જ માત્ર તમે કરી શકો.

## જ્ઞાની [૧૫]

**સાધક** - ઈશ્વરની તાકાત વિના કશું જ કરી શકાય તેમ નથી. તેમના વિનતા આપ અહીં આગળ બેસીને અમારી સાથે વાત પણ ન કરી રહ્યા હોત.

**મહારાજ** - સઘળું તેનું જ કર્તૃત્વ છે, તે બાબતે કોઇ શંકા નથી. પરંતુ તેથી મારે શું, કારણ કે મારે કશું જ જોઈતું નથી? ઈશ્વર મને શું આપી શકે, કે મારી પાસેથી શું લઈ લઈ શકે? જે મારું છે તે મારું જ છે અને ઈશ્વર નહોતો ત્યારે પણ તે મારું જ હતું. અલબત્ત, તે ખૂબ જ ટચૂકડી ચીજ છે , એક રજકણ જ - પેલો "હું છું' ભાવ, હોવાની હકીકત. આ મારું પોતાનું સ્થાન છે, તે મને કોઈએ નથી આપ્યું. આ પૃથ્વી મારી છે, તેના પર જે ઉગે છે તે ઈશ્વરનું છે.

**સાધક** - શું ઈશ્વરે પૃથ્વી આપની પાસેથી ભાડાપટે લીધી છે?

**મહારાજ** - ઈશ્વર મારો ભક્ત છે અને આ સઘળું મારા માટે કર્યું છે.

**સાધક** - શું આપનાથી અલગ કોઈ ઈશ્વર નથી?

**મહારાજ** - કઈ રીતે હોઈ શકે? "હું છું' મૂળ છે, ઈશ્વર વૃક્ષ છે. હું કોને ભજું, અને શાને માટે?

**સાધક** - શું આપ ભક્ત છો કે પછી ભક્તિનું પાત્ર છો?

**મહારાજ** - બેમાંથી હું કંઈ નથી, હું ભક્તિ પોતે છું.

**સાધક** - જગતમાં પૂરતી ભક્તિ નથી.

**મહારાજ** - તમને હમેશાં જગતને બહેત્તર બનાવવાના જ વિચાર આવે છે. શું તમે ખરેખર એવું માનો છો કે જગત પોતાના ઉધ્ધાર માટે તમારી રાહ જોઈ રહ્યું છે?

**સાધક** - મને ખબર નથી કે હું જગત માટે કેટલું કરી શકું. હું તો માત્ર પ્રયત્ન કરી શકું. શું એવું અન્ય કંઈ છે કે જે તમે ઈચ્છો છો કે હું કરુ?

**મહારાજ** - તમારા વિના જગત છે ખરું? જગત વિશે તમે બધું જાણો છો, પરંતુ તમારા પોતાના વિશે તમે કશું જ જાણતા નથી. તમારા કાર્યના તમે પોતે જ ઓજાર છો, તમારી પાસે અન્ય કોઈ ઓજારો નથી. કાર્ય કરવાનું વિચારો તે પહેલાં તમે તમારા ઓજારતને કેમ સજાવતાં નથી?

**સાધક** - હું રાહ જોઈ શકું છું, જ્યારે જગત રાહ જોઈ શકે તેમ નથી.

**મહારાજ** - તમારી અંદર તપાસ ન કરીને, નજર ન કરીને તમે જગતને રાહ જોવડાવી રહ્યા છો.

**સાધક** - શાને માટે?

**મહારાજ** - એવી વ્યક્તિ માટે કે જે તેને બચાવી શકે, તેનો ઉધ્ધાર કરી શકે.

**સાધક** - ઈશ્વર જગતને ચલાવે છે, ઈશ્વર તેને બચાવશે, તેનો ઉધ્ધાર કરશે.

# હું તે છું

**મહારાજ** - તે તો તમે કહો છો! શું ભગવાન તમારી પાસે આવ્યો હતો અને તેણે તમને કહ્યું હતું કે આ જગત તેનું સર્જન છે અને તે તેની ચિંતા છે, તેની નિસ્બત છે, નહીં કે તમારી?

**સાધક** - શા માટે તે પૂરપૂરી મારી જ નિસ્બત હોવી જોઈએ?

**મહારાજ** - જરા વિચારો. જે જગતમાં તમે જીવો છો તેના વિશે બીજું કોણ જાણે છે?

**સાધક** - આપ જાણો છો. દરેક જણ જાણે છે.

**મહારાજ** - તમને તે કહેવા તમારા જગતની બહારથી કોઈ આવ્યું હતું? તમારા જગતમાં હું પોતે અને અન્ય સૌ દૃશ્યમાન થઈએ છીએ અને અદૃશ્ય થઈએ છીએ. અમે સૌ તમારી દયા પર એ.

**સાધક** - તે એટલું બધું તો ખરાબ ન હોઈ શકે! જે રીતે આપ મારા જગતમાં અસ્તિત્વ ધરાવો છો તે રીતે હું આપના જગતમાં અસ્તિત્વ ધરાવું છું.

**મહારાજ** - મારા જગતના તમારી પાસે કોઈ પુરાવા નથી. તમે પૂરેપૂરા તમારા પોતાના નિર્મિત કરેલા જગતથી આવૃત્ત છો, વીંટળાયેલા છો.

**સાધક** - એમ છે. સાવ જ, પરંતુ - નિરાશાજનક રીતે?

**મહારાજ** - તમારા જગતની જેલમાં એક માણસ પ્રગટ થાય છે અને તમને કહે છે કે તમે જે પીડાકારી વિરોધાભાસોનું જગત સર્જ્યાં છે તે નથી તો સાતત્યપૂર્ણ કે નથી તો કાયમી અને તે ગેરસમજ પર આધારિત છે, રચાયું છે. જે રીતે તમે તેમાં પ્રવેશ્યા હતા તે જ રીતે તે તમને તેમાંથી બહાર નીકળી આવવા ભારપૂર્વક જણાવે છે. તમે શું છો તે ભૂલી જઇને તમે તેમાં પ્રવેશ્યા હતા અને તેમાંથી બહાર પણ તમે તમારી જાતને તે જેવી છે તેવી જાણવાથી જ નીકળી શકશો.

**સાધક** - તે જગતને કઇ રીતે અસર કરે છે?

**મહારાજ** - જયારે તમે જગતથી મુક્ત હો છો ત્યારે તમે તેના માટે કંઇ કરી શકો છો. જયાં સુધી તમે તેના કેદી હો છો ત્યાં સુધી તમે તેને બદલવા નિઃસહાય હો છો, તેના માટે કંઈ જ કરી શકતા નથી. ઉલટાનું, તમે જે કંઇ કરશો તે પરિસ્થિતિને ઓર વણસાવશે.

**સાધક** - સદાચાર મને મુક્ત કરશે.

**મહારાજ** - સદાચાર નિઃશંક તમને અને તમારા જગતને આરામદાયક બનાવશે, અરે તેને સુખરૂપ જગ્યા પણ બનાવશે. પરંતુ તેનો શો ઉપયોગ? તેમાં કોઈ વાસ્તવિકતા નથી. તે લાંબો સમય ટકી ન શકે.

**સાધક** - ઈશ્વર મદદ કરશે.

**મહારાજ** - તમને મદદ કરવા ઈશ્વરને તમારા અસ્તિત્વની ખબર હોવી જ જોઇએ તે જરૂરી છે. પરંતુ તમે અને તમારું જગત સ્વપ્નાવસ્થા છે. એવું બને કે સ્વપ્નમાં તમે યાતનાઓ સહન કરતા હો. તેની કોઇને ખબર નથી હોતી, અને માટે તમને કોઇ મદદ ન કરી શકે.

**સાધક** - તો પછી મારા સઘળા પ્રશ્નો, મારાં શોધ અને અભ્યાસ કોઈ જ ઉપયોગનાં નથી?

**મહારાજ** - આ બધું ઉંઘથી થાકી ગયેલા માણસના સળવળાટ સિવાય કશું જ નથી. તે જાગ્રતિનાં કારણો નથી, પરંતુ તેના આગોતરા સંકેતો છે. પરંતુ તમારે ફાલતુ પ્રશ્નો તો ન જ પૂછવા જોઈએ, કારણ કે તેના જવાબો તો તમે જાણતા જ હો છો.

**સાધક** - મારે સાચો જવાબ કઇ રીતે મેળવવો?

# હું તે છું

**મહારાજ** - અશાબ્દિક રીતે સાચો પ્રશ્ન પૂછીને, તમારા હૃદયમાંથી આવતા પ્રકાશ પ્રમાણે જીવવાનું સાહસ કરીને. સત્ય માટે મરવા રાજી માણસ તેને જરૂર મેળવશે.

**સાધક** - એક ઓર પ્રશ્ન. વ્યક્તિ છે. વ્યક્તિને જાણનાર જ્ઞાતા છે. સાક્ષી છે. શું જ્ઞાતા અને સાક્ષી એક જ છે, કે પછી તે અલગ અવસ્થાઓ છે?

**મહારાજ** - જ્ઞાતા અને સાક્ષી બે છે કે એકર? જ્યારે જ્ઞાતથી જ્ઞાતાને અલગ જોવામાં આવે છે ત્યારે, સાક્ષી એક્લો ખડો હોય છે. જ્યારે જ્ઞાત અને જ્ઞાતાને એક તરીકે જોવામાં આવે છે ત્યારે, સાક્ષી તેમની સાથે એકરૂપ બને છે.

**સાધક** - જ્ઞાની કોણ છે? સાક્ષી કે પરબ્રહ્મ?

**મહારાજ** - જ્ઞાની પરબ્રહ્મ છે અને સાક્ષી પણ. તે સ્વરૂપ અને ચૈતન્ય બશે છે. ચેતનાના સંદર્ભમાં તે ચૈતન્ય છે. વિશ્વના સંદર્ભમાં તે વિશુધ્દ્ સ્વરૂપ છે.

**સાધક** - અને વ્યક્તિ બાબતે શું? કયું પહેલાં આવે છે, વ્યક્તિ કે જ્ઞાતા?

**મહારાજ** - વ્યક્તિ એ ખૂબ જ નાનકડી બાબત છે. વાસ્તવમાં તે અન્યોના સંયોગીકરણથી બનેલી છે, એવું ન કહી શકાય કે તે પોતાની જ હેસિયતથી અસ્તિત્વ ધરાવે છે. અનુભવના અભાવમાં તે છે જ નહીં. તે તો મનની માત્ર છાયા છે, સ્મૃતિઓની સમગ્રતા છે. વિશુધ્દ્ સ્વરૂપ મનના દર્પણમાં જ્ઞાતા તરીકે પ્રતિબિબિંત થાય છે. જે કંઇ જ્ઞાત બને છે તે વ્યક્તિનો આકાર ધારણ કરે છે, જે સ્મૃતિ અને આદતો પર આધારિત હોય છે. તે બસ માત્ર છાયા છે, અથવા તો મનના પડદા પર જ્ઞાતાનું પ્રક્ષેપણ છે.

**સાધક** - દર્પણ છે, પ્રતિબિંબ છે. પરંતુ સુર્ય ક્યાં છે?

**મહારાજ** - પરબ્રહ્મ તે સુર્ય છે.

**સાધક** - તે ચેતન હોવું જોઇએ.

**મહારાજ** - નથી તો તે ચેતન કે નથી તો તે અચેતન. તેને ચેતન કે અચેતનની રીતે ન વિચારો. તે જીવન છે, જે તે બશ્નેને સમાવે છે અને તે બશ્નેની પેલે પાર છે.

**સાધક** - જીવન ખૂબ બુધ્દ્શાળી છે. તે અચેતન કઇ રીતે હોઈ શકે?

**મહારાજ** - જ્યારે સ્મૃતિમાં ભંશ હોય છે ત્યારે તમે તેને અચેતન તરીકે વિચારો છો. વાસ્તવમાં માત્ર ચેતન જ હોય છે. જીવન માત્ર ચેતન છે, નર્યું ચૈતન્ય - જીવતુંજાગતું.

**સાધક** - પથ્થરો પણ?

**મહારાજ** - અરે, પથ્થરો પણ ચેતન અને જીવતા છે.

**સાધક** - મને ચિંતા એ બાબતે છે કે હું જેની કલ્પના નથી કરી શકતો તેના અસ્તિત્વને નકારવાનું મારું વલણ છે.

**મહારાજ** - વધારે શાણપણભર્યું તો તમારા માટે એ હશે કે તમે જેની કલ્પના કરો છો તેના અસ્તિત્વને નકારો. કલ્પિત છે તે જ અવાસ્તવિક છે.

**સાધક** - શું સઘળું કલ્પિત અવાસ્તવિક છે?

**મહારાજ** - સ્મૃતિ પર આધારિત કલ્પના અવાસ્તવિક છે. ભવિષ્ય કંઈ સમગ્રપણે અવાસ્તવિક નથી.

**સાધક** - ભવિષ્યનો કયો અંશ વાસ્તવિક છે અને કયો નથી?

**મહારાજ** - અનપેક્ષિત અને આગાહી ન થઇ શકે તેવો અંશ વાસ્તવિક છે.

## ઈચ્છારહિતતા, તે જ ઉચ્ચતમ પરમાનંદ [ ૧૬ ]

સાધક - હું ઘણા સાક્ષાત્કારપ્રાપ્ત લોકોને મળ્યો છું, પરંતુ કદીયે મોક્ષપ્રાતત માણસને નથી મળ્યો. શું આપને કોઇ મોક્ષપ્રાત્ માણસને મળવાનું બન્યું છે, અથવા તો અન્ય સૌ અર્થ ઉપરાંત શું મોક્ષનો અર્થ એવો પણ થાય છે ખરો કે શરીરનો ત્યાગ કરવો?

**મહારાજ** - સાક્ષાત્કાર અને મોક્ષનો અર્થ તમે શું કરો છો ?

**સાધક** - સાક્ષાત્કાર એટલે મારે મન શાંતિ, ભલાઈ અને સૌદર્યનો અદ્‌ભૂત અનુભવ, કે જ્યારે જગત અર્થપૂર્ણ લાગે છે અને જ્યારે પ્રકૃતિ અને પુરુષનું સર્વવ્યાપી ઐક્ય અનુભવવા મળે છે. ભલે આવો અનુભવ લાંબો સમય ટકી ન રહેતો હોય, પરંતુ તેને ભૂલી નથી શકાતો. તે મનમાં એક સ્મૃતિ અને તલસાટ તરીકે ઝળહળતો રહે છે. હું શાની વાત કરી રહ્યો છું તે હું જાણું છું, કારણ કે મને આવા અનુભવો થયા છે. મોક્ષ એટલે મારે મન કાયમ માટે તે અદ્‌ભૂત અવસ્થામાં હોવું. હું એ પૂછી રહ્યો છું કે મોક્ષ શરીરના બચી રહેવા સાથે સુસંગત છે કે કેમ?

**મહારાજ** - શરીરને વળી શું થાય છે?

**સાધક** - શરીર ખૂબ જ નબળું અને અલ્પજીવી છે. તે જરૂરીયાતો અને તીવ્ર ઇચ્છાઓ સર્જે છે. તે વ્યક્તિને અસહ્યપણે મર્યાદિત બનાવી દે છે.

**મહારાજ** - તેથી શું? ભલે શારીરિક અભિવ્યક્તિઓ મર્યાદિત રહેતી. પરંતુ મુક્તિ તો શરીરને અપાવવાની છે - તેના ખોટા અને જાતે લાદેલા ખ્યાલોમાંથી; મુક્તિ કંઇ કોઈ વિશિષ્ટ અનુભવમાં નથી રહેલી, પછી ભલે તે અનુભવ ગમે તેટલો ભવ્ય હોય.

**સાધક** - શું તે કાયમ માટે ટકી રહેતો હોય છે?

ભ**મહારાજ** - સઘળા અનુભવો સમયથી મર્યાદિત છે. જેને કશાને શરૂઆત હોય છે તેને અંત હોય જ.

**સાધક** - તો પછી હું જેને મુક્તિ સમજું છું તેનું અસ્તિત્વ નથી?

**મહારાજ** - ઉલટાનું, વ્યક્તિ હમેશાં મુક્ત જ હોય છે. તમે બક્ષે છો, ચેતન પણ છો અને ચેતન થવાને મુક્ત પણ છો. તમારી પાસેથી આ કોઈ ઝૂંટવી શકે તેમ નથી. શું તમે કદીયે તમારી જાતને અસ્તિત્વમાં ન હોય તેવી જાણી છે, કે અચેતન હોય તેવી જાણી છે?

**સાધક** - એવું કશું કદાચ હું યાદ ન કરી શકું, પરંતુ તે બાબત મારા પ્રસંગોપાત્ત અચેતન હોવાને નાપુરવાર નથી કરતી.

**મહારાજ** - અનુભવ પરથી અનુભવકર્તા પર ધ્યાનને શા માટે લઈ ન જવું અને તમે જે એક માત્ર સત્ય વિધાન કરી શકો તેમ છો - એટલે કે "હું છું' - તેના મહત્ત્વને કેમ ન સમજવું?

**સાધક** - તે કઈ રીતે કરવામાં આવે છે?

**મહારાજ** - અહીં "કઈ રીતે' જેવું કંઈ છે જ નહીં. બસ મનમાં "હું છું' ભાવને રાખો, અને તમારું મન અને ભાવના એક થાય ત્યાં સુધી તેમાં ડૂબેલા રહો. વારંવારના પ્રયાસો વડે તમે ધ્યાન અને

અનુરાગની યોગ્ય સમતુલા પર અણધાર્યા આવી પડશો અને મન "હું છું'ની વિચારભાવના પર દઢપણે પ્રસ્થાપિત થશે. તમે જે કંઈ વિચારો, કહો, કે કરો, હોવાનો આ અપરિવર્તનીય અને અનુરાગયુક્ત ભાવ મનની સદાયે હાજર પશ્ચાદ્‌ભૂ તરીકે રહે છે.

**સાધક** - અને આપ તેને મુક્તિ કહો છો?

**મહારાજ** - હું તેને સાધારણ સ્થિતિ કહું છું. અનાયાસપણે અને સુખેથી હોવું, જાણવું અને વર્તવું તેમાં ખોટું શું છે! તે બાબતને એટલી બધી અસાધારણ શા માટે વિચારવી કે શરીરના તત્કાળ વિનાશની અપેક્ષા રહે? શરીરમાં એવી તે શી ગડબડ છે કે તેણે મરી જવું જોઈએ? શરીર પ્રત્યેના તમારા વલણને સુધારો અને તેને પોતાના પર એકલું છોડો. ન પંપાળો, ન ત્રાસ આપો. બસ તેને ચાલતું રહેવા દો, મોટા ભાગના સમયે સભાન ધ્યાનની ઉચ્ચતમ સીમા હેઠળ.

**સાધક** - મારા અદ્‌ભૂત અનુભવોની સ્મૃતિ મારો પીછો નથી છોડતી. હું તેને ફરી ઈચ્છું છું.

**મહારાજ** - તમે તે અનુભવોને ફરી ઈચ્છો છો માટે જ તમે તે નથી મેળવી શકતા. કોઈ પણ વસ્તુ માટેની ઉત્કટતા જ બધા ગહન અનુભવોને થતાં અટકાવે છે. જે મનને એ જાણ છે કે ચોક્કસપણે તેને શું જોઈએ છે તેને માટે કશીયે મૂલ્યવાન કહેવાય તેવી ઘટના ઘટતી નથી. કારણ કે એવું કશું જ નથી કે જેનું ચિત્ર મન પોતાની સમક્ષ ખડું કરી શકે છે તે કંઈ વિશેષ મૂલ્યવાન હોય.

**સાધક** - તો પછી ઈચ્છવાને પાત્ર શું છે?

**મહારાજ** - શ્રેયને ઈચ્છો. ઉચ્ચતમ સુખને, મહાનતમ મુક્તિને. ઈચ્છારહિતતા ઉચ્ચતમ આનંદ છે, પરમ સુખ છે.

**સાધક** - ઈચ્છામાંથી મુક્તિ તે એ મુક્તિ નથી જે હું ઈચ્છું છું. હું મારી તીવ્રતત ઈચ્છાઓને પરિતૃષ્ત કરવાની આઝાદી ઈચ્છું છું.

**મહારાજ** - તમારી તીવ્રતમ ઈચ્છાઓને તૃપ્ત કરવા તમે મુક્ત છો. હકીકતમાં તમે તે સિવાય અન્ય કંઈ જ નથી કરી રહ્યા.

**સાધક** - હું પ્રયત્ન કરું છું, પરંતુ વચ્ચે એવા વિઘ્નો આવે છે જે મને હતાશ કરે છે.

**મહારાજ** - તેને માત કરો.

**સાધક** - હું નથી કરી શકતો, હું અતિશય જ નબળો છું.

**મહારાજ** - કઈ વાત તમને નબળા બનાવે છે? કઈ નબળાઈ છે? અન્ય લોકો તો તેમની ઈચ્છાઓ પૂરી કરે છે, તમે શા માટે નથી કરતાર્ર

**સાધક** - ચોક્કસ મારામાં ઊર્જાનો અભાવ હોવો જોઈએ.

**મહારાજ** - તમારી ઊર્જાને વળી શું થયું છે? તે ક્યાં જતી રહી છે? શું એવું તો નથી કે તમે તેને કેટલીયે વિરોધાભાસી ઈચ્છાઓ અને પ્રવૃત્તિઓ પાછળ વેરવિખર કરી નાખી હોય? તમારી પાસે ઊર્જાનો કંઈ અખૂટ પુરવઠો નથી.

**સાધક** - શા માટે?

**મહારાજ** - તમારાં લક્ષ્યો નાનકડાં અને નીચાં છે. તેને વધારે ઊર્જાની આવશ્યક્તા નથી. માત્ર ઈશ્વરની ઊર્જા જ અનંત છે - કારણ કે તે પોતાના માટે કશું જ ઈચ્છતો નથી. તેના જેવા બનો અને તમારી સઘળી ઈચ્છાઓ પરિતૃપ્ત થશે. જેમ તમારાં લક્ષ્યો ઊંચાં હશે અને જેમ તમારી ઈચ્છાઓ સર્વવ્યાપી હશે તેમ તેમને પરિતૃપ્ત કરવા માટે તમારી પાસે ઊર્જા પણ વધારે હશે. સૌનું ભલું ઈચ્છો અને વિશ્વ તમારી સાથે કામ કરવામાં જોડાશે. પરંતુ જો તમે માત્ર તમારી પોતાની જ

મજા ઈચ્છશો તો પછી તમારે તે માટે સખત પરિશ્રમ કરીને જાતે જ રળવી પડશે. ઈચ્છા કરવા પહેલાં તેને પાત્ર બનો.

**સાધક** - હું તત્વજ્ઞાન, સમાજવિધા અને કેળવણીના અભ્યાસમાં વ્યસ્ત છું. મને લાગે છે કે હું આત્મસાક્ષાત્કારનું સ્વપ્ન જોઈ શકું તે પહેલાં મારે વધારે માનસિક વિકાસની આવશ્યકતા છે. શું હું યોગ્ય દિશામાં જઈ રહ્યો છું?

**મહારાજ** - આજીવિકા રળવા માટે કોઈક પ્રકારનું વિશિષ્ટ જ્ઞાન આવશ્યક હોય છે. એ બાબતે કોઈ શંકા નથી કે સામાન્ય જ્ઞાન મનને વિકસાવે છે. પરંતુ જો તમે તમારું જીવન જ્ઞાનનો ભંડાર રચવામાં જ ખર્ચવાના હો તો, એટલું સમજી લો કે તમે તમારી ફરતે દીવાલ રચી ઈચ્છારહિતતા, તે જ ઉચ્ચતમ પરમાનંદ રહ્યા છો. મનની પેલે પાર જવા માટે, તેને અતિક્રમી જવા માટે, સુસજ્જ મનની આવશ્યકતા નથી.

**સાધક** - તો પછી શાની આવશ્યકતા છે?

**મહારાજ** - તમારા મનનો વિશ્વાસ ન કરો, અને પેલે પાર જાઓ.

**સાધક** - મનની પેલે પાર મને શું મળશે?

**મહારાજ** - હોવાનો, જાણવાનો અને પ્રેમનો પ્રત્યક્ષ અનુભવ.

**સાધક** - કોઈ મનની પેલે પાર કઈ રીતે જાય છે?

**મહારાજ** - આરંભબિંદુઓ ઘણાં છે - તે સઘળાં એક જ લક્ષ્ય પર લઈ જાય છે. કામના ફળનો ત્યાગ કરીને તમે નિસ્વાર્થ કાર્યથી શરૂઆત કરી શકો; પછી તમે વિચાર કરવાની ક્રિયાનો ત્યાગ કરી શકો અને તેનો અંત સઘળી ઈચ્છાઓના ત્યાગ સાથે આવે. અહીં, ત્યાગ એ જ મુખ્ય બાબત છે, સક્રીય ઘટક છે. અથવા તો તમારે જોઈતી કોઈ પણ ચીજ બાબતે તમે ચિંતા ન કરો, વિચારો નહીં, કશું કરો નહીં અને તમારા મનમાં "હું છું'ને દ્રઢપણે કેન્દ્રિત કરીને માત્ર "હું છું' વિચાર અને ભાવમાં લીન રહો. એવું બને કે તમને કેટલાય પ્રકારના અનુભવો થાય - એ જ્ઞાનમાં અડગ રહો કે જે કંઈ અનુભવગોચર છે તે સઘળું અનિત્ય છે, અને માત્ર "હું છું' જ ટકી રહે છે.

**સાધક** - આવી સાધનાઓ પાછળ હું મારા સમગ્ર જીવનને ન અર્પી શકું. મારે મારી ફરજો પણ બજાવવાની છે.

**મહારાજ** - ચોક્કસ પૂરા ખંતપૂર્વક તમારાં કર્તવ્યો નીભાવો. જે કર્મોમાં તમે લાગણીકીય રીતે ઓતપ્રોત નથી, જે લાભકારક છે અને કોઈ યાતના પેદા નથી કરતા તે તમને બાંધશે નહીં. એવું બને કે તમે કેટલીક દિશાઓમાં વ્યસ્ત હો અને પુષ્કળ ઉત્સાહ સાથે કામ કરતા હો, અને તેમ છતાંયે આંતરિક રીતે મુક્ત અને શાંત રહેતા હો, દર્પણસમ મન સાથે, જે પ્રભાવિત થયા વિના સઘળાને પ્રતિબિંબત કરતું હોય છે.

**સાધક** - શું આવી અવસ્થાનો સાક્ષાત્કાર થઈ શકે?

**મહારાજ** - જો તેમ ન હોત તો હું તે વિશે વાત જ ન કરું. મારે મનોતરંગોમાં શા માટે રાચવું જોઈએ?

**સાધક** - દરેક જણ ધર્મશાસ્ત્રોનો હવાલો આપતું હોય છે.

**મહારાજ** - જેઓ માત્ર ધર્મશાસ્ત્રો જ જાણે છે તેઓ કશું જ જાણતા નથી. જાણવું એટલે હોવું. હું જાણું છું હું શાના વિશે વાત કરી રહ્યો છું; તે વાંચવામાંથી નથી આવ્યું, કે કાનોકાન સાંભળેલું કોઈ ઉધાર જ્ઞાન નથી.

# હું તે છું

**સાધક** - હું એક પ્રોફેસરના હાથ નીચે સંસ્કૃતનો અભ્યાસ કરી રહ્યો છું, પરંતુ વાસ્તવમાં હું શાસ્ત્રોનું માત્ર વાચન જ કરી રહ્યો છું. હું આત્મસાક્ષાત્કારની શોધમાં છું અને જરૂરી માર્ગદર્શન મેળવવા માટે આવ્યો છું. કૃપા કરી મને એ કહો કે મારે શું કરવાનું છે?

**મહારાજ** - તમે ધમશાસ્તો તો વાંચ્યાં છે, પછી મને શા માટે પૂછો છો?

**સાધક** - ધર્મશાસ્ત્રો સર્વસાધારણ દિશાઓ દશાવે છે પરંતુ વ્યક્તિને તો વ્યક્તિગત સૂચનાઓની જરૂર હોય છે.

**મહારાજ** - તમારો પોતાનો આત્મા જ તમારો આખરી શિક્ષક છે, સદ્ગુરુ છે. બાહ્ય શિક્ષક, ગુરુ, તે તો માત્ર માર્ગદર્શક પથ્થર સમાન છે. માત્ર તમારો આંતરિક શિક્ષક, સદ્ગુરુ, જ તમારી સાથે લક્ષ્ય ભણી પગલાં માંડશે, કારણ કે તે જ તો લક્ષ્ય છે.

**સાધક** - અંતર્યામિ ગુરુ, સદ્ગુરુ સુધી સહેલાઈથી નથી પહોંચાતું.

**મહારાજ** - તે તમારી અંદર અને તમારી સાથે જ હોવાથી મુશ્કેલી કંઈ એટલી બધી ગંભીર ન હોઈ શકે. અંદર નજર કરો, અને તમને તે મળી આવશે.

**સાધક** - જ્યારે હું અંદર નજર કરું છું ત્યારે મને સંવેદનાઓ અને તેની સમજ, વિચારો અને લાગણીઓ, ઈચ્છાઓ અને વિવિધ ભયો, સ્મૃતિઓ અને અપેક્ષાઓ જ જોવા મળે છે. હું આ વાદળથી ઘેરાયેલો હોઉં છું અને મને અન્ય કશું જ દેખાતું હોતું નથી.

**મહારાજ** - જે આ સઘળું જુએ છે, અને પેલા શૂન્યને પણ, તે જ તો અંતર્યામિ ગુરુ છે. તે જ એક માત્ર છે, અન્ય સઘળું તો માત્ર દેખાય છે એટલું જ. તે તમારું પોતાનું જ સ્વરૂપ છે, તમારી આશા છે, મુક્તિની ખાતરી છે; તેને શોધો અને તેને વળગો અને તમારો ઉદ્ધાર થશે અને તમે સલામત હશો.

**સાધક** - હું તમારી વાતમાં વિશ્વાસ કરું છું, પરંતુ જ્યારે અંતર્યામિ આત્માને શોધવાની ખરેખર વાત આવે છે ત્યારે તે મને મારા હાથમાંથી છટકી જતો લાગે છે.

**મહારાજ** - "મારા હાથમાંથી છટકી જતો લાગે છે' એ ખ્યાલ ક્યાં ઉદ્ભવે છે?

**સાધક** - મનમાં.

**મહારાજ** - અને મનને કોણ જાણે છે?

**સાધક** - મનનો સાક્ષી.

**મહારાજ** - શું કોઈ તમારી પાસે આવ્યું હતું અને તેણે કહ્યું હતું કે "હું તમારા મનનો સાક્ષી છું"

**સાધક** - અલબત્ત નહીં જ. તે તો મનનો વળી એક ઓર ખ્યાલ હોત.

**મહારાજ** - તો પછી તે સાક્ષી કોણ છે?

**સાધક** - હું પોતે.

**મહારાજ** - આમ, તમે તે સાક્ષીને જાણો છો કારણ કે તમે જ તે સાક્ષી છો. એ આવશ્યક નથી કે તમે સાક્ષીને તમારી સામે જ જુઓ. ફરી અહીં, હોવું એટલે જ જાણવું.

**સાધક** - હા, હું જોઉં છું કે હું સાક્ષી છું, શુધ્દ્ ચેતના પોતે. પરંતુ તે મને કઈ રીતે લાભકારક છે?

**મહારાજ** - કેવો વિચિત્ર પ્રશ્ન! કયા પ્રકારના લાભની તમને અપેક્ષા છે? તમે કોણ છો તે જાણવું તે જ શું પૂરતો લાભ નથી?

**સાધક** - આત્મજ્ઞાનના ઉપયોગો શા છે?

**મહારાજ** - તમે શું નથી તે સમજવામાં તે મદદ કરે છે અને તમને ખોટા ખ્યાલો, ઇચ્છાઓ અને કૃત્યોથી મુક્ત રાખે છે.

**સાધક** - જો હું માત્ર સાક્ષી જ છું તો પછી યોગ્ય અયોગ્યનો, સાચા ખોટાનો, ધર્મ અધમનો સવાલ જ ક્યાં રહે છે ?

**મહારાજ** - તમારી જાતને સમજવામાં તમને જે મદદ કરે છે તે સાચું છે, ધર્મ છે. જે તેમ નથી થવા દેતું તે ખોટું છે, અધર્મ છે . પોતાના સત્ય સ્વરૂપને જાણવું તે પરમાનંદ છે - ભૂલી જવું તે દુઃખ છે.

**સાધક** - શું આ સાક્ષી - ચેતના સત્ય સ્વરૂપ છે?

**મહારાજ** - તે બુધ્ધિમાં સત્યનું પ્રતિબિંબ છે. સત્ય તો પેલે પાર છે. સાક્ષી એ દ્વાર છે કે જે દ્વારા તમે પેલપાર જાઓ છો.

**સાધક** - ધ્યાનનો હેતુ શો છે?

**મહારાજ** - ખોટાને ખોટા તરીકે, અધર્મને અધર્મ તરીકે જોવો તે ધ્યાન છે . ધ્યાન સઘળો સમય ચાલતું રહેવું જોઈએ.

**સાધક** - અમને નિયમિતપણે ધ્યાન કરવાનું કહેવામાં આવે છે.

**મહારાજ** - સાચા અને ખોટા વચ્ચે વિવેક કરવાનો પ્રયત્નપૂર્વકનો રોજીદો અભ્યાસ અને ખોટાનો ત્યાગ તે ધ્યાન છે. ધ્યાનની ઘણા પ્રકારે શરૂઆત કરી શકાય, પરંતુ તે સઘળા આખરે તો એકમાં જ ભળી જાય છે.

**સાધક** - કૃપા કરી મને એ કહો કે આત્માસાક્ષાત્કારનો ટૂંકામાં ટૂંકો માર્ગ કયો છે.

**મહારાજ** - કોઈ માર્ગ લાંબો કે ટૂંકો નથી હોતો, પરંતુ કેટલાક લોકોની ઉત્કટતા વધારે હોય છે તો કેટલાકની ઓછી હોય છેઃ હું તમને મારા વિશે કહી શકું. હું એક સીધોસાદો માણસ હતો, પરંતુ મેં મારા ગુરુ પર વિશ્વાસ કર્યો. તેમણે મને જે કરવા કહ્યું તે મે કર્યું, તેમણે મને "હું છું' પર એકાગ્ર થવા કહ્યું - મે તેમ કર્યું. તેમણે મને કહ્યું કે હું અનુભવાતીત છું, અકલ્પનીય છું - અને મેં વિશ્વાસ કર્યો. મેં તેમને મારાં હૃદય અને આત્મા સમર્પિત કરી દીધાં, મારું સમગ્ર ધ્યાન સમપિત કરી દીધું, અને મારો વધારાનો સઘળો સમય સમર્પિત કરી દીધો (મારે મારા પરિવારને જીવતો રાખવા આજીવિકા રળવી પડતી હતી). શ્રધ્ધા અને ખંતપૂર્વકના સદાચારને પરિણામે મને ત્રણ વરસમાં મારા સ્વરૂપનો સાક્ષાત્કાર થયો. તમે તમને માફક આવે તે રીત પસંદ કરી શકો છો; તમારી ઉત્કટતા પ્રગતિની ઝડપ નક્કી કરશે.

**સાધક** - મારા માટે કોઈ ઈશારો નહી?

**મહારાજ** - "હું છું'ના જાગ્રત ભાવમાં દઢપણે તમારી જાતને પ્રસ્થાપિત કરો. આ જ શરૂઆત છે અને વળી સઘળા પ્રયાસનો અંત પણ.

## સદાયે હાજર [ ૧૭ ]

**સાધક** - મનની ઉચ્ચતમ શકિતઓ સમજ, બુધ્ધિ અને સૂઝ છે. માણસને ત્રણ શરીરો છેઃ પ્રાણશરીર, મનોશરીર, કારણશરીર. પ્રાણશરીર તેના હોવાને, અસ્તિત્વને પ્રતિબિંબત કરે છે; મનોશરીર

તેના જ્ઞાનને અને કારણ શરીર તેની આનંદમય પ્રવૃત્તિને પ્રતિબિંબિત કરે છે. અલબત્ત, આ સઘળા તો ચેતનામાં રૂપો જ છે. પરંતુ તેઓ પોતપોતાના ગુણોને કારણે ભિન્ન હોવાનું દેખાય છે. બુધ્દ્ધિ એ ચિત્તનું મનમાં પડતું પ્રતિબિંબ છે. તે મનને જ્ઞાનયુક્ત બનાવે છે. જેટલી બુધ્દ્ધિ તેજસ્વી તેટલું જ્ઞાન વધારે વ્યાપક, ગહન અને સાચું. વિવિધ બાબતોને જાણવી, લોકોને જાણવા, અને પોતાની જાતને જાણવી તે સઘળી બુધ્દ્ધિની કામગીરી છેઃ છેલ્લી રહી તે સૌથી મહત્ત્વની છે અને તેમાં આગળની બન્નેનો સમાવેશ થાય છે. પોતાની જાતને અને જગતને ખોટી રીતે સમજવાની ક્રિયા ખોટા ખ્યાલો અને ઇચ્છાઓ ભણી દોરી જાય છે, જે પાછું બંધન ભણી દોરી જાય છે. ભ્રમણાના બંધનમાંથી મુક્તિ માટે પોતાની જાતની સાચી સમજ જરૂરી છે. સૈધ્દ્ધાંતિક રીતે તો આ સઘળું મને સમજાય છે, પરંતુ તેને જ્યારે વ્યવહારમાં ઉતારવાની વાત આવે છે ત્યારે હું જોઉં છું કે પરિસ્થિતિઓ અને લોકોને પ્રતિભાવ આપવામાં હું ખૂબ ખરાબ રીતે નિષ્ફળ જાઉં છું અને અયોગ્ય પ્રત્યાઘાતો આપીને હું મારા બંધનોમાં માત્ર ઓર ઉમેરો જ કરું છું. મારા નિસ્તેજ અને સુસ્ત મન માટે જગત વધારે પડતું ત્વરિત છે. મને સમજાય છે અવશ્ય, પરંતુ ખૂબ મોડે મોડે, જ્યારે જૂની આદતો પુનરાવર્તિત થઇ ચૂકી હોય છે.

**મહારાજ** - તો પછી તમારી સમસ્યા શી છે?

**સાધક** - મારે જીવન પ્રત્યેના પ્રતિભાવની આવશ્યકતા છે, માત્ર બુધ્દ્ધિશાળી પ્રતિભાવની જ નહીં, પરંતુ ત્વરિત પણ હોય તેવા પ્રતિભાવની. પૂર્ણ સહજતા વિના, અંતઃસ્ફુરણા વિના હું ત્વરિત ન બની શકું. હું આવી સહજતા, અંતઃસ્ફરણા કઈ રીતે સિધ્દ્ધ કરી શકું?

**મહારાજ** - સુર્યને આકર્ષવા દર્પણ કંઈ જ ન કરી શકે. તે માત્ર સ્વચ્છ રહી શકે. જેવું મન તૈયાર થાય છે કે સુર્ય તેમાં પ્રકાશે છે.

**સાધક** - પ્રકાશ આત્માનો હોય છે કે મનનો?

**મહારાજ** - બન્નેનો. તે પોતે કારણરહિત અને એકધારો છે અને મનના હલનચલન અને પરિવર્તન પ્રમાણે રંગાય છે. મહદ્ અંશે સીનેમામાં બનતું હોય છે તેમ. પ્રકાશ ફિલ્મની પટ્ટીમાં નથી, પરંતુ તે પટ્ટી પ્રકાશને રંગીન બનાવે છે અને વચ્ચે આવીને તે તેને હલનચલન કરતો હોય તેવો દેખાડે છે.

**સાધક** - શું આપ હવે ક્ષતિરહિત પૂર્ણ અવસ્થામાં છો?

**મહારાજ** - જ્યારે મન નિર્મળ હોય છે ત્યારે પૂર્ણતા એ મનની અવસ્થા છે. હું મનની પેલે પાર છું, પછી ભલે મનની અવસ્થા વિશુધ્દ્ધ હોય કે અવિશુધ્દ્ધ. ચૈતન્ય એ મારું સ્વરૂપ છે; આખરે તો હું હોવા નહોવાની પેલે પાર છું, આસ્તિ નાસ્તિથી પર છું.

**સાધક** - શું ધ્યાન આ અવસ્થાએ પહોંચવામાં મને મદદ કરશે?

**મહારાજ** - ધ્યાન તમને તમારાં બંધનોને શોધવામાં, તેમને ઢીલાં કરવામાં, તેમની ગાંઠો છોડવામાં અને તેમને ઉખાડી ફેંકવામાં મદદ કરશે. જયારે તમે કશાથીયે આસક્ત નહીં રહ્યા હો ત્યારે તમે તમારે ફાળે આવતું કર્તવ્ય પૂરું કર્યું હશે. બાકીનું તમારા વતી કોઇક પૂરું કરશે.

**સાધક** - કોણ?

**મહારાજ** - એ જ શક્તિ કે જે તમને અહીં સુધી લઇ આવી છે, જેણે તમારા હૃદયને સત્યની કામના કરવા પ્રેર્યું હતું, તમારા મનને તેને શોધવા પ્રેર્યા હતું. તે એ જ શક્તિ છે જે તમને જીવતા રાખે છે. તમે તેને જીવનશક્તિ કે બ્રહ્મ કહી શકો.

**સાધક** - તે જ શક્તિ સમય પાક્યે મારી હત્યા કરે છે.

**મહારાજ** - શું તમે તમારા જન્મ સમયે હાજર નહોતા? શું તમે તમારા મૃત્યુ સમયે હાજર નહી હો? જે સદાયે હાજર હોય છે તેને શોધો અને તમારા સહજ અને પૂર્ણ પ્રતિભાવની સમસ્યા હલ થઈ જશે.

**સાધક** - શાશ્વતનો સાક્ષાત્કાર અને સદાયે પરિવર્તન પામતી રહેતી અલ્પકાલીન ઘટનાનોઅનાયાસ અને યોગ્ય પ્રતિભાવ તે બન્ને જુદા અને અલગ પ્રશ્નો છે. આપ તેને એકમાં લપેટી દેતા લાગો છો. તેમ કરવા આપ શાથી પ્રેરાઓ છો?

**મહારાજ** - શાશ્વવતનો સાક્ષાત્કાર એટલે શાશ્વત સાથે, અખિલ સાથે, વિશ્વ સાથે એકરૂપ થવું, તેની સમગ્ર સામગ્રી સમેત. દરેક ઘટના અખિલની અસર અને અભિવ્યક્તિ છે અને તે અખિલની મૂળભૂત સંવાદિતામાં છે. અખિલ તરફથી મળતો પૂરો પ્રતિભાવ યોગ્ય, અનાયાસ અને તત્કાળ જ હોવો જોઇએ.

જો તે યોગ્ય હોય તો, તે સિવાય અન્ય કશું જ ન હોઈ શકે. મોડેથી મળેલો પ્રતિભાવ ભૂલભરેલો હોય છે. વિચાર, લાગણી અને કૃત્ય જે પરિસ્થિતિએ સાદ પાડ્યો હોય તેને એકરૂપ જ હોવા જોઈએ અને એક સાથે જ ઘટવાં જોઈએ.

**સાધક** - તે કઈ રીતે બને છે?

**મહારાજ** - મે કહ્યું તો ખરું. તમારા જન્મ સમયે જે હાજર હતો અને તમારા મૃત્યુ સમયે જે સાક્ષી હશે તેને શોધી કાઢો.

**સાધક** - મારા પિતા અને માતા?

**મહારાજ** - હા, તમારા માતા-પિતા, જેમાંથી તમે અવતર્યા હતા તે સ્રોત. કોઈ સમસ્યાને હલ કરવા તમારે તેના મૂળ સુધી જવું પડે. આત્મશોધ અને વૈરાગના વૈશ્વિક વિલાયક(સોલ્વન્ટ)માં તમારી સમસ્યાના વિસર્જન દ્વારા જ, વિગલન દ્વારા જ તમને તેનો યોગ્ય ઉકેલ મળી શકે.

## તમે શું છો તે જાણવા, તમે શું નથી તે શોધો [ ૧૮ ]

**સાધક** - વિશ્વ દ્રવ્ય, મન અને ચૈતન્યનું બનેલું છે તેવી તમારી વિશ્વને વર્ણવાની રીત તે ઘણી રીતોમાંની એક છે. અન્ય ઘણી ભાતો([0દ્૯1115) સાથે વિશ્વ મેળ ખાય તેવી અપેક્ષા છે, અને વ્યક્તિ મૂંઝવણમાં મૂકાઈ જાય છે કે કઈ ભાત સાચી છે અને કઈ ભાત સાચી નથી. આખર જતાં વ્યક્તિ એ વાતની શંકા કરતી થઈ જાય છે કે સઘળી ભાતો માત્ર શાબ્દિક છે અને કોઈ ભાતમાં વાસ્તવિકતા ન હોઈ શકે. આપના કહેવા પ્રમાણે વાસ્તવિકતા ત્રણ ક્ષેત્રોની બનેલી છેઃ દ્રવ્ય-ઊર્જાનું ક્ષેત્ર (શહદાકાશ), ચેતનાનું ક્ષેત્ર (ચિદાકાશ), અને વિશુધ્દ્ આત્માનું ક્ષેત્ર (પરમાકાશ). પહેલું એવું કશુંક છે કે જે ગતિ અને જડત્વ બન્ને ધરાવે છે. જે આપણે અનુભવીએ છીએ. વળી આપણે એ પણ જાણતા હોઈએ છીએ કે આપણે અનુભવીએ છીએ - આપણે સભાન હોઈએ છીએ અને સભાન હોવાથી જાગ્રત તમે શું છો તે જાણવા, તમે શું નથી તે શોધો પણ હોઈએ છીએ. આમ, આપણી પાસે બે છેઃ દ્રવ્ય-ઊર્જા અને સભાનતા/ ચૈતન્ય. દ્રવ્ય આકાશમાં સ્થિત લાગે છે જ્યારે ઊર્જા હમેશાં સમયમાં; તે પરિવર્તન સાથે જોડાયેલી હોય છે અને પરિવર્તનના દરથી મપાય છે. કોઈક રીતે ચૈતન્યસ્થળ અને કાળના એક જ બિંદુમાં અહીં અને અત્યારે જ હોય તેવું લાગે છે.પરંતુ આપ તો એવું સૂચવતા હો તેવું લાગે છે કે ચૈતન્ય પણ વૈશ્વિક છે - જે તેને કાળરહિત, સ્થળરહિત અને અવૈક્તિક બનાવે છે. કોઈક રીતે હું એ સમજી શકું છું કે કાળરહિત

અને સ્થળરહિત અને અહીં અને અત્યારે વચ્ચે કોઇ વિરોધાભાસ નથી, પરંતુ અવૈક્તિક ચેતનાને હું નથી સમજી શકતો. મારા માટે ચૈતન્ય એકચિત્ત, કેન્દ્રિત, વૈયક્તિક, એક વ્યક્તિ હોય છે. આપ એવું કહેતા હો તેવું લાગે છે કે અનુભવકર્તા વિના અનુભવવાની ક્રિયા હોઈ શકે, જ્ઞાતા વિના જ્ઞાન મેળવવાની ક્રિયા હોઇ શકે, પ્રેમી વિના પ્રેમ કરવાની ક્રિયા હોઇ શકે, કર્તા વિના ક્રિયા હોઇ શકે. મને લાગે છે કે જાણવાની ક્રિયા, જ્ઞાતા અને જ્ઞાતની ત્રિપુટી જીવનની એકેએક ક્રિયામાં જોઈ શકાય. ચૈતન્ય ગર્ભિત રીતે ચેતનામય રૂપને, ચેતનાના પદાર્થને અને ચેતન હોવાની હકીકતને સૂચવે છે. જે ચેતનમય છે તેને હું વ્યક્તિ કહું છું. વ્યક્તિ જગતમાં જીવે છે, જગતનો અંશ છે, જગતને પ્રભાવિત કરે છે અને જગત વડે પ્રભાવિત થાય છે.

**મહારાજ** - આ જગત અને આ વ્યક્તિ કેટલાં વાસ્તવિક છે તેની તપાસ તમે શા માટે નથી કરતા?

**સાધક** - અરે, ના! મારે તે તપાસની કોઈ આવશ્યકતા નથી. જે જગતમાં વ્યક્તિ અસ્તિત્વ ધરાવે છે તે જગત કરતાં તે વ્યક્તિ ઓછી વાસ્તવિક ન હોય તેટલું પૂરતું છે.

**મહારાજ** - તો પછી પ્રશ્ન શું છે?

**સાધક** - શું વ્યકેતઓ વાસ્તવિક છે અને સર્વદેશીય બાબતો ખયાલી હોય છે, કે પછી સર્વદેશીય બાબતો વાસ્તવિક હોય છે અને વ્યક્તિઓ ખયાલી હોય છે?

**મહારાજ** - બેમાંથી એક પણ વાસ્તવિક નથી.

**સાધક** - એટલું તો ચોક્કસ કે હું તમારા પ્રત્યુત્તરને મેળવવા જેટલો વાસ્તવિક છું અને હું એક વ્યક્તિ છું.

**મહારાજ** - જ્યારે નિદ્રામાં હો છો ત્યારે નહીં.

**સાધક** - નિદ્રામાં ડૂબકી એટલે કંઇ ગેરહાજરી નહીં. ભલે હું ઉંઘમાં હોઉં પણ હું હોઉં છું તો ખરો જ.

**મહારાજ** - વ્યક્તિ હોવા માટે તમે આત્મસભાન હોવા જ જોઈએ. શું તમે હમેશાં તેવા હો છો?

**સાધક** - અલબત્ત, નિદ્રામાં હોઉં છું ત્યારે નહીં, નહીં તો મૂર્છા સમયે, કે નહીં તો નશામાં હોઉં છું ત્યારે.

**મહારાજ** - તમારા જાગ્રતિના સમયે શું તમે એકધારા સભાન હો છો?

**સાધક** - ના, કેટલીક વાર હું બેધ્યાન હોઉં છું, કે બસ માત્ર લીન હોઉં છું.

**મહારાજ** - સભાનતામાં જે અંતરાલો(ટ્રદ]25) પડે છે તે દરમિયાન તમે શું વ્યક્તિ હો છો?

**સાધક** - અલબત્ત પૂરા સમય દરમિયાન હું તેની તે જ વ્યક્તિ હોઉં છું. હું મારી જાતને ગઈકાલ જેવી જ કે ગયા વરસ જેવી જ યાદ કરી શકું છું - ચોક્કસ હું તેની તે જ વ્યક્તિ હોઉં છું.

**મહારાજ** - તો પછી, વ્યક્તિ હોવા માટે તમારે સ્મૃતિની જરૂર પડે છે, ખરું ને?

**સાધક** - અલબત્ત.

**મહારાજ** - અને સ્મૃતિ વિના તમે શું છો?

**સાધક** - અપૂર્ણ સ્મૃતિ એટલે અપૂર્ણ વ્યક્તિત્વ. સ્મૃતિ વિના હું એક વ્યક્તિ તરીકે અસ્તિત્વ ન ધરાવી શકું.

**મહારાજ** - તમે સ્મૃતિ વિના ચોક્કસ અસ્તિત્વ ધરાવી શકો. તમે તેવું કરતા હો છો - નિદ્રામાં.

**સાધક** - માત્ર જીવતા રહેવાના અર્થમાં. વ્યક્તિ તરીકે નહીં.

# હું તે છું

**મહારાજ** - જયારે તમે સ્વીકારો છો કે એક વ્યક્તિ તરીકે તમે માત્ર તૂટક તૂટક અસ્તિત્વ ધરાવો છો ત્યારે તમે શું મને એ કહી શકશો કે તમારી જાતને એક વ્યક્તિ તરીકે અનુભવતી વખતે વચ્ચે વચ્ચે પડતા અંતરાલો દરમિયાન તમે શું હો છો?

**સાધક** - હું હોઉં છું, પરંતુ એક વ્યક્તિ તરીકે નહીં. અંતરાલો દરમિયાન હું મારી જાતથી સભાન ન હોવાથી હું માત્ર એટલું કહી શકું કે હું અસ્તિત્વ ધરાવતો હોઉં છું, પરંતુ એક વ્યક્તિ તરીકે નહી.

**મહારાજ** - શું આપણે તેને અવૈયક્તિક અસ્તિત્વ કહીશું?

**સાધક** - તે કરતાં હું તેને અભાન/અજાગ્ર અસ્તિત્વ કહેવાનું વધારે પસંદ કરીશ; હું હોઉં છું, પરંતુ એ નથી જાણતો હોતો કે હું છું.

**મહારાજ** - હમણા જ તમે કહ્યું: "હું હોઉં છું, પરંતુ હું એ નથી જાણતો હોતો કે હું છું'. શક્યતઃ તમે શું તમારા અચેતન અવસ્થામાં રહેલા સ્વરૂપ બાબતે આવું કહી શકો ખરા

**સાધક** - ના, ન કહી શકું.

**મહારાજ** - યાદ ન કરી શકવાના અર્થમાં તમે તેને માત્ર ભૂતકાળમાં વર્ણવી શકોઃ "હું જાણતો નહોતો. હું અભાન હતો.

**સાધક** - અભાન હોવાને કારણે હું કઈ રીતે યાદ રાખી શકું અને શું?

**મહારાજ** - શું તમે ખરેખર અભાન હતા, કે પછી બસ તમને યાદ નથી આવતું?

**સાધક** - તે હું કઈ રીતે કહી શકું?

**મહારાજ** - જરા વિચારો. શું તમને ગઈ કાલની એકેએક સેકન્ડ યાદ છે?

**સાધક** - અલબત્ત, નહીં જ.

**મહારાજ** - શું તમે ત્યારે અભાન હતા, અચેતન હતા?

**સાધક** - અલબત્ત, નહીં જ.

**મહારાજ** - આમ, તમે સભાન હો છો અને તેમ છતાં તમને યાદ નથી આવતું.

**સાધક** - ના.

**મહારાજ** - એવું બને કે તમે નિદ્રામાં સભાન હતા અને બસ તમને યાદ નથી આવતું.

**સાધક** - ના, હું સભાન નહોતો. હું નિદ્રાધીન હતો. હું સભાન, સચેતન માણસની જેમ નહોતો વર્તતો.

**મહારાજ** - તમને તેની જાણ કઈ રીતે છે?

**સાધક** - જેઓએ મને નિદ્રાધીન જોયો હતો તેમના વડે મને તેમ કહેવામાં આવ્યું હતું.

**મહારાજ** - તેઓ તો માત્ર એટલું જ કહી શકે કે તેઓએ. તમને આંખો બંધ કરેલા અને નિયમિતપણે શ્વસન કરતા શાંતિથી આડા પડેલા જોયા હતા. તમે અચેતન હતા કે ચેતન તે તેઓ નક્કી નહોતા કરી શક્યા. તમારી પાસે પુરાવા તરીકે માત્ર તમારી સ્મૃતિ છે. તે તો ખૂબ બિનઆધારભૂત પુરાવો કહેવાય!

**સાધક** - હા, હું સ્વીકારું છું કે મારી શરત પ્રમાણે તો માત્ર જાગ્રતિ સમય દરમિયાન જ હું વ્યક્તિ હોઉં છું. વચ્ચેના સમયમાં હું શું હોઉં છું તેની મને ખબર નથી હોતી.

# હું તે છું

**સાધક** - ઓછામાં ઓછું તમે એટલું તો જાણો છો કે તમે જાણતા નથી! જાગ્રત સમયની વચ્ચેના અંતરાલોમાં તમે અચેતન હોવાનો ડોળ કરતા હોવાથી, તે અંતરાલોને એક બાજ છોડો. ચાલો આપણે જાગ્રત સમય પર જ વિચાર કરીએ.

**સાધક** - મારાં સ્વપ્નોમાં હું તેની તે જ વ્યક્તિ હોઉં છું.

**મહારાજ** - મંજૂર. ચાલો આપણે તે બશજ્ને અવસ્થા - જાગ્રત અને સ્વપ્ન - પર એકસાથે જ વિચારીએ. તફાવત માત્ર સાતત્યમાં જ છે. જો તમારાં સ્વપ્નો સુસંગતપણે સાતત્યપૂર્ણ હોત, એક પછી એક રાત્રે તેના તે જ પર્યાવરણને અને તેના તે જ લોકોને ફરી ફરી પાછા લાવતા હોત તો તમારી મૂંઝવણનો પાર ન રહેત કે કઈ અવસ્થા જાગ્રત છે અને કઈ અવસ્થા સ્વપ્ન છે. હવેથી જયારે આપણે જાગ્રત અવસ્થાની વાત કરીશું ત્યારે તેમાં આપણે સ્વપ્ન અવસ્થાને પણ સમાવીશું.

**સાધક** - મંજૂર. હું એક એવી વ્યક્તિ છું જેને જગત સાથે સભાન સંબંધ છે.

**મહારાજ** - તમારા એક વ્યક્તિ હોવા માટે શું જગત અને તેની સાથેનો સભાન સંબંધ આવશ્યક છે?

**સાધક** - અરે, ભલે કોઈ ગુકામાં હું ગોંધાઈ રહેલો હોઉં, હું વ્યક્તિ તો રહું જ છું.

**મહારાજ** - તે ગલિતપણે દેહને અને ગુફાને સૂચિત કરે છે. અને એક એવા જગતને કે જેમાં તેઓ અસ્તિત્વ ધરાવી શકે.

**સાધક** - હા, મને સમજાય છે. જગત અને તેની સભાનતા મારા એક વ્યક્તિ તરીકેના અસ્તિત્વ માટે આવશ્યક છે.

**મહારાજ** - આ બાબત વ્યક્તિને જગતનો હિસ્સો બનાવે છે, અથવા તો જગતને વ્યક્તિનો. તે બન્ને એક જ છે.

**સાધક** - ચૈતન્ય સ્વસ્થિત છે. વ્યક્તિ અને જગત તેમાં ઉદ્ભવે છે.

**મહારાજ** - તમે કહ્યું: "ઉદ્ભવે છે'. શું તમે તેમાં ઉમેરી શકો કે: લય પામે છે?

**સાધક** - ના, ન ઉમેરી શકું. હું માત્ર મારાથી અને મારા જગતના ઉદ્ભવથી જાગ્રત હોઈ શકું. એક વ્યક્તિ તરીકે હું એમ ન કહી શકું કેઃ "જગત નથી. જગત વિના હું તેવું કહેવા વિધામાન ન હોઈ શકું. જગત છે માટે હું એવું કહેવા માટે વિધમાન છું કેઃ "જગત છેઃ.

**મહારાજ** - એવું બને કે તેનાથી ઉલટું હોય. તમારા કારણે જગત છે.

**સાધક** - મને આવું વિધાન અથહીન લાગે છે.

**મહારાજ** - એવું બને કે તેની અર્થહીનતા ઊંડી તપાસ કરતાં વિદાય થઈ જાય.

**સાધક** - તો પછી આપણે શરૂઆત ક્યાંથી કરવી?

**મહારાજ** - હું તો માત્ર એટલું જાણું છું કે જે કુંઈ અન્ય પર આધાર રાખે છે તે વાસ્તવિક નથી હોતું. વાસ્તવિક ખરેખર સ્વતંત્ર હોય છે. વ્યક્તિનું અસ્તિત્વ જગતના અસ્તિત્વ પર આધાર રાખતું હોવાથી અને તે જગતની સીમાથી મર્યાદિત થતું હોવાથી અને તેના વડે વ્યાખ્યાયિત થતું હોવાથી, તે વાસ્તવિક ન હોઈ શકે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે તે સ્વપ્ન તો ન જ હોઈ શકે. વાસ્તવિકતા વસ્તુલક્ષિતામાં રહેલી છે

# હું તે છું

**મહારાજ** - સ્વપ્નને પણ અસ્તિત્વ હોય છે, જ્યારે તેને ઓળખવામાં આવે છે, માણવામાં આવે છે, ટકાવી રાખવામાં આવે છે ત્યારે. જે કંઈ તમે વિચારો કે અનુભવો છો તેને અસ્તિત્વ હોય છે, હોવાપણું હોય છે. પરંતુ એવું બને કે તે એ ન હોય કે જે તમે તેને સમજો છો. એવું બને કે જેને તમે એક વ્યક્તિ તરીકે વિચારો છો તે કંઇક જૂદું જ હોય.

**સાધક** - હું મારી જાતને જે હોવાનું જાણું છું તે જ હું છું.

**મહારાજ** - સંભવતઃ તમે એ ન કહી શકો કે તમે તમારી જાતને જે વિચારો છો તે જ તમે છો! તમારા વિશેના તમારા ખ્યાલો રોજબરોજ પળે પળે પરિવર્તન પામતા રહે છે. તમારી તમારા વિશેની છાપ એ તમારી માલિકીની સૌથી વધુ બદલાતી રહેતી બાબત છે. તે આસપાસના લોકોથી અત્યંત પ્રભાવિત થતી બાબત છે. નજીકની કોઇ વ્યક્તિનું મૃત્યુ પામવું, નોકરી જતી રહેવી, અપમાન વગેરે વડે જેને તમે તમારું વ્યક્તિત્વ કહો છો તે તમારી પોતાના વિશેની છાપ પર જબરો પ્રભાવ પડે છે. તમે શું છો તે જાણવા માટે પ્રથમ તો તમારે તમે શું નથી તે બાબતે તપાસ કરવી જોઇએ. અને તમે શું નથી તે જાણવા માટે તમારે તમારી જાતનું બારીકાઈથી નિરીક્ષણ કરવું પડે અને પાયાની હકોકત "હું છું'ની સાથે જેનો મેળ ન પડતો હોય તે સઘળાને નકારવું પડે. એવા ખ્યાલો કે - હું અમુક જગ્યાએ, અમુક સમયે મારા માતાપિતામાંથી અવતર્યો હતો અને હાલમાં હું ફલાણો ફલાણો છું, અમુક જગ્યાએ રહું છું, અમુક વ્યક્તિને પરણ્યો છું, અમુક વ્યક્તિનો પિતા છું, અમુક વ્યક્તિનો નોકરીયાત છું, વગેરે વગેરે આ "હું છું' ભાવમાં અંતર્નિહિત નથી. આપણું સાધારણ વલણ "હું આ છું'નું છે. ખંતપૂર્વક એકધારા મચી રહીને "હું છું'ને "આ' કે "પેલા'થી અલગ પાડી અને હોવું, માત્ર હોવું એટલે શું તેને "'આ/ફલાણા' કે "'પેલા/ઢીકણા' હોવા સિવાય અનુભવવાનો પ્રયત્ન કરો. આપણી સઘળી આદતો તેમ કરવા જતાં વિરોધ કરે છે અને તેની સામે લડવાનું કામ કેટલીક વાર લાંબું અને કપરું હોય છે, પરંતુ સ્પષ્ટ સમજ ઘણી બધી મદદ કરે છે. જેટલું વધારે સ્પષ્ટ રીતે તમે એ સમજશો કે મનના સ્તરે તમારું વર્ણન માત્ર નકારાત્મક રીતે જ, નકારાત્મક શબ્દોમાં જ થઇ શકે તેમ છે તેટલી વધારે ઝડપે તમે તમારી શોધના છેડે પહોંચશો અને તમારા અસીમ સ્વરૂપનો તમને સાક્ષાત્કાર થશે.

**સાધક** - હું ચિત્રકાર છું અને ચિત્રો દોરીને કમાઉ છું. શું આધ્યાત્મિક દૃષ્ટિએ તેનું કંઈ મૂલ્ય ખરું?

**મહારાજ** - જયારે તમે ચિત્ર દોરતા હો છો ત્યારે તમે શાના વિશે વિચારતા હો છો?

**સાધક** - જ્યારે હું ચિત્રો દોરતો હોઉં છું ત્યારે માત્ર ચિત્ર અને હું જ હોઇએ છીએ.

**મહારાજ** - તમે ત્યાં શું કરી રહ્યા હો છો?

**સાધક** - હું ચિત્ર દોરતો હોઉં છું.

**મહારાજ** - ના. તમે ચિત્ર નથી દોરતા હોતા. તમે ચિત્રને આગળ ધપતું જુઓ છો. તમે માત્ર નીરખી રહ્યા હો છો, અન્ય સઘળું માત્ર ઘટી રહ્યું હોય છે.

**સાધક** - ચિત્ર પોતે જ પોતાને દોરી રહ્યું હોય છે? કે પછી કોઈ આંતરિક "હું'હોય છે કે કોઈ દેવતા હોય છે કે જે દોરી રહ્યો હોય છે?

**મહારાજ** - ચેતના પોતે જ સૌથી મોટો ચિત્રકાર છે. સમગ્ર જગત એક ચિત્ર છે.

**સાધક** - જગતનું ચિત્ર કોણે દોર્યું છે?

**મહારાજ** - તે ચિત્રકાર તે ચિત્રમાં જ છે.

**સાધક** - ચિત્ર ચિત્રકારના મનમાં હોય છે અને ચિત્રકાર ચિત્રમાં હોય છે, કે જે ફરી ચિત્રકારના મનમાં હોય છે કે જે ફરી ચિત્રમાં હોય છે! શું અવસ્થાઓ અને પરિમાણોની આ અનંતતા મૂર્ખાઈપૂર્ણ

નથી? જે ઘડીએ આપણે મનમાં ચિત્ર વિશે વાત કરીએ છીએ, જે મન પોતે પાછું ચિત્રમાં છે તે જ ઘડીએ આપણે સાક્ષીઓની અનંત હારમાળા પર આવી પહોંચીએ છીએ, જેમાં ઉચ્ચ સાક્ષી તેનાથી નીચેના સાક્ષીનું સાક્ષીત્વ કરતો હોય છે. તે બે દર્પણ વચ્ચે ખડા રહેવા જેવું અને તેમાં દેખાતાં પોતાનાં જ પ્રતિબિંબોના ટોળાથી વિસ્મિત થવા જેવું છે!

**મહારાજ** - તદ્દન સાચું, ત્યાં માત્ર તમે અને પેલાં બે દર્પણો જ છે. તે બેની વચ્ચે તમારાં રૂપો અને નામો અગણિત છે.

**સાધક** - અ જગતને કઇ રીતે જુઓ છો?

**મહારાજ** - હું ચિત્રકારને ચિત્ર દોરતો જોઉં છું. ચિત્રને હું જગત કહું છું, ચિત્રકારને હું ઈશ્વર કહું છું. હું તે બેમાંથી એક પણ નથી. નથી તો હું સર્જતો કે નથી તો હું સર્જન. હું સઘળાને સમાવું છું, કશુંયે મને સમાવતુ્ું નથી.

**સાધક** - જ્યારે હું કોઇ વૃક્ષને, કોઇ ચહેરાને, કોઇસુર્યાસ્તને જોઉં છું ત્યારે ચિત્ર પૂર્ણ હોય છે. જ્યારે હું મારી આંખો બંધ કરું છું ત્યારે મારા મનમાંની તે છાપ ધૂંધળી અને અસ્પષ્ટ હોય છે. જો ચિત્રને પ્રક્ષેપિત કરનાર મારું મન જ હોય, તો પછી કોઇ સુંદર ફૂલ જોવા મારે શા માટે મારી આંખો ખોલવાની જરૂર પડે છે અને બંધ આંખોએ મને તે શા માટે ધૂંધળું દેખાય છે?

**મહારાજ** - માત્ર એટલા માટે એવું બને છે કે તમારી બાહ્ય આંખો તમારી આંતરિક આંખો કરતાં વધારે સારી છે. તમારું મન પૂરેપૂરું બહાર લક્ષિત થયેલું હોય છે. જેમ જેમ તમે તમારા વાસ્તવિકતા વસ્તુલક્ષિતામાં રહેલી છે. માનસિક જગતને નીરખવાનું શીખશો તેમ તેમ તમને તે તમારું શરીર દેખાડે છે તેનાંથીયે વધારે રંગીન અને પૂર્ણ દેખાવા લાગશે. અલબત્ત તે માટે તમારે કેટલીક તાલીમની જરૂર પડશે. પરંતુ આવી પણ દલીલ શા માટે કરવી? તમે કલ્પના કરો કે તે ચિત્ર માત્ર એ ચિત્રકાર તરફથી જ આવવું જોઇએ કે જેણે ખરેખર તેને દોર્યું હોય. સઘળો સમય તમે ઉદ્ભવસ્થાનો અને કારણોની શોધમાં જ હો છો. કાર્યકારણ સંબંધ તો માત્ર મનમાં જ છે; સ્મૃતિ સાતત્યની ભ્રમણા પેદા કરે છે અને પુનરાવર્તન કાર્યકારણનો ખ્યાલ સર્જે છે. જ્યારે ઘટનાઓ ફરી ફરી એકસાથે બને છે ત્યારે આપણે તેમની વચ્ચે કાર્યકારણ કડી જોવા પ્રેરાઈએ છીએ. તે માનસિક આદત સર્જે છે, પરંતુ આદત તે કંઈ જરૂરીયાત નથી.

**સાધક** - આપે હમણાજ કહ્યું કે જગત ઈશ્વર વડે બન્યું છે.

**મહારાજ** - યાદ રહે કે ભાષા એ મનનું ઓજાર છે; તે મન માટે મન દ્વારા રચાઈ છે. એક વાર તમે કારણને સ્વીકારો છો કે પછી ઈશ્વર જગતનું આખરી કારણ (બને) છે અને જગત તેનું પરિણામ છે. તેઓ ભિન્ન છે પરંતુ અલગ નથી.

**સાધક** - લોકો ઈશ્વરને જોયાની વાતો કરતા હોય છે.

**મહારાજ** - જ્યારે તમે જગતને જુઓ છો ત્યારે ઈશ્વરને જુઓ છો. જગતથી અલગ ઈશ્વરને જોવા જેવું કશું છે જ નહીં. જગતની પેલે પાર ઈશ્વરને જોવો એટલે ઈશ્વર હોવું. જે પ્રકાશ વડે તમે જગતરૂપ ઈશ્વરને જુઓ છો, તે પ્રકાશ ટચૂકડો એવો નાનકડો તણખો "હું છું' છે, ભલે તે દેખીતી રીતે સાવ નાનકડો હોય, પરંતુ જાણવાની અને પ્રેમ કરવાની એકેએક ક્રિયામાં તે પહેલો અને છેલ્લો છે, પ્રથમ અને આખરી છે.

**સાધક** - ઈશ્વરને જોવા માટે શું મારે જગતને જોવું જ પડે?

**મહારાજ** - નહીં તો વળી શું? જો જગત નથી, તો ઈશ્વર નથી.

**સાધક** - પાછળ શું રહે છે?

# હું તે છું

**મહારાજ** - વિશુધ્ધ અસ્તિત્વ રૂપે તમે રહો છો.

**સાધક** - તો પછી જગત અને ઈશ્વરનું શું થાય છે?

**મહારાજ** - વિશુધ્ધ અસ્તિત્વ, અવ્યક્ત.

**સાધક** - શું તેઅને પરમાકાશ એક જ છે?

**મહારાજ** - તમે તેને તે કહી શકો. શબ્દોનો કોઇ અર્થ નથી, કારણ કે તે તેના સુધી પહોંચતા નથી. નર્યા નકાર સાથે તે પાછા વળે છે.

**સાધક** - હું જગતને ઈશ્વર તરીકે કઇ રીતે જોઇ શકું? જગતને ઈશ્વર તરીકે જોવું એટલે વળી શું?

**મહારાજ** - તે એક અંધાર ઓરડામાં પ્રવેશવા જેવું છે. તમને કંઇ જ દેખાતું નથી - તમે સ્પર્શી શકો ખરા પરંતુ જોઈ નથી શક્તા - કોઇ રંગો નહીં, કોઇ રૂપરેખાઓ નહીં. બારી ખૂલે છે અને ઓરડો પ્રકાશથી ભરાઇ ઉઠે છે. રંગો અને આકારો દેખા દે છે. બારી પ્રકાશદાતા છે, પરંતુ પ્રકાશનું ઉદભવસ્થાન નથી. સુર્ય સોત છે, ઉદભવસ્થાન છે. તે જ રીતે દ્રવ્ય એ એક અંધારા ઓરડા સમાન છે, ચૈતન્ય - બારી સમાન છે જે - દ્રવ્યને સંવેદનાઓ અને તેના વિશેની સમજોથી ભરી દે છે, અને પરબ્રહ્મ સુર્ય છે, તે દ્રવ્ય અને પ્રકાશ બન્નેનો સ્રોત છે, બન્નેનું ઉદભવસ્થાન છે. બારી ઉઘાડી કે બંધ હોઇ શકે, પરંતુ સુર્ય તો સઘળો સમય પ્રકાશતો રહે છે. તેનાથી ઓરડાને ઘણો ફરક પડે છે, પરંતુ સુર્યને કશો જ નહીં. તેમ છતાંયે ટચૂકડા નાનકડા "હું છું' માટે આ સઘળું ગૌણ છે. આ "હું છું' વિના કશુંયે નથી. સઘળું જ્ઞાન આ "હું છું'થી જ છે. આ "હું છું' વિશેનો ખોટો ખ્યાલ બંધન ભણી દોરી જાય છે, તેનું સાચું જ્ઞાન મુક્તિ અને સુખ ભણી દોરી જાય છે.

**સાધક** - શું "હું છું અને "તે છે'તે એક જ છે?

**મહારાજ** - "હું છું' આંતરિકને સૂચવે છે, "તે છે' બાહ્યને સૂચવે છે . બન્ને હોવાના ભાવ પર આધારિત છે.

**સાધક** - શું તે અસ્તિત્વનો જ અનુભવ છે?

**મહારાજ** - અસ્તિત્વ ધરાવવું એટલે કશુંક પણ - કોઇ લાગણી, કોઇ ચીજ, કોઇ વિચાર, કોઇ ખ્યાલનું - હોવું. દરેક અસ્તિત્વ વિશિષ્ટ હોય છે. માત્ર હોવું તે જ - સ્વરૂપ જ – વૈશ્વિક હોય છે, એ અર્થમાં કે દરેક સ્વરૂપ અન્ય દરેક સ્વરૂપ સાથે મેળ ખાતું હોય છે. અસ્તિત્વો અથડામણ અનુભવે છે જ્યારે સ્વરૂપ કદીયે નહીં. અસ્તિત્વ એટલે બનવું, બદલાવું, જન્મ અને મરણ અને ફરી જન્મ, જયારે સ્વરૂપમાં તો નિસ્પંદ શાંતિ હોય છે.

**સાધક** - જો હું જ જગતને સર્જતો હોઉં તો પછી મેં તેને શા માટે ખરાબ બનાવ્યું છે?

**મહારાજ** - દરેક વ્યક્તિ પોતપોતાના જગતમાં જીવે છે. સઘળાં જગત કંઇ એકસરખાં ખરાબ કે સારાં નથી હોતાં.

**સાધક** - કઇ બાબત આ તકાવત નક્કી કરે છે?

**મહારાજ** - જગતને પ્રક્ષેપિત કરતું મન તેને પોતાની રીતે રંગે છે. જયારે તમે કોઇ માણસને મળો છો ત્યારે તે તમારા માટે અજાણ્યો હોય છે. તમે જ્યારે તેને પરણો છો ત્યારે તે તમારી પોતાની જાત બની જાય છે. જ્યારે તમે ઝગડો છો ત્યારે તે તમારો દુશ્મન બની જાય છે. તે વ્યક્તિ તમાર માટે શું છે તે નક્કી કરનાર તો તમારા મનનું વલણ છે.

**સાધક** - હુંજોઇ શકું છું કે મારુંજગત આત્મલક્ષી છે. શું તે વાત તેને ભ્રામક પણ બનાવે છે?

**મહારાજ** - જ્યાં સુધી તે આત્મલક્ષી છે ત્યાં સુધી અને તે હદે તે ભ્રામક છે. વાસ્તવિક્તા વસ્તુલક્ષિતામાં રહેલી છે.

**સાધક** - વસ્તુલક્ષિતાનો અર્થ શો કરવો? આપે કહ્યું કે જગત આત્મલક્ષી છે અને હવે આપ વસ્તુલક્ષિતાની વાત કરો છો. શું સઘળું આત્મલક્ષી નથી?

**મહારાજ** - સઘળું આત્મલક્ષી છે, પરંતુ વાસ્તવ વસ્તુલક્ષી છે.

**સાધક** - કયા અર્થમાં?

**મહારાજ** - તે સ્મૃતિઓ અને અપેક્ષાઓ પર, ઈચ્છાઓ અને ભીતિઓ પર, ગમાઓ અને અણગમાઓ પર આધાર નથી રાખતું. સર્વ કંઇ જેવું છે તેવું જોવાય છે.

**સાધક** - જેને આપ ચતુર્થ અવસ્થા (તૂર્યાવસ્થા) કહો છો તે આ જ કે?

**મહારાજ** - તેને તમે ચાહો તે કહો. તે નક્કર, અડગ, પરિવર્તનરહિત, અનાદિ, અનંત, સદાયે નવીન, સદાયે તાજી છે.

**સાધક** - તેને કઈ રીતે પામી શકાય?

**મહારાજ** - ઈચ્છારહિતતા અને નિર્ભયતા તમને ત્યાં પહોંચાડશે.

## પરબ્રહ્મ સઘળાની પેલે પાર છે [૨૦]

**સાધક** - આપ કહો છો વાસ્તવિકતા એક છે. ઐક્ય, એકતા તે તો વ્યક્તિનું લક્ષણ છે. તો પછી વાસ્તવિકતા એ શું વિશ્વરૂપ શરીર ધરાવતી વ્યક્તિ છે?

**મહારાજ** - તમે જે કંઇ કહેશો તે સાચું અને ખોટું એમ બથે હશે. શબ્દો મનની પેલે પાર નથી પહોંચતા.

**સાધક** - હું તો માત્ર સમજવાનો પ્રયત્ન કરી રહ્યો છું. આપ અમને વ્યક્તિ, વ્યક્ત અને અવ્યક્તની વાત કરી રહ્યા છો. જીવાત્માની અંદર જે "હું છું' તરીકે કેન્દ્રિત થયેલો છે તે પ્રજ્ઞાનો પ્રકાશ ચેતના તરીકે મન (અંતઃકરણ)ને ઉજાળે છે, અને જીવનશક્તિ તરીકે દેહને પ્રાણવાન બનાવે છે. શબ્દોની વાત છે ત્યાં સુધી તો આ સઘળું રૂડું રૂડું છે. પરંતુ જ્યારે મારી જાતમાં વ્યક્તિને વ્યક્તથી અને વ્યક્તને અવ્યક્તથી અલગ ઓળખવાની વાત આવે છે ત્યારે હું ગૂંચવાઈ જાઉં છું.

**મહારાજ** - વ્યક્તિ કદીયે દૃષ્ટા ન હોય. તમે વ્યક્તિને જોઈ શકો પરંતુ તમે વ્યક્તિ નથી. તમે સદાયે અવ્યક્ત છો જે સાક્ષી તરીકે સ્થળ અને કાળના અમુક બિંદુએ અવ્યક્તની પ્રજ્ઞા અને વ્યક્તિની બહુવિધ ચેતના વચ્ચે એક સેતુ તરીકે ઉદ્ભવો છો.

**સાધક** - જ્યારે હું મારી જાતમાં ઝાંખું છું ત્યારે જોઉં છું કે હું કેટલી વ્યક્તિઓ છું જે શરીરના ઉપયોગ માટે અંદરોઅંદર લડી રહી છે.

**મહારાજ** - તે મનના વિવિધ સંસ્કારો છે.

**સાધક** - શું હુંતેમની વચ્ચે શાંતિ સ્થાપી શકું?

# હું તે છું

**મહારાજ** - તે વળી કઈ રીતે? તેઓ એકબીજાથી સાવ જ વિરુધ્ધ પ્રકૃત્તિના છે! તેમને તેઓ જેવા છે તેવા સ્વરૂપે જ જુઓ - તે વિચારો અને લાગણીઓની નરી આદતો છે, સ્મૃતિઓ અને આવેગોનાં નર્યાં પોટલાંઓ છે.

**સાધક** - તેમ છતાંયે તે સૌ કહે છે કે "હું છું.

**મહારાજ** - તે તો માત્ર એટલા માટે કે તમે તમારી જાતનું તેમની સાથે તાદાત્મ્ય સાધો છો. એક વાર તમને એ ભાન થઈ જાય કે જે કંઈ તમારી સામે દશ્યમાન થાય છે તે તમે ન હોઈ શકો, અને "હું છું? એમ ન કહી શકો, કે તમે તમારા સઘળાં વ્યક્તિત્વો અને તેની માગણીઓથી મુક્ત થાઓ છો. "હું છું' ભાવ તમારો પોતાનો છે. તમે તેનાથી જુદા ન પડી શકો, પરંતુ તમે તેને ગમે તે પર આરોપી શકો છો, જેમ કે - હું યુવા છું, હું ધનવાન છું, વગેરે વગેરે. પરંતુ આવાં આત્મતાદાત્મ્યો સાવ જ ખોટાં હોય છે અને બંધનનું કારણ છે.

**સાધક** - હવે હું સમજી શકું છું કે હું વ્યક્તિ નથી, પરંતુ એ છું જે જ્યારે વ્યક્તિમાં પ્રતિબિંબિત થાય છે ત્યારે તેને હોવાનો ભાવ બક્ષે છે. હવે પરબ્રહ્મ બાબતે. હું મારી જાતને પરબ્રહ્મ તરીકે કઈ રીતે જાણું?

**મહારાજ** - ચૈતન્યનો સ્ત્રોત ચૈતન્યમાં કોઈ પદાર્થ ન હોઈ શકે. સ્ત્રોતને જાણવો એટલે સ્ત્રોત બનવું. જ્યારે તમને એ ભાન થાય છે કે તમે વ્યક્તિ નથી, પરંતુ વિશુધ્ધ અને સ્વસ્થ સાક્ષી છો, ત્યારે તે નિર્ભય પ્રજ્ઞા તે જ તમારું ખરે હોવું તે છે, ત્યારે તમે સ્વરૂપ છો. તે જ સ્ત્રોત છે, અખૂટ સંભાવના છે.

**સાધક** - શું સ્ત્રોત ઘણા છે કે પછી બધા માટે એક જ છે?

**મહારાજ** - તેનો આધાર તમે તેને કઈ દષ્ટિથી જુઓ છો, કયે છેડેથી જુઓ છો તેના પર રહે છે. જગતમાં પદાર્થો તો ઘણા છે, પરંતુ તેમને જોનારી નજર તો એક જ છે. નિમ્નને ઉચ્ચ હમેશાં એક તરીકે દેખાય છે અને ઉચ્ચને નિમ્ન હમેશાં ઘણા તરીકે દેખાય છે.

**સાધક** - શું સઘળાં રૂપો અને નામો એક જ ઈશ્વરનાં છે કે?

**મહારાજ** - ફરી, તેનો આધાર તમે તેને કઈ દષ્ટિથી જુઓ છો તેના પર છે. શાબ્દિક સ્તરે સઘળું સાપેક્ષ છે. નિરપેક્ષોને તો અનુભવવાના હોય, તેની ચર્ચા ન કરવાની હોય.

**સાધક** - પરબ્રહ્મ કઈ રીતે અનુભવાય છે? પરબ્રહ્મ સઘળાની પેલે પાર છે

**મહારાજ** - તે કોઈ પદાર્થ નથી કે જેને ઓળખવાનો હોય અને સ્મૃતિમાં સંગ્રહવાનો હોય. તે વર્તમાનમાં છે અને વિશેષ તો અનુભવવાથી છે. તેને 'શું' કરતાં "કેવી રીતે' સાથે વધારે લેવાદેવા છે. તે ગુણવત્તામાં છે, મૂલ્યમાં છે; દરેક ચીજનો સ્ત્રોત હોવાને કારણે, તે દરેક ચીજમાં છે.

**સાધક** - જો તે સોત હોય, તો તે શા માટે અને કઈ રીતે પોતાને પ્રગટ કરે છે?

**મહારાજ** - તે ચેતનાને જન્મ આપે છે. અન્ય સઘળું ચેતનામાં છે.

**સાધક** - ચેતનાનાં આટલાં બધાં કેન્દ્રો શા માટે હોય છે?

**મહારાજ** - આકારોને પ્રક્ષેપિત કરતું રહેતું અને લય પમાડતું રહેતું વસ્તુલક્ષી જગત (એટલે કે મહદાકાશ) એકધારું ગતિમય હોય છે. જ્યારે પણ કોઈ આકાર પ્રાણવાન બને છે ત્યારે દ્રવ્યમાં પ્રજ્ઞા પ્રતિબિંબિત થવાથી ચેતના દશ્યમાન થાય છે.

**સાધક** - તેનાથી પરબ્રહ્મ કઈ રીતે પ્રભાવિત થાય છે, અસર પામે છે?

# હું તે છું

**મહારાજ** - તેને વળી કોણ અસર કરી શકે અને કઇ રીતે? નદીની ઉછળકૂદથી કંઇ તેનું ઉદભવસ્થાન પ્રભાવિત નથી થતું કે ઝવેરાતના આકારથી કંઇ ધાતુ પ્રભાવિત નથી થતી. શું પડદા પરના ચિત્રથી પ્રકાશ પ્રભાવિત થાય છે ખરો? પરબ્રહ્મ જ સઘળું શક્ય બનાવે છે, બસ વાતનો ત્યાં અંત આવે છે.

**સાધક** - એવું કેમ હશે કે કેટલીક બાબતો અવશ્ય બને છે અને કેટલીક નથી જ બનતી?

**મહારાજ** - કારણો શોધી કાઢવા તે મનની ગમ્મત છે. કાર્ય અને કારણના દ્વૈત જેવું કશુંયે નથી. દરેક બાબત તેનું પોતાનું જ કારણ છે.

**સાધક** - તો તો પછી એવું ને કે કોઇ હેતુપૂર્ણ કાર્ય શક્ય નથી?

**મહારાજ** - હું તો માત્ર એટલું જ કહું છું કે સઘળું ચેતનામાં સમાવિષ્ટ છે. ચેતનામાં સઘળું શક્ય છે. જો તમે કારણોને ઇચ્છતા હો તો તમારા જગતમાં તેમને ધરાવી શકો છો. એવું બને કે બીજું કોઇ વળી માત્ર એક જ કારણથી - ઇશ્વરની ઇચ્છાથી જ - સંતુષ્ટ હોય.મૂળ કારણ એક જ છેઃ પેલો "હું છું'ભાવ.

**સાધક** - વ્યક્ત (જીવ) અને અવ્યક્ત (બ્રહ્મ) વચ્ચેની કડી કઇ છે?

**મહારાજ** - વ્યક્તની દષ્ટિએ જગત જ્ઞાત છે, જ્યારે અવ્યક્તની દષ્ટિએ અજ્ઞાત છે. અજ્ઞાત જ્ઞાતને જન્મ આપે છે, અને છતાંયે અજ્ઞાત રહે છે. જ્ઞાત સીમિત છે, પરંતુ અજ્ઞાત અનંતતાઓની પણ અનંતતા છે. જ્યાં સુધી પ્રકાશના કિરણના માર્ગમાં કોઇ રજકણ નથી આવતું ત્યાં સુધી તે કિરણ કદીયે દેખાતું નથી તે રીતે પરબ્રહ્મ પોતે અજ્ઞાત રહીને દરકે ચીજને જ્ઞાત બનાવે છે.

**સાધક** - તો શું તેનો અર્થએવો થાય કે પરબ્રહ્મ પહોંચની બહાર છે, અગોચર છે?

**મહારાજ** - અરે, ના. પરબ્રહ્મને પામવું સાવ સરળ છે કારણ કે તે જ તો તમે છો. પરબ્રહ્મ સિવાય અન્ય વિશે વિચારવાનું અને અન્યને ઇચ્છવાનું બંધ કરો એટલું જ પૂરતું છે.

**સાધક** - અને જો હું કશું જ ન ઇચ્છું તો, અરે પરબ્રહ્મને પણ નહીં તોર

**મહારાજ** - તો પછી તમે છો જ નહીં, કે પછી તમે જ પરબ્રહ્મ છો.

**સાધક** - જગત ઇચ્છાઓથી ભર્યું ભર્યું છે. દરેક વ્યક્તિને કંઇક અને કંઇક જોઇએ છે. આ ઇચ્છા કરનાર કોણ છે, વ્યક્તિ કે આત્મા?

**મહારાજ** - આત્મા. સારી કે નરસી, પવિત્ર કે અપવિત્ર , બધી જ ઇચ્છાઓ આત્મા તરફથી આવે છે; તે સઘળી "હું છું' ભાવ પર અવલંબે છે.

**સાધક** - હું આત્મામાંથી ઉદ્ભવતી પવિત્ર ઇચ્છાઓને સમજી શકું છું. એવું બને કે તે આત્માના સત્ચિદાનંદના આનંદ પાસાની અભિવ્યક્તિ હોય. પરંતુ અપવિત્ર ઇચ્છાઓ શાથી છે?

**મહારાજ** - સઘળી ઇચ્છાઓનું લક્ષ્ય આનંદ છે. તેમના રૂપ અને ગુણવત્તાનો આધાર અંતઃકરણ પર છે. જ્યાં તમસનું આધિપત્ય છે ત્યાં આગળ આપણને વ્યભિચારો જોવા મળે છે. રજસને કારણે ભાવાવેગો ઉઠે છે. સત્ત્વને કારણે ઇચ્છા પાછળના પ્રેરણાબળો તરીકે સદ્ભાવ, કરુણા, પોતે સુખી થવા કરતાં અન્યને સુખી કરવાની ઉત્કટતા હોય છે. પરંતુ પરબ્રહ્મ તે સૌની પેલે પાર છે, તેમ છતાંયે તેની અનંત વ્યાપકતાને કારણે સઘળી સુસંગત ઇચ્છાઓ પાર પાડી શકાય છે.

**સાધક** - કઇ ઇચ્છાઓ સુસંગત છે?

**મહારાજ** - જે ઇચ્છાઓ ઇચ્છાકર્તાનો જ કે ઇચ્છિત બાબતનો જ નાશ કરે છે, કે પછી સંતોષવામાં આવવા છતાંયે શાંત નથી પડતી તે સ્વવિરોધી છે અને તેને સંતોષી ન શકાય. માત્ર પ્રેમ, સદ્ભાવ અને

# હું તે છું

કરુણા વડે પ્રેરિત ઈચ્છાઓ જ કર્તા માટે તેમજ તેની ઈચ્છા માટે લાભકારક છે અને તેમને જ પૂર્ણપણે સંતોષી શકાય, પરિતૃપ્ત કરી શકાય.

**સાધક** - સઘળી ઈચ્છાઓ દુઃખદાયક છે, પવિત્ર તેમજ અપવિત્ર.

**મહારાજ** - તેઓ એક્સમાન નથી અને તેમના વડે મળતું દુઃખ પણ એકસમાન નથી. ભાવાવેગ દુઃખદાયક છે, કરુણા કદીયે નહીં. કરુણામાંથી જન્મેલી ઈચ્છાને સંતોષવા સમગ્ર વિશ્વ પ્રયત્નશીલ હોય છે.

**સાધક** - શું પરબ્રહ્મ પોતાને ખુદને જાણે છે? શું અવૈયક્તિક ચેતન છે?

**મહારાજ** - સઘળાના સ્તોત પાસે સઘળું છે. તેમાંથી જે કંઈ પણ વહી આવે છે તે બીજ સ્વરૂપે ત્યાં પરબ્રહ્મ સઘળાની પેલે પાર છે આગળ હોવું જ જોઇએ. જે રીતે કોઈ બીજ અગણિત બીજોમાંનું એક અંતિમ બીજ હોય છે, અને અગણિત જંગલોના અનુભવને અને ભાવિને સમાવતું હોય છે તે જ રીતે અજ્ઞાત પણ જે કંઈ હતું, જે કંઈ હોઈ શક્યું હોત અને જે કંઈ હશે તેને સમાવતું હોય છે. બનવાનું સમગ્ર ક્ષેત્ર ખુલ્લું અને પહોંચની અંદર છે; શાશ્વત વર્તમાનની અંદર ભૂત અને ભવિષ્ય સહઅસ્તિત્વ ધરાવે છે.

**સાધક** - શું આપ પરમ અજ્ઞાતમાં જીવી રહ્યા છો?

**મહારાજ** - તો બીજે ક્યાં?

**સાધક** - આવું કહેવા તમે શાનાથી પ્રેરાઓ છો?

**મહારાજ** - મારા મનમાં કોઈ ઈચ્છાઓ કદીયે પેદા થતી નથી.

**સાધક** - તો શું આપ અચેતન છો?

**મહારાજ** - અલબત્ત નહીં જ! હું પૂર્ણપણે ચેતન છું, પરંતુ કોઈ ઈચ્છા કે ભય મારા મનમાં ન પ્રવેશતા હોવાથી, ત્યાં આગળ પૂર્ણ મૌન છે, પૂર્ણ નિસ્પંદતા છે.

**સાધક** - તે મોનને, નિસ્પંદતાને કોણ જાણે છે?

**મહારાજ** - મૌન પોતાને ખુદને જાણે છે. તે નિસ્પંદ મનનું મૌન છે, જયારે આવેગો અને ઈચ્છાઓ શમી ગયાં હોય છે, શાંત પડી ગયાં હોય છે.

**સાધક** - શું આપને પ્રસંગોપાત્ત ઈચ્છાઓ થતી હોય છે ખરી?

**મહારાજ** - ઈચ્છાઓ તો મનમાં ઉઠતા તરંગો માત્ર છે. જ્યારે તમે ઈચ્છાને જુઓ છો ત્યારે તમને તેની ખબર પડે છે. કોઈ ઈચ્છા એ ઘણી બધી બાબતોમાંની એક છે. તેને સંતોષવા માટે મારા મનમાં કોઈ આવેગ ઉઠતો નથી, તેના માટે પગલું ભરવાની કોઈ આવશ્યકતા નથી જણાતી. ઈચ્છામાંથી મુક્તિ એટલે : તેને સંતોષવાના આવેગની ગેરહાજરી.

**સાધક** - ઈચ્છાઓ પેદા જ શા માટે થાય છે?

**મહારાજ** - કારણ કે તમે કલ્પના કરો છો કે તમે જન્મો છો અને જો તમે તમારા શરીરની કાળજી નહીં લો તો મરી જશો. શરીરધારી અસ્તિત્વની ઈચ્છા જ સઘળા ઉપદ્રવનું મૂળ કારણ છે.

**સાધક** - તેમ છતાંયે આટલા બધા જીવો શરીર ધારણ કરે છે. એટલું તો ચોક્કસ કે તે કોઈ નિર્ણયની તો ભૂલ ન જ હોઈ શકે. તે પાછળ કોઈક હેતુ જરૂર હોવો જોઈએ. તે હેતુ શો હોઈ શકે?

**મહારાજ** - પોતાને ખુદને જાણવા આત્માની સામે અનાત્માને ખડો કરવો પડે. ઈચ્છા અનુભવ ભણી દોરી જાય છે. અનુભવ વિવેકબુદ્ધિ, અનાસક્તિ, આત્મજ્ઞાન - મુક્તિ ભણી દોરી જાય છે. અને મુક્તિ

પણ આપરે શું છે? એ જ્ઞાન કે તમે જન્મ અને મરણથી પર છો. તમે કોણ છો તે ભૂલી જઇને અને તમારી જાતને મર્ત્ય જીવ કલ્પીને તમે તમારા માટે એટલો બધો ઉપદ્રવ ખડો કર્યો છે કે તમારે કોઇ દુઃસ્વપ્નમાંથી જાગી ઉઠ્યા હો તે રીતે જાગી ઉઠવું પડે. જાતતપાસ, આત્મનિરીક્ષણ પણ તમને જગાડે છે. તમારે કંઇ યાતના માટે રાહ જોવાની જરૂર નથી; સુખ દરમિયાનની જાતતપાસ વધારે સારી છે, કારણ કે મન સંવાદિતામાં હોય છે અને શાંત હોય છે.

**સાધક** - વાસ્તવમાં આખરી અનુભવકર્તા કોણ - આત્મા કે અજ્ઞાત?

**મહારાજ** - અલબત્ત, આત્મા જ.

**સાધક** - તો પછી પરમ અજ્ઞાતના ખ્યાલને શા માટે દાખલ કરવો?

**મહારાજ** - આત્માની સમજને સ્પષ્ટ કરવા - આત્માનો ખુલાસો આપવા.

**સાધક** - પરંતુ આત્માની પેલે પાર કશુંયે છે ખરુ?

**મહારાજ** - આત્માની પેલે પાર કશુંયે નથી. સઘળું એક છે અને સઘળું "હું છું'માં સમાવિષ્ટ છે. જાગ્રત અને સ્વપ્ન અવસ્થાઓમાં તે વ્યક્તિ છે. ગાઢ નિદ્રાવસ્થામાં અને તુર્યાવસ્થામાં તે આત્મા છે. તુરીયની સતર્ક ઉત્કટતાની પેલે પાર પરબ્રહ્મની મહા નિરવ શાંતિ આવેલી છે. પરંતુ હકીકતમાં તત્ત્વતઃ તો બધું એક જ છે અને દેખાવે સંબંધિત છે. અજ્ઞાનમાં દ્રષ્ટા દ્રશ્ય બને છે અને જ્ઞાનાવસ્થામાં જોવાની ક્રિયા તે પોતે જ છે. પરંતુ પરબ્રહ્મથી ચિંતિતિ શા માટે થવું? જ્ઞાતાઓને જાણો અને સઘળું જ્ઞાત થશે.

## હું કોણ છું? [ ૨૧ ]

**સાધક** - ઈશ્વર તરીકે કે પૂર્ણપુરુષ તરીકે આકાર ધારણ કરેલી વાસ્તવિકતાને પૂજવાની, સગુણ ભક્તિ કરવાની અમને સલાહ આપવામાં આવે છે. અમને પરબ્રહ્મની પૂજા કરવાનો, નિર્ગુણ ભક્તિનો પ્રયાસ ન કરવાનું કહેવામાં આવે છે, કારણ કે તે મસ્તિસ્ક કેન્દ્રિત ચૈતન્ય માટે ખૂબ જ મુશ્કેલ છે.

**મહારાજ** - સત્ય સરળ છે અને સૌ માટે ખુલ્લું છે. સત્ય પ્રેમાળ અને પ્રેમ કરવા યોગ્ય છે. તે સઘળાનો સમાવેશ કરે છે, સ્વીકાર કરે છે, સઘળાને વિશુદ્ધ કરે છે. મુશ્કેલ તો અસત્ય છે અને ઉપદ્રવનું તે મૂળ છે. તે હમેશાં ઈચ્છતું હોય છે, અપેક્ષા રાખતું હોય છે, માગણીઓ કરતું હોય છે. મિથ્યા હોવાને કારણે, અસત્ય હોવાને કારણે, તે રિક્ત છે, ખોખલું છે, અને સદાયે સમર્થન અને આશ્વાસનની શોધમાં રહે છે. તે તપાસથી બીએ છે, તેનાથી દૂર ભાગે છે, તેને ટાળે છે. તે કોઇ પણ સમર્થન સાથે તાદાત્મ્ય સાધે છે, પછી ભલે તે સમર્થન, તે ટેકો ગમે તેટલો નબળો કે અલ્પકાલીન હોય. જે કંઇ તેને મળે છે તે તે ગુમાવે છે અને વધારેની માગણી કરે છે. માટે ચેતનામાં શ્રદ્ધા ન આરોપો. જે કંઇ તમે જોઇ શકો છો, અનુભવી શકો છો કે વિચારી શકો છો તે તેવું નથી હોતું. અરે પાપ અને પુણ્ય, શુભ અને અશુભ એવાં નથી જેવાં તે તમને દેખાય છે. સાધારણ રીતે તો ખરાબ અને સારું, અશુભ અને શુભ તે તો પરંપરા અને રીતરિવાજની બાબતો છે અને તેમને શબ્દો કઇ રીતે વપરાયા છે તેના આધારે ધુત્કારવામાં કે આવકારવામાં આવે છે.

**સાધક** - શું સારી ઈચ્છા કે ખરાબ ઈચ્છા, ઉચ્ચ ઈચ્છા કે નીચ ઈચ્છા જેવું નથી હોતું?

# હું તે છું

**મહારાજ** - સઘળી ઈચ્છાઓ ખરાબ છે, પરંતુ કેટલીક અન્ય કેટલીક કરતાં વધારે ખરાબ હોય છે. ગમે તે ઈચ્છાનો પીછો કરો તે તમને હમેશાં તકલીફ જ આપશે.

**સાધક** - શું ઈચ્છામુક્ત થવાની ઈચ્છા પણ, વાસનામુક્ત થવાની વાસના પણ?

**મહારાજ** - પરંતુ ઈચ્છા કરવી જ શા માટે? વાસનામુક્ત અવસ્થાની વાસના પણ તમને મુક્ત નહીં કરે. વાસનામુક્ત નિર્મળતા સાથે તમારી જાતને જુઓ, બસ એટલું જ.

**સાધક** - પોતાની જાતને જાણવામાં સમય લાગે છે.

**મહારાજ** - સમય વળી તમને કઈ રીતે મદદ કરી શકે? સમય એટલે એક પછી એક પસાર થતી ક્ષણોની શુંખલા; દરેક ક્ષણ શૂન્યમાંથી આવે છે અને શૂન્યમાં અદશ્ય થઈ જાય છે, અને ફરી કદીયે દશ્યમાન નથી થતી. આવી તકલાદી, આવીને તરત જતી રહેનારી ક્ષણભંગુર ચીજ પર તમે નિર્માણ કઈ રીતે કરી શકો?

**સાધક** - કાયમી, શાશ્વત વળી શું છે?

**મહારાજ** - શાશ્વત માટે તમારી જાતમાં નીરખો. તમારી અંદર ઊંડે ડૂબકી લગાવો અને શોધો કે તમારામાં સાચું, વાસ્તવિક કહેવાય તેવું શું છે.

**સાધક** - મારી શોધ હું કઈ રીતે ચલાવું?

**મહારાજ** - જે કંઈ ઘટે છે તે તમને ઘટે છે. તમે જે કંઈ કરો છો તેનો કર્તા તમારી અંદર છે. એક વ્યક્તિ તરીકે તમે જે કંઈ છો તે સઘળાના કર્તાને શોધો.

**સાધક** - અન્ય વળી હું શું હોઈ શકું?

**મહારાજ** - શોધી કાઢો. હું પણ જો તમને કહું કે તમે સાક્ષી છો, મૌન નીરખનાર છો, તો પણ તે તમાર માટે કશાયે અર્થનું નહીં હોય, સિવાય કે તમારા સ્વરૂપ ભણી દોરી જતા માર્ગને તમે શોધો.

**સાધક** - મારો પ્રશ્ન છેઃ પોતાના સ્વરૂપ ભણીના માર્ગને કઈ રીતે શોધવો?

**મહારાજ** - એક સિવાયના સઘળા પ્રશ્નોને પડતા મૂકોઃ "હું કોણ છું?' આખરે તો કોઈ હકીક્ત બાબતે જો તમે ગળા સુધી ખાતરીબદ્ધ હો તો તે એ છે કે તમે છો. આ "હું છું' પાકું છે, નિશ્ચિત છે. આ "હું આ (ફલાણો) છું' તે નહીં. વાસ્તવમાં તમે શું છો તે શોધી કાઢવા મથામણ કરો.

**સાધક** - હું છેલ્લા ૬૦ વરસોથી આ સિવાય અન્ય કશું જ નથી કરી રહ્યો.

**મહારાજ** - પરિશ્રમ, મથામણ કરવામાં ખોટું શું છે? પરિણામોની અપેક્ષા શા માટે રાખો છો? મથામણ કરવી તે જ તમારો ખરો સ્વભાવ છે, ખરી પ્રકૃતિ છે.

**સાધક** - મથામણ દુઃખદાયક છે, પીડાકારી છે.

**મહારાજ** - તે તો એટલા માટે કે તમે પરિણામોની, ફળોની અપેક્ષા રાખો છો. આશા રાખ્યા વિના પરિશ્રમ કરો, લાલસા રાખ્યા વિના મથામણ કરો.

**સાધક** - મને ઈશ્વરે હું જેવો છું તેવો શા માટે બનાવ્યો છે?

**મહારાજ** - તમે કયા ઈશ્વરની વાત કરો છો? ઈશ્વર શું છે? શું તે એ જ પ્રકાશ નથી કે જેના કારણે તમે પ્રશ્ન પૂછો છો "હું છું' પોતે જ ઈશ્વર છે. તેને ઈચ્છવાની ક્રિયા તે જ ઈશ્વર છે. તેને શોધવાની ક્રિયા દરમિયાન તમે જાણો છો કે તે નથી તો શરીર કે નથી તો મન, અને તમારામાં સ્થિત સ્વ માટેનો

પ્રેમ તે જ સૌમાં રહેલા સ્વ માટેનો પ્રેમ છે. તે બન્ને એક જ છે. તમારામાં રહેલું ચૈતન્ય અને મારામાં રહેલું ચૈતન્ય, ભલે બે દેખાતા હોય , વસ્તુતઃ એક જ છે, અને ઐક્ય ઈચ્છે છે અને તે જ પ્રેમ છે.

**સાધક** - મારે તે પ્રેમ કઇ રીતે શોધવાનો છે?

**મહારાજ** - તમે અત્યારે શાને ચાહો છો, પ્રેમ કરો છો? "હું છું'ને. તમારા હૃદય અને મનને તેને સમર્પિત કરો, અન્ય કશા વિશે ન વિચારો. આમ કરવું જ્યારે અનાયાસ અને સહજ બને છે ત્યારે તે અવસ્થા સર્વોચ્ચ અવસ્થા છે. તે અવસ્થામાં પ્રેમ પોતે જ પ્રિયતમ અને પ્રિયતમા ન છે.

**સાધક** - દરેક વ્યક્તિ જીવવા ઈચ્છે છે, અસ્તિત્વ જાળવી રાખવા ઈચ્છે છે. શું આ આત્મપ્રેમ નથી?

**મહારાજ** - સઘળી ઈચ્છાઓનો સ્નોત આત્મા છે. સવાલ માત્ર યોગ્ય ઈચ્છાને પસંદ કરવાનો છે.

**સાધક** - આદત અને રિવાજ પ્રમાણે શું યોગ્ય અને શું અયોગ્ય નક્કી થતું હોય છે, બદલાતું રહેતું હોય છે. વિવિધ સમાજો પ્રમાણે ધોરણો બદલાતાં રહેતાં હોય છે.

**મહારાજ** - સઘળાં પ્રણાલિકાગત ધોરણોને વિદાય આપો. તેમને દંભીઓને હવાલે છોડો. જે કંઈ તમને ઈચ્છા અને ભય અને ખોટા ખ્યાલોથી મુક્તિ અપાવે છે તે જ શુભ છે. જયાં સુધી તમે પાપ અને પુણ્યની ચિંતા કર્યા કરશો ત્યાં સુધી તમને શાંતિ નહીં મળે.

**સાધક** - મંજૂર કે પાપ અને પૃણ્ય સામાજિક ધોરણો છે. પરંતુ એવું બને કે આધ્યાત્મિક પાપો અને પૂણ્યો જેવું પણ કશુંક હોય. આધ્યાત્મિક એટલે મારો કહેવાનો અર્થ નિરપેક્ષ. નિરપેક્ષ પાપ કે નિરપેક્ષ પૃણ્ય જેવું કશું હોય છે ખરુ?

**મહારાજ** - પાપ કે પૃણ્યની વાત માત્ર વ્યક્તિના સંદર્ભમાં જ છે. પાપી કે પૂણ્યશાળી વ્યક્તિ વિના પાપ કે પૃણ્યનો અર્થ પણ શું છે? નિરપેક્ષ સ્તરે વ્યક્તિ હોતી નથી; પ્રજ્ઞાનો, વિશુધ્ધ ચેતનાનો મહાસાગર નથી તો પૂણ્યશાળી કે નથી તો પાપી. પાપ અને પૂણ્ય અનિવાર્યપણે સાપેક્ષ છે.

**સાધક** - શું આવા બિનજરૂરી ખ્યાલોને હું વિદાય આપી શકું?

**મહારાજ** - જ્યાં સુધી તમે તમારી જાતને એક વ્યક્તિ તરીકે વિચારો છો, સમજો છો ત્યાં સુધી તેમને વિદાય ન આપી શકો.

**સાધક** - કયા સંકેતો વડે એવું મારા જાણવામાં આવે કે હું પાપ અને પૂણ્યની પેલે પાર છું, હું પાપ અને પૂણ્યથી પર છું?

**મહારાજ** - સઘળી ઈચ્છાઓ અને સઘળા ભયોથી મુક્ત થઈને, એક વ્યક્તિ હોવાના ખ્યાલમાંથી જ મુક્ત થઈને. "હું પાપી છું', "હું પાપી નથી' એવા ખ્યાલોને પોષવા તે જ પાપ છે. કોઈ અમુક ખાસ બાબત સાથે પોતાની જાતનું તાદાત્મ્ય સાધવું તેમાં જ સઘળું પાપ છે. અવૈયક્તિક વાસ્તવિક છે, વૈયક્તિક તો ઉદ્ભવે છે અને નાશ પામે છે. "હું છું' એ અવૈયક્તિક સ્વરૂપ છે. "હું ફલાણો છું' તે વૈયક્તિક છે. વૈયક્તિક સાપેક્ષ છે અને વિશુધ્ધ આત્મા/સ્વરૂપ - મૂળભૂત છે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે આપનું સ્વરૂપ અચેતન નથી, કે નથી તો તે વિવેકબુધ્ધિ વિહોણું. તે પાપ અને પૃણ્યથી પર કઈ રીતે હોઈ શકે? બસ કૃપા કરી અમને એટલું જ કહો કે તે બુધ્ધિ ધરાવે છે કે કેમ?

**મહારાજ** - આ બધા પ્રશ્નો માત્ર એટલા માટે ઉદ્ભવે છે કે તમે તમારી જાતને વ્યક્તિ હોવાનું માનો છો. વૈયક્તિકતાની પેલે પાર જાઓ અને પછી જુઓ.

# હું તે છું

**સાધક** - આપ જ્યારે મને વ્યક્તિ હોવાનું બંધ કરવા કહો છો ત્યારે તમારો કહેવાનો ચોક્કસ અર્થ શો હોય છે?

**મહારાજ** - હું તમારા હોવાપણાને અટકાવવાનું, બંધ કરવાનું નથી કહેતો - તે તમે ન કરી શકો. હું તમને એટલું કહું છું કે એ કલ્પના કરવાનું છોડો કે તમે જન્મ્યા હતા, તમારે માતાપિતા છે, તમારે શરીર છે, તમે મરી જશો વગેરે વગેરે. બસ પ્રયત્ન કરો, એક શરૂઆત કરો - તમે વિચારો છો તેટલું તે કઠીન નથી.

**સાધક** - પોતાની જાતને વૈયક્તિક (અન્ય સૌથી અલગ) વિચારવી તે અવૈયક્તિક (સમગ્ર)નું પાપ છે.

**મહારાજ** - ફરી વૈયક્તિક દષ્ટિકોણની વાત! અવૈયક્તિકને તમારા પાપ અને પુણ્યના ખ્યાલો વડે પ્રદુષિત કરવાનો આગ્રહ તમે શા માટે રાખો છોરર તે ત્યાં લાગુ નથી પડતા. અવૈયક્તિકને શુભ અને અશુભની ભાષામાં ન વર્ણવી શકાય. તે સ્વરૂપ છે - શાણપણ – પ્રે

**મહારાજ –** પૂર્ણ નિરપેક્ષ છે. ત્યાં પાપને સ્થાન જ ક્યાં છે? અને પુણ્ય તે તો પાપનું માત્ર વિરોધી નહીં તો બીજું શું છે?

**સાધક** - આપણે દેવી પુણ્યની વાત કરીએ છીએ.

**મહારાજ** - સાચું પુણ્ય સ્વરૂપ છે. તમે વાસ્તવમાં જે છો તે તમારું પુણ્ય છે. પરંતુ પાપના વિરોધીને જે તમે પુણ્ય કહો છો તે તો ભયને કારણે જન્મેલી આજ્ઞાંકિતિતા છે.

**સાધક** - તો પછી શુભ થવા માટેનો, પવિત્ર રહેવા માટેનો આ સઘળો પ્રયાસ શા માટે?

**મહારાજ** - તે તમને ગતિમાં રાખે છે. ઈશ્વરને ન પામો ત્યાં સુધી તમે આગળ અને આગળ ધપતા રહો છો. પછી ઈશ્વર તમને તેનામાં સમાવી લે છે - અને તમને તેમના જેવા બનાવે છે.

**સાધક** - એકના એક કૃત્યને અમુક ક્ષણે સહજ ગણવામાં આવે છે અને અન્ય કોઈ ક્ષણે પાપ ગણવામાં આવે છે. કઈ બાબત તેને પાપી બનાવે છે?

**મહારાજ** - તમારી અંદરથી ઉઠતા અવાજની વિરુદ્ધ તમે જે કંઈ કરો છો તે પાપ છે.

**સાધક** - અંદરથી ઉઠતો અવાજ સ્મૃતિ પર આધાર રાખે છે.

**મહારાજ** - તમારા સ્વરૂપને યાદ રાખવું તે પુણ્ય છે, તમારા સ્વરૂપને વીસરી જવું તે પાપ છે. તે સઘળાનો સાર એટલે આત્મા (ચેતન) અને દ્રવ્ય(જડ) વચ્ચેની ચૈતસિક કે માનસિક કડી. આપણે આ કડીને અંતઃકરણ કહી શકીએ. જયારે આ અંતઃકરણ કાચું હોય છે, અવિકસિત હોય છે, સાવ આદિ અવસ્થામાં હોય છે ત્યારે તે છીછરી ભ્રમણાઓનો શિકાર બને છે. જેમ તે વ્યાપકતા અને સંવેદનશીલતામાં વૃધ્દ્ધિ પામે છે તેમ તે વિશુદ્ધ દ્રવ્ય અને વિશુદ્ધ આત્મા વચ્ચેની સંપૂર્ણ કડી બને છે અને દ્રવ્યને અર્થ અને આત્માને અભિવ્યક્તિ બક્ષે છે. દ્રવ્યનું જગત (મહદાકાશ) છે અને આધ્યાત્મિક જગત (પરમાકાશ) છે. વચ્ચે આવેલું ક ક્ ત. છે વૈશ્વિક મન (ચિદાકાશ) , જે વૈશ્વિક હૃદય (પ્રેમાકાશ) પણ છે . અને શાણપણભર્યો પ્રેમ તે બન્નેને એક બનાવે છે.

**સાધક** - કેટલાક લોકો જડબુધ્દ્ધિ હોય છે, જ્યારે કેટલાક બુધ્દ્ધિશાળી હોય છે. તફાવત તેમની ચિત્તશક્તિના કારણે હોય છે. પરિપક્વ લોકો પાછળ કારણરૂપ વધારે અનુભવ હોય છે. જે રીતે બાળક ખાઈને અને પીને, ઉંઘ લઈને અને રમીને વૃદ્ધ પામે છે તે રીતે મનુષ્યની ચિત્તશક્તિ જ્યાં સુધી તે આત્મા અને શરીર વચ્ચે સેતુ તરીકેની કામગીરી બજાવવા જેટલી પૂર્ણ પરિપક્વ ન થાય ત્યાં સુધી તે જે કંઈ વિચારે છે, અનુભવે છે અને કરે છે તેના વડે ઘડાતી રહે છે. જે રીતે કોઈ સેતુ બે કાંઠાઓ વચ્ચેના વ્યવહારને શક્ય બનાવે છે તે રીતે ચિત્તશક્તિ સ્રોત અને તેની અભિવ્યક્તિને એકબીજા સાથે જોડે છે.

# હું તે છું

**મહારાજ** - તેને પ્રેમ કહો. આ સેતુ તે જ પ્રેમ છે.

**સાધક** - આખરે તો સઘળું અનુભવરૂપ છે. જે કંઇ આપણે વિચારીએ છીએ, સંવેદીએ છીએ, કરીએ છીએ તે અનુભવ છે. તેની પાછળ અનુભવકર્તા છે. આમ આપણે જે કંઇ જાણીએ છીએ તે આ બેનું બનેલું છે - અનુભવકર્તા અને અનુભવ. પરંતુ આ બલ્ને વાસ્તવમાં એક છે - અનુભવકર્તા જ માત્ર અનુભવ છે. તેમ છતાંયે અનુભવકર્તા અનુભવને બહાર હોવાનું માને છે. તે જ રીતે આત્મા અને શરીર એક છે; તેઓ માત્ર અલગ દેખાય છે તેટલું જ.

**મહારાજ** - ચૈતન્ય માટે તેના સિવાય કોઇ જ નથી.

**સાધક** - તો પછી આ અન્ય દેખાય છે તે કોને દેખાય છે? મને તો એવું લાગે છે કે દ્વૈત એ મનની અધુરપને કારણે પેદા થયેલી ભ્રમણા છે. જ્યારે મતની અધુરપ દૂર થાય છે ત્યારે દ્વૈત જોવામાં આવતું નથી.

**મહારાજ** - ઠીક કહ્યું તમે.

**સાધક** - તેમ છતાંયે મારે મારો સાવ સરળ પ્રશ્ન પુનરાવર્તિત કરવો પડે છેઃ પાપ અને પુણ્ય વચ્ચેનો ભેદ કોણ કરે છે?

**મહારાજ** - જે શરીર ધરાવે છે તે શરીર વડે પાપ કરે છે, જે મન ધરાવે છે તે મન વડે પાપ કરે છે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે શરીર અને મનની માત્ર માલિકી કંઇ પાપ કરવા કરજ નથી પાડતી. તેના મૂળમાં ત્રીજું કોઇ પરિબળ હોવું જ જોઇએ. હું ફરી ફરી આ પાપ અને પુણ્યના પ્રશ્ન પર આવું છું, કારણ કે આજકાલ યુવા લોકો એવું કહેતા રહે છે કે પાપ જેવું કશુંયે નથી, વ્યક્તિએ ચોખલિયા, વેદિયા થવાની કોઇ જ આવશ્યકતા નથી અને જે તે ઘડીએ ઉઠતી ઈચ્છાને તરત જ સંતોષવી જોઇએ. તેઓ પરંપરા કે સામાજિક દબાણને નહીં સ્વીકારે, તેઓને માત્ર નક્કર અને પ્રમાણિક વિચાર વડે જ પ્રભાવિત કરી શકાય. જો તેઓ કદાચેય અમુક કૃત્યો કરવાથી દૂર રહેતા હોય તો તે પોલીસના ભયના કારણે, નહીં કે કોઇ ઊંડી સમજને કારણે. તેઓ જે કહી રહ્યા છે તેમાં નિઃશંકપણે કશુંક તો છે, કારણ કે આપણે જોઇ શકીએ છીએ કે કઇ રીતે આપણાં મૂલ્યો જગ્યાએ જગ્યાએ અને સમયે સમયે બદલાતાં રહે છે. ઉદાહરણ તરીકે - યુદ્ધમાં હત્યા કરવી તે આજે ખૂબ મોટું પુણ્ય ગણાય છે અને એવું બને કે તે આવતી સદીમાં મહાપાપ ગણાય.

**મહારાજ** - પૃથ્વીની સાથે જ ઘુમતો માણસ અનિવાર્યપણે રાત અને દિવસ થતાં અવુભવવાનો જ. જે માણસ સુર્યની સાથે રહે છે તેને અંધકારનો કદીયે અનુભવ નહીં થાય. મારું જગત એ તમારું જગત નથી. હું તેને જે રીતે જોઉં છું તે પ્રમાણે તો તમે સૌ એક મંચ પર પોતપોતાની ભૂમિકા ભજવી રહ્યા છો. તમારા અવતરવા કે વિદાય થવા પાછળ કોઇ વાસ્તવિક્તા નથી. અને તમારી સમસ્યાઓ પણ એટલી જ અવાસ્તવિક છે!

**સાધક** - એવું બને કે અમે ઉંઘમાં ચાલનારા હોઇએ, કે પછી દુસ્વપ્ર જોનારા હોઇએ. શું આપ કંઈ જ કરી શકો તેમ નથી?

**મહારાજ** - હું કરી જ રહ્યો છું: હું તમારી સ્વપ્ન જેવી અવસ્થામાં એ કહેવા અવશ્ય પ્રવેશ્યો હતો કે - "તમારી જાતને કે અન્યોને દુઃખ આપવાનું બંધ કરો, યાતનાઓ સહેવાનું બંધ કરો, જાગો, ઉઠો'.

**સાધક** - તો પછી અમે શા માટે જાગી નથી ઉઠતા?

**મહારાજ** - તમે જરૂર જાગશો. મારો પ્રયત્ન નિષ્ફળ નહીં જાય. એવું બને કે તેમ થવામાં થોડોક સમય લાગે. જ્યારે તમે તમારાં સ્વપ્નો સામે પ્રશ્ન ઉઠાવવાનું શરૂ કરો છો ત્યારે પછી જાગ્રતિ બહુ દૂર નહીં હોય.

## જીવન પ્રેમ છે અને પ્રેમ જીવન છે [૨૨]

**સાધક** - શું યોગસાધના હમેશાં પ્રયત્નપૂર્વકની હોય છે? કે પછી શુદ્ધ ચેતનાના સ્તર નીચે તે તદ્દન પ્રયત્નરહિત, સહજ હોઈ શકે.

**મહારાજ** - નવશીખાઉના કિસ્સામાં યોગસાધના મોટે ભાગે પ્રયત્નપૂર્વકની હોય છે અને દઢ નિર્ધારની આવશ્યકતા રહે છે. પરંતુ જેઓ ઘણાં વરસોથી નિષ્ઠાપૂર્વક સાધના કરતા આવ્યા છે તેઓ સઘળો સમય આત્મસાક્ષાત્કાર માટે તત્પર હોય છે, પછી ભલે તેઓ તેનાથી સભાન હોય કે ન હોય. સહજ, સભાન નહીં તેવી સાધના સૌથી વધારે અસરકારક છે કારણ કે તે સહજ અને સ્થિર હોય છે.

**સાધક** - જે માણસ કેટલાક સમય માટે યોગનો નિષ્ઠાભર્યો સાધક રહ્યો છે અને પછી નાહિંમત થઈને સઘળા પ્રયત્નો પડતા મૂકી દીધા છે તેની સ્થિતિ શી થાય છે?

**મહારાજ** - માણસ કશુંક કરતો કે કશુંક ન કરતો દેખાય છે તે ઘણી વાર છેતરામણું હોય છે. એવું બનેજીવન પ્રેમ છે અને પ્રેમ જીવન છે કે તેની દેખાતી સુસ્તી એ તાકાત એકત્ર કરવાની ક્રિયા હોય. આપણી વર્તણુંકનાં કારણો ઘણાં ગૂઢ હોય છે . કોઈએ વખોડવામાં કે પ્રશંસા કરવામાં પણ ઉતાવળા ન થવું જોઈએ.યાદ રાખો કે યોગ એ વ્યક્ત (અંદરની જાત)નું વ્યક્તિ(બાહ્ય જાત) પરનું કાર્ય છે. વ્યક્તિ જે કંઈ કરે છે તે માત્ર વ્યક્તના પ્રતિભાવરૂપે હોય છે.

**સાધક** - તેમ છતાંયે વ્યક્તિ સહાય કરે છે.

**મહારાજ** - તે કેટલી મદદ કરી શકે અને કઈ રીતે? તેનો શરીર પર કેટલોક અંકુશ છે અને તેનીઅંગભંગિમા અને શ્વસનમાં સુધારો લાવી શકે. મનના વિચારો અને લાગણીઓ પરતેનો ભાગ્યે જ કોઈ અંકુશ છે, કારણ કે તે પોતે જ મન છે. વ્યક્ત જ વ્યક્તિને અંકુશમાંરાખી શકે. વ્યક્તિનું શાણપણ એમાં જ છે કે તે વ્યક્તની આજ્ઞા પાળે.

**સાધક** - માણસના આધ્યાત્મિક વિકાસ માટે જો વ્યક્ત જ છેવટે જવાબદાર હોય તો પછી વ્યક્તિને જ શા માટે આટલા બધા આગ્રહપૂર્વક સમજાવવામાં આવે છે અને પ્રોત્સાહિત કરવામાં આવે છે.

**મહારાજ** - શાંતિ જાળવીને અને ઈચ્છામુક્ત તથા ભયમુક્ત રહીને વ્યક્તિ મદદ કરી શકે છે. તમે એ બાબત ધ્યાન લીધી જ હશે કે વ્યક્તિને આપવામાં આવતી સઘળી સલાહો નકારાત્મક સ્વરૂપમાં હોય છેઃ ન કરો, બંધ કરો, સંયમ રાખો, જતું કરો, છોડી દો, બલિદાન આપો, શરણાગતિ સ્વીકારો, મિથ્યાને મિથ્યા તરીકે જુઓ. સત્યનું થોડું એવું કરવામાં આવતું વર્ણન પણ નકારો દ્વારા હોય છે - "આ નહીં, આ નહીં', "નેતિ, નેતિ'. જે રીતે સઘળું નિરપેક્ષ એવું અંતરાત્માનું હોય છે તે રીતે સઘળું હકારાત્મક એવું, નિશ્ચયાત્મક એવું વ્યક્તનું હોય છે.

**સાધક** - સાચુકલા અનુભવ દરમિયાન અમારે વ્યક્તને વ્યક્તિથી જુદું કેવી રીતે ઓળખવું?

**મહારાજ** - વ્યક્ત પ્રેરણાનો સ્નોત છે, વ્યક્તિ સ્મૃતિને આધારે ગતિ કરે છે. સ્રોતના ઉદ્ગમને શોધી શકાય તેમ નથી, જ્યારે સ્મૃતિની શરૂઆત ક્યાંક તો થઈ જ હોય છે. આમ વ્યક્તિ હમેશાં નિર્ધારિત હોય છે, જયારે વ્યક્તને શબ્દોમાં નથી પકડી શકાતું. સાધકોની ભૂલ એવી કલ્પના કરવામાં રહેલી છે કે વ્યક્ત કંઈક એવું છે કે જેને પકડી શકાય છે અને એ ભૂલી જવામાં રહેલી છે કે સઘળું અનુભવગોચર અનિત્ય હોય છે, અને માટે મિથ્યા છે. જે અનુભવને શક્ય બનાવે છે માત્ર તે જ વાસ્તવિક છે, પછી તેને બ્રહ્મ કે તમને ફાવે તે કહો.

# હું તે છું

**સાધક** - સ્વઅભિવ્યક્તિ માટે શું જીવને શરીર ધરાવવું આવશ્યક છે?

**મહારાજ** - શરીર જીવવા ઈચ્છે છે. જીવનને શરીરની કોઈ આવશ્યક્તા નથી; એ તો શરીર છે કે જેને જીવનની આવશ્યક્તા છે.

**સાધક** - શું જીવન તે પ્રયત્નપૂર્વક કરે છે?

**મહારાજ** - શું પ્રેમ પ્રયત્નપૂર્વક વર્તતો હોય છે? હા અને ના. જીવન પ્રેમ છે અને પ્રેમ જીવન છે. શરીરને પ્રેમ સિવાય વળી કઈ બાબત ધારણ કરી રાખે છે? ઈચ્છા, વાસના એ સ્વ માટેનો પ્રેમ નથી તો બીજું શું છેઃ ભય એ શરીરને રક્ષણ આપવાનો આવેગ નથી તો બીજું શું છે? અને જ્ઞાન સત્ય માટેનો પ્રેમ નથી તો બીજું શું છે? એવું બને કે સાધનો અને રૂપો ખોટાં હોય, પરંતુ તે પાછળનું પ્રેરકબળ તો હમેશાં પ્રેમ જ છે - મારી જાતનો અને મારું જે કંઈ છે તે પ્રત્યેનો પ્રેમ. એવું બને કે હું અને મારું ક્ષુદ્ર હોય, કે પછી વિસ્ફોટ પામે અને વિશ્વને આવરી લે, પરંતુ પ્રેમ તો રહે જ છે.

**સાધક** - ભગવાનના નામનું રટણ કરવું તે ભારતમાં સામાન્ય છે. શું તેમાં કોઈ ભલાઈ રહેલી છે?

**મહારાજ** - જયારે તમે કોઇ ચીજ કે વ્યક્તિનું નામ જાણતા હો છો ત્યારે તેને સહેલાઈથી શોધી શકો છો. ભગવાનને તેના નામનો સાદ પાડીને તમે તેને તમારી પાસે આવવા પ્રેરો છો.

**સાધક** - તે કયા આકારમાં, રૂપમાં આવે છે?

**મહારાજ** - તમારી અપેક્ષા હોય તે રૂપમાં. જો તમે દુર્ભાગી હો અને કોઇ સંતમહાત્મા તમને કોઇ મંત્ર આપે અને જો તમે તે શ્રદ્ધા અને ભક્તિપૂર્વક રટો તો તમારું દુર્ભાગ્ય ટળી જશે. નિયતિ, પ્રારબ્ધ કરતાંયે અડગ શ્રદ્ધા વધારે શક્તિશાળી છે. નિયતિ મોટે ભાગે આકસ્મિક કારણોનું પરિણામ છે, અને માટે તે ઢીલીપોચી હોય છે. આત્મવિશ્વાસ અને શુભ આશા તેને સહેલાઈથી માત કરશે.

**સાધક** - જ્યારે કોઈ મંત્ર રટવામાં આવે છે ત્યારે ખરેખર શું બને છે?

**મહારાજ** - મંત્રનો ધ્વનિ આકારને સર્જે છે જેને આત્મા ધારણ કરશે. આત્મા કોઈ પણ આકારને ધારણ કરી શકે છે - અને તેના દ્વારા કામગીરી બજાવે છે. આખરે તો આત્મા કામગીરી દ્વારા પોતાને અભિવ્યક્ત કરી રહ્યો છે - અને મંત્ર તે મૂળભૂતપણે તો કામગીરી બજાવતી ઊર્જા છે. તે તમને પ્રભાવિત કરે છે, તમારી આસપાસની ચીજોને પ્રભાવિત કરે છે.

**સાધક** - મંત્ર પરંપરાગત છે. શું તે તેમ જ હોવું જોઈએ?

**મહારાજ** - પુરાણા કાળમાં કેટલાક શબ્દો અને તેને સંબંધિત ઊર્જાઓ વચ્ચે એક કડી સર્જવામાં આવી હતી અને વારંવારના પુનરાવતન વડે તે દ્દઢીકરણ પામી હતી. તે ચાલવા માટેની સડક જેવું છે. તેથી સરળતા રહે છે, તે એક સરળ ઉપાય છે - માત્ર શ્રદ્ધાની આવશ્યકતા રહે છે. તમને તમારા ગંતવ્ય સ્થાને લઈ જવા તમે તે સડકનો વિશ્વાસ કરો છો.

**સાધક** - કેટલાક ધ્યાનમાર્ગી સંપ્રદાયો સિવાય યુરોપમાં મંત્રની કોઈ પરંપરા નથી. પશ્ચિમના આધુનિક યુવાનને તે કયા કામની છે?

**મહારાજ** - કશાયે કામની નહીં, સિવાય કે તે ખૂબ જ આકખિત થયેલ હોય. તેના માટે યોગ્ય વિધિ એ વિચારને વળગી રહેવાની છે કે તે પોતે જ એ સઘળા જ્ઞાનની આધારભૂમિ છે, જ્ઞાનેન્દ્રિયો અને મનને જે સઘળું વીતે છે તેનો તે અવિકારી અને ચિરસ્થાયી સાક્ષી છે. જો તે જાગ્રત અને સતર્કપણે તે બાબતને સઘળો સમય મનમાં રાખશે તો અજાગ્રતિના બંધનોને તોડવાનો જ છે અને વિશુદ્ધ જીવન, પ્રકાશ અને પ્રેમમાં ઊભરી જ આવવાનો છે. "હું સાક્ષી માત્ર છું' તે ખ્યાલ શરીર અને મનને વિશુદ્ધ કરશે અને શાણપણની આંખને ખોલશે. પછી માણસ ભ્રમણાની પેલે

# હું તે છું

પાર જાય છે અને તેનું હૃદય સઘળી વાસનાઓથી મુક્ત હોય છે. જે રીતે બરફ પાણીમાં ફેરવાઈ જાય છે, અને પાણી વરાળમાં ફેરવાઈ જાય છે, અને વરાળ હવામાં ભળી જઈને અવકાશમાં અદશ્ય થઈ જાય છે, બરાબર તે જ રીતે શરીર વિશુદ્ધ જાગ્રતિ એટલે કે ચિદાકાશમાં ભળી જાય છે, પછી વિશુદ્ધ સ્વરૂપમાં એટલે કે પરમાકાશમાં ભળી જાય છે, જે સઘળા અસ્તિત્વ અને અનસ્તિત્વની પેલે પાર છે.

**સાધક** - જ્ઞાની પુરુષ, સાક્ષાત્કારપ્રાસ માણસ ખાય છે, પીએ છે અને ઉંઘે છે. કઈ બાબત તેને આમ ઠરવા પ્રેરે છે?

**મહારાજ** - જે તાકાત આ બ્રહ્માંડને ધુમાવે છે તે જ તેને પણ ધુમાવે છે.

**સાધક** - સઘળું તે જ તાકાતથી ઘુમે છેઃ તો પછી તકાવત શો છે?

**મહારાજ** - માત્ર આટલો જઃ અન્ય લોકો જેને માત્ર સાંભળે છે પરંતુ અનુભવતા નથી તેને જ્ઞાની પુરુષ જાણે છે. એવું બને કે બૌદ્ધિક રીતે તેઓ ગળા સુધી સમજતા હોય તેવું લાગે પરંતુ કરણીમાં તેઓ તેમનાં બંધનો છતાં કરી દે છે, જ્યારે સાક્ષાત્કારપ્રામ માણસની કરણી અને કથની હમેશાં એક્સરખી હોય છે.

**સાધક** - દરેક જણ કહે છે "હું છું'. સાક્ષાત્કારપ્રાસ માણસ પણ કહે છે "હું છું. તફાવત ક્યાં છે?

**મહારાજ** - તફાવત "હું છું' શબ્દો સાથે જે અર્થ જોડવામાં આવે છે તેમાં છે. સાક્ષાત્કારી માણસ માટે એ અનુભવ કે "હું જગત છું, જગત મારું છે' તે બિલકુલ માન્ય છે - તે અખંડપણે વિચારે છે, અનુભવે છે અને વર્તે છે અને તેવું સઘળા જીવો સાથે એક્યમાં રહીને કરે છે. એવું બને કે તે આત્મસાક્ષાત્કારના સિદ્ધાંત કે સાધનાને ન પણ જાણતો હોય, અને તે ધાર્મિક કે આધ્યાત્મિક ખ્યાલોથી મુક્ત એવો જન્મ્યો અને ઉછર્યો હોય. પરંતુ તેની સમજ કે કરુણામાં લગરીક એવી પણ ઉણપ નહીં હોય.

**સાધક** - હું કોઈ નગ્ન અને ભૂખ્યા ભિખારીના સંપર્કમાં આવું અને તેને પૂછું: "તું કોણ છે?' અને તે કદાચ એવો જવાબ આપેઃ "હું પરબ્રહ્મ છું'. "ઠીક છે', હું કહું છું, "જો તું પરબ્રહ્મ છે તો તારી હાલની અવસ્થાને બદલ". તો તે શું કરશે?

**મહારાજ** - તે તમને પૂછશેઃ "કઈ અવસ્થારર એવું તે શું છે જેને ફેરફારની આવશ્યક્તા છે? મારામાં શું ખૂટે છે? મારામાં શી ગડબડ છે?'

**સાધક** - તેણે તેવો જવાબ શા માટે આપવો જોઈએ?

**મહારાજ** - કારણ કે તે દેખાવો વડે બંધાયેલો નથી, તેનું નામ અને રૂપ સાથે કોઈ તાદાત્મ્ય નથી. તે સ્મૃત્તિનો ઉપયોગ કરે છે પરંતુ સ્મૃતિ તેનો ઉપયોગ નથી કરી શકતી.

**સાધક** - શું સઘળું જ્ઞાન સ્મૃતિ પર આધારિત નથી?

**મહારાજ** - નીચલી કક્ષાના જ્ઞાન માટે તેમ કહી શકાય. ઉચ્ચ જ્ઞાન, સત્યનું જ્ઞાન, તો માણસના મૂળસ્વભાવમાં અંતર્નિહિત છે.

**સાધક** - શું હું એવું કહી શકું કે હું જેનાથી સભાન/ચેતન છું તે હું નથી, કે પછી નથી તો હું ચૈતન્ય ખુદ?

**મહારાજ** - જ્યાં સુધી તમે મુમુક્ષુ છો ત્યાં સુધી એ જ ઠીક રહેશે કે તમે ચૈતન્યની પેલે પાર સર્વોચ્ચ અવસ્થામાં જવા માટે સામગ્રીરહિત(1'૯૯ 1011 ૬11 ०૯० ll1૯ ll1) વિશુદ્ધ ચેતના છો તે ખ્યાલને વળગી રહો.

**સાધક** - સાક્ષાત્કાર માટેની ઈચ્છા શું ચૈતન્યમાં પેદા થાય છે કે તેની પેલે પાર?

**મહારાજ** - અલબત્ત, ચૈતન્યમાં જ. સઘળી ઈચ્છાઓ સ્મૃતિમાંથી ઉદ્દભવે છે અને ચૈતન્યના જગતના દાયરામાં છે. જે પેલે પાર છે તે સઘળા પ્રયત્નોથી પર છે. ચૈતન્યની પેલે પાર જવાની ઈચ્છા ખુદ હજુયે ચૈતન્યમાં જ છે.

**સાધક** - શું ચૈતન્ય પર પેલે પારનું કોઈ પદ્દિચહ્ન, કોઈ છાપ હોય છે ખરી?

**મહારાજ** - ના, તેમ ન હોઈ શકે.

**સાધક** - તો પછી તે બે વચ્ચેની કડી કઈ છે? જો બે અવસ્થાઓ વચ્ચે કશુંયે સામાન્ય નથી તો પછી એકમાંથી બીજામાં જઈ કઈ રીતે શકાય? શું શુધ્ધ જાગ્રતિ, પ્રજ્ઞા, ચિદાકાશ તો તે બે વચ્ચેની કડી નથી ને?

**મહારાજ** - અરે, પ્રજ્ઞા પણ ચૈતન્યનું એક રૂપ છે.

**સાધક** - તો પછી પેલે પાર શું છે? નરી શૂન્યતા, રિક્તતા, ખાલીપણું?

**મહારાજ** - ખાલીપણું પણ ફરી ઉલ્લેખ તો, વાત તો માત્ર ચૈતન્યની જ કરે છે. પુર્ણતા કે ખાલીપણું એ સાપેક્ષ શબ્દો છે. પરબ્રહ્મ ખરેખર પેલેપાર છે - ચૈતન્યના સંબંધમાં પેલે પાર નહીં પરંતુ કોઈ પણ પ્રકારના સંબંધોની પેલે પાર. શબ્દ 'અવસ્થા'ને કારણે મુશ્કેલી આવે છે. પરબ્રહ્મ એ. કશાક અન્યની અવસ્થા નથી - તે મનની કે ચૈતન્યની કે ચિત્તની અવસ્થા નથી – કે નથી તો એવું કશુંક કે જેને શરૂઆત અને અંત હોય, હોવા કે ન-હોવાનું હોય. સઘળા વિવેકબુધ્ધિ અનાસક્તિ ભણી દોરી જાય છે. વિરુધ્ધો તેમાં સમાવિષ્ટ છે - પરંતુ તે કોઈ વિરુધ્ધોની રમત નથી. તેને તમારે સંકરમણનો અંત ન જ સમજવો જોઈએ. જ્યારે ચેતના જેવું કશું જ વિધમાન નથી રહેતું ત્યારે જ તેનું ભાન થાય છે. પછી "હું માણસ છું' કે "હું ઈશ્વર છું' શબ્દોનો કોઈ અર્થ નથી. તેને માત્ર મૌન અને અંધકારમાં જ સાંભળી અને જોઈ શકાય.

## વિવેકબુધ્ધિ અનાસક્તિ ભણી દોરી જાય છે [૨૩]

**મહારાજ** - તમે સૌ પાણીથી તરબોળ છો કારણ કે સખત વરસાદ વરસી રહ્યો છે. મારા જગતમાં હવામાન સદાયે ખુશનૂમા હોય છે. ત્યાં દિવસ કે રાત નથી, ગરમી કે ઠંડી નથી. ત્યાં મને કોઈ ચિંતાઓ નથી, નથી કોઈ પસ્તાવાઓ. મારું મન વિચારમુક્ત છે, કારણ કે ત્યાં ઈચ્છાઓની કોઈ ગુલામી નથી.

**સાધક** - શું જગત બે છે?

**મહારાજ** - તમારું જગત અનિત્ય છે, પરિવર્તનશીલ છે. મારું જગત પૂર્ણ છે, અપરિવર્તશીલ છે. તમારા જગતમાં તમને શું ગમે છે તે તમે મને કહી શકો છો - હું ધ્યાનપૂર્વક સાંભળીશ, રસપૂર્વક પણ, અને તેમ છતાંયે એક ઘડી માટે પણ હું એ વીસરી નહીં જાઉં કે તમારા જગતનું અસ્તિત્વ નથી અને તમે સ્વપ્ન જોઈ રહ્યા છો.

**સાધક** - આપના જગતને મારા જગતથી કઈ બાબત અલગ પાડે છે?

# હું તે છું

**મહારાજ** - મારું જગત કોઈ લાક્ષણિકતાઓ ધરાવતું નથી જેના વડે તેને ઓળખી શકાય. તમે તેના વિશે કંઈ જ ન કહી શકો. હું મારું જગત છું. મારું જગત મારી જાત છે. તે પૂર્ણ અને ક્ષતિરહિત છે. દરેક છાપને ભૂંસી નાખવામાં આવી છે, દરેક અનુભવને નકારવામાં આવ્યો છે. મારે કશાની આવશ્યકતા નથી, મારી પોતાની જાતની પણ, કારણ કે મારી જાત હું ગુમાવી શકું તેમ નથી.

**સાધક** - ઈશ્વરની પણ નહી?

**મહારાજ** - આ સઘળા ખ્યાલો અને ભેદભાવો તમારા જગતમાં અસ્તિત્વ ધરાવે છે; મારા જગતમાં તેવું કશુંયે નથી. મારું જગત એક માત્ર છે અને ખૂબ જ સાદું છે.

**સાધક** - ત્યાં કશું જ ઘટતું નથી?

**મહારાજ** - તમારા જગતમાં જે કંઈ ઘટે છે, તે માત્ર ત્યાં આગળ જ માન્યતા ધરાવે છે અને પ્રતિભાવ જન્માવે છે. મારા જગતમાં કશું જ ઘટતું નથી.

**સાધક** - આપના પોતાના જગતની આપના વડે અનુભવવાની હકીકત જ સઘળા અનુભવમાં અંતર્નિહિત એવા કેતને સૂચવે છે.

**મહારાજ** - શાબ્દિક રીતે જોવા જાઓ તો - હા. પરંતુ તમારા શબ્દો મારા સુધી નથી પહોંચતા. મારું જગત અશાબ્દિક છે. તમારા જગતમાં વણબોલ્યાનું કોઈ અસ્તિત્વ નથી. મારા જગતમાં - શબ્દો અને તેના અર્થોનું કોઈ હોવાપણું નથી. તમારા જગતમાં કશું જ નિત્ય નથી, મારા જગતમાં કશુંયે બદલાતું નથી. મારું જગત વાસ્તવિક છે, જયારે તમારું સ્વપ્નોનું બનેલું છે.

**સાધક** - અને તેમ છતાંયે આપણે વાત કરી રહ્યા છીએ.

**મહારાજ** - વાત તમારા જગતમાં થઈ રહી છે. મારા જગતમાં શાશ્વત મૌન છે. મારું મૌન ગાય છે, મારી રિક્તતા ભરી ભરી છે, મારે કશાની ખોટ નથી. મારા જગતમાં ન આવો ત્યાં સુધી તમે તેને ન જાણી શકો.

**સાધક** - એવું લાગે છે જાણે આપના જગતમાં આપ જ માત્ર છો.

**મહારાજ** - જયારે શબ્દો જ લાગુ નથી પડતા ત્યારે તમે એક્લા કે ન-એકલા એવું કઈ રીતે કહી શકો? અલબત્ત, હું એકલો છું, કારણ કે હું જ સઘળું છું.

**સાધક** - શું આપ ક્યારેય અમારા જગતમાં આવો છો ખરા?

**મહારાજ** - મારા માટે વળી આવવું જવું શું? ફરી આ શબ્દો જ છે. હું છું. મારે વળી ક્યાંથી આવવું અને ક્યાં જવું?

**સાધક** - આપનું જગત મારે વળી કયા ખપનું?

**મહારાજ** - તમારે તમારા પોતાના જગત વિશે વધારે બારીકાઈથી વિચારવું જોઈએ, તેને આલોચનાત્મક રીતે તપાસો અને, એકાએક, એક દિવસ તમે તમારી જાતને મારા જગતમાં જોશો.

**સાધક** - તેથી અમને શો ફાયદો?

**મહારાજ** - તમને કશો જ ફાયદો નથી થતો. તમારું પોતાનું જે નથી તે તમે પાછળ છોડી દો છો અને એ મેળવો છો જે તમે કદીયે ગુમાવ્યું નથી - એટલે કે તમારું પોતાનું સ્વરૂપ.

**સાધક** - આપના જગતનો શાસક કોણ છે?

# હું તે છું

**મહારાજ** - અહીં કોઈ શાસક કે શાસિત નથી. અહીં કોઈ પણ પ્રકારનું દ્વૈત નથી. તમે માત્ર તમારા ખ્યાલો પ્રક્ષેપિત કરી રહ્યા છો. તમારા ધર્મશાસ્ત્રો અને તમારા દેવતાઓનો અહીં કોઈ અર્થ નથી.

**સાધક** - તેમ છતાંયે આપને નામ અને રૂપ છે, ચૈતન્ય અને પ્રવૃત્તિ દર્શાવો છો.

**મહારાજ** - તમારા જગતમાં હું તેવો દેખાઉં છું. મારા જગતમાં તો મારે માત્ર સ્વરૂપ જ છે. તે સિવાય કશુંયે નહીં. તમે લોકો માલિકી, માત્રા અને ગુણધર્મના તમારા ખ્યાલોથી ભર્યા ભર્યા છો. હું પૂર્ણપણે ખ્યાલો વિનાનો છું.

**સાધક** - મારા જગતમાં ખલેલ, તણાવ અને હતાશા છે. આપ કોઈક છાની આવક પર જીવી રહ્યા હો તેવું લાગે છે, જ્યારે મારે આજીવિકા માટે મજૂરી કરવી પડે છે.

**મહારાજ** - કરો તમારી ઈચ્છા પડે તેમ, જેવી તમારી મરજી. મારા જગતમાં આવવા માટે તમારું જગત છોડવા તમે મુક્ત છો.

**સાધક** - તે કઈ રીતે કરવામાં આવે છે?

**મહારાજ** - તમારા જગતને તે જેવું છે તેવા સ્વરૂપે જુઓ, નહીં કે તમે કલ્પો છો તે સ્વરૂપે. વિવેકબુદ્ધિ તમને અનાસક્તિ ભણી દોરી જશે; અનાસક્તિ તમારા સદ્ વર્તનની ખાતરી આપશે; સદ્ વર્તન તમારી અંદરના સ્વરૂપ સુધી પહોંચવાના સેતુનું નિર્માણ કરશે. અમલ એ ઉત્કટતાનો પુરાવો છે. તમને જે કહેવામાં આવે તેને ખંતપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક કરો અને સઘળા વિઘ્નો હટી જશે.

**સાધક** - શું આપ સુખી છો?

**મહારાજ** - તમારા જગતમાં હું અત્યંત દુઃખી હોઈશ. જાગી ઉઠવું, ખાવું, પીવું, ફરી નિદ્રાધીન થવું - કેવી ઝંઝટ છે આ બધી!

**સાધક** - તો શું આપ જીવવા પણ નથી ઈચ્છતા?

**મહારાજ** - જીવવું, મરવું - કેવા અર્થહીન શબ્દો છે આ! જ્યારે તમે મને જીવતો જુઓ છો ત્યારે હું મૃત હોઉં છું. જ્યારે તમે મને મૃત વિચારો છો ત્યારે હું જીવતો હોઉં છું. તમે કેટલા બધા ગૂંચવાયેલા છો!

**સાધક** - આપ કેટલા બધા અલગ છો! અમારા જગતના સઘળાં દુઃખો તમારી કંઈ વિસાતમાં નથી.

**મહારાજ** - તમારી મુશ્કેલીઓથી હું તદન સભાન છું, વાકેફ છું.

**સાધક** - તો પછી આપ તે મુશ્કેલીઓ બાબતે શું કરી રહ્યા છો?

**મહારાજ** - મારે કશું જ કરવાની આવશ્યક્તા નથી. તે તો આવે છે અને જાય છે.

**સાધક** - શું આપના ધ્યાન માત્ર આપવાની ક્રિયાથી તે જતી રહે છે?

**મહારાજ** - હા. મુશ્કેલી શારીરિક, લાગણીકીય કે માનસિક હોઈ શકે, પરંતુ તે હમેશાં વૈયક્તિક હોય છે. મોટા કદની દુર્ઘટનાઓ એ અગણિત વૈયક્તિક સિયતિઓનો સરવાળો હોય છે અને તેને થાળે પડતાં સમય લાગે છે. પરંતુ મૃત્યુ એ કદીયે દુર્ઘટના નથી.

**સાધક** - જ્યારે માણસની હત્યા કરવામાં આવે ત્યારે પણ?

**મહારાજ** - દુર્ઘટના તો હત્યારા માટે છે. કમનસીબી તો હત્યારાની છે.

**સાધક** - તેમ છતાંયે, એવું લાગે છે કે જગત બે છે, મારું અને આપનું.

# હું તે છું

**મહારાજ** - મારું વાસ્તવિક છે, સાચુકલું છે, તમારું મનનું બનેલું છે.

**સાધક** - એક ખડકની કલ્પના કરો, તેમાં એક ખાડો છે અને તે ખાડામાં એક દેડકો રહે છે. એવું બને કે દેડકો બેધ્યાન બન્યા વિના, ખલેલ પામ્યા વિના પૂર્ણ આનંદમાં તેનું જીવન પસાર કરે. ખડકની બહાર જગત તેની રીતે ચાલ્યા કરે છે. જો ખડકમાંના દેડકાને બહારના જગત વિશે કહેવામાં આવે તો તે કહેશેઃ "એવી કોઈ ચીજ જ નથી. મારું જગત શાંતિ અને આનંદનું છે. તમારું જગત તો શબ્દોનું માત્ર ખોખું છે, તેને કોઈ અસ્તિત્વ નથી.' તેવું જ આપનું છે. જ્યારે આપ અમને કહો છો કે અમારું જગત અસ્તિત્વ જ નથી ધરાવતું ત્યારે ચર્ચાવિચારણાની કોઈ સામાન્ય ભૂમિકા જ રહેતી નથી. અથવા તો અન્ય એક ઉદાહરણ લો. હું દાક્તર પાસે જાઉં છું અને પેટના દુઃખાવાની ફરિયાદ કરું છું. તે મને તપાસે અને કહે છેઃ "તમે ઠીકઠાક છો. તમને કશું જ થયું નથી.' "પરંતુ મને દુઃખે છે;' હું કહું છું. "તમારો દુઃખાવો માનસિક છે,' તે ભારપૂર્વક કહે છે. હું કહું છું, "મારો દુઃખાવો માનસિક છે તે જાણવાથી મને કોઈ રાહત નથી થતી. તમે દાક્તર છો, મારા દુઃખાવાને મટાડો. જો તમે મારો દુઃખાવો મટાડી ન શકો તો તમે મારા દાક્તર નથી.'

**મહારાજ** - તદ્દન સાચું.

**સાધક** - આપે રેલમાર્ગનું નિર્માણ કર્યું છે, પરંતુ પુલના અભાવે કોઈ રેલગાડી પસારથઈ શકે તેમ નથી. પુલનું નિર્માણ કરો.

**મહારાજ** - પુલની કોઈ આવશ્યકતા નથી.

**સાધક** - આપના જગત અને મારા જગત વચ્ચે કોઈક કડી તો હોવી જ જોઈએ.

**મહારાજ** - વાસ્તવિક જગત અને કાલ્પનિક જગત વચ્ચે કોઈ કડીની આવશ્યકતા નથી, કારણ કે તેવી કોઈ કડી હોઈ જ ન શકે.

**સાધક** - તો પછી અમારે શું કરવું?

**મહારાજ** - તમારા જગતને તપાસો, તમારા મનને તે પાછળ કામે લગાડો, તેનું આલોચનાત્મક પરીક્ષણ કરો, તે વિશેના એકેએક ખ્યાલને બારીકાઈ પૂર્વક તપાસો; આટલું કરો, તે ચાલશે, તેટલું પૂરતું છે.

**સાધક** - તપાસ ચલાવવા માટે આ જગત ખૂબ જ મોટું પડે છે. હું તો એટલું જાણું કે હું છું, જગત છે, જગત મને તકલીફ આપે છે અને હું જગતને તકલીફ આપું છું.

**મહારાજ** - મારો અનુભવ તો એવો છે કે સઘળું આનંદ છે. પરંતુ આનંદ માટેની ઈચ્છા દુઃખ પેદા કરે છે. આમ આનંદ દુઃખ માટેનું બીજ બને છે. દુઃખનું સમગ્ર વિશ્વ ઈચ્છામાંથી જન્મ્યું છે. સુખ માટેની ઈચ્છાનો ત્યાગ કરો અને તમને ખબર પણ નહીં પડે કે દુઃખ શું છે.

**સાધક** - સુખ એ દુઃખનું બીજ શા માટે હોવું જોઈએ?

**મહારાજ** - સુખને ખાતર તમે ઘણાં પાપો આચરી રહ્યા છો. અને પાપનાં ફળો યાતના અને મૃત્યુ છે.

**સાધક** - આપ કહો છો જગત અમારા કશાયે કામનું નથી - તે માત્ર એક ઘોર આપત્તિ છે. મને લાગે છે કે તેવું ન હોઈ શકે. ભગવાન કંઈ એવો મૂર્ખ નથી. મને તો જગત ગર્ભિત ક્ષમતાઓને વાસ્તવિક બનાવવાનું, દ્રવ્યને જીવનનું રૂપ આપવાનું, અચેતનને પૂર્ણ જાગ્રતિ બક્ષવાનું એક મહાન સાહસ લાગે છે. સર્વોચ્ચનો સાક્ષાત્કાર કરવા આપણે વિરુદ્ધોના અનુભવની આવશ્યકતા છે. જે રીતે મંદીરનું નિર્માણ કરવા આપણને પથ્થર અને ચૂનાની, લાકડા અને લોખંડની, કાચ અને લાદીઓની જરૂર પડે છે, તે રીતે મનુષ્યને દિવ્ય સંત બનાવવા, જીવન અને મૃત્યુનો માલિક બનાવવા, તેને દરેક પ્રકારના અનુભવની સામગ્રીની જરૂર હોય છે. જે રીતે કોઈ સ્ત્રી બજારમાં

જાય છે, દરેક પ્રકારની જીવનજરૂરીયાતની ચીજવસ્તુઓ ખરીદે છે, ઘરે આવે છે, રાંધે છે, પકવે છે અને પોતાના ધણીને રીઝવે છે, તે રીતે અમે અમારી જાતને જીવનરૂપી અગ્નિમાં સરસ રીતે પકવીએ છીએ અને અમારા ભગવાનને રીઝવીએ છીએ.

**મહારાજ** - ઠીક છે, જો તમે તેવું વિચારતા હો તો તેનો અમલ કરો. તમારા ભગવાનને રીઝવો, તમને પૂરી છૂટ છે.

**સાધક** - બાળક શાળાએ જાય છે અને ઘણી બધી બાબતો શીખે છે, જે પછીથી તેને કશા કામની નહીં હોય. પરંતુ શીખવા દરમિયાન તે બાળક વિકસતું હોય છે, વૃદ્ધિ પામતું હોય છે. તે જ રીતે આપણે અગણિત અનુભવોમાંથી પસાર થઇએ છીએ અને તે સઘળાને ભૂલી જઇએ છીએ, પરંતુ તે સમગ્ર સમય દરમિયાન આપણે વિકસતા હોઇએ છીએ. અને જ્ઞાની પરબ્રહ્મનું જ્ઞાન ધરાવવામાં પ્રતિભાવાન એવી વ્યક્તિ નહીં તો બીજું શું છે! મારું આ જગત અકસ્માત ન હોઈ શકે. તેનો કોઈક અર્થ છે, તે પાછળ જરૂર કોઈક યોજના હોવી જોઈએ. મારો ઈશ્વર કોઈક યોજના ધરાવે છે.

**મહારાજ** - જો જગત ખોટું છે તો પછી યોજના અને તેનો સર્જક પણ ખોટો છે.

**સાધક** - ફરી આપ જગતને નકારો છો. આપણી વચ્ચે કોઈ પુલ નથી.

**મહારાજ** - પુલની કોઈ આવશ્યકતા નથી. તમારી ભૂલ તમારા એ માનવામાં રહેલી છે કે તમે જન્મ્યા છો. તમે કદીયે જન્મ્યા નહોતા કે નથી તમે કદી મરવાના, પરંતુ તમે માનો છો કે તમે અમુક તારીખે અને અમુક જગ્યાએ જન્મ્યા હતા અને અમુક ખાસ શરીર તમારું પોતાનું છે.

**સાધક** - જગત છે, હું છું. આ હકીકતો છે.

**મહારાજ** - તમારી જાતની પરવા કર્યા પહેલાં તમે જગતની ચિંતા શા માટે કરો છો? તમે જગતનો ઉદ્ધાર કરવા માગો છો, ખરું કે નહીંર શું તમારી જાતનો ઉદ્ધાર કર્યા પહેલાં તમે જગતનો ઉદ્ધાર કરી શકો? અને ઉદ્ધાર થયાનો અર્થ શો થાય છે? કોનાથી બચવાનુંરભ્રમણાથી! ઉદ્ધાર તો ચીજવસ્તુઓને જેવી છે તેવી જોવામાં રહેલો છે. હું મારી જાતને કોઇ વ્યક્તિ કે કોઇ ચીજ સાથે સંબંધિત ખરેખર નથી જોતો. અરે, આત્મા સાથે પણ નહીં, પછી ભલે તે આત્મા જે હોય તે. હું સદાયનો છું - અવ્યાખ્યાયિત. હું અંદર છું અને પેલે પાર છું – સાવ નજીક અને પહોંચી ન શકાય તેવો.

**સાધક** - આપ તેને કેવી રીતે પામ્યા?

**મહારાજ** - ગુરુ પરના માર વિશ્વાસને કારણે. તેમણે મને કહ્યું, "તું જ માત્ર છે' અને મેં તેમના પર કોઈ શંકા ન કરી. તે સાવ સાચું છે તે મને સમજાયું નહીં ત્યાં સુધી હું તે બાબતે મુંઝઝણ અનુભવી રહ્યો હતો.

**સાધક** - વારંવારના પુનરાવર્તનથી તે વાત આપના ગળે ઉતરી?

**મહારાજ** - આત્મસાક્ષાત્કારથી. મેં જોયું કે હું પૂર્ણપણે ચેતન અને સુખી છું અને માત્ર ભૂલને કારણે જ મે વિચાર્યું હતું કે આ શરીરને કારણે અને શરીરોના બનેલા આ જગતને કારણે મારાં સત્- ચિત્- આનંદ હતાં.

**સાધક** - આપ વિદ્વાન માણસ નથી. આપે વધારે વાંચ્યું નથી, અને જે કંઈ આપે વાંચ્યું કે સાંભળ્યું છે તે કદાચ અંતર્વિરોધી નથી. હું સારો એવો સુશિક્ષિત છું અને પુષ્કળ વાંચ્યું છે અને મારા જાણવામાં આવ્યું છે કે પુસ્તકો અને આચાર્યો એકબીજાથી અત્યંત વિરોધી મતો ધરાવે છે. માટે જે કંઈ હું વાંચું છું કે સાંભળું છું તેને શંકાની નજરે જોઉં છું. મારો સૌ પ્રથમ પ્રત્યાઘાત "એવું હોય પણ ખરું અને ન પણ હોય તેવો હોય છે. અને મારું મન શું સાચું છે અને શું સાચું નથી તે નક્કી ન

કરી શકતું હોવાથી હું મારી શંકાઓ સાથે સાવ નોધારી અવસ્થામાં મૂકાઇ જાઉં છું. યોગમાં શંકાશીલ મન એ ભારે અડચણ રૂપ છે.

**મહારાજ** - તમારી વાત સાંભળી મને આનંદ થયો; પરંતુ મારા ગરુએ પણ મને શંકા કરવાનું શીખવાડેલું- એકેએક ચીજ પર અને નિરપવાદ. તેમણે કહ્યું હતું: "તારી જાત સિવાયની એકેએક ચીજના અસ્તિત્વને નકારજે.' વાસનાઓ દ્વારા તમે આ દુઃખ અને સુખભર્યા જગતને સર્જ્યું છે.

**સાધક** - શું તે દુઃખભર્યું પણ હોવું જ જોઇએ?

**મહારાજ** - તો વળી શું? તેની પ્રકૃતિ પ્રમાણે સુખ મર્યાદિત અને અનિત્ય છે. દુઃખમાંથી ઈચ્છા જન્મે છે, દુઃખમાં તે પરિતૃપ્તિ ઝંખે છે, અને તેનો અંત હતાશા અને વિષાદમાં આવે છે. દુઃખ એ સુખની પશ્ચાદ્‌ભૂ છે, સુખની સઘળી ઝંખનાઓ દુઃખમાંથી જન્મે છે અને દુઃખમાં જ તેનો અંત આવે છે.

**સાધક** - આપ જે કંઈ કહો છો તે મને સાવ સ્પષ્ટપણે સમજાય છે. પરંતુ જ્યારે કોઈ શરીરિક કે માનસિક તકલીફ આવી પડે છે ત્યારે મારું મન સુસ્ત અને વિક્ષુબ્ધ થઈ ઉઠે છે અને છૂટકારો મેળવવા આકુળવ્યાકુળ બને છે.

**મહારાજ** - તેથી શું? સુસ્ત અને વિક્ષુબ્ધ તો મન થાય છે, તમે નહીં. જુઓ, આ ઓરડામાં સઘળા પ્રકારની ચીજો બને છે. શું હું તેને બનવા પ્રેરું છું? બસ તે સઘળી એમ જ બને છે. તેવું તમારી બાબતમાં છે - નિયતિનો ચોપડો આપમેળે જ ખુલે છે અને અનિવાર્ય ઘટે છે. ઘટનાઓના પ્રવાહને તમે બદલી ન શકો, પરંતુ તમે તમારું વલણ બદલી શકો અને ખરેખર જે મહત્ત્વનું છે તે આ વલણ જ છે, નહીં કે નરી ઘટના. જગત ઈચ્છાઓ અને ભીતિઓનું ઘર છે. તેમાં તમને શાંતિ ન મળી શકે. શાંતિ માટે તો તમારે જગતની પેલે પાર જવું પડે. જગતનું મૂળ કારણ સ્વપ્રેમ છે. તેને કારણે આપણે સુખ ઈચ્છીએ છીએ અને દુઃખને ટાળીએ છીએ. સ્વપ્રેમની જગ્યા આત્માના પ્રેમને આપો અને ચિત્ર બદલાઈ જાય છે. સર્જનહાર બ્રહ્મા એટલે સઘળી ઈચ્છાઓનો સરવાળો. જગત તેમને પરિતૃપ્ત કરવા માટેનું નિમિત્ત છે , ઉપકરણ છે. જીવો તેઓ જે કોઇ મજા ઈચ્છે તે લે છે અને તેના બદલામાં આંસુ સારે છે. કાળ સઘળો હિસાબ સરભર કરી દે છે. સમતુલાનો નિયમ સર્વોચ્ચ છે.

**સાધક** - અતિમાનવ બનવા માટે સૌ પહેલાં તો માનવ હોવું પડે. માનવપણું અસંખ્ય અનુભવોનું ફળ છે. ઈચ્છાઓ અનુભવ ભણી દોરી જાય છે. માટે, પોતાના કાળે કક્ષાએ, ઈચ્છા યોગ્ય છે.

**મહારાજ** - એક રીતે આ સઘળું સાચું છે. પરંતુ એક દિવસ આવે છે જયારે તમે સઘળું એકઠું કરી લીધું હોય છે અને નિમણિ કરવાની શરૂઆત કરવી પડે. વિવેક અને વૈરાગ્ય અતિ આવશ્યક છે. દરેક બાબતનું બારીકાઈથી નિરીક્ષણ કરવું પડે અને બિનજરૂરીનો કઠોર થઈને વિનાશ કરવો જ પડે. મારું માનો, વધારે પડતો વિનાશ કરવાનું ન જ હોઇ શકે. કારણ કે વાસ્તવમાં કશુંયે મૂલ્યવાન નથી. લગનપૂર્વક વૈરાગી બનો - બસ તેટલું જ પુરતું છે.

## ઈશ્વર સર્વ-કર્તા છે, જ્ઞાની અકર્તા છે [૨૪]

**સાધક** - કેટલાક મહાત્માઓ કહે છે કે જગત નથી તો કોઈ અકસ્માત કે નથી તો ઈશ્વરની લીલા, પરંતુ કામની એક એવી મહા યોજનાનું પરિણામ અને અભિવ્યક્તિ છે જેનું લક્ષ્ય વિશ્વભરમાં ચૈતન્યને જાગ્રત કરવાનું અને વિકસાવવાનું છે. નિર્જીવથી સજીવ ભણી, અચૈતન્યથી ચૈતન્ય ભણી, સુસ્તીથી તેજસ્વી બુદ્ધિશક્તિ ભણી, ગૂંચવાડાથી સ્પષ્ટતા ભણી - આ એ દિશા છે જે ભણી જગત અવિરતપણે વણઅટક્યું આગળ ધપી રહ્યું છે. અલબત્ત, વિશ્રાંતિ અને દેખીતા

અંધકારની ક્ષણો આવી જાય છે જ્યારે વિશ્વ સુષુપ્ત હોય તેવું લાગે છે, પરંતુ વિશ્રાંતિનો અંત આવે છે અને ચૈતન્ય પરનું કામ ફરી શરૂ થાય છે. આપણી દષ્ટિએ જગત આંસુઓની ખીણ છે, એવી જગ્યા કે જ્યાંથી શક્ય તેટલા જલદી અને કોઇ પણ ઉપાયે ભાગી છૂટવું ગમે. જ્ઞાની, સાક્ષાત્કારપ્રાપ્ત જીવો માટે જગત શુભ છે અને તે શુભ હેતુસર છે. તેઓ એવો નકાર નથી ભણતા કે જગત માનસિક સર્જન છે અતે આખરે તો સઘળું એક છે, પરંતુ તેઓ જુએ છે અને કહે છે કે તે સર્જનનો અર્થ છે અને તે સર્વોચ્ચ ઇચ્છનીય હેતુ ધરાવે છે. જેને આપણે ભગવાનની ઇચ્છા કહીએ છીએ તે કોઇ રમતીયાળ દેવતાનો ઘેલછાભર્યો મનોતરંગ નથી, પરંતુ પ્રેમ અને શાણપણ અને તાકાતમાં વૃદ્ધિ પામવાની, જીવન અને ચૈતન્યની અનંત ગિત ક્ષમતાઓને વાસ્તવિક બનાવવાની એક અનિવાર્ય આવશ્યકતાની અભિવ્યક્તિ છે. જે રીતે કોઇ માળી તાનકડા એવા બીજમાંથી ભવ્ય પૂર્ણતા ધરાવતા ફૂલો ઉગાડે છે, તે જ રીતે ઇશ્વર પોતાના બગીચામાં અન્ય જીવોની સાથોસાથ માનવોને અતિમાનવો બનાવે છે, જે તેની સાથોસાથ જાણે છે, પ્રેમ કરે છે અને કામ કરે છે. જ્યારે ઇશ્વર વિશ્રાંતિ લે છે (એટલે કે પ્રલયકાળે) ત્યારે જેમનો વિકાસ પૂરો નથી થયો હોતો, તેઓ કેટલાક સમય માટે અચેતન બને છે, જ્યારે જેમનો વિકાસ પૂર્ણ થયો હોય છે, જેઓ સઘળાં રૂપો અને ચૈતન્યની સઘળી સામગ્રીની પેલે પાર નીકળી ગયા હોય છે તેઓ વૈશ્વિક મૌનથી જાગ્રત રહે છે. જ્યારે નવા વિશ્વના ઉદ્ભવવાનો સમય આવી લાગે છે ત્યારે નિદ્રાધીનો જાગી ઉઠે છે અને તેઓનું કામ શરૂ થાય છે. વધારે પ્રગતિ કરેલા પહેલાં જાગે છે અને ઓછી પ્રગતિ કરેલા માટે ભૂમિકા તેયાર કરે છે - આમ તેઓને તેમના આગળ વિકાસ માટે યોગ્ય વર્તણૂંકના રૂપો અને ભાતો([દ1€1115) મળી રહે છે.

તો કથા આમ છે. તમારા ઉપદેશનો તફાવત આ છેઃ તમે આગ્રહ રાખો છો કે જગત જરા પણ શુભ નથી અને તેને તરછોડવું જોઇએ. તેઓ કહે છે કે જગત માટેનો અણગમો એ તો આવીને પસાર થઇ જનારો તબક્કો છે, તે જરૂરી છે, અને તેમ છતાં હંગામી છે, અને તેનું સ્થાન ટૂકમાં જ સર્વવ્યાપક પ્રેમ અને ઇશ્વરની સાથોસાથ કામ કરવાની અડગ ઇચ્છાશક્તિ લઇ લે છે.

**મહારાજ** - તમે જે કહો છો તે પ્રવૃત્તિમાર્ગ માટે ખરં છે. નિવૃત્તિમાર્ગ માટે પોતાની જાતને શૂન્ય કરવી તે આવશ્યક છે. મારું સ્થાન પરમાકાશમાં છે; શબ્દો ત્યાં નથી પહોંચતા, કે નતો વિચારો. મન માટે તે નર્યો અંધકાર અને મૌન છે. પછી ચૈતન્ય સળવળાટ કરવાનું શરૂ કરે છે અને મન(ચિદાકાશ)ને જગાડે છે, જે સ્મૃતિ અને કલ્પના પર નિર્માણ પામેલ જગત(મહદાકાશ)ને પ્રક્ષેપિત કરે છે. એક વાર જગત અસ્તિત્વમાં આવે છે કે પછી તમે જે સઘળું કહો છો તે પ્રમાણે હોઇ શકે. મનનો એ સ્વભાવ છે કે લક્ષ્યોની કલ્પના કરવી, તેમને સિદ્ધ કરવા પ્રયત્ન કરવો, સાધનો અને ઉપાયો શોધી કાઢવા, દષ્ટિ, ઊર્જા અને હિંમત દર્શાવવાં. આ દૈવી ગુણો છે અને હું તેમનો નકાર નથી કરતો. પરંતુ હું તો ત્યાં ખડો છું જ્યાં કોઇ તફાવતો અસ્તિત્વ નથી ધરાવતા, જયાં કોઇ વસ્તુઓ નથી, કે નથી તો તેમને સર્જતાં મન. તે મારું ઘર છે. જે કંઇ બને છે તે મને અસર નથી કરતું - વસ્તુઓ વસ્તુઓ પર ક્રિયા કરે છે, બસ તેટલું જ. સ્મૃતિ અને અપેક્ષાથી મુક્ત એવો હું તરોતાજા છું, નિર્દોષ છું, નિષ્ઠાભર્યો છું. મન મહાકર્તા છે અને તેને આરામની આવશ્યકતા છે. મારે કશાયની આવશ્યક્તા ન હોવાથી હું નિર્ભય છું. ગભરાવું તો કોનાથી? કોઇ અલગતા નથી, આપણે જુદા નથી. એક માત્ર આત્મા જ એટલે કે પરબ્રહ્મ જ છે, જેની અંદર વૈયક્તિક અને અવૈયક્તિક એક છે.

**સાધક** - હું તો બસ જગતને મદદ કરી શકું તેવું ઇચ્છું છું.

**મહારાજ** - એવું કોણ કહે છે કે તમે મદદ ન કરી શકો? મદદનો અર્થ શો થાય અને તે માટે આવશ્યક શું છે તે તમે નક્કી કરી લીધું છે અને તમારે શું કરવું જોઇએ અને તમે શું કરી શકો તેમ છો તેમની વચ્ચે, જરૂરીયાત અને ક્ષમતા વચ્ચે તમે તમારા માટે અથડામણ ખડી કરી છે.

# હું તે છું

**સાધક** - પરંતુ આપણે તેવું શા માટે કરીએ છીએર

**મહારાજ** - તમારું મન એક માળખું/યોજના પ્રક્ષેપિત કરે છે અને તમે તમારી જાતનું તે સાથે તાદાત્મ્ય સાધો છો. ઈચ્છાનો સ્વભાવ છે કે પોતાની તૃપ્તિ માટે તે મનને એક જગત સર્જવા પ્રેરે છે. એક નાનકડી ઈચ્છા પણ ક્રિયા-પ્રતિક્રિયાની એક લાંબી શૃંખલાને ગતિમાં મૂકી શકે છે; તો પછી તીવ્ર ઈચ્છાની તો વાત જ શી કરવી? ઈચ્છા એક વિશ્વ પેદા કરી શકે છે; તેની તાકાત ચમત્કારિક છે. જે રીતે એક નાનકડી દીવાસળી મસમોટા જંગલને આગ લગાડી શકે તે રીતે એક ઈચ્છા પ્રગટીકરણના મહાઅગ્નિને પેટાવી શકે છે. સર્જનનો હેતુ જ ઈચ્છાની પરિતૃપ્તિ છે. ઈચ્છા ઈષ્ટ કે અનિષ્ટ હોઈ શકે, આકાશ ખૂબ તટસ્થ છે – વ્યક્તિ તેને પોતાને ગમતી બાબત વડે ભરી શકે છે. શું ઈચ્છવું તે બાબતે તમારે ખૂબ કાળજી રાખવી પડે. તમે જે લોકોને મદદ કરવા માગો છો તે લોકોની જો વાત કરીએ તો તેઓ પોતપોતાની ઈચ્છા ખાતર પોતપોતાના જગતમાં જીવે છે, તેઓની ઈચ્છાની પૂર્તિ સિવાય તેમને મદદ કરવાનો અન્ય કોઈ ઉપાય નથી. કઈ રીતે યોગ્ય ઈચ્છાઓ કરવી તે જ તમે તેમને શીખવી શકો કે જેથી કરીને તેઓ તેમનાથી ઉપર ઉઠી શકે અને ઈચ્છાઓનાં જગતોને, દુઃખ અને સુખનાં ઘરોને સર્જવાના અને પુનઃસર્જવાના આવેગથી મુક્ત બની શકે.

**સાધક** - એવો દિવસ જરૂર આવશે જ્યારે આ ખેલ આટોપાઈ જશે; માણસે મરી જવું પડશે અને વિશ્વનો અંત આવશે.

**મહારાજ** - જે રીતે નિદ્રાધીન માણસ સઘળું ભૂલી જાય છે અને બીજા દિવસે જાગે છે, અથવા તો મૃત્યુ પામે છે અને બીજું જીવન ધારણ કરે છે, તે રીતે ઈચ્છા અને ભયનાં જગતો લય પામે છે અને અદશ્ય થાય છે. પરંતુ વૈશ્વિક સાક્ષી એટલે કે પરબ્રહ્મ કદીયે નિદ્રાધીન થતો નથી અને કદીયે મૃત્યુ પામતો નથી. શાશ્વતપણે મહદ્બ્રહ્મ ધબકતું રહે છે અને દરેક ધબકારે એક નવું વિશ્વ અસ્તિત્વમાં આવે છે.

**સાધક** - શું તે ચેતન છે?

**મહારાજ** - મન જે કંઈ કલ્પે છે તેની તે પેલે પાર છે, તેનાથી પર છે. તે હોવા અને ન-હોવાની પેલે પાર છે. તે સઘળી ચીજોનો હકાર અને નકાર છે. તે પેલે પાર અને આ પાર છે, તે સર્જી રહ્યું છે અને વિનાશ કરી રહ્યું છે, તે અકલ્પનીય એટલું વાસ્તવિક છે.

**સાધક** - ઈશ્વર અને મહાત્મા, શું તેઓ એક છે કે બે?

**મહારાજ** - તેઓ એક છે.

**સાધક** - કંઈક તો તફાવત હોવો જ જોઈએ.

**મહારાજ** - ઈશ્વર સઘળાનો કર્તા છે, જ્યારે જ્ઞાની અકર્તા છે. ઈશ્વર પોતે એવું નથી કહેતો કે "હુંસઘળું કરું છું.' તેના માટે તો સઘળું પોતપોતાની પ્રકૃતિ પ્રમાણે ઘટી રહ્યું છે. જ્ઞાનીનીદૃષ્ટિએ સથળું ઈશ્વર દ્વારા કરવામાં આવે છે. તેને ઈશ્વર અને પ્રકૃતિમાં કોઈ તફાવત નથી દેખાતો. ઈશ્વર અને જ્ઞાની બન્ને જાણે છે કે તેઓ ગતિમાન વિશ્વનું અચલ કેન્દ્ર છે, ઈશ્વર સર્વ-કર્તા છે, જ્ઞાની અકર્તા છે. અનિત્યના શાશ્વત સાક્ષી છે. તે કેન્દ્ર શૂન્યનું બિંદુ છે અને સાક્ષી વિશુદ્ધ ચૈતન્યનું બિંદુ છે; પોતે શુન્ય છે તેવું તેઓ જાણે છે, માટે તેમનો કોઈ વિરોધ કરી શક્તું નથી.

**સાધક** - આપના વ્યક્તિગત અનુભવમાં આ આપને કેવું દેખાય છે, કેવું અનુભવાય છે?

**મહારાજ** - કશું જ ન હોવાને કારણે હું સઘળું છું. સઘળું હું છું, સઘળું મારું છે. ગતિનો માત્ર વિચાર આવતાં જેમ મારું શરીર ગતિ કરે છે તેમ હું તેમનો વિચાર કરું છું અને ઘટનાઓ ઘટે છે. યાદ રાખો કે હું કશુયે કરતો નથી. બસ હું તેમને ઘટતી જોઉં છું.

# હું તે છું

**સાધક** - ઘટનાઓ આપ જે રીતે ઈચ્છો તે રીતે ઘટે છે કે પછી તેઓ જે રીતે ઘટે છે તે રીતે આપ તેમતે ઈચ્છો છો?

**મહારાજ** - બશે. હું સ્વીકારું છું અને સ્વીકારાઉ છું. હું સઘળું છું અને સઘળું હું છે. પોતે જગત હોવાને કારણે હું જગતથી ગભરાતો નથી. હું જ સઘળું હોવાને કારણે મારે શાનાથી ગભરાવાનું હોય? પાણી પાણીથી ગભરાતું નથી, અગ્નિ અગ્નિથી ગભરાતો નથી. વળી હું એટલા માટે પણ નથી ગભરાતો કે હું એવું કશું જ નથી જેને ગભરાટનો અનુભવ થઈ શકે, કે જે કોઈના માટે ખતરારૂપ હોઈ શકે. મારે નામરૂપ નથી. નામરૂપ માટેની આસક્તિ જ ભય જન્માવે છે. હું આસક્ત નથી. હું કશું જ નથી અને ન-કશું કશાથી ગભરાતું નથી. ઉલટાનું સઘળું ન-કશાથી ગભસય છે, કારણ કે કશુંક જ્યારે ન-કશાકને સ્પર્શે છે ત્યારે તે ન-કશુંક બની જાય છે. તે એક અગાધ કૂવા જેવું છે, તેમાં જે કંઈ પડે છે તે અદશ્ય થઈ જાય છે.

**સાધક** - શું ઈશ્વર વ્યક્તિ નથી?

**મહારાજ** - જ્યાં સુધી તમે તમારી જાતને એક વ્યક્તિ હોવાનું વિચારો છો ત્યાં સુધી તે પણ એક વ્યક્તિ જ છે. જ્યારે તમે સઘળું હો છો ત્યારે તમે તેને સઘળા તરીકે જુઓ છો.

**સાધક** - વલણ બદલીને શું હું હકીકતોને બદલી શકું?

**મહારાજ** - વલણ હકીકત છે. ઉદાહરણ તરીકે ગુસ્સાને લો. એવું બને કે ઓરડામાં આમતેમ ડગલાં ભરતો હું અત્યંત ગુસ્સે હોઉં; સાથોસાથ હું એ પણ જાણતો હોઉં છું કે હું જ્ઞાન અને પ્રેમનું કેન્દ્ર છું, વિશુધ્ધ અસ્તિત્વનો એક અણુ છું. પરિણામે સઘળું શાંત પડી જાય છે અને મન ગહન મૌનમાં સરકી પડે છે.

**સાધક** - તેમ છતાંયે, આપ કેટલીક વાર ગુસ્સે હો છો.

**મહારાજ** - કોના પર ગુસ્સે થવું અને શા માટે? ગુસ્સો આવ્યો અને મારા આત્મસ્મરણ કરતાંની સાથે જ વિદાય થઈ ગયો. તે સઘળી ગુણોની રમત છે . જયારે હું તેમની સાથે તાદાત્મ્યમાં હોઉં છું ત્યારે હું તેમનો ગુલામ હોઉં છું. હું જ્યારે અલિપ્ત ખડો હોઉં છું ત્યારે તેમનો માલિક હોઉં છું.

**સાધક** - આપના વલણ વડે શું તમે જગતને પ્રભાવિત કરી શકો? આપની જાતને જગતથી અલિપ્ત કરીને આપ તેને મદદરૂપ થવાની સઘળી આશા ગુમાવો છો.

**મહારાજ** - તેવું કઈ રીતે હોઈ શકે? સઘળું હું જ છું - શું હું મારી જાતને મદદ ન કરી શકું? કોઈ અમુક ખાસ વ્યક્તિ સાથે હું મારી જાતનું તાદાત્મ્ય નથી સાધતો, કારણ કે હું જ સઘળું છું - અમુક ખાસ અને વૈશ્વિક પણ.

**સાધક** - તો પછી શું આપ મને - એક ખાસ વ્યક્તિને - મદદ કરી શકો?

**મહારાજ** - પરંતુ હું તમને હમેશાં મદદ કરું જ છું - અંદરખાને. મારી જાત અને તમારી જાત એક છે. હું તે જાણું છું, પરંતુ તમે તે નથી જાણતા. તફાવત આ જ છે - અને તે લાંબો સમય ન ટકી શકે.

**સાધક** - અને આપ સમગ્ર જગતને કઈ રીતે મદદ કરો છો?

**મહારાજ** - ગાંધી મૃત્યુ પામ્યા છે, છતાંયે તેમની વિચારધારા, તેમનું મન પૃથ્વી પર પ્રવર્તે છે. જ્ઞાનીનો વિચાર માનવજાતમાં પ્રવર્તે છે અને શુભ માટે અવિરતપણે કામ કરે છે. અનામી, અજ્ઞાત હોવાને કારણે, અંતરમાંથી પ્રગટતો હોવાને કારણે તે વધારે શક્તિશાળી અને પ્રબળ હોય છે. આ જ રીતે જગત બહેતર બને છે - આંતરિક બાહ્યને સહાય અને આશીર્વાદ આપે છે. જ્યારે જ્ઞાની મૃત્યુ પામે છે ત્યારે એ હવે રહેતો નથી, પરંતુ એ અર્થમાં કે જે અર્થમાં નદી જયારે સમુદ્રમાં ભળી જાય છે ત્યારે રહેતી નથી; નામ-રૂપ નથી રહેતાં પરંતુ જળ તો રહે છે અને સમુદ્ર સાથે એક થઈ જાય છે.

# હું તે છું

જ્યારે જ્ઞાની વૈશ્વિક મન સાથે જોડાય છે ત્યારે તેની સઘળી ભલાઈ અને જ્ઞાન માનવજાતનો વારસો બને છે અને દરેક માનવને ઉપર ઊંચકે છે.

**સાધક** - અમે અમારા વ્યક્તિત્વને વળગેલા છીએ, તેનાથી આસક્ત છીએ. અન્યોથી અલગ અમે અમારા જીવને, અમારા હોવાને ખૂબ મૂલ્યવાન માનીએ છીએ. આપ બન્નેને નકામા ગણી ઉતારી પાડતા લાગો છો. આપનું નિર્ગુણ વિશ્વ, બ્રહ્મ, અમારે શા કામનું?

**મહારાજ** - નિર્ગુણ, સગુણ, વ્યક્ત, વ્યક્તિ; આ સઘળા શબ્દો જ છે, દષ્ટિબિંદુઓ છે, માનસિક વલણો છે. તેમનામાં કોઈ વાસ્તવિકતા નથી, સત્ય નથી. વાસ્તવિક તો મૌનમાં અનુભવાય છે. તમે વ્યક્તિને વળગી રહો છો - પરંતુ તમે જ્યારે મુશ્કેલીમાં હોવ છો ત્યારે જ વ્યક્તિ હોવાથી સભાન હોવ છો - જયારે તમે મુશ્કેલીમાં નથી હોતા ત્યારે તમે તમારી જાત વિશે નથી વિચારતા હોતા.

**સાધક** - આપે મને નિર્ગુણના ઉપયોગો શા તે ન કહ્યું.

**મહારાજ** - એટલું તો ચોક્કસ કે જાગી ઉઠવા માટે તમારે નિદ્રાધીન થવું પડે. જીવવા માટે તમારે મરવું ઈશ્વર સર્વ-કર્તા છે, જ્ઞાની અકર્તા છે પડે, નવો આકાર પામવા માટે તમારે પીગળવું જ પડે. નિર્માણ કરવા માટે તમારે નાશ કરવો જ પડે, સર્જન પહેલાં વિસર્જન કરવું જ પડે. પરબ્રહ્મ વૈશ્વિક દ્રાવક છે, દરેક પાત્રને કોતરી ખાય છે, દરેક અડચણને પાર કરે છે. દરેક ચીજના પૂર્ણ નકાર વિના ચીજોનો ત્રાસ પણ પૂરેપૂરો હશે. પરબ્રહ્મ મહાન સંવાદકર્તા છે, તે અંતિમ અને પુર્ણ સમતુલાની ખાતરી છે - મુક્ત જીવનની ખાતરી છે. તે તમને વિસર્જિત કરે છે અને આમ તમારા સત્સ્વરૂપને પુનઃસ્થાપિત કરે છે.

**સાધક** - તે સઘળું તેની કક્ષાએ ઠીક છે. પરંતુ રોજબરોજના જીવનમાં તે કઈ રીતે કામ આવે છે?

**મહારાજ** - રોજીંદુ જીવન એ કર્મનું જીવન છે. તમને ગમે કે ન ગમે તમારે કામગીરી બજાવવાની જ છે, કર્મ કરવાનું જ છે. જે કંઈ તમે તમારે પોતાને ખાતર કરો છો તે સંગૃહિત થાય છે અને વિસ્ફોટક બને છે; એક દિવસ તે વિસ્ફોટ પામે છે અને તમને અને તમારા જગતને છિન્નભિન્ન કરી નાખે છે. જયારે તમે તમારી જાતને એમ કહીને છેતરો છો કે તમે સૌના ભલા માટે કર્મ કરો છો ત્યારે તો વાત ઓર બગડી જાય છે કારણ કે અન્યો માટે શું શુભ છે તે વિશેના તમારા ખ્યાલોથી તમારે ન દોરવાવું જોઈએ. અન્ય લોકો માટે શું શુભ છે તે જાણવાનો દાવો કરતો માણસ ખતરનાક છે.

**સાધક** - તો પછી કોઈએ કઈ રીતે કર્મ કરવું?

**મહારાજ** - ન તો તમારા માટે કે ન તો અન્યો માટે, પરંતુ કર્મને ખાતર કર્મ કરવું. કર્મને તેના પોતાના હેતુ અને અર્થ ખાતર જ કરવું જોઈએ. કશાકને કશાકનું સાધન ન બનાવો. કોઈને બંધનમાં ન નાખો. ઈશ્વર એક ચીજના ઉપયોગ ખાતર બીજી ચીજને નથી સર્જતો. દરેક પોતાને ખાતર બની છે, બનાવવામાં આવી છે. તે પોતાને ખાતર જ બની હોવાથી અન્યને દખલ નથી કરતી. ચીજો અને લોકોનો તમે એવા હેતુઓ માટે ઉપયોગ કરો છો જેમની સાથે તેમને કોઈ લેવાદેવા નથી હોતા અને તેમ કરીને તમે જગત અને તમારા પોતાના પર આફત ઉતારો છો.

**સાધક** - આપ કહો છો કે સઘળો સમય અમારું સત્સ્વરૂપ અમારી સાથે જ હોય છે. તો પછી એવું કેમ કે તે અમારા ધ્યાન પર નથી આવતું?

**મહારાજ** - હા, તમે સદાયે પરબ્રહ્મ જ છો. પરંતુ તમારું ધ્યાન ભૌતિક અને માનસિક બાબતો પર ચોટેલું હોય છે. જ્યારે તમારું ધ્યાન એક બાબત પરથી ઢટેલું હોય છે અને અન્ય બાબત પર ચોટેલું નથી હોતું ત્યારે વચ્ચેના અંતરાલમાં તમે સત્સ્વરૂપ હો છો. જયારે વિવેક-વૈરાગ્યની સાધના વડે તમે જ્ઞાનેન્દ્રિયગત અને માનસિક અવસ્થાઓની દૃષ્ટિથી મુક્ત થાઓ છો ત્યારે વિશુદ્ધ સ્વરૂપ નૈસગીક અવસ્થા તરીકે ઉભરી આવે છે.

# હું તે છું

**સાધક** - અલગતાના આ ભાવનો અંત કોઈએ કઈ રીતે લાવવો?

**મહારાજ** - મનને "હું છું' પર, હોવાના ભાવ પર કેન્દ્રિત કરવાથી "હું ફલાણો ફલાણો છું'નો ભાવ વિદાય લે છે; "હું માત્ર સાક્ષી છું' રહે છે અને તે પણ "હું સઘળું છું'માં ભળી જાય છે. પછી સમગ્ર એક બને છે અને એક તમે બનો છો, પછી તમે મારાથી અલગ નહીં હો. અલગ "હું'ના ખ્યાલનો ત્યાગ કરો અને પછી "કોનો અનુભવર્:' તેવો પ્રશ્ન ખડો નહીં થાય.

**સાધક** - આપ આપના અનુભવના આધારે બોલો છો. હું તેને મારો અનુભવ કઈ રીતે બનાવી શકું?

**મહારાજ** - મારા અનુભવ વિશે તમે તે તમારા અનુભવ કરતાં જુદો હોય તે રીતે બોલો છો, કારણ કે તમે માનો છો કે આપણે અલગ છીએ. પરંતુ આપણે અલગ નથી. ગહન સ્તરે મારો અનુભવ તમારો અનુભવ છે. તમારી જાતમાં ઊંડે ડૂબકી લગાવો અને તમને તેનું સહેલાઈથી અને સરળતાથી ભાન થશે. "હું છું'ની દિશામાં જાઓ.

**સાધક** - શું આપ કદીયે આનંદી કે દુઃખી હો છો? શું આપ આનંદ અને દુઃખને જાણો છો?

**મહારાજ** - તમને ફાવે તે નામ તમે તેમને આપો. મારા માટે તો તે મનની અવસ્થાઓ જ છે, અને હું મન નથી.

**સાધક** - શું પ્રેમમનની અવસ્થા છે?

**મહારાજ** - ફરી, તમે પ્રેમનો શો અર્થ કરો છો તેના પર તેનો આધાર રહે છે. ઈચ્છા પણ, અલબત્ત, મનની જ અવસ્થા છે. પરંતુ એક્યનો સાક્ષાત્કાર મનની પેલે પાર છે. મારા માટે તો કશુંયે પોતાનાથી અસ્તિત્વમાં નથી. સઘળું આત્મા છે, સઘળું મારો આત્મા છે. મારા આત્માને સમગ્રમાં જોવો અને સમગ્રને મારા આત્મામાં જેવું તે જ પ્રેમ છે.

**સાધક** - હું કશુંક મજાનું જોઉં છું ત્યારે મને તે પ્રાપ્ત કરવાની ઈચ્છા થાય છે. ખરેખર તે કોણ ઈચ્છે છે? આત્મા કે મન?

**મહારાજ** - પ્રશ્નને ખોટી રીતે પૂછવામાં આવ્યો છે. "કોણ' જેવું કોઈ છે જ નહીં. ઈચ્છા છે, ભય છે, ક્રોધ છે, અને મન કહે છે - આ હું છું, આ મારું છે. એવું કશું જ નથી જેને હું કે મારું કહી શકાય. ઈચ્છા મનની અવસ્થા છે, મન વડે અનુભવાય છે અને મન વડે તેને નામ અપાય છે. મન અનુભવતું ન હોય અને નામ ન આપતું હોય તો ઈચ્છા છે જ ક્યાં?

**સાધક** - પરંતુ શું એવું કંઈ છે ખરું કે જેને નામ આપ્યા વિના અનુભવી શકાય?

**મહારાજ** - અલબત્ત. નામકરણની ક્રિયા મનની પેલેપાર ન જઈ શકે, જ્યારે અનુભવવાની ક્રિયા પોતે જ ચૈતન્ય છે.

**સાધક** - જ્યારે કોઈ મૃત્યુ પામે છે ત્યારે ખરેખર શું બને છે?

**મહારાજ** - કશુંયે બનતું નથી. કશુંક ન-કશુંક બને છે. કશુંયે હતું નહીં, કશુયે પાછળ રહેતું નથી.

**સાધક** - ચોક્કસ જીવિત અને મૃત વચ્ચે કોઈક તો તફાવત છે જ. આપ જીવિત વિશે તે મૃત હોય તેમ અને મૃત વિશે તે જીવિત હોય તેમ વાત કરો છો.

**મહારાજ** - શા માટે તમે એક માણસના મરવા પાછળ આટલા બધા ધુંઆંપુંઆં થાઓ છો જ્યારે દરરોજ લાખો મરી રહ્યા છે તેમની કશીયે પરવા કરતા નથી? હર પળ આખાંને આખાં વિશ્વો સર્જાઈ રહ્યાં છે અને વિસર્જિત થઈ રહ્યાં છે, તો શું મારે તે પર રડવા બેસવું? એક બાબત મને સાવ

સ્પષ્ટ છેઃ જે કંઈ છે તે ચૈતન્યમાં જીવે છે અને ગતિ કરે છે અને હું તે ચૈતન્યમાં અને તેની પેલે પાર છું. સાક્ષી તરીકે હું તેમાં છું. સ્વરૂપ તરીકે હું તેની પેલે પાર છું.

**સાધક** - એટલું તો ચોક્કસ કે જ્યારે તમારું બાળક બિમાર પડે છે ત્યારે તમે તેની કાળજી લો છો, ખરું કે નહીં?

**મહારાજ** - હું આકુળવ્યાકુળ નથી થઈ ઉઠતો. બસ જે કંઈ આવશ્યક હોય છે તે હું કરું છું. ભવિષ્યની હું ચિંતા નથી કરતો. દરેક પરિસ્થિતિને તેને યોગ્ય પ્રતિભાવ આપવો તે મારો સ્વભાવ છે. શું કરવું તે વિચારવા હું થોભતો નથી. હું ક્રિયા કરું છું અને આગળ વધું છું. પરિણામો મને કોઈ રીતે પ્રભાવિત નથી કરતાં. મને તો એની પણ પરવા નથી હોતી કે તે સારાં હશે કે ખરાબ. જે કંઈ તે છે, તે છે - જો મારે તેમનો ફરી સામનો કરવાનું બન્યું તો હું તેમની સાથે નવેસરથી વ્યવહાર કરું છું. અથવા તો મારાથી તેમની સાથે નવેસરથી જ વર્તાય છે. કશુંયે કરવા પાછળ કોઈ હેતુનો મારો કોઈ ભાવ નથી હોતો. ચીજો તેમની રીતે ઘટતી હોય છે - નહીં કે હું તેમને તેમ બનવા પ્રેરતો હોઉં છું, પરંતુ હું તે છું માટે તે બનતી હોય છે. વાસ્તવમાં તો કદીયે કશું નથી બનતું. જે રીતે સરોવરનું અસ્થિર જળ ચંદ્રને નૃત્ય કરવા પ્રેરતું હોય છે તે રીતે જયારે મન બેચેન હોય છે ત્યારે તે શિવને તાંડવ કરવા પ્રેરે છે. ખોટા ખ્યાલોને કારણે આ સઘળું માયા છે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે આપ ઘણી ચીજોથી જાગ્રત હો છો અને તેમના સ્વભાવ પ્રમાણે વર્તો છો. આપ બાળક સાથે બાળકને યોગ્ય વ્યવહાર કરો છો અને પુખ્ય વ્યક્તિ સાથે તેને યોગ્ય વ્યવહાર કરો છો.

**મહારાજ** - જે રીતે મીઠાનો સ્વાદ મહાસાગર-વ્યાપ્ત છે અને સમુદ્રજળનું નાનકડું એવું ટીપું પણ તે સ્વાદ ધરાવે છે તે જ રીતે દરેક અનુભવ મને વાસ્તવિકતા (સત્ય)નો સ્પર્શ કરાવે છે, મારા પોતાના સ્વરૂપનો દરેક નવો સાક્ષાત્કાર કરાવે છે.

**સાધક** - જે રીતે આપ મારા જગતમાં અસ્તિત્વ ધરાવો છો તે રીતે શું હું આપના જગતમાં અસ્તિત્વ ધરાવું છું?

**મહારાજ** - અલબત્ત, તમે છો અને હું છું. પરંતુ ચૈતન્યના માત્ર બિંદુઓ તરીકે જ; આપણે ચૈતન્યથી અલગ કશુંયે નથી. એ બાબત બરાબરની સમજાઈ જવી જોઈએ કેઃ જગત ચૈતન્યના તાતણા પર લટકી રહ્યું છે; ચૈતન્ય નથી, તો જગત નથી.

**સાધક** - ચૈતન્યમાં ઘણાં બિંદુઓ છે; તો શું ઘણાં જગતો પણ છે?

**મહારાજ** - ઉદાહરણ તરીકે સ્વપ્નને લો. ઈસ્પિતાલમાં ઘણા દરદીઓ હોય છે, સઘળા નિદ્રાધીન હોય છે, સ્વપ્નો જોતા હોય છે, દરેક જણ પોતાનું અંગત સ્વપ્ન જોતું હોય છે, વ્યક્તિગત સ્વપ્ન, અસંબંધિત, પ્રભાવરહિત, તેઓમાં માત્ર એક જ ઘટક સામાન્ય છે - બિમારી. તે જ રીતે આપણે આપણી કલ્પનામાં આપણી જાતને સામાન્ય અનુભવના વાસ્તવિક જગતથી અલગ પાડી દીધી છે અને આપણી જાતને વ્યક્તિગત ઈચ્છાઓ અને ભીતિઓ, કલ્મનાઓ અને વિચારો, ખ્યાલો અને સંકલ્પનાઓના વાદળમાં પૂરી દીધી છે, કેદ બનાવી મૂકી છે.

**સાધક** - આહતો હુંસમજી શકું છું. પરંતુ વ્યક્તિગત જગતોની આ અપાર વિવિધતાનું કારણ શું હોઈ શકે?

**મહારાજ** - વિવિધતા કંઈ એટલી બધી વિરાટ નથી. સઘળાં સ્વપ્નો એક સામાન્ય જગત પર લાદવામાં આવ્યાં છે. અમુક હદે તેઓ એકબીજાને ઘડતાં હોય છે અને પ્રભાવિત કરતાં હોય છે. આ સઘળું હોવા છતાં બુનિયાદી ઐક્ય કામગીરી બજાવે છે. તે સઘળાના મૂળમાં આત્મ-વિસ્મરણ રહેલું છે; હું કોણ છું તેનું અજ્ઞાન.

# હું તે છું

**સાધક** - ભૂલવા માટે વ્યક્તિએ પહેલાં જાણવું પડે. હું તેને ભૂલી ગયો તે પહેલાં શું હું એ જાણતો હતો કે હું કોણ છું?

**મહારાજ** - ચોક્કસ વળી. આત્મજ્ઞાનમાં આત્મવિસ્મરણ અંતર્નિહિત છે. ચૈતન્ય અને અચૈતન્ય એક જ જીવનનાં બે પાસાં છે. તેઓ સહઅસ્તિત્વ ધરાવે છે. જગતને જાણવા તમે આત્મને ભૂલી જાઓ છો - આત્મને જાણવા તમે જગતને ભૂલી જાઓ છો. જગત આખરે છે શું? સ્મૃતિઓનો સંગ્રહ. જે બાબત મહત્ત્વની છે તેને એકને જ વળગી રહો, "હું છું'ને વળગી રહો અને અન્ય સઘળાને જતું કરો. આ સાધના છે. સાક્ષાત્કારમાં વળગી રહેવા માટે કશુંયે નથી અને ભૂલવા માટે પણ કશુંયે નથી. સઘળું જ્ઞાત છે, કશુંયે યાદ રાખવામાં નથી આવતું.

**સાધક** - આત્મ-વિસ્મરણનું કારણ શું છે?

**મહારાજ** - કોઈ કારણ નથી, કારણ કે ભૂલવાપણું જ હોતું નથી. માનસિક અવસ્થાઓ એક પછી એક આવે છે, અને દરેક તેની આગળનીને ભૂંસી નાખે છે. આત્મસ્મરણ એ એક માનસિક અવસ્થા છે અને આત્મ-વિસ્મરણ બીજી માનસિક અવસ્થા છે. તેઓ દિવસ અને રાત માફક વારાફરતી આવતી જતી રહે છે. વાસ્તવિક્તા તે બન્નેની પેલે પાર છે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે વિસ્મરણ અને ન જાણવા વચ્ચે કોઈક તફાવત તો હોવો જ જોઈએ. ન જાણવાને કોઈ કારણની આવશ્યકતા નથી. વિસ્મરણમાં અગાઉ જ્ઞાન હતું તેવી ધારણા છે અને વળી તેને ભૂલી જવાનું વલણ કે ક્ષમતા પણ. હું સ્વીકારું છું કે ન-જાણવા માટેના કારણની હું તપાસ ન કરી શકું, પરંતુ વિસ્મરણને તો કોઈક ભૂમિકા હોવી જ જોઈએ.

**મહારાજ** - ન-જાણવું જેવી કોઇ ચીજ નથી. માત્ર વિસ્મરણ જ છે. વિસ્મરણમાં ખોટું શું છે? યાદ રાખવા જેટલું જ સરળ વિસ્મરવું તે છે.

**સાધક** - પોતાની જાત (આત્મા)નું વિસ્મરણ થવું તે શું આપત્તિ નથી?

**મહારાજ** - તે પોતાની જાતને સતત યાદ રાખવા જેટલું જ ખરાબ છે. વિસ્મરણ અને અવિસ્મરણની પેલે પારની એક અવસ્થા છે - નૈસર્ગિક અવસ્થા. યાદ રાખવું, ભૂલી જવું - આ સઘળી મનની જ અવસ્થાઓ છે અને તે વિચારથી બંધાયેલી છે, શબ્દોથી બંધાયેલી છે. ઉદાહરણ તરીકે, જન્મવાનો ખ્યાલ. મને કહેવામાં આવ્યું છે કે હું જન્મ્યો હતો. મને યાદ નથી આવતું. મને કહેવામાં આવ્યું છે કે હું મરી જઈશ. મને તેની અપેક્ષા નથી. તમે મને કહો છો કે હું ભૂલી ગયો છું, અથવા તો મારામાં કલ્પનાશક્તિનો અભાવ છે. પરંતુ જે કદીયે બન્યું જ નથી તેને હું યાદ ન કરી શકું, કે પછી જે નર્યું અશક્ય છે તેની અપેક્ષા ન રાખી શકું. શરીરો જન્મે છે અને શરીરો મૃત્યુ પામે છે, પરંતુ તેથી મારે શું? ચૈતન્યમાં શરીરો આવે છે અને જાય છે, અને ચૈતન્યના ખુદનાં મૂળિયાં મારામાં છે. હું જીવન છું અને મન અને શરીર મારાં છે.

**સાધક** - આપ કહો છો જગતના મૂળમાં આત્મવિસ્મરણ છે. ભૂલવા માટે મારે એ યાદ રાખવું પડે કેઃ હું શું યાદ રાખવાનું ભૂલી ગયો? હું છું તે હું નથી ભૂલી ગયો.

**મહારાજ** - આ "હું છું' તે પણ કદાચ ભ્રમણાનો હિસ્સો હોઈ શકે.

**સાધક** - તે વળી કઈ રીતે? આપ એ પુરવાર ન કરી શકો કે હું નથી. હું નથી તેવું મારે ગળે ઉતારવામાં આવે ત્યારે પણ - હું તો છું જ.

**મહારાજ** - વાસ્તવિકતાને કદીયે સાબિત ન કરી શકાય કે કદીયે ન-સાબિત ન કરી શકાય. મનના દાયરામાં તમે પુરવાર ન કરી શકો, મનના દાયરાની પેલે પાર તમારે તેની કોઈ આવશ્યક્તા નથી. વાસ્તવિક જગતમાં "વાસ્તવિક શું છે?' તે પ્રશ્ન ઉઠતો નથી. સગુણ અને નિર્ગુણ અલગ નથી.

**સાધક** - જો તેમ હોય તો સઘળું વાસ્તવિક છે.

# હું તે છું

**મહારાજ** - હું જ સઘળું છું. મારી જાત તરીકે સઘળું વાસ્તવિક છે. મારાથી વિખૂટું કશુંયે વાસ્તવિક નથી.

**સાધક** - મને એવું નથી લાગતું કેજગત એ કોઈ ભૂલનું પરિણામ છે.

**મહારાજ** - તેવું માત્ર તમે પૂરી તપાસ બાદ જ કહી શકો, તે પહેલાં નહીં. અલબત્ત, જે કંઈ અવાસ્તવિક છે તે સઘળાને તમે પારખો અને તેને વિદાય આપો તે બાદ જે રહે છે તે વાસ્તવિક છે.

**સાધક** - શું પાછળ કંઈ રહે છે?

**મહારાજ** - વાસ્તવિક રહે છે. પરંતુ શબ્દોથી ગેરમાર્ગે ન દોરવાઓ!

**સાધક** - અતિ પૂરાણા કાળથી અસંખ્ય જન્મો દરમિયાન હું મારા જગતનું નિર્માણ કરતો આવ્યો છું, તેને બહેતર બનાવતો આવ્યો છું, તેને સુંદર બનાવતો આવ્યો છું. તે નથી તો ક્ષતિરહિત પૂર્ણ કે નથી તો અવાસ્તવિક. તે એક પ્રક્રિયા છે.

**મહારાજ** - તમારી ભૂલ થાય છે. તમારાથી અલગ એવું જગતનું કોઈ અસ્તિત્વ નથી. દરેક ક્ષણે તે તમારી જાતનું જ પ્રતિબિંબ છે. તમે તેને સર્જો છો, તમે તેનો નાશ કરો છો.

**સાધક** - અને ફરી તેનું નિર્માણ કરું છું, બહેતર અવસ્થામાં.

**મહારાજ** - તેને બહેતર બનાવવા તમારે તે ખોટું છે તેવું પુરવાર કરવું જ પડે. જીવવા માટે વ્યક્તિએ મરવું જ પડે. મૃત્યુમાં પ્રવેશ્યા સિવાય કોઈ પુનર્જન્મ નથી.

**સાધક** - એવું બને કે આપનું વિશ્વ ક્ષતિરહિત પૂર્ણ હોય. મારું વ્યક્તિગત વિશ્વ બહેતર બની રહ્યું છે.

**મહારાજ** - તમારે વ્યક્તિગત વિશ્વ તેના પોતાના આધારે અસ્તિત્વ નથી ધરાવતું. તે વાસ્તવિક(સત્ય)નું

નર્યું સીમિત અને વિકૃત દર્શન છે. તમાર વિશ્વને બહેતર બનાવવાની નહી પરંતુ તમે વિશ્વને જે રીતે જુઓ છો તેને બહેતર બનાવવાની આવશ્યક્તા છે.

**સાધક** - આપ તેને કઈ રીતે જુઓ છો?

**મહારાજ** - તે એક રંગમંચ છે જે પર જગતનું નાટક ભજવાઈ રહ્યું છે. ભજવણીની ગુણવત્તા જ મહત્ત્વની છે; અભિનેતાઓ શું કરે કે કહે છે તે નહીં, પરંતુ તેઓ તે કઈ રીતે કહે છે અને કરે છે તે જ મહત્ત્વનું છે.

**સાધક** - મને આ લીલાનો ખ્યાલ પસંદ નથી. તેના કરતાં હું તેને કોઈ કાર્યશાળા સાથે સરખાવવાનું વધારે પસંદ કરીશ જ્યાં આગળ નિર્માતાઓ અમે પોતે જ છીએ.

**મહારાજ** - તમે તેને વધારે પડતું ગંભીરતાથી લઈ રહ્યા છો. લીલામાં ખોટું શું છે? જ્યાં સુધી તમે પૂર્ણ નથી ત્યાં સુધી જ તમારે કોઈક હેતુ હોય છે; ત્યાં સુધી જ પૂર્ણતા, ક્ષતિરહિતતા હેતુ હોય છે. પરંતુ જ્યારે અંદરથી પૂર્ણ બનો છો, અંદર બહાર પૂર્ણપણે સુગ્રથિત હો છો, તો પછી તમે વિશ્વને માણો છો, તમે તેને કંઈક બનાવવા પરિશ્રમ નથી કરતા. જે સુગ્રથિત નથી તેમને તમે સખત પરિશ્રમ કરી રહ્યા હો તેવું કદાચ લાગે, પરંતુ તે તેમની ભ્રમણા છે. રમતવીરો જોરદાર પ્રયાસ કરી રહ્યા હોય તેવું લાગતું હોય છે, તેમ છતાંયે તેમની એક માત્ર પ્રેરણા તો રમવું અને પ્રદર્શન કરવું તે જ હોય છે.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે ઈશ્વર બસ રમૂજ કરી રહ્યો છે, તે કોઈ હેતુવિહીન કાર્યમાં રત છે?

**મહારાજ** - ઈશ્વર માત્ર સાચો અને શુભ છે તેટલું જ નહીં પરંતુ તે સુંદર પણ છે - સત્યમ્-શિવમ્- સુંદરમ્. તે સૌંદર્યને સર્જે છે - માત્ર આનંદને ખાતર.

# હું તે છું

**સાધક** - ઠીક, તો પછી સૌંદર્ય તે તેનો હેતુ છે!

**મહારાજ** - તમે હેતુને વચ્ચે શા માટે લઇ આવો છોર? હેતુ ગલિતપણે કશુંક કરવાને સૂચવે છે, ફેરફારને સૂચવે છે, અધૂરપના ભાવને સૂચવે છે. ઈશ્વરનું લક્ષ્ય સૌંદર્ય નથી - તે જે કંઇ કરે છે તે સુંદર જ છે. શું તમે એવું કહેશો ખરા કે કોઈ ફૂલ સુંદર બનવાનો પ્રયત્ન કરી રહ્યું છે? તેની પ્રકૃતિ જ સુંદર હોવાની છે, તે પ્રકૃતિએ જ સુંદર છે. તે જ રીતે ઈશ્વર ખુદ પૂર્ણતા છે, નહીં કે પૂર્ણ બનવાનો કોઈ પ્રયાસ.

**સાધક** - હેતુ ખુદ સૌંદર્યમાં પરિપૂર્ણ છે.

**મહારાજ** - સુંદર એટલે શું? જે કંઇ આનંદપૂર્વક અનુભવાય છે તે સુંદર છે. પરમાનંદ સૌંદર્યનો સાર છે, અક છે.

**સાધક** - આપ સત્યમ્-શિવમ્-સુંદરમ્‌ની વાત કરો છો. હું છું તે દેખીતું છે. હું જાણું છું તે દેખીતું છે. હું સુખી છું તે જરા પણ દેખીતું નથી. મારું સુખ ક્યાં જતું રહ્યું છે?

**મહારાજ** - તમારા પોતાના સ્વરૂપથી પૂર્ણ જાગ્રત રહો અને તમે સભાનપણે પરમાનંદમાં હશો. તમારી જાત પરથી તમારા મનને તમે ખસેડો છો અને તમે જે નથી તે પર તેને સ્થિત કરો છો તે કારણે તમે તમારા સુખરૂપ હોવાના ભાવને ગુમાવો છો, ઠીકઠાક હોવાના ભાવને ગુમાવો છો.

**સાધક** - આપણી સમક્ષ બે માર્ગ છે - કર્મમાર્ગ, યોગમાર્ગ; મોજમજાનો માર્ગ, ભોગનો માર્ગ. બને એક જ લક્ષ્ય પર દોરી જાય છે - મોક્ષ, મુક્તિ.

**મહારાજ** - ભોગને તમે માર્ગ શા માટે કહો છો? મોજમજા, ભોગવિલાસ તમને કઈ રીતે પૂર્ણ બનાવી શકે?

**સાધક** - પૂર્ણ ત્યાગી (યોગી) વાસ્તવિકતા (સત્ય)ને પામશે. પૂર્ણ માણનાર (ભોગી) પણ ત્યાં જ આવી પહોચશે.

**મહારાજ** - તે કઈ રીતે બની શકે? શું તેઓ એકબીજાથી વિરોધી નથી?

**સાધક** - આત્યંતિકતાઓ એકબીજાને આવી મળતી હોય છે. પૂર્ણ ભોગી હોવું તે પૂર્ણ યોગી હોવા કરતાં વધારે કપરું છે. હું એક અદનો આદમી છું અને મૂલ્ય બાબતે નિર્ણય કરવાનું સાહસ નથી કરી શકતો. યોગી અને ભોગી બનન્ને આખરે તો સુખની શોધ સાથે નિસ્બત રાખે છે. યોગી કાયમી સુખને ઈચ્છે છે, ભોગી તૂટક તૂટક મળતા સુખથી સંતુષ્ટ છે. કેટલીક વાર તો ભોગી યોગી કરતાં વધારે પરિશ્રમ ઉઠાવતો હોય છે.

**મહારાજ** - જો તમારે સુખ માટે મહેનત કરવી પડતી હોય અને પરિશ્રમ ઉઠાવવો પડતો હોય તો તમારા તે સુખનું મૂલ્ય જ શું છે? સાચું સુખ સહજ અને અનાયાસ હોય છે.

**સાધક** - સઘળા જીવો સુખ શોધતા હોય છે. તે માટેનાં સાધનોમાં જ માત્ર તફાવત હોય છે. કેટલાક તેમની શોધ પોતાની અંદર ચલાવતા હોય છે અને માટે તેમને યોગીઓ કહેવામાં આવે છે; કેટલાક તેમની શોધ બહાર ચલાવતા હોય છે અને તેમને ભોગીઓ કહી ઉતારી પાડવામાં આવે છે. તેમ છતાંયે તેમને એકબીજાની જરૂર રહે છે.

**મહારાજ** - સુખ અને દુ:ખ વારાફરતી આવતાં જતાં રહે છે. સુખ અડગ છે. જે તમે ઈચ્છી શકો છો અને મેળવી શકો છો તે વાસ્તવિક ચીજ નથી. જે તમે કદીયે ગુમાવ્યું નથી તેને શોધો, જે તમારાથી કદીયે અળગું થઇ શકનાર નથી તેને શોધો.

## વ્યક્તિત્વ, એક અવરોધ [૨૬]

સાધક - મને દેખાય છે તે મુજબ જગત યોગ માટેની શાળા છે અને જીવન ખુદ યોગની સાધના છે. દરેક જણ પૂર્ણતા માટે પરિશ્રમ ઉઠાવી રહ્યું છે, અને યોગ આ પરિશ્રમ નથી તો બીજું શું છે? 'સામાન્ય' લોકો અને તેમના "સામાન્ય' જીવનમાં કશુંયે ધ્રુણાસ્પદ નથી. તેઓ યોગી જેટલો જ સખત પરિશ્રમ કરી રહ્યા છે અને સહન કરી રહ્યા છે, ફરક માત્ર એટલો જ છે કે તેઓ તેમના સાચા હેતુથી સભાન નથી.

**મહારાજ** - તમારા આ સામાન્ય લોકો કઇ રીતે યોગીઓ છે?

**સાધક** - તેમનું આખરી લક્ષ્ય સમાન છે. યોગી જે ત્યાગથી મેળવે છે તે સામાન્ય માણસ ભોગથી મેળવે છે. ભોગનો માર્ગ અભાન (બેહોશીભર્યો) છે અને માટે જ પુનરાવર્તિત થતો રહેનારો અને લાંબોલચક છે, જ્યારે યોગમાર્ગ પ્રયત્નપૂર્વકનો અને તીવ્ર છે, અને માટે વધારે ઝડપી હોઈ શકે.

**મહારાજ** - એવું બને કે યોગ અને ભોગના સમયગાળાઓ વારાફરતી આવતા રહેતા હોય. પહેલાં ભોગી, પછી યોગી, પછી ફરી ભોગી, પછી ફરી યોગી.

**સાધક** - તેનો હેતુ શો હોઇ શકે?

**મહારાજ** - નબળી ઈચ્છાઓ આત્મનિરીક્ષણ અને ધ્યાન વડે દૂર કરી શકાય, પરંતુ શક્તિશાળી અને ઊંડાં મૂળિયાં નાખી ગયેલ ઈચ્છાઓને સંતોષવી જ પડે અને તેમનાં મીઠાં કે કડવાં ફળો ભોગવવાં જ પડે.

**સાધક** - તો પછી આપણે યોગીઓને શા માટે વખાણવા જોઈએ અને ભોગીઓને શા માટે ઉતારી પાડવા જોઈએ એક રીતે જોવા જઈએ તો બધા યોગીઓ જ છે.

**મહારાજ** - માનવીય મૂલ્યોની દષ્ટિએ ઈરાદાપૂર્વકના પ્રયાસને પ્રશંસાને પાત્ર માનવામાં આવેલ છે. વાસ્તવમાં તો યોગી અને ભોગી બક્ષે સંજોગો અને તકો પ્રમાણે તેમના પોતાના સ્વભાવને અનુસરે છે. યોગીનું જીવન - સત્યને શોધવાની - એક માત્ર ઈચ્છા વડે સંચાલિત છે; જ્યારે ભોગી તો ઘણા માલિકોનો ગુલામ છે. પરંતુ પેલો ભોગી યોગી બને છે અને એવું બને કે પેલો યોગી ભોગના આવેગનો શિકાર થતાં ભોગી બને. આખરી પરિણામ સરખું જ છે.

**સાધક** - બુદ્ધે એવું કહ્યું હોય તેવું કહેવાય છે કે મોક્ષ - એટલે કે ચૈતન્યનો પૂર્ણ પલટો અને રૂપાંતરણ - જેવું કંઈક છે તેવું સાંભળેલું હોય તે અત્યંત મહત્ત્વનું છે. શુભ સમાચારને રૂ ભરેલા જહાજમાં પડેલા તણખા સાથે સરખાવવામાં આવેલ છે; ધીમે ધીમે પરંતુ અચૂકપણે તે આખું રાખમાં પલટાઈ જશે. તે જ રીતે મોક્ષના શુભ સમાચાર વહેલા કે મોડા રૂપાંતરણ લાવશે જ.

**મહારાજ** - હા, પહેલાં શ્રવણ, પછી સ્મરણ, પછી મનન અને તેમ આગળ અને આગળ. આપણે એકબીજાને પરિચિત હોય તેવી ભૂમિ પર છીએ. જે માણસે આ સમાચાર સાંભળ્યા તે યોગી બને છે; જ્યારે બાકીનાઓ તેમના ભોગમાં વ્યસ્ત રહે છે.

**સાધક** - પરંતુ આપ સંમત થાઓ છો કે જીવન જીવવા માત્રથી - એટલે કે જગતનું રોજીંદુ ધમાલિયું જીવન જીવીને, મરવા માટે જન્મીને અને જન્મવા માટે મરીને – માણસ આગળ ધપતો હોય છે, જે રીતે નદી પાણીના જથ્થાને એકત્ર કરવા માત્રથી સમુદ્ર પર પહોંચતી હોય છે.

**મહારાજ** - જગત હતું તે પહેલાં ચૈતન્ય હતું. ચૈતન્યમાં જ તેજગત) અસ્તિત્વમાં આવે છે, ચૈતન્યમાં જ તે ટકી રહે છે અને વિશુદ્ધ ચૈતન્યઉજ્ઞા)માં તે વિલય પામે છે. સઘળાના મૂળમાં "હું છું' ભાવ છે. "જગત

## હું તે છું

છે' તેવી મનની અવસ્થા ગૌણ છે, હવ માટે મારે જગતની આવશ્યકતા નથી, જગતને મારી આવશ્યકતા છે.

**સાધક** - જીવવાની ઇચ્છા તે જોરદાર બાબત છે.

**મહારાજ** - તેના કરતાંયે જોરદાર છે જીવવાના આવેગમાંથી આઝાદી.

**સાધક** - પથ્થરની આઝાદી?

**મહારાજ** - હા, પથ્થરની આઝાદી, અને તે ઉપરાંત પણ ઘણું બધું. અમર્યાદ આઝાદી અને ભાન.

**સાધક** - અનુભવ એડકત્ર કરવા માટે શું વ્યક્તિત્વ જરૂરી નથી?

**મહારાજ** - હાલ તમે જેવા છો તે અવસ્થામાં તો વ્યક્તિત્વ માત્ર એક અવરોધ છે. શરીર સાથેનું તાદાત્મ્ય બાળક માટે સારું હોઈ શકે, પરંતુ સાચો વિકાસ તો શરીરને માર્ગમાંથી હટાવવા પર આધાર રાખે છે. સામાન્ય રીતે વ્યક્તિએ જીવનની શરૂઆતમાં જ શરીર આધારિત ઇચ્છાઓથી મુક્તિ મેળવી લેવી જોઇએ. વિવિધ ચીજોને માણવાની ના ન પાડતા ભોગીએ પણ તેણે જેનો સ્વાદ લઈ લીધો છે તેનો તલસાટ રાખવાની જરૂર નથી. આદત, પુનરાવર્તનની ઇચ્છા યોગી અને ભોગી બન્નેને હતાશ કરે છે.

**સાધક** - જાણે તેનું કોઈ મહત્ત્વ જ હોય તે રીતે આપ વ્યક્તિને શા માટે નકારતા રહો છો? વ્યક્તિત્વ એ આપણા અસ્તિત્વની બુનિયાદી હકીકત છે. તે સમગ્ર જીવનને આવરી લે છે.

**મહારાજ** - જ્યાં સુધી તમે એ નથી જોતા કે સ્મૃતિ પર આધારિત, ઇચ્છા વડે પ્રેરિત તે માત્ર એક આદત છે ત્યાં સુધી તમે તમારી જાતને - જીવન જીવતી, લાગણી અનુભવતી, વિચારતી, સક્રીય, નિષ્ક્રીય, સુખી કે દુઃખી - એક વ્યક્તિ તરીકે જ વિચારશો. તમારી જાતને પ્રશ્ન કરો, તમારી જાતને પૂછો. શું તે એમ છે?' "હું કોણ છું?' "આ સઘળાની પાછળ અને પેલે પાર શું છે?' અને તરત જ તમે તમારી ભૂલને જોશો. અને ભૂલનો એ સ્વભાવ છે કે તેને જોવામાં આવે છે કે તે થવાની અટકી જાય છે.

**સાધક** - જીવવાનો યોગ, જીવનનો ખુદનો યોગ, આપણે તેને નિસર્ગ યોગ કહી શકીએ. તે ક્ "દ ક નિ - ન ક" _મને ત્રકગવેદમાં ઉલ્લેખવામાં આવેલા અધિ યોગની યાદ દેવડાવે છે, જ્યાં તેનું વર્ણન જીવનના મન સાથેના લગ્ન રૂપે થયેલું છે.

**મહારાજ** - પૂર્ણ જાગ્રતિ સાથે વિચારપૂર્વક જીવવામાં આવેલું જીવન પોતે જ નિસર્ગ યોગ છે.

**સાધક** - જીવન અને મનના લગ્નનો અર્થ શો થાય છે?

# હું તે છું

**મહારાજ** - સહજ જાગ્રતિ સાથે જીવવું, અનાયાસપણે જીવવાની સભાનતા, ખુદના જીવનમાં પૂરેપૂરો રસ હોવો - આ સઘળું ગલિતપણે સૂચિત છે.

**સાધક** - શ્રી રામકૃષ્ણ પરમહંસના પત્ની શારદાદેવી તેમના શિષ્યોને વધારે પડતા પ્રયાસ બદલ ઠપકો આપતાં. તેઓ સરખામણી કરતાં કહેતાં કે તે આંબા પર પાકવા આવ્યા પહેલા કેરીને વેડી લેવા બરાબર હતું. "ઉતાવળ શી છે?' તેઓ પૂછતાં. "તમે પૂર્ણ પાકવા પર ન આવો, પોચા અને મીઠા ન થાઓ ત્યાં સુધી રાહ જુઓ.'

**મહારાજ** - તેમની વાત કેટલી બધી સાચી છે! એવા ઘણા લોકો છે કે જેઓ પ્રભાતને મધ્યાહ્ન સમજી લે છે, ક્ષણિક અનુભવને પૂર્ણ સાક્ષાત્કાર માની બેસે છે અને વધારે પડતા ગર્વને કારણે તેમને જે થોડું એવું પણ પ્રાપ્ત થયું હોય છે તેનો નાશ કરે છે. સાધક માટે વિનમ્રતા અને મૌન આવશ્યક છે, પછી તે સાધક ભલે ગમે તેટલો આગળ નીકળી ગયો હોય. માત્ર પૂર્ણપણે પક્વ જ્ઞાની જ પોતાની જાતને પૂર્ણ સહજતાની છૂટ આપી શકે.

**સાધક** - એવું લાગે છે કે યોગના એવા પંથો પણ છે જેમાં સાધકને જ્ઞાન લાધ્યા બાદ ૭ કે ૧૨ કે ૧૫ કે પછી ૨૫ વરસ સુધી મૌન જાળવવાની ફરજ પાડવામાં આવે છે. અરે, ભગવાન શ્રી રમણ મહર્ષિએ પણ ઉપદેશ આપવાનું ચાલું કર્યું તે પહેલાં પોતાના પર ૨૦ વરસનું મૌન લાધું હતું.

**મહારાજ** - હા, આંતરિક ફળ પરિપક્વ થવું જ જોઇએ. ત્યાં સુધી અનુસાશનપૂર્વક, જાગ્રતિપૂર્વક જીવવાનું ચાલું રહેવું જ જોઇએ. ધીમે ધીમે સાધના વધુ અને વધુ સુક્ષ્મ બનતી જાય છે, અને આખરે તે સાવ જ નિરાકાર બને છે.

**સાધક** - કૃષ્ણમૂર્તિ પણ જાગ્રતિપૂર્વક જીવવાની વાત કરે છે.

**મહારાજ** - તેઓનું લક્ષ્ય હમેશાં સીધું 'આખરી-અંતિમ' પર જ હોય છે. હા, આખરે તો સઘળા યોગ તમારા અધિ યોગમાં જ આવીને સમાય છે - વધૂ એવી ચેતનાનું વર એવા જીવન સાથે લગ્ન. સદ્ અને ચિત્તનો આનંદમાં મેળાપ થાય છે. આનંદના ઉદ્ભવવા માટે મેળાપ, સંપર્ક થવો જ જોઇએ, ક્વેતમાં એક્યનો આગ્રહ હોવો જ જોઇએ.

**સાધક** - બુધ્ધે પણ કહ્યું છે કે નિર્વાણની પ્રાપ્તિ માટે વ્યક્તિએ જીવતા લોકો પાસે જવું જ પડે. ચૈતન્યને વિકસવા માટે જીવનની જરૂર છે.

**મહારાજ** - જગત પોતે જ સંપર્ક છે - ચૈતન્યમાં સાયુક્લી બનેલી સઘળા સંપર્કોની સમગ્રતા. આત્મા દ્રવ્યને સ્પર્શે છે અને ચૈતન્ય પરિણમે છે. આવું ચૈતન્ય જયારે સ્મૃતિ અને અપેક્ષા વડે રંગાય છે ત્યારે બંધન બને છે. વિશુધ્ધ અનુભવ બાંધતો નથી; ઈચ્છા અને ભય વચ્ચે ફસાયેલો અનુભવ અશુધ્ધ છે અને કર્મને સર્જે છે.

**સાધક** - શું એક્યમાં સુખ હોઈ શકે? શું સઘળા સુખો અનિવાર્યપણે સ્પર્શ એટલે કે દ્વૈત નથી સૂચવતા?

**મહારાજ** - અથડામણ ન સર્જે ત્યાં સુધી ઠ્વેતમાં કશુયે ખોટું નથી. સંઘર્ષ વિનાની બહુવિધતા અને વિવિધતા આનંદ છે. શુધ્ધ ચૈતન્યમાં પ્રકાશ છે. હૂંફ માટે સ્પર્શ આવશ્યક છે. સ્વરૂપના એક્યથી ચડિયાતું પ્રેમનું મિલન છે. પ્રેમ દ્વૈતનો અર્થ અને હેતુ છે.

**સાધક** - હું એક દત્તક બાળક છું. હું મારા પોતાના પિતાને નથી જાણતો. હું જન્મ્યો ત્યારે મારી માતા મૃત્યુ પામી હતી. મારા પાલક પિતાએ મારી નિઃસંતાન પાલક માતાને ખુશ કરવા મને દત્તક લીધો હતો - લગભગ અકસ્માતે જ. તે એક સાદા માણસ છે - ખટારાના માલિક અને ડ્રાઈવર છે. મારી માતા ઘર સંભાળે છે. હું હાલ ૨૪ વરસનો છું. છેલ્લા અઢી વરસથી હું મુસાફરી કરતો રહ્યો છું, બેચેનપણે, કશુંક શોધતો. છું એક સારું જીવન, પવિત્ર જીવન જીવવા ઈચ્છું છું. મારે શું કરવું?

# હું તે છું

**મહારાજ** - ઘરે જાઓ, તમારા પિતાના ધંધાનો હવાલો સંભાળો, તમારા માતાપિતાની તેમની વૃદ્ધાવસ્થામાં દેખભાળ કરો. તમારી રાહ જોઈ રહેલી છોકરીને પરણો, વફાદાર રહો, સરળ રહો, નમ્ર રહો. તમારી ભલાઈને છૂપાવો, ચૂપચાપ જીવો. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને ત્રણ ગુણો એ તમારા યોગ ભણીના આઠ પગલાં છે. અને "હું છું' એ મહામંત્ર છે. તમારે જે કંઈ જાણવું જરૂરી છે તે તમે તેની પાસેથી શીખી શકો છો . હોશપૂર્વક જીવો , અવિરતપણે શોધ ચલાવતા રહો, પ્રશ્નો પૂછતા રહો. બસ તેટલું જ પૂરતું છે.

**સાધક** - જો પોતાનું જીવન જીવવા માત્રથી જ મોક્ષ મળી જતો હોય તો પછી સૌ મોક્ષપ્રામ કેમ નથી?

**મહારાજ** - સૌ મોક્ષ પામી રહ્યા છે. તમે શું જીવો છો તે નહીં પરંતુ તમે કઈ રીતે જીવો છો તે મહત્ત્વનું છે. જ્ઞાનપ્રાપ્તિને ખ્યાલ અત્યંત મહત્ત્વનો છો. આવી કોઈ શક્યતા છે તેવું જાણવું જ વ્યક્તિની સમગ્ર જીવનદષ્ટિને બદલી નાખે છે. ઘાસની ગંજીમાં ચિનગારી માફક તે વર્તે છે. સઘળા મહાન ગુરુઓએ તે સિવાય અન્ય કશુંયે નથી કર્યું. સત્યનો એક તીખારો અસત્યોના પહાડને રાખ કરવા માટે પૂરતો છે. તેનાથી ઉલટું પણ સાચું છે. શરીર સાથેના તાદાત્મ્યને કારણે, દેહાધ્યાસને કારણે સત્યનો સૂરજ વાદળો પાછળ ઢંકાયેલો રહે છે.

**સાધક** - જ્ઞાનપ્રાપ્તિના શુભ સમાચારનો આ ફેલાવો ખૂબ મહત્ત્વનો લાગે છે.

**મહારાજ** - તે સમાચારને સાંભળવા માત્ર પણ જ્ઞાનપ્રાપ્તિનું વચન છે. ગુરુનો મેળાપમાત્ર મુક્તિની ખાતરી છે. પૂર્ણતા જીવનદાયક અને સર્જનાત્મક છે.

**સાધક** - શું સાક્ષાત્કારપ્રાત્ત માણસ કદીયે એવું વિચારે છે ખરો કે "હું સાક્ષાત્કારપ્રાત છું'? જ્યારે લોકો તેને ખૂબ મહત્ત્વ આપે છે ત્યારે શું તેને આશ્ચર્ય નથી થતું? શું તે પોતાને એક સામાન્ય મનુષ્ય નથી સમજતો? આરંભરહિતનો આરંભ સદાયે થતો રહે છે.

**મહારાજ** - નથી સામાન્ય સમજતો કે નથી તો અસામાન્ય સમજતો. બસ તેને તીવ્રપણે જાગ્રત અને પ્રેમાળ હોવાનું ભાન છે. આત્મવ્યાખ્યાઓમાં અને આત્મતાદાત્મ્યોમાં રાચ્યા વિના તે પોતાની જાત ભણી જુએ છે. તે પોતાની જાતને જગતથી અલગ હોય તે રીતે જોતો નથી. તે જ જગત છે. જે રીતે કોઈ ખૂબ ધનવાન માણસ પોતાની સંપત્તિને એકધારી વહેંચતો રહેતો હોય છે તે રીતે તેણે પુર્ણાણે પોતાની જાતથી છૂટકારો મેળવી લીધો હોય છે. તે ધનવાન નથી કારણ કે તેની પાસે કશું જ નથી; તે ગરીબ નથી કારણ કે તે પુષ્કળ પ્રમાણમાં વહેંચતો રહેતો હોય છે. બસ તે નિર્ધન - ધનમુક્ત - છે. તે જ રીતે, સાક્ષાત્કારપ્રાપ્ માણસ અહંકારરહિત હોય છે, કશાની પણ સાથે તાદાત્મ્ય સાધવાની ક્ષમતા તે ગુમાવી બેઠો હોય છે. તે અનિકેત છે, સ્થળરહિત છે, સ્થળ અને કાળની પેલે પાર છે, જગતની પેલે પાર છે. તે શબ્દો અને વિચારોની પેલે પાર છે.

**સાધક** - ઠીક છે, મારા માટે આ ગહન રહસ્ય છે. હું તો એક સાદો માણસ છું.

**મહારાજ** - તમે જ ગહન, અટપટા, રહસ્યમય અને દુર્બોધ છો. તમારી સરખામણીમાં હું સાદાઈ પોતે છું. હું કોઈ પણ ભેદભાવ - આંતરિક અને બાહ્ય, મારું અને તારું, શુભ અને અશુમહારાજ - વિનાનો છું. જગત જે છે, તે હું છું; હું જે છું, તે જગત છે.

**સાધક** - એવું કઈ રીતે બને છે કે દરેક માણસ તેનું પોતાનું જગત સર્જે છે?

મહારાજ - જ્યારે કેટલાયે લોકો નિદ્રાધીન હોય છે ત્યારે દરેક જણ પોતપોતાનું સ્વપ્ન જોતું હોય છે. નિદ્રામાંથી જ્યારે જાગવામાં આવે છે ત્યારે જ ઘણાં વિવિધ સ્વપ્નોનો પ્રશ્ન ખડો થાય છે અને જ્યારે તે સઘળાંને સ્વપ્નો તરીકે જોવામાં આવે છે ત્યારે તે પ્રશ્ન પાછો શમી જાય છે - કશુંક કાલ્પનિક હોય તે રીતે.

**સાધક** - સ્વપ્નોને પણ આધાર હોય છે.

## હું તે છું

**મહારાજ -** માત્ર સ્મૃતિમાં. તો પણ જે યાદ આવે છે તે વળી અન્ય સ્વપ્ન હોય છે. મિથ્યા બાબતની સ્મૃતિ મિથ્યાને જ પેદા કરી શકે. આમ જોવા જઈએ તો સ્મૃતિમાં તો કશુંયે ખોટું નથી. ખરાબી છે તેની સામગ્રીમાં. હકીકતોને યાદ રાખો, તે વિશે બાંધવામાં આવેલા અભિપ્રાયોને ભૂલી જાઓ.

**સાધક -** હકીકત શું છે?

**મહારાજ -** વિશુદ્ધ જાગ્રતિમાં ઈચ્છા અને ભયથી પ્રભાવિત થયા વિના જે અનુભવાય છે તે હકીક્ત.

# હું તે છું

**સાધક** - તે દિવસે આપને હું વિકાસના બે માર્ગો - ત્યાગ અને ભોગ - વિશે પૂછી રહ્યો હતો. તે બે વચ્ચે દેખાય છે તેટલો બધો તફાવત નથી - યોગી માણવા માટે ત્યાગ કરે છે; ભોગી ત્યાગ કરવા માટે માણે છે. યોગી પહેલાં ત્યાગ કરે છે, જ્યારે ભોગી પહેલાં માણે છે.

**મહારાજ** - તેથી શું? યોગીને તેના યોગ પર છોડો અને ભોગીને તેના ભોગ પર છોડો.

**સાધક** - મને ભોગનો માર્ગ વધારે સારો લાગે છે. યોગી એવી કાચી કેરી જેવો છે જેને પરિપક્વ થવા પહેલાં જ આંબા પરથી ઉતારી લેવામાં આવી છે અને પાકવા માટે ઘાસની ટોપલીમાં રાખવામાં આવી છે. હવારહિત સ્થિતિમાં તેને વધારે ગરમી આપવામાં આવતાં તે અવશ્ય પાકે છે, પરંતુ તેનાં સાચાં સ્વાદ અને સોડમ જતાં રહે છે. આંબા પર રહેવા દેવામાં આવેલી કેરી પૂરા કદની, રંગની અને મીઠાશની બને છે, તે દરેક રીતે ખુશખુશાલ હોય છે. આવું હોવા છતાં સઘળી પ્રશંસા યોગની જ થાય છે અને ભોગને ભાગે કટુ વચનો જ આવે છે. મારી દૃષ્ટિએ બેમાંથી ભોગ જ બહેતર છે.

**મહારાજ** - આવું તમે શાના કારણે કહો છો?

**સાધક** - મે યોગીઓ અને તેમના અથાક પ્રયાસોને નીહાળ્યા છે. જ્યારે તેઓને એવું ભાત થાય છે કે તેમાં કશુંક તિક્ત અને ત્રાસદાયક છે ત્યારે પણ તેઓ તેમનો મોટા ભાગનો સમય ધ્યાનમુદ્રાઓમાં પસાર કરે છે અને જ્યારે તેઓ બોલે છે ત્યારે તેઓ માત્ર તેમના ગ્રંથોની વાણી જ ઉચ્ચારે છે. આવા જ્ઞાનીઓ વધારેમાં વધારે તો ફૂલો જેવા છે - જે પૂર્ણ હોવા છતાં નાનકડા એવા વિસ્તારમાં પોતાની સુગંધ ફેલાવતાં માત્ર ટચૂકડાં ફૂલો જ છે. જ્યારે અન્ય કેટલાક જંગલો જેવા હોય છે - સમૃધ્ધ, વિવિધતાપૂર્ણ, વિરાટ, આશ્ચર્યોથી ભર્યાભર્યા, તેઓ પોતે જ પોતાનું જગત હોય છે. આ તફાવત માટે ચોક્કસ કોઈ કારણ હોવું જોઈએ.

**મહારાજ** - ઠીક તો, તમારે જે કહેવાનું હતું તે તમે કહી દીધું. તમારા પ્રમાણે એક છે જે પોતાના યોગમાં કુંઠિત થઈ જાય છે, જયારે બીજો તેના ભોગમાં ફૂલેફાલે છે.

**સાધક** - શું તેવું નથી? યોગી જીવનથી ગભરાય છે અને શાંતિ ઈચ્છે છે, જ્યારે ભોગી સાહસુ છે, જુસ્સાથી ભર્યોભર્યો છે, આગળ ધપનારો છે. યોગી કોઈ ખ્યાલની બંધાયેલો છે, જ્યારે ભોગી સદાયે નવી ભૂમિમાં પગલાં માંડવા તત્પર હોય છે.

**મહારાજ** - વાત વધારે ઈચ્છવાની કે થોડાકથી સંતુષ્ટ થવાની છે . યોગી મહાત્વાકાંક્ષી છે જયારે ભોગી માત્ર સાહસુ જ છે. તમારો ભોગી વધારે સમૃધ્ધ અને રસપ્રદ હોય તેવું લાગે છે, પરંતુ તન. આરંભરહિતનો આરંભ સદાયે થતો રહે છે વાસ્તવમાં તેવું નથી. યોગી તીક્ષ્ણ છરી જેવો ધારદાર છે. તેણે તેવા હોવું જ પડે સહેલાઈથી ઊંડે સુધી કાપો મૂકવા માટે, કોઈ પણ જાતની ચૂક વિના અસત્યના ઘણા થરોને ભેદવા માટે. ભોગી ઘણીયે વેદોઓ આગળ પૂજા કરે છે; યોગી તેના પોતાના સત્સ્વરૂપ સિવાય અન્ય કોઈનીયે સેવા કરતો નથી. યોગીને ભોગી સામે ખડો કરવાનો કોઈ જ અર્થ નથી. નિવૃત્તિ પહેલાં પ્રવૃત્તિ અવશ્ય હોય છે. ચૂકાદો આપવા બેસવું અને ગુણો આપવા તે હાસ્યાસ્પદ છે. એકેએક બાબત આખરી પૃણંતામાં પોતાનો ફાળો આપે છે. કેટલાક લોકો કહે છે વાસ્તવિક્તાનાં ત્રણ પાસાં છે : સત્ - ચિત્ત - આનંદ. જે સત્યની શોધમાં છે તે યોગી છે; જે જ્ઞાનની શોધમાં છે તે જ્ઞાની છે; જે સુખની શોધમાં છે તે કર્મમાર્ગી બને છે.

**સાધક** - અમને અદ્દ્વેતના પરમાનંદ વિશે કહેવામાં આવતું હોય છે.

**મહારાજ** - આવો પરમાનંદ વિશેષ તો મહા શાંતિ જેવો હોય છે. સુખ અને દુઃખ ઈષ્ટ કે અનિષ્ટ કૃત્યોનાં ફળો છે.

**સાધક** - તફાવત શાને કારણે પડે છે?

# હું તે છું

**મહારાજ** - તફાવત આપવા અને પકડી રાખવા વચ્ચે છે. જે કોઈ અભિગમ હોય તે, આખરે તો સઘળું એક બને છે.

**સાધક** - જો લક્ષ્યમાં કોઈ તફાવત ન હોય તો પછી વિવિધ અભિગમો વચ્ચે ભેદભાવ શા માટે?

**મહારાજ** - દરેક વ્યક્તિને પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તવા દો. ગમે તેમ પણ આખરી હેતુ પાર પડશે. આપણા સઘળાં ભેદભાવો અને વર્ગીકરણો બિલકુલ ઠીક છે, પરંતુ તેઓ મારા કિસ્સામાં અસ્તિત્વ નથી ધરાવતાં . એવું બને કે જે રીતે કોઈ સ્વપ્નનું વર્ણન વિગતભર્યું અને ચોક્કસ ભલે હોય, પરંતુ પાયા વિનાનું હોય છે તે રીતે તમારી ભાતો(0૬૯€૧૧115) તમારી પોતાની ધારણાઓ સિવાય અન્ય કશા સાથે મેળ નથી ખાતી. તમે એક ખ્યાલ સાથે શરૂઆત કરો છો અને નવાં વાઘાં પહેરવેલાં તે જ ખ્યાલ સાથે પૂર્ણાહૂતિ કરો છો.

**સાધક** - આપ આસપાસના જગતને કઈ રીતે જુઓ છો?

**મહારાજ** - એક અને સઘળું મારા માટે એક જ છે. એનું એ જ ચૈતન્ય સત્ તરીકે અને પરમાનંદ તરીકે વિધમાન થાય છેઃ ગતિમાન ચૈતન્ય આનંદ છે; ગતિહીન ચૈતન્ય સત્ છે.

**સાધક** - હજુયે આપ ગતિ અને ગતિહીનપણા વચ્ચે ભેદ પાડી રહ્યા છો.

**મહારાજ** - અભેદ મૌનમાં બોલે છે. શબ્દો ભેદભાવોને વ્યક્ત કરે છે, શબ્દોમાં ભેદભાવ રહેલો હોય છે. અપ્રગટને, નિર્ગુણને કોઈ નામ નથી; સઘળાં નામ પ્રગટની, સગુણની વાત કરે છે. જે શબ્દોની પેલે પાર છે તેને શબ્દો વડે વ્યક્ત કરવાની મથામણ કરવી તે નિરર્થક છે. ચૈતન્ય (ચિદાનંદ) પુરુષ છે, ચૈતન્ય દ્રવ્ય પ્રિકૃતિ) છે. અપૂર્ણ પુરુષ દ્રવ્ય છે, પૂર્ણ દ્રવ્ય પુરુષ છે. શરૂઆતમાં તે જ રીતે અંતમાં સઘળું એક છે. સઘળા ભેદભાવો/વિભાજનો મનમાં છે; વાસ્તવિકતા (ચિત)માં કોઈ ભેદભાવ નથી. ગતિ અને વિશ્રામ તે મનની અવસ્થાઓ છે અને તે તેમની વિરોધી અવસ્થાઓ વિના ન જ હોઈ શકે. કશુંયે પોતે તો ગતિ કરતું નથી કે નથી વિશ્રામ કરતું. મનની નીપજોને નિરપેક્ષ અસ્તિત્વનો ગુણ બક્ષવો તે એક ભંયકર ભૂલ છે. કશુંયે પોતાનાથી અસ્તિત્વ નથી ધરાવતું.

**સાધક** - આપ વિશ્રામનું સર્વોચ્ચ અવસ્થા સાથે તાદાત્મ્ય સાધતા હો તેવું લાગે છે?

**મહારાજ** - વિશ્રામ મનની એક અવસ્થા - ચિદારા**મહારાજ -** તરીકે છે અને વિશ્રામ મનની બીજી અવસ્થા આત્મારા**મહારાજ -** તરીકે છે. પહેલી છે તે આવતી જતી રહે છે, જયારે સાચો વિશ્રામ જ કર્મનું ખસે હાદ છે. કમનસીબે ભાષા એ માનસિક ઓજાર છે અને વિરુદ્ધોના આશરે જ કામગીરી બજાવે છે.

**સાધક** - સાક્ષી તરીકે આપ કામગીરી બજાવી રહ્યા છો કે વિશ્રામમાં છો?

**મહારાજ** - સાક્ષીત્વ એ એક અનુભવ છે અને વિશ્રામ એ અનુભવમાંથી મુક્તિ છે.

**સાધક** - શું તેઓ સહઅસ્તિત્વ ન ધરાવી શકે, જે રીતે સમુદ્રમાં મોજાંઓનો ધસમસાટ અને ઊંડાણની શાંતિ સહઅસ્તિત્વ ધરાવતાં હોય છે?

**મહારાજ** - મનની પેલે પાર અનુભવ જેવું કંઈ જ નથી. અનુભવ એ ક્વૈત અવસ્થા છે. વાસ્તવિકતા વિશે તમે એક અનુભવ તરીકે વાત ન કરી શકો. એક વાર આ સમજાઈ ગયું કે પછી તમે હોવા અને બનવાને અલગ અને વિરોધી તરીકે નહીં જુઓ. વાસ્તવમાં તેઓ એક જ વૃક્ષનાં મૂળિયાં અને શાખાઓ જેમ એક અને અલગ ન પાડી શકાય તેવાં છે. બન્ને માત્ર ચૈતન્યના પ્રકાશમાં જ

અસ્તિત્વ ધરાવી શકે, જે ચૈતન્ય પાછું "હું છું' ભાવના પગલે જ ઉદ્‌ભવતું હોય છે. આ પાયાની હકીકત છે. જો તમે તે ચૂકી જાઓ છો તો સઘળું ચૂકી જાઓ છો.

**સાધક** - શું હોવાનો ભાવ તે માત્ર અનુભવની પેદાશ છે? મહાવાક્ય «ત્-સત્ એ શું મનની પ્રવૃત્તિની નરી રીતભાત છે એટલું જ?

**મહારાજ** - જે કંઇ બોલાય છે તે માત્ર વાણી જ છે. જે કંઇ વિચારાય છે તે માત્ર વિચાર જ છે. વાસ્તવિક અર્થ સમજાવી ન શકાય તેવો હોય છે, જોકે તેને અનુભવી શકાય છે ખરો. મહાવાક્ય સાચું છે, પરંતુ તમારા ખ્યાલો ખોટા છે, કારણ કે સઘળા ખ્યાલો (કલ્પના) ખોટા હોય છે.

**સાધક** - તોશું "હુંતેછું'તેદંઢમાન્યતા(૦01પ10101) ખોટી છે?

**મહારાજ** - ચોક્કસ વળી. દઢ માન્યતા એ માનસિક અવસ્થા છે. "તે'માં કોઇ "હું છું' નથી. "હું છું'નો ભાવ ઉભરી આવતાં 'તે' ઢંકાઇ જાય છે, જે રીતે સૂરજના ઉગતાં તારાઓ ઓજલ થઇ જતાં હોય છે. પરંતુ જે રીતે સૂરજ સાથે પ્રકાશ આવે છે તે રીતે આત્મભાવ સાથે ચિદાનંદ આવે છે. ચિદાનંદના કારણને "ન-હું'માં શોધવામાં આવે છે અને આ રીતે બંધનની શરૂઆત થાય છે.

**સાધક** - આપના રોજબરોજના જીવનમાં આપ શું હમેશાં આપની વાસ્તવિક અવસ્થાથી સભાન હો છો?

**મહારાજ** - નહીં તો સભાન કે નહીં તો અભાન. મારે કોઇ દઢ માન્યતાઓની જરૂર નથી. હું હિંમત પર જીવું છું. હિંમત એ મારો અક છે, જે જીવન પ્રત્યેનો પ્રેમ છે. હું સ્મૃતિ અને ભાવિ અપેક્ષાઓથી મુક્ત છું, હું શું છું અને હું શું નથી તે સાથે મારે કોઇ નિસ્બત નથી. મને આત્મવર્ણનોનું કોઇ વળગણ નથી, સોહમ્(હું તે છું) અને બ્રહ્માસ્મિ(હું પરબ્રહ્મ છું) મારે કશા કામના નથી. કશા તરીકે ન હોવાની અને જગતને જેવું છે તેવું (એટલે કે શુન્ય તરીકે) જોવાની હું હિંમત ધરવું છું. સરળ લાગે છે, અજમાવી તો જુઓ!

**સાધક** - પરંતુ કઈ બાબત આપને હિંમત આપે છે?

**મહારાજ** - તમારા દષ્ટિકોણો કેવા ભ્રષ્ટ છે! શું હિંમત તે કંઇ આપવાની હોય તમારો પ્રશ્ન તો એવું સૂચિત કરે છે કે ચિંતા એ સામાન્ય અવસ્થા છે અને હિંમત એ અસામાન્ય અવસ્થા. વાત તેથી સાવ ઉલટી છે. ચિંતા અને આશા કલ્પનાને કારણે જન્મે છે - હું તે બન્નેથી મુક્ત છું. હું માત્ર હોઉં છું અને મારે કશા આધારની જરૂર નથી.

**સાધક** - જો આપ આપની જાતને જાણતા ન હો તો આપનું હોવું આપને શું ઉપયોગી છે? તમે જે છો તેનાથી સુખી થવા માટે તમારે એ જાણવું જ પડે કે તને શું છો.

**મહારાજ** - હોવાનું જ્ઞાન રૂપે પ્રકાશે છે, જ્ઞાન પ્રેમથી હૂંફાળું છે. તે બધું એક જ છે. તમે અલગતાઓ કલ્પો છો અને તમારી જાતને પ્રશ્નો વડે પરેશાન કરો છો. વિવિધ સૂત્રો રચીને તમારી જાતને વધારે પડતી ચિંતિત ન કરો. વિશુદ્ધ સ્વરૂપને(હોવાપણાને) વર્ણવી ન શકાય.

**સાધક** - (મારું) હોવાપણું જો જાણી અને માણી ન શકાતું હોય તો તે મારે કશા કામનું નથી. સૌથી પહેલી વાત તો એ કે તે મારા અનુભવનો હિસ્સો હોવું જોઇએ.

**મહારાજ** - તમે વાસ્તવિકતાને અનુભવના સ્તરે નીચે ઘસડી રહ્યા છો. જયારે વાસ્તવિક્તા પોતે જ અનુભવનો મૂળભૂત આધાર છે ત્યારે તે અનુભવ પર કઈ રીતે આધાર રાખી શકે? અનુભવવાની હકીકતમાં જ વાસ્તવિકતા છે, નહીં કે તેના સ્વભાવમાં . આખરે તો અનુભવ એ મનની એક અવસ્થા છે. જ્યારે હોવાપણું તે ચોક્સપણે મનની કોઈ અવસ્થા નથી.

# હું તે છું

**સાધક** - ફરીવાર હું ગૂંચવાડામાં મૂકાઈ ગયો! શું હોવાપણું (સત્) જ્ઞાનથી/જાણવાથી (ચિત્થી) અલગ છે?

**મહારાજ** - અલગતા તો દેખાવ પૂરતી છે, આભાસી છે . જે રીતે સ્વપ્ન એ સ્વપ્ન જોનારથી અલગ નથી તે રીતે જાણવું એ હોવાથી અલગ નથી. સ્વપ્ન સ્વપ્ન-જોનાર છે, જ્ઞાન જ્ઞાતા છે, ભેદ માત્ર શાબ્દિક છે.

**સાધક** - હવે હું જોઈ શકું છું કે સત્ અને ચિત્ એક છે. પરંતુ આનંદ બાબતે શું? હોવાપણું (સત્) અને ચૈતન્ય(ચિત્) હમેશાં સાથે જ હાજર હોય છે, પરંતુ આનંદ તો પ્રસંગોપાત્ત જ ઝબકારો કરે છે.

**મહારાજ** - સ્વરૂપની અવિક્ષુબ્ધ અવસ્થા એ આનંદ છે; જગત રૂપે જે દેખાય છે તે વિક્ષુબ્ધાવસ્થા છે. અદ્વૈતમાં આનંદ છે; દ્વૈતમાં અનુભવ છે. જે આવતો જતો રહે છે તે સુખ અને દુ:ખના દ્વૈત સાથેનો અનુભવ છે. આનંદને જાણવાનો નથી. વ્યક્તિ હમેશાં આનંદ છે, પરંતુ કદીયે આનંદિત નહીં. આનંદ એ કોઈ ગુણ નથી.

**સાધક** - મારે બીજો એક પ્રશ્ન પૂછવાનો છેઃ કેટલાક યોગીઓ પોતાનું લક્ષ્ય સિદ્ધ કરે છે, પરંતુ તે બીજાઓને કશા કામના નથી હોતા. કાં તો તેઓ જાણતા નથી, અથવા તો વહેંચી નથી શકતા. જેઓ પોતાની પાસે જે છે તેને વહેંચી શકે છે તેઓ અન્ય લોકોને પ્રોત્સાહિત કરી શકે છે. તફાવત ક્યાં રહેલો છે?

**મહારાજ** - કોઈ તફાવત નથી. તમારો અભિગમ ખોટો છે. એવા લોકો છે જ નહીં કે જેમને મદદ કરવાની હોય. કોઈ ધનવાન માણસ પોતાની સમગ્ર સંપત્તિ પોતાના પરિવારને સોંપી દે છે પછી કોઈ ભીખારીને આપવા માટે તેની પાસે કાણી પાઈ પણ નથી હોતી. તેવું જ પોતાની સઘળી સિદ્ધીઓ અને મિલ્કતમુક્ત બનેલા જ્ઞાની માણસનું છે. તેના માટે કશું જ, ખરેખર કશું જ, ન કહી શકાય. તે કોઈને મદદ ન કરી શકે, કારણ કે તે જ દરેક જણ છે. તે ગરીબ છે અને પોતાની ગરીબી પણ, ચોર છે અને પોતાની ચોરી પણ . જ્યારે તે અલગ જ નથી તો પછી તે મદદ કરે છે તેવું કઈ રીતે કહી શકાય? જે પોતાની જાતને જગતથી અલગ વિચારતો હોય તેને જગતને મદદ કરવા દો.

**સાધક** - છતાંયે, જગતમાં દ્વૈત છે, દુઃખ છે, મદદની જરૂર છે. તેને સ્વપ્ન તરીકે ઉતારી પાડવા માત્રથી કશુંયે સિદ્ધ નથી થતું.

**મહારાજ** - માત્ર એક જ બાબત મદદ કરી શકે કે સ્વપ્નમાંથી જાગી ઉઠવું.

**સાધક** - કોઈ જગાડનારતી જરૂર છે.

**મહારાજ** - જે પાછો સ્વપ્નમાં છે. જગાડનાર અંતની શરૂઆતને સૂચિત કરે છે. કોઈ સ્વપ્નો શાશ્વત નથી. સઘળા દુઃખનો જન્મ ઈચ્છા/વાસનામાંથી થાય છે.

**સાધક** - તે અનાદિ હોય તે સંજોગોમાં પણ?

**મહારાજ** - સઘળાની શરૂઆત તમારી સાથે થાય છે. બીજું વળી શું અનાદિ છે?

**સાધક** - મારી શરૂઆત જન્મ વખતે થઈ હતી.

**મહારાજ** - તેવું તો તમને કહેવામાં આવ્યું હતું. ખરેખર તેવું છે ખસ? શું તમે તમારી જાતને શરૂ થતી જોઈ હતી?

**સાધક** - અબ ઘડી મારી શરૂઆત થઈ. અન્ય સઘળું સ્મૃતિ છે.

**મહારાજ** - તદન સાચું. અનાદિ સદાયને માટે શરૂ થતું રહે છે. તે જ રીતે, હું સદાયે આપતો રહુ છું, કારણ કે મારી પાસે કશુંયે નથી. કશુંયે ન હોવું, કશુયે ન ધરાવવું, પોતાના માટે કશુંયે ન રાખવું તે મહાનતમ ભેટ છે, ઉચ્ચતમ ઉદારતા છે.

**સાધક** - પછી પોતાની કોઈ જ ચિંતા નથી રહેતી, નિસ્બત નથી રહેતી?

**મહારાજ** - અલબત્ત મને સ્વરૂપની ચિંતા છે, સ્વરૂપ સાથે નિસ્બત છે, પરંતુ હવે સઘળું જ સ્વરૂપ છે. વ્યવહારમાં તે - અચૂક અને વૈશ્વિક - સદ્‌ભાવનું રૂપ લઈ લે છે. તેને તમે સર્વવ્યાપી, સર્વોદ્ગાર્ક પ્રેમ કહી શકો. આવો પ્રેમ અત્યંત સક્રીય હોય છે - કશાયે કર્તાભાવ વિનાનો.

## સઘળા દુઃખનો જન્મ ઈચ્છા/વાસનામાંથી થાય છે [૨૮]

**સાધક** - હું ખૂબ દૂરના દેશથી આવું છું. મને કેટલાક આંતરિક અવુભવો થયા હતા અને હું તેમની સરખામણી કરી જોવા માગું છું.

**મહારાજ** - કશો વાંધો નહીં. શું તમે તમારી જાતને જાણો છોરર

**સાધક** - હું જાણું છું કે હું આ શરીર નથી. કે નથી તો હું મન.

**મહારાજ** - તમે આવું શાથી કહો છો?

**સાધક** - હું શરીરમાં હોઉં તેવું નથી અનુભવતો. હું જાણે બધે જ ફેલાયેલો હોઉં, બધે જ હાજર હોઉં તેવું મતે લાગે છે. જો મનની વાત કરીએ તો હું કહી શકું કે હું તેને પ્રવૃત્ત અને નિવૃત્ત કરી શકું છું. આથી મને એવી લાગણી થાય છે કે હું આ મન નથી.

**મહારાજ** - જયારે તમે તમારી જાતને જગતમાં બધે જ અનુભવો છો ત્યારે શું તમે જગતથી અલગ રહો છો? કે પછી તમે જ જગત છો?

**સાધક** - બન્ને. કેટલીક વાર મને મારી જાતનો તે મન કે શરીર ન હોય તેવો પરંતુ સઘળું જોતી માત્ર એક આંખ હોય તેવો અનુભવ થાય છે. જ્યારે હું તેમાં વધારે ઊંડો ઉતરુ છું ત્યારે હું જે સઘળું જોઉં છું તે મારી જાત હોવાનું અનુભવું છે અને જગત અને મારી જાત એક બની જાય છે.

**મહારાજ** - ખૂબ સરસ. ઈચ્છાઓ બાબતે શું? શું તમારે કોઈ ઈચ્છા છે?

**સાધક** - હા, તે થોડાક વખત માટે આવે છે અને ઉપરછલ્લી હોય છે.

**મહારાજ** - અને તમે તે બાબતે શું કરો છો?

**સાધક** - હું શું કરી શકું? તેઓ આવે છે, તેઓ જતી રહે છે. હું તેમને જોઉ છું. કેટલીક વાર હું મારી જાતને અને મનને તેમને પરિતૃપ્ત કરવામાં વ્યસ્ત થતાં જોઉં છું.

**મહારાજ** - કોની ઈચ્છાઓ પરિતૃપ્ત થઈ રહી હોય છે?

**સાધક** - હું જે જગતમાં જીવું છું તેનો તે હિસ્સો છે. જેમ વૃક્ષો અને વાદળો છે તેમ તે છે.

**મહારાજ** - શું તે કોઈ અપૂર્ણતાનો સંકેત નથી?

# હું તે છું

**સાધક** - તેણે અપૂર્ણતાનો સંકેત શા માટે હોવું જોઈએ તેઓ જેવા છે તેવા છે, અને હું જેવો છું તેવો છું. વાસનાઓનું ઉદ્‌ભવવું અને શમવું મને કઈ રીતે પ્રભાવિત કરી શકે? એટલું ખરું કે તે મારા મનના આકાર અને તેમાંની સામગ્રીને પ્રભાવિત કરે છે.

**મહારાજ** - ખૂબ સરસ. તમે શું કામ કરો છો?

**સાધક** - હું પ્રોબેશન ઓફિસર છું.

**મહારાજ** - એટલે શું?

**સાધક** - બાળગુનેગારોને કેટલોક સમય સમાજમાં રહેવાની છૂટ આપવામાં આવતી હોય છે અને તેમની વર્તણૂંક પર ધ્યાન રાખવા ખાસ ઓફિસરો હોય છે, તેઓ તેમને તાલીમ મેળવવામાં અને કામ શોધવામાં મદદ કરે છે.

**મહારાજ** - તમારે કામ કરવું જ પડે?

**સાધક** - કામ કોણ કરે છે? કામ આપોઆપ ઘટે છે.

**મહારાજ** - તમારે કામ કરવાની આવશ્યકતા છે?

**સાધક** - મારે તેની પૈસા ખાતર જરૂર છે. મને તે ગમે છે, કારણ કે તે મને જીવતા મનુષ્યો સાથે સંપર્કમાં લાવે છે.

**મહારાજ** - તમારે તેમની શાને માટે જરૂર છે?

**સાધક** - એવું બને કે તેમને મારી જરૂર હોય અને તેમની નિયતિએ મને તેમનું કામ હાથ પર લેવાને પ્રેર્યો હોય. આખરે જિંદગી તો એક જ વાર મળતી હોય છે ને.

**મહારાજ** - તમે તમારી હાલની અવસ્થામાં કઈ રીતે મૂકાયા?

**સાધક** - શ્રી રમણ મહર્ષિના ઉપદેશોએ મને મારો આ માર્ગ સૂઝાડ્યો છે. પછી હું ડગ્લાસ હાર્ડિંગને મળ્યો જેમણે મને “હું કોણ છું?' તે પર આગળ કઈ રીતે વધવું તે બતાવીને મદદ કરી.

**મહારાજ** - શું તે એકાએક બન્યું હતું કે ધીમે ધીમે?

**સાધક** - તે તદન એકાએક ઘટ્યું હતું. જાણે કોઈ સાવ જ ભૂલાઈ ગયેલી બાબત એકાએક પાછી યાદ આવી હોય. અથવા તો, જાણે કે સમજનો કોઈ ઓચિંતો ઝબકારો થયો હોય. “કેટલું બધું સરળ,' મેં કહ્યું. “કેટલું બધું સરળ; હું જે વિચારતો હતો કે હું છું તે હું નથી! નથી તો હું જે અનુભવાઈ રહ્યું તે કે નથી તો હું અનુભવકર્તા; હુંઅનુભવવાની ક્રિયા માત્ર છું.”

**મહારાજ** - અનુભવવાની ક્રિયા પણ નહીં, પરંતુ જે આ સઘળું શક્ય બનાવે છે તે.

**સાધક** -પ્રેમ શું છે?

**મહારાજ** - જ્યારે ભેદનો અને અલગતાનો ભાવ ગેરહાજર હોય છે, તેને તમે પ્રેમ કહી શકો.

**સાધક** - પુરુષ અને સ્ત્રી વચ્ચેના પ્રેમ પર આટલો બધો ભાર શા માટે?

**મહારાજ** - કારણ કે તેમાં સુખનું તત્‍ત્વ ખૂબ આગળ પડતું હોય છે.

**સાધક** - શું સઘળા પ્રેમમાં તેવું નથી હોતું?

**મહારાજ** - જરૂરી નથી. પ્રેમ દુઃખનું કારણ બની શકે. તો પછી તેને તમે કરુણા કહો છો.

# હું તે છું

**સાધક** - સુખ શું છે?

**મહારાજ** - આંતર અને બાહ્ય સુખ વચ્ચેની સંવાદિતા. બીજી તરફ બાહ્ય સાથેનું તાદાત્મ્ય દુઃખ પેદા કરે છે.

**સાધક** - આત્મતાદાત્મ્ય કઈ રીતે ઘટતું હોય છે?

**મહારાજ** - આત્મા પોતાની પ્રકૃતિ પ્રમાણે માત્ર પોતાને જ જાણે છે. અનુભવના અભાવને કારણે તે જે કંઈ અનુભવે છે તેને પોતાની જાત સમજે છે. અથડાતાં કૂટાતાં વિવેક અને વૈરાગ્ય વિકસે છે. ઉપરતિ થતાં તે સામાન્ય બને છે અને પ્રબળ મુમક્ષુત્વ તેને પોતાનો સ્રોત શોધવા પ્રેરે છે. દેહની જ્યોત પ્રગટે છે, આત્મપ્રકાશ થાય છે અને સઘળું સ્પષ્ટ અને ઝળાહળા થઈ ઉઠે છે.

**સાધક** - દુઃખનું ખરું કારણ શું છે?

**મહારાજ** - મર્યાદિત/વ્યિક્તિત્વ) સાથેનું આત્મતાદાત્મ્ય. ભલે સંવેદનાઓ ગમે તેટલી તીવ્ર હોય પરંતુ તે દુઃખનું કારણ નથી. એ તો ખોટા ખ્યાલો વડે હાંફળુંફાંફળું થયેલું અને "હું આ છું', "હું તે છું' એવું વિચારવાનું વળગણ ધરાવતું મન છે કે જે નુકસાનથી બીએ છે અને કશુંક પ્રાપ્ત કરવા ઝંખે છે અને તેમાં અવરોધ આવતા દુઃખનો ભોગ બને છે.

**સાધક** - મારા એક મિત્રને દરરોજ ભયંકર સ્વપ્નો આવતાં. ઉંઘવાની વાતથી તે ભયંકર ગભરાઈ ઉઠતો. કોઈ ઉપાય તેને રાહત નથી આપી શક્યો.

**મહારાજ** - સત્સંગ તેને મદદરૂપ થશે.

**સાધક** - જીવન પોતે જ એક દુઃસ્વપ્ન છે.

**મહારાજ** - શારીરિક કે માનસિક સઘળી વ્યાધિઓ માટે સત્સંગ એ જ ઉત્તમ ઉપાય છે.

**સાધક** - સામાન્ય રીતે વ્યક્તિ માટે આવો સત્સંગ પ્રાપ્ય નથી હોતો.

**મહારાજ** - તમારી અંદર શોધ ચલાવો. તમારી પોતાની જાત તમારો ઉત્તમ મિત્ર છે.

**સાધક** - જીવન આટલા બધા વિરોધાભાસોથી ભર્યું ભર્યું શા માટે છે?

મહારાજ - તે મનોગર્વને તોડવાનું કામ કરે છે. આપણને એ ભાન થવું જ જોઈએ કે આપણે કેટલા બધાં રાંક અને નિઃસહાય છીએ. આપણે આપણી જાતને જે હોવાનું, જાણવાનું, ધરાવવાનું, કરવાનું કલ્પીને જ્યાં સુધી ભ્રમમાં રાખીએ છીએ ત્યાં સુધી આપણે ખરેખર દુઃખદ દુર્દશામાં છીએ. માત્ર પૂર્ણ આત્મ-નકારમાં જ આપણા સત્સ્વરૂપને ઉજાગર કરવાની તક રહેલી છે.

**સાધક** - આત્મ-નકાર પર આટલો બધો ભાર શા માટે?

**મહારાજ** - આત્મસાક્ષાત્કાર જેટલો જ. સત્સ્વરૂપના દર્શન થાય તે પહેલાં અસત્સ્વરૂપનો ત્યાગ થવો જ જોઈએ.

**સાધક** - આપ જેને અસત્સ્વરૂપ કહેવાનું પસંદ કરો છો તે મારા માટે અત્યંત વાસ્તવિક છે. માત્ર તે સ્વરૂપને જ હું જાણું છું. આપે જેને સત્સ્વરૂપ કહો છો તે માત્ર એક ખ્યાલ છે, બોલવાની એક રીત છે, મનની નીપજ છે, એક આકર્ષક ભૂત છે. હું સ્વીકારું છું કે મારું રોજબરોજનું સ્વરૂપ સુંદર નથી, પરંતુ તે મારું પોતાનું છે, અને મારું એક માત્ર સ્વરૂપ છે. આપ કહો છો કે હું કોઈ અન્ય સ્વરૂપ છું કે ધરાવું છું. શું આપ તેને જુઓ છો - શું તે આપના માટે વાસ્તવિકતા છે, કે પછી આપ પોતે જેને નથી જોતા તેને હું માનું તેવું ઈચ્છો છો?

**મહારાજ** - ઉતાવળે તારણ પર ન આવી જાઓ. એ આવશ્યક નથી કે નક્કર વાસ્તવિક જ હોય, કે પછી ખયાલી ખોટું જ હોય. સંવેદનાઓ પર આધારિત અને સ્મૃતિ વડે આકાર પામેલાઅનુભવો

અનુભવકર્તાને સૂચવે છે, જેનો સ્વભાવ તપાસવાની તમે કદીયે કાળજી લીધી નથી. તે પર તમારું પૂરું ધ્યાન આપો, પ્રેમભરી કાળજીથી તેને તપાસો અને સ્વરૂપની એવી ઊંચાઈઓ અને ગહનતાઓ તમારા જાણવામાં આવશે કે જેનો તમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, કારણ કે તમે તમારી જાત વિશેના સાવ ક્ષુલ્લક ખ્યાલમાં જ લીન હતા.

**સાધક** - મારી જાતને ફળદાયક રીતે તપાસવા મારે યોગ્ય મિજાજમાં હોવું પડે.

ભ**મહારાજ** - તમારે ગંભીર હોવું પડે, તત્પર હોવું પડે, વાસ્તવમાં તમને તેમાં રસ હોવો જોઈએ. તમારી જાત પ્રત્યેના સદ્‌ભાવથી તમારે ભર્યા ભર્યા હોવું પડે.

**સાધક** - હું સ્વાર્થી તો છું જ.

**મહારાજ** - ના, તમે નથી. સઘળો સમય વિચિત્ર, હાનિકારક, ખોટા દેવતાઓની સેવા કરીને તમે તમારી જાતનો અને તમારો પોતાનો વિનાશ કરી રહ્યા છો. સ્વાર્થી જરૂર બનો – પરંતુ યોગ્ય રીતે. તમારું ભલું ઈચ્છો, તમારા માટે જે શુભ છે તેના માટે પરિશ્રમ ઉઠાવો. તમારી અને સુખ વચ્ચે જે કંઈ આવતું હોય તેનો નાશ કરો. અખિલ બનો – અખિલને પ્રેમ કરો - સુખી બનો - સુખી કરો. આનાથી મોટું કોઈ સુખ નથી.

**સાધક** - પ્રેમમાં આટલું બધું દુઃખી થવાનું શા માટે બને છે?

**મહારાજ** - સઘળાં દુઃખો ઈચ્છામાંથી જન્મે છે. સાચો પ્રેમ કદીયે હતાશ નથી હોતો. ઐક્યની ભાવના કદીયે હતાશ કઈ રીતે હોઈ શકે. અભિવ્યક્તિ માટેની જે ઈચ્છા છે તે જ હતાશ તો હોઈ શકે. આ ઈચ્છા તો મનની છે. સઘળી માનસિક બાબતોમાં હોય છે તેમ હતાશા અનિવાર્ય છે.

**સાધક** - પ્રેમમાં શરીરસુખ (જાતીયતા)નું સ્થાન કેવુંક છે?

**મહારાજ** - પ્રેમ એ હોવાની અવસ્થા છે. જાતીયતા એ ઊર્જા છે. પ્રેમ સમજુ છે, જાતીયતા આંધળી છે . એક વાર પ્રેમ અને જાતીયતાની ખરી પ્રકૃતિ સમજાઈ ગઈ કે પછી કોઈ અથડામણ કે ગૂંચવાડો નહીં હોય.

**સાધક** - આસપાસ બધે પ્રેમ વિના ઘણી બધી જાતીયતા જોવામાં આવે છે.

**મહારાજ** - પ્રેમ વિના સઘળું અનિષ્ટ છે. જીવન ખુદ પ્રેમ વિના અનિષ્ટ છે.

**સાધક** -પ્રેમ માટે મને કોણ પ્રેરી શકે?

મહારાજ - તમે પોતે જ પ્રેમ છો - જ્યારે તમે ભયમુક્ત હો છો ત્યારે.

## જીવનનો એક માત્ર હેતુ જીવવું તે છે [૨૯]

**સાધક** - યોગમાં નિષ્ફળ જવું તેનો અર્થ શો થાય છે? યોગભ્રષ્ટ કોણ છે?

**મહારાજ** - તે માત્ર અપૂર્ણતાનો સવાલ છે. કોઈક કારણસર જે વ્યક્તિ યોગ પુર્ણ નથી કરી શકેલ તેને યોગભ્રષ્ટ કહેવામાં આવે છે. આવી નિષ્ફળતા માત્ર હંગામી છે, કારણ કે યોગમાં હાર હોઈ જ ન શકે. આ એવી લડાઈ છે જેમાં જીત જ મળતી હોય છે, કારણ કે તે સત્ય અને અસત્ય વચ્ચેની લડાઈ છે. ખોટાને કોઈ તક નથી.

**સાધક** - નિષ્ફળ કોણ જાય છે? વ્યક્તિ કે વ્યક્ત (આત્મા)?

## હું તે છું

**મહારાજ** - પ્રશ્ન ખોટી રીતે પૂછાયો છે. ટૂંકે ગાળે કે લાંબે ગાળે નિષ્ફળ થવાનો તો કોઈ પ્રશ્ન જ નથી. તે અજાણ્યા પ્રદેશમાં લાંબા અને કપસ માર્ગે મુસાફરી કરવા જેવું છે. તમે જે અસંખ્ય પગલાંઓ ભર્યાં છે તેમાં માત્ર આખરી પગલું જ તમને તમારા ગંતવ્યસ્થાન પ રલઈ આવતું હોય છે. તેમ છતાંયે તમારા તે અગાઉનાં સઘળાં પગલાંને તમે નિષ્ફળતાનથી ગણતા. દરેક પગલું તમને તમારા લક્ષ્યથી વધુ અને વધુ નજીક લાવતું ગયું છે, પછી ભલે તમારે કોઈ વિઘ્નને પાર કરવા થોડાં પગલાં પાછા ફરવું પડ્યું હોય કે પાછા ફરી તેની બાજુમાંથી પસાર થવું પડ્યું હોય. વાસ્તવમાં દરેક પગલું તમને તમારા લક્ષ્ય નજીક લાવે છે, કારણ કે સદાયે ગતિમાં રહેવું, શીખતા રહેવું, નવું નવું શોધતા રહેવું, વિકસતું જવું તે તમારી શાશ્વત નિયતિ છે. જીવવું તે જ જીવનનો એક માત્ર હેતુ છે. આત્મા સફળતા કે નિષ્ફળતા સાથે તાદાત્મ્ય નથી સાધતો - આ કે તે બનવાનો ખ્યાલ જ વિચારમાં ન ઉતરે તેવો છે. આત્મા સમજે છે કે સફળતા કે નિષ્ફળતા સાપેક્ષ અને સંબંધિત છે અને તે જ જીવનના તાણા-વાણા છે. બક્ષેમાંથી શીખો અને તેની પેલે પાર જાઓ. જો તમારા શીખવામાં ન આવ્યું હોય તો પુનરાવર્તન કરો.

**સાધક** - શીખનારો હું કોણ છું?

**મહારાજ** - આત્મ-નિસ્બત, સ્વ-ચિંતા વિના જીવવું. આ માટે તમારે તમારા સત્સ્વરૂપને અદમ્ય, નિર્ભય, સદાયે વિજયી તરીકે જાણવું પડે. એક વાર પૂરી નિશ્ચિતતા સાથે તમારા જાણવામાં આવે કે તમને તમારી કલ્પના સિવાય કશું જ તકલીફમાં મૂકી શકે તેમ નથી પછી તમે તમારી ઈચ્છાઓ અને ભીતિઓને, ખ્યાલો અને વિચારોને અવગણવા લાગો છો અને માત્ર સત્યના સહારે જીવવા લાગો છો.

**સાધક** - યોગમાં કેટલાક લોકો સફળ થાય છે અને કેટલાક લોકો નિષ્ફળ જાય છે તેનું કારણ શું હોઈ શકે? નિયતિ કે ચારિત્ર્ય કે પછી માત્ર અકસ્માત?

**મહારાજ** - યોગમાં કદીયે કોઈ નિષ્ફળ જતું નથી. સવાલ માત્ર પ્રગતિની ઝડપનો છે. તે શરૂઆતમાં ધીમી હોય છે અને અંતમાં ઝડપી હોય છે . જયારે વ્યક્તિ પુર્ણપણે પરિપક્વ હોય છે ત્યારે સાક્ષાત્કાર વિસ્ફોટક હોય છે. તે એકાએક ઘટે છે કે પછી સહેજ ઈશારા માત્રથી ઘટે છે. એવું નથી કે ઝડપી પ્રગતિ ધીમી પ્રગતિ કરતાં વધારે સારી છે. ધીમી પરિપક્વતા અને ઝડપી ખીલવણી વારાફરતી ઘટ્યા કરે છે. બશે કુદરતી અને યોગ્ય છે. આમ છતાંયે આ બધું મનથી જ છે. મને દેખાય છે તે પ્રમાણે તો આવું કંઈ હોતું નથી. ચૈતન્યના મહા દર્પણમાં ચિત્રો ખડાં થાય છે અને ભૂસાય છે અને માત્ર સ્મૃતિ જ તેમને સાતત્ય બક્ષે છે . અને સ્મૃતિ તો દ્રવ્ય છે - નાશ કરી શકાય તેવી, નાશવંત, અનિત્ય. આવા તકલાદી પાયા પર આપણે વ્યક્તિગત અસ્તિત્વના ભાવનું નિર્માણ કરીએ છીએ - જે અસ્પષ્ટ હોય છે, તૂટક્તૂટક હોય છે, સ્વપ્ન સમાન હોય છે. આ અસ્પષ્ટ મનમનામણીઃ "હુ ફલાણો ફલાણો છું', વિશુદ્ધ જાગ્રતિ(પ્રજ્ઞા)ની અપરિવર્તશીલ અવસ્થાને ઓજલ બનાવે છે અને આપણને એવું માનવાને પ્રેરે છે કે આપણે સહન કરવા માટે અને મૃત્યુ પામવા માટે જન્મ્યા છીએ.

**સાધક** -જે રીતે કોઈ બાળક વૃદ્ધિ પામ્યા વિના ન રહી શકે તે રીતે માણસ કુદરતનો ધકેલાયેલો પ્રગતિ કરે છે. તો પછી પોતાની જાત પાસે આગ્રહ શા માટે રાખવો યોગની આવશ્યકતા ક્યાં છે?

**મહારાજ** - સઘળો સમય પ્રગતિ જ થઈ રહી છે. પ્રગતિમાં એકેએક ચીજ ફાળો આપી રહી છે. પરંતુ આ અજ્ઞાનની પ્રગતિ છે. એવું બને કે અજ્ઞાનનું વતુંળ વધારે અને વધારે મોટું થઈ રહ્યું હોય, પરંતુ તે બંધન તો રહે જ છે. સમય પાકતાં આપણને યોગની સાધનાનો ઉપદેશ અને પ્રેરણા આપવા ગુરુનું અવતરણ થાય છે અને પરિપક્વતા આવે છે, જેને પરિણામે જ્ઞાનના ઉગતા સૂરજ સામે અજ્ઞાનની અનંત રાત્રિનો અંત આવે છે. પરંતુ વાસ્તવમાં કશુંયે નથી બન્યું હોતું. સૂરજ તો સદાયનો ત્યાં જ છે, તેને કોઈ રાત છે જ નહીં; "હું-શરીર-છું' ખ્યાલથી અંધ બનેલું મન અનંતપણે તેના ભ્રમણાના તંતુને સદાયે કાંતતું રહે છે.

# હું તે છું

**સાધક** - જો સઘળું કુદરતી પ્રક્રિયાનો અંશ જ હોય તો પછી પ્રયાસની આવશ્યકતા જ ક્યાં રહે છે?

**મહારાજ** - પ્રયાસ પણ તેનો જ એક હિસ્સો છે. જ્યારે અજ્ઞાન હઠીલું અને કઠોર બને છે અને શીલભ્રષ્ટ થાય છે ત્યારે તેના માટે પ્રયાસ અને દુઃખ અનિવાર્ય બને છે. કુદરત પ્રત્યેની પૂર્ણ આજ્ઞાંકિતતામાં કોઈ પ્રયાસ નથી હોતો. તેનો સમય ન પાકે ત્યાં સુધી આધ્યાત્મિક જીવનનું બીજ મૌન અને અંધકારમાં વૃદ્ધિ પામતું રહે છે.

**સાધક** - અમારે કેટલાક એવા મહાન લોકોના સંપર્કમાં આવવાનું બન્યું છે જેઓ તેમની વૃદ્ધાવસ્થામાં બાલીશ, ક્ષુદ્ર, કજીયાળુ અને દ્ ેપિલા બની ગયા હોય છે. તેઓ આટલા બધા અઃપતિત કઈ રીતે થઈ શકે?

**મહારાજ** - પોતાનું શરીર પોતાના પૂરા અંકુશ હેઠળ હોય તેવા પૂર્ણ યોગીઓ તે નહીં હોય. અથવા તો એવું બન્યું હોય કે તેઓએ તેમનાં શરીરોને કુદરતી ઘસારા સામે રક્ષણ પૂરું પાડવાની પરવા નહીં કરી હોય. સઘળાં પરિબળોને સમજ્યા વિના વ્યક્તિએ તારણો પર ન આવી જવું જોઈએ. સૌથી મહત્ત્વનું તો એ કે વ્યક્તિએ ચડિયાતાપણાના કે ઉતરતાપણાના ચુકાદાઓ આપવા ન બેસી જવું જોઈએ. યુવાનીમાં શાણપણ જ્ઞાન) કરતાં તરવરાટ(ઊર્જા) વધારે હોય છે.

**સાધક** - એવું બને કે વ્યક્તિ ઘરડી થાય, પરંતુ એવું શા માટે કે તેણે સઘળી સતકતા અને વિવેકબુદ્ધિ ગુમાવવી જોઈએ?

**મહારાજ** - જ્યાં સુધી તે શરીરમાં હોય છે ત્યાં સુધી ચૈતન્ય કે અચૈતન્ય મગજની પરિસ્થિતિ પર આધાર રાખે છે. પરંતુ આત્મા આ બન્નેની પેલે પાર છે, મગજની પેલે પાર, મનની પેલે પાર. ઉપકરણ(શરીર)ની ખામી તે કંઈ તેના ઉપયોગકર્તા(આત્મા)ની ખામી નથી બની જતી.

**સાધક** - મને કહેવામાં આવ્યું હતું કે સાક્ષાત્કારપ્રાપ્ત માણસ કદીયે કશું અણછાજતું નહીં કરે. તે હમેશા ઉદાહરણીય રીતે જ વર્તશે.

**મહારાજ** - ઉદાહરણ કોણ નક્કી કરે છે? એવું શા માટે જરૂરી હોય કે મુક્તિપ્રાપ્ત માણસે પરંપરાઓને અનુસરવું જ જોઈએ જે ઘડીએ તે તેના વર્તનની આગાહી કરી શકાય તેવો બન્યો કે પછી તે મુક્ત ન હોઈ શકે. તેની આઝાદી જે તે ક્ષણની આવશ્યકતાને પરિતૃપ્ત કરવા માટે, જે તે પરિસ્થિતિની જરૂરીયાતને પાળવા માટે તેના આઝાદ હોવામાં રહેલી છે. પોતાને જે કરવું જ જોઈએ, જે કરવું યોગ્ય જ છે તે કરવાની આઝાદી તે જ ખરી આઝાદી છે.

**સાધક** - તો પણ કોણ સાક્ષાત્કારપ્રાપ્ત છે અને કોણ નથી તેને જાણવા માટેનો કોઈક તો ઉપાય હોવો જ જોઈએ. જો એકને બીજાથી અલગ પારખી ન શકાતો હોય તો તેનો ઉપયોગ શો છે?

**મહારાજ** - જે પોતાને જાણે છે તેને તે બાબતે કોઈ સંશય નથી હોતો. અન્ય કોઈ વ્યક્તિ તેની આ અવસ્થાને માન્ય કરે છે કે નહીં તેની તેને પરવા નથી હોતી. ભાગ્યે જ કોઈ સાક્ષાત્કારપ્રાપ્ત માણસ એવો હોય છે જે પોતાના સાક્ષાત્કારને છતો કરે છે અને એ લોકો નસીબદાર છે કે જેઓને તેમને મળવાનું બન્યું હોય છે, કારણ કે તે તેઓના સદાયના ભલા માટે જ આવું કરે છે.

**સાધક** - જ્યારે આસપાસ નજર કરવામાં આવે છે અને પુષ્કળ બિનજરૂરી દુઃખ જોવામાં આવે છે ત્યારે શરીર કાંપી ઉઠે છે. જે લોકોને મદદની જરૂર છે તેમને મદદ નથી મળી રહી. એક એવી ઈસ્પિતાલની કલ્પના કરો કે જે અસાધ્ય રોગોનો ભોગ બનેલા અને પોતાની પથારીઓમાં પીડાના માર્યા આમતેમ પડખાં ફેરવી કણસી રહેલા લોકોથી ભરી ભરી છે. જો તમને તેઓને બધાને મારી નાખવાની અને તેમની પીડામાંથી છોડાવવાની સત્તા આપવામાં આવે તો શું તમે તેમ ન કરો?

**મહારાજ** - તે નક્કી કરવાનું હું તેમના પર છોડું.

# હું તે છું

**સાધક** - પરંતુ જો તેમની નિયતિ પીડા સહેવાની જ હોય તોર? તમે તેમાં કઈ રીતે દખલ કરી શકો?

મહારાજ - જે કંઇ બને છે તે તેમની નિયતિ છે. નિયતિમાં કોઇ અવરોધ નથી. શું તમે એવું કહેવા માગો છો કે દરેક જણનું જીવન તેના જન્મ સમયે જ પૂર્ણપણે નિશ્ચિત થઈ જાય છે? કેવો વિચિત્ર ખ્યાલ! જો તેમ જ હોત તો જે સત્તા નિશ્ચિત કરે છે તેણે જ એ બાબતનું ધ્યાન રાખ્યું હોત કે કોઇને સહન કરવાનું જ ન બને.

**સાધક** - કારણ અને તેની અસર બાબતે આપનું કહેવું શું છે?

**મહારાજ** - દરેક ક્ષણ પોતાનામાં પૂરા ભૂતકાળને સમાવે છે અને પૂરા ભવિષ્યને સર્જે છે.

**સાધક** - પરંતુ શું ભૂત અને ભવિષ્ય અસ્તિત્વ ધરાવે છે?

**મહારાજ** - માત્ર મનમાં જ. કાળ મનથી છે , સ્થળ મનથી છે . કાર્યકારણનો નિયમ તે પણ વિચારવાની એક રીત છે. વાસ્તવમાં સઘળું અહીં અને અત્યારે જ છે અને સઘળું એક છે . બહુવિધતા અને વિવિધતા માત્ર મનથી જ છે.

**સાધક** - તો પણ આપ દુઃખથી રાહત આપવાની તરફેણમાં છો, પછી ભલે તે માટે અસાધ્ય રોગનો ભોગ બનેલા રુગ્ણ શરીરનો નાશ કરવો પડે.

**મહારાજ** - ફરી તમે બહારની બાજુએથી જુઓ છો જયારે હું અંદરથી જોઉં છું. હું કોઇ પીડિતને નથી જોતો, હું જ પીડિત છું. હું તેને અંદરથી જાણું છું અને જે કંઇ યોગ્ય હોય તે સહજપણે અને અનાયાસ કરું છું. હું કોઇ નિયમોને અનુસરતો નથી કે કોઇ નિયમોનું પ્રતિપાદન કરતો નથી. હું જીવન સાથે વહું છું - શ્રદ્ધાપૂર્વક અને વિનાઅવરોધ.

**સાધક** - તેમ છતાંયે આપ ખૂબ જ વ્યવહારિક માણસ લાગો છો અને આપની આસપાસનો માહોલ આપના પૂરા નિયંત્રણમાં હોય તેવું લાગે છે.

**મહારાજ** - તો હું બીજું શું હોઉં તેવી તમે અપેક્ષા રાખો છોર ક્યાંય સુમેળ ન હોય તેવી વ્યક્તિ?

**સાધક** - તેમ છતાંયે આપ બીજાને વધારે મદદ નથી કરી શકતા.

ભ**મહારાજ** - ચોક્કસ કરી શકું વળી. તમે પણ મદદ કરી શકો. દરેક જણ મદદ કરી શકે. પરંતુ દુઃખ સઘળો સમય સર્જાતું રહે છે. પોતાની અંદર રહેલા દુઃખના મૂળનો માત્ર માણસ પોતે જ નાશ કરી શકે. અન્ય લોકો તેને દુઃખમાં મદદ કરી શકે, પરંતુ તેના દુઃખના કારણને દૂર કરવામાં નહીં, આ જ તો માવનજાતની ઘોર મૂખાઈ છે.

**સાધક** - શું આ મૂર્ખાઇનો કદીયે અંત આવશે ખરો?

મહારાજ - મનુષ્યમાં - ચોક્કસ. કોઇ પણ ઘડીએ. માનવજાતમાં - જેવી આપણે તેને જાણીએ છીએ તેમાં - ઘણાં બધાં વરસો બાદ. સૃષ્ટિમાં - કદીયે નહીં - કારણ કે સૃષ્ટિના ખુદનાં મૂળિયા અજ્ઞાનમાં છે; દ્રવ્ય ખુદ અજ્ઞાન છે. ન જાણવું, અને એ ન જાણવું કે પોતે જાણતો નથી તે જ અનંત યાતનાનું કારણ છે.

**સાધક** - અમને મહાન અવતારો વિશે, જગતના ઉદ્ધારકો વિશે કહેવામાં આવતું હોય છે.

**મહારાજ** - શું તેઓએ જગતને બચાવ્યું? તેઓ આવ્યા છે અને ગયા છે - અને જગત ભારે પગલે ચાલતું રહ્યું છે. અલબત્ત, તેઓએ ઘણું બધું કર્યું અને માનવ મનનાં નવાં આયામોને છતા કર્યા. પરંતુ જગતનો ઉદ્ધાર કરવાની વાત કરવી તે કંઇક અતિશયોક્તિપૂર્ણ છે.

**સાધક** - તો શું જગતનો ઉદ્ધાર જ નથી?

# હું તે છું

**મહારાજ -** તમે કયા જગતનો ઉધ્ધાર કરવા માગો છો? તમે પોતે પ્રક્ષેપિત કર્યું છે તે જગતનો? તમારી જાતનો ઉધ્ધાર કરો. મારા જગતની વાત કરો છો? મને મારું જગત બતાવો અને હું તેની સાથે કામ પાડીશ. મારી જાતથી અલગ હોય એવા કોઇ જગતની મને જાણ નથી, અને તે જગતનો ઉધ્ધાર કરવા કે ન કરવા બાબતે હું મુક્ત છું. જયારે જગતને તમારાથી જ બચાવવાની આવશ્યકતા છે ત્યારે જગતને બચાવવા સાથે વળી તમારે શી લેવાદેવા છે? ચિત્રમાંથી બહાર નીકળો અને પછી જુઓ કે બચાવવા જેવું પાછળ કંઇ રહે છે ખરું.

**સાધક** - આપ એ મુદ્દા પર ભાર મૂકતા હો તેવું લાગે છે કે તમારા વિના તમારા જગતનું અસ્તિત્વ ન હોત, તેથી તમે તેના માટે માત્ર એટલું જ કરી શકો કે તમારી તે માયાને સંકેલી લો. આ કંઇ ઉપાય નથી. જગત મારું પોતાનું સર્જન હોય તો પણ આ જ્ઞાન તેને બચાવતું નથી. તે માત્ર તેનો ખુલાસો આપે છે એટલું જ. એ પ્રશ્ન તો ખડો જ રહે છે કે: આવા દીનદરિદ્ર જગતને મે શા માટે સજર્યું અને તેને બદલવા હું શું કરી શકું? આપ એવું કહેતા લાગો છો કે : તે સઘળાને ભૂલી જાઓ અને તમારી પોતાની ગરિમાની પ્રસંશા કરો. એટલું તો ચોક્કસ કે આપનો કહેવાનો અર્થ એવો તો ન જ હોય. રોગનું વર્ણન અને તેના કારણો જાણવા માત્રથી કંઈ રોગ મટી ન જાય. આપણને આવશ્યકતા છે યોગ્ય દવાની.

**મહારાજ -** જે રોગ મૂર્ખાઈ અને જડબુધ્દ્વિને કારણે થયો હોય તેનો ઈલાજ તેનું વર્ણન અને તેના કાર્યકારણનું જ્ઞાન છે. જે રીતે કોઇ ઉણપને કારણે થતા રોગનો ઉપાય તે ઉણપને દૂર કરવી તે છે, તે રીતે જીવવાના રોગને વિવેક-વૈરાગ્યના સારા એવા સેવનથી મટાડી શકાય છે.

**સાધક** - પૂર્ણતાના ઉપદેશો આપીને તમે જગતને ન બચાવી શકો. લોકો જેવા છે તેવા છે. શું તેઓએ દુઃખી થવું જ જોઈએ?

**મહારાજ -** જયાં સુધી તેઓ જેવા છે તેવા છે ત્યાં સુધી દુઃખમાંથી છૂટકારો મેળવવાનો કોઈ ઉપાય નથી. અલગતાનો ભાવ દૂર કરો અને કોઈ અથડામણ નહીં રહે.

**સાધક** - એવું બને કે મુદ્રિત સંદેશામાં માત્ર કાગળ અને શાહી જ હોય. મહત્ત્વનું તો છે તેના વડે થયેલું લખાણ. જગતનું તત્ત્વો અને ગુણોમાં વિશ્લેષણ કરીને આપણે સૌથી અગત્યની બાબત ચૂકી જઈએ છીએ - તેની પાછળ રહેલો અર્થ. દરેક બાબતને સ્વપ્નમાં ઘટાવવાની આપની વાત એક જીવડા અને એક કવિના સ્વપ્ન વચ્ચેના તફાવતને અવગણે છે. સઘળું સ્વપ્ન છે, મંજૂર. પરંતુ સઘળાં સ્વપ્નો સમાન નથી.

**મહારાજ -** સ્વપ્નો સમાન નથી, પરંતુ સ્વપ્ન જોનાર એક જ છે. હું જીવડું છું. હું કવિ છું - સ્વપ્નમાં. પરંતુ વાસ્તવમાં હું બેમાંથી એક પણ નથી. હું સઘળાં સ્વપ્નોની પેલે પાર છું. હું એ પ્રકાશ છું જેમાં સઘળાં સ્વપ્નો દેખાય છે અને અદશ્ય થાય છે. હું બક્ષે છું - સ્વપ્નની અંદર પણ અને સ્વપ્નની બહાર પણ. જે રીતે માથું દુઃખતું હોય તે માણસ દુઃખાવાને પણ જાણતો હોય છે અને પોતે તે દુઃખાવો નથી તે પણ જાણતો હોય છે તે રીતે હું સ્વપ્નને પણ જાણું છું, મારી જાતને સ્વપ્ન જોતી જાણું છું અને સ્વપ્ન ન જોતી પણ જાણું છું - સઘળું એક જ સમયે. હુંએ જ છું જે હુંપહેલાં છું, સ્વપ્ન દરમિયાન છું અને સ્વપ્ન બાદ છું. પરંતુ સ્વપ્નમાં હું જે જોઉં છું તે હું નથી.

**સાધક** - વાત આખી કલ્પનાની છે. કોઈ એવી કલ્પના કરે છે કે તે સ્વપ્ન જોઈ રહ્યું છે, બીજું કોઈ કલ્પના કરે છે કે તે સ્વપ્ન નથી જોઈ રહ્યું. શું બન્ને સમાન નથી?

**મહારાજ -** સમાન છે અને સમાન નથી પણ . બે સ્વપ્નો વચ્ચેના અંતરાલ તરીકે સ્વપ્ન ન જોવાની ક્રિયા પણ અલબત્ત સ્વપ્ન જોવાની ક્રિયાનો જ ભાગ છે. વાસ્તવિકતા પરની સ્થિર પકડ તરીકે અને વાસ્તવિક્તામાં સમયરહિત વાસ તરીકે સ્વપ્ન ન જોવાની ક્રિયાને સ્વપ્ન જોવા સાથે કશી લેવાદેવા નથી. તે અર્થમાં હું કદીયે સ્વપ્ન જોતો નથી, કદીયે જોઇશ નહીં.

**સાધક** - જો સ્વપ્ન અને સ્વપ્નમાંથી છૂટકારો બજે કલ્પનાઓ જ હોય તો પછી તેમાંથી બહાર નીકળવાનો ઉપાય શો છે?

**મહારાજ** - બહાર નીકળવાના કોઈ ઉપાયની જરૂર જ નથી! શું તમે એ નથી જોતા કે બહાર નીકળવાનો ઉપાય પણ સ્વપ્નનો જ એક ભાગ છે? તમારે માત્ર એટલું જ કરવું પડે કે સ્વપ્નને સ્વપ્ન તરીકે જોવું પડે.

**સાધક** - જો હું દરેક બાબતને સ્વપ્ન તરીકે રદબાતલ કરવાનો અભ્યાસ શરૂ કરું તો પછી તે મને ક્યાં દોરી જશે?

**મહારાજ** - તે તમને જ્યાં પણ દોરી જશે તે સ્વપ્ન જ હશે. સ્વપ્નની પેલે પાર જવાનો ખ્યાલ જ ભ્રામક છે. ક્યાંય પણ જવું જ શા માટે? બસ એટલું જ સમજો કે તમે એક સ્વપ્ન જોઈ રહ્યા છો જેને તમે જગત કહો છો અને તેમાંથી બહાર નીકળવાના ઉપાયો શોધવાનું બંધ કરો. તે સ્વપ્ન તમારી સમસ્યા નથી. તમારી સમસ્યા એ છે કે તમને સ્વપ્નનો એક ભાગ ગમે છે અને બીજો ભાગ નથી ગમતો. કાં તો બધાને ચાહો, અથવા તો તેમાંના એક પણને ન ચાહો, અને ફરિયાદો કરવાનું બંધ કરો. જયારે તમે સ્વપ્ને સ્વપ્ન તરીકે જોઈ લીધું છે તો પછી જે કંઈ આવશ્યક છે તે તમે કરી લીધું છે.

**સાધક** - શું સ્વપ્ન જોવાની ક્રિયા વિચારવાને કારણે છે?

**મહારાજ** - સઘળો ખેલ વિચારનો જ છે. નિર્વિકલ્પ સમાધિમાં કશાયનો અનુભવ નથી થતો. મૂળ ખ્યાલ "હું છું' છે. તે વિશુધ્દ્ ચૈતન્યની અવસ્થાને હતી નહોતી કરી નાખે છે જેને પરિણામે અસંખ્ય સંવેદનાઓ અને અનુભવો, લાગણીઓ અને ખ્યાલો જન્મે છે જે સમગ્રપણે ઈશ્વર અને તેના જગતને રચે છે. "હું છું' સાક્ષી તરીકે રહે છે, પરંતુ સઘળું બને છે તો ઈશ્વરના સંકલ્પ વડે જ.

**સાધક** - મારા સંકલ્પ વડે શા માટે નહીં?

**મહારાજ** - ફરી તમે તમારી જાતને વિભક્ત કરી - ઈશ્વર અને સાક્ષીમાં. બન્ને એક જ છે.

## હવે તમે મુક્ત છો [૩૦]

સાધક - મનુષ્ય અને વિશ્વની પ્રકૃતિ વિશે ઘણા બધા સિધ્દ્ધાંતો છે. સર્જનવાદ, માયાવાદ, સ્વપ્નવાદ - તેવા કેટલાયે સિધ્દ્ધાંતો છે. સાચો ક્યો છે?

**મહારાજ** - બધા જ સાચા છે, બધા જ ખોટા છે. તમને જે સૌથી વધારે ગમે તે તમે પસંદ કરી શકો છો.

**સાધક** - આપ સ્વપ્નના સિધ્દ્ધાંતની - સ્વપ્નવાદની - તરફેણ કરતા લાગો છો.

**મહારાજ** - આ સઘળી શબ્દોની રમતો છે. કેટલાક એકની તરફેણ કરે છે તો વળી બીજાઓ બીજા કોઈની. સિધ્દ્ધાંતો નથી તો ખરા હોતા કે નથી તો ખોટા. તે સઘળા જેનો ખુલાસો આપી શકાય તેમ નથી તેનો ખુલાસો આપવાના પ્રયાસો છે. સવાલ સિધ્દ્ધાંતનો નથી, પરંતુ તેને જે રીતે ચકાસવામાં આવે છે તેનો છે. સિધ્દ્ધાંતની ચકાસણી તેને ફળદાયી બનાવતી હોય છે. તમે ચાહો તે સિધ્દ્ધાંત પર પ્રયોગ કરો - જો તમે ખરેખર ઉત્કટ અને પ્રમાણિક હશો તો તમે વાસ્તવિકતાને ચોક્કસ પામશો. એક જીવાત્મા તરીકે તમે એક અસુરક્ષિત અને દુઃખદ પરિસ્થિતિમાં ફસાયા છો અને તમે તેમાંથી બહાર નીકળવાનો ઉપાય શોધી રહ્યા છો. તમારી સમક્ષ તમારા કેદખાનાના કેટલાક નકશાઓ રજૂ કરવામાં આવી રહ્યા છે, જેમાંનો એક પણ તદ્ન સાચો નથી. પરંતુ જો તમે

તીવ્ર ઉત્કટતા ધરાવતા હશો તો જ તેઓ કશાક મૂલ્યના છે. તમને મુક્ત કરે છે તમારી ઉત્કટતા, નહીં કે સિધ્ધાંત.

**સાધક** - એવું બને કે સિધ્ધાંત ગેરમાર્ગે દોરનારો હોય અને ઉત્કટતા - આંધળી.

**મહારાજ** - તમારી સત્યનિષ્ઠા તમને રસ્તો દેખાડશે. આઝાદી અને પૂર્ણતાના લક્ષ્ય પ્રત્યેની તમારી ભક્તિ તમને સઘળાં સિધ્ધાંતો અને તંત્રોનો ત્યાગ કરવા અને જ્ઞાન, બ્રુધ્ધિ અને સક્રીય પ્રેમ વડે જીવવા પ્રેરશે. એવું બને કે શરૂઆત કરવા પૂરતા સિધ્ધાંતો સારા હોય, પરંતુ જેટલા વહેલા તેમને ત્યજવામાં આવે તેટલું સારું.

**સાધક** - એક યોગી છે જે એવું કહે છે કે સાક્ષાત્કાર માટે અષ્ટાંગ યોગ જરૂરી છે; સંકલ્પશક્તિ એકલી જ પૂરતી છે. જે સિધ્ધ કરતા અન્ય લોકોને દાયકાઓ લાગે છે તેને અનાયાસ અને ઝડપે પ્રાપ્ત કરવા માટે શુધ્ધ સંકલ્પશક્તિમાં પૂર્ણ આત્મવિશ્વાસ સાથે લક્ષ્ય પર એકાગ્ર થવું પૂરતું છે.

**મહારાજ** - એકાગ્રતા, પૂર્ણ આત્મવિશ્વાસ, શુધ્ધ સંકલ્પ! નવાઈ નથી કે આવી સંપત્તિ સાથે કોઈ ઝડપે પરબ્રહ્મને પામે. જેણે એક સિવાયની સઘળી ઈચ્છાઓનો ત્યાગ કર્યો છે તેવા પરિપક્વ મુમુક્ષુ માટે સંકલ્ઃશનો આ યોગ યોગ્ય છે. આખરે તો, હૃદય અને મનની અડગતા સિવાય સંકલ્પ વળી બીજું શું છેઃ! આવી અડગતા સાથે કંઈ પણ સિધ્ધ કરી શકાય.

**સાધક** - મને લાગે છે કે યોગીનો કહેવાનો અર્થ લક્ષ્યની માત્ર અડગતા એવો જ નહોતો થતો, કે જે અવિરત અનુશીલન અને અમલીકરણમાં પરિણમતી હોય. તેનો કહેવાનો અર્થ તો એ હતો કે લક્ષ્ય પર સ્થિર થયેલા સંકલ્પને કોઈ અનુશીલન કે અમલીકરણની આવશ્યકતા નથી રહેતી. સંકલ્પ હોવા માત્રની હકીકત તેના લક્ષ્યને આકર્ષે છે.

**મહારાજ** - તમારે તેને જે નામ આપવું હોય તે આપોઃ સંકલ્પ, અડગ લક્ષ્ય, કે મનની એકાગ્રતા, તમે ફરીને તો પાછા ઉત્કટતા, નિષ્ઠા, પ્રમાણિકતા પર જ આવો છો. જ્યારે તમે અત્યંત ઉત્ટક હો છો ત્યારે તમે દરેક ઘટનાને, તમારા જીવનની એકેએક પળને તમારા લક્ષ્ય ભણી જ વાળો છો. અન્ય બાબતો પર તમે તમારા સમય અને ઊર્જાનો દુર્વ્યય નથી કરતા. તમે પૂર્ણપણે સમર્પિત હો છો, તેને સંકલ્પ કહો, પ્રેમ કહો, કે નરી પ્રમાણિકતા કહો. અંદરના અને બહારના બશ્ત્રે મોરચે લડી રહેલા આપણે જટીલ જીવો છીએ. સઘળો સમય આપણે આપણો જ વિરોધ કરી રહ્યા હોઈએ છીએ, ગઈ કાલનું કરેલું આજે ઉવેખી રહ્યા હોઈએ છીએ. નવાઈ નથી કે આપણે ફસાઈ ગયેલા છીએ. વ્યક્તિત્વની લગરીક જેટલી સુગ્રથિતતા સારો એવો તફાવત સર્જશે.

**સાધક** - વધારે શક્તિશાળી કઈ બાબત છે, ઈચ્છા કે નિયતિ?

**મહારાજ** - ઈચ્છા નિયતિને આકાર આપે છે.

**સાધક** - અને નિયતિ ઈચ્છાને આકાર આપે છે. મારી ઈચ્છાઓ આનુવાંશિકતાને અને સંજોગોને કારણે, તકો અને આકસ્મિકતાઓને કારણે - જેને આપણે નિયતિ કહીએ છીએ તેને કારણે ઘડાઈ છે.

**મહારાજ** - હા, તમે તેવું કહી શકો.

**સાધક** - એવું કયું બિંદુ છે કે જ્યાં આગળ હું જે ઈચ્છવા માગું છું તે ઈચ્છવા માટે મુક્ત છું?

**મહારાજ** - અત્યારે તમે મુક્ત છો. તમે શું ઈચ્છવા માગો છો? ઈચ્છો તેને.

**સાધક** - અલબત્ત હું ઈચ્છવા માટે મુક્ત છું, પરંતુ મારી ઈચ્છા પ્રમાણે વર્તવા હું મુક્ત નથી. અન્ય આવેગો મને ભટકાવી દેશે. મારી ઈચ્છાઓ પૂરતી શક્તિશાળી નથી, પછી ભલેને મારી તેને મંજૂરી હોય. અન્ય ઈચ્છાઓ કે જેને મારી મંજૂરી નથી તે વધારે શક્તિશાળી છે.

# હું તે છું

**મહારાજ** - એવું બને કે તમે તમારી જાતને છેતરી રહ્યા હો. કદાચ તમે તમારી ખરી ઈચ્છાઓને અભિવ્યક્તિ આપી રહ્યા હો અને જેને તમારી મંજૂરી છે તેવી ઈચ્છાઓ માત્ર આદરતે ખાતર સપાટી પર રાખવામાં આવી હોય.

**સાધક** - એવું બને કે આપ જે કહો છો તે પ્રમાણે પણ હોય, પરંતુ આ એક અન્ય સિદ્ધાંત થયો. હકીકત એ છે કે મને જે ઈચ્છાઓ ઈચ્છવા યોગ્ય લાગે છે તે ઈચ્છવા હું મુક્ત હોઉં તેવું મને લાગતું નથી, અને જ્યારે મને એવું લાગે છે કે હું યોગ્ય રીતે વિચારું છું ત્યારે હું તે પ્રમાણે વર્તતો નથી.

**મહારાજ** - તે સઘળું મનની નબળાઈ અને મગજની વિભક્તતાને કારણે છે. તમારા મનને સુગ્રથિત અને શક્તિશાળી બનાવો અને તમે જોશો કે તમારા વિચારો અને લાગણીઓ, શબ્દો અને કૃત્યો તમારા સંકલ્પની દિશામાં એકાગ્ર થશે.

**સાધક** - ફરી પૂર્ણતાની સલાહ! મનને સુગ્રથિત અને શક્તિશાળી કરવું તે કંઈ સરળ કાર્ય નથી! મારે શરૂઆત કઈ રીતે કરવી?

**મહારાજ** - શરૂઆત તો તમે જયાં ખડા છો ત્યાંથી જ કરી શકો. તમે અહીં અને અત્યારે છો, તમે અહીં અને અત્યારમાંથી છટકી ન શકો.

**સાધક** - પરંતુ અહીં અને અત્યારે હું શું કરી શકું?

**મહારાજ** - તમે તમારા સ્વરૂપથી જાગ્રત થઈ શકો - અહીં અને અત્યારે.

**સાધક** - બસ એટલું જ?

**મહારાજ** - બસ એટલું જ. વધારે કશુંયે નહીં.

**સાધક** - મારી જાગ્રતાવસ્થા અને સ્વપ્રાવસ્થા દરમિયાન હું મારી જાતથી સભાન/જાગ્રત છું. તેનાથી મને ખાસ કંઈ મદદ નથી મળતી.

**મહારાજ** - તમે વિચારવા, અનુભવવા, કરવાથી સભાન હતા. તમે તમારા સ્વરૂપથી સભાન નહોતા.

**સાધક** - ક્યું નવું ઘટક હું વચ્ચે લઈ આવું તેવું આપ ઈચ્છો છો?

**મહારાજ** - તમારા વિશુદ્ધ સાક્ષીત્તના વલણને, ઘટનાઓમાં સામેલ થયા વિના તેમને નિહાળવાની ક્રિયાને.

**સાધક** - તેની મારા પર શી અસર થશે?

**મહારાજ** - નબળી માનસિકતા બુદ્ધિના અને સમજના અભાવને કારણે છે, અને બુદ્ધિનો તથા સમજનો અભાવ વળી પાછો અજાગ્રતપણાને કારણે છે. જાગ્રત થવાનો જોરદાર પ્રયત્ન કરીને તમે તમારા મનને સુગ્રથિત કરો છો અને તેને શક્તિશાળી બનાવો છો.

**સાધક** - એવું બને કે જે કંઈ ચાલી રહ્યું છે તેનાથી હું પૂર્ણપણે જાગ્રત હોઉં, અને તેમ છતાંયે તેને કોઈ રીતે પ્રભાવિત ન કરી શકતો હોઉં.

**મહારાજ** - તમારી ભૂલ થાય છે. જે કંઈ ચાલી રહ્યું છે તે તમારા મનનું પ્રક્ષેપણ છે. નબળું મન તેના પોતાના પ્રક્ષેપણોને નિયંત્રણમાં ન રાખી શકે. માટે તમારા મન અને તેનાં પ્રક્ષેપણોથી સાવધાન રહો. તમે જેને જાણતા નથી તેને નિયંત્રણમાં ન રાખી શકો. તો બીજે પક્ષે જ્ઞાન તાકાત બક્ષે છે. વ્યવહારમાં તે ખૂબ જ સરળ છે. તમારી જાતને નિયંત્રણમાં રાખવા - તમારી જાતને જાણો.

**સાધક** - એવું પણ બને કે હું મારી જાતને નિયંત્રણમાં રાખવા સમર્થ બનું, પરંતુ શું એવું બને ખરું કે હું જગતમાં વ્યાપ્ત અંધાધૂંધી સાથે કામ પાડી શકું?

# હું તે છું

**મહારાજ** - જગતમાં કોઈ અંધાધૂંધી છે જ નહીં, સિવાય કે તમારું મન જે અંધાધૂંધી સર્જે છે તે. તે એ અર્થમાં સ્વ-સર્જિત છે કે તેના કેન્દ્રમાં એ ખોટો ખ્યાલ રહેલો છે કે અન્ય ચીજો કરતાં તમે એક જુદો અને અલગ ચીજ છો. વાસ્તવમાં તમે નથી તો કોઈ ચીજ કે નથી તો તમે અલગ. તમે અનંત ગલિત ક્ષમતા છો, અખૂટ સંભાવના છો. તમે છો તેના કારણે જ સઘળું હોઈ શકે છે. વિશ્વ એ કશુંક બનવાની તમારી અસીમ ગુંજાઈશનું આંશિક પ્રગટીકરણ નહીં તો બીજું શું છે.

**સાધક** - મને લાગે છે કે હું પૂર્ણપણે સુખની ઈચ્છા અને દુઃખના ભય વડે દોરવાયો દોરવાઉં છું. ભલે મારી ઈચ્છા ગમે તેટલી ઉમદા હોય કે મારો ભય ગમે તેટલો વાજબી હોય, પરંતુ સુખ અને દુઃખના બે ધ્રુવો વચ્ચે મારું જીવન આંદોલિત થયા કરે છે.

**મહારાજ** - દુઃખ અને સુખના, ઈચ્છા અને ભયના મૂળમાં જાઓ. અવલોકન કરો, તપાસ કરો, પરીક્ષણ કરો, સમજવાનો પ્રયત્ન કરો.

**સાધક** - ઈચ્છા અને ભય બન્ને લાગણીઓ છે જે શારીરિક કે માનસિક પરિબળોનું પરિણામછે. તેઓ છે તે હકીકત છે, સરળતાથી તેમને અવલોકી શકાય છે. પરંતુ તેઓ છે શા માટે? હું સુખની ઈચ્છા શા માટે કરું છું અને દુઃખથી ભયભીત શા માટે છું?

**મહારાજ** - સુખ અને દુઃખ મનની અવસ્થાઓ છે. જયાં સુધી તમે એવું વિચારશો કે તમે મન છો, અથવા તો તેથીયે વિશેષ તો શરીર-મન છો, ત્યાં સુધી તમે આવા પ્રશ્નો ખડા કરવાના જ.

**સાધક** - અને જ્યારે મને એવો સાક્ષાત્કાર થશે કે હું આ શરીર નથી, ત્યારે શું ઈચ્છા અને ભયથી મુક્ત થઈશ ખરો?

**મહારાજ** - જ્યાં સુધી શરીર છે અને તેને રક્ષવા માટે મન છે ત્યાં સુધી આકર્ષણ અને અપાકર્ષણ તો રહેવાનાં જ. ઘટનાઓ દરમિયાન તેમની હાજરી રહેવાની જ, પરંતુ તેની સાથે તમારે કોઈ નિસ્બત નહીં હોય. તમારા ધ્યાનનું કેન્દ્ર બીજે ક્યાંક હશે. તમે બેધ્યાન નહીં થાઓ.

**સાધક** - તો પણ તેઓ ત્યાં હોવાનાં તો ખરાં જ. શું કોઈ તેનાથી કદીયે સાવ મુક્ત નહીં થાય?

**મહારાજ** - અત્યારે પણ તમે સાવ મુક્ત જ છો. તમે જેને નિયતિ (કર્મ) કહો છો તે તમારી પોતાની જીવવાની ઈચ્છાનું જ પરિણામ છે. આ ઈચ્છા કેટલી પ્રબળ છે તે તમે મૃત્યુની વૈશ્વિક ભયાનકતા પરથી નક્કી કરી શકો છો.

**સાધક** - કેટલીક વાર લોકો સ્વૈચ્છિકપણે પણ મૃત્યુ પામતા હોય છે.

**મહારાજ** - જ્યારે વિકલ્પ મૃત્યુ કરતાં પણ ભયાનક હોય છે ત્યારે. પરંતુ મૃત્યુ પામવા માટેનો આવો રાજીપો જીવવા માટેની ઈચ્છા જેવા સ્રોતમાંથી જ વહી આવતો હોય છે, જે સ્ત્રોત જીવનના ખુદના કરતાંયે વધારે ઊંડો છે. જીવંત અસ્તિત્વ એ કંઈ આખરી અવસ્થા નથી; તેની પણ પેલે પાર કશુંક છે; ક્યાંય વધારે અદ્ભૂત, જે આસ્તિ(છલાં1ટ) પણ નથી કે નાસ્તિ(1011- છલાં1ટ) પણ નથી, જીવંત(1પ1ૃ) પણ નથી કે ના-જીવંત(101-1111ૃ) પણ નથી.તે શુધ્ધ પ્રજ્ઞાની અવસ્થા છે, સમય અને સ્થળની મર્યાદાઓની પેલે પાર. એક વાર એ ભ્ મણા દૂર થઈ કે પોતે શરીર-મન છે કે મૃત્યુ તેની ભયાનકતા ગુમાવી બેસે છે, તે જીવનનો એક હિસ્સો બની જાય છે.

## ધ્યાનને ઓછું ન આંકો [૩૧]

**સાધક** - હું આપને જોઉં છું અને મને એવું લાગે છે કે આવકનો ખૂબ જ મર્યાદિત એવો સ્રોત ધરાવતા આપ એક ગરીબ માણસ લાગો છો, અને અન્ય સૌ માફક આપ પણ ગરીબીની અને વૃધ્ધાવસ્થાની સઘળી સમસ્યાઓ ધરાવો છો.

**મહારાજ** - હું ધનવાન હોત તો પણ તેથી શો ફરક પડ્યો હોત? હું જે છું તે છું. અન્ય હું શું હોઇ શકું? નથી તો હું ધનવાન કે નથી તો હું ગરીબ, હું હું પોતે છું.

**સાધક** - તેમ છતાંયે આપ સુખ અને દુઃખ અનુભવી રહ્યા છો.

**મહારાજ** - હું આ સઘળું ચેતનામાં અનુભવી રહ્યો છું, પરંતુ નથી તો હું ચેતના કે નથી તો હું તેની સામગ્રી(€૦॥11૯111).

**સાધક** - આપ કહો છો કે આપણા સત્સ્વરૂપમાં તો આપણે સૌ એકસમાન છીએ. તો પછી એમ કેમ કે આપનો અનુભવ અમારા અનુભવ કરતાં આટલો બધો અલગ છે?

**મહારાજ** - મારો ખરેખરો અનુભવ અલગ નથી. અલગ તો પડે છે મારાં મૂલ્યાંકન અને વલણ. તમે જે જગત જુઓ છો તે જ જગત હું જોઉં છું, પરંતુ એ જ રીતે નહીં. તેમાં કશુંયે રહસ્યમય નથી. દરેક વ્યક્તિ પોતાના વિશે પોતાનો જે ખ્યાલ ધરાવે છે તેના દ્વારા જગતને જુએ છે. જેવી તમે તમારી જાતને હોવાનું વિચારશો તેવું તમે જગતને હોવાનું વિચારશો. જો તમે તમારી જાતને જગતથી અલગ હોવાનું કલ્પશો તો તમને જગત તમારી જાતથી અલગ દેખાશે અને તમને ઈચ્છા અને ભયનો અનુભવ થશે. હું જગતને મારી જાતથી અલગ નથી જોતો અને માટે મારા માટે કશુંયે ઇચ્છવા જોગ કે ભય રાખવા જોગ નથી.

**સાધક** - આપ જગતમાં એક પ્રકાશબિંદુ છો. દરેક જણ નથી.

**મહારાજ** - મારી અને બીજાઓ વચ્ચે કોઇ જ તફાવત નથી, સિવાય કે હું મારી જાતને જેવી છે તેવી જાણું છું. હું જ સઘળું છું. હું તે ખાતરીપૂર્વક જાણું છું અને તમે તે નથી જાણતા.

**સાધક** - આમ આપણે અલગ તો પડીએ જ છીએ ને!

**મહારાજ** - ના, આપણે અલગ નથી પડતા. તફાવત માત્ર મનમાં જ છે અને હંગામી છે. હું તમારા જેવો જ હતો, તમે મારા જેવા હશો.

**સાધક** - ઈશ્વરે જબરું વિવિધતાપૂર્ણ જગત બનાવ્યું છે!

**મહારાજ** - વિવિધતા માત્ર તમારામાં છે. તમારી જાતને જેવી છે તેવી જુઓ અને તમને જગત જેવું છે તેવું દેખાશે - એટલે કે એક અને અખંડ વાસ્તવિક્તા રૂપે, અવિભાજ્ય અને અવર્ણનીય. તેના પર તમારી પોતાની સર્જનશક્તિ એક ચિત્ર પ્રક્ષેપિત કરે છે અને તમારા સઘળા પ્રશ્નો તે ચિત્રના સંદર્ભમાં છે.

**સાધક** - તિબેટના કોઇ યોગીએ એવું લખ્યું છે કે ઈશ્વર કોઈક હેતુસર જગતને સર્જે છે અને તેને કોઇ યોજના પ્રમાણે ચલાવે છે. હેતુ ભલો છે અને યોજના અત્યંત ડહાપણભરી છે.

**મહારાજ** - આ સઘળું હંગામી છે જયારે હું શાશ્વત સાથે કામ પાડી રહ્યો છું. ઈશ્વરો અને તેમનાં વિશ્વો આવતાં જતાં રહે છે, અવતારો અનંતપણે શૃંખલાબધ્ધ રીતે એકબીજાને અનુસરતા રહે છે, અને અંતે આપણે પાછા સ્રોત પર આવીએ છીએ. હું તો સઘળા ઈશ્વરોની તેમના સઘળા વિશ્વો, ભૂત, વર્તમાન અને ભવિષ્ય સમેત સમયરહિત સ્રોતની જ માત્ર વાત કરી રહ્યો છું.

## હું તે છું

**સાધક** - શું આપ તે સૌને જાણો છો શું તેઓ તમને યાદ છે?

**મહારાજ** - જ્યારે થોડાક છોકરાઓ ભેગા થઇને રમૂજ ખાતર કોઇક નાટક ભજવે ત્યારે તેમાં જોવાનુંયે શું હોય અને યાદ રાખવાનુંયે શું હોય!

**સાધક** - અરધી માનવજાત માદા શા માટે છે અને અરધી માનવજાત નર શા માટે છે?

**મહારાજ** - તેમના સુખ ખાતર. સંબંધોના સુખ ખાતર અવ્યક્ત (અવૈક્તિક) વ્યક્ત(વૈયક્તિક) બને છે. મારા ગુરુના અનુગ્રહને કારણે હું અવ્યક્ત તેમજ વ્યક્તને સમદૃષ્ટિએ જોઇ શકું છું. મારા માટે બન્ને એક છે. જીવનમાં વ્યક્ત અવ્યક્તમાં ભળી જાય છે.

**સાધક** - અવ્યક્તમાંથી વ્યક્ત કઇ રીતે ઉભરી આવે છે?

**મહારાજ** - તે બન્ને એક જ પરબ્રહ્મનાં પાસાંઓ છે. તેમાંથી કોઇ પહેલું અને કોણ પછી તે રીતે વાત કરવી તે યોગ્ય નથી. આ સઘળા ખ્યાલો જાગ્રત અવસ્થાના છે.

**સાધક** - જાગ્રત અવસ્થા શાનાથી છે?

**મહારાજ** - સઘળાં સર્જનોના મૂળમાં ઈચ્છા રહેલી છે . ઈચ્છા અને કલ્પના એકબીજાને પાળે છે અને પોષે છે. ચોથી અવસ્થા (તુર્યાવસ્થા) તે વિશુદ્ધ સાક્ષીત્વની અવસ્થા છે, અનાસક્ત સમાધિની અવસ્થા છે, વૈરાગી અને શબ્દરહિત અવસ્થા છે. તે આકાશ જેવી છે જે તેમાં આવેલી કોઇ પણ સામગ્રીથી અસરરહિત છે. ત્યાં સુધી શારીરિક કે માનસિક કોઈ તકલીફો નથી પહોંચતી - તેઓ "ત્યાં' બહાર જ રહે છે, જયારે સાક્ષી હમેશાં "અહીં' હાજરાહજૂર હોય છે.

**સાધક** - વાસ્તવિક શું છે, આત્મનિષ્ઠ કે વસ્તુનિષ્ઠ? હું એવું માનવાને પ્રેરાઉં છું કે વસ્તુનિષ્ઠ જગત વાસ્તવિક છે અને મારી આત્મનિષ્ઠ મનોવસ્થા પરિવર્તનશીલ અને અનિત્ય છે. આપ એવો દાવો કરતા હો તેવું લાગે છે કે વાસ્તવિકતા તમારી અંતઃ અને આત્મલક્ષી અવસ્થાઓ છે અને નક્કર એવા બાહ્ય જગતને આપ કોઈ જ વાસ્તવિકતા બક્ષતા નથી, તેનો આપ સદંતર નકાર ભણો છો.

**મહારાજ** - આત્મનિજ્ અને વસ્તુનિષ્ઠ બન્ને પરિવર્તનશીલ અને અનિત્ય છે. તેમાં વાસ્તવિક કહેવાય તેવું કશું જ નથી. ક્ષણિકમાં શાશ્વતને, દરેક અનુભવમાં રહેલા અચલ ઘટકને, શોધો.

**સાધક** - આ અચલ ઘટક કયો છે?

**મહારાજ** - જો તમારામાં તેને જોવાની ક્ષમતા નહીં હોય તો મારા તેને વિવિધ નામો આપવાથી કે વિવિધ રીતે તેને દર્શાવવાથી તમને ખાસ કંઇ મદદ નહીં મળે . નબળી દૃષ્ટિવાળા માણસને ભલેને તમે ગમે તેટલો પ્રેરિત કરો પરંતુ વૃક્ષની ડાળી પર રહેલા પોપટને તે નહીં જુએ. વધારેમાં વધારે તો તે તમારી ચીંધી રહેલી આંગળીને જોશે. પ્રથમ તો તમારી દૃષ્ટિને વિશુદ્ધ કરો, તાકી રહેવાને બદલે જોતા શીખો, અને તમને પોપટનો અનુભવ થશે. વળી તમે જોવાને આતુર પણ હોવા જ જોઇએ.. આત્મજ્ઞાન માટે તમારે નિર્મળતા અને ઉત્કટતાની આવશ્યકતા છે. તમારે હૃદય અને મનની પરિપક્વતાની આવશ્યકતા છે, જે માટે તમે જે કંઇ થોડું ઘણું સમજ્યા છો તેને રોજબરોજના જીવનમાં હૃદયપૂર્વક લાગુ પાડવાનું છે. યોગમાં કોઇ પણ પ્રકારનું સમાધાન ન ચાલે. યોગમાં સમાધાન જેવું કંઇ છે જ નહીં. જો તમે કોઇ પાપ આચરવા માગતા હો તો તે હૃદયપૂર્વક અને ખુલ્લંખુલ્લા આચરો. પાપોમાં પણ ઉત્કટ પાપી માટે કોઇકને કોઇક બોધપાઠો રહેલા છે - જે રીતે ગુણોમાં ઉત્કટ સંત માટે રહેલા છે. ખતરનાક તો છે આ બન્નેની એકબીજામાં થઇ જતી ભેળસેળ. તમારા માર્ગને રૂંધવા માટે સમાધાન જેવું અસરકારક અન્ય કશુંયે ન હોઈ શકે, કારણ કે તે જેના વિના કશું જ ન કરી શકાય તેવી તમારી ઉત્કટતાના અભાવને દર્શાવે છે.

# હું તે છું

**સાધક** - સાદગી સામે મને કોઈ વાંધો નથી પરંતુ વ્યવહારમાં હું સુખસુવિધાને ખૂબ પસંદ કરું છું. સુખની નજીક જવાની અને દુઃખથી દૂર ભાગવાની ટેવ મારા હાડમાંસમાં એવી તો વણાઈ ગઈ છે કે સૈદ્ધાંતિક સ્તરે ખૂબ જીવંત દેખાતા મારા સઘળા શુભ ઈરાદાઓ રોજબરોજના જીવનમાં ક્યાંય મૂળિયાં નથી નાખતા. હું પ્રમાણિક નથી તેવું કહેવું મને મદદરૂપ નથી થતું, કારણ કે મને એ જ ખબર નથી કે મારી જાતને પ્રમાણિક કઈ રીતે બનાવવી.

**મહારાજ** - નથી તો તમે પ્રમાણિક કે નથી તો તમે અપ્રમાણિક - માનસિક અવસ્થાઓને નામ આપવાં તે તમારો રાજીપો કે નારાજીપો દર્શાવવા માટે જ માત્ર સારું છે. સમસ્યા તમારી નથી –તે તમાર મનની જ માત્ર છે. તમારી જાતને તમારા મનથી અલગ કરવાથી શરૂઆત કરો. દૃઢ નિર્ધારિપૂર્વક તમારી જાતને યાદ દેવડાવો કે તમે મન નથી અને તેની સમસ્યાઓ તે તમારી સમસ્યાઓ નથી.

**સાધક** - એવું બને કે હું મારી જાતને કહ્યો રાખું કે : "હું મન નથી, મારે તેની સમસ્યાઓ સાથે કોઈ લેવાદેવા નથી', પરંતુ મન તો રહે જ છે અને તેની સમસ્યાઓ પણ જેમની તેમ જ રહે છે. હવે, કૃપા કરી એમ ન કહેશો કે તે એ કારણે છે કે હું પૂરતો ઉત્કટ નથી અને મારે વધારે ઉત્કટ બનવું જોઈએ! હું તે જાણું છું અને સ્વીકારું છું અને આપને માત્ર એટલું જ પૂછું છું કે - તે કઈ રીતે કરવામાં આવે છે?

**મહારાજ** - ઓછામાં ઓછું તમે પૂછી તો રહ્યા છો! શરૂઆત કરવા માટે આટલું પૂરતું છે. કોઈ ઉપાય શોધી કાઢવા આતુર રહેવા સતત ઊંડું વિચારતા રહો, વિસ્મય પામતા રહો. તમારી જાતથી સભાન રહો, તમારા મનને નિહાળો, તેના પર તમારું પૂરું ધ્યાન આપો. ઝડપી પરિણામોની અપેક્ષામાં ન રહો; એવું બને કે તમારા ધ્યાનમાં કોઈ પરિણામ ન પણ આવે. તમને ખબર પણ નહીં હોય અને તમારી મનોવસ્થા પરિવર્તન પામશે, તમારી વિચાર કરવાની ક્રિયામાં વધારે સ્પષ્ટતા આવશે, તમારા અનુભવવાની ક્રિયામાં વધારે જાગરૂકતા આવશે, તમાર વર્તનમાં વધારે શુદ્ધિ આવશે. તમારે આ બાબતોને તમારું લક્ષ્ય બનાવવાની આવશ્યકતા નથી - ફેરફારોના તમે આપોઆપ સાક્ષી બનશો. કારણ કે હાલ તમે જે છો તે તમારી બેહોશીના પરિણામરૂપ છો અને તમે જે બનો છો તે ધ્યાનનું ફળ હશે.

**સાધક** - ધ્યાન આપવા માત્રથી જ, હોશપૂર્વક જીવવા માત્રથી જ આટલો બધો તફાવત શા માટે પડતો હોય છે?

**મહારાજ** - અત્યાર સુધીનું તમારું જીવન તામસી (પ્રમાદી) અને રાજસી (બેચેન) હતું. ધ્યાન, સતર્કતા , જાગ્રતિ, સ્પષ્ટતા, જીવંતતા, તરવરાટ આ સૌ સુગ્રથિતતાનાં - તમારા ખરા સ્વભાવ સાથેના ઐક્ય(સાત્તવિક્તા)નાં - પ્રગટીકરણો છે. સત્ત્વની પ્રકૃતિ જ એવી છે કે તે તમસ અને રજસનું સમાધાન કરે અને તેમને શિથિલ કરે અને આત્માના ખરા સ્વભાવ પ્રમાણે વ્યક્તિત્વનું પુનઃનિર્માણ કરે. સત્ત્વ આત્માનો સદાયે જાગ્રત અને આજ્ઞાંકિત એવો વફાદાર સેવક છે.

**સાધક** - અને હું શું હોશપૂર્વક જીવવા માત્રથી તેને પામીશ?

**મહારાજ** - ધ્યાન/હોશને ઓછું ન આંકો. તે એટલે રસ અને પ્રેમ પણ. જાણવા, કરવા, શોધવા, કે સર્જવા તમારે તમારું હૃદય તેને સમર્પિત કરવું પડે - તે જ વળી ધ્યાન કે હોશ. સઘળા આશીર્વાદો, અનુગ્રહો તેનું જ પરિણામ છે.

**સાધક** - આપ અમને "હું છું' પર એકાગ્ર થવાની સલાહ આપો છો. શું આ પણ ધ્યાનનું જ એક સ્વરૂપ છે?

# હું તે છું

**મહારાજ** - તો વળી બીજું શું? તમારા જીવનમાં સૌથી મહત્ત્વની બાબત તમે પોતે છો, તે પર તમારું અવિભક્ત ધ્યાન કેન્દ્રિત કરો. તમારા વ્યક્તિગત વિશ્વના કેન્દ્ર તમે પોતે છો - તે કેન્દ્રને જાણ્યા વિના તમે અન્ય શું જાણી શકો?

**સાધક** - પરંતુ હું મને પોતાને કઈ રીતે જાણી શકું? મને પોતાને જાણવા મારે પોતાનાથી વેગળા થવું પડે. પરંતુ મારાથી જે વેગળું છે તે હું ન હોઈ શકું. માટે, એવું લાગે છે કે હું મને પોતાને ન જાણી શકું, સિવાય કે હું મને પોતાને જે સમજતો હોઉં.

**મહારાજ** - તદ્ન સાચું. જે રીતે તમે તમારો ચહેરો નથી જોઈ શકતા, પરંતુ તેના દર્પણમાંના પ્રતિબિંબને જ જોઈ શકો છો, તે જ રીતે વિશુધ્ધ જાગ્રતિના - એટલે કે પ્રજ્ઞાના - નિષ્કલંક દર્પણમાં પ્રતિબિંબિત તમારા પ્રતિબિંબને જ તમે માત્ર જોઇ શકો છો.

**સાધક** - હું આવું નિષ્કલંક દર્પણ કઈ રીતે પ્રાપ્ત કરી શકું?

**મહારાજ** - દેખીતું જ છે કે ક્લંકોને દૂર કરીને. ક્લંકોને જુઓ અને તેને દૂર કરો. પુરાણું જ્ઞાન બિલકુલ સાચું કહે છે.

**સાધક** - જોવું એટલે શું અને દૂર કરવું એટલે શું?

**મહારાજ** - પૂર્ણ દર્પણની પ્રકૃતિ એવી છે કે તમે તેને ન જોઇ શકો. જે કંઇ પણ તમે જોઇ શકો તે કલંક જ હોય. તેનાથી મોં ફેરવી લો, તેનો ત્યાગ કરો, જાણો કે તે અવાં છિત છે.

**સાધક** - અનુભવી શકાય તે સઘળું શું કલંકો જ છે?

**મહારાજ** - સઘળું ક્લંકો જ છે.

**સાધક** - સમગ્ર જગત શું કલંક છે?

**મહારાજ** - હા, ક્લંક છે.

**સાધક** - કેટલું ભયાનક કહેવાય! તો પછી, વિશ્વનું શું કોઈ મૂલ્ય નથી?

**મહારાજ** - તેનું અપરંપાર મૂલ્ય છે. તેની પેલે પાર જઈને, તેને અતિક્રમી જઇને તમે તમારી જાતને પામો છો, તમને તમારી જાતનો સાક્ષાત્કાર થાય છે.

**સાધક** - પરંતુ પહેલી વાત તો એ જ કે તે અસ્તિત્વમાં જ શા માટે આવ્યું?

**મહારાજ** - તેનો અંત આવશે ત્યારે તે તમારા જાણવામાં આવશે.

**સાધક** - શું તેનો કદીયે અંત આવશે ખરો?

**મહારાજ** - હા, તમારા માટે.

**સાધક** - તેની શરૂઆત ક્યારે થઈ હતી?

**મહારાજ** - અત્યારે.

**સાધક** - તેનો અંત ક્યારે આવશે?

**મહારાજ** - અત્યારે.

**સાધક** - તેનો અંત અત્યારે નથી આવતો.

**મહારાજ** - તમે તેનો અંત નથી આવવા દેતા.

**સાધક** - હું તેનો અંત લાવવા માગું છું.

**મહારાજ** - તમે નથી લાવવા માગતા. તમારું સમગ્ર જીવન તે સાથે જોડાયેલું છે. તમારો ભૂતકાળ અને ભવિષ્યકાળ, તમારી ઇચ્છાઓ અને ભીતિઓ, સઘળાનાં મૂળિયાંઓ જગતમાં છે. જગત વિના તમે ક્યાં હતા, તમે કોણ છો?

**સાધક** - પરંતુ તે જ શોધી કાઢવા તો હું આવ્યો હતો.

**મહારાજ** - અને હું તમને તે જ તો કહી રહ્યો છું: પેલે પાર પગ મૂકવા જેટલું કરો અને સઘળું સ્પષ્ટ અને સરળ થઈ જશે.

## જીવન જ સર્વોત્તમ ગુરુ છે [૩૨]

**સાધક** - અમે બક્ષે દૂરના દેશોએથી આવ્યા છીએ; અમારામાંનો એક બ્રિટીશ છે, અને બીજો અમેરિકન છે. અમે જે જગતમાં જન્મ્યા હતા તે હતું નહોતું થઈ રહ્યું છે, અને યુવાન હોવાથી અમે ચિંતિત છીએ. વૃદ્ધ લોકોને તો છે કે પોતે પોતાના મોતે મરશે, પરંતુ યુવાનોને તેવી કોઇ આશા નથી. એવું બને કે અમારામાંના કેટલાક હત્યા કરવાની ના પાડે, પરંતુ અમારામાં કોઇ એવો નથી કે જે હત્યાનો શિકાર બનવાની ના પાડી શકે. શું અમે અમારા જીવન દરમિયાન એવી આશા રાખી શકીએ ખરા કે અમે આ જગતને ઠેકાણે લાવી શકીએ?

**મહારાજ** - એવું તમે શાથી વિચારો છો કે જગત નાશ પામવાનું છે?

**સાધક** - વિનાશના સાધનો માન્યામાં ન આવે તેટલા વિનાશક બની રહ્યા છે, શક્તિશાળી બની રહ્યા છે. વળી, આપણી ઉત્પાદકતા પણ કુદરતની અને આપણાં સાસ્કૃતિક અને સામાજિક મૂલ્યોની વિનાશક બની છે.

**મહારાજ** - તમે વર્તમાન સમયની વાત કરી રહ્યા છો. તેવું તો સઘળે સદાયથી બનતું આવ્યું છે. પરંતુ એવું બને કે આવી હતાશાકારી પરિસ્થિતિ હંગામી અને સ્થાનિક હોય. એક વાર તેનો અંત આવતાં તે ભૂલાઈ જશે.

**સાધક** - માથે જે દુર્ઘટનાનું જોખમ તોળાઇ રહ્યું છે તે માન્યામાં ન આવે તેટલું વિરાટ છે. આપણે એક વિસ્ફોટની વચ્ચે જીવીએ છીએ.

**મહારાજ** - દરેક માણસ એક્લો સહન કરે છે અને એકલો મરે છે. કેટલી સંખ્યામાં લોકો મરે છે તે વાત અપ્રસ્તુત છે. દસ લાખ માણસ મરે કે એક મરે, મોત તો મોત જ છે.

**સાધક** - કુદરત લાખોની સંખ્યાબંધ પ્રમાણમાં હત્યા કરે છે, પરંતુ તેનાથી મને ગભરામણ નથી થતી. તે પાછળ કોઈ કરુણતા કે રહસ્ય રહેલું હોય તેવું બને, પરંતુ ક્રૂરતા તો નથી જ હોતી. મને ગભરાટ તો વ્યાપે છે માનવ-સર્જિત યાતના, વિનાશ અને તારાજીથી. સર્જન અને વિસર્જન બાબતે કુદરત વિરાટ છે. પરંતુ માણસના કૃત્યોમાં તો હલકાપણું અને પાગલપણ હોય છે.

**મહારાજ** - ખરુ. તો આમ તમારી સમસ્યા દુઃખ અને મૃત્યુ નથી. પરંતુ તેના મૂળમાં રહેલ હલકાપણું અને પાગલપણ છે. હલકાપણું એ પણ શું પાગલપણનું એક રૂપ નથી? અને પાગલપણ એ શું મનનો દુરુપયોગ નથી? માનવજાતની સમસ્યા માત્ર મનના દુરુપયોગના કારણે જ છે. જે માણસ તેના મનનો યોગ્ય ઉપયોગ કરવા રાજી છે, સંકલ્પબદ્ધ છે તેની સમક્ષ કુદરત અને આત્માના સઘળા ખજાનાઓ ખુલ્લા પડયા છે.

# હું તે છું

**સાધક** - મનનો યોગ્ય ઉપયોગ એટલે શું?

**મહારાજ** - ભય અને લાલસા મનના દુરુપયોગનાં કારણો છે. મનનો ખરો ઉપયોગ પ્રેમ, જીવન, સત્ય અને સૌંદર્યની સેવા કરવામાં રહેલો છે.

**સાધક** - કરવા કરતાં કહેવું સહેલું છે. સત્ય માટે, માણસ માટે પ્રેમ, સદ્‌ભાવ - કેવી રૂડી રૂડી વાતો છે! જગતને ઠીક કરવા આપણને તેમની સારી એવી આવશ્યકતા છે, પરંતુ તે આપણને આપશે કોણ?

**મહારાજ** - સત્ય અને પ્રેમ માટે, સદ્બુદ્ધિ અને સદ્‌ભાવ માટે જો તમે ભગવાનને અને માણસને આજીજી કરવા બહાર બીજે ક્યાંક નજર દોડાવતાં રહ્યા તો તો યુગોના યુગો જતા રહેશે - કશાયે પરિણામ વિના સાવ જ વ્યર્થ. તમારે તમારી જાતમાં શોધ ચલાવવી પડે, તમારા પોતાનાથી શરૂઆત કરવી પડે - આ જ કદીયે ન ઉવેખી શકાય તેવો નિયમ છે. ચહેરો બદલ્યા વિના તમે તેનું પ્રતિબિંબ ન બદલી શકો. સૌ પહેલાં તો એ સમજો કે તમારું જગત તમારું પોતાનું જ પ્રતિબિંબ છે અને પ્રતિબિબમાં ખામીઓ જોવાનું બંધ કરો. તમારી જાત પર ધ્યાન આપો, તેને ઠીક કરો - માનસિક તેમજ લાગણીકીય રીતે. શારીરિક તેની પાછળ આપોઆપ જ ઠીક થશે. તમે ઘણા બધા પ્રકારના સુધારાઓની વાત કરો છોઃ આર્થિક, સામાજિક, રાજકીય. સુધારાઓને તેમના પોતાના પર છોડો અને તમારા ધ્યાનને સુધારો કરનાર પર કેન્દ્રિત કરો. જે માણસ જડબુદ્ધિ છે , તૃષ્ણાભર્યો છે , નિર્દય છે તે માણસ કેવા પ્રકારના જગતને સર્જી શકે?

**સાધક** - જો આપણે હૃદયપરિવર્ત માટે રાહ જોવી પડે તેમ હોય તો તો આપણે અનંત કાળ સુધી રાહ જોવી પડશે? આપની સલાહ ક્ષતિરહિત પૂર્ણતાની છે, જે નિરાશાપ્રેરક પણ છે. જ્યારે સઘળું પૂર્ણ હશે ત્યારે જગત પૂર્ણ હશે. કેવી નકામી સત્યવાદિતા!

**મહારાજ** - મે તેવું નહોતું કહ્યું. મે તો માત્ર એટલું જ કહ્યું હતું કેઃ તમે તમારી જાતને બદલ્યા પહેલાં જગતને ન બદલી શકો. મે એવું નહોતું કહ્યું કે - દરેક જણને બદલ્યા પહેલાં. નથી તો તે આવશ્યક કે નથી તો અન્યોને બદલવું શક્ય. પરંતુ જો તમે તમારી જાતને બદલી શક્યા તો તમે જોશો કે અન્ય કોઈ પરિવર્તનની જરૂર નથી. ચિત્રને બદલવા તમે માત્ર ફિલ્મને બદલો છો, તમે કંઈ સીનેમાના પડદા પર હુમલો નથી કરતા.

**સાધક** - આપ આપની બાબતે આટલા બધા ખાતરીબદ્ધ કઈ રીતે હોઈ શકો? આપે એ કઈ રીતે જાણો છો કે આપ જે કહો છો તે સત્ય છે ?

**મહારાજ** - હું મારી જાત બાબતે ખાતરીબદ્ધ છું તેવું નથી. હું તો તમારી બાબતે ખાતરીબદ્ધ છું. તમારે માટે માત્ર એટલું જ આવશ્યક છે કે જે તમને તમારી અંદરથી મળી શકે તેમ છે તેની તમે બહાર શોધ ચલાવવાની બંધ કરો. તમે કામ કરવાનું ચાલુ કરો તે પહેલાં તમારી દૃષ્ટિને ઠીક કરો. તમે તીવ્ર ગેરસમજના ભોગ બનેલા છો. તમારા મનને સાફ કરો, તમારા હૃદયને નિર્મળ કરો, તમારા જીવનને પવિત્ર બનાવો - તમારા જગતને બદલવા માટેનો આ સૌથી ઝડપી ઉપાય છે.

**સાધક** - આટલા બધા સંતો અને રહસ્યવાદીઓ જીવ્યા અને મર્યા. તેઓએ તો મારું જગત ન બદલ્યું!

**મહારાજ** - તેઓ કઈ રીતે બદલી શકે? તમારું જગત એ તેઓનું જગત નથી, કે નથી તો તેમનાં જગતો તમારાં.

**સાધક** - પરંતુ એટલું તો ચોક્કસ કે સૌ માટે હંકીકતોનું જગત તો સામાન્ય જ છે.

**મહારાજ** - વસ્તુઓનું, ઊર્જા અને દ્રવ્યનું જગત? વસ્તુઓનું અને બળોનું આવું કોઈ સૌ માટે સામાન્ય જગત હોય તો પણ તે એ જગત નથી જેમાં આપણે જીવીએ છીએ. આપણું જગત તો લાગણીઓ અને વિચારોનું, આકર્ષણો અને અપાકર્ષણોનું, જુદા જુદા પ્રમાણના મૂલ્યોનું, પ્રેરકબળો અને

# હું તે છું

ઉત્તેજનાબળોનું છે - તે પૂર્ણપણે માનસિક જગત જ છે. જૈવિક રીતે આપણને ખૂબ જ ઓછાની આવશ્યક્તા છે; આપણી સમસ્યાઓ જુદા જ પ્રકારની છે. ઇચ્છાઓ અને ભીતિઓ અને ખોટા ખ્યાલો વડે સર્જાયેલી સમસ્યાઓ માત્ર મનના સ્તરે જીવન જ સર્વોચ્ચમ ગુરુ જ હલ કરી શકાય. તમારે મનને જીતવું જ પડે અને તે માટે તમારે તેની પેલે પાર જવું પડે.

**સાધક** - મનની પેલે પાર જવું એટલે વળી શું?

**મહારાજ** - તમે શરીરની પેલે પાર જતા રહ્યા છો, ખરું કે નહીં? તમારે પાચન, રુધિરાભિસરણ કે ઉત્સર્જન પર બારીક ધ્યાન નથી રાખવું પડતું. આ ક્રિયાઓ સ્વયંસંચાલિત બની ગઈ છે, તે આપોઆપ ચાલ્યા કરે છે. તે જ રીતે મને પણ તેના પર ધ્યાન આપવાની જરૂર ન પડે તે રીતે સ્વયંસંચાલિતપણે ચાલવું જોઈએ. જયાં સુધી મન કશીયે ખામી વિના નહીં ચાલે ત્યાં સુધી આવું નહીં બને. આપણા મોટા ભાગના સમય દરમિયાન આપણે મન અને દેહથી સભાન હોઈએ છીએ, કારણ કે તેમને એકધારી મદદની જરૂર રહે છે. શરીર એટલે જ પીડા અને યાતના અને મન તેના પર ધ્યાન આપવા માટે સતત બૂમાબૂમ મચાવતું રહે છે. શરીરની પેલે પાર જવા તમારે તંદુરસ્ત હોવું પડે; મનની પેલે પાર જવા તમારે તમારા મનને બિલકુલ વ્યવસ્થિત રાખવું પડે. તેને અખાડા જેવું રાખીને તમે તેની પેલે પાર ન જઈ શકો. તે અખાડો તમને રૂંધી રાખશે. “તમારા કચરાને ઠેકાણે પાડો' તે વૈશ્વિક નિયમ લાગે છે. અને ન્યાયી પણ ખરો.

**સાધક** - શું હું આપને એ પૂછી શકું કે આપ મનની પેલે પાર કેવી રીતે ગયા હતા?

**મહારાજ** - મારા ગુરુની કૃપાને કારણે.

**સાધક** - આ કૃપા કયા પ્રકારની હતી?

**મહારાજ** - શું સત્ય છે તે તેઓએ મને કહ્યું હતું.

**સાધક** - તેઓએ આપને શું કહ્યું હતું?

**મહારાજ** - તેઓએ મને કહ્યું હતું કે હું પરબ્રહ્મ છું.

**સાધક** - આપે તે બાબતે શું કર્યું?

**મહારાજ** - મેં તેમના પર વિશ્વાસ કર્યો અને તે યાદ રાખ્યું.

**સાધક** - બસ એટલું જ?

**મહારાજ** - હા, તેમને યાદ રાખ્યા; તેમણે જે કહ્યું તે મે યાદ રાખ્યું.

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે આટલું જ પૂરતું હતું?

**મહારાજ** - વધારે વળી શું કરવું આવશ્યક છે? ગુરુને અને તેમના શબ્દોને યાદ રાખવા તે જ ઘણું બધું હતું. તમને મારી સલાહ તો તેનાથીયે ઓછી મુશ્કેલ છે - બસ તમારી જાતને, તમારા સ્વરૂપને યાદ રાખો. તમારા મનને સાજું કરવા અને તમને પેલે પાર લઈ જવા માટે “હું છું' ભાવમાં સ્થિત થવું જ પૂરતું છે. થોડીક શ્રધ્ધા રાખો. હું તમને ગેરમાર્ગે નહીં લઈ જાઉં. તેવું મારે શા માટે કરવું જોઈએ? શું મને તમારી પાસેથી કોઈક અપેક્ષા છે? હું તમારું ભલું ઈચ્છું છું - તે મારો સ્વભાવ છે. મારે શા માટે તમને ગેરમાર્ગે દોરવા જોઈએ વળી તમારી સામાન્ય સમજ પણ તમને કહેશે કે કોઈક ઈચ્છાની પરિપૂર્તિ માટે તમારે તમારા મનને તે પર સ્થિર કરવું પડે. જો તમે તમારા ખરા સ્વભાવને જાણવા માગતો હો તો તમાર સ્વરૂપનું રહસ્ય છતું ન થાય ત્યાં સુધી સઘળો સમય તમારા મનમાં તમારી જાતનું સ્મરણ રહેવું જ જોઈએ.

**સાધક** - એવું કેમ કે આત્મ-સ્મરણ વ્યક્તિને આત્મ-સાક્ષાત્કાર પર લઈ આવે?

# હું તે છું

**મહારાજ** - કારણ કે તે એકની એક અવસ્થાના બે પાસાંઓથી વિશેષ કશુંયે નથી. આત્મ-સ્મરણ મનમાં છે, જ્યારે આત્મ-સાક્ષાત્કાર મનની પેલે પાર છે. દર્પણમાંનું પ્રતિબિંબ દર્પણની પેલે પારના ચહેરાનું છે.

**સાધક** - સરસ. પરંતુ તે પાછળનો હેતુ શો છે?

**મહારાજ** - અન્યોને મદદ કરવા વ્યક્તિએ પોતે મદદની આવશ્યક્તાની પેલે પાર જવું પડે.

**સાધક** - હું તો બસ સુખી થવા માગું છું.

**મહારાજ** - સુખી કરવા સુખી રહો.

**સાધક** - અન્ય લોકો તેમનું ફોડી લેશે.

**મહારાજ** - મારા વહાલા સાહેબ, તમે અન્યોથી અલગ નથી. જે સુખ તમે વહેંચી નથી શક્તા તે સુખ બનાવટી હોય છે. જેને વહેંચી શકાય છે તે જ ખરું ઈચ્છનીય હોય છે.

**સાધક** - સાચું કહ્યું, પરંતુ શું મારે ગુરુની જરૂર છે? આપ મને જે કહો છો તે સરળ અને ગળે ઉતરે તેવું છે. હું તે યાદ રાખીશ. શું આ બાબત આપને મારા ગુરુ નથી બનાવતી?

**મહારાજ** - કોઈ વ્યક્તિની પૂજા તે કંઈ મહત્ત્વની બાબત નથી, પરંતુ તે કૃત્ય પાછળની અડગતા અને ગહનતા જ મહત્ત્વના છે. જીવન પોતે જ સર્વોચ્ચ ગુરુ છે; તેના બોધપાઠો પર ધ્યાન આપો અને તેના આદેશો પ્રત્યે આજ્ઞાંકિત રહો. જયારે તમે તેમના સ્ત્રોતોને વ્યક્તિગત રૂપ આપશો ત્યારે તમને બાહ્ય ગુરુ મળશે; જ્યારે તમે તેમને સીધા જીવનમાંથી ગ્રહણ કરશો ત્યારે ગુરુ તમને તમારી અંદર જોવા મળશે. તમારી બહારના કે અંદરના ગુરુના શબ્દને યાદ રાખો, તેથી વિસ્મય પામો, તેના પર ઊંડો વિચાર કરો, તે સાથે જીવો, તેને ચાહો, વિકસીને તે બનો, તેની સાથે વિકસતા રહો, તેને આત્મસાત કરો. સઘળું તે પર ન્યોચ્છાવર કરો અને સઘળું તમને આવી મળશે. હું તે જ કરી રહ્યો હતો. મારો સઘળો સમય હું મારા ગુરુને અને તેમણે જે કહ્યું હતું તેને જ આપી રહ્યો હતો.

**સાધક** - વ્યવસાયે હું લેખક છું. શું આપ મને કોઈ સલાહ આપી શકશો, વિશેષ કરીને મારા માટે જ?

**મહારાજ** - લેખન એ પ્રતિભા પણ છે અને કૌશલ્ય પણ છે. પ્રતિભામાં વૃદ્ધિ પામો અને કૌશલ્યમાં વિક્સો. જે કંઈ ઈચ્છવા યોગ્ય છે તેને ઈચ્છો અને તેને સારી રીતે ઈચ્છો. ટોળામાંથી પસાર થતી વખતે જે રીતે લોકો વચ્ચેથી તમે તમારો માર્ગ કરતા હો છો તે રીતે દિશા ગુમાવ્યા વિના ઘટનાઓ વચ્ચેથી તમે તમારો માર્ગ કરો. તે સરળ છે, જો તમે ઉત્કટ હોતો.

**સાધક** - આપ કેટલીયે વાર ઉત્કટ હોવાની આવશ્યકતાનો ઉલ્લેખ કરો છો. પરંતુ અમે કંઈ એક જ સંકલ્પ ધરાવતા હોઈએ તેવા મનુષ્યો નથી. અમે તો ઈચ્છાઓ અને જરૂરિયાતોના, સહજવૃત્તિઓ અને આવેગોના શંભુમેળાઓ છીએ. તેઓ એકબીજા પર ધસી આવતા હોય છે, કોઈક વાર એકનું તો કોઈક વાર બીજાનું પ્રભુત્વ હોય છે, પરંતુ લાંબા સમય માટે નહીં.

**મહારાજ** - જરૂરીયાતો કોઈ જ નથી, માત્ર ઈચ્છાઓ જ છે.

**સાધક** - ખાવું, પીવું, પોતાના શરીરને આશરો આપવો; જીવવું?

ભશ - જીવવાની ઈચ્છા તે જ એક માત્ર બુનિયાદી ઈચ્છા છે. અન્ય સઘળી તેના પર આધાર રાખે છે.

**સાધક** - અમે જીવીએ છીએ, કારણ કે અમારે જીવવું પડે છે.

**મહારાજ** - આપણે જીવીએ છીએ કારણ કે આપણે સંવેદનાગત અસ્તિત્વ માટે તડપતા હોઈએ છીએ.

**સાધક** - આટલી બધી વિશ્વવ્યાપી બાબત કંઈ ખોટી ન હોઈ શકે.

**મહારાજ** - અલબત્ત, ખોટી ન જ હોઇ શકે. તેના પોતાના સ્થાને અને સમયે કશું જ ખોટું નથી. પરંતુ જ્યારે તમારે સત્ય સાથે, વાસ્તવિકતા સાથે નિસ્બત હોય ત્યારે તમારે એકેએક બાબત સામે પ્રશ્ન ખડો કરવો જ પડે, તમારા જીવન સામે પણ. સંવેદનાગત અને બૌદ્ધિક અનુભવની જરૂરીયાતનો આગ્રહ રાખીને તમે તમારી તપાસને સુવિધાઓ પૂરતી મર્યાદિત બનાવી દો છો.

**સાધક** - હું સુવિધાની નહીં પરંતુ સુખની શોધમાં છું.

**મહારાજ** - મન અને શરીરની સુવિધાની પેલે પારના કયા સુખને તમે જાણો છો?

**સાધક** - તે સિવાય અન્ય કોઈ સુખ છે ખરું?

**મહારાજ** - તમારી જાતે જ શોધી કાઢો. એકેએક આવેગ સાપે પ્રશ્ન ઉઠાવો, કોઈ ઈચ્છાને વાજબી ન માનો. શારીરિક અને માનસિક આસક્તિઓથી, સઘળી નિસ્બતોથી રિક્ત બનો, શોધ પ્રત્યે ખુલ્લા રહો.

**સાધક** - ભારતીય આધ્યાત્મિક પરંપરાનો એક અંશ એવું કહે છે કે કોઈ સંત મહાત્માના સત્સંગમાં રહેવું જ માત્ર મોક્ષ માટે પૂરતું છે અને અન્ય કોઈ સાધનની આવશ્યકતા રહેતી નથી. આપ શા માટે કોઈ આશ્રમની સ્થાપના નથી કરતા કે જેથી લોકો આપની નજીક રહી શકે?

**મહારાજ** - જે ઘડીએ મેં કોઈ સંસ્થા સ્થાપી કે હું તેનો ગુલામ બની જઈશ. હકીકતમાં સૌ માટે હું પ્રાપ્ય જ છું. સહિયારું છાપરું અને સહિયારો આહાર લોકોને વધારે આવકાર્ય નહીં હોય. "નજીક રહેવું' તેનો અર્થ એવો નથી થતો કે એક જ હવા શ્વસતા હોઈએ. તેનો અર્થ તો થાય છે શ્રધ્ધા અને આજ્ઞાંકિતતા, ગુરુના શુભ ઈરાદાઓને એળે ન જવા દેવા. તમારા ગુરુને હંમેશને માટે તમારા હ્રદયમાં રાખો અને તેના ઉપદેશોને યાદ રાખો - આ જ સત્યમાં ખરો વાસ છે. ભૌતિક નજીકતા નહીંવત્ મહત્ત્વની છે. તમારા સમગ્ર જીવનને તમારા ગુરુ પ્રત્યેની શ્રધ્ધા અને પ્રેમની અભિવ્યક્તિ બનાવો - આ જ ગુરુ સાથેનો ખરો નિવાસ છે.

## સઘળું આપોઆપ બને છે [૩૩]

સાધક - શું જ્ઞાનીને મૃત્યુ આવતું હોય છે?

**મહારાજ** - તે જીવન અને મૃત્યુની પેલે પાર છે. જે વાતને - જન્મવું અને મરવું – આપણે અનિવાર્ય સમજતા હોઈએ છીએ તે તેને માટે અચલમાં ચલને, પરિવર્તનરહિતમાં પરિવર્તનને, અંતહીનમાં અંતને અભિવ્યક્ત કરવાની એક રીત છે. જ્ઞાની માટે એ સાવ સ્પષ્ટ હોય છે કે નથી તો કશુંયે જન્મતું અને નથી તો કશુંયે મૃત્યુ પામતું, નથી તો કશુંયે ટકી રહેતું અને નથી તો કશુંયે પરિવર્તન પામતું , સઘળું જેમ છે તેમ છે - અનંત કાળથી.

**સાધક** - આપ કહો છો જ્ઞાની પેલે પાર છે. શાની પેલે પાર? જ્ઞાનની પેલે પાર?

**મહારાજ** - જ્ઞાન ઉદ્ભવે છે અને આથમે છે. ચૈતન્ય અસ્તિત્વમાં આવે છે અને મટી જાય છે. તે તો દરરોજની ઘટનાની અને અવલોકનની વાત છે. આપણે સૌ જાણીએ છીએ કે કેટલીક વાર આપણે ભાનમાં હોઈએ છીએ અને કેટલીક વાર નથી હોતા. જ્યારે આપણે ભાનમાં નથી હોતા ત્યારે તે બેહોશી આપણને અંધકાર અને રિક્તતા તરીકે દેખાય છે. પરંતુ જ્ઞાની પોતાની જાત સભાન પણ નથી

કે અભાન પણ નથી તે બાબતે જાગ્રત હોય છે, વિશુદ્ધપણે જાગ્રત હોય છે, મનની ત્રણ અવસ્થાઓ અને તેમની સામગ્રીનો સાક્ષી હોય છે.

**સાધક** - આ સાક્ષીત્વની શરૂઆત ક્યારે થાય છે?

**મહારાજ** - જ્ઞાનીને માટે કશાનો આદિ કે અંત નથી. જે રીતે મીઠું પાણીમાં ઓગળી જાય છે તે રીતે સઘળું વિશુદ્ધ હોવાપણા([૦૫૧૯ છંલાં1છ - સત્સ્વરૂપ)માં ઓગળી જાય છે. શાણપણ શાશ્વતકાળથી અવાસ્તવિક(1111૯દ્ાં - અસત્ય, અનિત્ય)ને નકારતું રહ્યું છે. અવાસ્તવિકને જોવું તે જ શાણપણ છે. આની પેલે પાર અવ્યક્ત([11€%]21€55101૯) રહેલું છે.

**સાધક** - મારી એવી દઢ માન્યતા છે કે : "આ શરીર જ હું છું*. મંજૂર કે હું ગેરશશાણપણભરી વાત કરી રહ્યો છું. પરંતુ પોતાને આ શરીર તરીકે, શરીર-મન તરીકે, મન-શરીર તરીકે, કે પછી વિશુદ્ધ મન તરીકે અનુભવવાની અવસ્થા - ક્યારે શરૂ થઈ હતી?

**મહારાજ** - ચૈતન્યની કોઈ શરૂઆતની તમે વાત ન કરી શકો. શરૂઆતનો અને સમયનો ખ્યાલ ખુદ જ ચૈતન્યના દાયરામાં આવી જાય છે. કશાયની શરૂઆતની અર્થપૂર્ણ વાત કરવા તમારે તેનાથી બહાર થવું પડે, બહાર પગ મૂકવો પડે. અને જે ઘડીએ તમે પગ બહાર મૂક્યો કે તમને ભાન થાય છે કે આવું કંઈ છે નહીં અને હતું નહીં. છે તો માત્ર વાસ્તવિકતા અને વાસ્તવિક્તા જ - જેમાં કોઈ પણ ચીજને પોતાનાથી પોતાનું અસ્તિત્વ નથી. જેમ સમુદ્રનાં મોજાં સમુદ્રથી અલગ નથી હોતા તેમ સઘળા અસ્તિત્વનાં મૂળિયાં હોવાપણામાં જ રહેલાં છે.

**સાધક** - હકીકત એ છે કે અહીં અને અત્યારે જ હું આપને પૂછી રહ્યો છું કે - "હું આ શરીર છું' તેવી લાગણી ક્યારે ઉદ્ભવી હતી? મારા જન્મ સમયે? કે આજે સવારે?

**મહારાજ** - અત્યારે.

**સાધક** - પરંતુ મને તો તે ગઈ કાલે પણ ઉદ્ભવી હોવાનું યાદ છે!

**મહારાજ** - ગઈ કાલની યાદ અત્યારે જ માત્ર છે.

**સાધક** - પરંતુ એટલું તો ચોક્કસ કે હું સમયમાં અસ્તિત્વ ધરાવું છું. મારે ભૂત અને ભવિષ્ય

**મહારાજ** - તેવું તો તમે કલ્પો છો - અત્યારે.

**સાધક** - કોઈ શરૂઆત તો અવશ્ય થઈ જ હશે.

**મહારાજ** - અત્યારે.

**સાધક** - અને અંત બાબતે શું?

**મહારાજ** - જેને શરૂઆત નથી તેને અંત ન હોઈ શકે.

**સાધક** - પરંતુ હું મારા પ્રશ્નથી સભાન છું.

**મહારાજ** - ખોટા પ્રશ્નનો જવાબ ન આપી શકાય. તેને માત્ર ખોટા તરીકે જ જોઈ શકાય.

**સાધક** - મારા માટે તે ખરો છે, વાસ્તવિક છે.

**મહારાજ** - તમને તે ખરો ક્યારે દેખાયો? અત્યારે.

**સાધક** - હા, તે મારા માટે તદ્દન ખરો છે - અત્યારે.

**મહારાજ** - તમારા પ્રશ્નમાં ખરું શું છે? તે મનની એક અવસ્થા છે. મનની કોઈ અવસ્થા મનના ખુદના કરતાં વધારે વાસ્તવેક ન હોઈ શકે. શું મન વાસ્તવિક છે? તે અવસ્થાઓના સંગ્રહથી વિશેષ કંઈ જ

નથી, જેમાંની દરેક અવસ્થા અનિત્ય છે. એક પછી એક આવતી અનિત્ય અવસ્થાઓની શૃંખલાને વાસ્તવિક કઇ રીતે માની શકાય?

**સાધક** - માળાના મણકાઓ માફક ઘટનાઓ ઘટનાઓને અનુસરે છે, ઘટનાઓ એક પછી એક બનતી રહે છે - સદાયને માટે.

**મહારાજ** - "હું આ શરીર છું' તે બુનિયાદી ખ્યાલ પર તે સઘળી અવસ્થાઓ પરોવાયેલી છે. પરંતુ આ પણ એક માનસિક અવસ્થા જ છે અને તે કાયમ માટે ટકી નથી રહેતી. અન્ય સૌ અવસ્થાઓ માફક તે આવે છે અને જાય છે. શરીર-મન હોવાની ભ્રમણા માત્ર એ કારણે વિદ્યમાન છે કે તેને તપાસવામાં નથી આવતી. તપાસનો અભાવ એ એક એવો દોરો છે જેમાં મનની સઘળી અવસ્થાઓ પરોવાયેલી છે. તે બંધ ઓરડામાંના અંધકાર જેવું છે. તે વિદ્યમાન છે - પરંતુ આભાસી. જ્યારે ઓરડાને ખોલવામાં આવે છે ત્યારે તે ક્યાં જતું રહે છે? તે ક્યાંય જતું નથી રહેતું, કારણ કે તે હતું જ નહીં. મનની સઘળી અવસ્થાઓ, અસ્તિત્વના સઘળાં નામ અને રૂપોના મૂળિયાં ન-તપાસમાં, તપાસના અભાવમાં, કલ્પનામાં રહેલાં છે. "હું છું' તેમ કહેવું યોગ્ય છે, પરતુ "હું આ છું' કે "હું તે છું' એમ કહેવું તે તપાસના અભાવની, પૂછતાછ ન કરવાની, માનસિક નબળાઇ કે પ્રમાદની નિશાની છે.

**સાધક** - જો સઘળું યોગ્ય જ હોય તો પછી તામસ કઇ રીતે ઉદ્‌ભવે છે? પ્રકાશની મધ્યે અંધકાર કઇ રીતે હોઇ શકે?

**મહારાજ** - પ્રકાશ મધ્યે કોઇ અંધકાર નથી. આત્મ-વિસ્મરણ એ જ અંધકાર છે. જયારે આપણે અન્ય બાબતોમાં, અસ્વરૂપમાં લીન હોઈએ છીએ ત્યારે આપણે સ્વરૂપને ભૂલી જઇએ છીએ. તેમાં કશુયે અકુદરતી નથી. પરંતુ, વધુ પડતી આસક્તિને કારણે સ્વરૂપને શા માટે ભૂલી જવું? શાણપણ અનુભવકર્તા અને તેના અનુભવ બન્નેના સદાયે વિદ્યમાન સ્રોત તરીકે સ્વરૂપને કદીયે ન ભૂલી જવામાં રહેલું છે.

**સાધક** - મારી વર્તમાન અવસ્થામાં "હું શરીર છું' તેવો ખ્યાલ આપોઆપ જ આવે છે, જ્યારે "હું વિશુદ્ધ સ્વરૂપ છું' તેવો ખ્યાલ મન પર એ રીતે લાદવો પડે છે જાણે કે તે કોઇક સાચી બાબત હોય પરંતુ અનુભૂત ન હોય.

**મહારાજ** - હા, સાધના એટલે પોતાની જાતને બળપૂર્વક પોતાના વિશુદ્ધ "હોવાપણા (૦૯ાાટ- 1€55)'ની, અમુક ખાસ ન હોવાની, કે ન તો વિશિષ્ટોનો સરવાળો હોવાની, કે ન તો વિશિષ્ટોની સમગ્રતા હોવાની યાદ દેવડાવતા રહેવું, કે જે વિશ્વનું નિર્માણ કરતી હોય છે. સઘળું મનમાં, મનને કારણે અસ્તિત્વ ધરાવે છે, અરે શરીર પણ મનમાં અસંખ્ય સંવેદનાત્મક અનુભવોની ગૂંથણી જ છે, દરેક જ્ઞાન-સંવેદના પણ એક માનસિક અવસ્થા જ છે. જો તમે કહેતા હો કે "હું આ શરીર છું', તો બતાવો તે.

**સાધક** - આ રહ્યું તે.

**મહારાજ** - તે તો તમે જ્યારે વિચારો છો ત્યારે જ માત્ર. મન અને શરીર બન્ને તૂટક તૂટક અવસ્થાઓ છે. આ ઝબકારાઓનો કુલ સરવાળો અસ્તિત્વની ભ્રમણા સર્જે છે. અનિત્યમાં નિત્ય શું છે, અવાસ્તવિકમાં વાસ્તવિક શું છે, તે શોધો, તેની તપાસ કરો. આ જ સાધના છે.

**સાધક** - હકીકત એ છે કે હું મારી જાતને આ શરીર તરીકે વિચારું છું.

**મહારાજ** - પૂરા દિલથી તમારી જાત વિશે વિચારો. માત્ર એટલું કરો કે શરીરના ખ્યાલને ચિત્રમાં ન લાવો. છે માત્ર સંવેદનાઓ, અનુભવો, સ્મૃતિઓ અને ખ્યાલીકરણોનો એક પ્રવાહ માત્ર. વિવિધતામાં એકતાને ઇચ્છવા માટેનું આપણું જે વલણ છે તેના વડે સર્જાયેલ શરીર એક અમૂર્તતા છે - જેમાં પણ કશું ખોટું નથી.

# હું તે છું

**સાધક** - મને એવું કહેવામાં આવી રહ્યું છે કે "હું આ શરીર છું' તેવું વિચારવું તે મન પરનું એક કલંક છે.

**મહારાજ** - આવી રીતે વાત શા માટે કરવી? આવી અભિવ્યક્તિઓ સમસ્યાઓ સર્જે છે. સ્વરૂપ સઘળાનો સ્રોત છે, અને સઘળાનું આખરી લક્ષ્યસ્થાન છે. કશુંયે બાહ્ય નથી.

**સાધક** - જ્યારે શરીરનો ખ્યાલ વળગણરૂપ બની જાય છે ત્યારે શું તે સાવ જ ખોટું નથી?

**મહારાજ** - શરીરના ખ્યાલમાં કશુંયે ખોટું નથી, અરે "હું આ શરીર છું' તે ખ્યાલમાં પણ કશુંયે ખોટું નથી. પરંતુ પોતાની જાતને એક શરીર પૂરતી જ મર્યાદિત કરવી તે ભૂલ છે. વાસ્તવમાં પૂરું અસ્તિત્વ, દરેક રૂપ, મારું પોતાનું છે, મારી ચેતનામાં છે. હું શું છું તે હું ન કહી શકું કારણ કે શબ્દો તો હું શું નથી તે જ વર્ણવી શકે. હું છું, અને હું છું માટે જ, સઘળું છે. પરંતુ હું ચેતનાની પેલે પાર છું અને માટે જ ચેતનામાં હું એ ન કહી શકું કે હું શું છું. તેમ છતાંયે, હું છું. "હું કોણ છું?' તે પ્રશ્નનો કોઈ જવાબ નથી. કોઈ અનુભવ તેનો જવાબ ન આપી શકે, કારણ કે સ્વરૂપ અનુભવની પેલે પાર છે.

**સાધક** - તેમ છતાંયે, પ્રશ્ન "હું કોણ છું?'નો કોઈક તો ઉપયોગ હોવો જ જોઈએ.

**મહારાજ** - તેનો ચૈતન્યમાં કોઈ જવાબ નથી અને માટે જ તે ચૈતન્યની પેલે પાર જવામાં મદદ કરે છે.

**સાધક** - આ રહ્યો હું - વર્તમાન ક્ષણમાં. તેમાં વાસ્તવિક શું છે અને વાસ્તવિક શું નથી? હવે, કૃપા કરી મને એમ ન કહેશો કે મારો પ્રશ્ન ખોટો છે. મારા પ્રશ્નો સામે પ્રશ્ન કરવાની ક્રિયા મને ક્યાંય નથી દોરી જતી.

**મહારાજ** - તમારો પ્રશ્ન ખોટો નથી. તે બિનજરૂરી છે. તમે કહ્યું : "અહીં અને અત્યારે હું છું'. ત્યાં રોકાઓ, આ વાસ્તવિક છે. કોઈ હકીકતને પ્રશ્નમાં ન ફેરવો. ભૂલ ત્યાં રહેલી છે. તમે નથી તો જાણતા કે નથી તો નથી-જાણતા, નથી તો મન કે નથી તો દ્રવ્ય; તમારી જાતને મન અને દ્રવ્યના સ્વરૂપે વર્ણવવાનો પ્રયાસ ન કરો.

**સાધક** - હમણા જ એક છોકરો આપની આગળ એક સમસ્યા લઈને આવ્યો હતો. આપે તેને થોડાક શબ્દો કહ્યા અને તે જતો રહ્યો. શું આપે તને મદદ કરી?

**મહારાજ** - ચોક્કસ વળી.

**સાધક** - આપ તે આટલું ખાતરીપૂર્વક કઈ રીતે કહી શકો?

**મહારાજ** - મદદ કરવી તે મારો સ્વભાવ છે.

**સાધક** - આપને તે ખબર કઈ રીતે પડી?

**મહારાજ** - જાણવાની કોઈ આવશ્યકતા નથી. તે આપોઆપ બને છે.

**સાધક** - તેમ છતાંયે આપે વિધાન તો કર્યું જ. તે શાના પર આધારિત છે?

**મહારાજ** - લોકો મને જે કહે છે તે પર. પરંતુ સાબિતીઓ માટે તો તમે મને પૂછો છો. મારે તેની કોઈ આવશ્યકતા નથી. સઘળું યોગ્ય રીતે ગોઠવવું મારા સ્વભાવમાં જ રહેલું છે - જે છે સત્યમ્, શિવમ્, સુંદરમ્.

**સાધક** - જ્યારે કોઈ માણસ સલાહ માટે આપની પાસે આવે છે અને આપ તેને સલાહ આપો છો ત્યારે તે સલાહ ક્યાંથી આવે છે અને કઈ તાકાતને આધારે તે મદદ કરે છે?

**મહારાજ** - તેનું પોતાનું સ્વરૂપ તેના મનને અસર કરે છે અને પ્રતિભાવ જન્માવે છે.

# હું તે છું

**સાધક** - અને તેમાં આપની ભૂમિકા શું છે?

**મહારાજ** - મારામાં તે માણસ અને તેનું સ્વરૂપ એકબીજાને મળે છે.

**સાધક** - આપના વિના તે માણસને તે સ્વરૂપ મદદ કેમ નથી કરતું?

**મહારાજ** - પરંતુ તે સ્વરૂપ હું જ છું! તમે મને અલગ કલ્પો છો, માટે તમારો આ પ્રશ્ન છે. "મારું સ્વરૂપ' અને "તેનું સ્વરૂપ' જેવું કંઈ નથી. છે માત્ર આત્મા, સૌનો એકમાત્ર આત્મા. નામ અને રૂપની, મન અને શરીરની વિવિધતાથી ગેરમાર્ગે દોરવાયેલ તમે બહુવિધ સ્વરૂપો કલ્પો છો. આપણે બધાં સ્વરૂપો જ છીએ, પરંતુ તમે તેવું ન માનતા હો તેવું લાગે છે. વ્યક્તિગત આત્મા અને વૈશ્વિક આત્માની વાત એ શીખાઉનો તબક્કો છે; તેની પેલે પાર જાઓ, દ્વૈતમાં ફસાયેલા ન રહો.

**સાધક** - ચાલો આપણે મદદની જરૂર છે તેવા પેલા માણસ પર પાછા ફરીએ. તે આપની પાસે આવે છે.

**મહારાજ** - જો તે આવશે તો તેને મદદ જરૂર મળશે. તેની નિયતિ જ મદદ મેળવવાની હતી માટે તો તે આવ્યો હતો. તેમાં કશું આશ્ચર્ય પામવા જેવું નથી. હું અમુકને મદદ કરું અને અમુકને ન કરું તેવું બની જ ન શકે. જે કોઈ આવે છે તેને મદદ મળે છે, કારણ કે નિયમ જ તેવો છે. આવશ્યકતા પ્રમાણે મદદનું સ્વરૂપ બદલાય છે તેટલું જ માત્ર.

**સાધક** - સલાહ લેવા તેણે અહીં જ શા માટે આવવું પડે? શું તે તેને પોતાની અંદરથી ન મેળવી શકે?

**મહારાજ** - તે અંદરથી આવતા અવાજને નહીં સાંભળે. તેનું મન બહારની તરફ વળેલું છે. પરંતુ હકીકતમાં, સઘળા અનુભવો મનમાં જ છે, અને તેનું મારી પાસે આવવું અને મદદ મેળવવી તે પણ તેની પોતાની અંદર જ છે. પોતાની અંદરથી જવાબ શોધવાને બદલે તે બહારથી જવાબ મળતો હોય તેવી કલ્પના કરે છે. મારા માટે નથી હું, નથી તે માણસ અને નથી કોઈ આપવાની ક્રિયા. આ સઘળું મનમાં થતો માત્ર એક ક્ષણિક ઝબકારો છે. હું તો અસીમ શાંતિ અને મૌન છું જેમાં કશું જ ઉદ્ભવતું નથી, કારણ કે જે કંઈ ઉદ્ભવે છે - તે અદૃશ્ય થઈ જાય છે. મદદ માટે કોઈ આવતું નથી, કોઈ મદદ કરતું નથી, કોઈ મદદ મેળવતું નથી. તે સઘળું ચૈતન્યમાં થતો આભાસ માત્ર છે.

**સાધક** - તેમ છતાંયે મદદ કરનારી સત્તા હાજર છે અને કોઈક વ્યક્તિ કે કશુંક એવું છે જે તે સત્તાને પ્રદર્શિત કરે છે, તેને ઈશ્વર કહો કે આત્મા કહો કે વૈશ્વિક મન કહો. નામ મહત્ત્વનું નથી, પરંતુ હકીકત અવશ્ય મહત્ત્વની છે.

**મહારાજ** - શરીર-મન આવું જ વલણ અપનાવે. શુદ્ધ મન ચીજોને જેવી છે તેવી જુએ છે - એટલે કે ચેતનામાં ઉઠતા પરપોટા રૂપે જુએ છે. આ પરપોટાઓ ઉદ્ભવે છે, વિલીન થાય છે અને ફરી પાછા ઉદ્ભવે છે - તેમને કોઈ વાસ્તવિક અસ્તિત્વ (હોવાપણું) હોતું નથી. તેમની પાછળ કોઈ ખાસ કારણ છે તેવું ન કહી શકાય, કારણ કે દરેક પાછળ સઘળું કારણરૂપે રહેલ છે અને દરેક સઘળાને અસર કરે છે. દરેક પરપોટો શરીર છે અને આ સઘળાં શરીર મારાં છે.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે આપ સઘળું યોગ્ય રીતે કરવાની તાકાત ધરાવો છો?

**મહારાજ** - મારાથી અલગ હોય તેવી કોઈ તાકાત નથી. મારી પ્રકૃતિમાં જ તે અંતર્નિહિત છે. તેને સર્જકતા કહો. સોનાના ગાંગડામાંથી તમે ઘણાં બધાં ઘરેણાં બનાવી શકો છો – દરેક ઘરેણું સોનું જ રહેશે. તે જ રીતે હું ગમે તે ભૂમિકામાં દેખાઉં અને ગમે તે કામગીરી બજાવું તો પણ -હું જે "હું છું' છું તે જ રહું છું, અડગ, અચલ , નિરાવલંબી . જેને તમે વિશ્વ કહો છો, કુદરત કહો છો, તે મારી સહજ સર્જક્તા છે. જે કંઈ બને છે - તે બને છે. પરંતુ મારી પ્રકૃતિ એવી છે કે સઘળાનો અંત આનંદમાં આવે છે.

# હું તે છું

**સાધક** - મારીપાસે એક એવા છોકરાનો કિસ્સો છે જે તેની મૂર્ખ માતાએ મિથાઈલ આલ્કોહોલ આપવાથી આંધળો થઈ ગયો છે. હું તેને મદદ કરવા આપને વિનંતી કરી રહ્યો છું. તમે કરુણાથી ભર્યા ભર્યા છો, અને દેખીતું છે કે મદદ કરવા આતુર પણ. કઈ તાકાતથી આપ તેને મદદ કરશો?

**મહારાજ** - તેનો કિસ્સો ચૈતન્યમાં નોંધાયેલો છે. તે ત્યાં છે - અમિટપણે. ચૈતન્ય કામગીરી બજાવશે.

**સાધક** - હું આપને તેને મદદ કરવા વિનંતી કરં છું તેથી કોઈ ફરક પડે છે ખરો?

**મહારાજ** - તમારં વિનંતી કરવાનું તે છોકરાના અંધત્વનો એક હિસ્સો છે. તે અંધ છે માટે તમે પૂછો છો. તમે કશુંયે ઉમેર્યું નથી.

**સાધક** - પરંતુ આપની મદદ એક નવું પરિબળ હશે?

**મહારાજ** - ના, સઘળું તે છોકરાના અંધત્વમાં સમાવિષ્ટ છે. સઘળું તેમાં છે - તે માતા, તે છોકરો, તમે અને હું અને અન્ય સઘળું. તે સઘળું એક ઘટના છે.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે આપણું તે છોકરાના કિસ્સાનું ચર્ચા કરવાનું પણ પૂર્વનિર્ધારિત હતું?

**મહારાજ** - તો વળી શું? સઘળી બાબતોમાં તેમનું ભાવિ સમાવિષ્ટ હોય છે. તે છોકરો ચૈતન્યમાં ઉદ્‌ભવે છે. હું પેલે પાર છું. હું ચૈતન્યને આદેશો નથી આપતો. હું જાણું છું કે સમાધિ(દ્રૂપ/દ્ર'€1€દદ)ની પ્રકૃતિ જ એવી છે કે તે સઘળું યોગ્ય જ કરે. ચૈતન્યને જ તેનાં સર્જનોની સંભાળ રાખવા દો! તે છોકરાનું દુઃખ, તમારો દયાભાવ, મારું સાંભળવાનું અને ચૈતન્યનું કામગીરી બજાવવાનું - આ સઘળું એક એકજૂટ હકીકત છે - તેને અંશોમાં વિભાજીત ન કરો અને પછી પ્રશ્નો ન પૂછો.

**સાધક** - આપનું મન કેટલું અદ્‌ભુતપણે કામગીરી બજાવે છે!

**મહારાજ** - અદ્‌ભુત તમે છો, હું નહીં. હું સાધારણ છું. હું સુધબુધમાં છું. હું ચીજોને જેવી છે તેવી જોઉ છું, અને માટે હું તેમનાથી ગભરાતો નથી. પરંતુ તમે વાસ્તવિકતાથી ગભરાઓ છો.

**સાધક** - મારે શા માટે ગભરાવું જોઈએ?

**મહારાજ** - તમારી જાત વિશેનું અજ્ઞાન તમને ગભરાવે છે અને તમે ગભરાઓ છો તેનાથી તમને અજાગ્રત પણ રાખે છે. ન ગભરાવાનો પ્રયત્ન ન કરો. સૌ પ્રથમ અજ્ઞાનની દીવાલને જમીનદોસ્ત કરો. લોકો મૃત્યુથી ગભરાય છે, કારણ કે તેઓને એ ખબર નથી કે મૃત્યુ શું છે. જ્ઞાની તેના મૃત્યુ પહેલાં મૃત્યુ પામ્યો છે , તેણે જોયું કે ગભરાવા જેવું કંઈ જ નથી. જે ઘડીએ તમે તમારા સત્સ્વરૂપને જાણો છો કે પછી તમે કશાથી ગભરાતા નથી. મૃત્યુ મુક્તિ અને તાકાત આપે છે. જગતમાં મુક્ત રહેવા માટે તમારે જગત પ્રત્યે મૃત્યુ પામવું પડે. પછી વિશ્વ તમારું પોતાનું છે, તે તમારું શરીર બને છે, એક અભિવ્યક્તિ અને એક ઓજાર બને છે. સાવ જ મુક્ત હોવાનું સુખ અવર્ણનીય છે. તો બીજી તરફ જે મુક્તિથી, આઝાદીથી ગભરાય છે તે મૃત્યુ ન પામી શકે.

**સાધક** - તો આપનું કહેવું એમ છે કે જે મૃત્યુ ન પામી શકે તે જીવી ન શકે?

**મહારાજ** - તમને ફાવે તે રીતે તેને સમજો; આસક્તિ બંધન છે, અનાસક્તિ મુક્તિ છે. કશાક માટે તલસવું તે ગુલામી છે.

**સાધક** - તોશું તેનો અર્થ એવો થાય કે તમારો ઉદ્ધાર થયો એટલે જગતનો ઉદ્ધાર થઈ ગયો?

**મહારાજ** - એકંદરે જોવા જઈએ તો જગતને ઉદ્ધારની આવશ્યકતા નથી. માણસ ભૂલ કરે છે અને દુઃખનું સર્જન કરે છે; જ્યારે તે સમાધિના ક્ષેત્રમાં પ્રવેશે છે, જ્ઞાનીના ચૈતન્યમાં પ્રવેશે છે, ત્યારે તે ઠીક થઈ જાય છે. આવી તેની પ્રકૃતિ છે.

**સાધક** - જેને આધ્યાત્મિક પ્રગતિ કહી શકાય તેનું આપણે અવલોકન કરી શકીએ તેવું બને. કોઈ સ્વાર્થી માણસ ધાર્મિક બને છે, પોતાની જાતને અંકુશમાં રાખે છે, પોતાના વિચારો અને લાગણીઓને પરિશુદ્ધ કરે છે, ધાર્મિક વ્યવહારનું પરિશીલન કરે છે, સત્સ્વરૂપનો સાક્ષાત્કાર કરે છે. શું આવી પ્રગતિ કાર્યકારણથી શાસિત છે કે પછી અકસ્માતે જ થાય છે?

**મહારાજ** - મારી દષ્ટિએ તો સઘળું પોતાની મેળે જ થતું હોય છે, તદ્દન સહજપણે, આપોઆપ. પરંતુ માણસ કલ્પના કરે છે કે કશાકથી પ્રેરાઈને તે કોઈ લક્ષ્ય ભણી કામ કરે છે. તેના મનમાં હમેશાં કશાક બદલાની આશા હોય છે અને તે મેળવવા માટે તે પ્રયત્ન કરે છે.

**સાધક** - અણઘડ અને ઉત્ક્રાંતિ ન પામેલો માણસ કોઈ બદલાની આશા વિના કામ નહીં કરે. શું તેને પ્રોત્સાહનો આપવાં તે યોગ્ય નથી?

**મહારાજ** - ગમે તે રીતે તે પોતાને માટે પ્રોત્સાહનો સર્જશે. તે એ નથી જાણતો કે વિકસવું તે ચૈતન્યના સ્વભાવમાં જ છે. તે એક પ્રોત્સાહન પરથી બીજા પ્રોત્સાહન પર પ્રગતિ કરતો રહેશે અને પોતાની ઈચ્છાઓની પરિતૃપ્તિ માટે ગુરુનો પીછો કરતો રહેશે. તેના સ્વરૂપના નિયમો વડે જ્યારે તેને નિવૃત્તિનો ઉપાય મળી આવે છે ત્યારે તે સઘળાં પ્રોત્સાહનોનો ત્યાગ કરે છે, કારણ કે જગતમાંની તેની રુચિનો અંત આવ્યો હોય છે. તે કશું જ ઈચ્છતો નથી - નહીં તો અન્ય લોકો પાસેથી કે નહીં તો પોતાની પાસેથી. તે સઘળા પ્રત્યે મૃત્યુ પામે છે અને સઘળું બની જાય છે. કશું જ ન ઈચ્છવું અને કશું જ ન કરવું - તે જ ખરું સર્જન છે! પોતાના હૃદયમાં જ વિશ્વને ઉદ્ભવતું અને વિસર્જિત થતું જોવું તે અદ્ભુત છે.

**સાધક** - આંતરિક પ્રયાસ સામે જો કોઈ સૌથી મોટી અડચણ હોય તો તે કંટાળો છે. શિષ્ય કંટાળી જતો હોય છે.

**મહારાજ** - તામસ અને રજસ હાથમાં હાથ મિલાવી કામ કરતા હોય છે અને સત્ત્વને દબાવતા હોય છે. સત્ત્વનું અવતરણ થાય તે પહેલાં તામસ અને રજસને જીતવા પડતા હોય છે. સઘળું તેનો સમય પાક્યે અવતરતું હોય છે, સાવ જ સહજપણે.

**સાધક** - તો પછી કોઈ પ્રયાસની આવશ્યકતા નથી રહેતી એમ ને?

**મહારાજ** - જયારે પ્રયાસની આવશ્યકતા હશે ત્યારે તે આપોઆપ જ કાર્યરત થશે. જ્યારે પ્રયાસરહિતતા આવશ્યક બને છે ત્યારે તે ઢાજર થઈ જ જશે. તમારે જીવનને આમતેમ ધકેલવાની જરૂર નથી. માત્ર તેની સાથે વહો અને વર્તમાન ક્ષણના કાર્યને તમારી જાત પૂર્ણપણે સમપિત કરો, એટલે કે વર્તમાનને વર્તમાન સમર્પિત કરી દો. કારણ કે જીવવું તે જ મરવું છે. મૃત્યુ વિના જીવન ન હોઈ શકે. મુખ્ય વાત પર પકડ જમાવો કે જગત અને જીવ એક છે અને ક્ષતિરહિત પૂર્ણ છે. માત્ર આપણું વલણ ખામીયુક્ત છે અને તેને ઠીકઠાક કરવાની જરૂર છે. આ પ્રક્રિયા કે ઠીકઠાક કરવાની ક્રિયા એટલે જ સાધના. અસંયમનો અંત લાવીને અને નિર્મળતા અને પવિત્રતા ભણીના માર્ગને સાફ કરવા તમારી સઘળી ઊર્જા કામે લગાડીને તમે તેના પર આવો છો. પરંતુ વાસ્તવમાં આ સઘળા અનિવાર્ય વિકાસના સંકેતો છે. ગભરાઓ નહીં, અવરોધો નહીં, ઢીલ ન કરો. તમે જે છો તે રહો. ગભરાવા જેવું કશુંયે નથી. શ્રદ્ધા રાખો અને પ્રયત્ન કરો. પ્રમાણિકતાપૂર્વક પ્રયોગ કરો. તમાર સત્સ્વરૂપને તમારી જાતને ઘડવાનો અવસર આપો. તમારે પસ્તાવું નહીં પડે.

## મન ખુદ જ બેચેની છે [૩૪]

**સાધક** - જન્મે હું સ્વેડ છું. હાલમાં હું મેક્સિકો અને સ્ટેટ્સમાં હઠયોગ શીખવાડું છું.

# હું તે છું

**મહારાજ** - તમે તે ક્યાં શીખ્યા હતા?

**સાધક** - સ્ટેટ્સમાં હું તે એક શિક્ષક, એક ભારતીય સ્વામી પાસેથી શીખ્યો હતો.

**મહારાજ** - તે શિક્ષણે તમને શું આપ્યું?

**સાધક** - તેણે મને સારું આરોગ્ય અને આજીવિકાનું સાધન આપ્યું.

**મહારાજ** - સરસ. શું તમે તેટલું જ ઈચ્છતા હતા?

**સાધક** - હું મનની શાંતિ ઈચ્છું છું. ક્રાઈસ્ટના નામે કથિત ખ્રિસ્તીઓ વડે જે સઘળી ક્રૂરતાઓ આચરવામાં આવે છે તેનાથી હું ત્રાસી ગયો હતો. કેટલોક સમય મેં કોઇ જ ધર્મ નહોતો પાળ્યો. પછી હું યોગ ભણી આકર્ષાયો.

**મહારાજ** - તમને તેથી શો ફાયદો થયો?

**સાધક** - શેં યોગના તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો અને તેનાથી મને અવશ્ય મદદ મળી.

**મહારાજ** - તે તમને કઇ રીતે મદદરૂપ નીવડ્યો? એવું શું બન્યું કે જેથી તમને એવું લાગ્યું કે તેનાથી તમને મદદ મળી?

**સાધક** - સારા આરોગ્યને હું સ્પષ્ટપણે અનુભવી રહ્યો હતો.

**મહારાજ** - એ બાબતે તો કોઇ શંકા નથી કે તંદુરસ્તી અનુભવવી તે ખૂબ મજાની વાત છે. શું તમે યોગ પાસેથી માત્ર શરીરના મજાના આરોગ્યની જ અપેક્ષા રાખતા હતા?

**સાધક** - સુ-આરોગ્યનો આનંદ એ હઠયોગનું ઈનામ છે. પરંતુ યોગ એ એકંદરે તેના કરતાં કંઈક વિશેષ છે. તે ઘણા પ્રશ્નોના જવાબ આપે છે.

**મહારાજ** - યોગનો અર્થ તમે શું કરો છો?

**સાધક** - ભારતનો સમગ્ર બોધ - ઉત્ક્રાંતિ, પુનર્જન્મ, કર્મ વગેરે વગેરે.

**મહારાજ** - સરસ, તમે ઈચ્છતા હતા તે સઘળું જ્ઞાન તમને મળ્યું. પરંતુ તેનાથી તમને કઈ રીતે ફાયદો થયો?

**સાધક** - તેણે મને મનની શાંતિ બક્ષી.

**મહારાજ** - ખરેખર શું તમારું મન શાંત છે? શું તમારી શોધ પૂરી થઈ છે?

**સાધક** - ના, હજુ નહીં.

**મહારાજ** - સ્વાભાવિક છે. તેનો કોઇ અંત નહીં આવે, કારણ કે મનની શાંતિ જેવું કંઈ છે જ નહીં. મન એટલે જ ખલેલ; બેચેની ખુદ જ મન છે. યોગ નથી તો મનનો કોઇ ગુણ કે નથી તો તે મનની કોઈ અવસ્થા.

**સાધક** - કંઈક પ્રમાણમાં મનની શાંતિ તો મને યોગમાંથી ચોક્કસ મળી છે.

**મહારાજ** - બારીકાઈથી તપાસો અને તમે જોશો કે મન વિચારોથી ખદબદી રહ્યું છે. એવું બનતું હોય કે પ્રસંગોપાત્ત તે વિચારરહિત બનતું હોય, પરંતુ તેવું તો તે થોડોક વખત કરે છે અને વળી પાછું તેની હંમેશની બેચેની ભણી પાછું વળી જાય છે. શાંત પાડવામાં આવેલું મન એ કંઈ શાંત મન નથી. તમે કહો છો તમે તમારા મનને શાંત પાડવા માગો છો. જે પોતે પોતાના મનને શાંત પાડવા માગે છે તે પોતે શું શાંત છે?

**સાધક** - ના, હું શાંત નથી, હું યોગની મદદ લઉં છું.

# હું તે છું

**મહારાજ** - શું તમે તેમાં રહેલા વિરોધાભાસને નથી જોઈ શકતા? ઘણાં વરસ સુધી તમે તમારા મનની શાંતિને ઈચ્છી. તમે તે ન શોધી શક્યા, કારણ કે જે ચીજનો પોતાનો જ સ્વભાવ બેચેની છે તે શાંત ન બની શકે.

**સાધક** - કંઈક સુધારો તો છે.

**મહારાજ** - જે શાંતિ મળ્યાનો તમે દાવો કરો છો તે ખૂબ જ તકલાદી છે, નાનકડી એવી કોઈ પણ બાબત તેનો ભંગ કરી શકે છે. તમે જેને શાંતિ કહો છો તે તો માત્ર ખલેલનો અભાવ છે એટલું જ. તેને ભાગ્યે જ શાંતિ કહી શકાય. ખરી શાંતિને ખલેલ ન પહોંચાડી શકાય. શું તમે મનની એવી કોઈ શાંતિનો દાવો કરી શકો છો જેને ખલેલ ન પહોંચાડી શકાતી હોય?

**સાધક** - હું તે માટે જહેમત ઉઠાવી રહ્યો છું.

**મહારાજ** - જહેમત ઉઠાવવાની ક્રિયા પણ બેચેનીનું જ એક રૂપ છે.

**સાધક** - તો પછી પાછળ રહે છે શું?

**મહારાજ** - આત્માને વિશ્રામ આપવાની કોઈ આવશ્યકતા નથી. તે શાંત નહીં પરંતુ શાંતિ ખુદ જ છે. માત્ર મન જ બેચેન છે. તે માત્ર બેચેનીને જ જાણે છે, તેનાં સઘળાં રૂપો અને કક્ષાઓ સમેત. મજાનું હોય તેને ચડીયાતું માનવામાં આવે છે અને પીડાકારીને ઉતરતું. જેને આપણે પ્રગતિ કહીએ છીએ તે અણગમતાથી ગમતા ભણીનો ફેરફાર માત્ર છે. પરંતુ પરિવર્તનો પોતે આપણને અપરિવર્તન ન પમાડી શકે, કારણ કે જે કોઈ બાબતને શરૂઆત છે તેને અંત હોય જ. નિત્ય શરૂ નથી થતું; તે પોતાને માત્ર અનાદિ અને અનંત તરીકે, સર્વવ્યાપી અને સર્વશક્તિમાન અચલ આદિ કર્તા તરીકે, સમયરહિતપણે અફર તરીકે છતું કરે છે.

**સાધક** - તો પછી વ્યક્તિએ કરવું શું?

**મહારાજ** - યોગ વડે તમે જ્ઞાન અને અનુભવ સંચિત કર્યા છે. તેની ના ન પાડી શકાય. પરંતુ તે સઘળું તમારે કયા કામનું છે? યોગ એટલે ઐક્ય, જોડાણ. તમે ફરી શાનું ઐક્ય સાધ્યું છે, શાનું જોડાણ કર્યું છે?

**સાધક** - હું વ્યક્તિત્વને પાછું સત્સ્વરૂપ સાથે જોડવાનો પ્રયત્ન કરી રહ્યો છું.

**મહારાજ** - વ્યક્તિત્વ તો કલ્પનાની પેદાશ માત્ર છે. વ્યક્ત (આત્મા) એ આ કલ્પનાનો શિકાર છે. તમે જે નથી તે તમારી જાતને સમજવાની ક્રિયા જ તમને બંધનમાં નાખે છે. એવું ન કહી શકાય કે વ્યક્તિ તેના પોતાને કારણે જ અસ્તિત્વ ધરાવે છે; આત્મા(વ્યક્ત) એવું માને છે કે કોઈક વ્યક્તિ છે અને તેના હોવાથી તે સભાન હોય છે. વ્યક્તની પેલે પાર અવ્યક્ત આવેલું છે, સઘળા પાછળનું કારણરહિત કારણ. વ્યક્તિની વ્યક્ત સાથેના પુનઃજોડાણની વાત કરવી તે પણ યોગ્ય નથી, કારણ કે વ્યક્તિ જેવું કંઈ છે જ નહીં, છે માત્ર એક માનસિક ચિત્ર જેને માન્યતા દ્વારા ખોટી વાસ્તવિકતા બક્ષવામાં આવી છે. કશુંયે વિભાજીત કરવામાં નહોતું આવ્યું અને કશાને એક કરવાનું નથી.

**સાધક** - યોગ આત્માની શોધ કરવામાં અને ત્યાં સુધી પહોંચવામાં મદદ કરે છે.

**મહારાજ** - તમે એ મેળવી શકો જે તમે ગુમાવ્યું હોય. પરંતુ જેને તમે ગુમાવ્યું જ નથી તેને પાછું ન મેળવી શકો.

**સાધક** -જો મે કંઈ ગુમાવ્યું જ ન હોત તો તો પછી હું જ્ઞાની જ હોત ને! પરંતુ હું નથી. હું શોધી રહ્યો છું. મારી શોધવાની ક્રિયા જ શું એ વાતનો પુરાવો નથી કે મેં કશુંક ગુમાવ્યું છે?

# હું તે છું

**મહારાજ** - તે તો માત્ર એટલું જ દર્શાવે છે કે તમે માનો છો કે તમે કશુંક ગુમાવ્યું છે. પરંતુ તે માનનાર કોણ છે? અને શું ગુમાવ્યું હોય તેવું માનવામાં આવે છે? શું તમે તમારા પોતાના જેવી વ્યક્તિ ગુમાવી છે? તમે તમારી કઈ જાતની શોધમાં છો? તમે તમારા કયા સ્વરૂપની શોધમાં છો ? તમે ચોક્કસ શું શોધી કાઢવાની અપેક્ષા રાખો છો?

**સાધક** - મારા પોતાના વિશેના સાચુકલા જ્ઞાનને.

**મહારાજ** - કોઈ જ્ઞાન એ કંઈ તમાર સ્વરૂપ વિશેનું સાચું જ્ઞાન નથી. તે કોઇ એવી ચીજ નથી જેને તમે દરેક જગ્યાએ શોધ ચલાવવાથી મેળવી શકો. તે સ્થળ કે કાળમાં મળનાર નથી. જ્ઞાન એ સ્મૃતિ સિવાય કશુંયે નથી, વિચારની ભાત સિવાય કશુંયે નથી, તે એક માનસિક આદત છે. આ સઘળું સુખ અને દુઃખથી પ્રેરિત છે. સુખ અને દુઃખ તમને ધક્કો મારે છે માટે તમે જ્ઞાનની શોધમાં છો . સ્વરૂપમય હોવું તે સાવ જ પ્રેરણા(100110૬011)ની પેલે પાર છે. કોઇક કારણને લીધે તમે તમે પોતે ન હોઈ શકો. તમે તમે પોતે જ છો અને તે માટે કોઇ જ કારણની આવશ્યકતા નથી.

**સાધક** - યોગ કરીને હું શાંતિ પ્રાપ્ત કરીશ.

**મહારાજ** - સ્વરૂપથી અલગ શાંતિ હોઈ શકે ખરી? શું તમે તમારા અનુભવને આધારે વાત કરી રહ્યા છો કે પછી માત્ર પુસ્તકોના આધારે જ શરૂઆત કરવા માટે તમારું પુસ્તકનું જ્ઞાન ઉપયોગી છે, પરંતુ પ્રત્યક્ષ અનુભવ માટે તેનો ટૂંક સમયમાં જ ત્યાગ કરવો પડે, પ્રત્યક્ષ અનુભવની પ્રકૃતિ જ એવી છે કે તેને અભિવ્યક્ત ન કરી શકાય. શબ્દોનો ઉપયોગ વિનાશ માટે પણ કરી શકાય; શબ્દો વડે છાપો([10૬૪૯5)નું નિર્માણ થતું હોય છે અને શબ્દો વડે જ તેમનો નાશ થતો હોય છે. શાબ્દિક વિચારણા વડે તમે તમારી હાલની અવસ્થામાં આવી પડ્યા છો; તેના જ વડે તમારે તેમાંથી બહાર નીકળવું પડે.

**સાધક** - અમુક પ્રમાણમાં આંતરિક શાંતિ મેં અવશ્ય મેળવી છે. શું મારે તેનો નાશ કરવો?

**મહારાજ** - એવું બને કે જે પ્રાપ્ત કરવામાં આવ્યું છે તે ફરી ગુમાવી દેવાય. તમે જેને કદીયે ગુમાવી નથી તે સાચી શાંતિનો જયારે તમને સાક્ષાત્કાર થાય છે ત્યારે જ માત્ર એવું બને છે કે તે શાંતિ તમારી સાથે રહે છે, કારણ કે તે કદીયે તમારાથી દૂર થઇ નહોતી. જે તમારી પાસે નથી તેની શોધ કરવાને બદલે તેને શોધો કે જેને તમે કદીયે ગુમાવેલ જ નથી. જે સઘળાની શરૂઆત પહેલાં અને સઘળાના અંત બાદ પણ વિદ્યમાન છે; જેને નથી જન્મ કે નથી મૃત્યુ. એ અચલ અવસ્થા જેના પર શરીર કે મનના જન્મ કે મૃત્યુની કોઈ અસર નથી, તમારે તે અવસ્થાને અનુભવવી પડે.

**સાધક** - આવા અનુભવને પામવા માટે શા ઉપાયો છે?

**મહારાજ** - જીવનમાં અવરોધોને પાર કર્યા સિવાય કશું જ પ્રાપ્ત ન કરી શકાય. પોતાના સત્સ્વરૂપના સ્પષ્ટ અનુભવ સામેના અવરોધો સુખ માટેની ઈચ અને દુઃખનો ભય છે. વચ્ચે આવે છે સુખ-દુઃખ માટેની પ્રેરણા. સઘળાં પ્રેરકબળોથી મુક્તિની અવસ્થા કે જેમાં કોઇ ઇચ્છાઓ પેદા થતી નથી તે જ કુદરતી અવસ્થા છે, સ્વાભાવિક અવસ્થા છે.

**સાધક** - ઈચ્છાઓનો ત્યાગ કરવાની આવી ક્રિયા માટે શું સમયની જરૂર પડે છે?

**મહારાજ** - જો તમે સમયના ભરોસે રહેવા ગયા તો લાખો વરસોની જરૂર પડશે. એક પછી એક ઈચ્છાનો ત્યાગ એ લાંબી પ્રક્રિયા છે, ક્યાંય તેનો અંત નજરે નહીં પડે. તમારી ઈચ્છાઓ અને ભયોને તેમના પર છોડો અને તમારા સમગ્ર ધ્યાનને કર્તા પર કેન્દ્રિત કરો, જે ઈચ્છા અને ભયના અનુભવની પાછળ પ્રેરક તરીકે રહેલ છે તેના પર કેન્દ્રિત કરો. પૂછો કે - ઈચ્છા કોને થાય છે? દરેક ઈચ્છા તમને તમારા પોતાના પર, સ્વ પર પાછી લઈ આવે તેવું થવા દો.

**સાધક** - સઘળી ઈચ્છાઓ અને ભીતિઓનું મૂળ એક જ છે - સુખ માટેનો તલસાટ.

# હું તે છું

**મહારાજ** - જે સુખ વિશે તમે વિચારી શકો છો અને જેને માટે તમે તલસાટ અનુભવો છો તે નર્યો શારીરિક કે માનસિક સંતોષ છે. આવું જ્ઞાનેન્દ્રીયગત કે માનસિક સુખ વાસ્તવિક સુખ નથી, નિરપેક્ષ સુખ નથી.

**સાધક** - શારીરિક કે માનસિક આરોગ્ય સાથે ઉદભવતાં સઘળાં ઈન્દ્રીયગત કે માનસિક સુખોનું અને સુખાકારીની એકંદર લાગણીનું મૂળ વાસ્તવિકતામાં જ હોવું જોઈએ.

**મહારાજ** - તેમનું મૂળ કલ્પનામાં છે. એ માણસ કે જેને હીરાની ખાતરી આપીને હાથમાં પથ્થર પકડાવી દેવામાં આવ્યો છે તેને જ્યાં સુધી તેની ભૂલનું ભાન નહીં થાય ત્યાં સુધી તે અત્યંત આનંદમાં જ મહાલશે; તે જ રીતે સ્વરૂપનું ભાન થતાં સુખો તેમના ચળકાટ અને દુઃખો તેમનાં ડંખ ગુમાવી બેસે છે. બન્નેને જેવાં છે તેવાં રૂપે એટલે કે સ્મૃતિઓ અને પૂર્વધારણાઓ પર રચાયેલા અનુકૂલિત પ્રતિભાવો, નર્યા પ્રત્યાઘાતો, સીધાસાદા આકર્ષણો અને અપાકર્ષણો રૂપે જોવામાં આવે છે. સામાન્ય રીતે સુખ અને દુઃખ અપેક્ષિત હોય ત્યારે અનુભવવામાં આવે છે. તે સઘળું ઉપાર્જિત આદતો અને માન્યતાઓને કારણે છે.

**સાધક** - ભલે તો પછી, એવું હોય કે સુખ કાલ્પનિક હોય. પરંતુ દુઃખ તો સાચુકલું જ છે.

**મહારાજ** - સુખ અને દુઃખ હમેશાં સાથે જ ચાલે છે. એકમાંથી મુક્તિ એટલે બીજામાંથી પણ મુક્તિ. જો તમે સુખની પરવા નહીં કરો તો તમને દુઃખનો ભય નહીં લાગે. પરંતુ એવું પણ સુખ છે જે બેમાંથી એકેય નથી, તે સાવ પેલે પાર છે. તમે જે સુખને જાણો છો તે વર્ણનીય અને માપી શકાય તેવું છે. એવું કહી શકાય કે તે વસ્તુનિષ્ઠ છે. પરંતુ જે વસ્તુનિજ હોય તે તમારું પોતાનું ન હોઈ શકે. બહાર આવેલા કશાક સાથે તમારું તાદાત્મ્ય સાધવું તે એક ગંભીર ભૂલ હશે. આ રીતે વિવિધ સ્તરોને ભેળસેળ કરવાની ક્રિયા ક્યાંય નહીં દોરી જાય. વાસ્તવિકતા (સત્ય) આત્મનિષ્ઠ અને વસ્તુનિજની પેલે પાર છે, સઘળાં સ્તરોની પેલે પાર છે, સઘળા ભેદોની પેલે પાર છે. એટલું તો ચોક્કસ કે તે તેમનું ઉદભવસ્થાન, સ્રોત કે મૂળ નથી. આવું બને છે વાસ્તવિકતાના અજ્ઞાનને લીધે, નહીં કે વાસ્તવિકતાને ખુદને કારણે, જે અવર્ણનીય છે, હોવા(આસ્તિ) અને ન-હોવા(નાસ્તિ)ની પેલે પાર છે.

**સાધક** - હું ઘણા ગુરુઓને અનુસર્યો છું અને ઘણા સિધ્દ્ધાંતોનો મેં અભ્યાસ કર્યો છે, તેમ છતાંય હું જે ઈચ્છતો હતો તે મને તેમાંના એકેયે આપ્યું નથી.

**મહારાજ** - સ્વરૂપને પામવાની ઈચ્છા ચોક્કસ પરિતૃપ્ત થશે, જો તમે તે સિવાય અન્ય કશાની ઈચ્છા નહીં રાખો તો. પરંતુ તે માટે તમારે તમારી જાત સાથે પ્રમાણિક થવું પડે અને ખરેખર અન્ય કશુંયે ન ઈચ્છવું પડે. જો તે દરમિયાન અન્ય કેટલીયે ચીજોને ઈચ્છશો અને તેમને પ્રાપ્ત કરવા પાછળ વ્યસ્ત રહેશો તો એવું બને કે તમે વધારે શાણા ન બનો અને એકબીજાના વિરોધી એવા આવેગો વચ્ચે વહેંચાયેલા રહો ત્યાં સુધી તમારો મુખ્ય હેતુ સિધ્દ્ધ કરવામાં મોડું થાય. ઢચુપચુ થયા વિના, બહાર ક્યાંય નજર દોડાવ્યા વિના અડગપણે તમારી અંદર ઉતરો.

**સાધક** - પરંતુ મારી વાસનાઓ અને ભીતિઓ હજુયે વિધામાન છે.

**મહારાજ** - તમારી સ્મૃતિ સિવાય બીજે તે ક્યાં છે? સમજો કે સ્મૃતિને કારણે જન્મેલી અપેક્ષામાં તેમનું મૂળ છે - અને તેઓ તમારા પર હાવી થવાનું છોડી દેશે.

**સાધક** - હું એ સારી રીતે સમજ્યો છું કે સામાજિક સેવા તે એક અંતહીન કાર્ય છે, કારણ કે સુધારો અને પતન, પ્રગતિ અને અવગતિ, હાથમાં હાથ મીલાવીને ચાલતા હોય છે. આપણે તે ચોતરફ સઘળા સ્તરોએ જોઈ શકીએ છીએ. તો પછી બાકી શું રહે છે?

# હું તે છું

**મહારાજ** - જે કોઇ કામ તમે હાથ પર લીધેલ છે તે - તેને પૂરું કરો. નવાં કાર્યો હાથ ન ધરો, સિવાય કે દુઃખની કોઇ નક્કર પરિસ્થિતિ અને તેમાંથી છૂટકારા માટેનું આહ્વાન ન થાય. સૌ પ્રથમ તમારી જાતને પામો અને અંતહીન અનુગ્રહોની તમારા પર વર્ષા થશે. હિતોના ત્યાગ જેવું હિતકારી જગત માટે અન્ય કશુંયે નથી. જે માણસ લાભ અને હાનિની રીતે વિચારતો બંધ થયો છે તે જ ખરો અહિંસક માણસ છે, કારણ કે તે સઘળા સંઘર્ષની પેલે પાર છે.

**સાધક** - હા, અહિંસાના ખ્યાલે મને હમેશાં આકર્ષ્યો છે.

**મહારાજ** - મૂળભૂતપણે અહિંસાનો અર્થ થાય છે - ઈજા ન પહોંચાડો. કોઈનું ભલું કરો તે વાત પ્રથમ નથી આવતી, પરંતુ કોઈને દુઃખ ન પહોંચાડવાની, દુઃખમાં વધારો ન કરવાની વાત પહેલાં આવે છે. અન્ય વ્યક્તિને ખુશ કરવી તે અહિંસા નથી.

**સાધક** - હું ખુશ કરવાની વાત નથી કરી રહ્યો, પરંતુ મારી સઘળી વાત તો અન્ય લોકોને મદદ કરવાની છે.

**મહારાજ** - કોઇને મદદ કરવા પાત્ર જો કોઈ મદદ હોય તો તે મદદની આવશ્યકતાથી મુક્તિ બક્ષવી તે છે. વારંવાર મદદ કરવી પડે તે મદદ છે જ નહીં. બીજાને મદદ કરવાની વાત ન કરો, સિવાય કે તમે તેને મદદની સઘળી આવશ્યકતાની પેલે પાર મૂકી શકતા હો.

**સાધક** - વ્યક્તિ મદદની આવશ્યકતાની પેલે પાર કંઇ રીતે જતી હોય છે? અને એક વ્યક્તિને તેમ કરવામાં અન્ય વ્યક્તિ કઈ રીતે મદદ કરી શકે?

**મહારાજ** - જ્યારે તમે એ સમજી લીધું હોય છે કે અળગું કે મર્યાદિત અસ્તિત્વમાત્ર દુઃખદાયક જ હોય છે, અને જ્યારે તમે સુત્રથિતપણે જીવન સાથે ઐક્ય સાધીને વિશુધ્ધ સ્વરૂપે જીવવા રાજી અને સક્ષમ હો છો ત્યારે તમે મદદની આવશ્યકતાની પેલે પાર જતા રહો છો. તમે અન્યને જીવનસિધ્ધાંત અને જીવનઉદાહરણ વડે મદદ કરી શકો, અને તેથીયે વિશેષ તો તમારા સ્વરૂપ વડે. તમારી પાસે જે ન હોય તે તમે ન આપી શકો અને તમે જે નથી તે તમે ધરાવી ન શકો. તમે જે હો તે જ તમે આપી શકો - અને અમયરદપણે આપી શકો.

**સાધક** - પરંતુ શું એ સાચું છે કે અસ્તિત્વમાત્ર દુઃખદાયક છે?

**મહારાજ** - સુખ માટેની આ વૈશ્વિક શોધનું તે સિવાય અન્ય શું કારણ હોઈ શકે? શું કોઈ સુખી માણસ કદીયે સુખને ઈચ્છતો હોય છે? લોકો કેટલા બધા બેચેન હોય છે! તેઓ સદાયે કંઈનું કંઈ કરતા જ રહેતા હોય છે! તેઓ દુઃખી છે માટે આમ છે અને સુખમાં રાહતને ઈચછે છે . પુનરાવર્તિત થતાં રહેનારા શરીરસુખની ખાતરીમાં જ તેઓ સુખમાત્રની કલ્પના કરી શકતા હોય છે.

**સાધક** - જો હું જે છું, જેવો છું, હું મારી જાતને જેવી વ્યક્તિ માનું છું તેનાથી સુખી ન થઈ શકું તો પછી મારે શું કરવું?

**મહારાજ** - તમે માત્ર હોવામાંથી વિરામ લઈ શકો - હાલમાં તમે જેવા લાગો છો તેમાંથી. હું જે કહું તમારો છું તેમાં કોઈ નિષઠુરતા નથી. કોઈ વ્યક્તિને દુઃસ્વપ્નમાંથી જગાડવી તે કરુણા છે. તમે અહીં આવ્યા કારણ કે તમે દુઃખી છો, હું માત્ર એટલું જ કહું છું કે -જાગો, તમારી જાતને જાણો, તમે તમે રહો. દુઃખનો અંત સુખમાં નથી રહેલો. જયારે તમને આ વાતનું ભાન થશે ત્યારે તમે દુઃખ અને સુખ બકઞેની પેલે પાર હશો, અલિપ્ત અને અજેય હશો, પછી સુખનો પીછો કરવાનો અંત આવે છે અને તેને પરિણામે આવતા દુઃખનો પણ. કારણ કે અવિરતપણે દુઃખનું લક્ષ્ય સુખ હોય છે અને સુખનો અંત દુઃખ હોય છે.

**સાધક** - આખરી તબક્કામાં કોઈ સુખ ન હોઈ શકે?

**મહારાજ -** દુઃખ પણ નહીં. માત્ર મુક્તિ. સુખ કોઈકને કોઈક બાબત પર આધાર રાખતું હોય છે અને ગુમાવી શકાય; સઘળામાંથી મુક્તિ કશા પર આધાર નથી રાખતી અને તેને ગુમાવી ન શકાય. દદ્ુઃખમાંથી મુક્તિને કોઈ કારણ નથી, અને માટે તેનો નાશ ન કરી શકાય. તે મુક્તિનો સાક્ષાત્કાર કરો.

**સાધક** - શું હું ભૂતકાળના પરિણામે પેદા થયેલા દુઃખને ભોગવવા નથી જન્મ્યો? શું મુક્તિ શક્ય છે પણ ખરી શું હું મારી ઈચ્છાથી જન્મ્યો હતોરર શું હું કોઈ જીવ માત્ર જ નથી?

**મહારાજ -** ચૈતન્યમાં ઘટનાઓના પ્રવાહના પ્રારંભ અને અંતથી વિશેષ જન્મ અને મૃત્યુ શું છે? અલગતા અને મર્યાદાના ખ્યાલને કારણે તેઓ દુઃખદાયક છે. દુઃખમાંથી ક્ષણિક રાહતને આપણે સુખ કહીએ છીએ - અને આપણે હવામાં અંતહીન શરીરસુખના કિલ્લાઓનું નિર્માણ કરીએ છીએ જેને આપણે સુખ કહીએ છીએ. આ બધું ગેરસમજ અને ગેરઉપયોગ છે. જાગો, પેલે પાર જાઓ, વાસ્તવમાં જીવો.

**સાધક** - મારું જ્ઞાન મર્યાદિત છે, મારી તાકાત નગણ્ય છે.

**મહારાજ -** બક્ષેનો સ્રોત હોવાને કારણે આત્મા જ્ઞાન અને તાકાતની પેલે પાર છે. જે અવલોકો શકાય છે તે મનમાં છે. આત્માની પ્રકૃતિ વિશુદ્ધ જાગૃતિ છે, વિશુદ્ધ સાક્ષીત્વ છે, જે જ્ઞાન કે ગમાથી, હાજરી કે ગેરહાજરીથી બિનપ્રભાવિત છે. તમારા હોવા(0લાં1ટ્ટ)ને જન્મ અને મરણનો શિકાર એવા આ શરીરની બહાર અનુભવો અને તમારી સઘળી સમસ્યાઓનો ઉકેલ આવી જશે. તમે મરવા માટે જન્મ્યા છો તેવી તમારી માન્યતાને કારણે તેમનું અસ્તિત્વ છે. તમારી જાતને આ છેતરપિંડીથી બહાર લાવો અને મુક્ત બનો. તમે કોઈ વ્યક્તિ નથી.

## તમારો અંતરાત્મા જ મહાનતમ ગુરુ છે [૩૫]

**સાધક** - બધે જ મારા સાંભળવામાં એવું આવે છે કે વાસનામુક્તિ એ આત્મસાક્ષાત્કારની સૌ પ્રથમ શરત છે. પરંતુ મને તે શરત પૂરી કરવી અશક્ય લાગે છે. પોતાની જાત વિશેનું અજ્ઞાન ઈચ્છાઓને જન્મ આપે છે અને ઈચ્છાઓ અજ્ઞાનને જીવતું રાખે છે. જબરું વિષચક્ર છે!

**મહારાજ -** કોઈ જ શરતો પૂરી કરવાની નથી. કશું જ કરવાનું નથી, કશાનો ત્યાગ કરવાનો નથી. માત્ર જુઓ અને યાદ રાખો, જે કંઈ તમે અનુભવો છો તે તમે નથી, તમારું નથી. જે કંઈ છે તે ચૈતન્યના ક્ષેત્રમાં છે, પરંતુ તમે કંઈ તે ક્ષેત્ર નથી કે નથી તેની સામગ્રી, અરે તે ક્ષેત્રનો જ્ઞાતા પણ તમે નથી. તમારો એ ખ્યાલ કે તમારે કશુંક કરવું પડે છે તે જ તમને તમાર પ્રયાસોના પરિણામોમાં ફસાવે છે - કશુંક કરવા માટેનું પેરકબળ, ઈચ્છા, વાસના, કશુંક સિદ્ધ કરવામાં નિષ્ફળતા, હતાશાનો ભાવ - આ સઘળું તમને પકડી રાખે છે. જે કંઈ બને છે તેને માત્ર નિરખો અને જાણો કે તમે તેની પેલે પાર છો.

**સાધક** - શું તેનો અર્થ એવો થાય કે કશું પણ કરવાથી દૂર રહેવું?

**મહારાજ -** તમે દૂર નહીં રહી શકો! જે કંઈ ચાલી રહ્યું છે તેણે ચાલતા જ રહેવું પડશે. જો તમે એકાએક થોભવા ગયા તો તમે ભાંગી પડશો.

**સાધક** - શું એવું તો નથી ને કે આ જ્ઞાત અને જ્ઞાતાના એક બની જવાની વાત હોય?

**મહારાજ -** બશે મનના ખ્યાલો જ છે, અને તેમને અભિવ્યક્તિ આપતા શબ્દો પણ. તેમાં ક્યાંય આત્મા નથી. આત્મા નથી તો વચ્ચે કે નથી તો પેલે પાર. માનસિક સ્તરે તેની શોધ ચલાવવી નિરર્થક

છે. શોધવાનું બંધ કરો, અને જુઓ - તે અહીં અને અત્યારે જ છે – તે એ "હું છું' છે જેને તમે સારી રીતે જાણો છો. તમારે માત્ર એટલું જ કરવાની જરૂર છે કે તમારી જાત ચૈતન્યના ક્ષેત્રના દાયરામાં આવેલી છે તેવું સમજવાનું બંધ કરો. સિવાય કે તમે આ બાબતો પર કાળજીભર્યો વિચાર કર્યો હોય મને એક વાર સાંભળી લેવાથી નહીં ચાલે. તમારા ભૂતકાળના અનુભવો અને સિધ્ધીઓને ભૂલી જાઓ , જીવનના ઝંઝાવાતો સમક્ષ ખુલ્લા નિરાવરણ થઈને ઊભા રહો અને તમને તક મળશે.

**સાધક** - તમારા ઉપદેશમાં શું ભક્તિને કોઈ સ્થાન છે ખરું?

**મહારાજ** - જ્યારે તમારી તબિયત સારી નથી હોતી ત્યારે તમે દાક્તર પાસે જાઓ છો અને તે તમને શું ગડબડ છે તે કહે છે અને તેનો ઈલાજ બતાવે છે. જો તમને તેનામાં વિશ્વાસ હોય તો વાત સરળ બની જાય છેઃ તમે દવા લો, આહાર બાબતે આપવામાં આવેલી સૂચનાઓનું પાલન કરો અને સાજા થાઓ. પરંતુ જો તમે તેના પર વિશ્વાસ ન કરતા હો તો પણ તમે અજમાયશ કરી શકો અથવા તો તમે પોતે જ દવાઓનો અભ્યાસ કરી શકો. તે જે હોય તે પરંતુ તમને ગતિમાં લાવનાર તમારી સાજા થવાની ઈચ્છા જ છે, નહીં કે દાક્તર. તમારો વિશ્વાસ વિના શાંતિ નથી. કોઈકના અને કોઈકના પર તો તમને વિશ્વાસ હોય જ છે - તે તમારી માતા હોઈ શકે, કે તમારી પત્ની હોઈ શકે. બધા લોકોમાં આત્માને જાણનાર એટલે કે જ્ઞાની માણસ સૌથી વધારે વિશ્વાસપાત્ર છે. પરંતુ માત્ર શ્રધ્ધા રાખવી તેટલું જ પૂરતું નથી. તમને તે માટેની ઈચ્છા પણ હોવી જોઈએ. મુક્તિ માટેની ઈચ્છા વિના તમે મુક્તિ પ્રાપ્ત કરી શકો તેમ છો તેવા વિશ્વાસનો કશોયે અર્થ નથી. ઈચ્છાએ અને શ્રધ્ધાએ હાથમાં હાથ મીલાવીને આગળ વધવું પડે. જેટલી તમારી ઈર તીવ્ર હશે તેટલી સરળતાથી તમને મદદ આવી મળશે. જો શિષ્ય શીખવા માટે આતુર ન હોય તો મહાનમાં મહાન ગુરુ પણ નિઃસહાય છે. આતુરતા અને ઉત્કટતા જ મહત્ત્વના છે. અનુભવે આત્મવિશ્વાસ પણ આવશે. તમારા લક્ષ્યને સમર્પિત રહો - અને તમને જે માગંદર્શન આપી શકે તેમ છે તેના પ્રત્યેની ભક્તિ આપોઆપ પેદા થશે. જો તમારી ઈચ્છા અને આત્મવિશ્વાસ તીવ્ર હશે તો તેઓ કારગત નીવડશે અને તમને તમારા લક્ષ્ય પર લઈ જશે, કારણ કે પછી ખચકાટ અને સમાધાન તમને ઢીલમાં નહીં નાખે. તમારો અંતરાત્મા જ મહાનતમ ગુરુ છે. ખરેખર, તે જ સર્વોચ્ચ શિક્ષક છે. તે એકલો જ તમને તમારા લક્ષ્ય પર લઈ જઈ શકે છે અને માર્ગના અંતે તે એકલો જ તમને મળે છે. તેનામાં શ્રધ્ધા રાખો અને તમારે કોઈ બાહ્ય ગુરુની આવશ્યકતા નથી. પરંતુ ફરી કહું કે તેને પામવાની અને માર્ગમાં વિઘ્નો ખડાં કરે અને ઢીલાશ પેદા કરે તેવું અન્ય કશુંયે ન કરવાની તમને તીવ્ર ઈચ્છા હોવી જોઈએ. પસ્તાવાઓ પર તમારી ઊર્જા અને સમયનો દુર્વ્યય ન કરો. તમારી ભૂલોમાંથી શીખો અને તેમને પુનરાવર્તિત ન કરો.

**સાધક** - જો આપને વાંધો ન હોય તો, શું હું આપને એક અંગત પ્રશ્ન પૂછી શકું?

**મહારાજ** - હા, પૂછો.

**સાધક** - હું આપને હરણના ચર્માસન પર બેઠેલા જોઉં છું. તો તેનો અહિંસા સાથે કઈ રીતે મેળ ખાય છે?

**મહારાજ** - મારા સઘળા વ્યાવસાયિક જીવન દરમિયાન હું એક બીડી બનાવવાવાળો હતો અને લોકોને તેમનું સ્વાસ્થ્ય બગાડવામાં મદદ કરતો હતો. અને મારા ઘરના બારણા સામે જ નગરપાલિકાએ એક જાહેર મૂતરડી બનાવી હતી જે મારું આરોગ્ય બગાડતી હતી. આ હિંસક જગતમાં કોઈ વ્યક્તિ પોતાની જાતને કોઈ અને કોઈ પ્રકારની હિંસાથી કઈ રીતે દૂર રાખી શકે?

**સાધક** - એટલું તો ચોક્કસ કે હિંસાને નિવારી શકાય તેટલી નિવારવી જોઈએ. અને તેમ છતાંયે ભારતમાં દરેક પવિત્ર માણસ વાઘ, સિંહ, ચિત્તા કે હરણના ચર્માસન પર બીરાજે છે.

**મહારાજ** - એવું કદાચ એ કારણે હોય કે પુરાણા કાળમાં પ્લાસ્ટિક પ્રાપ્ય નહોતું અને ભેજને દૂર રાખવા ચામડાનું આસન ઉત્તમ હતું. સંધિવા એ કોઈ મજાની બાબત નથી, સંતમહાત્મા માટે પણ!

# હું તે છું

આમ એ પરંપરા જન્મી કે લાંબા ધ્યાન માટે ચામડું આવશ્યક બન્યું. મંદોરમાં જે રીતે ઢોલ પરનું ચામડું છે તે રીતે યોગી માટે આ હરણનું ચામડું છે. અમારા ધ્યાન પર તો તે ભાગ્યે જ આવતું હોય છે.

**સાધક** - પરંતુ તે માટે પ્રાણીની હત્યા કરવી પડી હતી.

**મહારાજ** - પોતાના ચર્માસન માટે વાઘને મારતો હોય તેવા યોગી વિશે મે કદીયે નથી સાંભળ્યું. હત્યારાઓ યોગી નથી અને યોગીઓ હત્યારાઓ નથી.

**સાધક** - ચર્માસન પર બેસવાની ના પાડીને આપને આપની નામરજી વ્યક્ત ન કરવી જોઈએ?

**મહારાજ** - શું ખ્યાલ છે બાકી! હું તો પૂરા વિશ્વને નકારું છું, માત્ર ચામડાને જ શા માટે?

**સાધક** - વિશ્વમાં વળી શું ખરાબી છે?

**મહારાજ** - પોતાના સ્વરૂપને ભૂલી જવું તે મોટામાં મોટી ખરાબી છે; તે જ સઘળી દુર્ઘટનાઓનું કારણ છે. સૌથી મહત્ત્વની બાબતની પરવા કરો, ગૌણ બાબતો આપોઆપ ઠેકાણે આવી જશે. તમે કંઈ અંધારા ઓરડાને ઠીકઠાક નથી કરતા. પહેલાં તમે બારીઓ ખોલો છો. અંદર પ્રકાશને આવવા દેતાં જ સઘળું સરળ થઈ જાય છે. માટે, જ્યાં સુધી આપણે આપણી જાતને જેવી છે તેવી નથી જોઈ અને તેને સુધારી નથી ત્યાં સુધી અન્યને સુધારવાનો પ્રયત્ન કરતાં પહેલાં રાહ જોઈએ. . અંતહીનપણે પ્રશ્નો પૂછતા રહીને ગોળ ગોળ ઘુમતા રહેવાની કોઈ આવશ્યકતા નથી; તમારી જાત (સ્વિરૂપ)ને પામો અને સઘળું ઠેકાણે આવી જશે.

**સાધક** - સ્રોત પર પાછા ફરવાનો તલસાટ ખૂબ વિરલ છે. શું તે સહેજપણ સ્વાભાવિક છે?

**મહારાજ** - શરૂઆતમાં બહિર્ગમન સ્વાભાવિક છે, અને અંતમાં - અંતર્ગમન. પરંતુ વાસ્તવમાં તે બન્ને એક જ છે, જે રીતે શ્વાસ અને ઉચ્છ્વાસ એક છે.

**સાધક** - તે જ રીતે શું શરીર અને શરીરી એક નથી?

**મહારાજ** - કાળ અને સ્થળમાં ઘટતી ઘટનાઓ - જન્મ અને મરણ, કારણ અને પરૈણા

**મહારાજ** – આમને એક તરીકે લઈ શકાય; પરંતુ શરીર અને તેમાં વસેલો શરીરી વાસ્તવિકતાની એક જ કક્ષાએ આવેલા નથી. શરીર કાળ અને સ્થળમાં અસ્તિત્વ ધરાવે છે , અનિત્ય અને મર્યાદિત છે, જયારે તેમાં વસનારો શરીરી કાળરહિત અને સ્થળરહિત છે, શાશ્વત અને સર્વવ્યાપી છે. તે બન્નેને એક સમજવા તે ગંભીર ભૂલ છે અને અનંત યાતનાનું કારણ છે. તમે મન અને શરીર બાબતે એક છે તે રીતે બોલી શકો, પરંતુ શરીર-મન એ કંઈ મૂળભૂત વાસ્તવિકતા નથી.

**સાધક** - તે જે હોય તે, શરીર શરીરીના નિયંત્રણમાં છે, માટે તે તેના માટે જવાબદાર છે.

**મહારાજ** - એક વૈશ્વિક તાકાત છે, જેના નિયંત્રણમાં સઘળું છે અને તે જવાબદાર છે.

**સાધક** - અને માટે, હું મને મન ફાવે તેમ કરી શકું અને તેનો દોષ કોઈ વૈશ્વિક તાકાત પર ઢોળી શકું? વાહ, કેવું સરળ!

**મહારાજ** - હા, ખૂબ જ સરળ. સઘળાને ગતિ આપનાર તે એકનો સાક્ષાત્કાર કરો અને સઘળું તેના ભરોસે છોડો. જો તમે ખચકાટ ન અનુભવો, કોઈ છેતરપિંડી ન કરો, તો વાસ્તવિકતાને પામવાનો આ સરળમાં સરળ માર્ગ છે. સઘળા નિયંત્રણ અને સઘળી જવાબદારીનો ત્યાગ કરીને ઈચ્છા અને ભય વિના ખડા રહો.

**સાધક** - નર્યું પાગલપણ!

## હું તે છું

**મહારાજ** - હા, દૈવી પાગલપણ. વ્યક્તિગત નિયંત્રણની અને વ્યક્તિગત જવાબદારીની ભ્રમણાનો ત્યાગ કરવામાં ખોટું શું છે? બન્ને માત્ર મનમાં જ છે. અલબત્ત, જ્યાં સુધી તમે એવી કલ્પના કરો છો કે નિયંત્રણ તમારા હાથમાં છે ત્યાં સુધી તમારે તમારી જાતને જવાબદાર પણ કલ્પવી જોઇએ. એક બાબત બીજી બાબતને સૂચિત કરે છે.

**સાધક** - વિશિષ્ટ માટે વૈશ્વિક કઇ રીતે જવાબદાર હોઇ શકે?

**મહારાજ** - પૃથ્વી પરનું સઘળું જીવન સુર્ય પર આધાર રાખે છે. તેમ છતાંયે જે કંઇ બની રહ્યું છે તે માટે તમે સુર્યને દોષ ન દઈ શકો, ભલે પછી તે સઘળાનું મૂળભૂત કારણ હોય. પ્રકાશને કારણે ફુલોના રંગો છે, પરંતુ પ્રત્યક્ષપણે નથી તો તે તેમનો નિયંત્રક કે નથી તો તે તેને માટે જવાબદાર. તે તેને શક્ય બનાવે છે તેટલું જ માત્ર.

**સાધક** - આ સઘળામાં કોઇ વૈશ્વિક તાકાતમાં આશરો લેવાનું મને નથી ગમતું.

**મહારાજ** - તમે હકીકતો સાથે કજીયો ન કરી શકો.

**સાધક** - કોની હકીકતો? આપની કે મારી?

**મહારાજ** - તમારી. તમે મારી હકીકતોને નકારી ન શકો, કારણ કે તમે તેમને જાણતા નથી. જો તમે તેમને જાણી શક્યા તો તમે તેનો નકાર નહીં કરો. તકલીફ અહિયા છે. તમે તમારી કલ્પનાને વાસ્તવિકતા સમજો છો અને મારી હકીકતોને કલ્પના સમજો છો. મને પૂરી ખાતરી છે કે સઘળું એક છે અને હું તેને પાકે પાયે જાણું છું. તફાવતો અલગતા નથી સર્જતા. કાં તો તમે કશાયે માટે જવાબદાર નથી કે પછી સઘળાને માટે જવાબદાર છો. એવું કલ્પવું કે તમે માત્ર એક શરીરના નિયંત્રક છો અને તેના માટે જવાબદાર છો તે શરીર-મનની વિકૃતિ છે.

**સાધક** - તેમ છતાંયે આપ આપના શરીર વડે મર્યાદિત છો.

**મહારાજ** - માત્ર શરીરને લગતી બાબતો માટે જ. આનો મને કોઇ વાંધો નથી, તે વરસની જુદી જુદી ૠતુઓને સહન કરવા સમાન છે. તેઓ આવે છે અને જાય છે - તેની ભાગ્યે જ મને કોઇ અસર થાય છે. તે જ રીતે શરીર-મન આવે છે અને જાય છે - જીવન હમેશાં નવી અભિવ્યક્તિઓની શોધમાં રહે છે.

**સાધક** - જ્યાં સુધી આપ સઘળો બોજ ઈશ્વર પર નથી મૂકતા ત્યાં સુધી હું સંતુષ્ટ છું. એવું બને કે ઈશ્વર હોય, પરંતુ મારા માટે તો તે માનવ-મન વડે પ્રક્ષેપિત એક ખ્યાલ જ છે. આપના માટે તે વાસ્તવિકતા હોય તેવું બને, પરંતુ મારા માટે તો સમાજ ઈશ્વર કરતાં વધારે વાસ્તવિક છે, કારણ કે હું તેમાં જીવતો એક જીવ અને તેનો કેદી એમ બન્ને છું. તમારાં મૂલ્યો શાણપણ અને કરુણા છે - એટલે કે સમાજનો દીર્ઘદર્શી સ્વાર્થ છે. હું આપનાથી સાવ જ અલગ એવા જગતમાં જીવું છું.

**મહારાજ** - કોઈ ફરજ પાડતું નથી.

**સાધક** - આપને કોઇ કરજ નથી પાડતું, પરંતુ મને તો ફરજ પાડે જ છે. મારું જગત એક દુષ્ટ જગત છે, આંસુઓથી ભર્યું ભર્યું, વેઠ અને દુઃખથી ભર્યું ભર્યું. તર્ક ચલાવીને, ઉત્ક્રાંતિ અને કર્મના સિદ્ધાંતો આગળ ધરીને તેના ખુલાસાઓ આપવા એ દાઝ્યા પર ડામ દેવા બરાબર છે. દુષ્ટ જગતનો ઈશ્વર એક ક્રૂર ઈશ્વર છે.

**મહારાજ** - તમે જ તમારા જગતના ઈશ્વર છો અને તમે મૂર્ખ પણ છો અને ક્રૂર પણ છો. ઈશ્વરને એક ખ્યાલ જ રહેવા દો - તમારું પોતાનું સર્જન જ રહેવા દો. એ શોધી કાઢો કે તમે કોણ છો, અને આ દુષ્ટતાઓથી ભર્યા ભર્યા જગતમાં સત્યમ્, શિવમ્ અને સુંદરમ્‌ને પામવાનો તલસાટ અનુભવતા તમે એક જીવ તરીકે કઇ રીતે અવતર્યા? ઈશ્વરની તરફેણમાં કે વિરુદ્ધમાં દલીલો કરવાનો શો

અર્થ છે જ્યારે તમને એ ખબર નથી કે ઈશ્વર કોણ છે અને તમે શાની વાત કરી રહ્યા છો. ભય અને આશાથી જન્મેલો, વાસના અને કલ્પનાથી આકાર પામેલો ઈશ્વર પરબ્રહ્મ ન હોઈ શકે, વિશ્વનું મન અને હૃદય ન હોઈ શકે.

**સાધક** - હું સંમત થાઉં છું કે જે જગતમાં હું રહું છે તે અને જે ઈશ્વરને હું માનું છે તે બન્ને કલ્પનાનાં સર્જનો છે. પરંતુ તેઓ ઈચ્છાઓ વડે કઈ રીતે સર્જાયાં છે? જગત આટલું બધું દુઃખભર્યું અને ઈશ્વર આટલો બધો બેપરવા છે તેવું હું શા માટે કલ્પું છું? મારામાં શી ખરાબી છે કે મારે મારી જાતને આટલો બધો ક્રૂર રીતે ત્રાસ આપવો જોઈએ? આત્મસાક્ષાત્કારપ્રાપ્ત માણસ આવે છે અને મને કહે છે : "તે એક એવું સ્વપ્ન છે કે જેનો અંત લાવવો જોઈએ", પરંતુ શું તે પોતે તે સ્વપ્નનો હિસ્સો નથી? હું મારી જાતને ફસાઇ ગયેલી અનુભવું છું અને મને તેમાંથી બહાર નીકળવાનો કોઈ ઉપાય નથી દેખાતો. આપ કહો છો આપ મુક્ત છો. આપ શાનાથી મુક્ત છો? ભગવાનને ખાતર મને શબ્દો ન પીરસો, મને મુક્ત કરો, મને જાગવામાં મદદ કરો, કારણ કે આપ મને ઊંઘમાં બેચેનીથી આમતેમ પડખાં ફેરવતો જુઓ છો.

**મહારાજ** - હું જ્યારે એમ કહું છું કે હું મુક્ત છું ત્યારે હું માત્ર હકીકતનું પ્રતિપાદન કરું છું. જો તમે પુષ્ટ વ્યક્તિ છો તો તમે બાળપણથી મુક્ત છો, બાળપણને પાર કરી ચૂક્યા છો. હું સઘળાં વર્ણનો અને તાદાત્મ્યોથી મુક્ત છું. ભલે તમે જે કંઈ સાંભળતાં, જોતાં કે વિચારતાં હો, હું તે નથી. હું કોઈ બોધવચન કે કોઈ ખ્યાલ હોવાથી મુક્ત છું.

**સાધક** - તેમ છતાંયે આપને શરીર છે અને આપ તેના પર આધાર રાખો છો.

**મહારાજ** - ફરી તમે એવું ધારી લો છો કે તમારો દષ્ટિકોણ જ માત્ર સાચો છે. હું ફરી કહું છું : હું શરીર હતો નહીં, છું નહીં, હોઈશ નહીં. મારા માટે આ એક હકીક્ત છે. હું પોતે પણ જન્મ્યો હોવાની ભ્રમણા હેઠળ હતો, પરંતુ મારા ગુરુએ મને એ જોવા પ્રેર્યો કે જન્મ અને મરણ નર્યા ખ્યાલો જ છે - જન્મ એ નર્યો ખ્યાલ છે કે : "મારે શરીર છે', અને મરણ એ નર્યો ખ્યાલ છે કે : "મેં મારું શરીર ગુમાવ્યું છે'. હવે જ્યારે હું જાણું છું કે હું શરીર નથી ત્યારે શરીર હોય કે ન હોય તેથી શું ફરક પડે છે? શરીર-મન એક ઓરડા સમાન છે. તે છે ખરું પરંતુ મારે સઘળો સમય તેમાં રહેવું જ પડે તે આવશ્યક નથી.

**સાધક** - તેમ છતાંયે શરીર છે અને આપે તેની કાળજી લો છો.

**મહારાજ** - જે શક્તિએ શરીરને સર્જ્યું છે તે તેની કાળજી લે છે.

**સાધક** - સઘળો સમય આપણે એક કક્ષાએથી બીજી કક્ષા પર કુદતા રહીએ છીએ.

**મહારાજ** - વિચારવા માટે બે કક્ષા છે - ભૌતિક - હકીકતોની, અને માનસિક - ખ્યાલોની. હું તે બક્ષેની પેલે પાર છું. નથી તો તમારી હકીકતો મારી કે નથી તો તમારા ખ્યાલો મારા. હું તેમની પેલે પાર જોઉં છું. વચ્ચેની સરહદરેખાને પાર કરી મારા તરફ આવો અને હું જે જોઉ છું તે જુઓ.

**સાધક** - હું જે કહેવા માગું છું તે સાવ સરળ છે. જ્યાં સુધી હું માનું છું કે : "હું આ શરીર છું' ત્યાં સુધી મારે એ ન જ કહેવું જોઈએ કે : "ઈશ્વર મારા શરીરની કાળજી લેશે*. ઈશ્વર તેમ નહીં જ કરે. તે તેને ભૂખે મરવા દેશે, બિમાર પડવા દેશે અને મરી જવા દેશે.

**મહારાજ** - નર્યા શરીર પાસેથી આથી અન્ય અપેક્ષા તમે શું રાખો છો? તમે તેના માટે આટલા બધા ચિંતાતુર શા માટે છો? તમે આ શરીર છો તેવું વિચારવાને કારણે તમે તે અવિનાશી હોય તેવું ઈચ્છો છો. યોગ્ય ઉપાયો કરીને તમે તેના આયુષ્યને સારું એવું લંબાવી શકો છો, પરંતુ આખરે તેનાથી ભલું શું થવાનું છે?

# હું તે છું

**સાધક** - લાંબું અને તંદુરસ્ત જીવવું તે વધારે સારું છે.તે આપણને બાળપણની અને યુવાનીની ભૂલોને, પુષ્ટ ઉમરની હતાશાઓને, વૃધ્ધાવસ્થાનાં દુ:ખો અને મંદમતિને ટાળવાની તકો આપે છે.

**મહારાજ** - સઘળા ઉપાયો યોજીને મન ભરીને લાંબું જીવો. પરંતુ ખ્યાલ રાખો કે ખેલનો દોરીસંચાર તમારા હાથમાં નથી. શું તમે તમારા જન્મ અને મરણના દિવસો નક્કી કરી શકો છો? આપણે એક જ ભાષામાં વાતો નથી કરી રહ્યા. તમારી વાત મનમનામણાની છે, સઘળું ધારણાઓ અને માન્યતાઓ પર ટીંગાઇ રહ્યું છે. તમે એ બાબતો વિષે ખાતરીબધ્ધ રીતે વાત કરો છો જે બાબતોની તમને પોતાને જ ખાતરી નથી.

**સાધક** - માટે જ તો હું અહીં છું.

**મહારાજ** - તમે હજુ અહીં નથી. હું અહીં છું. અંદર આવો! પરંતુ તમે નથી આવતા. હું તમારું જીવન જીવું, તમારી રીતે અનુભવું, તમારી ભાષા વાપરું તેવું તમે ઈચ્છો છો. હું તેમ ન કરી શકું, અને તે તમને મદદ નહીં કરે. તમારે જ મારા સુધી પહોંચવું પડે. શબ્દો મનની પેદાશ છે અને મન બાબતને ગૂઢ અને વિકૃત કરી મૂકે છે. માટે જ શબ્દોની પેલે પાર જવાની અને મારા પક્ષે થવાની નરી આવશ્યકતા છે.

**સાધક** - મારો હાથ પકડો.

**મહારાજ** - તેજ તો હું કરી રહ્યો છું, પરંતુ તમે વિરોધ કરો છો. તમે ખ્યાલોને વાસ્વિકતા બક્ષો છો, જ્યારે ખ્યાલો તો વાસ્તવિક્તાની વિકૃતિ છે. સઘળા ખ્યાલીકરણનો ત્યાગ કરો અને મૌન રહો અને ધ્યાન આપો. તે બાબતે ઉત્કટ રહો અને સઘળું તમારી સાથે હશે. હત્યા હત્યારાને જ નુકસાન કરે છે, નહીં કે જેની હત્યા થઈ છે તેને [૩૬]

**સાધક** - એક હજાર વરસ પહેલાં એક માણસ જીવ્યો અને મરી ગયો. તેનો લિંગદેહ નવા શરીરમાં ફરી વિધમાન થયો. શા માટે તેને તેનો પૂર્વજન્મ યાદ નથી? અને જો યાદ છે તો તેની સ્મૃતિ ચૈતન્ય (જાગ્રત મન)માં લાવી શકાય?

**મહારાજ** - તમે એ કઇ રીતે જાણો છો કે તે જ વ્યકિત નવા શરીરમાં વિધમાન થઈ છે? નવા શરીરનો અર્થ તો એવો પણ થાય કે તે સાવ નવી જ વ્યક્તિ છે.

**સાધક** - ઘીની એક હાંડીની કલ્પના કરો. જ્યારે હાંડી ફૂટી જાય છે ત્યારે ઘી તો રહે જ છે જેને અન્ય પાત્રમાં ફેરવી શકાય છે. જૂના પાત્રને તેની પોતાની ગંધ હતી, અને નવાને તેની પોતાની. ઘી તે ગંધને પોતાની સાથે એક પાત્રમાંથી બીજા પાત્રમાં લઇ જશે. તે જ રીતે વ્યક્તિગત ઓળખઉંતટા 1) એક શરીરમાંથી બીજા શરીરમાં ફેરવાય છે, સ્થળાંતર કરે છે.

**મહારાજ** - ઠીક છે. જ્યારે શરીર હોય છે ત્યારે તેની લાક્ષણિક્તાઓ વ્યક્તિને અસર કરે છે. શરીર વિના આપણે "હું છું'ના અર્થમાં વિશુધ્ધ ઓળખ ધરાવતા હોઈએ છીએ. પરંતુ જ્યારે તમે નવા શરીરમાં જન્મો છો ત્યારે અગાઉ અનુબભવેલું જગત ક્યાં હોય છે?

**સાધક** - દરેક શરીર તેના પોતાના જગતને અનુભવે છે.

**મહારાજ** - વર્તમાન શરીરમાં, જૂના શરીરમાં - શું તે નર્યો કોઈ ખ્યાલ છે, કે પછી તે કોઈ સ્મૃતિ છે?

**સાધક** - એક ખ્યાલ, અલબત્ત. જે વાત મગજે અનુભવી નથી તેને તે કઇ રીતે યાદ કરી શકે?

**મહારાજ** - તમે જ તમાચ પ્રશ્નનો જવાબ આપી દોધો છે. ખ્યાલો સાથે રમત શા માટે કરવી? તમને જેની ખાતરી હોય તેનાથી જ સંતુષ્ટ રહો. અને એક માત્ર બાબત કે જેના માટે તમે ખાતરીબધ્ધ હોઈ શકો તે "હું છું' છે. તેના પર સ્થિત થાઓ, અને અન્ય સઘળાને નકારો. આ છે યોગ.

# હું તે છું

**સાધક** - હું માત્ર શાબ્દિક રીતે જ નકાર ભણી શકું. વધારેમાં વધારે તો હું એ સૂત્રને પુનરાવર્તિત કરવાનું યાદ રાખું કે "આ હું નથી, આ મારું નથી. હું આ સઘળાની પેલે પાર છું.

**મહારાજ** - શરૂઆત માટે આટલું પૂરતું છે. સૌ પ્રથમ શાબ્દિક રીતે, પછી માનસિક અને લાગણીકીય રીતે, અને પછી વર્તનમાં. તમારી અંદરની વાસ્તવિકતા પર ધ્યાન આપો અને તે પ્રકાશમાં આવશે. તે માખણ માટે છાશને વલોવવા જેવું છે. તેને સાચી રીતે અને ખંતપૂર્વક કરો અને પરિણામ ચોક્કસ મળશે જ.

**સાધક** - બ્રહ્મ કોઈ પ્રક્રિયાનું પરિણામ કઈ રીતે હોઈ શકે?

**મહારાજ** - તમારી વાત સાચી છે, સાપેક્ષ નિરપેક્ષ (બ્રહ્મ)માં ન પરિણમી શકે. પરંતુ નિરપેક્ષ સાપેક્ષને પરિણમતું અટકાવી શકે, જે રીતે છાશને ન વલોવવાની ક્રિયા માખણને અલગ પડતું અટકાવી શકે છે. બ્રહ્મ જ તાલાવેલી જગાડે છે; અંતઃસ્થ બાહ્યસ્થને પ્રેરે છે અને બાહ્યસ્થ તેના હિતમાં પ્રતિભાવ આપે છે અને પ્રયાસ કરે છે. પરંતુ આખરે નથી તો અંતઃસ્થ કે નથી તો બાહ્યસ્થ; ચૈતન્યનો પ્રકાશ સર્જક અને સર્જન, અનુભવકર્તા અને અનુભવ, દેહ અને દેહી એમ બન્નેમાં છે. આ બધાને પ્રક્ષેપિત કરતી તાકાતની સંભાળ રાખો અને તમારી સમસ્યાઓનો અંત આવશે.

**સાધક** - આ પ્રક્ષેપિત કરનારી તાકાત કઈ છે?

**મહારાજ** - ઈચ્છા વડે પ્રેરાયેલી કલ્પના.

**સાધક** - હું આ સઘળું જાણું છું, પરંતુ મારું તેના પર કંઈ ચાલતું નથી.

**મહારાજ** - આ તમારી એક ઓર ભ્રમણા છે, જે પરિણામો માટેના તલસાટને કારણે પેદા થઈ છે.

**સાધક** - હેતુપૂર્ણ કૃત્યમાં ખોટું શું છે?

**મહારાજ** - અહીં તે લાગુ નથી પડતું. આ બાબતોમાં નથી તો પ્રશ્ન હેતુનો કે નથી તો કૃત્યનો.. તમારે માત્ર સાંભળવાનું છે, યાદ રાખવાનું છે અને ઊંડો વિચાર કરવાનો છે (શ્રવણ-મનન-ચિંતન). તે આહાર લેવા સમાન છે. તમે તો માત્ર બટકું ભરી શકો, ચાવી શકો અને ગળે ઉતારી શકો. અન્ય સઘળું અજાગ્રતપણે અને આપોઆપ ઘટે છે. સાંભળો, યાદ રાખો અને સમજો - મન અભિનેતા અને રંગમંચ બન્ને છે. સઘળું મનથી છે અને તમે મન નથી. મન જન્મે છે અને પુનઃ જન્મે છે, તમે નહીં. મન જગત અને તેની અદ્‌ભુત વિવિધતાઓને સર્જે છે. જે રીતે કોઈ સારા નાટકમાં સઘળા પ્રકારનાં પાત્રો અને પરિસ્થિતિઓ હોય છે તે રીતે જગતને બનાવવા માટે તમારે દરેકની થોડા થોડા પ્રમાણમાં આવશ્યકતા છે.

**સાધક** - નાટકમાં કોઈ દુઃખી નથી થતું.

**મહારાજ** - સિવાય કે પ્રેક્ષક તે સાથે તાદાત્મ્ય સાધે. તમે જગત સાથે તાદાત્મ્ય ન સાધો અને તમે દુઃખી નહીં થાઓ.

**સાધક** - અન્ય લોકો સાધશે, તેનું શું?

**મહારાજ** - તો પછી પૂરો પ્રયત્ન કરો અને તમારા જગતને ક્ષતિરહિત પૂર્ણ બનાવો. જો તમે ઈશ્વરમાં માનતા હો તો તેની સાથે રહી કામ કરો. જો તમે ન માનતા હો તો તમે પોતે ઈશ્વર બનો. કાં તો જગતને એક નાટક તરીકે જુઓ અથવા તો તેને ઠીક કરવા તમારી પૂરી તાકાતથી લાગી પડો. અથવા તો બન્ને કરો.

# હું તે છું

**સાધક** - મૃત્યુ પામી રહેલા માણસની ઓળખઉંતલા107) વિશે આપ શું કહો છો? તેના મૃત્યુ પામ્યા બાદ તેની ઓળખનું શું થાય છે? શું આપ એ બાબતે સંમત થાઓ છો કે તે બીજા એક શરીરમાં તેનું સાતત્ય જાળવી રાખે છે?

**મહારાજ** - તે સાતત્ય જાળવી રાખે છે અને તેમ છતાંયે નથી જાળવી રાખતી. તમે તેને કઇ રીતે જુઓ છો તેના પર સઘળો આધાર છે. આખરે ઓળખ છે શું? સ્મૃતિમાં સાતત્ય શું તમે સ્મૃતિ વિના ઓળખ વિષે વાત કરી શકો ખરા?

**સાધક** - હા, કરી શકું. એવું બને કે બાળક તેના માતાપિતાને ન જાણતું હોય, તેમ છતાંયે વંશાનુગત લાક્ષણિકતાઓ હાજર હશે.

**મહારાજ** - તેમને કોણ ઓળખી બતાવે છે? એવી કોઇક વ્યક્તિ કે જે નોંધ કરવાની અને સરખાવવાની સ્મૃતિ ધરાવતી હોય. શું તમને એ નથી દેખાતું કે સ્મૃતિ એ તમારા માનસિક જીવનનો તાણોવાણો છે? જીવ(ંતલાપં(97 - ઓળખ) એ સ્થળ અને કાળમાં ઘટેલી ઘટનાઓની એક ભાત માત્ર છે. તે ભાત બદલો અને તમે માણસને બદલ્યો હશે.

**સાધક** - ભાત સૂચક અને મહત્ત્વની છે. તેને તેનું પોતાનું મૂલ્ય છે. વણેલી ભાત એ નર્યા રંગીન તાંતણાઓ છે તેમ કહીને તમે અત્યંત મહત્ત્વની બાબતને - તેના સૌંદર્યને - ચૂકી જાઓ છો. અથવા તો કોઇ પુસ્તકને કાગળ પર શાહીના ડાઘ તરીકે વર્ણવીને તમે તેના ખરા અર્થને ચૂકી જાઓ છો. ઓળખ મૂલ્યવાન છે કારણ કે તે એ અલગતા કે જે આપણને અનન્ય અને નિર્વિકલ્પ બનાવે છે તેનો પાયો છે. "હું છું' અનન્યતાની અંતઃસ્ફુરણા છે.

**મહારાજ** - હાઅને ના. ઓળખલંતલાપંઇ), અલગતા(11તાંપાંતપદ઼ાાઇ), અનન્યતા(111તવૃપટ-1€55) - આ સઘળાં મનનાં સૌથી મૂલ્યવાન પાસાંઓ છે, પરંતુ માત્ર મનનાં જ. "માત્ર હું જ છું' પણ એટલો જ માન્ય અનુભવ છે. વિશિષ્ટ અને વૈશ્વિક અલગ ન પાડી શકાય તેવાં છે. તે નામરહિતનાં બહારથી અને અંદરથી જોવામાં આવતાં બે પાસાંઓ છે. કમનસીબે શબ્દો માત્ર ઉલ્લેખ કરતા હોય છે, પરંતુ પમાડતા નથી હોતા. શબ્દોની પેલે પાર જવાનો પ્રયત્ન કરો.

**સાધક** - મૃત્યુ સાથે શું મરણ પામે છે?

**મહારાજ** - "હું આ શરીર છું' તે ખ્યાલ મૃત્યુ પામે છે; સાક્ષી મૃત્યુ નથી પામતો.

**સાધક** - જૈન લોકો સદાયે અલગ અલગ એવા સાક્ષીઓની બહુલતામાં માને છે.

**મહારાજ** - કેટલાક મહાન લોકોના અનુભવ પર આધારિત એવી તે તેમની પરંપરા છે. "હું છું? એવા અગણિત શરીરોમાં પેલો એક સાક્ષી તેને પોતાને પ્રતિબિંબિત કરે છે. જ્યાં સુધી શરીરો - પછી ભલે તે ગમે તેટલા સુક્ષ્મ હોય - ટકી રહે છે ત્યાં સુધી આ "હું છું' અનેક તરીકે આભાસિત થાય છે. આ શરીરની પેલે પાર માત્ર પેલો એક જ વિદ્યમાન છે.

**સાધક** - ઈશ્વર?

**મહારાજ** - આ સર્જક એક વ્યક્તિ છે જેનું શરીર આ જગત છે. પેલો નામરહિત આ સઘળા ઈશ્વરોની પેલે પાર છે.

**સાધક** - શ્રી રમણ મહર્ષિ મૃત્યુ પામ્યા. તેનાથી તેમને શું ફરક પડ્યો?

**મહારાજ** - કશોયે નહીં. જે તેઓ હતા, તે તેઓ છે - પરબ્રહ્મ.

**સાધક** - પરંતુ સામાન્ય માણસ માટે તો મૃત્યુ ફરક પાડે છે.

# હું તે છું

**મહારાજ** - મૃત્યુ પહેલાં તે પોતાને જેવો વિચારે છે તેવો તે મૃત્યુ બાદ ચાલુ રહે છે. તેની પોતાના વિશેની છાપો પાછળ જીવતી રહે છે.

**સાધક** - તે દિવસે ધ્યાન વગેરે માટે જ્ઞાની જે ચર્માસનનો ઉપયોગ કરે છે તે બાબતે વાત થઈ હતી. મારા ગળે તે વાત નહોતી ઉતરી. રીવાજો અને પ્રણાલીનો હવાલો આપીને દરેક બાબતને ન્યાયી ઠેરવવી સરળ છે. રીવાજો ક્રૂર અને પ્રણાલી ભ્રષ્ટ હોઇ શકે. તે ખુલાસો આપે છે, પરંતુ કોઈ વાતને ન્યાયી નથી ઠેરવતી.

**મહારાજ** - મારો કહેવાનો અર્થ કદીયે એવો નહોતો કે આત્મસાક્ષાત્કાર અંધાધુંધીની – અિયમહીનતાની છૂટ આપે છે. મુક્તિ પામેલો માણસ અત્યંત નિયમબધ્ધ હોય છે, અનુશાસિત હોય છે. પરંતુ તેના નિયમો તેના સત્સ્વરૂપના હોય છે, નહીં કે તેના સમાજના. સંજોગો અને આવશ્યકતા પ્રમાણે તે આ નિયમોને પાળે છે કે તેમનો ભંગ કરે છે. તે કદીયે મનોતરંગી કે નિયમવિહીન નહીં હોય.

**સાધક** - રીવાજ અને આદત વડે કશાકને ન્યાયી ઠેરવવાને હું સ્વીકારી નથી શકતો.

**મહારાજ** - તકલીફ આપણા જુદા જુદા દૃષ્ટિકોણને કારણે છે. તમે શરીર-મનના દૃષ્ટિકોણથી બોલો છો. હું સાક્ષીના દૃષ્ટિકોણથી બોલું છું. તફાવત બુનિયાદી છે.

**સાધક** - તેમ છતાંયે ક્રૂરતા એ તો ક્રૂરતા જ છે.

**મહારાજ** - તમને ક્રૂર થવાની કોઇ ફરજ નથી પાડતું.

**સાધક** - અન્ય લોકો વડે આચરાયેલી ક્રૂરતાનો લાભ ઉઠાવવો તે પાછલે દરવાજેથી, અપ્રત્યક્ષપણે ક્રૂરતા આચર્યા બરાબર જ છે.

**મહારાજ** - જીવનની પ્રક્રિયા પર જો તમે બારીક નજર કરશો તો તમને દરેક જગ્યાએ ક્રૂરતા જોવા મળશે, કારણ કે જીવન જીવન પર નભે છે, જીવો જીવસ્ય ભોજનમ્. આ એક હકીકત છે, પરંતુ તેથી આ રીતે જીવવા બદલ તમારો અંતરાત્મા ડંખતો નથી. તમારી માતાને અનંત તકલીફો આપીને તમે તમારા ક્રૂરતાભર્યા જીવનની શરૂઆત કરી હતી. તમારા જીવનના છેલ્લા દિવસ સુધી તમે સતત ખોરાક, કપડાં, છાપરા માટે, તમારા શરીરને વળગી રહેવા માટે, તેની જરૂરીયાતો માટે, અસલામતી અને મૃત્યુના આ જગતમાં તે સઘળાની સલામતી માટે તમે લડતા રહેશો. પ્રાણીની દૃષ્ટિએ હત્યા થવી તે મૃત્યુ પામવાનો ખરાબમાં ખરાબ પ્રકાર નથી; બિમાર પડીને કે ઘડપણને કારણે અશક્ત થઈને મૃત્યુ પામવા કરતાં તે ચોક્કસ ક્યાંય વધારે પસંદગીપાત્ર છે. ક્રૂરતા તો તે પાછળ રહેલા હેતુમાં રહેલી છે, નહીં કે હકીકતમાં. હત્યા હત્યારાને નુક્સાન કરે છે નહીં કે હત્યાનો ભોગ બનેલને.

**સાધક** - મંજૂર, તો પછી કોઈએ શિકારીઓ કે કસાઈઓની સેવા ન જ સ્વીકારવી જોઇએ.

**મહારાજ** - તમે તે સ્વીકારો તેવું કોણ ઈચ્છે છે?

**સાધક** - આપ સ્વીકારો છો.

**મહારાજ** - તે રીતે તો તકે મને જુઓ છો! કેટલા બધા જલદી તમે આરોપ મૂકો છો, વખોડી કાઢો છો, સજા કરો છો અને તેને અમલમાં પણ મૂકો છો! શરૂઆત મારાથી જ શા માટે કરો છો, તમારાથી કેમ નહીં?

**સાધક** - આપની જેવા માણસે ઉદાહરણ પૂરું પાડવું જોઇએ.

**મહારાજ** - શું તમે મારા ઉદાહરણને અનુસરવા તૈયાર છોરર જગત પ્રત્યે હું મૃત છું, મને કશાની ઈચ્છા નથી, જીવવાની પણ નહીં. હું છું તેવા બનો, હું જેમ કરું છું તેમ કરો. તમે મને મારા કપડાં અને

આહારથી માપો છો; જયારે હું તમારી પાછળ રહેલા પ્રેરકબળોને, પ્રેરણાસ્ોતોને જોઉં છું; જો તમે તમારી જાતને શરીર અને મન હોવાનું માનતા હો અને તે પ્રમાણે વર્તતા હો તો તમે સૌથી મોટી ક્રૂરતા - તમારા પોતાના સત્સ્વરૂપ પ્રત્યેની ક્રૂરતા - આચરવાના ગુનેગાર છો. તેની સરખામણીમાં અન્ય સઘળી ક્રૂરતાઓ તો કંઇ જ નથી.

**સાધક** - આપ આપના એ દાવાનો આશરો લઈ રહ્યા છો કે આપ શરીર નથી. પરંતુ આપ આપના શરીરના નિયંત્રણમાં છો અને તે જે કંઇ કરે છે તેને માટે આપ જવાબદાર છો. શરીરને પૂર્ણપણે પોતાની રીતે વર્તવા દેવું તે મૂઢતા હશે, ગાંડપણ હશે!

**મહારાજ** - જરા શાંત પડો, ઠંડા પડો. માંસ અને ચામડા માટે કરવામાં આવતી પ્રાણીઓની હત્યા સામે મારો પણ વિરોધ છે, પરંતુ હું તેને પહેલું સ્થાન આપવાની ના પાડું છું. શાકાહાર એ સારો ઈરાદો છે, પરંતુ સૌથી તાકીદનો નહીં; જે માણસ પોતાના સ્રોત પર પાછો ફર્યો છે તેના વડે સઘળા શુભ ઈરાદાઓની સેવા ઉત્તમ રીતે બજાવી શકાય છે.

**સાધક** - હું જ્યારે રમણાશ્રમમાં હતો ત્યારે મને પૂરા આશ્રમમાં ભગવાનની હાજરી વર્તાતી હતી, તેઓ એકેએક ચીજમાં વ્યાપેલા અનુભવવામાં આવતા હતા.

**મહારાજ** - તમે તે માટે જરૂરી શ્રધ્દ્ધા ધરાવતા હતા. જેઓને તેમનામાં સાચી શ્રધ્દ્ધા છે તેમને તેઓ દરેક જગ્યાએ સદાયે જોવા મળશે. સઘળું તમારી શ્રધ્દ્ધા પ્રમાણે બને છે અને તમારી શ્રધ્દ્ધા તે તમારી ઈચ્છાનો આકાર છે, જેવી તમારી ઈચ્છા તેવી તમારી શ્રધ્દ્ધા.

**સાધક** - આપને આપની જાતમાં જે શ્રધ્દ્ધા છે તે પણ શું કોઈ ઈચ્છાનો આકાર નથી?

**મહારાજ** - હું જયારે એમ કહું છું કે "હું છું' ત્યારે મારો કહેવાનો અર્થ એવો નથી થતો કે શરીર જેનું કેન્દ્ર હોય તેવી હું કોઈ અલગ ઓળખ છું. મારો કહેવાનો અર્થ છે હોવાની સમગ્રતા, ચૈતન્યનો મહાસાગર, જે કંઇ છે તે સઘળાનું અખિલ વિશ્વ. મારે કશુંયે ઈચ્છવા જેવું નથી કારણ કે હું સદાયે પૂર્ણ જ છું.

**સાધક** - શું આપ અન્ય લોકોના અંતઃ જીવનને સ્પર્શી શકો છો?

**મહારાજ** – હું જ લોકો છું.

**સાધક** - મારો કહેવાનો અર્થ સારભૂત તત્ત્વ કે પદાર્થની ઓળખો એવો નથી, નથી તો રૂપોનું સરખાપણું. મારો કહેવાનો અર્થ તો એવો છે કે તેમના મન અને હૃદયમાં સાયુકલો પ્રવેશ અને તેમના વ્યક્તિગત અનુભવોમાં સામેલગીરી. શું આપ મારી સાથે મારા દુઃખમાં અને સુખમાં સામેલ થઈ શકો છો, અથવા તો માત્ર અવલોકન અને સરખામણી કરીને આપ એ અનુમાન પર આવો છો કે હું શું અનુભવી રહ્યો છું?

**મહારાજ** - સઘળા સ્વરૂપોનો મારામાં નિવાસ છે. પરંતુ એક મગજની સામગ્રીને અન્ય મગજમાં લઈ આવવી તે વિશિષ્ટ તાલીમ માગી લે છે. એવું કશું જ નથી જે તાલીમ વડે સિધ્દ્ધ ન થઈ શકે.

**સાધક** - હું તમારે પ્રક્ષેપણ નથી, કે નથી તો તમે મારું પ્રક્ષેપણ. હું મારા પોતાનાથી છું,નહીં કે માત્ર તમારા સર્જનથી. કલ્પના અને પ્રક્ષેપણનો આ અધકચરો અણઘડ સિધ્દ્ધાંત મને નથી રુચતો. આપ મને સઘળી વાસ્તવિકતા વિહોણો કરી મૂકો છો. કોણ કોની છાપ(1ધદ્દ્ટ) છે? હું આપની છાપ છું કે આપ મારી છાપ છો? કે પછી હું મારી પોતાની છાપમાં છાપ છું! ના, ક્યાંક કશીક ગડબડ છે.

**મહારાજ** - શબ્દો તેમનું ખોખલાપણું છતું કરે છે. બ્રહ્મનું કદીયે વર્ણન ન થઈ શકે, તેને તો અનુભવવું પડે. હું જે જાણું છું તેને માટે હું આથી વધારે સારા શબ્દો નથી શોધી શક્તો. હું જે કહી રહ્યો છું તે કદાચ હાસ્યાસ્પદ લાગે. સઘળું એક છે, આપણે ભલે ગમે તેટલો વાદવિવાદ કરીએ. અને સઘળું

દરેક ઈચ્છાના એક માત્ર સ્રોત અને લક્ષ્યને ખુશ કરવા માટે કરવામાં આવે છે, જેને આપણે સૌ "હું છું' તરીકે ઓળખીએ છીએ.

**સાધક** - ઈચ્છાના મૂળમાં દુઃખ છે. મૂળભૂત તીવ્ર આવેગ દુઃખમાંથી છૂટવાનો છે.

**મહારાજ** - દુઃખનું મૂળ શું છે? તમારી જાત વિશેનું અજ્ઞાન. ઈચ્છાનું મૂળ શું છે? તમારી જાતને પામવાનો તીવ્ર આવેગ. સૃષ્ટિનું એકેએક સર્જન પોતાની જાતને પામવાની મથામણ કરતું હોય છે અને જયાં સુધી તે તેને પામશે નહીં ત્યાં સુધી વિરામ નહીં લે.

**સાધક** - તે તેને ક્યારે પામશે, પોતાના સ્રોત પર ક્યારે પાછું ફરશે?

**મહારાજ** - તમે ઈચ્છો ત્યારે તેને પામી શકો છો, તે પર પાછા ફરી શકો છો.

**સાધક** - અને આ જગત

**મહારાજ** - તમે તેને સાથે લઈ જઈ શકો છો.

**સાધક** - હું પૂર્ણતાને ન પામું ત્યાં સુધી શું મારે આ જગતને મદદ કરતાં રહીને રાહ જોવી ન પડશે?

**મહારાજ** - જે કોઈ રીતે બને તે રીતે જગતને મદદ કરો. તમારાથી ખાસ કંઈ મદદ નહીં થઈ શકે પરંતુ તે માટેના પ્રયાસો તમને વિકસાવશે. જગતને મદદ કરવાનો પ્રયત્ન કરવામાં કશુંયે ખોટું નથી.

**સાધક** - એવા લોકો જરૂર થઈ ગયા છે, જે સામાન્ય હતા અને જેમણે ખૂબ જ મદદ કરી હતી.

**મહારાજ** - જ્યારે જગતને મદદ કરવાનો સમય પાકે છે ત્યારે કેટલાક લોકોને મહાન પરિવર્તનો લાવવા માટે સંકલ્પશક્તિ, શાણપણ અને તાકાત બક્ષવામાં આવે છે.

## દુઃખ અને સુખની પેલે પાર પરમાનંદ છે [૩૭]

**મહારાજ** - સૌ પ્રથમ તમને એ સમજાવું જોઈએ કે તમારી જાત સમેત જે કંઈ છે તે સઘળાનો તમે જ પુરાવો છો. તમારા અસ્તિત્વને અન્ય કોઈ જ પુરવાર ન કરી શકે કારણ કે સૌ પ્રથમ તો તેનું અસ્તિત્વ તમારા વડે પાડું થવું જોઈએ. તમારું હોવું અને તેનું જ્ઞાન તમારા સિવાય અન્ય કોઈને આભારી નથી. યાદ રાખો કે તમારું હોવું સમગ્રપણે તમારાથી જ છે. તમે ક્યાંયથી નથી આવતા અને ક્યાંય નથી જતા. તમે કાળરહિત સ્વરૂપ અને જાગ્રતિ(દ્રૂપ્#દ્ર1લ€53 - સમાધિ) છો.

**સાધક** - આપણી વચ્ચે એક બુનિયાદી તફાવત છે. આપ બ્રહ્મને જાણો છો જ્યારે હું તો માત્ર મારા મનની કામગીરીને જ જાણું છું. માટે તમે જે કહો છો તે એક વાત છે અને હું જે સાંભળું છું તે અન્ય વાત છે. તમે જે કહો છો તે સાચું છે; હું જે સમજું છું તે ખોટું છે, પછી ભલે શબ્દો તેના તે હોય. આપણી વચ્ચે એક અંતરાલ છે. આ અંતરાલને કઈ રીતે પૂરવો?

**મહારાજ** - તમે તમારી જાતને જે હોવાનું વિચારો છો તે ખ્યાલનો ત્યાગ કરો અને કોઈ અંતરાલ નહીં રહે. તમારી જાત અલગ છે તેવી કલ્પના કરીને તમે આ અંતરાલને સર્જ્યો છે. તમારે તેને પાર કરવાની કોઈ આવશ્યકતા નથી. બસ તેને સર્જવાનું બંધ કરો. સઘળું તમે અને તમારું છે. અન્ય કોઈ જ નથી. આ એક હકીકત છે.

# હું તે છું

**સાધક** - કેવું વિચિત્ર કહેવાય! જે શબ્દો આપના માટે સાચા છે તે મારા માટે ખોટા છે. "અન્ય કોઈ જ નથી.' કેવું નર્યું જૂઠ!

**મહારાજ** - તેમને સાચા કે ખોટા જે હોય તે રહેવા દો. શબ્દોનો કોઈ સવાલ નથી. તમને તમારા વિશેનો જે ખ્યાલ છે તે જ મહત્ત્વનો છે, કારણ કે તે જ તમને રૂંધે છે. તેનો ત્યાગ કરો.

**સાધક** - સાવ બાળપણથી જ મને શીખવાડવામાં આવ્યું હતું કે હું નામ અને રૂપથી મર્યાદિત છું. તેનાથી વિરુધ્ધનું કોઇ નર્યું નિવેદન મનમાં જે ચીલો પડી ગયો છે તેનો નાશ નહીં કરે. નિયમિત મનો-ધુલાઈની આવશ્યકતા છે - જો કદાચેય તેમ થઇ શકે તેમ હોય તો.

**મહારાજ** - તમે તેને મનો-ધુલાઈ કહો છો. હું તેને યોગ - એટલે કે મનમાં પડેલા સઘળા ચીલાઓનું સમતલીકરણ - કહું છું. એકના એક વિચારોને ફરી ફરી વિચારવાની તમારા પર ફરજ ન પાડવી જોઈએ. આગળ ધપો!

**સાધક** - કરવા કરતાં કહેવું સહેલું છે.

**મહારાજ** - બાલીશ ન બનો! સહેવા કરતાં બદલાવું સહેલું છે. તમારા બાલીશપણામાંથી બહાર આવો, બસ એટલું જ કરો.

**સાધક** - આવી બાબતો કરવામાં નથી આવતી. તે બનતી હોય છે.

**મહારાજ** - સઘળો સમય સઘળું બનતું રહે છે, પરંતુ તે માટે તમારે તૈયાર રહેવું પડે. તૈયાર હોવું તે પરિપક્વતા છે. તમે બ્રહ્મને નથી જોતા કારણ કે તમે તે માટે તૈયાર નથી.

**સાધક** - જો બ્રહ્મ મારો ખરો સ્વભાવ હોય તો હું તે માટે કદીયે તૈયાર ન હોઉં તેવું કઇ રીતે બને?

**મહારાજ** - તૈયાર નથી એટલે કે ગભરાઓ છો તે અર્થમાં. તમે જે છો તેનાથી તમે ગભરાઓ છો. તમારી નિયતિ પેલું અખિલ છે. પરંતુ તમે ગભરાઓ છો કે તમે તમારી ઓળખ ખોઇ બેસશો. ચમકડાંઓને એટલે કે તમારી ઈચ્છાઓ અને ભયોને, તમારા અભિપ્રાયો અને ખ્યાલોને વળગી રહેવું તે બાલીશતા છે. તે સઘળાનો ત્યાગ કરો અને બ્રહ્મને પ્રગટ થવાનો માર્ગ આપવા તૈયાર રહો. આ આત્મ-પ્રગટીકરણ શબ્દો "હું છું' વડે ઉત્તમ રીતે વ્યક્ત થાય છે. તે સિવાય અન્ય કશાનું અસ્તિત્વ(9લાળછુ - હોવાપણું) નથી. આની તમને પૂરી ખાતરી છે.

**સાધક** - "હું છું" તો ખરું જ પરંતુ "હું જાણું છું' તે પણ ખરું જ. હું આ શરીરનો માલિક એવો જાણું છું કે હું ફલાણો ફલાણો છું, જેને અન્ય માલિકો સાથે બહુવિધ સંબંધો છે.

**મહારાજ** - એ સઘળી વર્તમાનમાં, હાલની ક્ષણમાં લઈ આવવામાં આવેલી સ્મૃતિઓ છે.

**સાધક** - જે કંઇ હાલની ક્ષણમાં છે તેની જ મને પૂરી ખાતરી હોઇ શકે. ભૂત અને ભવિષ્ય, સ્મૃતિ અને કલ્પના, આ સઘળી માનસિક અવસ્થાઓ છે, પરંતુ હું માત્ર તે સઘળાને જ જાણું છું અને તે હાલની ક્ષણમાં છે. આપ મને તેનો ત્યાગ કરવાનું કહી રહ્યા છો. કોઈ વર્તમાનને કઇ રીતે છોડે?

**મહારાજ** - તમને ગમે કે ન ગમે સઘળો સમય તમે ભાવિમાં આગળ ધપી રહ્યા હો છો.

**સાધક** - હું વર્તમાનમાંથી વર્તમાનમાં આગળ ધપી રહ્યો છું - હું જરા પણ આગળ નથી ધપતો. અન્ય સઘળું આગળ ધપે છે - હું નહીં.

**મહારાજ** - મંજૂર. પરંતુ તમારું મન આગળ નથી ધપતું. વર્તમાનમાં તમે આગળ ધપનાર તેમ જ ન ધપનાર એમ બધ્ધે છો. અત્યાર સુધી તમે તમારી જાતને આગળ ધપનાર તરીકે સમજ્યા છો અને પેલા આગળ ન ધપનાર પર ધ્યાન નથી આપ્યું. તમારા મનને બહારની બાજુએ ઉલટાવો. આગળ

# હું તે છું

ધપનાર પર ધ્યાન ન આપો અને તમે તમારી જાતને સદાયે વિદ્યમાન એવી અભિવ્યક્ત ન કરી શકાય તેવી પરિવર્તનરહિત, પરંતુ એક ખડક જેવી નક્કર વાસ્તવિક્તા હોવાનું અનુભવશો.

**સાધક** - જો તેનું હાલની ક્ષણે અસ્તિત્વ હોય તો હું તેનાથી જાગ્રત કેમ નથી?

**મહારાજ** - કારણ કે તમે એ ખ્યાલને વળગી રહો છો કે તમે તેનાથી જાગ્રત નથી. તે ખ્યાલને વિદાય આપો.

**સાધક** - તે મને જાગ્રત નથી કરતો.

**મહારાજ** - રાહ જુઓ. તમે એક જ સમયે દીવાલની બન્ને હાજુએ રહેવા માગો છો. તમે તે કરી શકો પરંતુ તે માટે તમારે દીવાલને દૂર કરવી પડે. અથવા તો તમને એ વાતનું ભાન થવું જોઇએ કે દીવાલ અને તેની બન્ને બાજુઓ એક જ આકાશ છે, જેને "અહીં" કે "ત્યાં' જેવો ખ્યાલ લાગુ પડતો નથી.

**સાધક** - ઉપમાઓ કશું જ સાબિત નથી કરતી. મારી એક માત્ર ફરિયાદ આ છેઃ આપ જે જુઓ છો તે હું શા માટે નથી જોતો? શા માટે આપના શબ્દો મને સાચા નથી લાગતા? મને આટલું જાણવા દો; અન્ય સઘળું રાહ જોઈ શકે છે. આપ જ્ઞાની છો અતે હું મૂરખ છું, તમે જુઓ છો અને હું નથી જોતો. મને મારું જ્ઞાન ક્યાં અને કઈ રીતે મળશે?

**મહારાજ** - જો તમે તમારી જાતને મૂર્ખ હોવાનું જાણતા હો તો તમે જરા પણ મૂર્ખ નથી!

**સાધક** - જે રીતે હું બિમાર છું તે જાણકારી મને સાજો નથી કરતી તે જ રીતે હું મૂર્ખ હોવાની જાણકારી મને જ્ઞાની ન બનાવી શકે.

**મહારાજ** - તમે બિમાર છો તે જાણવા શું પહેલાં તમારે મૂળ સાજાનરવા હો તે સ્થિતિમાં ન હોવું પડે?

**સાધક** - અરે, ના. હું સરખામણી કરીને જાણું છું. જો હું જન્મથી જ અંધ હોઉં અને આપ મને એવું કહો કે આપ વસ્તુઓને સ્પર્શ્યા વિના જ જાણો છો, જ્યારે બીજી તરફ મારે તો તે જાણવા માટે સ્પર્શવું પડે છે; તો જોવું એટલે શું તે જાણ્યા વિનતા જ હું એ બાબતે અવગત છું કે હું અંધ છું. તે જ રીતે જ્યારે હું સમજી ન શકું તેવી બાબતો આપ પ્રતિપાદિત કરો છો ત્યારે હું જાણું છું કે મારામાં કશુંક ખૂટે છે. આપ મને મારા વિશે ખૂબ જ અદ્ભુત બાબતો જણાવો છો; આપનાપ્રમાણે હું શાશ્વત છું, સદાયે વિદ્યમાન છું, સર્વજ્ઞ છું, પરમ સુખી છું, સર્જક છું, સઘળાનો રક્ષક અને વિનાશકર્તા છું, જીવ માત્રનો સ્રોત છું, અસ્તિત્વનું હાર્દ છું, સઘળા જીવોનો માલિક અને પ્રેમપાત્ર છું. આપ મને સઘળા અસ્તિત્વના સ્રોત અને લક્ષ્યના સ્થાને સ્થાપો છો. હું તો આંખો પટપટાવતો જ રહી જાઉં છું, કારણ કે હું મારી જાતને ઈચ્છાઓ અને ભીતિઓના નાનકડા એવા પોટલા તરીકે, દુઃખ અને યાતનાઓના પરપોટા તરીકે, અંધકારના મહાસાગરમાં ચૈતન્યના એક ક્ષણિક ઝબકાર તરીકે જ જાણું છું.

**મહારાજ** - દુઃખ હતું તે પહેલાંના તમે છો. દુઃખના વિદાય થયા બાદ તમે રહ્યા છો. દુઃખ અનિત્ય છે, તમે અનિત્ય નથી.

**સાધક** - મને એ વાતનું દુઃખ છે કે આપ જે જુઓ છો તે મને નથી દેખાતું. હું જન્મ્યો તે દિવસથી તે મરીશ તે દિવસ સુધી દુઃખ અને સુખ મારા જીવનની ભાતને વણતા રહેશે. જન્મ્યા પહેલાંના અને મરણ બાદના હોવા વિશે, અસ્તિત્વ વિશે હું કશુંયે જાણતો નથી. હું નથી તો આપની વાતનો સ્વીકાર કરતો કે નથી તો નકાર ભણતો. આપ જે કહો છો તે હું સાંભળું છું, પરંતુ તેને જાણતો નથી.

**મહારાજ** - અત્યારે તમે ભાનમાં છો, ખરું કે નહીં?

**સાધક** - કૃપા કરી આપ મને પહેલાં કે પછી વિશે ન પૂછો. હું માત્ર વર્તમાનને જ જાણું છું.

**મહારાજ** - સરસ. તમે ભાનમાં છો. તેને વળગી રહો. એવી પણ અવસ્થાઓ હોય છે જ્યારે તમે ભાન(ચેતનાવસ્થા)માં નથી હોતા. તેને અચેતન સ્વરૂપ કહો, અચેતનાવસ્થા કહો.

# હું તે છું

**સાધક** - અચેતન સ્વરૂપ?

**મહારાજ** - ચેતન અને અચેતન અહીં લાગુ નથી પડતા. અસ્તિત્વ ચૈતન્યમાં છે; જ્યારે સારતત્ત્વ, બ્રહ્મ, નિરપેક્ષ એ ચૈતન્યથી સ્વતંત્ર છે.

**સાધક** - શું તે શૂન્ય છે? આકાશ છે? શું તે મોન છે?

**મહારાજ** - વધારે શું કહેવું સ્વરૂપ ચૈતન્યવ્યાપી છે અને તેને અતિક્રમી જાય છે. વસ્તુગત ચૈતન્ય એ વિશુદ્ધ ચૈતન્યનો અંશ છે, તેની પેલે પાર નથી.

**સાધક** - ચેતન પણ નથી કે અચેતન પણ નથી એવા વિશુદ્ધ સ્વરૂપને આપ કઈ રીતે જાણો છો? સઘળું જ્ઞાન માત્ર ચૈતન્યમાં જ છે. મન વિરામમાં હોય તેવી પણ અવસ્થા હોઈ શકે. તે સમયે શું ચૈતન્ય સાક્ષી તરીકે આભાસિત થતું હોય છે ?

**મહારાજ** - સાક્ષી માત્ર ઘટનાઓની નોંધ લે છે. મન વિરામમાં હોય છે ત્યારે "હું છું' હોવાનું ભાન લય પામે છે. મન વિના "હું છું' જેવું કંઈ જ નથી.

**સાધક** - મન વિના એટલે કે વિચારો વિના. વિચાર તરીકે "હું છું" લય પામે છે. હોવાના ભાવ તરીકે "હું છું' રહે છે.

**મહારાજ** - સઘળા અનુભવો મન સાથે લય પામે છે. મન વિના અનુભવકર્તા કે અનુભવ ન હોઈ શકે.

**સાધક** - શું સાક્ષી રહે છે?

**મહારાજ** - સાક્ષી અનુભવની હાજરી કે ગેરહાજરીની માત્ર નોંધ લે છે. તે ખુદ કોઈ અનુભવ નથી, પરંતુ જ્યારે વિચાર "હું સાક્ષી છું' ઉદ્‌ભવે છે ત્યારે તે અનુભવ બને છે.

**સાધક** – હું તો માત્ર એટલું જાણું છું કે ક્યારેક મન કામગીરી બજાવે છે તો ક્યારેક તે કામગીરી બજાવવાનું બંધ કરે છે. મનના મૌનના અનુભવને હું મનનો વિરામ કહું છું.

**મહારાજ** - તેને મૌન કહો, શૂન્ય કહો, કે વિરામ કહો, હકીકત એ છે કે પેલા ત્રણ - અનુભવકર્તા, અનુભવવાની ક્રિયા અને અનુભવ - નથી હોતા. સાક્ષીત્વની ક્રિયામાં, સમાધિ(દ્રૂપ/ક્વાદા1€55)માં આત્મસભાનતા(5૯117-€01561011511€55) એટલે કે આ કે તે હોવાનો ભાવ નથી હોતો. પાછળ તાદાત્મ્યરહિત હોવાપણું(0૯લાં1ટ્ટ - સ્વરૂપ) રહે છે.

**સાધક** - અચેતન્યની અવસ્થા તરીકે?

**મહારાજ** - કશાના પણ સંદર્ભમાં તે વિરોધી છે. વળી તે સઘળા વિરોધીઓની વચ્ચે અને તેની પેલે પાર છે. નથી તો તે ચૈતન્ય કે નથી તો તે અચૈતન્ય, નથી તો તે અધવચ્ચે, નથી તો તે બેની પેલે પાર. તે પોતાનાથી છે, એવા કશાના સંદર્ભમાં નહીં કે જેને અનુભવ કહી શકાય કે તેની ગેરહાજરી કહી શકાય.

**સાધક** - કેવું વિચિત્ર કહેવાય! આપ તેના વિશે એ રીતે બોલો છો જાણે તે કોઈ અનુભવ હોય.

**મહારાજ** - જયારે હું તેના વિશે વિચારું છું ત્યારે તે અનુભવ બને છે.

**સાધક** - શું અદશ્ય પ્રકાશ માફક, કે જ્યારે ફૂલ તેના માર્ગમાં આવે છે ત્યારે તે રંગ બનતો હોય છે?

**મહારાજ** - હા, તમે તેમ કહી શકો. તે રંગમાં છે પરંતુ રંગ નથી.

**સાધક** - એ જ જૂનો નાગાર્જુનનો ચતુર્વિધ નકારઃ ન તો આ, કે ન તો તે, ન બન્ને, ન બેમાંથી એક. મારું મન ચકરાવે ચડી જાય છે!

# હું તે છું

**મહારાજ** - તમારી મુશ્કેલી એ ખ્યાલને કારણે પેદા થાય છે કે વાસ્તવિક્તાએ ચૈતન્યની ઘણી અવસ્થાઓમાંની એક અવસ્થા છે. તમારું કહેવાનું વલણ એવું છે કે : "આ વાસ્તવિક(સત્ય) છે. પેલું વાસ્તવિક(સત્ય) નથી. અને આ આંશિક વાસ્તવિક સત્ય) છે, આંશિક અવાસ્તવિક(અસત્ય) છે,' જાણે કે વાસ્તવિક્તા કોઈ લાક્ષણિક્તા કે ગુણ હોય અને વિવિધ પ્રમાણમાં ધરાવી શકાતો હોય.

**સાધક** - મને તે અન્ય રીતે રજૂ કરવા દો. આખરે તો, ચૈતન્ય માત્ર ત્યારે જ સમસ્યા બને છે જ્યારે દુઃખદ હોય છે. સદાયે આનંદી અવસ્થા કોઇ પ્રશ્નોને ખડા નથી કરતી. સઘળું ચૈતન્ય આપણને સુઃખ અને દુઃખનું મિશ્રણ હોવાનું અનુભવવામાં આવે છે. શા માટે?

**મહારાજ** - ચૈતન્યની સઘળી અવસ્થાઓ મર્યાદિત છે અને માટે દુઃખદ છે. ચૈતન્યમાં મૂળમાં ઈચ્છા રહેલી છે, કશુંક અનુભવવાનો આવેગ રહેલો છે.

**સાધક** - આપ શું એવું કહેવા માગો છો કે ઈચ્છા વિના ચૈતન્ય ન હોઈ શકે? અને ચેતન હોવાનો લાભ શો છે? દુઃખમાંથી મુક્તિ મેળવવા જો મારે સુખનો ત્યાગ કરવો પડતે હોય તો બહેતર એ છે કે હું બન્નેને જ પસંદ કરું.

**મહારાજ** - દુઃખ અને સુખની પેલે પાર આનંદ છે.

**સાધક** - અચેતન આનંદ, તે વળી શા ખપનો?

**મહારાજ** - ન તો ચેતન, કે ન તો અચેતન. વાસ્તવિક.

**સાધક** - ચેતન સામે આપને વાંધો શો છે?

**મહારાજ** - તે એક બોજ છે. શરીર એટલે બોજ. સંવેદનાઓ, ઈચ્છાઓ, વિચારો - આ સઘળા બોજાઓ છે. ચૈતન્ય માત્ર એક સંઘર્ષ છે.

**સાધક** - વાસ્તવિકતાને, સત્યને તો સત્સ્વરૂપ તરીકે, વિશુદ્ધ ચૈતન્ય તરીકે, અસીમ આનંદ તરીકે વર્ણવવામાં આવ્યું છે. તેની સાથે વળી દુઃખને શી લેવાદેવા?

**મહારાજ** - દુઃખ અને સુખ ઘટતા રહે છે, પરંતુ દુઃખ એ સુખ માટે ચૂકવવી પડતી કિંમત છે, સુખ એ દુઃખના ભોગવટાનું ઈનામ છે. જીવનમાં પણ તમે ક્યારેક દુઃખ પહોંચાડીને સુખ આપતા હો છો અને સુખી કરીને દુઃખ પહોંચાડતા હો છો. દુઃખ અને સુખ એક છે તે જાણવું તે શાંતિ છે.

**સાધક** - નિઃશંક આ સઘળું ખૂબ જ રસપ્રદ છે, મારું લક્ષ્ય વધારે સીધુંસાદું છે. હું જીવનમાં વધારે સુખ અને ઓછા દુઃખને ઈચ્છું છું. તે માટે મારે શું કરવું?

**મહારાજ** - જ્યાં સુધી ચેતના છે ત્યાં સુધી સુખ અને દુઃખ હોવાનાં જ. વિરુદ્ધો સાથે પોતાનું તાદાત્મ્ય સાધવું તે "હું છું'નો, ચેતનાનો સ્વભાવ છે.

**સાધક** - તો પછી આ સઘળું મારે કયા કામનું? તેનાથી મને સંતોષ નથી.

**મહારાજ** - તમે કોણ છો કે જે અસંતુષ્ટ છે?

**સાધક** - હું છું સુખ-દુઃખનું પોટલું એવો માણસ.

**મહારાજ** - દુઃખ અને સુખ બંને આનંદ છે. અહીં હું તમારી સમક્ષ બેઠો છું અને - મારા પોતાના પ્રત્યક્ષ અને અપરિવર્તશીલ અનુભવથી - તમને કહી રહ્યો છું કે આનંદના સાગરમાં દુઃખ અને સુખ તરંગોની ટોચો અને ગર્તાઓ છે. અંદર ઊંડે નરી છલોછલતા છે.

**સાધક** - શું આપનો અનુભવ અખંડ છે, અવિરત છે?

**મહારાજ** - તે સમયાતીત અને અપરિવર્તનશીલ છે.

**સાધક** - હું તો માત્ર સુખ માટેની ઈચ્છા અને દુઃખના ભયને જ જાણું છું.

**મહારાજ** - તે જ તો તમે તમારા માટે વિચારો છો. તે બંધ કરો. જો તમે કોઈ ટેવને તરતોતરત તોડી ન શકતા હો તો પછી આદતરૂપ થઈ ગયેલી વિચારવાની રીત પર ધ્યાન આપો અને તેના ખોટાપણાને જુઓ. આદતરૂપ થઈ ગયેલી બાબત સામે પ્રશ્ન ખડો કરવો તે મનનું કર્તવ્ય છે. જે મને સર્જ્યું છે તેનો મને જ વિનાશ કરવો પડે. અથવા તો સમજો કે મનની બહાર કોઈ ઈચ્છા નથી અને મનથી દૂર રહો.

**સાધક** - જો પ્રમાણિકપણે કહેવા જાઉં તો દરેક બાબત મનથી સર્જાઈ છે તેવા ખુલાસાનો હું વિશ્વાસ કરતો નથી. મન એ માત્ર એક ઉપકરણ છે, જે રીતે આંખ એક ઉપકરણ છે. શું આપ એમ કહી શકો ખરા કે સંવેદના એ સર્જન છે? હું જગતને બારીમાંથી જોઉં છું, નહીં કે બારીમાં. આપ જે કંઈ કહી રહ્યા છો તે સામાન્ય બુનિયાદને કારણે એકબીજા સાથે સરસ રીતે ગોઠવાઈ જાય છે, પરંતુ હું એ નથી જાણતો કે આપની તે બુનિયાદ વાસ્તવિકતામાં છે કે પછી માત્ર મનમાં જ છે. હું તો તેનું માત્ર માનસિક ચિત્ર જ ધરાવી શકું. આપના માટે તેનો શો અર્થ થાય છે તે હું નથી જાણતો.

**મહારાજ** - જ્યાં સુધી તમે મનથી જ નીરખવાનું રાખશો ત્યાં સુધી તમે મને મનમાં જ જોશો.

**સાધક** - સમજ પ્રાપ્ત કરવા માટે શબ્દો કેટલા બધા અપર્યાપ્ત છે!

**મહારાજ** - શબ્દો વિના સમજવાનું પણ શું છે! સમજની આવશ્યકતા તો ગેરસમજને કારણે ખડી થાય છે. હું જે કહું છું તે સત્ય છે, પરંતુ તમારા માટે તો તે માત્ર એક સિધ્ધાંત છે. તે સત્ય છે તે તમારી સમજમાં કઈ રીતે આવશે? સાંભળો , યાદ રાખો, તે પર વિચાર કરો, મન સમક્ષ તેનું ચિત્ર ખડું કરો, અનુભવો. વળી તેને તમારા દૈનિક જીવનમાં પણ લાગુ પાડો. મને સમજવામાં ધીરજ રાખો અને સૌથી મહત્ત્વની વાત તો એ કે તમારી જાત સાથે પણ ધીરજ રાખો, કારણ કે તમારા માટે તમે જ માત્ર અવરોધ છો. તમારી જાતને અતિક્રમી જવાનો માર્ગ તમારામાંથી જ પસાર થાય છે . જ્યાં સુધી તમે માત્ર વિશિષ્ટને જ વાસ્તવિક, ચેતન અને સુખરૂપ માનશો અને અદ્વૈત વાસ્તવિકતાનો કશાક કાલ્પનિક તરીકે, એક અમૂર્ત ખ્યાલ તરીકે નકાર કરશો ત્યાં સુધી તમે મને ખ્યાલો અને અમૂર્તતાઓને પીરસતો જ અનુભવશો. પરંતુ એક વાર તમે તમારી અંદરના તમાર પોતાના સ્વરૂપને સ્પર્શ્યા કે તમે મને તમારી સૌથી નજીક રહેલાને, સૌથી વહાલાને વર્ણવતો અનુભવશો.

## ફરી ફરી સંકલ્પ તે જ આધ્યાત્મિક સાધના છે [૩૮]

**સાધક** - અવારનવાર આપને મળવા આવતા પશ્ચિમના લોકોને એક ખાસ મુશ્કેલીનો સામનો કરવાનું બનતું હોય છે. મુક્તિપ્રાપ્ત માણસનો, સાક્ષાત્કારપ્રાપ્ત માણસનો, આત્મજ્ઞાનીનો, ઈશ્વરનું જ્ઞાન થયું હોય તેવા માણસનો, જગતને અતિક્રમી ગયેલા માણસનો ખ્યાલ તેમના માટે સાવ અજાણ્યો છે. તેઓ તો તેમની ખ્રિસ્તી સંસ્કૃતિના સંતનો જ ખ્યાલ ધરાવે છે - જે પવિત્ર છે, કાયદાનું પાલન કરનારો છે, ઈશ્વરભીરું છે, પાડોશીનો ચાહક છે, પ્રાર્થનાભર્યો છે, કેટલીક વાર પરમાનંદની અનુભૂતિ પામે છે અને કેટલાક ચમત્કારોમાં શ્રધ્ધા ધરાવે છે. જ્ઞાનીનો ખ્યાલ જ પાશ્ચાત્ય સંસ્કૃતિ માટે સાવ અજાણ્યો છે, જે કેટલીક વાર પરદેશી અને કંઈક માન્યામાં ન આવે તેવો છે. તેના અસ્તિત્વને સ્વીકારવામાં આવે છે ત્યારે પણ તેને વિચિત્ર શારીરિક મુદ્રાઓ અને

માનસિક વલણો વડે પેદા થયેલા સ્વપ્રેરિત ઉન્માદના એક કિસ્સા તરીકે કંઈક શંકાની નજરે જોવામાં આવે છે. ચૈતન્યમાં એક નવા પરિમાણનો ખ્યાલ જ તેમને અવિશ્વસનીય અને અસંભવિત લાગે છે. તેમને મદદ તો કરશે જ્ઞાનીને સાક્ષાત્કારના તેના પોતાના અનુભવનું વર્ણન કરતો સાંભળવાની તક, તેના કારણો અને શરૂઆતો, તેની પ્રગતિ અને સિધ્ધીઓ અને વાસ્તવિક જીવનમાં તેની સાચુકલી અજમાયશ. એવું બને કે તે જે કહેતો હોય તેમાંનું ઘણું તેના માટે અજાણ્યું રહે, અરે અર્થહીન પણ રહે, તેમ છતાંયે વાસ્તવિકતાની એક લાગણી રહેશે, સાચુકલા અનુભવનું એક વાતાવરણ રહેશે, વર્ણનાતીત, તેમ છતાંયે ખૂબ જ વાસ્તવિક, એક એવું કેન્દ્રબિંદુ કે જેના આધારે એક ઉદાહરણીય જીવન જીવી શકાય.

**મહારાજ** - એવું બને કે તે અનુભવ પ્રત્યાયનક્ષમ(€0०1111111110૬1૯) ન હોય. શું કોઈ વ્યક્તિ અનુભવની આપલે કરી શકે?

**સાધક** - હા, જો તે વ્યક્તિ કળાકાર હોય તો. કળાનું સત્ત્વ જ લાગણીનું, અનુભવનું પ્રત્યાયન(००1111101110€11013) છે.

**મહારાજ** - પ્રત્યાયનને ગ્રહણ કરવા તમારે ગ્રહણક્ષમ હોવું પડે.

**સાધક** - અલબત્ત. ગ્રાહકનું હોવું અનિવાર્ય છે. પરંતુ જો પ્રસારણ કરનાર પ્રસારણ જ ન કરે તો પછી ગ્રાહકનો શો અર્થ છે?

**મહારાજ** - જ્ઞાની સૌનો છે. તેની પાસે જે કોઈ પણ જાય છે તેને તે પોતાની જાત અથાકપણે અને પૂર્ણપણે ધરી દે છે. જો તે ધરી દેતો ન હોય તો તે જ્ઞાની નથી. તેની પાસે જે કંઈ છે તે તે વહેંચે છે.

**સાધક** - પરંતુ શું એ શક્ય છે કે તે જે છે તેને વહેંચી શકે?

**મહારાજ** - શું તમારો કહેવાનો અર્થ એવો છે કે શું તે અન્ય લોકોને જ્ઞાની બનાવી શકે? હા અને ના. ના, એટલા માટે કે જ્ઞાનીઓ બનતા નથી હોતા, જ્યારે તેઓ તેમના સ્રોત પર, તેમના ખર સ્વભાવ પર પાછા ફરતા હોય છે ત્યારે તેઓ તેમની જાતનો તેવો સાક્ષાત્કાર કરતા હોય છે. તમે જે છો જ તે હું તમને બનાવી ન શકું. હું તો તમને હું જે રસ્તે મુસાફરી કરીને અહીં પહોંચ્યો છું તે કહી શકું અને તમને તે રસ્તો અપનાવવા કહી શકું.

**સાધક** - આથી મારા પ્રશ્નનો જવાબ નથી મળતો. મારા મનમાં એક એવી આલોચક અને સંશયી પાશ્ચાત્ય વ્યક્તિ છે જે ચેતન્યની ઉચ્ચ અવસ્થાઓની શક્યતાઓને જ નકારે છે. તેના ભૌતિક દષ્ટિકોણને આંચ આવવા દીધા વિના તાજેતરમાં નશીલા ઓષધોએ તેની આ ગેરમાન્યતામાં ભંગાણ પાડ્યું છે. નશીલા પદાર્થો લો કે ન લો શરીર પાયાની હકીકત રહે છે અને પછી આવે છે મન. મનની પેલે પાર તેઓ કશું જ જોતા નથી. બુધ્ધ પછી આત્મ-સાક્ષાત્કારની અવસ્થાને “આ નહીં, તે નહીં' તરીકે નકારાત્મક શબ્દોમાં વર્ણવવામાં આવી છે. શું તે અનિવાર્ય છે? ભલે તેને વર્ણવી ન શકાય, પરંતુ શું તેનું ઉદાહરણ આપવું શક્ય નથી? હું સ્વીકારું છું કે જ્યારે વર્ણવવામાં આવતી અવસ્થા શબ્દોની પેલે પાર હોય ત્યારે કોઈ શાબ્દિક વર્ણન ન ચાલે. તેમ છતાંયે તે શબ્દોની મર્યાદામાં છે. કવિતારચના એ એક એવી કળા છે જે અવ્યક્તને શબ્દોમાં ઢાળે છે.

**મહારાજ** - ધાર્મિક કવિઓની કોઈ ખેંચ નથી. તમે જે ઈચ્છો છો તે માટે તેમની પાસે જાઓ. મારે નિસ્બત છે ત્યાં સુધી મારો ઉપદેશ સરળ છે; થોડો સમય મારા પર વિશ્વાસ કરો અને હું જે કહું છું તે કરો. જો તમે ખંતથી વળગી રહ્યા તો તમે અનુભવશો કે તમે વિશ્વાસ કરીને કશું ખોટું નથી કર્યું.

**સાધક** - અને એવા લોકોનું શું કરવું જેઓને રસ તો છે પરંતુ વિશ્વાસ નથી કરી શકતા, શ્રધ્ધા નથી રાખી શકતા?

# હું તે છું

**મહારાજ** - જો તેઓ મારી સાથે રહી શક્યા તો તેઓ મારા પર વિશ્વાસ કરતા થશે. એક વાર તેઓએ મારો વિશ્વાસ કર્યો કે તેઓ મારી સલાહને અનુસરશે અને તેમની જાતે જ અનુભવશે.

**સાધક** - હાલ હું કોઈ સાધના માટે નથી પૂછી રહ્યો, પરંતુ તેના પરિણામો વિશે પૂછી રહ્યો છું. આપે સાધના પણ કરી છે અને તેના પરિણામોને પણ પામ્યા છો. આપ અમને સાધના બાબતે બધું કહેવા તૈયાર છો, પરંતુ જ્યારે પરિણામોની વાત આવે છે ત્યારે આપ તે અમારી સાથે વહેંચવાની ના પાડો છો. કાં તો આપ અમને એવું કહો છો કે આપની અવસ્થા શબ્દાતીત છે, અથવા તો તેમાં કોઈ તફાવત નથી; અથવા તો અમે જ્યાં તફાવત જોઈએ છીએ ત્યાં આપને કોઈ તફાવત દેખાતો નથી. બન્ને કિસ્સામાં અમે આપની અવસ્થાથી સાવ અનભિજ્ઞ રહીએ છીએ.

**મહારાજ** - જ્યારે તમે તમારી પોતાની અવસ્થાથી જ અવગત નથી ત્યારે મારી અવસ્થામાં તમે ડોકિયું કઈ રીતે કરી શકો, મારી અવસ્થાથી અવગત કઈ રીતે થઈ શકો? જ્યારે અંદર ડોકિયું કરવાનું ઉપકરણ જ ન ધરાવતા હો તે સંજોગોમાં શું એ મહત્ત્વનું નથી કે પહેલાં તે ઉપકરણને પ્રાપ્ત કરવું? તે તો એ અંધ માણસના જેવી વાત થઈ કે જે દૃષ્ટિ પુનઃપ્રાપ્ત કર્યા પહેલાં ચિત્રકામ શીખવા માગતો હોય. તમે મારી અવસ્થા જાણવા માગો છો - પરંતુ શું તમે તમારી પત્ની કે નોકરની અવસ્થા જાણો છો?

**સાધક** - હું તો માત્ર થોડાક ઈશારાઓની માગણી કરી રહ્યો છું.

**મહારાજ** - ઠીક છે, તો પછી મેં તમને એક ખૂબ જ સૂચક સંકેત આપ્યો - તમે જયાં તફાવતો જુઓ છો ત્યાં મને નથી દેખાતા. મારા માટે તેટલું પૂરતું છે. જો તમને લાગતું હોય કે તે પૂરતું નથી, તો હું માત્ર પુનરાવર્તિત કરી શકું તેટલું જ; તે પૂરતું છે. તે પર ઊંડાણથી વિચાર કરો અને હું જે જોઉં છું તે તમને દેખાવા લાગશે. એવું લાગે છે કે તમે તરતોતરત પામવા માગો છો, એ ભૂલી જાઓ છો કે તરતોતરત પ્રાપ્તિ પહેલાં ખૂબ લાંબો સમય તે માટેની તૈયારી (સાધના) ચાલી હોય છે. વૃક્ષ પરથી ફળ પાકીને એકાએક ખરતું હોય છે, પરંતુ તેના પાકવાની ક્રિયાએ સમય લીધો હોય છે. આખરે તો જયારે હું મારા પર વિશ્વાસ કરવાની વાત કરૈં છું ત્યારે તે માત્ર થોડા સમયની વાત છે, એટલો જ સમય કે જે તમને ગતિમાં લાવે. જેટલી તમારી ઉત્કટતા વધારે હશે એટલી ઓછી તમારે માન્યતાની આવશ્યક્તા રહેશે, કારણ કે થોડા જ સમયમાં તમે માસમાં મૂકેલા વિશ્વાસનું પરિણામ મળવા લાગશે. તમે એવું ઈચ્છો છો કે હું તમારી સમક્ષ એવું પુરવાર કરું કે હું વિશ્વાસને પાત્ર છું! હું તે કઈ રીતે કરી શકું અને મારે તેમ શા માટે કરવું જોઈએ? આખરે તો હું તમને જે આપવાની વાત કરૈં છું તે વ્વવહારુ અભિગમ છે, જે પાશ્ચાત્ય વિજ્ઞાનમાં ખૂબ જ પ્રવર્તમાન છે. જ્યારે કોઈ વિજ્ઞાની કોઈ પ્રયોગ અને તેના પરિણામોનું વર્ણન કરે છે ત્યારે સામાન્ય રીતે તમે તેના વિધાનોને વિશ્વાસ કરીને સ્વીકારી લેતો હો છો અને તેણે કરેલા વર્ણન મુજબ તેના પ્રયોગનું પુનરાવર્તન કરતા હો છો. એક વાર તમને તેવાં જ કે તેને સમાન પરિણામો મળી ગયાં કે પછી તમારે તેના પર વિશ્વાસ કરવાની આવશ્યકતા નથી રહેતી; તમે તમારા પોતાના અનુભવનો જ વિશ્વાસ કરો છો. પ્રોત્સાહન પામેલા તમે આગળ વધો છો અને અંતે બરાબર તેના જેવાં જ પરિણામો પર આવી પહોંચો છો.

**સાધક** - ભારતીય માનસને સંસ્કૃતિ અને ઉછેરને કારણે આધ્યાત્મિક પ્રયોગો માટે તૈયાર કરવામાં આવ્યું હતું. "પરબ્રહ્મનો પ્રત્યક્ષ અનુભવ' જેવા ભારતીય શબ્દસમૂહો તેના માટે અર્થપૂર્ણ છે અને તેના આત્માના ઊંડાણમાંથી જ પ્રતિભાવો જન્માવે છે. પોતાના જ પ્રકારના ખ્રિસ્તી માહોલમાં ઉછર્યા હોવા છતાં આવા શબ્દસમૂહોનો પશ્ચિમની વ્યક્તિને મન કોઈ જ અર્થ નથી, ઈશ્વરના આદેશો અને ઉપદેશોની પેલે પાર હોય તેવું તે કંઈ જ વિચારતો નથી. પરબ્રહ્મનું પ્રત્યક્ષ જ્ઞાન માત્ર તેની મહાત્વાકાંક્ષાની પેલે પાર છે તેટલું જ નહીં પરંતુ તેવો કોઈ ખ્યાલ સેવવાની પણ પેલે પાર છે. કેટલાક ભારતીયો મને કહે છેઃ "સાવ જ નિરાશાજનક. પશ્ચિમની વ્યક્તિ તેને નહીં પામે, કારણ કે તે ન પામી શકે. તેને આત્મસાક્ષાત્કાર બાબતે કશું ન કહો; તેને ઉપયોગી જીવન

જીવવા દો અને તેમ કરીને ભારતમાં પુનર્જન્મ લેવાને પાત્ર બનવા દો. ત્યાર બાદ જ તેને કોઈ તક મળશે.' તો વળી કેટલાક કહે છેઃ "પરબ્રહ્મ સૌને માટે સમાન છે, પરંતુ તેને સમજવા, પામવા માટે દરેક જણને કંઈ એક સમાન ક્ષમતાની બક્ષિસ નથી મળી. ઈચ્છા સાથે તે ક્ષમતા આવશે જે વિકસીને ભક્તિ બનશે અને આખરે પૂર્ણ આત્મસમપણમાં પરિણમશે. સઘળા વિઘ્નોને પાર કરવા માટેના એકજૂટતા અને ઉત્કટતા અને લોખંડી નિર્ધાર હોય તો પાશ્ચાત્ય વ્યક્તિને પણ પોર્વાત્ય વ્યક્તિ જેટલી જ તક છે. તે માટે માત્ર લગન લાગવાની આવશ્યકતા છે.' આત્મજ્ઞાનમાં તેના રસને જગાડવા માટે તેને તેના કાયદાઓની વાત ગળે ઉતારવાની આવશ્યકતા છે.

**મહારાજ** - શું તમે એવું માનો છો કે કોઈ વ્યક્તિગત અનુભવની અનુભૂતિ અન્ય વ્યક્તિને કરાવવી શક્ય છે?

**સાધક** - મને ખબર નથી. આપ એક્યની - દષ્ટાના દેશ્ય સાથેના તાદાત્મ્યની - વાત કરો છો. જ્યારે સઘળું એક જ છે ત્યારે પ્રત્યાયન - એક વ્યક્તિએ પોતાની અનુભૂતિ બીજી વ્યક્તિને કરાવવાની વાત - શક્ય હોવું જોઈએ.

**મહારાજ** - કોઈ દેશનો પ્રત્યક્ષ અનુભવ મેળવવા વ્યક્તિએ ત્યાં આગળ જવું પડે અને ત્યાં રહેવું પડે. અશક્યની માગણી ન કરો. એ બાબતે કોઈ શંકા નથી કે કોઈ માણસનો આધ્યાત્મિક વિજય સમગ્ર માનવજાતને ફાયદો કરે છે પરંતુ અન્ય વ્યક્તિને ફાયદો થાય તે માટે ગાઢ વ્યક્તિગત સંબંધ આવશ્યક છે. આવો સંબંધ આકસ્મિક નથી અને દરેક જણ તેનો દાવો ન કરી શકે. તો બીજી તરફ વૈજ્ઞાનિક અભિગમ સૌ માટે છે. "શ્રદ્ધા-કસોટી-સ્વાદ'. આથી વધારે તમારે શું જોઈએ છે? પરાણે કોઈના ગળે સત્યને શા માટે ઉતરાવો છો? ગમે તેમ પણ તે શક્ય નથી. ગ્રાહક વિના દાતા શું કરી શકે?

**સાધક** - કળાનું સત્ત્વ એ છે કે આંતરિક અનુભવને અન્ય સુધી પહોંચાડવા બાહ્ય રૂપનો ઉપયોગ કરવો. અલબત્ત, બાહ્ય અર્થપૂર્ણ બની શકે તે પહેલાં વ્યક્તિએ આંતરિક માટે સંવેદનશીલ બનવું પડે. વ્યક્તિ સંવેદનશીલ કંઈ રીતે બનતી હોય છે?

**મહારાજ** - તમને ફાવે તે રીતે તેને રજૂ કરો પરંતુ વાત તો એકની એક જ છે. દાતાઓ તો ઘણા છે, પરંતુ ગ્રાહકો ક્યાં છે?

**સાધક** - શું આપ આપની સંવેદનશીલતા ન વહેંચી શકો?

**મહારાજ** - હા, વહેંચી શકું, પરંતુ વહેંચવું તે દ્વિમાર્ગી વ્યવહાર છે. વહેંચવામાં બે જણની જરૂર પડતી હોય છે. હું જે આપવા તૈયાર છું તે લેવા કોણ તૈયાર છે?

**સાધક** - આપ કહો છો આપણે એક છીએ. શું આટલું પૂરતું નથી?

**મહારાજ** - હું તમારી સાથે એક છું, શું તમે મારી સાથે એક છો? જો તમે હોત તો પ્રશ્નો ન પૂછતા હોત. જો તમે ન હો તો, જો જે હું જોઉં છું તે તમે નથી જોતા તો પછી તમારી દષ્ટિને બહેતર કરવાનો ઉપાય બતાવવાથી વધારે હું શું કરી શકુ?

**સાધક** - જે આપ ન આપી શકો તે આપનું પોતાનું નથી.

**મહારાજ** - કશુંયે મારું પોતાનું હોવાનો હું દાવો નથી કરતો. જયારે "હું' જ નથી તો પછી "મારા'ની તો વાત જ ક્યાં રહે છે? બે જણ વૃક્ષ તરફ જુએ છે. એક પાંદડાંઓમાં છૂપાયેલા ફળને જુએ છે અને બીજો તે નથી જોતો. આ સિવાય બન્ને વચ્ચે કોઈ જ તફાવત નથી. જે જુએ તે જાણે છે કે બીજો પણ થોડુંક ધ્યાન આપતાં જોશે, પરંતુ વહેંચવાનો પ્રશ્ન ખડો નથી થતો. મારો વિશ્વાસ કરો, મારી મુઠ્ઠી બંધ નથી, તમારે ભાગે આવતો સત્યનો હિસ્સો પકડી નથી રાખ્યો. ઉલટાનું, હું પૂરેપૂરો તમારો છું, મને ખાઓ અને મને પીઓ. પરંતુ એક બાજુ તમે શાબ્દિક રીતે ફરી ફરી

બોલ્યે રાખો છો કે : "આપો, આપો', અને બીજી તરફ તમારી સમક્ષ જે રજૂ થઈ રહ્યું છે તેને લેવા માટે તમે કશુંયે નથી કરતા. હું જે જોઉં છું તે તમે જોઈ શકો તે માટે હું તમને એક ટૂંકો અને સરળ માર્ગ બતાવી રહ્યો છું, પરંતુ તમે વિચારની, લાગણીની અને વર્તનની તમારી જૂની ટેવોને વળગી રહો છો અને સઘળો દોષ મને આપો છો. મારી પાસે એવું કશું જ નથી જે તમારી પાસે ન હોય. આત્મજ્ઞાન એ કોઈ એવી મિલકત નથી કે જે આપવાની હોય અને સ્વીકારવાની હોય. તે એક સાવ નવું જ પરિમાણ છે, જયાં કશુયે આપવાનું કે લેવાનું નથી હોતું.

**સાધક** - આપ જ્યારે આપનું રોજબરોજનું જીવન જીવતાં હો છો ત્યારે આપના મનમાં જે પડેલું હોય છે તેમાં અમને ઓછામાં ઓછું થોડુંક ડોકિયું કરવા દો. ખાવું, પીવું, વાતચીત કરવી, ઊંઘવું - આપને આ સઘળાનો અનુભવ કેવો થતો હોય છે?

**સાધક** - જીવનની સામાન્ય બાબતોને હું તમારી માફક જ અનુભવતો હોઉં છું. તફાવત હું જે નથી અનુભવતો તેમાં રહેલો છે. હું ભય કે તૃષ્ણા, ઘૃણા કે ગુસ્સો નથી અનુભવતો. હું કશાયની માગણી નથી કરતો, કશાયની ના નથી પાડતો, કશુંયે પાસે નથી રાખતો. આ બાબતોમાં હું કોઈ સમાધાન નથી કરતો. એવું હોય કે આ આપણી વચ્ચે ઊડીને આંખે વળગે તેવો તફાવત હોય. હું સમાધાન નહીં કરું, હું મારી જાતને વફાદાર છું, જયારે તમે સત્યથી, વાસ્તવિકતાથી બીઓ છો.

**સાધક** - પાશ્ચાત્ય વ્યક્તિના દષ્ટિકોણ પ્રમાણે તમારી રીતભાતોમાં કશુંક અકળાવી મૂકે તેવું છે. સાવ એકલા એક ખૂણામાં બેઠા રહેવું અને રટ્યા કરવું કે : "હું ઈશ્વર છું, હું ઈશ્વર છું', તે નર્યું પાગલપણ લાગે છે. કોઈ પાશ્ચાત્ય વ્યક્તિને ગળે એ વાત કેમ ઉતરાવવી કે આવી સાધના પરબ્રહ્મ ભણી દોરી જાય છે?

**મહારાજ** - જે માણસ ઈશ્વર હોવાનો દાવો કરે છે અને જે તેના પર શંકા કરે છે તે - બન્ને ભ્રમિત છે. તેઓ તેમના સ્વપ્નમાં બોલી રહ્યા છે.

**સાધક** - જો સઘળું સ્વપ્ન જ હોય તો પછી જાગ્રતિ શું છે?

**મહારાજ** - સ્વપ્નભૂમિની ભાષામાં જાગ્રત અવસ્થાને કઈ રીતે વર્ણવવીર શબ્દો વર્ણવતા નથી, તે તો માત્ર સંકેતો છે, સંજ્ઞાઓ છે.

**સાધક** - ફરી વાર એ જ બહાનું કે શબ્દો સત્યનું વહન ન કરી શકે.

**મહારાજ** - જો તમે શબ્દો ઈચ્છતા હો તો હું તમને કેટલાક પુરાણા શક્તિગલિત શબ્દો આપીશ. અવિરતપણે તેમાંના કોઈ પણને ર્ટો; તેઓ ચમત્કારો સર્જી શકે છે.

**સાધક** - શું આપ ગંભીરપણે કહી રહ્યા છો? શું આપ કોઈ પાશ્ચાત્ય વ્યક્તિને "ઓમ" કે "રામ કે "હરે ક્રિષ્ના' અવિરતપણે રટવા કહેશો, પછી ભલે તેનામાં યોગ્ય સાંસ્કૃતિક અને ધાર્મિક પશ્ચાદ્ભૂને કારણ પેદા થતા શ્રધ્દ્રા અને દઢ માન્યતાનો સાવ જ અભાવ હોય? ઉત્કટનાને કારણે આવતા આત્મવિશ્વાસ વિના એકના એક શબ્દો યાંત્રિકપણે રટતા રહીને શું તે વ્યક્તિ કદીયે કશુંયે પામશે ખરી?

**મહારાજ** - શા માટે નહીં? મહત્ત્વની વાત તો ઉત્કટતા છે, તે પાછળ રહેલું પ્રેરણાબળ છે, નહીં કે તે ક્યો આકાર ધારણ કરે છે તે. તે જે કંઈ કરે છે તે જો તે પોતાના સત્સ્વરૂપને પામવા માટે કરતી હોય તો તે ચોક્કસ તેને તેના સ્વરૂપ પર પહોંચાડશે જ.

**સાધક** - તે જે સાધનનો ઉપયોગ કરે છે તેની કાર્યક્ષમતામાં શ્રધ્દ્રાની શું કોઈ જ આવશ્યકતા નથી રહેતી?

# હું તે છું

**મહારાજ** - એવી શ્રધ્ધાની કોઈ જ આવશ્યકતા નથી જે પરિણામોની અપેક્ષાઓ સિવાય અન્ય કશુંયે નથી. અહીં તો માત્ર સાધના જ મહત્ત્વની છે. જે કંઈ તમે સત્યને ખાતર કરશો તે જ તમને સત્ય પર લઈ જશે. માત્ર હૃદયપૂર્વકનું અને પ્રમાણિક હશે તે જ. તે કયો આકાર લે છે તે ભાગ્યે જ કશા મહત્ત્વનું છે.

**સાધક** - તો પછી પોતાના તલસાટને અભિવ્યક્તિ આપવાની આવશ્યકતા જ ક્યાં રહે છે?

**મહારાજ** - કોઈ જ આવશ્યકતા નથી. કશું જ ન કરવું તે એટલું જ સારું છે. વિચાર અને કર્મ વડે મંદ નથી પડી ગયો તેવો નર્યો વિશુદ્ધ અને એકચિત્ત તલસાટ તમને ઝડપથી તમારા લક્ષ્ય પર લઈ જશે. મહત્ત્વનું છે સાચું પ્રેરણાબળ, નહીં કે રીતભાત.

**સાધક** - માન્યામાં નથી આવતું! લગભગ હતાશાકારી એવું કંટાળાજનક શુષ્ક રટણ કઈ રીતે અસરકારક બની શકે?

**મહારાજ** - કંટાળો અને હતાશા અને વાત જરાપણ ગળે ન ઉતરતી હોય તેમ છતાં નર્યા રટણની, આગળ અને આગળ મથામણ કરતા રહેવાની અને ખંતપૂર્વક ટકી રહેવાની હકીકતો ખરેખર કસોટીરૂપ છે. આ સઘળું પોતે તો મહત્ત્વનું નથી, પરંતુ તે પાછળ રહેલી નિષ્ઠા જ મહત્ત્વની છે. અંદરથી એક ધક્કો આવવો જોઈએ અને બહારથી ખેંચાણ થવું જોઈએ.

**સાધક** - મારા પ્રશ્નો પશ્ચિમની લાક્ષણિકતાઓ ધરાવે છે. ત્યાં આગળ લોકો કાર્ય અને કારણની રીતે, સાધન અને લક્ષ્યની રીતે વિચારે છે. કોઈ ખાસ એક શબ્દ અને પરબ્રહ્મ વચ્ચે શું કાર્ય-કારણ સંબંધ હોઈ શકે તે તેઓને નથી દેખાતું.

**મહારાજ** - કશો જ નહીં. પરંતુ શબ્દ અને તેના અર્થ વચ્ચે, કૃત્ય અને તે પાછળ રહેલા પ્રેરકબળ વચ્ચે સંબંધ છે. આધ્યાત્મિક સાધના એટલે ફરી ફરી સંકલ્પનું અમલીકરણ. જે વ્યક્તિ તેટલી હિંમત નથી ધરાવતી તે જ્યારે તેની સમક્ષ સત્યને રજૂ કરવામાં આવશે ત્યારે પણ સ્વીકારી નહીં શકે. ભયને કારણ જન્મેલ અનિચ્છા જ માત્ર અવરોધ છે.

**સાધક** - ભય પામવા જેવું વળી શું છે?

**મહારાજ** - અજ્ઞાતનો ભય. ન-હોવાનો ભય. અણજાણનો ભય. ન-કરવાનો ભય. પેલે પારનો ભય.

**સાધક** - આપનો કહેવાનો શું એવો અર્થ થાય છે કે આપને આપની સિધ્ધી કઈ રીતે મળી તે આપ વહેંચી શકો પરંતુ તેના ફળોને નથી વહેંચી શકતા?

**મહારાજ** - અલબત્ત હું ફળોને વહેંચી શકું છું અને સઘળો સમય તે જ તો કરી રહ્યો છું. પરંતુ મારી ભાષા મૌન છે. તેને સાંભળતા અને સમજતા શીખો.

**સાધક** - મારી સમજમાં એ નથી આવતું કે જો પાકી શ્રદ્ધા ન હોય તો વ્યક્તિ શરૂઆત કઈ પોચાનાથી તો રીતે કરી શકે.

**મહારાજ** - થોડો સમય મારી સાથે રહો અથવા તો હું જે કહું છું અને કરું છું તે પર ધ્યાન આપો અને શ્રદ્ધાનો ઉદય થશે.

**સાધક** - દરેક જણને આપને મળવાની તક નથી હોતી.

**મહારાજ** - તમારી પોતાની જાતને મળો. તમારી પોતાની જાત સાથે રહો, તેને સાંભળો, તેની આજ્ઞા પાળો, તેની સાથે પ્રેમાળ વ્યવહાર કરો, તેને અવિરતપણે મનમાં રાખો. તમારે અન્ય કોઈ માર્ગદર્શકની જરૂર નથી. જ્યાં સુધી તમારી સત્ય માટેની લગન તમારા રોજબરોજના જીવનને અસર કરતી રહેશે ત્યાં સુધી તમારી સાથે સઘળું શુભ જ ઘટતું રહેશે. કોઈને દુઃખ પહોંચાડ્યા વિના તમારું જીવન જીવો. અહિંસા એ યોગનું સૌથી શક્તિશાળી સ્વરૂપ છે અને તે તમને ઝડપથી તમારા

લક્ષ્ય પર પહોંચાડશે. આને હું નિસર્ગ યોગ એટલે કે નૈસર્ગિક યોગ કહું છું. તે શાંતિ અને સંવેદિતામાં, મૈત્રી અને પ્રેમમાં જીવવાની કળા છે. તેનું ફળ સુખ છે, જે કારણરહિત અને અનંત છે.

**સાધક** - તેમ છતાંયે આ સઘળું થોડીક પણ શ્રદ્ધાની અપેક્ષા રાખે છે.

**મહારાજ** - તમારી અંદર પાછા વળો અને તમે તમારી જાત પર વિશ્વાસ કરવા લાગશો, શ્રદ્ધા રાખવા લાગશો. અન્ય સઘળામાં અનુભવ સાથે આત્મવિશ્વાસ પ્રગટતો હોય છે.

**સાધક** - જ્યારે કોઈક માણસ મને હું ન જાણતો હોઉં તેવું કંઈક કહે છે ત્યારે મને એ પૂછવાનો અધિકાર છે કે : “એવું શું છે જે તમે જાણો છો અને હું નથી જાણતો?'

**મહારાજ** - અને જો તે તમને એમ કહે કે તે શબ્દો વડે તમારી સુધી પહોંચાડી શકાય તેમ નથી તોર?

**સાધક** - તો પછી હું તેનું બારીકાઈથી નિરીક્ષણ કરું અને સમજવાનો પ્રયત્ન કરુ.

**મહારાજ** - બરાબર આ જ તો તમે કરો તેમ હું ઈચ્છું છું! અન્યોઅન્યની સમજનો પ્રવાહ પ્રસ્થાપિત ન થાય ત્યાં સુધી રસ ધરાવો, ધ્યાન આપો. પછી વહેંચવાનું સરળ બનશે. હકીકતમાં સાક્ષાત્કાર માત્ર વહેંચણી સિવાય અન્ય શું છે! તમે એક વધુ વ્યાપક ચૈતન્યમાં પ્રવેશો છો અને તેમાં હિસ્સેદારી કરો છો. પ્રવેશવા અને વહેંચવા રાજી ન હોવું તે જ માત્ર અવરોધ છે. હું કદીયે મતભેદની વાત નથી કરતો, કારણ કે મારા માટે કોઈ મતભેદ છે જ નહીં. તમે તેની વાત કરો છો માટે એ જવાબદારી તમારી બને છે કે તમે મને તે દર્શાવો. તે માટે તમારે મને સમજવો પડશે, પરંતુ તો પછી તમે કોઈ મતભેદની વાત નહીં કરો. એક વાત સરસ રીતે સમજી લો, અને સમજો કે તમે આવી પહોંચ્યા છો. તમને જાણતા જે અટકાવે છે તે કોઈ તકનો અભાવ નથી, પરંતુ તમે જે સમજવા માગો છો તે પર તમારા મનને કેન્દ્રિત કરવાની ક્ષમતાનો અભાવ છે. તમે જે નથી જાણતા તે પર જો તમે તમારા મનને કેન્દ્રિત કરી શક્યા તો તે તમારી સમક્ષ તેનાં રહસ્યો છતા કરશે. પરંતુ તમે જો છીછરા અને અધીરા હશો તો, સંભાળ રાખવા જેટલા અને રાહ જોવા જેટલા ઉત્કટ નહીં હો તો તમે ચંદ્રને મેળવવા માટે રડતા કોઈ બાળક જેવા હશો.

## પોતાનાથી તો કશાયનું અસ્તિત્વ નથી [૩૯]

સાધક - હું આપને સાંભળું છું અને મને થાય છે કે આપને પ્રશ્નો પૂછવાનો કશોયે અર્થ નથી. પ્રશ્ન ભલે ગમે તે હોય, આપ તેને તેના જ પર પાછો વાળો છો અને મને એ પાયાની હકીકત પર લઈ આવો છો કે હું મારા પોતાના જ વડે ખડા કરેલા ભ્રમમાં જીવી રહ્યો છું અને સત્યને શબ્દોમાં અભિવ્યક્ત કરવું અશક્ય છે. શબ્દો માત્ર ગૂંચવાડામાં ઓર વધારો કરે છે એટલું જ અને એક માત્ર શાણપણભર્યો માર્ગ એ જ છે કે પોતાની અંદર શાંત શોધ ચલાવવી.

**મહારાજ** - આખરે તો ભ્રમને સર્જનાર મન જ છે અને મન જ તેમાંથી મુક્તિ મેળવે છે. એવું બને કે શબ્દો ભ્રમને ઓર વકરાવે, એવું બને કે શબ્દો તેને દૂર કરવામાં મદદ પણ કરે. સત્ય ન બની જાય ત્યાં સુધી એકની એક વાસ્તવિકતાને ફરી ફરી પુનરાવર્તિત કરવામાં કશુંયે ખોટું નથી. બાળકના જન્મ સાથે માતાનું કામ પૂરું નથી થઈ જતું. બાળકને માતાની જરૂર ન રહે ત્યાં સુધી માતા તેને રોજબરોજ, વરસોવરસ પોષણ આપતી રહે છે. હકીકતો શબ્દો કરતાં પણ વધારે બોલકણી ન બને ત્યાં સુધી લોકોને શબ્દો સાંભળવાની આવશ્યકતા છે.

**સાધક** - તો અમે શબ્દો પર પોષણ પામનારાં બાળકો છીએ, એમ ને?

# હું તે છું

**મહારાજ** - જયાં સુધી તમે શબ્દોને મહત્ત્વ આપો છો ત્યાં સુધી તમે શબ્દો પર પોષણ પામનારા બાળકો જ છો.

**સાધક** - સારું, તો પછી અમારી માતા બનો.

**મહારાજ** - જન્મ્યું નહોતું તે પહેલાં બાળક ક્યાં હતું ? શુ તે માતા સાથે નહોતું ? માતા સાથે હતું માટે જ તો તે જન્મી શક્યું.

**સાધક** - એટલું તો પાકું કે જ્યારે માતા પોતે બાળક હતી ત્યારે તેની સાથે બાળક નહોતું.

**મહારાજ** - માતા થવાની ગલિત ક્ષમતા તો તે ધરાવતી જ હતી. સમયની ભ્રમણાની પેલે પાર જાઓ.

**સાધક** - આપનો જવાબ હમેશાં એકનો એક જ હોય છે. એક પ્રકારની ઘડીયાળ જેવી યંત્રરચના કે જે એકના એક ટકોરા ફરી ફરી સંભળાવ્યા કરતી હોય છે.

**મહારાજ** - તેમાં મારું કશુંયે ચાલે તેમ નથી. જે રીતે સૂરજ કરોડો ઝાકળબિંદુઓમાં પ્રતિબિંબિત થાય છે તે રીતે સમયાતીત અનંતપણે પુનરાવર્તિત થાય છે . જ્યારે હું "હું છું, હું છુ' પુનરાવર્તિત કરું છું ત્યારે હું એક સદાયે વિદ્યમાન હકીકત પર ફરી ફરી ભાર મૂકું છું તેટલું જ. તમે મારા શબ્દોથી કંટાળી જાઓ છો કારણ કે તમે તેમની પાછળ રહેલા જીવંત સત્યને નથી જોતા. તેના સંપર્કમાં આવો અને તમને શબ્દોનો અને મૌનનો એમ બક્ષેનો પૂર્ણ અર્થ અનુભવમાં આવશે.

**સાધક** - આપ કહો છો કે નાનકડી છોકરી તેના ભાવિ બાળકની માતા છે જ. ગભિંત ક્ષમતાની દૃષ્ટિએ જોવા જઈએ તો - હા. વાસ્તવમાં જોવા જઈએ તો - ના.

**મહારાજ** - વિચારવાથી ગલત ક્ષમતા વાસ્તવિકતા બનતી હોય છે. શરીર અને તેના વ્યવહારો મનમાં અસ્તિત્વ ધરાવે છે.

**સાધક** - અને મન એ ગતિમાન ચૈતન્ય છે, અને ચૈતન્ય એ આત્માનું સગુણ પાસું છે. નિર્ગુણ એ બીજુ એક પાસું છે અને તેની પેલે પાર આવેલો છે પરમાર્થનો મહાસાગર.

**મહારાજ** - તદ્ન સાચું - તમે તેનું સુંદર વર્ણન કર્યુ, સરસ મજાની રજૂઆત કરી.

**સાધક** - પરંતુ મારા માટે તો આ માત્ર શબ્દો જ છે. તેમનું શ્રવણ અને રટણ પૂરતું નથી, તેમનો અનુભવ પણ થવો જોઈએ.

**મહારાજ** - બાહ્યમાં રત રહેવા સિવાય તમને આંતરિક પર કેન્દ્રિત થતાં અન્ય કશુંયે અટકાવતું નથી. તેનો કોઈ ઉપાય નથી, તમે તમારી સાધનાને ન અવગણી શકો. આંતર અને બાહ્ય એકબીજામાં ભળી ન જાય ત્યાં સુધી તમારે તમારું મો જગતથી વિમુખ કરવું જ પડે અને પોતાની અંદર ડૂબવું જ પડે અને તો પછી તમે આંતર કે બાહ્ય અનુકૂલનની પેલે પાર જઈ શકો છો.

**સાધક** - એટલું તો ચોક્કસ કે ન-અનુકૂલિત(111०€01તાપંબાલ્વે) એ અનુકૂલિત (૦૦ાતાં- 0૯) મનમાં રહેલો એક નર્યો ખ્યાલ જ છે. તેના પોતાનાથી તો તેનું કોઈ અસ્તિત્વ જ નથી.

**મહારાજ** - કશાયનું પણ તેના પોતાનાથી અસ્તિત્વ નથી. દરેક બાબતને તેની પોતાની ગેરહાજરીની આવશ્યકતા રહે છે. હોવું એટલે અભેદ હોવું, અહીં હોવું અને ત્યાં ન હોવું, અત્યારે હોવું અને ત્યારે ન હોવું, આ રીતે હોવું અને તે રીતે ન હોવું. જે રીતે પાણીને તેના પાત્રથી આકાર મળતો હોય છે તે જ રીતે દરેક ચીજ ગુણોથી નિશ્ચિત થતી હોય છે. પાત્ર ભલે ગમે તે હોય પરંતુ જે રીતે પાણી તો પાણી જ રહે છે, ભલે રંગો ગમે તે પ્રગટતા હોય પરંતુ પ્રકાશ તો પ્રકાશ જ રહે છે, તે જ રીતે વાસ્તવિક(સત્ય) તો વાસ્તવિક જ રહે છે પછી ભલે તે ગમે પરિસ્થિતિમાં પ્રતિબિંબિત થતું હોય. ચૈતન્યના કેન્દ્રમાં માત્ર પ્રતિબિંબને જ શા માટે રાખવું? વાસ્તવિકને ખુદને જ શા માટે નહીં?

# હું તે છું

**સાધક** - ચૈતન્ય ખુદ જ એક પ્રતિબિંબ છે. તેને કઈ રીતે વાસ્તવિક લઈ શકાય?

**મહારાજ** - ચૈતન્ય અને તેની સામગ્રી પ્રતિબિંબો સિવાય, પરિવર્તનશીલ અને અનિત્ય સિવાય અન્ય કશુંયે નથી તે જાણવું એટલે જ વાસ્તવિક પર કેન્દ્રિત થવું. દોરડામાં સાપને જોવાનો નકાર ભણવો એ દોરડાને જોવા માટેની આવશ્યક શરત છે.

**સાધક** - માત્ર આવશ્યક જ કે પછી પૂરતી પણ, પર્યાપ્ત પણ?

**મહારાજ** - વ્યક્તિએ એ પણ જાણવું જોઈએ કે દોરડું અસ્તિત્વ ધરાવે છે અને તે સાપ જેવું દેખાય છે. તે જ રીતે, વ્યક્તિએ એ જાણવું જ પડે કે વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે અને તે સાક્ષી- ચૈતન્ય પ્રકૃતિનું છે. અલબત્ત તે સાક્ષીની પેલે પાર છે, પરંતુ તેમાં પ્રવેશવા માટે વ્યક્તિએ પહેલાં વિશુદ્ધ સાક્ષીત્વની અવસ્થાનો સાક્ષાત્કાર કરવો પડે. પરિસ્થિતિઓ પ્રત્યેની સભાનતા વ્યક્તિને ન-અનુકૂલિત પર લઈ આવે છે.

**સાધક** - શું ન-અનુકૂલિતને અનુભવી શકાય ખરું?

**મહારાજ** - ન-અનુકૂલિત વિશે એટલું કહી શકાય કે અનુકૂલિતને અનુકૂલિત તરીકે જાણવું. હકારાત્મક શબ્દો સંકેતો (ઈશારાઓ) માત્ર છે અને ગેરમાર્ગે દોરનારા છે.

**સાધક** - વાસ્તવિકના સાક્ષીત્વ વિશે શું આપણે વાત કરી શકીએ?

**મહારાજ** - કઈ રીતે? આપણે અવાસ્તવિક, ભ્રામક, અનિત્ય, અનુકૂલિત વિશે વાત કરી શકીએ. તેની પેલે પાર જવા આપણે દરેક બાબત સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે તેના પૂર્ણ નકારમાંથી પસાર થવું પડે. સઘળી બાબતો કશાક પર આધાર રાખે છે.

**સાધક** - શાના પર આધાર રાખે છે?

**મહારાજ** - ચૈતન્ય પર. અને ચૈતન્ય સાક્ષી પર આધાર રાખે છે.

**સાધક** - અને સાક્ષી વાસ્તવિક (બ્રહ્મ) પર આધાર રાખે છે?

**મહારાજ** - સાક્ષી એ શુદ્ધતમ બ્રહ્મનું પ્રતિબિંબ છે. તે મનની સ્થિતિ પર આધાર રાખે છે. જયાં નિર્મળતા અને વૈરાગ્યનું પ્રભુત્વ હોય છે ત્યાં સાક્ષી-ચૈતન્ય અસ્તિત્વમાં આવે છે. તે એમ કહેવા બરાબર છે કે જો પાણી નિર્મળ અને શાંત હોય તો ચંદ્રનું પ્રતિબિબ દશ્યમાન થાય. અથવા તો દિવસના એ પ્રકાશ માફક કે જે હીરામાં સ્ફુલ્લિગ તરીકે દશ્યમાન થતો હોય છે.

**સાધક** - શું સાક્ષી વિના ચૈતન્ય હોઈ શકે?

**મહારાજ** - સાક્ષી વિના તે અચેતન બને છે, માત્ર જીવંત અચેતન. જે રીતે દરેક રંગમાં પ્રકાશ પ્રચ્છનપણે વિદ્યમાન હોય છે તે રીતે સાક્ષી ચૈતન્યની કોઈ પણ અવસ્થામાં છાની રીતે હાજર હોય છે. જ્ઞાતા વિના જ્ઞાન ન હોઈ શકે અને પોતાના સાક્ષી વિના જ્ઞાતા ન હોઈ શકે. તમે જાણો છો એટલું જ નહીં પરંતુ તમે જાણો છો કે તમે જાણો છો.

**સાધક** - સઘળા અનુભવ માત્ર અનુકૂલિત હોવાને કારણે જો ન-અનુકૂલિતને અનુભવી ન શકાતું હોય તો પછી તેની વાત જ શા માટે કરવી?

**મહારાજ** - ન-અનુકૂલિત વિના અનુકૂલિતનું જ્ઞાન કઈ રીતે હોઈ શકે? એવો કોઈ સ્રોત જરૂર હોવો જોઈએ કે જેમાંથી આ સઘળું વહી આવતું હોય, એવી કોઈ બુનિયાદ જરૂર હોવી જોઈએ કે જેના પર સઘળું ખડું હોય. આત્મસાક્ષાત્કાર મૂળે તો વ્યક્તિના એ અનુકૂલન અને જાગ્રતિનું જ્ઞાન છે કે અનુકૂલનોની અનંત વિવિધતા આપણી અનુકૂલિત થવાની અને વિવિધતાને જન્મ આપવાની અનંત ક્ષમતા પર આધાર રાખે છે. અનુકૂલિત મનને ન-અનુકૂલિત સમગ્રતા તરીકે તેમ જ

સમગ્રની ગેરહાજરી તરીકે ભાસિત થાય છે. બેમાંથી એકેયને પ્રત્યક્ષ અનુભવી શકાતું નથી, પરંતુ તે બાબત તેને કંઈ અસ્તિત્વહીન બનાવતી નથી.

**સાધક** - શું તે કોઈ લાગણી નથી?

**મહારાજ** - લાગણી પણ મનની જ અવસ્થા છે. જે રીતે તંદુરસ્ત શરીર કોઈ ઉપદ્રવ નથી કરતું અને ધ્યાન નથી દોરતું, તે જ રીતે ન-અનુકૂલિત અનુભવમુક્ત હોય છે. મૃત્યુના જ અનુભવને લો. સામાન્ય માણસ મરવાથી ગભરાય છે, કારણ કે તે પરિવર્તનથી ગભરાય છે. જ્ઞાની નથી ગભરાતો કારણ કે તેનું મન તો ક્યારનુંયે મરી ગયું છે. તે વિચારતો નથી કે - "હું જીવું છું.' તે જાણે છે કે - "માત્ર જીવન છે.' તેમાં કોઈ પરિવર્તન નથી અને નથી મૃત્યુ. મૃત્યુ એ સ્થળ અને કાળમાં ભાસિત થતું પરિવર્તન છે. જ્યાં નથી સ્થળ કે નથી કાળ ત્યાં મૃત્યુ કઈ રીતે હોઈ શકે? જ્ઞાની નામ અને રૂપ પ્રત્યે ક્યારનોયે મરી ગયો હોય છે. તેની ખોટ તેને કઈ રીતે સાલે? ટ્રેનમાંનો માણસ જગ્યાએ જગ્યાએ મુસાફરી કરે છે, પરંતુ ટ્રેન પર ન હોય તેવો માણસ ક્યાંય મુસાફરી કરતો નથી, કારણ કે તેને ક્યાંય જવાનું હોતું નથી. તેને ક્યાંય જવાનું હોતું નથી, તેને કશુંયે કરવાનું હોતું નથી, કશુંયે બનવાનું હોતું નથી. જેઓ યોજનાઓ ઘડે છે તેમને જ તેમને પાર પાડવા માટે જન્મવું પડશે. જેઓ કોઈ યોજના નથી ઘડતા તેમને માટે જન્મવું આવશ્યક નથી.

**સાધક** - દુઃખ અને સુખનો હેતુ શો છે?

**મહારાજ** - શું તેમનું અસ્તિત્વ તેમના પોતાનાથી જ છે, કે પછી તે મનની જ ઉપજ છે?

**સાધક** - તેમ છતાંયે તેમનું અસ્તિત્વ તો છે જ. મનને કદીયે મન પર ન લો.

**મહારાજ** - દુઃખ અને સુખ તો માત્ર બાહ્ય લક્ષણો છે, તે ખોટા જ્ઞાન અને ખોટી લાગણીનાં પરિણામો છે. પરિણામને તેનો પોતાનો કોઈ હેતુ ન હોઈ શકે.

**સાધક** - ઈશ્વરના વ્યવહારમાં દરેક ચીજનો કોઈ હેતુ તો હોવો જ જોઈએ.

**મહારાજ** - શું તમે ઈશ્વરને જાણો છો કે તેને વિશે આટલી બધી છૂટથી વાત કરી રહ્યા છો? તમારા માટે ઈશ્વર શું છે? કોઈ ધ્વનિ, કાગળ પરનો કોઈ શબ્દ, કે પછી મનમાં રહેલો કોઈ ખ્યાલ?

**સાધક** - તેની સત્તાથી હું જન્મ્યો છું અને જીવતો રહ્યો છું.

**મહારાજ** - અને દુઃખી થાઓ છો અને મૃત્યુ પામો છો. શું તમે રાજી છો?

**સાધક** - એવું બને કે મારા કોઈ વાંકને કારણે હું દુઃખી હોઉં અને મૃત્યુ પામતો હોઉં. હું તો શાશ્વત જીવન માટે સર્જાયો છું.

**મહારાજ** - શા માટે ભવિષ્યમાં અનંત કાળ સુધી અને ભૂતકાળમાં નહીં? જેને આદિ છે તેને અંત હોય જ. માત્ર આદિરહિત જ અનંત હોય.

**સાધક** - એવું બને કે ઈશ્વર એ કોઈ નર્યો ખ્યાલ હોય, એક કામચલાઉ સિધ્ધાંત હોય. સદાને માટેની એક ખૂબ જ ઉપયોગી ધારણા!

**મહારાજ** - તેમ હોવા માટે તે આંતરવિરોધોની મુક્ત હોવી પડે, જેવું છે નહીં. તો પછી એવા સિધ્ધાંત પર આગળ કેમ ન વધવું કે તમે તમારું પોતાનું જ સર્જન છો અને તમે જ તમારા પોતાના સર્જક છો? ઓછામાં ઓછું એટલું તો બનશે કે તમારે કોઈ બહારના ઈશ્વર સાથે લડવું નહીં પડે.

**સાધક** - આ જગત ખૂબ જ સમૃધ્ધ અને અટપટું છે - હું તેને કઈ રીતે સર્જી શક્યો હોઉં?

**મહારાજ** - શું તમે તમારી જાતને એટલી પૂર્ણપણે જાણો છો કે તમને એ ખબર હોય કે તમે શું કરી શકો તેમ છો શું કરી શકો તેમ નથી? તમને તમારી પોતાની તાકાતોની ખબર નથી. તમે કદીયે તે જાણવા માટે ઊંડા ઉતર્યા નથી. હવે તમારાથી જ શરૂઆત કરો.

**સાધક** - દરેક જણ ઈશ્વરમાં માને છે.

**મહારાજ** - મારા માટે તો તમે જ તમારા ઈશ્વર છો. પરંતુ જો તમે તેનાથી જૂદું વિચારતા હો તો પછી તે બાબતે તેનો છેડો ન આવી જાય ત્યાં સુધી વિચારો. જો ક્યાંય ઈશ્વર હોય તો સઘળું ઈશ્વરનું જ છે અને સઘળું ભલા માટે જ છે. જે કંઈ આવી પડે તેને સર્વસ્વીકૃતિના અને કૃતજ્ઞતાના ભાવ સાથે રાજીખુશીથી આવકારો. સઘળા જીવોને ચાહો. આ પણ તમને તમારા આત્મા સુધી લઈ જશે.

## માત્ર આત્મા જ સત્ય છે [૪૦]

**મહારાજ** - જગત એક ખેલ છે, જે ઉપર ઉપરથી ઝળહળતો છે પરંતુ અંદરથી ખાલીખમ છે. તે છે, અને તેમ છતાંયે નથી પણ. હું જ્યાં સુધી તેને જોવા ઈચ્છું છું અને તેમાં સામેલ થવા ઈચ્છું છું ત્યાં સુધી જ તે છે. જ્યારે હું તેની પરવા કરવાનું બંધ કરું છું ત્યારે તે લય પામે છે. તેને કોઈ કારણ નથી અને તેનો કોઈ હેતુ નથી. આપણે જ્યારે બેધ્યાન હોઈએ છીએ ત્યારે તે અસ્તિત્વમાં આવે છે. તે જેવું દેખાય થાય છે તેવું જ બરાબર આભાસિત થાય છે, પરંતુ તેને કોઈ ઊંડાણ હોતું નથી, કે તેનો કોઈ અર્થ હોતો નથી. તેને જોનારો જ માત્ર વાસ્તવિક છે, તેને સ્વરૂપ કહો કે પછી આત્મા કહો. આત્માને માટે તો આ જગત એક રંગબેરંગી ખેલ છે, તે જ્યાં સુધી વિદ્યમાન રહે છે ત્યાં સુધી તે તેને માણે છે અને તેનો અંત આવતાં તે તેને ભૂલી જાય છે. જગતના મંચ પર જે કંઈ બને છે તેનાથી કાં તો તે ભયથી કાંપી ઊઠે છે અથવા તો હાસ્યથી બેવડ વળી જાય છે, અને તેમ છતાંયે સઘળો સમય તે સભાન હોય છે કે તે એક ખેલથી વિશેષ અન્ય કશુંયે નથી. તે જેમ આગળ વધતો જાય છે તેમ તેમ તે વાસના કે ભય વિના તેને માણે છે.

**સાધક** - જગતમાં ડૂબેલી વ્યક્તિ ઘણા વિવિધ પ્રકારનું જીવન ધરાવે છે. તે રડે છે, તે હસે છે, તે પ્રેમ કરે છે અને ધૃણા કરે છે, તે વાસનાઓ સેવે છે અને ભય અનુભવે છે, તે યાતનાઓ સહન કરે છે અને આનંદે પણ છે. વાસનારહિત અને ભયરહિત એવા જ્ઞાનીનું જીવન તો કંઈ જીવન છે? તેની અલિસતાથી તે શું નિ:સહાય નથી બની જતો?

**મહારાજ** - તેની અવસ્થા કંઈ એટલી બધી એકલતાભરી અને નિ:સહાય નથી હોતી. તેમાં વિશુધ્દ, કારણરહિત, નિર્ભેળ પરમાનંદનો સ્વાદ રહેલો હોય છે. તે સુખી હોય છે અને જાગ્રત હોય છે કે સુખી હોવું તે તેનો મૂળભૂત સ્વભાવ છે અને તેને પ્રાપ્ત કરવા કશું જ કરવું આવશ્યક નથી. તે તેને અનુસરે છે, તે શરીર કરતાંયે વધારે વાસ્તવિક છે, મન કરતાંયે વધારે નજીક છે. તમે એવી કલ્પના કરો છો કે કારણ વિના સુખ ન હોઈ શકે. મારા માટે તો સુખ માટે કશાયે પર આધાર રાખવો તે નર્યું દુ:ખ છે. સુખ અને દુ:ખને કારણો હોય છે, જ્યારે મારી અવસ્થા તો મારી પોતાની જ છે, સાવ જ કારણર હિત, નિરાલંબ, અભેદ્ય.

**સાધક** - રંગભૂમિ પરના કોઈ નાટક માફક?

**મહારાજ** - આ નાટક લિખિત, આયોજિત અને મહાવરો કરેલું હતું. જગત બસ એમ જ શુ્ન્યમાંથી ઉદ્ભવે છે અને શૂન્યમાં લય પામે છે.

**સાધક** - શું સ્રષ્ટા જેવું કંઈજ નથી? શું જગત સર્જાયું તે પહેલાં બ્રહ્માના મનમાં નહોતું?

# હું તે છું

**મહારાજ** - જ્યાં સુધી તમે મારી અવસ્થાની બહાર હશો ત્યાં સુધી તમારે સૃષ્ટાઓ, સંરક્ષકો અને વિનાશકો હશે, પરંતુ એક વાર તમે મારી સાથે થયા કે માત્ર આત્માને જ જાણશો અને સઘળામાં તમારી જાતને જોશો.

**સાધક** - તેમ છતાંયે આપ કામગીરી તો બજાવો જ છો.

**મહારાજ** - જયારે તમને ચક્કર આવતાં હોય છે ત્યારે તમને જગત તમારી આસપાસ ઘૂમતું દેખાય છે. સાધ્ય અને સાધનના, કાર્ય અને હેતુના ખ્યાલની પકડમાં રહેલા એવા તમે મને દેખીતી રીતે કામગીરી બજાવતો જુઓ છો. વાસ્તવમાં હું દેખાઉં છું તેટલું જ. જે કંઈ કરવામાં આવે છે તે રંગભૂમિ પર કરવામાં આવે છે. આનંદ અને શોક, જીવન અને મૃત્યુ, તે બંધનમાં રહેલા માણસ માટે વાસ્તવિક છે; મારા માટે તો તે સઘળી રંગભૂમિ પરની સામગ્રી છે, અને તે રંગભૂમિ જેટલી જ અવાસ્તવિક છે. એવું બને કે હું તમારી માફક જ જગતને અનુભવતો હોઉં, પરંતુ તમે તમારી જાતને તેમાં હોવાનું માનો છો, જયારે હું તેને ચેતનાના મહાસાગરમાં એક સપ્તરંગી બિંદુ તરીકે જોઉં છું.

**સાધક** - આપણે સૌ વૃધ્ધ થઈ રહ્યા છીએ. વૃધ્ધાવસ્થા મજાની નથી - શરીરમાં ક્યાંકને ક્યાંક દુઃખાવો અને પીડા થતા રહે છે, નબળાઈ વર્તાતી રહે છે અને આખરી દિવસો નજીક દેખાતા હોય છે. જ્ઞાનીને એક વૃધ્ધ માણસ તરીકે કેવી લાગણી અનુભવાતી હોય છે? તેનો અંતરાત્મા તેની પોતાની વૃધ્ધાવસ્થાને કઈ રીતે જોતો હોય છે, અનુભવતો હોય છે?

**મહારાજ** - તે જેમ જેમ વૃધ્ધ થતો જાય છે તેમ તેમ વધુ અને વધુ સુખી અને શાંત બનતો જાય છે. આખરે તો તે પોતાના ઘરે પાછો ફરી રહ્યો હોય છે. પોતાના આખરી મુકામે પહોંચતાં અને પોતાનો સામાન એકઠો કરતાં કોઈ મુસાફર માફક તે કશીયે દિલગીરી વિના ટ્રેન(જીવન)નો ત્યાગ કરે છે.

**સાધક** - આમાં ચોક્કસ કોઈક વિરોધાભાસ છે. અમને જણાવવામાં આવે છે કે જ્ઞાની સઘળાં પરિવર્તનોની પેલે પાર છે. તેનું સુખ નથી તો કદીયે વધતું કે નથી તો કદીયે ઘટતું. વૃધ્ધ હોવાને કારણે તેના સુખમાં વધારો કેવી રીતે થઈ શકે, અને તે પણ શારીરિક રીતે નબળો વગેરે હોવા છતાં?

**મહારાજ** - કોઈ વિરોધાભાસ નથી. સિયતિની ચકરડી તેના છેડે પહોંચી રહી હોય છે - મન ખુશ હોય છે. શારીરિક અસ્તિત્વનું ધુમ્મસ ઊંચકાઈ રહ્યું હોય છે - દિવસે દિવસે શરીરનો બોજ ઓછો અને ઓછો થતો જાય છે.

**સાધક** - ચાલો એવું ધારીએ કે જ્ઞાની બિમાર પડે છે. તેને ફ્લૂ થયો છે અને તેને સાંધે સાંધામાં પીડા અને બળતરા થઈ રહી છે. તેના મનની અવસ્થા શી હશે?

**મહારાજ** - દરેક સંવેદનાને પુર્ણ સ્વસ્થતા સાથે ચિંતવવામાં આવે છે. નથી તો તેના માટેની કોઈ ઈચ્છા કે નથી તો તેના માટેનો કોઈ નકાર. તે જેમ છે તેમ છે અને તે તેના પ્રત્યે પ્રેમાળ વૈરાગના સ્મિત સાથે જુએ છે.

**સાધક** - ભલે તે તેની પોતાની યાતનાથી અળગો હોય, પરંતુ યાતનાની હાજરીની ના ન પાડી શકાય.

**મહારાજ** - ભલે તેની હાજરી હોય, પરંતુ તેનો કોઈ અર્થ નથી. ભલે જે કોઈ અવસ્થામાં હું હોઉં, હું તેને મનની અવસ્થા તરીકે અને તેને તેમ જ સ્વીકારવાની હોય તે રીતે જોઉં છું.

**સાધક** - પીડા એ તો પીડા જ છે. તમે તેને તે જ રીતે અનભવો છો.

**મહારાજ** - જે શરીરને અનુભવે છે તે જ તેના પીડા અને સુખને અનુભવે છે. હું નથી તો શરીર કે નથી તો શરીરનો અનુભવકર્તા.

# હું તે છું

**સાધક** - ચાલો આપણે એવું ધારીએ કે આપ પચીસ વર્ષના છો. તમારા લગ્ન ગોઠવવામાં આવે છે અને પાર પાડવામાં આવે છે અને ધરેલું ફરજો આપના પર હાવી થાય છે. આપતને કેવી લાગણી થશે?

**મહારાજ** - હાલના જેવી જ. તમે સતત એવું ઠસાવવાનો આગ્રહ રાખી રહ્યા છો કે મારી આંતરિક અવસ્થા બાહ્ય ઘટનાઓથી આકાર પામે છે. પરંતુ તેવું નથી જ. ભલે જે કંઈ ઘટે, હું રહું છું. મારા હોવાના મૂળમાં વિશુધ્ધ જાગૃતિ છે, તીવ્રતમ પ્રકાશનો એક કણ છે. આ કણની પ્રકૃતિ જ એવી છે કે તે સ્થળ(અવકાશ)માં ચિત્રો અને કાળમાં ઘટનાઓ ઉત્સર્જિત કરે છે અને સર્જે છે - અનાયાસ અને આપોઆપ . જ્યાં સુધી તેની માત્ર જાગૃતિ જ હોય છે ત્યાં સુધી કોઈ સમસ્યાઓ નથી હોતી. પરંતુ જેવું ભેદભાવયુક્ત મન અસ્તિત્વમાં આવે છે અને ભેદભાવ સર્જાય છે કે સુખ અને દુ:ખ ઉદ્ભવે છે. ઊંઘ દરમિયાન મન વિરામમાં હોય છે અને માટે પીડા અને સુખ પણ વિરામમાં હોય છે, એટલે કે નથી અનુભવાતાં. સર્જનની પ્રક્રિયા તો ચાલુ જ હોય છે પરંતુ તેને ધ્યાન પર નથી લેવામાં આવતી. મન એ ચેતનાનું જ એક રૂપ છે, અને ચેતના જીવનનું એક પાસું છે. જીવન સઘળું સર્જે છે, પરંતુ પરબ્રહ્મ સઘળાની પેલે પાર છે.

**સાધક** - પરબ્રહ્મ માલિક છે અને ચેતના - તેનો સેવક.

**મહારાજ** - આ માલિક ચેતનામાં છે, તેની પેલે પાર નહીં. ચેતનાની રીતે સમજવા જઈએ તો પરબ્રહ્મ સર્જન અને વિસર્જન, મૂર્તતા અને અમૂર્તતા, કેન્દ્રીય અને વૈશ્વિક એમ બક્ષે છે. વળી તે બેમાંથી એક પણ નથી. નથી તો ત્યાં શબ્દો પહોંચતા, કે નથી તો મન.

**સાધક** - જ્ઞાની એ ખૂબ જ એકલવાયો જીવ હોય તેવું લાગે છે, સાવ એકલો.

**મહારાજ** - તે એકલો છે, પરંતુ તે સઘળું છે. તે કોઈ જીવ પણ નથી. તે સઘળા જીવોનો જીવ છે. અરે, તે પણ નહીં. તેને કોઈ શબ્દો લાગુ નથી પડતા. તે એ તે છે, તે એ ભૂમિ છે જેમાંથી સઘળું ઉદ્ભવે છે.

**સાધક** - શું આપને મૃત્યુની બીક નથી લાગતી?

**મહારાજ** - મારા ગુરુ કઈ રીતે મૃત્યુ પામ્યા હતા તે હું તમને કહું. પોતાનો અંત નજીક છે તેવું જાહેર કર્યા બાદ પોતાના દૈનિક જીવનની દિનચયમાં કશોયે ફેરફાર કર્યા વિના તેમણે ખાવાનું બંધ કર્યું. અગીયારમાં દિવસે, પ્રાર્થનાના સમયે તેઓ ગાતા હતા અને જોર જોરથી તાળીઓ પાડતા હતા અને એકાએક મૃત્યુ પામ્યા! બસ એમ જ, બે ક્રિયાઓની વચ્ચે, ફૂંક મારીને બુઝાવી દેવામાં આવેલી કોઈ મીણબત્તીની માફક. દરેક વ્યક્તિ જે રીતે જીવી હોય છે તે જ રીતે મરતી હોય છે. મને મૃત્યુનો ભય નથી, કારણ કે મને જીવનનો ભય નથી. હું સુખી જીવન જીવું છું અને સુખી મૃત્યુ પામીશ. જન્મવું તે દુઃખ છે, મરવું તે નહીં. સઘળું તમે તેને કઈ રીતે જુઓ છો તે પર આધાર રાખે છે.

**સાધક** - આપની અવસ્થાનો કોઈ પુરાવો ન હોઈ શકે. હું માત્ર એટલું જ જાણું છું જેટલું આપ મને કહો છો. મને તો માત્ર એક મજાનો વૃધ્ધ માણસ દેખાય છે.

**મહારાજ** - તમે મજાના વૃધ્ધ માણસ છો, નહીં કે હું! હું કદીયે જન્મ્યો નહોતો. તો હું વૃધ્ધ કઈ રીતે થઈ શકું? હું તમને જે દેખાઉં છું તે તો માત્ર તમારા મનમાં અસ્તિત્વ ધરાવે છે. મારે તે સાથે કોઈ નિસ્બત નથી.

**સાધક** - એક સ્વપ્ન તરીકે પણ આપ એક સાવ જ અસાધારણ સ્વપ્ન છો.

**મહારાજ** - હું એક એવું સ્વપ્ન છું જે તમને સ્વપ્નમાંથી જગાડી શકે તેમ છે. તમારા જાગી ઉઠવામાં જ તમને તેનો પુરાવો મળી રહેશે.

**સાધક** - કલ્પના કરો કે તમને સમાચાર મળે છે કે હું મૃત્યુ પામ્યો છું. કોઈક તમને કહે છેઃ "આપ ફલાણા ફલાણાને જાણો છો? તે મૃત્યુ પામ્યો છે.' આપનો પ્રત્યાઘાત શો હશે?

**મહારાજ** - તમને ઘરે પાછા ફરેલા જાણી હું ખૂબ જ ખુશ થઈશ. તમને તમારી મૂર્ખાઈમાંથી બહાર આવેલા જોઈ હું ખરેખર આનંદિત હોઈશ.

**સાધક** - કઈ મૂર્ખાઈ?

**મહારાજ** - એવું વિચારવાની મૂર્ખાઈ કે તમે જન્મ્યા હતા અને મૃત્યુ પામશો, કે તમે મનને અભિવ્યક્ત કરતા એક શરીર છો એવી એવી મૂર્ખાઈઓ. મારા જગતમાં નથી કોઈ જન્મતું કે નથી કોઈ મૃત્યુ પામતું. કેટલાક લોકો મુસાફરીએ નીકળે છે અને પાછા ફરે છે, જયારે કેટલાક કદીયે મુસાફરીએ નથી નીકળતા. પોતાના સ્વપ્નમાં ખોવાયેલું દરેક જણ સ્વપ્રભૂમિમાં મુસાફરી કરે તેથી ફરક શો પડે છે? માત્ર જાગી ઉઠવું તે જ મહત્ત્વનું છે. "હું છું'ને વાસ્તવિકતા અને પ્રેમ તરીકે પણ જાણવા તે જ પુરતું છે.

**સાધક** - મારો અભિગમ તેવો આત્યંતિક નથી, માટે જ મારો પ્રશ્ન છે. આખાયે પાશ્ચાત્ય જગતમાં લોકો કંઈક નક્કરની શોધમાં છે, વાસ્તવિકની શોધમાં છે. તેઓ તે માટે વિજ્ઞાન ભણી ફરે છે જે તેમને દ્રવ્ય વિશે પુષ્કળ જણાવે છે, મન વિશે લગરીક એવું અને ચેતનાની પ્રકૃતિ અને હેતુ બાબતે તો કંઈ જ નહીં. તેમના માટે વાસ્તવિકતા (સત્ય) વસ્તુગત છે, પ્રત્યક્ષ કે પરોક્ષપણે અવલોકનક્ષમ અને વર્ણનક્ષમની બહાર છે; વાસ્તવિકતાના આત્મલક્ષી પાસા બાબતે તો તેઓ કશુંજ જાણતા નથી. તેમને એ જણાવવું અત્યંત મહત્ત્વનું છે કે વાસ્તવિકતા છે, અને દ્રવ્ય અને તેની મર્યાદાઓ અને વિકૃતિઓમાંથી આઝાદ એવી ચેતનામાંથી તે જડે તેમ છે. જગતના મોટા ભાગના લોકો એ જ જાણતા નથી કે વાસ્તવિકતા છે જેને ચેતનામાં પામી અને અનુભવી શકાય છે. એ ખૂબ જ મહત્ત્વનું લાગે છે કે કોઈક વ્યક્તિ કે જેણે વાસ્તવમાં તેને અનુભવી હોય તેની પાસેથી તેઓ આ શુભ સમાચાર જાણે. આવા સાક્ષીઓ સદાયે અસ્તિત્વ ધરાવતા રહ્યા છે અને તેમની જુબાની મૂલ્યવાન છે.

**મહારાજ** - અલબત્ત. આત્મસાક્ષાત્કારનો ઉપદેશ એક વાર સાંભળ્યા બાદ કદીયે ભૂલાશે નહીં. જમીનમાં પડેલા બીજ માફક તે યોગ્ય ક્તુની રાહ જોશે અને અંકુરિત થઈને મહાકાય વૃક્ષમાં પરિણમશે.

## સાક્ષીભાવના વલણને વિકસાવો [૪૧]

**સાધક** - સાક્ષાત્કાર થયો હોય તેવી વ્યકિતની દૈનિક અને પળે પળની મનોઅવસ્થા કેવી હોય છે? તે કઈ રીતે જોતી, સાંભળતી, ખાતી, પીતી, જાગતી અને ઊંઘતી, કામ કરતી અને આરામ લેતી હોય છે? અમારા કરતાં તેની અવસ્થા જૂદી હોય છે તેનો પુરાવો શો છે? કહેવાતા સાક્ષાત્કારપ્રાસ લોકોની શાબ્દિક જુબાની સિવાય શું તેમની અવસ્થાને વૈજ્ઞાનિક રીતે, વસ્તુલક્ષી રીતે ચકાસવાની અન્ય કોઈ રીત નથી? તેમના શારીરિક અને ચૈતસિક પ્રતિભાવોમાં, તેમના ચયાપચય તંત્રમાં, કે મનોતરંગોમાં, કે તેમના મનોશારીરિક ઢાંચામાં શું અવલોકી શકાય તેવા કેટલાક તફાવતો નથી રહેલા?

**મહારાજ** - એવું બને કે તમને તફાવતો જોવા મળે, અને ન પણ મળે. સઘળું તમારી અવલોકનની ક્ષમતા પર આધાર રાખે છે. જો કે, વસ્તુલક્ષી તફાવતો સાવ ઓછા મહત્ત્વના છે. મહત્ત્વની છે તેમની જીવનદષ્ટિ, તેમનાં વલણો, એટલે કે તેમનું વૈરાગીપણું, તેમની અલિપ્તતા, તેમનો સાક્ષીભાવ.

**સાધક** - જ્યારે તેનું બાળક મૃત્યુ પામે છે ત્યારે શું જ્ઞાની શોકગ્રસ્ત નથી થતો, શું તેને દુઃખ નથી થતું?

# હું તે છું

**મહારાજ** - જેઓ દુઃખી થાય છે તેમની સાથે તે દુઃખી થાય છે. ઘટના પોતે તો કશાયે મહત્ત્વની નથી હોતી, પરંતુ તે જીવિત કે મૃત, શરીરમય કે શરીરમુક્ત દુઃખી જીવ પ્રત્યે પૂરી કરુણા અનુભવે છે. આપરે, પ્રેમ અને કરુણા તો તેનો સ્વભાવ છે. જે કંઈ જીવિત છે તેની સાથે તે એક છે અને ક્રિયાશીલ એક્ય તે જ તો પ્રેમ છે.

**સાધક** - લોકો મૃત્યુથી ખૂબ જ ગભરાતા હોય છે.

**મહારાજ** - જ્ઞાની કશાથી નથી ગભરાતો હોતો. પરંતુ તેને જે વ્યક્તિ ગભરાતી હોય છે તેના માટે દયા આવે છે. આખરે તો , જન્મવું, જીવવું અને મૃત્યુ પામવું તે નૈસર્ગિક છે. ગભરાવું તે નહીં. અલબત્ત, તે ઘટના પર ધ્યાન આપવામાં આવે છે એટલું તો ખરું જ.

**સાધક** - કલ્પના કરો કે આપ બિમાર છો - ભારે તાવ છે, અંગો કળે છે, શરીર કાંપે છે. દાક્તર આપને કહે છે કે પરિસ્થિતિ ગંભીર છે, જીવવા માટે હવે ગણતરીના દહાડા જ રહ્યા છે. આપનો સૌ પ્રથમ પ્રત્યાઘાત શો હશે?

**મહારાજ** - કોઈ પ્રત્યાઘાત નહીં હોય. જે રીતે અગરબત્તી માટે બળવું કુદરતી હોય છે તે રીતે શરીર માટે મૃત્યુ પામવું કુદરતી છે. વાસ્તવમાં, આ સાવ જ નહીંવત્ મહત્ત્વની બાબત છે. મહત્ત્વની વાત તો એ છે કે નથી તો હું શરીર કે નથી તો હું મન. બસ હું છું.

**સાધક** - અલબત્ત, આપનો પરિવાર તો ભારે આકુળવ્યાકુળ થઈ ઉઠયો હશે. તેમને આપ શું કહેશો?

**મહારાજ** - હમેશાં જે કહેવામાં આવતું હોય છે તે : ગભરાઓ નહીં, જીવન તો ચાલતું જ રહે છે, ભગવાન તમારી રક્ષા કરે, ટૂંકમાં જ આપણે ફરી મળીશું, વગેરે વગેરે. પરંતુ મારા માટે તો આ સઘળી હલચલ અર્થહીન છે, કારણ કે હું એ અસ્તિત્વ નથી કે જે એવી કલ્પના કરતું હોય કે તે જીવિત કે મૃત છે. નથી તો હું જન્મ્યો કે નથી તો હું મરી શકું તેમ. મારે નથી તો કશુંયે યાદ રાખવું પડે તેમ કે નથી તો કશુંયે ભૂલવું પડે તેમ.

**સાધક** - મૃત લોકો માટેની પ્રાર્થના બાબતે આપનું કહેવું શું છે?

**મહારાજ** - પૂરા દિલથી મૃત લોકો માટે પ્રાર્થના કરો. તેનાથી તેઓ ખૂબ ખુશ થતા હોય છે. તેનાથી તેઓ ખુશામત અનુભવતા હોય છે. જ્ઞાનીને કોઇ પ્રાર્થનાઓની આવશ્યકતા નથી. તમારી પ્રરથનાઓનો જવાબ તે ખુદ જ છે.

**સાધક** - મૃત્યુ બાદની જ્ઞાનીની સફર કેવી હોય છે?

**મહારાજ** - જ્ઞાની તો ક્યારનોયે મૃત્યુ પામ્યો હોય છે. શું તમે તે ફરી મૃત્યુ પામે તેવી અપેક્ષા રાખો છો?

**સાધક** - ચોક્કસ વળી, શરીરનો વિલય એ જ્ઞાની માટે પણ એક મહત્ત્વનો પ્રસંગ છે.

**મહારાજ** - જ્ઞાની માટે કોઈ પ્રસંગો મહત્ત્વના નથી, સિવાય કે કોઈ જ્યારે તેના ઉચ્ચત્તમ લક્ષ્યે પહોંચે. માત્ર ત્યારે જ તેનું હૃદય આનંદે છે. અન્ય સઘળું તેની કશીયે ચિંતાને પાત્ર નથી. સમગ્ર વિશ્વ તેનું શરીર છે, સઘળું જીવન તેનું જીવન છે. જેમ કોઇ શહેરમાં બનતું હોય તેમ જ્યારે વીજળીનો એક ગોળો ઉડી જતો હોય છે ત્યારે તે કંઇ વીજળીના આખા તંત્રને અસર નથી કરતો હોતો, તેમ એક શરીરનું મૃત્યુ કંઇ સમગ્રને અસર નથી કરતું હોતું.

**સાધક** - અમુક એક ખાસ ભલે સમગ્ર તંત્રને અસર ન કરતું હોય, પરંતુ તેથી કંઇ તે અમુક એક ખાસ માટે મહત્ત્વનું નથી તેમ ન કહેવાય. અખિલ એક અમૂર્તતા છે, જ્યારે એક અમુક ખાસ એ નક્કર છે, વાસ્તવિક છે.

**મહારાજ** - તે તો તમે કહો છો. મારા માટે તે તેથી ઉલટું પણ હોય - અખિલ વાસ્તવિક છે, જ્યારે તેના અંશ એવું અમુક ખાસ તો આવતું જતું રહે છે. અમુક ખાસ જન્મે છે અને પુનઃજન્મે છે, નામ અને રૂપ

બદલતું રહે છે, જ્યારે જ્ઞાની એ તો અપરિવર્તનશીલ વાસ્તવિકતા છે, જે પરિવર્તનશીલને શક્ય બનાવે છે. પરંતુ તે તમને તેમાં દઢપણે માનતા ન કરી શકે. તે તો તમારા પોતાના અનુભવથી ઘટતું હોય છે. તે માટે તમારે તે અનુભવમાંથી પસાર થવું જ પડે. મારા માટે તો સઘળું એક છે, સઘળું સમાન છે.

**સાધક** - શું પાપ અને પુણ્ય એક સમાન છે?

**મહારાજ** - આ સઘળાં તો માનવનિર્મિત મૂલ્યો છે! મારે તેથી શું? જેનો અંત સુખમાં આવતો હોય તે પુણ્ય, જેનો અંત દુઃખમાં આવતો હોય તે પાપ. બશક્ને મનની અવસ્થાઓ છે. મારી અવસ્થા મનની અવસ્થા નથી.

**સાધક** - અમે અંધ લોકો જેવા છીએ જેમને એ સમજમાં નથી આવતું કે જોવું એટલે શું?

**મહારાજ** - તમને ફાવે તે રીતે તમે તેને વ્યક્ત કરી શકો છો.

**સાધક** - શું સાધના તરીકે મૌનનો મહાવરો અસરકારક છે?

**મહારાજ** - જ્ઞાનપ્રાપ્તિ, મોક્ષપ્રાપ્તિ માટે તમે જે કંઇ કરો છો તે તમને તેની નજીક લઈ જાય છે. જ્ઞાનપ્રાપ્તિ, મોક્ષપ્રાપ્તિને સ્મૃતિમાં રાખ્યા વિના તમે જે કંઈ કરો છો તે તમને તેનાથી દૂર રાખે છે. પરંતુ આવો ગૂંચવાડો શા માટે પેદા કરવો? માત્ર એટલું જ જાણો કે તમે સઘળી ચીજો અને વિચારોથી ઉપર અને પેલે પાર છો. તમે જે હોવા/બનવા માગે છો તે તો તમે ક્યારનાયે છો જ. બસ તેને મનમાં આ રાખો.

**સાધક** - હું આપને આ કહેતાં સાભળું છું, પરંતુ હું તે માની નથી શકતો.

**મહારાજ** - મારી પોતાની પણ આવી જ દશા હતી. પરંતુ મે મારા ગુરુ પર વિશ્વાસ કર્યો અને તેઓ સાચા પૂરવાર થયા. મારો વિશ્વાસ કરો, જો તમે કરી શકો તો. હું જે કહું છે તે મનમાં રાખોઃ કશાયની ઈચ્છા ન કરો, કારણ કે તમારામાં કશુંયે ખૂટતું નથી. ઈચ્છવાની ક્રિયા જ તમને કશુંક પ્રાપ્ત કરતા અટકાવે છે.

**સાધક** - દરેક બાબતે આપ ખૂબ જ વેરાગી હો, બેપરવા હો તેવું લાગે છે!

**મહારાજ** - હું વૈરાગી નથી, બેપરવા નથી, તટસ્થ છું. હું મને કે મારાને કોઈ અગ્રતા આપતો નથી. ધૂળની ટોપલી અને રત્નોની ટોપલી બશ્ને અવાંછનીય છે. જીવન અને મૃત્યુ બશ્ે મારા માટે સાવ સરખા છે.

**સાધક** - તટસ્થતા આપને વૈરાગી બનાવે છે.

**મહારાજ** - ઉલટાનું, કરુણા અને પ્રેમ જ મારું હાદ છે. સઘળી અગ્રતાઓથી, સઘળા અનુરાગોથી મુક્ત એવો હું પ્રેમ કરવાને મુક્ત છું.

**સાધક** - બુધ્ધે કહ્યું હતું કે આત્મજ્ઞાનનો ખ્યાલ અત્યંત મહત્ત્વનો છે. મોટા ભાગના લોકો તેમનું જીવન એ જાણ્યા વિના જ પૂરું કરી દેતા હોય છે જાણે આત્મજ્ઞાન જેવી કોઇ ચીજ છે જ નહીં, તો પછી તે માટે કોઈ પ્રયાસ કરવાની તો વાત જ ક્યાં રહે છે. એક વાર તેઓએ તે વિશે જાણ્યું કે બીજ વવાઈ ગયું સમજો, જે પછી કદીયે મૃત્યુ ન પામી શકે. માટે તેઓ તેમના ભિક્ષુઓને દર વરસે આઠ મહિના માટે અવિરત ઉપદેશ આપવા માટે મોકલતા.

# હું તે છું

**મહારાજ** - "કોઈ વ્યક્તિ ખોરાક, વસ્ત્રો, આશરો, જ્ઞાન, સ્નેહ આપી શકે, પરંતુ ઉચ્ચતમ ભેટ તો આત્મજ્ઞાનના ઉપદેશની જ છે,' મારા ગુરુ કહેતા. તમે સાચા છો, આત્મજ્ઞાન એ સર્વોચ્ચ ભલાઈ છે. એક વાર તમે તેના માલિક બન્યા કે પછી કોઈ તે તમારી પાસેથી ઝૂંટવી નથી શક્તું.

**સાધક** - જો આપ આ પ્રકારે પશ્ચિમમાં બોલો તો લોકો આપને પાગલ જ સમજે.

**મહારાજ** - અલબત્ત, તેઓ તેમ જ કરે! અજ્ઞાનીઓ માટે તો તેઓ જે કંઈ ન સમજી શકે તે પાગલપણું જ છે. તેથી શું? તેમને તેવા જ રહેવા દો. હું જેવો છું તેવો છું, તે કંઈ મારા કોઈ સદ્ગુણોને કારણે નથી અને તેઓ જેવા છે તેવા છે, તે કંઈ તેમની કોઈ ઉણપોને કારણે નથી. મહત્ત્વની વાત એ છે કે નથી તો હું શરીર કે નથી તો હું મન. બસ હું છું. પરબ્રહ્મ પોતાને અગણિત રીતે પ્રગટ કરે છે. તેનાં નામ અને રૂપ અનંત છે. સઘળું એક જ મહાસાગરમાં ઉદ્ભવે છે અને લય પામે છે, સઘળાનો સ્રોત એક જ છે. કારણો અને પરિણામોની શોધ ચલાવવી તે મન માટે કાલક્ષેપથી વિશેષ કંઈ જ નથી. જે કંઈ છે તે પ્રેમને પાત્ર છે. પ્રેમ એ કોઈ પરિણામ નથી, તે તો હોવાની, સ્વરૂપની આધારભૂમિ છે. જયાં ક્યાંય પણ તમે જશો ત્યાં તમને સ્વરૂપ, ચૈતન્ય અને પ્રેમ જોવા મળશે. શા માટે અને શાના માટે અગ્રતાઓ રચવી

**સાધક** - જળહોનારત કે ભૂકંપમાં બને છે તેમ) જ્યારે કુદરતી કારણોસર હજારો અને લાખો જીવન નાશ પામે છે ત્યારે હું શોક નથી કરતો. પરંતુ જ્યારે મનુષ્યના હાથે મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે મારા શોકનો કોઈ પાર નથી રહેતો. અનિવાર્યને તેની પોતાની ભવ્યતા હોય છે, પરંતુ હત્યાને તો ટાળી શકાય છે, અને માટે જ તે બીભત્સ અને સાવ જ ધૃણાસ્પદ છે.

**મહારાજ** - જે કંઈ ઘટે છે તે ઘટે છે. દુર્ઘટનાઓ ઘટે છે, પછી ભલે તે કુદરતી હોય કે માનવનિર્મિત હોય, તે માટે ઘૃણા અનુભવવાની કોઈ જ આવશ્યકતા નથી.

**સાધક** - કશું વિના કારણ હોઈ જ કેમ શકે?

**મહારાજ** - દરેક ઘટનામાં સમગ્ર વિશ્વ પ્રતિબિંબિત થતું હોય છે. આદિ કારણ સુધી પહોંચવું અશક્ય છે. કાર્યકારણનો ખ્યાલ એ તો વિચારવા અને બોલવાની માત્ર એક રીત છે. કારણ વિના થયેલી ઉત્પત્તિને આપણે કલ્પી નથી શકતા. જો કે આથી કંઈ કાર્યકારણનું અસ્તિત્વ પુરવાર નથી થતું.

**સાધક** - કુદરત બુદ્ધિરહિત છે, માટે બેજવાબદાર છે. પરંતુ મનુષ્યને તો બુદ્ધિ છે. તે શા માટે આટલો બધો ભટકેલ છે, માર્ગચ્યૂત છે?

**મહારાજ** - ભટકી જવાના કારણો પણ કુદરતી છે - વંશાનુગતતા, પર્યાવરણ, વગેરે વગેરે. તમે વખોડી કાઢવામાં ખૂબ ઉતાવળા છો. બીજાની ચિંતા ન કરો. પહેલા તમારા મન સાથે પનારો પાડો. જ્યારે તમને ભાન થશે કે તમારું મન પણ કુદરતનો જ અંશ છે ત્યારે દ્વૈતનો અંત આવશે.

**સાધક** - તેમાં કંઈક રહસ્ય છે જેને હું તાગી નથી શકતો. મન કુદરતનો અંશ કઈ રીતે હોઈ શકે?

**મહારાજ** - કારણ કે કુદરત જ મન છે; મન વિના કુદરત ક્યાં છે?

**સાધક** - જો મન કુદરતમાં છે અને મન મારું પોતાનું છે તો હું કુદરતને નિયંત્રણમાં રાખવાને સમર્થ હોવો જોઈએ, પરંતુ વાસ્તવમાં તેવું નથી. મારા નિયંત્રણ બહારનાં પરિબળો મારી વર્તણૂંકને નક્કી કરે છે.

**મહારાજ** - સાક્ષીભાવનું વલણ વિકસાવો અને તમારા પોતાના અનુભવમાં આવશે કે વૈરાગ નિયંત્રણ લાવે છે. સાક્ષીભાવની અવસ્થા તાકાતથી ભરીભરી છે, તેમાં કશુંયે નિષ્કીય નથી.

## સત્યને અભિવ્યક્ત ન કરી શકાય [૪૨]

**સાધક** - મારામાં જૂનીથી સ્વતંત્ર એવી કોઈ નવી જાત ઉભરી રહી હોય તેવું મને લાગી રહ્યું છે. કોઈ રીતે તેઓ સહઅસ્તિત્વ ધરાવી રહી છે. જૂની જાત પોતાની આદતરૂપ રીતભાત પ્રમાણે કામગીરી બજાવી રહી છે અને આગળ ધપી રહી છે; નવી જાત જૂની જાતને પોતાની રીતે કામ કરવા દઈ રહી છે, પરંતુ તેની સાથે કોઈ તાદાત્મ્ય નથી સાધતી.

**મહારાજ** - જૂની અને નવી જાત વચ્ચે તફાવત શો છે?

**સાધક** - જૂની જાત સઘળું ચોક્કસ અને સ્પષ્ટ હોય તેવું ઈચ્છે છે. વિવિધ બાબતો એકબીજા સાથે શાબ્દિક રીતે બરાબર બંધબેસતી આવે તેવું તે ઈચ્છે છે. નવીને શાબ્દિક ખુલાસાઓની કંઈ જ પડી નથી - તે વિવિધ બાબતોને તે જેવા સ્વરૂપે છે તેવા જ સ્વરૂપે સ્વીકારે છે અને તેમને સ્મૃતિગ્રસ્ત બાબતો સાથે સંબંધિત કરવાની ઈચ્છા નથી રાખતી.

**મહારાજ** - શું તમે પૂર્ણપણે અને એકધારા આદતરૂપ જાત અને આધ્યાત્મિક જાત વચ્ચે રહેલા તફાવતથી જાગ્રત હો છોર્? નવી જાતનું જૂની જાત પ્રત્યેનું વલણ કેવું હોય છે?

**સાધક** - નવી બસ જૂની તરફ જોઈ રહે છે. નથી તો તે મૈત્રીપૂર્ણ કે નથી તો તે શત્રુતાભરી. અન્ય સઘળા સાથે તે જૂની જાતને પણ સ્વીકારે છે. તેના અસ્તિત્વનો તે અસ્વીકાર નથી કરતી, પરંતુ તેના મૂલ્ય અને અધિકૃતતાને નથી સ્વીકારતી.

**મહારાજ** - નવી તે જૂનીનો પૂર્ણ નકાર છે. ઉદાર દેખાતી નવી જાત તે વાસ્તવમાં નવી નથી. તે જૂનીના નવા વલણ સિવાય અન્ય કશુંયે નથી. ખરેખર નવી તો જૂનીને પૂર્ણપણે ભૂંસી નાખે છે. તે બન્ને એક સાથે ન હોઈ શકે. શું તે જાતને ઉઘાડી કરવાની, જૂના ખ્યાલો અને મૂલ્યોને એકધારા ન સ્વીકારવાની, કે પછી માત્ર અન્યોન્યને નભાવી લેવાની કોઈ પ્રક્રિયા છે? તેમનો એકબીજા સાથેનો સંબંધ શો છે?

**સાધક** - એવો કોઈ ખાસ સંબંધ નથી. તેઓ સહઅસ્તિત્વ ધરાવે છે.

**મહારાજ** - જ્યારે તમે જૂની અને નવી જાત વિશે વાત કરો છો ત્યારે તમારા મનમાં કઈ જાતનો ભાવ હોય છે? સ્મૃતિમાં તે બન્ને વચ્ચે સાતત્ય હોવાથી, અનુસંધાન હોવાથી, દરેક બીજીને યાદ કરતી હોવાથી, તમે બે જાતની વાત કઈ રીતે કરી શકો?

**સાધક** - એક આદતોની ગુલામ છે, જ્યારે બીજી નથી. એક ધારણા કરે છે, જ્યારે બીજી સઘળા ખ્યાલોથી મુક્ત છે.

**મહારાજ** - બે જાત શા માટે? બંધનયુક્ત અને બંધનમુક્ત વચ્ચે કોઈ સંબંધ ન હોઈ શકે. સહઅસ્તિત્વની હકીકત જ તેમનું બુનિયાદી ઐક્ય પુરવાર કરે છે. જાત માત્ર એક જ છે - તે હમેશાં વત*ન છે. જેને તમે બીજી જાત કહો છો - જૂની કે નવી - તે એક ઢબછબ સિવાય અન્ય કશુંયે નથી, તે પેલી એક જાતનું ઓર એક પાસું જ છે. જાત તો એક જ છે. તમે જ તે જાત છો અને તમે જે હતા કે જે હશો તેના ખ્યાલો ધરાવો છો. પરંતુ કોઈ ખ્યાલ તે જાત નથી. હાલમાં જયારે તમે મારી સમક્ષ બેઠા છો ત્યારે તમે કઈ જાત છો? જૂની કે નવી?

**સાધક** - તે બન્ને એકબીજા સાથે અથડામણમાં છે.

**મહારાજ** - જે છે અને જે નથી તે બે વચ્ચે અથડામણ કઈ રીતે હોઈ શકે? અથડામણ એ જૂનાની લાક્ષણિકતા છે. જ્યારે નવું ઉભરી આવે છે ત્યારે જૂનું અસ્તિત્વમાં નથી રહેતું. એક જ સાથે તમે નવાની અને અથડામણની વાત ન કરી શકો. અરે, નવી જાત માટેની મથામણનો પ્રયાસ પણ

પેલી જૂની જાતનો જ હોય છે. જયાં પણ કોઈ પરિવર્તન માટેનાં અથડામણ, પ્રયાસ, મથામણ, પરિશ્રમ, તલપ હોય છે ત્યાં નવાની હાજરી નથી હોતી. અથડામણોને સર્જવાના અને તેને ચાલુ રાખવાના આદતરૂપ વલણથી તમે કઈ હદે મુક્ત છો?

**સાધક** - હું એવું કહી નથી શકતો કે હવે હું એક અલગ માણસ છું. પરંતુ એટલું ચોક્કસ કે મારી જાત વિશે એવી નવી બાબતો - અગાઉં હું જાણતો હતો તેનાથી ખૂબ જ જૂદી એવી અવસ્થાઓ - મારા જાણવામાં આવી હતી કે જેમને નવી કહેવામાં મને કશું ખોટું નથી લાગતું.

**મહારાજ** - જૂની જાત એ તમારી પોતાની જાત (આત્મા) છે. એકાએક અને કશાયે કારણ વિના અંકુરિત થઈ ઉઠતી અવસ્થામાં જાત(આત્મા)નો કોઈ અંશ નથી હોતો; તમે તેને "ઈશ્વર' કહી શકો. જે નિર્બીજ અને મૂળરહિત છે, જે નથી અંકુરિત થતું, નથી ફાલતુ, નથી ફળ- ફૂલ આપતું, જે રહસ્યમયપણે અને ચમત્કારિકપણે એકાએક પૂર્ણ ભવ્યતા સાથે અસ્તિત્વમાં આવે છે, તેને તમે "ઈશ્વર' કહી શકો. તે સાવ જ અનપેક્ષિત છે અને તેમ છતાંયે અનિવાર્ય છે, સાવ પરિચિત છે અને તેમ છતાંયે અત્યંત આશ્ચર્યકારક છે, સઘળીયે આશાઓની પેલે પાર છે અને તેમ છતાંયે નિરપેક્ષપણે નિશ્ચિત છે. કારણરહિત હોવાને કારણે તે કશાયે અવરોધવિહોણું છું. તે માત્ર એક નિયમનું પાલન કરે છે, અને તે નિયમ છે સ્વતંત્રતાનો. જે કંઈ સાતત્યને, ક્રમિક્તાને, એક તબક્કા પરથી બીજા તબક્કા પર જવાને ઈંગિત કરે છે તે વાસ્તવિક ન હોઈ શકે, નિત્ય ન હોઈ શકે. વાસ્તવિકતામાં, નિત્યતામાં કોઈ પ્રગતિ નથી, તે આખરી છે, ક્ષતિરહિત પૂર્ણ છે, અસંબંધિત છે.

**સાધક** - હું તેને કઈ રીતે પામી શકું?

**મહારાજ** - તેને પામવા તમે કશું જ ન કરી શકો, પરંતુ અવરોધો સર્જવાનું તમે ટાળી શકો. તમારા મનને નીરખો, તે કંઈ રીતે અસ્તિત્વમાં આવે છે, તે કઈ રીતે કામગીરી બજાવે છે. જયારે તમે મનને નીરખો છો ત્યારે તમે તમારી જાતને નીરખનાર તરીકે પામો છો. માત્ર નીરખતા તમે સ્થિરપણે ઊભા રહો છો ત્યારે તમે તમારી જાતને નીરખનાર પાછળના પ્રકાશ તરીકે પામો છો. પ્રકાશનો સ્રોત અંધકાર છે, જ્ઞાનનો સ્રોત અજ્ઞાત છે. સ્રોત એકલોઅટૂલો છે. તે સ્રોત પર પાછા વળો, ત્યાં સ્થિત થાઓ. નથી તો તે આકાશમાં કે નથી તો તે સર્વવ્યાપી ઈથરપ્રાણતત્ત્વ)માં. જે કંઈ મહાન અને અદ્દ્ભૂત છે તે ઈશ્વર છે; હું કશુયે નથી, કશુંયે ધરાવતો નથી, કશુંયે કરી શકતો નથી. તેમ છતાંયે સઘળું મારામાંથી ઉદ્દ્ભવે છે – સ્રોત હું છું; મૂળ, આદિ હું છું.

જ્યારે સત્ય તમારામાં વિસ્ફોટિત થાય ત્યારે તમે તેને ઈશ્વરનો અનુભવ કહી શકો છો. અથવા તો તેથીયે વિશેષ તો એવું કહી શકો કે ઈશ્વર તમને અનુભવી રહ્યો છે. જયારે તમે તમારી જાતને જાણો છો ત્યારે ઈશ્વર તમને જાણે છે. સત્ય, વાસ્તવિક્તા એ કંઈ પ્રગતિનું પરિણામ નથી; તે એક વિસ્ફોટ છે. નિશ્ચિતપણે તે મનની પેલે પાર છે, પરંતુ તમે તો માત્ર એટલું જ કરી શકો કે તમારા મનને સારી પેઠે જાણો. એવું નથી કે મન તમને મદદ કરશે, પરંતુ એવું બને કે તમારા મનને જાણવા દ્વારા તમે તમારા મનને તમને અક્ષમ બનાવવાનું ટાળી શકો. તમારે ખૂબ જ સતર્ક રહેવું પડે, નહીંતર તમારું મન તમારી સાથે છેતરપિંડી આચરશે. તે એક ચોરને નીરખવા જેવું છે - એવું નથી કે તમે ચોર પાસેથી કોઈ અપેક્ષા રાખો છો, પરંતુ તમે તેનાથી લૂંટાવા નથી માગતા. તે જ રીતે તેની પાસેથી કશીયે અપેક્ષા રાખ્યા વિના તમે મન પર પુષ્કળ ધ્યાન રાખો છો. અથવા તો એક ઓર ઉદાહરણ લો. આપણે જાગીએ છીએ અને ઊંઘીએ છીએ. આખા દિવસના પરિશ્રમ બાદ ઊંઘ આવે છે. હવે, હું ઊંઘું છું કેપછી ઊંઘની અવસ્થાની લાક્ષણિક્તા એવી અસાવધતા મારા પર સવાર થાય છે? બીજા શબ્દોમાં કહીએ તો - આપણે જાગ્રત છીએ કારણ કે આપણે ઊંઘીએ છીએ. આપણે ખરેખરી જાગ્રત અવસ્થામાં નથી જાગી ઉઠતા. જાગ્રત અવસ્થામાં જગત અજ્ઞાનને કારણે ઊભરી આવે છે અને વ્યક્તિને જાગ્રત-સ્વપ્નાવસ્થામાં લઈ જાય છે. ઊંઘ અને જાગ્રતિ બંને ગેરમાર્ગે દોરનારા શબ્દો છે. આપણે માત્ર સ્વપ્ન જ જોઈ રહ્યા

છીએ. સાચી જાગૃતિ અને સાચી ઊંઘને માત્ર જ્ઞાની જ જાણે છે. આપણે સ્વપ્ર જોઇએ છીએ કે આપણે જાગ્રત છીએ, આપણે સ્વપ્ર જોઇએ છીએ કે આપણે ઊંઘીએ છીએ. ત્રણેય અવસ્થાઓ માત્ર સ્વપ્રાવસ્થાની જ વિવિધતાઓ છે. દરેક બાબત સાથે સ્વપ્ન જેવો વ્યવહાર મુક્તિ બક્ષે છે . જયાં સુધી તમે સ્વપ્નોને વાસ્તવિક્તા બક્ષો છો ત્યાં સુધી તમે તેના ગુલામ રહો છો. તમે ફલાણા ફલાણા તરીકે જન્મ્યા છો તેવી કલ્પના કરીને તને ફલાણા ફલાણાના ગુલામ બનો છો. ગુલામીનું સારતત્ત્વ એ છે કે તમે તમારી જાતને એક પ્રક્રિયા તરીકે, તે ભૂત અને ભવિષ્ય ધરાવતી હોય, તેને કોઈ ઈતિહાસ છે તેવું કલ્પો છો. હકીકતમાં આપણે કોઈ ઈતિહાસ નથી, આપણે કોઈ પ્રક્રિયા નથી, નથી તો આપણે વિક્સતા કે નથી તો આપણે વિનાશ પામતા; વળી સઘળાને એક સ્વપ્ન તરીકે જુઓ અને તેનાથી દૂર રહો, તેમાં સામેલ ન થાઓ.

**સાધક** - આપને સાંભળવાથી મને શો ફાયદો થાય છે?

**મહારાજ** - હું તમને તમારી જાત પર પાછા ફરવા સાદ ઇઇ રહ્યો છું. હું તો તમને માત્ર એટલું જ કહું છું કે તમારી જાતને જુઓ, તમારી જાત તરફ જુઓ, તમારી જાતમાં ઝાંખો.

**સાધક** - શા હેતુસર?

**મહારાજ** - તમે જીવો, તમે અનુભવો, તમે વિચારો. તમારા જીવવા પર, તમારા અનુભવવા અને વિચારવા પર ધ્યાન આપીને તમે તેમનાથી તમારી જાતને મુક્ત કરો છો અને તેમની પેલે પાર જાઓ છો. તમારું વ્યક્તિત્વ લય પામે છે અને માત્ર સાક્ષીત્વ જ પાછળ રહે છે. અને પછી તમે સાક્ષીત્વની પેલે પાર જાઓ છો. એ ન પૂછો કે તે કઇ રીતે બને છે. બસ તમારી જાતમાં શોધ ચલાવો.

**સાધક** - કઈ બાબત વ્યક્તિ અને સાક્ષી વચ્ચે તફાવત રચે છે?

**મહારાજ** - બે ચૈતન્યની અભિવ્યક્તિની રીતો છે. એકમાં તમે ઈચ્છાઓ કરો છો અને ભય પામો છો, જ્યારે બીજીમાં તમે સુખ અને દુઃખથી અસરમુક્ત રહો છો અને ઘટનાઓથી અસ્વસ્થ નથી થતા. તમે તેમને જેમ બનતી હોય તેમ બનવા દો છો.

**સાધક** - વ્યક્તિ ઉચ્ચ અવસ્થામાં, વિશુધ્ધ સાક્ષીત્વની અવસ્થામાં કઈ રીતે સ્થિત થતી હોય છે?

**મહારાજ** - ચૈતન્ય ખુદથી પ્રકાશિત નથી. તે તેની પેલે પારના પ્રકાશથી પ્રકાશિત છે. ચૈતન્યના સ્વપ્રસમ ગુણને જોયા બાદ એ પ્રકાશમાં શોધ ચલાવો જેમાં તે દેખાય છે, જે તેને અસ્તિત્વ બક્ષે છે. ત્યાં જ ચૈતન્યની પેલી સામગ્રી છે તેમજ તેની જાગ્રતિ (સુરતા, સભાનતા) પણ છે.

**સાધક** - હું જાણું છું અને હું જાણું છું કે હું જાણું છું.

**મહારાજ** - તદ્દન સાચું, જો બીજું જ્ઞાન બિનશરતી અને સમયાતીત હોય તો. જ્ઞાતને ભૂલી જાઓ, પરંતુ એ યાદ રાખો કે તમે જ્ઞાતા છો. સઘળો સમય તમારા અનુભવોમાં ડૂબેલા ન રહો. યાદ રાખો કે તમે અનુભવકર્તાની પેલે પાર છો, સદાયે અજન્મા અને અમર. તેને યાદ રાખવામાં વિશુધ્ધ જ્ઞાનનો ગુણ - બિનશરતી જાગ્રતિનો પ્રકાશ - ઉભરી આવશે.

**સાધક** - કયા તબક્કે, કઈ પળે વ્યક્તિને સત્યનો અનુભવ થાય છે?

**મહારાજ** - અનુભવ તો પરિવર્તનનો હોય છે, તે તો આવતું જતું રહે છે. સત્ય એ કોઈ ઘટના નથી, તેને અનુભવી ન શકાય. જે રીતે કોઈ ઘટનાને અનુભવી શકાતી હોય છે તે રીતે સત્યને ન અનુભવી શકાય. જો તમે કોઈ ઘટના ઘટે તેની રાહ જોઈ, સત્ય પધારે તેવી રાહ જોઈ તો તમે કાયમ માટે રાહ જ જોતા રહેશો, કારણ કે સત્ય નથી તો આવતું કે નથી તો જતું. તે અનુભવાતું નથી, તેની અપેક્ષા નથી રખાતી. તેને માટે કોઈ તૈયાર થવાનું નથી હોતું, કે તેની આગોતરી અપેક્ષા નથી રાખવાની હોતી. પરંતુ સત્ય માટેની તલપ અને શોધ ખુદ જ સત્યની ગતિ, કાર્ય અને ક્રિયા છે. તમે તો માત્ર એ કેન્દ્રબિંદુને ગ્રહી શકો કે સત્ય એ કોઈ ઘટના નથી અને તે ઘટતું નથી અને જે

કંઈ ઘટે છે, જે કંઈ આવે છે અને જાય છે તે સત્ય નથી. ઘટનાને ઘટના તરીકે જ જુઓ, અનિત્ય તે અનિત્ય જ છે, તેને નર્યા અનુભવ તરીકે જ અનુભવો અને તમે તમારાથી જે કંઈ થઈ શકે તે કર્યું છે. પછી જ તમે સત્યને પાત્ર બનો છો, હવે તમે તેની વિરુદ્ધ મોર્ચો નથી રચ્યો, જે રીતે તમે જ્યારે ઘટનાઓ અને અનુભવોને વાસ્તવિકતા બક્ષી ત્યારે રચ્યો હતો. પરંતુ જેવો કંઈક ગમો કે અણગમો પેદા થયો કે સમજો તમે વચ્ચે પડદો પડી દોધો છે.

**સાધક** - તો શું આપ એવું કહેશો કે સત્ય પોતાને જ્ઞાનથી વિશેષ કૃત્યમાં વ્યક્ત કરે છે? કે પછી, તે એક પ્રકારની લાગણી છે?

**મહારાજ** - ન તો કૃત્ય, ન તો લાગણી, કે ન તો વિચાર સત્યને વ્યક્ત કરે છે. સત્યની અભિવ્યક્તિ જેવું કંઈ છે જ નહીં. જયાં ક્વેત જેવું કશું જ છે નહીં ત્યાં તમે દ્વૈતને દાખલ કરી રહ્યા છો. માત્ર સત્ય જ છે, ત્યાં અન્ય કશુંયે નથી. મારે જાગ્રતિ, સ્વપ્ન અને સુષુપ્તિ જેવી ત્રણ અવસ્થાઓ જેવું કંઈ જ નથી અને હું તેમાં નથી. જયારે હું મૃત્યુ પામીશ ત્યારે જગત કહેશે - 'ઓહ, મહારાજ મૃત્યુ પામ્યા છે!' પરંતુ મારા માટે તો આ શબ્દો કશાયે અર્થ વિનાના છે; મારે માટે તેનો કોઈ જ અર્થ નથી. જ્યારે ગુરુની પ્રતિમા સમક્ષ પૂજા કરવામાં આવે છે ત્યારે સઘળું એ રીતે ઘટે છે જાણે કે તેઓ જાગે છે, સ્નાન કરે છે અને ખાય છે અને આરામ કરે છે, અને લટાર મારવા નીકળે છે અને પાછા ફરે છે , સૌને આશીર્વાદ આપે છે અને ઊંઘવા જાય છે. સઘળું પૂરેપૂરી બારીકાઈથી કરવામાં આવે છે અને તેમ છતાંયે તે સઘળામાં અવાસ્તવિકતાનો એક ભાવ હોય છે. આવું જ મારા માટે છે. બધું આવશ્યક્તા મુજબ ઘટે છે, અને તેમ છતાંયે કશું જ ઘટતું નથી. જે જરૂરી લાગે છે તે હું કરું છું, પરંતુ સાથોસાથ હું જાણું છું કે કશુંયે જરૂરી નથી, અને જીવન ખુદ માત્ર મન-મનામણાનો ખેલ છે.

**સાધક** - તો પછી જીવવું જ શા માટે? શા માટે આ બધી બિનજરૂરી આવન-જાવન, જાગવું અને ઊંઘવું, ખાવું અને પચાવવું?

**મહારાજ** - મારા વડે આ કશું જ કરવામાં આવતું નથી, બસ સઘળું એમ જ ઘટે છે, હું કોઈ અપેક્ષા રાખતો નથી, હું કોઈ આયોજન કરતો નથી, ઘટનાઓની અવાસ્તવિક્તાથી જાગ્રત એવો હું બસ તેમને ઘટતી જોઉં છું.

**સાધક** - આત્મજ્ઞાનની પ્રથમ ક્ષણથી જ શું આપ હમેશાં આવા હતા?

**મહારાજ** - ત્રણ અવસ્થાઓ હમેશ પ્રમાણે ઘૂમતી રહે છે - જાગ્રતિ અને સુષુપ્તિ અને ફરી જાગ્રતિ, પરંતુ તેઓ મને નથી ઘટતી. બસ તેઓ એમ જ ઘટે છે. મને કદીયે કશું પણ નથી ઘટતું. એવું કશુંક છે જે પરિવર્તનરહિત, ગતિરહિત, અચલ, ખડક-સમ, અભેદ્ય છે; વિશુદ્ધ સત્-ચિત્ત-આનંદનો એક નક્કર પુદ્ગલ છે. હું કદીયે તેનાથી બહાર હોતો નથી. કશુંયે મને તેમાંથી બહાર કાઢી શક્તું નથી, ન તો કોઈ યાતના, કે ન તો કોઈ દુર્ઘટના.

**સાધક** - અને તેમ છતાંયે આપ ચેતનવંત છો!

**મહારાજ** - હા અને ના. ત્યાં આગળ એક પ્રકારની શાંતિ છે - ગહન, વિરાટ, અસીમ, કદીયે ખલેલ ન પાડી શકાય તેવી. ઘટનાઓ સ્મૃતિમાં નોંધાય છે ખરી, પરંતુ કશાયે મહત્ત્વની નથી. હું ભાગ્યે જ તેમનાથી સભાન હોઉં છું.

**સાધક** - જો હું આપને યોગ્ય રીતે સમજતો હોઉં તો આ અવસ્થા કેળવવાથી નહોતી આવી.

**મહારાજ** - આવવા જેવું કશું જ નહોતું. તે તો તેમ જ હતું - હમેશાંથી. જાણવામાં આવ્યું અને એકાએક જ. જેવી રીતે જન્મતાંની સાથે એકાએક જ તમારા જાણવામાં જગત આવે છે તે રીતે એકાએક મને સ્વરૂપ જાણવામાં આવ્યું હતું.

**સાધક** - શું તે ધૂંધળું હતું અને આપની સાધનાએ તે ધૂંધળાપણાને ઢટાવ્યું હતું? જ્યારે આપની સાચી અવસ્થા આપની સમક્ષ સ્પષ્ટ થઇ ત્યારે તે શું સ્પષ્ટ જ રહી હતી કે પછી ફરી પાછી ધૂંધળી થઇ ગઈ હતી? આપની આ અવસ્થા કાયમી છે કે પછી આવતી-જતી રહે છે?

**મહારાજ** - સાવ જ સ્થિર છે. હું જે કુંઇ પણ કરતો હોઉં તે ખડક સમ અડગ રહે છે - ગતિહીન રહે છે. એકવાર તમને સત્યનો સાક્ષાત્કાર થઇ ગયો કે તમે તેમાં કાયમી મુકામ કરો છો. (એકવાર જન્મ્યા બાદ) બાળક કદીયે ગર્ભમાં પાછું નથી ફરતું હોતું! તે એક સીધીસાદી અવસ્થા છે, વામનથી પણ વામન, વિરાટથી પણ વિરાટ. તે સ્વયં-સ્પષ્ટ છે અને અવર્ણનીય છે.

**સાધક** - તેને પામવાનો કોઇ ઉપાય ખરો?

**મહારાજ** - જો તમને રસ હોય તો દરેક બાબત ઉપાય બની શકે. મારા શબ્દો પર ઊંડો વિચાર કરવો અને તેમનો પૂરો અર્થ ગ્રહણ કરવાનો પ્રયત્ન કરવો તે આ દીવાલને તોડી પાડવા માટે પૂરતી કહેવાય તેવી સાધના છે. કશુંયે મને પરેશાન નથી કરતું. કશાયે ઉપદ્રવનો હું કોઈ વિરોધ નથી કરતો - માટે તે મારા પર હાવી નથી થતો. તમારે ઘણા બધા ઉપદ્રવો છે. મારે કોઈ જ ઉપદ્રવ નથી, પરેશાની નથી. મારા પક્ષે આવતા રહો. તમે ઉપદ્રવોને આમંત્રણ આપતા જ રહો છો. હું તેમનાથી અસરરહીત છું. ભલે ગમે તે બને - આવશ્યક છે માત્ર નિષ્ઠાપૂર્વકના રસની. આતુરતાથી તે સિધ્ધ થતું હોય છે.

**સાધક** - શું મારાથી તે થઇ શકે ?

**મહારાજ** - કેમ નહીં, અલબત્ત થઇ શકે. મારા પક્ષે ગમન કરવાને તમે પૂરા સક્ષમ છો. માત્ર નિષ્ઠાવાન બનવાનું છે.

## અજ્ઞાનને માન્યતાની આવશ્યકતા હોઈ શક, જ્ઞાનને નહી [૪૩]

**સાધક** - વરસોવરસ આપનો ઉપદેશ તેનો તે જ રહે છે. આપ જે કહો છો તેમાં કોઇ પ્રગતિ જોવા નથી મળતી.

**મહારાજ** - ઈસ્પિતાલમાં માંદા લોકોને સારવાર આપવામાં આવે છે અને તેઓ સાજા થતાં હોય છે. ભાગ્યે જ કશાયે ફેરફાર વિનાની સારવાર રાબેતા મુજબની હોય છે, પરંતુ આરોગ્યનું તેવું નથી, તેમાં વિવિધતા હોય છે. એવું બને કે મારો ઉપદેશ ચબેતા મુજબનો હોય, પરંતુ તેનાં પરિણામો વ્યક્તિએ વ્યક્તિએ નવાં અને અલગ

હોય છે.

**સાધક** - સાક્ષાત્કાર એટલે શું? સાક્ષાત્કારપ્રાસ માણસ કોને કહેવો? જ્ઞાની શાનાથી પારખી શકાતો હોય છે?

**મહારાજ** - જ્ઞાનને પારખી શકવાની કોઇ વિશિષ્ટ નિશાનીઓ નથી. માત્ર અજ્ઞાનને માન્યતાની આવશ્યક્તા હોઈ શકે, જ્ઞાનને નહીં. કોઈ જ્ઞાની કદીયે કશુંક વિશિષ્ટ હોવાનો દાવો નથી કરતો. જે કોઇ લોકો પોતાની મહાનતાને અને અનન્યતાને ઘોષિત કરે છે તેઓ જ્ઞાનીઓ નથી. કશીક અસામાન્ય સિધ્દિને તેઓ ભૂલમાં સાક્ષાત્કાર સમજી બેઠા છે. પોતાની જાતને જ્ઞાની ઘોષિત કરવાનું વલણ જ્ઞાનીમાં જોવા મળતું નથી. તે પોતાની જાતને સાવ જ સાધારણ સમજે છે અને પોતાની સ્વાભાવિક્તાને વફાદાર હોય છે. પોતાની જાતને સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સર્વવ્યાપી દેવતા ઘોષિત કરવી તે અજ્ઞાનની સ્પષ્ટ નિશાની છે.

# હું તે છું

**સાધક** - શું જ્ઞાની પોતાને થયેલી અનુભૂતિ અજ્ઞાનીને કરાવી શકે? શું જ્ઞાનનું એક વ્યક્તિથી બીજી વ્યક્તિમાં સંક્રમણ કરાવી શકાય?

**મહારાજ** - હા, તે શક્ય છે. જ્ઞાનીના શબ્દોમાં મનમાં રહેલા અજ્ઞાન અને અંધકારને દૂર કરવાની તાકાત હોય છે. મહત્ત્વના શબ્દો નથી પરંતુ તેમની પાછળ રહેલી શક્તિ છે.

**સાધક** - તે કઈ શક્તિ છે?

**મહારાજ** - અંગત, વ્યક્તિગત અનુભવ પર આધારિત , પોતાના ખુદના પ્રત્યક્ષ અનુભવ પર આધારિત કોઈને ગળે પોતાની વાત ઉતરાવવાની શક્તિ.

**સાધક** - કેટલીક સાક્ષાત્કારપ્રાપ્ત વ્યક્તિઓ કહે છે કે જ્ઞાન મેળવવાનું ન હોય, અર્જિત કરવાનું હોય. અન્ય વ્યક્તિ તો માત્ર ઉપદેશ આપી શકે, પરંતુ આત્મસાત તો જે તે સાધકે પોતે જ કરવું પડે.

**મહારાજ** - તેનો અર્થ તો તે જ થયો ને!

**સાધક** - એવા કેટલાયે લોકો છે જેમણે વરસો સુધી યોગની સાધના કરી છે અને પરિણામ કશુંયે મળ્યું નથી. તેમની નિષ્ફળતાનું કારણ શું હોઇ શકે?

**મહારાજ** - કેટલાકને તેમની ચેતના સુષુપ્ત બની જતી હોય તેવી ધ્યાનસમ મૂર્છિત અવસ્થાનું વળગણ હોય છે. જયાં પૂર્ણ ચૈતન્યની જ ગેરહાજરી હોય ત્યાં પ્રગતિની શી આશા રાખી શકાય?

**સાધક** - ઘણા સમાધિનો અભ્યાસ કરતા હોય છે. સમાધિમાં ચેતના ખૂબ જ તીવ્ર હોય છે અને તેમ છતાંયે પરિણામ શૂન્ય હોય છે.

**મહારાજ** - તમે કેવાં પરિણામોની અપેક્ષા રાખો છો? અને વળી જ્ઞાન શા માટે કશાકનું પરિણામ હોવું જોઈએ? એક બાબત બીજી બાબત ભણી દોરી જતી હોય છે, પરંતુ જ્ઞાન એ કોઇ એવી બાબત નથી જેને કાર્ય-કારણમાં બાંધવાની હોય. તે કાર્ય-કારણની સાવ પેલે પારની બાબત છે. તે પોતાના ખુદમાં જ પર્યાપ્ત છે. ઘણાં વિસ્મયો યોગીના જાણવામાં આવે છે, પરંતુ આત્માથી તો તે અણજાણ જ રહે છે. ભલે જ્ઞાની સાવ સાધારણ દેખાતો અને અનુભવાતો હોય, પરંતુ આત્માને તે સારી રીતે જાણતો હોય છે.

**સાધક** - એવા ઘણાયે છે જેઓ હૃદયપૂર્વક આત્મસાક્ષાત્કાર માટે કઠોર પ્રયત્ન કરતા હોય છે, પરંતુ તેમને ભાગ્યે જ કોઇ પરિણામ મળતું હોય છે. તેનું કારણ શું હોઈ શકે?

**મહારાજ** - જ્ઞાનના સ્ોતની તેમણે પૂરતા પ્રમાણમાં શોધ ચલાવી નથી હોતી. તેમની સંવેદનાઓ, લાગણીઓ અને વિચારોથી તેઓ પૂરતા અવગત નથી હોતા. પરિણામ મોડું મળવાનું આ એક કારણ હોઈ શકે. બીજું એ કે - એવું બને કે કેટલીક વાસનાઓ હજુયે જીવંત રહી હોય.

**સાધક** - સાધનામાં ચડ-ઉતર અનિવાર્ય છે. તેમ છતાંયે ઉત્કટ સાધક ગમે તેવી ચડ-ઉતર વચ્ચે પણ પોતાના લક્ષ્ય ભણી આગળ ધપતો રહે છે. આવા સાધક માટે જ્ઞાની શું કરી શકે?

**મહારાજ** - જો સાધક ઉત્કટ અને નિષ્ઠાવાન હોય તો તેને પ્રકાશ બક્ષી શકાય. સૌ માટે પ્રકાશ સદાકાળ વિદ્યમાન જ છે, પરંતુ સાધકો તો ગણ્યા-ગાંઠ્યા જ છે, અને તે ગણ્યા-ગાંઠ્યામાં પણ જેઓ તેયાર છે તેઓ તો ખૂબ જ વિરલ છે. હૃદય અને મનની પરિપક્વતા અત્યંત આવશ્યક છે, તેના વિના સહેજ પણ ચાલી ન શકે.

**સાધક** - આપને આપના પ્રયાસથી સાક્ષાત્કાર થયો હતો કે પછી આપના ગુરુના અનુગ્રહથી?

# હું તે છું

**મહારાજ** - તેમનો ઉપદેશ હતો અને મારી શ્રધ્ધા હતી. તેમના પરની મારી શ્રધ્ધાએ મને તેમના શબ્દો સત્ય છે તે સ્વીકારવા, તેમાં ઊંડા ઉતરવા, તેમને આચરણમાં મૂકવા પ્રેર્યો અને તે રીતે મને મારો સાક્ષાત્કાર થયો. ગુરુના વ્યક્તિત્વએ અને શબ્દોએ મને તેમના પર શ્રધ્ધા કરવા પ્રેયો અને મારી શ્રધ્ધાએ તેમને સિધ્ધ કરી બતાવ્યા.

**સાધક** -પરંતુ કશીયે તૈયારી વિના આ પ્રમાણે શું કોઈ ગુરુ શબ્દો વિના, શ્રધ્ધા વિના સાક્ષાત્કાર કરાવી શકે?

**મહારાજ** - હા, કરાવી શકે, પરંતુ તેવો લેનારો છે ક્યાં? તમે જુઓ, હું મારા ગુરુ સાથે પૂર્ણ સંવાદમાં હતો, તેમના પર પૂર્ણ શ્રધ્ધા હતી, માસમાં કોઈ પ્રકારનો વિરોધ જ નહોતો કે સઘળું સરળ રીતે અને ફટાફટ ઘટ્યું. પરંતુ દરેક જણ કંઈ એટલું બધું નસીબદાર નથી હોતું. ઘણી વાર પ્રમાદ અને બેચેની વચ્ચે અવરોધ બનીને ખડાં રહેતાં હોય છે, તેમને જયાં સુધી જોવામાં અને માર્ગમાંથી હટાવવામાં નથી આવતાં ત્યાં સુધી પ્રગતિ ધીમી રહે છે. જે કોઈ લોકોને સ્પર્શ, દૃષ્ટિપાત કે વિચાર માત્રથી તત્કાળ સાક્ષાત્કાર થયો છે તેઓ તે માટે પરિપક્વ બન્યા હતા. પરંતુ આવા લોકો તો ખૂબ જ ગણ્યા-ગાંઠ્યા હોય છે. મોટાભાગનાને તો પરિપક્વ બનવા માટે કેટલોક સમય લાગતો હોય છે. સાધના એ પરિપક્વ બનવાની ક્રિયાની પ્રવેગિત અવસ્થા છે.

**સાધક** - કઈ બાબત વ્યક્તિને પરિપક્વ બનાવે છે? પરિપક્વ બનાવનાર પરિબળ કયું છે?

**મહારાજ** - અલબત્ત, નિષ્ઠાપૂર્વકની ઉત્કટતા જ તો વળી. વ્યક્તિએ વાસ્તવમાં ઉત્કટ હોવું પડે. આખરે તો, સાક્ષાત્કારપ્રાપ્,ત માણસ જ તો સૌથી ઉત્કટ માણસ હોય છે. તે જે કંઈ કરે છે તે પુર્ણપણે કરે છે, કશીયે મયાદા અને અપવાદો વિના. સુગ્રથિતતા તમને સત્યનો સાક્ષાત્કાર કરાવશે.

**સાધક** - શું આપ જગતતે ચાહો છો?

**મહારાજ** - જયારે તમને કશુંક વાગે છે અને પીડા થાય છે ત્યારે તમે રડો છો. શા માટે? કારણ કે તમને તમારી જાત વહાલી છે. તમારા પ્રેમને શરીર પૂરતો મર્યાદિત બનાવી દઈને તેને રૂંધો નહીં, તેને સૌને માટે પ્રાપ્ય રાખો. ત્યારે જ તે સૌ માટેનો પ્રેમ બનશે. જ્યારે સઘળા આત્મ-તાદાત્મ્યોનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે પાછળ જે રહે છે સર્વાશ્લેષી પ્રેમ છે. તમારી જાત વિશેના સઘળા ખ્યાલોથી છૂટકારો મેળવો, અરે તમે ઈશ્વર છો તે ખ્યાલથી પણ છૂટકારો મેળવો. કોઈ પણ પ્રકારની સ્વ-વ્યાખ્યા માન્ય નથી.

**સાધક** - હું વચનોથી કંટાળી ગયો છું. મારો સઘળો સમય અને મારી સઘળી ઊર્જાને લઈ લેતી અને પરિણામમાં કશુંયે ન આપતી સાધનાથી હું કંટાળી ગયો છું. હું ખરેખર અહીં અને અબઘડીને ઈચ્છું છું. શું તે મને મળી શકે?

**મહારાજ** - અલબત્ત મળી શકે, શરત માત્ર એટલી કે તમે વાસ્તવમાં સઘળાથી કંટાળી ગયા હોવા જોઈએ, તમારી વિવિધ સાધનાઓથી પણ. જ્યારે તમે જગત પાસેથી કે ઈશ્વર પાસેથી પણ કશાયની માગણી નથી કરતા, જયારે તમને કોઈ જ ઈચ્છા નથી હોતી, કોઈ જ શોધ નથી હોતી, કોઈ જ અપેક્ષા નથી હોતી ત્યારે પરમાવસ્થા આમંત્રણ વિના અનપેક્ષિતપણે જ તમારી સમક્ષ આવીને ઊભી રહેશે!

**સાધક** - કુટુંબજીવનમાં અને જગતના વ્યવહારોમાં ગળાડૂબ માણસ શાસ્ત્રોમાં સૂચવ્યા પ્રમાણે ચૂસ્તપણે સાધના કરતો હોય તો શું તેને પરિણામો મળે ખરાં?

**મહારાજ** - પરિણામો તો તેને મળશે જ, પરંતુ તેની દશા રૈશમમાં લપેટાયેલા કોડા જેવી હશે.

# હું તે છું

**સાધક** - ઘણા સંતો એવું કહેતા હોય છે કે જ્યારે તમે પરિપક્વ અને તૈયાર હશો ત્યારે તમને સાક્ષાત્કાર થશે. એવું બને કે તેમના શબ્દો સાચા હોય, પરંતુ તે કશાયે કામના નથી. જેમાં સમયની આવશ્યકતા રહે છે તેવી પરિપક્વ થવાની ક્રિયાથી મુક્ત હોય તેવો, જેમાં પ્રયાસની જરૂર પડે છે તેવી સાધનાથી મુક્ત હોય તેવો પણ કોઇ ઉપાય હોવો જોઇએ.

**મહારાજ** - તેને ઉપાય ન કહો; વિશેષ તો તે એક પ્રકારનું કૌશલ્ય છે. તે તે પણ નથી. ઉદાર, ખુલ્લા અને શાંત રહો, બસ એટલું જ પૂરતું છે. તમે જેની શોધ કરી રહ્યા છો તે તમારાથી એટલું બધું તો નજીક છે કે કોઇ ઉપાય માટે પણ કોઇ અવકાશ નથી.

**સાધક** - જગતમાં અજ્ઞાની લોકો ઘણા બધા છે અને જ્ઞાનીઓ તો ગણ્યાગાંઠ્યા જ છે. તેનું કારણ શું હોઇ શકે?

**મહારાજ** - બીજાની ચિંતા ન કરો, તમારી કાળજી લો. તમે જાણો છો કે તમે છો. તમારી જાતને નામરૂપોની પળોજણમાં ન નાખો, બસ હોવ. તમારી જાતને તમે જે કોઇ નામ કે રૂપ આપો છો તે તમારા ખરા સ્વભાવને ઢાંકી દે છે.

**સાધક** - વ્યક્તિને સાક્ષાત્કાર થઇ શકે તે પહેલાં તે માટેની શોધનો, ઇચ્છાનો અંત આવવો જોઇએ, તેવું શા માટે?

**મહારાજ** - સત્ય માટેની ઇચ્છા તે સઘળી ઇચ્છાઓમાં સર્વોચ્ચ ઇચ્છા છે, તેમ છતાંયે એ ન ભૂલવું જોઇએ કે આખરે તે છે તો ઇચ્છા જ ને! સત્યના હોવા માટે સઘળી ઇચ્છાનો ત્યાગ કરવો પડે. યાદ રાખો કે તમે છો. બસ આ જ તમારી કાર્યકારી-મૂડી છે. તેને ઘૂમાવતા રહો અને ઘણો બધો ફાયદો થશે.

**સાધક** - સત્યની ઇચ્છા જ શા માટે કરવી?

**મહારાજ** - જીવન એટલે જ શોધ, તેમાં કોઇનું કંઇ જ ચાલે તેમ નથી. સઘળી શોધોનો અંત તે જ પરમાવસ્થા.

**સાધક** - પરમાવસ્થા શા માટે આવતી-જતી રહે છે?

**મહારાજ** - નથી તો તે આવતી કે નથી તો તે જતી. બસ તે હોય છે.

**સાધક** - શું આપ આપના ખુદના અનુભવને આધારે કહો છો?

**મહારાજ** - અલબત્ત. તે એક સમયાતીત અવસ્થા છે, સદાને માટે હાજર.

**સાધક** - મારા માટે તો તે આવતી-જતી રહે છે, આપના માટે તેવું નથી. આવો તફાવત શા માટે?

**મહારાજ** - એવું બને કે મને કોઇ ઇચ્છા નથી માટે. અથવા તો તમે પૂરી તીવ્રતા સાથે સર્વોચ્ચની ઇચ્છા ન કરતા હો. જ્યારે તમારું મન સંપર્કમાં નથી હોતું ત્યારે તમને ચોક્કસ અલગતાની લાગણી થતી હોવી જોઇએ.

**સાધક** - મારા સમગ્ર જીવન દરમિયાન હું સખત પ્રયત્ન કરતો રહ્યો છું અને લગભગ કંઇ જ સિદ્ધ નથી કર્યું. હું વાંચી રહ્યો હતો, શ્રવણ કરી રહ્યો હતો - પરંતુ સઘળું વ્યર્થ.

**મહારાજ** - તમારા માટે વાચન અને શ્રવણ આદત બની ગયાં હતાં.

**સાધક** - મેં તેમનો પણ ત્યાગ કર્યો. આજકાલ હું વાચન નથી કરતો.

# હું તે છું

**મહારાજ** - તમે જેનો ત્યાગ કરી દીધો છે તે હવે કોઈ મહત્ત્વનું નથી. તમે હજુયે શું નથી છોડ્યું તે શોધી કાઢો અને તેનો ત્યાગ કરો. સાધના એટલે શાનો ત્યાગ કરવાનો છે તેની શોધ. તમારી જાતને સાવ જ રિક્ત કરી નાખો.

**સાધક** - કોઈ મૂર્ખ શાણપણની ઈચ્છા કઈ રીતે કરી શકે? ઈચ્છા કરવા માટે ઈચ્છા કરવા માટેની બાબતને જાણવી આવશ્યક છે. સર્વોચ્ચ જ્ઞાત નથી તે સંજોગોમાં તેની ઈચ્છા કઈ રીતે થઈ શકે?

**મહારાજ** - માણસ કુદરતી રીતે પરિપક્વ બને છે અને સાક્ષાત્કાર માટે તૈયાર થાય છે.

**સાધક** - પરંતુ આ પરિપક્વ બનાવતું પરિબળ કયું છે?

**મહારાજ** - આત્મ-સ્મરણ, "હું છું'ની જાગ્રતિ તેને ખૂબ તીવ્રપણે અને ઝડપથી પરિપક્વ બનાવે છે. તમારી જાત વિશેના સઘળા ખ્યાલોનો ત્યાગ કરો અને બસ માત્ર હોવ.

**સાધક** - માનસિક વ્યાયામની આ સઘળી રીતો અને ઉપાયો, યુક્તિઓ અને પ્રયુક્તિઓથી હું કંટાળી ગયો છું. એવો કોઈ ઉપાય ખરો કે સત્યનો પ્રત્યક્ષ અને તરતોતરત અનુભવ થાય?

**મહારાજ** - તમારા મનનો ઉપયોગ કરવો બંધ કરો અને જુઓ કે શું બને છે. આ એક બાબતને પૂર્ણપણે અમલમાં મૂકો. બસ આટલું જ કરો.

**સાધક** - હું જ્યારે નાનો હતો ત્યારે મને કશું ન હોવાના, બસ કશું જ ન હોવાના, વિચિત્ર અનુભવો થયા હતા, ટૂંકા પરંતુ યાદગાર, હું તેમનાથી પૂર્ણપણે સભાન હતો. પરંતુ ખતરનાક બાબત એ છે કે વ્યક્તિને પસાર થઈ ગયેલી ક્ષણોને સ્મૃતિ પરથી ફરી સર્જવાની ઈચ્છા રહે છે.

**મહારાજ** - આ સઘળું કલ્પના છે. ચૈતન્યના પ્રકાશમાં સઘળા પ્રકારની બાબતો ઘટતી હોય છે, વ્યક્તિએ તેમાંની કોઈને પણ વિશેષ મહત્ત્વ આપવાની જરૂર નથી. ઈશ્વરના દર્શન જેવું જ ફૂલનું દૃશ્ય પણ અદ્ભૂત છે. તેમને જેમ છે તેમ જ રહેવા દો. શા માટે તેમને યાદ રાખવા અને પછી તેમની સ્મૃતિને એક સમસ્યા બનાવવી? તેમના માટે વિનયભર્યા રહો; તેમને ઊંચ અને નીચમાં, બાહ્ય અને આંતરિકમાં, નિત્ય અને અનિત્યમાં વિભાજીત ન કરો. પેલે પાર જાઓ, સ્રોત પર પાછા વળો, એ આત્માને પામો જે ગમે તે બની જાય તો પણ તેનો તે જ રહે છે. તમારી નબળાઈ તમારી એ માન્યતાને કારણ છે કે તમે જગતમાં જન્મ્યા છો. વાસ્તવમાં જગત તમારી અંદર તમારા વડે સદાયે ફરી ફરી સર્જાતું રહે છે. બધું એ પ્રકાશમાંથી ઉદ્ભવતું જુઓ જે તમારા હોવાનો, તમારા અસ્તિત્વનો સ્રોત છે. તમારા જોવામાં આવશે કે તે પ્રકાશમાં પ્રેમ અને અખૂટ ઊર્જા છે.

**સાધક** - જો હું તે પ્રકાશ હોઉં તો પછી તે મારા જાણવામાં કેમ નથી આવતો?

**મહારાજ** - જાણવા માટે જાણી શકે તેવું મન જોઈએ, એવું મન કે જે જાણી શકવાને સક્ષમ હોય. પરંતુ તમારું મન તો સતત દોડતું જ રહે છે, કદીયે સ્થિર નથી હોતું, કદીયે પૂરેપૂરું ચિંતનશીલ નથી હોતું. જ્યારે આંખો જ રોગથી ધૂંધળી બની ગયેલી હોય તે સંજોગોમાં તમે ચંદ્રને તેની પૂર્ણ ભવ્યતામાં કઈ રીતે જોઈ શકો?

**સાધક** - શું આપણે એવું કહી શકીએ કે જે સંજોગોમાં પડછાયાનું કારણ સૂર્ય હોય તે સંજોગોમાં પડછાયામાં ઊભેલી વ્યક્તિ સૂર્યને ન જોઈ શકે? વ્યક્તિએ તેના મોંની દિશા બદલવી જ પડે.

**મહારાજ** - ફરી તમે સૂર્ય, શરીર અને પડછાયાની ત્રિપૂટીને વચ્ચે લાવ્યા. આવું કોઈ વિભાજન વાસ્તવિકતામાં નથી. હું જે કહી રહ્યો છું તેને હવે તો કે ત્રિપૂટીઓ સાથે કશી જ લેવાદેવા નથી. ખયાલીકરણની ક્રિયા બંધ કરો, શાબ્દિક્તા બક્ષવાની ક્રિયા બંધ કરો. માત્ર જુઓ અને હોવ.

**સાધક** - હજ માટે મારે શું જોવું જ પડે?

**મહારાજ** - તમે જે છો તેને જુઓ. અન્યોને ન પૂછો, અન્યોને તમારી બાબતે કહેવા ન દો. અંદર ઝાંખો અને જુઓ. ગુરુ તમને માત્ર આટલું જ કહી શકે. એક ગુરુથી બીજા ગુરુએ રઝળપાટ કરવાની કોઈ જ આવશ્યકતા નથી. બધા કૂવાઓમાં તેનું તે જ જળ છે. તમે માત્ર સૌથી નજીકનામાંથી જળને સીંચો. મારા કિસ્સામાં તે જળ મારી અંદર છે અને હું તે જળ છું.

## "હું છું' જ વાસ્તવિક છે, અન્ય સઘળું અનુમાન છે [૪૪]

**મહારાજ** - શું જગતને અનુભવનારો જગત પહેલાં અસ્તિત્વ ધરાવતો હોય છે, કે પછી જગત સાથે તે અસ્તિત્વમાં આવે છે?

**સાધક** - કેવો વિચિત્ર પ્રશ્ન! આપ આવા પ્રશ્નો શા માટે પૂછો છો?

**મહારાજ** - જ્યાં સુધી તમે સાચો જવાબ નહીં જાણો ત્યાં સુધી તમને શાંતિ નહીં મળે.

**સાધક** - હું સવારે જ્યારે જાગી ઉઠું છું ત્યારે મારી રાહ જોતું જગત વિધાન જ હોય છે. એટલું તો ચોક્કસ કે જગત જ પહેલાં ઉદ્ભવે છે. હું પણ ઉદ્ભવું જ છું, પરંતુ સારા એવા સમય બાદ, વહેલામાં વહેલો મારા જન્મ સમયે. શરીર મારી અને જગત વચ્ચે મધ્યસ્થી કરે છે. શરીર વિના નહી તો હું હોઉં કે ન તો આ જગત.

**મહારાજ** - શરીર તમારા મનમાં આભાસિત થાય છે, તમારું મન એ ચેતનાની સામગ્રી છે; ચેતનાની નદીના તમે એક ગતિહીન સાક્ષી છો, તે ચેતના તમારામાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન લાવ્યા વિના સદાયે પરિવર્તન પામતી રહે છે. તમારી પોતાની અપરિવર્તનશીલતા એટલી બધી પ્રગટ હોય છે કે તે તમારા ધ્યાન પર જ નથી આવતી. તમારી જાત પર બારીક નજર કરો અને આ સઘળી ગેરસમજો અને ખોટા ખ્યાલો વિલાઈ જશે. જે રીતે સઘળા સુક્ષ્મ જળચર જીવો જળમાં હોય છે અને તે જળ વિના ન જ હોઈ શકે તે જ રીતે સઘળું વિશ્વ તમારી અંદર છે અને તે તમારા વિના ન જ હોઈ શકે.

**સાધક** - આપણે તેને ઈશ્વર કહીએ છીએ.

**મહારાજ** - ઈશ્વર તે તો તમારા મનમાં રહેલો એક ખ્યાલ માત્ર છે. હકીકત તો તમે છો. પૂરી ખાતરીપૂર્વક તમે જો કંઈ જાણતા હો તો તે માત્ર એ કે - "અહીં અને અત્યારે હું છું'. "અહીં અને અત્યારે'ને હટાવો અને પાછળ રહે છે - "હું છું', જેને કોઈ પણ સંજોગોમાં નકારી શકાય તેમ નથી. જગત સ્મૂતિમાં અસ્તિત્વ ધરાવે છે, સ્મૃતિ ચેતનામાં પ્રગટે છે; ચેતના સમાધિ(દ્રૂપજ્વાલ1€53)માં અસ્તિત્વ ધરાવે છે અને સમાધિ એ અસ્તિત્વના જળ પર પ્રકાશનું પ્રતિબિંબ છે.

**સાધક** - જ્યારે "હું આ જગતમાં છું એવો સાવ દેખીતો વિરોધી ભાવ વિધમાન હોય તે સંજોગોમાં મને એ સમજાતું નથી કે જગત મારામાં કઇ રીતે હોઇ શકે.

**મહારાજ** - "હું જગતમાં છું, જગત મારામાં છે' એવું કહેવું તે પણ અજ્ઞાનની જ નિશાની છે. પરંતુ જ્યારે હું જગત સાથેના મારા તાદાત્મ્યને ધ્યાન પર રાખું અને તેને જીવનમાં પુષ્ટિ આપું ત્યારે મારામાં એક એવી શક્તિનો ઉદય થાય છે જે અજ્ઞાનનો નાશ કરે છે, તેને સાવ જ રાખ કરી નાખે છે.

**સાધક** - શું અજ્ઞાનનો સાક્ષી અજ્ઞાનથી અલગ છે? શું એમ કહેવું કે "હું અજ્ઞાની છું' તે અજ્ઞાનનો જ એક અંશ નથી?

# હું તે છું

**મહારાજ** - અલબત્ત. વાસ્તવમાં તો હું એટલું જ કહી શકું કે "હું છું', અન્ય સઘળું અનુમાન છે. પરંતુ આ અનુમાન એક આદત બની ગઈ છે. વિચારવાની અને નિદ્રા(બેહોશી)ની સઘળી આદતોનો નાશ કરો. "હું છું' ભાવ એક ગહન હેતુનું પ્રગટીકરણ છે, જેને તમે આત્મા કહી શકો, ઈશ્વર કહી શકો. સત્ય કે અન્ય કોઇ નામે સંબોધી શકો. આ "હું છું' જગતમાં છે; પરંતુ તે એક એવી ચાવી છે જે આ જગતમાંથી બહાર નીકળવાના બારણાને ખોલી શકે. જળ પર નાચતો ચંદ્ર જળમાં દેખાય છે, પરંતુ તે આકાશમાંના ચંદ્રને કારણે છે, નહીં કે જળને કારણે.

**સાધક** - હજુયે હું મૂળ મુદ્દો ચૂકી જતો હોઉં તેવું લાગે છે. હું એવું સ્વીકારી શકું કે જે જગતમાં હું જીવું છું અને ગતિ કરું છું અને અસ્તિત્વ ધરાવું છું તે મારું પોતાનું જ સર્જન છે; અજ્ઞાત જગત પરનું, જેવા છે તેવા જગત પરનું, ભૌતિક જગત પરનું - પછી ભલે તે ભૌતિકતા ગમે તે પ્રકારની હોય - મારી જાતનું જ પ્રક્ષેપણ છે, મારી કલ્પનાનું જ પ્રક્ષેપણ છે. જે રીતે ચલચિત્રનો પડદો તેના પર પ્રક્ષેપિત કરવામાં આવતા ચિત્રો કરતાં સાવ જ જૂદો હોય છે તે રીતે એવું બને કે મારું પોતાનું સર્જેલું જગત પેલા આખરી જગત, વાસ્તવિક જગત કરતાં સાવ જ જૂદું હોય. તેમ છતાંયે એટલું તો પાકું જ કે મારાથી સાવ સ્વતંત્ર એવું આ નિરપેક્ષ જગત અસ્તિત્વ તો ધરાવે જ છે.

**મહારાજ** - સાવ સાચું કહ્યું. તેનું સીધુંસાદુ કારણ એ છે કે પેલા નિરપેક્ષ વાસ્તવિક જગત પર તમારા મને તમારી જાતથી સ્વતંત્ર એવું એક સાપેક્ષ વાસ્તવિક જગત પ્રક્ષેપિત કર્યાં છે, અને તેવું કરનાર તમે પોતે જ છો.

**સાધક** - શું શબ્દોમાં કોઇ વિરોધાભાસ નથી જોવા મળતો? સ્વતંત્ર કઈ રીતે ઓળખ પૂરવાર કરી શકે?

**મહારાજ** - પરિવર્તનની ગતિને તપાસો અને તમને સમજાશે. તમે પરિવર્તન નથી પામતા ત્યારે જે પરિવર્તન પામી શકે તેને તમારાથી સ્વતંત્ર કહી શકાય. પરંતુ જે પરિવર્તનરહીત છે તેનું અન્ય જે કંઈ પરિવર્તનરહીત છે તેની સાથે એક્ય હોવું જ જોઇએ. કારણ કે કે ત અન્યોન્ય સાથેના વ્યવહારને સૂચિત કરે છે, અને અન્યોન્ય સાથેનો વ્યવહાર એટલે પરિવર્તન. બીજા શબ્દોમાં કહીએ તો નિરપેક્ષ ભૌતિક અને નિરપેક્ષ આધ્યાત્મિક, પૂર્ણપણે વસ્તુલક્ષી અને પૂર્ણપણે આત્મલક્ષી બન્ને એકરૂપ છે - તાત્પર્યરૂપે અને સારરૂપે.

**સાધક** - ત્રિપરિમાણીય ચિત્રમાં હોય છે તે પ્રમાણે - જ્યાં પ્રકાશ જ પોતાનો પડદો રચતો હોય છે.

**મહારાજ** - કોઈ પણ સરખામણી ચાલશે. સમજવાનો મુખ્ય મુદ્દો એ છે કે તમે સ્મૃતિ પર આધારિત, ઈચ્છાઓ અને ભય પર આધારિત, તમારી જ કલ્પનાના જગતને તમારા પર પ્રક્ષેપિત કર્યં છે અને તમારી જાતને તેમાં કેદ કરી છે. તે મોહજાળને તોડી નાખો અને મુક્ત થઇ જાઓ.

**સાધક** - વ્યક્તિ તે મોહજાળને કઇ રીતે તોડતી હોય છે?

**મહારાજ** - આચાર અને વિચારમાં તમારી સ્વતંત્રતાને આગળ કરો, તેને મહત્ત્વ આપો. આખરે તો, સઘળું તમારી તમારી જાત પરની શ્રધ્ધા પર આધાર રાખે છે, તમારી એ ઊંડી માન્યતા પર આધાર રાખે છે કે તમે જે કંઇ જુઓ અને સાંભળો છો, વિચારો અને અનુભવો છો તે વાસ્તવિક છે, સાચુક્લું છે . તમારી શ્રધ્ધા બાબતે જ પ્રશ્ન શા માટે ન ઉઠાવવો? એ બાબતે કોઈ જ શંકા નથી કે ચેતનાના પડદા પર તમારા વડે આ જગતને ચીતરાયું છે અને તે સમગ્રપણે તમારું પોતાનું અંગત જગત છે, ખાનગી જગત છે. માત્ર તમારો "હું છું' ભાવ, ભલે તે આ જગતમાં હોય, પરંતુ તે આ જગતનો નથી. તર્કના કે કલ્પનાના કોઈ જ પ્રયાસ વડે તમે આ "હું છું'ને "હું નથી'માં બદલી ન શકો. તમારા અસ્તિત્વના નકાર વડે જ તમે તેનો હકાર ભણતા હો છો. એક વાર તમને એ ભાન થયું કે જગત તમારું પોતાનું જ પ્રક્ષેપણ છે કે તમે તેનાથી મુક્ત થઈ જાઓ છો. જે જગત અસ્તિત્વ ધરાવતું જ નથી તેનાથી તમારી જાતને મુક્ત કરવાની તમારે કોઈ જ આવશ્યક્તા નથી, સિવાય કે તમે એવું તમારી કલ્પનામાં કરો! ચિત્ર સુંદર હોય કે કદરૂપું, તેને તમે ચીતરી રહ્યા છો અને તમે તેનાથી બંધાયેલા નથી. સમજો કે તેને તમારા પર કોઈ જ નથી થોપી રહ્યું,

તેવું તો કાલ્પનિક્ને વાસ્તવિક સમજી લેવાની આદતને કારણે બને છે. કાલ્પનિકને કાલ્પનિક તરીકે જુઓ અને ભયથી મુક્ત થાઓ.

જે રીતે આ જાજમના રંગો પ્રકાશને કારણે ઉપસી આવે છે પરંતુ પ્રકાશ એ કંઇ રંગ નથી, તે જ રીતે જગત તમારા કારણે છે પરંતુ તમે કંઈ જગત નથી. જે આ જગતને સર્જે છે અને પોષે છે તેને તમે ઈશ્વર કે પ્રભુકૃપા કહી શકો, પરંતુ આખરે તો તમે જ એ પુરાવો છો કે ઈશ્વર અસ્તિત્વ ધરાવે છે, નહીં કે તેનાથી ઉલટું. કારણ કે ઈશ્વર બાબતે કોઈ પણ પ્રશ્ન ખડો કરી શકાય તે પહેલાં તેને ખડો કરવા તમારું હોવું અનિવાર્ય છે.

**સાધક** - ઈશ્વર એ કાળમાં થતો અનુભવ છે, પરંતુ અનુભવકર્તા તો સમયાતીત છે.

**મહારાજ** - અરે, અનુભવકર્તા પણ ગૌણ છે. મુખ્ય છે ચૈતન્યનો અસીમ વિસ્તાર, શાશ્વત શક્યતા, જે કંઈ હતું, છે અને હશે તેની અગાધ ગલિત સંભાવના. જયારે તમે કશાકને જુઓ છો ત્યારે તમે આખરીને, સર્વોચ્ચને જોતા હો છો, પરંતુ તમે કલ્પના કરતા હો છો કે તમે કોઈ વાદળ કે વૃક્ષને જુઓ છો. કલ્પના વિના જોતા શીખો, વિકૃતિ વિના સાંભળતા શીખો - બસ એટલું જ પૂરતું છે. મૂળભૂત રીતે જ જે નામરૂપ વિહોણાં છે તેમને નામરૂપ આપવાનું બંધ કરો, અનુભૂતિ કરો કે અનુભવનું એકેએક રૂપ આત્મગત છે, જે કંઈ જોવામાં કે સાંભળવામાં આવે છે, સ્પર્શવામાં કે સૂંઘવામાં આવે છે, અનુભવવામાં કે વિચારવામાં આવે છે, જેની કંઈની અપેક્ષા રાખવામાં આવે છે કે કલ્પના કરવામાં આવે છે, તે મનમાં છે, વાસ્તવમાં નથી, અને તમને શાંતિનો અને ભયમુક્તિનો અનુભવ થશે.

અરે, "હું છું'નો ભાવ પણ વિશુદ્ધ પ્રકાશ અને હોવાના ભાવનો બનેલો છે. આ "છું' વિના પણ "હું' ત્યાં વિધમાન છે. તે જ રીતે તમે "હું' કહો કે ન કહો આ વિશુદ્ધ પ્રકાશ ત્યાં વિધમાન છે. તે વિશુદ્ધ પ્રકાશથી જાગ્રત બનો અને પછી કદીયે તમે તેને ગુમાવશો નહીં. સ્વરૂપમાં હોવાપણું, ચૈતન્યમાં જાગ્રતિ, દરેક અનુભવમાં રસ - જે અવણનીય છે, તેમ છતાંયે સાવ જ ગોચર છે - પહોંચક્ષમ છે, કારણ કે તે સિવાય અન્ય કશુંયે નથી.

**સાધક** - આપ વાસ્તવિકતા વિશે - સર્વવ્યાપી, સદાયે હાજર, શાશ્વત, સર્વજ્ઞ, સવને ઊર્જા બક્ષતા મૂળભૂત સ્રોત તરીકે - સીધું પ્રત્યક્ષપણે જ બોલો છો. અન્ય એવા ગુરુઓ છે જેઓ વાસ્તવિકતા વિશે ચર્ચા કરવાની જ ના પાડે છે. તેઓ કહે છે વાસ્તવિકતા - સત્ય - મનની પેલે પાર છે જ્યારે સઘળી ચર્ચાઓ મનના ક્ષેત્રમાં આવે છે, જે અવાસ્તવિકનું - અસત્યનું - ઘર છે. તેઓનો અભિગમ નકારાત્મક છે; તેઓ અવાસ્તવિકને નિશાન બનાવે છે અને તેની પેલે પાર વાસ્તવિકમાં જાય છે.

**મહારાજ** - તફાવત માત્ર શબ્દોનો છે. આખરે તો, હું જયારે વાસ્તવિકની વાત કરું છું જયારે તેને ન-અવાસ્તવિક, અવકાશરહીત, સમયરહીત , કારણરહીત, અનાદિ અને અનંત તરીકે વર્ણવું છું. વાત તો તેની તે જ છે. જો તે પ્રબુધ્ધતા ભણી જ દોરી જતી હોય તો પછી તેને ગમે શબ્દોમાં વ્યક્ત કરો, તેથી શો ફરક પડે છે? જો ગાડું ગબડતું જ રહેતું હોય તો પછી તમે તેને ખેંચતા હો કે તેને ધક્કો મારતા હો તેથી શું મતલબ? એવું બને કે એક સમયે તમે વાસ્તવિક્તા તરફ આકર્ષણ અનુભવો અને બીજે સમયે અવાસ્તિવક પ્રત્યે અનાકર્ષણ અનુભવો; આ માત્ર મિજાજને કારણે છે જે વારાફરતી બદલાતા રહે છે, પૂર્ણ આઝાદી માટે બક્ને આવશ્યક છે . એવું બને કે તમે એક યા બીજે રસ્તે જાઓ - પરંતુ દરેક સંજોગોમાં જે તે ક્ષણ માટે તે યોગ્ય માર્ગ હશે; હૃદયપૂર્વક આગળ ધપો, શંકા કરવામાં અને ખચકાટ અનુભવવામાં સમયનો દુર્વ્યય ન કરો. બાળક વૃધ્ધે પામે તે માટે ઘણા વિવિધ પ્રકારના આહારની આવશ્યકતા રહે છે, પરંતુ તેને ખાવાની ક્રિયા તો તેની તે જ હોય છે. સૈદ્ધાંતિક રીતે સઘળા અભિગમો સારા છે. વ્યવહારમાં, જે તે પળે, તમે માત્ર એક માર્ગે આગળ વધો છો. વહેલા કે મોડા તમારા જાણવામાં એ આવવાનું જ છે કે જો તમે ખરેખર જ શોધવા માગતા હો તો તમારે માત્ર એક જ જગ્યાએ

શોધ ચલાવવી પડે - તમારી અંદર. ન તો તમારું શરીર કે ન તો તમારું મન તમે જેની શોધ ચલાવી રહ્યા છો તે – એટલે કે સ્વરૂપપ્રાપ્તિ અને સ્વરૂપજ્ઞાન અને તે સાથે પ્રાપ્ત થતી અગાધ શાંતિ - તમને આપી શકે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે દરેક અભિગમમાં કંઈકને કંઈક તો સ્વીકારવા યોગ્ય અને મૂલ્યવાન હોય જ છે.

**મહારાજ** - દરેક કિસ્સામાં પોતાની અંદર શોધ ચલાવવાની આવશ્યક્તા પર તમને લઈ આવવામાં મૂલ્ય રહેલું છે. એવું બને કે અંદર શોધ ચલાવવા સામે અવરોધ હોય, અમુક ફલાણી ચીજ કે વ્યક્તિ હોવાની ભ્રમણાનો ત્યાગ કરવાનો ભય કામ કરી રહ્યો હોય તેને કારણે વિવિધ અભિગમો સાથે રમત રમવામાં આવતી હોય. પાણી મેળવવા માટે કંઈ તમે બધે જ નાના નાના ખાડાઓ નથી ખોદતા, પરંતુ એક જ જગ્યાએ ઊંડો ખાડો ખોદતા હો છો. તે જ રીતે તમારી જાતને પામવા માટે તમારે તમારી જાતમાં જ ઊંડે ઉતરવું પડે. જયારે તમને ભાન થાય છે કે તમે જ જગતનો પ્રકાશ છો ત્યારે તમને એ પણ ભાન થશે કે તમે જ તેનો પ્રેમ છો; વળી એ પણ ભાન થશે કે જાણવું એટલે જ પ્રેમ કરવો અને પ્રેમ કરવો એટલે જ જાણવું.

સઘળા સ્નેહસંબંધોમાં પોતાની જાત માટેનો પ્રેમ સૌથી મોખરે છે. જગત માટેનો તમારો પ્રેમ એ તમારા તમારી જાત પ્રત્યેના પ્રેમનું પ્રતિબિંબ છે, કારણ કે તમારું જગત એ તમારા સર્જનનું પરિણામ છે. પ્રકાશ અને પ્રેમ અવૈયક્તિક છે, પરંતુ તે પોતાની જાતને સારી રીતે જાણવા અને પોતાનું ભલું ઈચ્છવા તરીકે તમારા મનમાં પ્રતિબિંબિત થાય છે. આપણે આપણી જાત પ્રત્યે હમેશાં મૈત્રીપૂર્ણ હોઈએ છીએ, પરંતુ હમેશાં શાણપણભર્યા નથી હોતા. યોગી એ માણસ છે જેનો સદ્દભાવ શાણપણ સાથે સંવાદી હોય છે.

## જે આવતું-જતું રહે છે તેને સ્વરૂપ નથી હોતું [૪૫]

**સાધક** - સાંભળવા કરતાંયે વિશેષ તો હું આપની સાથે રહેવા માટે આવ્યો છું. શબ્દોમાં ભાગ્યે જ કંઈ કહી શકાય, ક્યાંય વધારે તો મૌનમાં કહી દેવાતું હોય છે.

**મહારાજ** - પહેલાં શબ્દો, પછી મૌન. મૌન માટે વ્યક્તિએ પરિપક્વ બનવું પડે.

**સાધક** - શું હું મોનમાં જીવી શકું?

**મહારાજ** - નિસ્વાર્થ કાર્ય મૌન ભણી દોરી જતું હોય છે, કારણ કે જ્યારે તમે નિસ્વાર્થપણે કાર્ય કરો છો ત્યારે તમારે કોઈની મદદ માગવાની આવશ્યકતા નથી રહેતી . પરિણામોથી અનાસક્ત એવા તમે ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતઓમાં પણ કામ કરવાને રાજી હો છો. તમે કોઈ કુદરતી બક્ષીશ ધરાવતા હોવ કે સુસજ્જ હોવ તેની તમને પરવા નથી હોતી. કે નથી તો તમારી કોઈ કદર કરે કે તમને મદદ કરે તેની તમને અપેક્ષા હોતી. સફળતાને કે નિષ્ફળતાને અજ્ઞાતને ભરોસે છોડી જે આવશ્યક હોય તે બસ તમે કરો છો. સઘળું અસંખ્ય પરિબળોને કારણે બનતું હોય છે જેમાં તમારો વ્યક્તિગત પ્રયાસ તે પણ એક પરિબળ હોય છે. તેમ છતાંયે મનુષ્યના મન અને હૃદયનો જાદુ એવો છે કે જ્યારે તેની ઈચ્છાશક્તિ અને પ્રેમ એકબીજા ભણી ખેંચાઈને એક થાય છે ત્યારે સાવ અસંભવિત એવી બાબત પણ ઘટે છે.

**સાધક** - જ્યારે કામ યોગ્ય હોય ત્યારે મદદ માગવામાં ખોટું શું છે?

# હું તે છું

**મહારાજ -** મદદ માગવાની જરૂર ક્યાં છે? તે તો માત્ર નબળાઈ અને ચિંતા દર્શાવે છે. કામ આગળ ધપાવો અને સમગ્ર વિશ્વ તમારી સાથે કામ કરવા લાગશે. આખરે તો, યોગ્ય કામ કરવાનો ખ્યાલ જ તમને અજ્ઞાતમાંથી સ્ફૂર્યો છે, તો છોડો બધું અજ્ઞાત પર. પરિણામોને લેવાદેવા છે ત્યાં સુધી તેમને અજ્ઞાતને ભરોસે છોડો, તમે માત્ર તે માટે જરૂરી હોય તેવી ક્રિયાઓમાંથી પસાર થાઓ, બસ એટલું જ કરો. યાદ રાખો કે કાર્યકારણની લાંબી શૃંખલામાં તમે માત્ર એક કડી જ છો. મૂળભૂત રીતે તો, સઘળું માત્ર મનમાં જ ઘટે છે . જયારે તમે કોઈ બાબત માટે હૃદયપૂર્વક અને અડગપણે કામ કરો છો ત્યારે તે ઘટે જ છે, કારણ કે મનનું કામ જ બાબતો ઘટાડવાનું છે. વાસ્તવમાં કશાનો પણ અભાવ નથી અને કશુંયે કરવાની આવશ્યકતા નથી, સઘળું માત્ર સપાટી પર જ ઘટતું હોય છે. પેટાળમાં તો પૂર્ણ શાંતિ હોય છે. તમે તમારી જાતને વ્યાખ્યાયિત કરીને મર્યાદિત કરી હોવાથી જ તમારી સઘળી સમસ્યાઓ સર્જાય છે. જેવા તમે ફલાણા ફલાણા છો તેવું વિચારતા બંધ થાઓ છો કે તમારી સઘળી અથડામણોનો અંત આવે છે. તમારી સમસ્યાઓ બાબતે કશુંયે કરવાનો પ્રયાસ નિષ્ફળ જનાર છે, કારણ કે જે કંઈ ઈચ્છાને કારણે સ્જાયું છે તેનો નાશ ઈચ્છામુક્તિમાં જ રહેલો છે. તમે તમારી જાતને સ્થળ અને કાળમાં પૂરી દીધી છે , આયુષ્યના પીંજરમાં અને શરીરના કદમાં ઠાંસી દીધી છે, અને તેમ કરીને જીવન અને મરણની, સુખ અને દુઃખની, આશા અને ભયની અસંખ્ય અથડામણોનું સર્જન કર્યા છે. ભ્રમણાઓનો ત્યાગ કર્યા વિના તમે સમસ્યાઓથી છૂટકારો ન મેળવી શકો.

**સાધક** - વ્યક્તિ કુદરતી રીતે જ મર્યાદિત છે.

**મહારાજ -** વ્યક્તિ જેવું કંઈ છે જ નહીં. માત્ર પ્રતિબંધો અને મર્યાદાઓ જ છે. આ પ્રતિબંધો અને મર્યાદાઓનો એકંદર સરવાળો વ્યક્તિને વ્યાખ્યાયિત કરે છે. તમે શું છો તે જયારે તમે જાણો છો ત્યારે તમે વિચારો છો કે તમે તમારી જાતને જાણો છો. પરંતુ તમે કોણ છો તે તમે કદીયે નથી જાણતા. જે રીતે ઘડામાંનો અવકાશ ઘડાનો આકાર અને ઘડાનું કદ અને ઘડાની ગંધ ધરાવતો આભાસિત થાય છે તે રીતે વ્યક્તિ માત્ર હોવાનું આભાસિત થાય છે તેટલું જ. જુઓ કે તમે તમારી જાતને જે હોવાનું માનો છો તે તમે નથી. તમારી સઘળી તાકાતથી એ ખ્યાલ સામે લડો કે તમે નામ આપી શકાય તેવા અને વર્ણનીય છો. તમે તેવા નથી. તમારી જાત આ કે તે છે - ફલાણી ફલાણી છે - તે રીતે વિચારવાનું બંધ કરો. કશીયે જાત-તપાસ કર્યા વિના આંધળી સ્વીકૃતિ વડે તમે તમારા માટે જે દુઃખનું સર્જન કર્યું છે તેમાંથી બહાર આવવાનો તે સિવાય અન્ય કોઈ ઉપાય નથી. પીડા, યાતના, દુઃખ તે તો જાત-તપાસ માટેનું આહ્ભાન છે, સઘળાં દુઃખોને જાત-તપાસની આવશ્યકતા હોય છે. વિચારવામાં પ્રમાદ ન કરો.

**સાધક** - પ્રવૃત્તિ એ વાસ્તવિકતાનો સાર છે. કામ ન કરવું તે કોઈ ગુણ નથી. વિચારવાની સાથોસાથ કશુંક કરવું પણ જોઈએ.

**મહારાજ -** જગતમાં કામ કરવું મુશ્કેલ છે, સઘળા બિનજરૂરી કામથી દૂર રહેવું તે તો વળી તેનાથી પણ મુશ્કેલ છે.

**સાધક** - હું જે પ્રકારની વ્યક્તિ છું તેના માટે તો આ સઘળું અશક્ય લાગે છે.

**મહારાજ -** તમે તમારી જાત વિશે શું જાણો છો? વાસ્તવમાં તમે જે છો તે જ તમે હોઈ શકો; તમે જે નથી તે તો તમે માત્ર આભાસિત જ થઇ શકો. તમે કદીયે પૂર્ણતાથી દૂર હટ્યા નથી. જાતસુધારણાનો સઘળો ખ્યાલ પ્રણાલિકાગત અને શાબ્દિક છે. જે રીતે સુર્ય અંધકારને જાણતો નથી તે જ રીતે આત્મા અનાત્માને જાણતો નથી. તે તો મન છે કે જે અન્યને જાણીને અન્ય બને છે. તેમ છતાંયે મન આત્મા સિવાય અન્ય કશુંયે નથી. તે તો આત્મા છે કે જે અન્ય - અનાત્મા - બને છે, અને તેમ છતાંયે આત્મા જ રહે છે. અન્ય સઘળું એક ધારણા છે. જે રીતે કોઈ પણ જાતની અસર પહોંચાડ્યા વિના એક વાદળ સુર્યને ઢાંકી દેતું હોય છે તે રીતે વાસ્તવિકતાનો નાશ કર્યા વિના ધારણા તેને ઢાંકી દેતી હોય છે. વાસ્તવિક્તાના નાશનો ખ્યાલ જ હાસ્યાસ્પદ છે; નાશ પામેલી

ચીજ કરતા તેનો નાશકર્તા હમેશાં વધારે વાસ્તવિક હોય છે. વાસ્તવિકતા જ આખરી, સર્વોચ્ચ નાશકર્તા છે. સઘળી અલગતા, સઘળા પ્રકારની વિમુખતા અને વિચ્છેદન ખોટાં છે. સઘળું એક છે – દરેક અથડામણનો આ જ આખરી ઉકેલ છે.

**સાધક** - એવું કેમ હશે કે આટલા બધા માર્ગદર્શન અને મદદ છતાંયે અમે કોઈ પ્રગતિ કરતા નથી?

**મહારાજ** - જ્યાં સુધી આપણે આપણી જાતોને અલગ વ્યક્તિત્વો હોવાનું, એકને બીજાથી તદન અલગ હોવાનું કલ્પીએ છીએ ત્યાં સુધી આપણે વાસ્તવિકતાને, સત્યને નહીં સમજી શકીએ, કારણ કે વાસ્તવિક્તા સારભૂતપણે જ અવૈયક્તિક છે. સૌ પ્રથમ તો આપણે આપણી જાતોને માત્ર સાક્ષીઓ તરીકે, અવલોકનના પરિમાણરહીત અને સમયરહીત કેન્દ્રો તરીકે જાણવી પડે, અને પછી વિશુધ્દ્ સમાધિ(જાગ્રતિ)ના વિસટ મહાસાગરનો સાક્ષાત્કાર કરવો પડે, જે મન પણ છે અને દ્રવ્ય પણ છે અને તે બશક્નેની પેલે પાર પણ છે.

**સાધક** - વાસ્તવમાં ભલે હું જે હોઉં તે, તેમ છતાંયે હું મારી જાતને એક નાનકડી અને અલગ વ્યક્તિ તરીકે અનભવું છું, ઘણામાંના એક તરીકે અનુભવું છું.

**મહારાજ** - તમારે વ્યક્તિ હોવાનું સ્થળ અને કાળની ભ્રમણાને કારણે છે; તમે તમારી જાતને કોઈ બિંદુ આગળ અમુક કદ ધરાવતી કલ્પો છો; શરીર સાથેના તાદાત્મ્યને કારણે તમારું વ્યક્તિત્વ છે. તમારા વિચારો અને લાગણીઓ એક પછી એક એમ શુંખલામાં અસ્તિત્વ ધરાવે છે, તેઓ સમયમાં ફેલાયેલા છે અને સમયાવધિ ધરાવતી સ્મૃતિને કારણે તમને તમારી જાતને કલ્પવા પ્રેરે છે. વાસ્તવમાં તો કાળ અને સ્થળ તમારામાં અસ્તિત્વ ધરાવે છે; નહીં કે તમે તેમાં. અનુભવની, સંવેદનાની તે રીતો છે, પરંતુ માત્ર તે જ રીતો છે તેવું નથી. કાળ અને સ્થળ કાગળ પર લખાયેલા શબ્દો જેવા છે; કાગળ વાસ્તવિક છે, શબ્દો તો માત્ર પ્રણાલિકા છે. તમારી ઉંમર કેટલી છે?

**સાધક** - અડતાલીસ!

**મહારાજ** - કઈ બાબત તમને અડતાલીસ કહેવા પ્રેરે છે? કઈ બાબત તમને એવું કહેવા પ્રેરે છે કે – હું અહીં છું? વિવિધ ધારણામાંથી જન્મેલી શાબ્દિક આદતો તમને આવું કહેવા પ્રેરે છે. મન કાળ અને સ્થળને સર્જે છે અને પછી પોતાના જ સર્જનોને વાસ્તવિકતા સમજે છે. સઘળું અહીં અને અત્યારે જ છે, પરંતુ આપણે તે જોતા નથી. ખરેખર, સાચોસાચ, સઘળું મારામાં છે અને મારા વડે છે. અન્ય કશું જ નથી. 'અન્ય'નો ખ્યાલ જ એક દુર્ઘટના છે, એક આફત છે.

**સાધક** - વ્યક્તિકરણની ક્રિયા પાછળનું, કાળ અને સ્થળમાં સ્વને મર્યાદિત કરવા પાછળનું કારણ કયું?

**મહારાજ** - જેનું અસ્તિત્વ જ નથી તેને કારણ ન હોઈ શકે. અલગ વ્યક્તિ જેવી કોઈ ચીજ જ નથી. વ્યવહારિક દષ્ટિએ જોવા જઈએ તો પણ દરેક ચીજનું કારણ દરેક ચીજ છે, દરેક ચીજ જેવી છે તેવી છે, કારણ કે સમગ્ર વિશ્વ જેવું છે તેવું છે.

**સાધક** - તો પણ વ્યક્તિત્વને કોઈક કારણ તો હોવું જ જોઈએ.

**મહારાજ** - વ્યક્તિત્વ અસ્તિત્વમાં કઈ રીતે આવે છે? સ્મૃતિ વડે. વર્તમાનનું ભૂત સાથે તાદાત્મ્ય જોડીને અને તેને ભવિષ્યમાં પ્રક્ષેપિત કરીને. એકાદ ક્ષણ માટે તમારી જાતને ભૂત અને ભવિષ્ય વિના વિચારી જુઓ અને તમારુ વ્યક્તિત્વ વિલય પામશે.

**સાધક** - શું "હું છું'નથી રહેતો

**મહારાજ** - "રહેતો' શબ્દ લાગુ નથી પડતો, અપ્રસ્તુત બની જાય છે. "હું છું' હમેશાં તાજો જ હોય છે. હોવ માટે કંઈ તમારે યાદ રાખવાની આવશ્યક્તા નથી રહેતી. હકીકત એમ છે કે તમે કશુંયે અનુભવી શકો તે પહેલાં હોવાના ભાવનું હોવું આવશ્યક છે. હાલમાં તમારું હોવું, તમારું સ્વરૂપ અનુભવવાની ક્રિયા સાથે ભેળસેળ થઇ ગયું છે. તમારે માત્ર એટલું જ કરવું આવશ્યક છે કે

અનુભવોની માયાજાળમાંથી સ્વરૂપને મુક્ત કરવું. એક વાર તમે આ કે તે હોયા વિના વિશુદ્ધ સ્વરૂપને જાણ્યું કે તમે તેને અનુભવોમાં અલગથી પારખશો અને પછી તમે નામો અને રૂપો વડે ગેરમાર્ગે નહીં દોરવાઓ. વ્યક્તિત્વ એટલે જ સ્વમર્યદા છે.

**સાધક** - હું વૈશ્વિક કઈ રીતે બની શકું?

**મહારાજ** - તમે વૈશ્વિક જ છો. તમે પહેલેથી જ જે છો તે બનવાની તમારે કોઈ આવશ્યકતા જ નથી કે બની પણ ન શકો. માત્ર એટલું કરો કે તમારી જાત વિશિષ્ટ છે તેવું સમજવાનું બંધ કરો. જે આવતું-જતું રહે છે તેને સ્વરૂપ ન હોય. તેનું આભાસિત થવું તે પણ વાસ્તવિક્ને કારણે હોય છે. તમે જાણો છો કે જગત છે, પરંતુ શું જગતને તમારી ખબર છે? સઘળું જ્ઞાન તમારામાંથી ઉદ્દભવે છે, જે રીતે સઘળું હોવાનું અને સઘળો આનંદ તમારામાંથી ઉદભવતાં હોય છે. સાક્ષાત્કાર કરો કે તમે જ શાશ્વત સ્રોત છો અને સઘળાને તમારા પોતાના તરીકે સ્વીકારો. આવી સ્વીકૃતિ સાચો પ્રેમ છે.

**સાધક** - આપ જે કંઈ કહો છો તે સાંભળવામાં તો ખૂબ જ મધુર છે. પરંતુ વ્યક્તિએ તેને આચરણમાં કઈ રીતે લાવવું?

**મહારાજ** - કદીયે ઘર છોડ્યું નથી અને તમે ઘરે જવાનો માર્ગ પૂછો છો. ખોટા ખ્યાલોથી છૂટકારો મેળવો, બસ એટલું જ કરો. સાચા ખ્યાલોનો સંગ્રહ કરવાની ક્રિયા પણ તમને ક્યાંય નહીં દોરી જાય. બસ કલ્પનાઓ કરવાનું બંધ કરો.

**સાધક** - તે કંઈ સિદ્ધ કરવાની બાબત નથી પરંતુ સમજવાની બાબત છે.

**મહારાજ** - સમજવાનો પ્રયત્ન ન કરો! એટલું જ પૂરતું છે કે તમે ગેરસમજ ન કરો. મુક્તિ માટે તમારા મન પર આધાર ન રાખો. મનને કારણે જ તમે બંધનમાં આવી પડ્યા છો. તેની સાવ જ પેલે પાર જાઓ. અનાદિને કારણ ન હોય. એવું નથી કે તમે શું છો તે તમે જાણ્યું અને પછી તેને ભૂલી ગયા છો. એક વાર જાણ્યા પછી તમે ભૂલી ન શકો. અજ્ઞાનને કોઈ શરૂઆત નથી, પરંતુ તેનો અંત હોઈ શકે. તપાસ કરો, ઊંડા ઉતરો, પ્રશ્ન પૂછો કે - અજ્ઞાની કોણ છે અને એક સ્વપ્ન માફક અજ્ઞાન વિલય પામશે. જગત વિરોધાભાસોથી ભર્યું ભર્યું છે, માટે જ તમે સંવાદિતા અને શાંતિની શોધમાં છો. તે તમને જગતમાં નહીં મળે, કારણ કે જગત અરાજક્તાનું સંતાન છે. સંવાદિતા માટે તમારે તમારી અંદર શોધ ચલાવવી પડે. તમે જ્યારે કોઈ શરીરને ધારણ કરો છો ત્યારે જ જગત અસ્તિત્વમાં આવે છે. શરીર નથી – તો જગત નથી. પહેલાં એ તપાસ ચલાવો કે તમે શરીર છો કે કેમ. જગતને સમજવાની વાત પછી આવશે.

**સાધક** - આપ જે કહો છો તે ગળે ઉતરે તેવું લાગે છે, પરંતુ એક સામાન્ય માણસને તે શા કામનું, જે પોતાને આ જગતમાં અને આ જગતનો સમજે છે?

**મહારાજ** - લાખો લોકો રોટલી ખાય છે, પરંતુ ગણ્યાગાંઠ્યા જ ઘઉં વિશે પૂર્ણ જ્ઞાન ધરાવતા હોય છે. અને જેઓ તે જ્ઞાન ધરાવે છે તેઓ જ રોટલીને બહેતર બનાવી શકે. તે જ રીતે, જેઓ આત્માને જાણે છે, જેઓએ. પેલે પારના જગતને જોયું છે, તેઓ જ જગતને બહેતર બનાવી શકે. સામાન્ય લોકો માટે તેમનું મૂલ્લ અસીમ છે, કારણ કે તેઓ જ તેમના ઉદ્ધારની એક માત્ર આશા છે. જે જગતમાં છે તે જગતને ન બચાવી શકે; જો તમે ખરેખર જગતને બચાવવાની પરવા કરતા હો તો તમારે તેમાંથી બહાર પગ મુકવો જ પડે, બહાર આવવું પડે.

**સાધક** - પરંતુ વ્યક્તિ શું જગત બહાર પગ મૂકી શકે?

**મહારાજ** - પહેલાં કોણ જન્મ્યું હતું, કોણ ઉદ્દભવ્યું હતું, તમે કે જગત? જ્યાં સુધી તમે જગતને પ્રથમ સ્થાન આપો છો ત્યાં સુધી તમે તેનાથી બંધાયેલા રહો છો; લેશ માત્ર શંકા વિના એક વાર તમને ભાન થયું કે જગત તમારામાં છે, નહીં કે તમે તેમાં, કે પછી તમે તેનાથી બહાર થઈ ગયા. અલબત્ત

શરીર જગતમાં અને જગતનું રહે છે, પરંતુ તમે તેનાથી ભ્રમિત થતા નથી. સઘળા ધર્મગ્રંથો કહે છે કે જગત હતું તે પહેલાં તેનો સર્જનહાર હતો. સર્જનહારને કોણ જાણે છે તે જ માત્ર કે જે સર્જનહાર પહેલાંયે હતો, એટલે કે તમારું પોતાનું સત્સ્વરૂપ, એટલે કે પોતપોતાના સર્જનહારો સહિતનો સઘળાં જગતોનો સ્નોત.

**સાધક** - આપ જે સઘળું કહો છો તે આપની એ ધારણાને કારણે ટકી રહ્યું છે કેજગત તમારું પોતાનું પ્રક્ષેપણ છે. આપ એ સ્વીકારો છો કે આપનું વ્યક્તિગત - આત્મલક્ષી - જગત એટલે આપને આપની જ્ઞાનેન્દ્રિયો અને મન વડે અપાયેલું જગત. તે રીતે જોવા જઈએ તો તો આપણામાંનું એકેએક પોતપોતાના પ્રક્ષેપિત જગતમાં જીવે છે. આ અંગત જગતો ભાગ્યે જ એકબીજાને સ્પર્શે છે અને પોતપોતાના કેન્દ્રો એવાં "હું છું"માંથી ઉદ્ભવે છે અને તેમાં જ લય પામે છે. પરંતુ એટલું તો ચોક્કસ કે આ અંગત જગતોની પાછળ એક વસ્તુલક્ષી જગત હોવું જ જોઈએ, જેનાં આ અંગત જગતો પડછાયાઓ માત્ર જ છે. સૌને માટે સહીયારા હોય, સામાન્ય હોય તેવા આ વસ્તુલક્ષી જગતના અસ્તિત્વને આપ શું નકારો છો?

**મહારાજ** - વાસ્તવિક્તા - સત્ય - નથી તો આત્મલક્ષી કે નથી તો વસ્તુલક્ષી, નથી તો મન કે નથી તો દ્રવ્ય, નથી તો કાળ કે નથી તો સ્થળ. આ વિભાજનો એવા કોઈકની - કોઈ ચેતનવંતા અલગ કેન્દ્રની - આવશ્યકતા રાખે છે જેને માટે આ સઘળું ઘટતું હોય. પરંતુ સત્ય સઘળું છે અને કશુંયે નથી, પૂર્ણતા છે અને અપૂર્ણતા પણ , છલોછલતા છે અને રિક્તતા પણ, સાવ જ સુસંગતતા છે અને સાવ જ વિરોધપૂર્ણ પણ. તમે તેના વિશે કશું બોલી ન શકો, તમે તમારી જાતને તેમાં માત્ર ખોઈ શકો. તમે જ્યારે કોઈ પણ ચીજને સત્યતા નથી બક્ષતા - સત્યતાનો નકાર ભણો છો - ત્યારે તમે એક એવા અવશેષ પર આવીને ઊભા રહો છો જેનો નકાર નથી ભણી શકાતો. જ્ઞાનની સઘળી વાતો અજ્ઞાનની 4 નિશાની છે. મન જ એવી કલ્પના કરે છે કે તે જાણતું નથી અને પછી જાણે છે. આ વિરૂપતાઓની સત્યને કોઈ જાણ હોતી નથી. અરે, સર્જનહાર તરીકેનો ઈશ્વરનો ખ્યાલ પણ ખોટો છે. શું મારું અસ્તિત્વ અન્ય કોઈ જીવને કારણે છે? હું છું, માટે જ સઘળું છે.

**સાધક** - તે વળી કઈ રીતે હોઈ શકે? બાળક જગતમાં જન્મે છે, નહીં કે જગત બાળકમાં. જગત જૂનું છે અને પેલું બાળક નવું છે.

**મહારાજ** - બાળક તમારા જગતમાં જન્મે છે. હવે, શું તમે તમારા જગતમાં જન્મ્યા હતા, કે પછી તમારું જગત તમારામાં આભાસિત થયું હતું? જન્મવું એટલે તમારી જાતને કેન્દ્ર તરીકે રાખીને તમારી આસપાસ જગતને સર્જવું. પરંતુ શું તમે કદીયે તમારી જાતને સર્જી છોર કે પછી કોઈએ તમને સજર્યા હતા? દરેક જણ પોતાના માટે જગત સર્જે છે અને પોતાના અજ્ઞાનને કારણે કેદ બનીને તેમાં જીવે છે. આપણે કરવાનું છે માત્ર એટલું જ કે આપણા જેલખાનાની વાસ્તવિકતાને નકારવાની છે.

**સાધક** - જે રીતે નિદ્રા દરમિયાન જાગ્રત અવસ્થા બીજ રૂપે અસ્તિત્વ ધરાવતી હોય છે, તે જ રીતે જન્મતી વખતે બાળક જે જગત સર્જે છે તે તેના જન્મ પહેલાં અસ્તિત્વ ધરાવતું હોય છે. આ બીજ કોનામાં રહેલું હોય છે?

**મહારાજ** - જે જન્મ અને મરણનો સાક્ષી હોય છે તેનામાં, પરંતુ તે કદીયે જન્મતો નથી કે કદીયે મરણ પામતો નથી. માત્ર તે જ સૃષ્ટિનું બીજ તેમજ તેનો અવશેષ છે. જે મનની પેલે પાર છે તેને પુષ્ટિ આપવા મનને ન કહો. માત્ર પ્રત્યક્ષ અનુભવ જ માન્ય પુષ્ટિ છે, સ્વીકાર્ય પુષ્ટિ છે.

## સ્વરૂપની સમાધિ પરમાનંદ છે [૪૬]

# હું તે છું

**સાધક** - મારો વ્યવસાય દાક્તરીનો છે. મેં શરૂઆત સર્જરીથી કરી હતી, મનોચિકિત્સામાં આગળ વધ્યો અને માનસિક સ્વાસ્થ્ય પર અને શ્રદ્ધા દ્વારા સારવાર પર કેટલાંક પુસ્તકો પણ લખ્યાં. હું આપની પાસે આધ્યાત્મિક આરોગ્યના નિયમો જાણવા આવ્યો છું.

**મહારાજ** - તમે જયારે દરદોને સાજો કરવાનો પ્રયત્ન કરી રહ્યા હો છો ત્યારે ચોક્કસ એવું શું હોય છે જેને સાજું કરવાનો પ્રયત્ન કરી રહ્યા હો છો? સાજા કરવું એટલે શું? સાજા કરવાનો તમે શું અર્થ કરો છો? કોઈ માણસ સાજો થઇ ગયો છે તેવું તમે ક્યારે કહી શકો?

**સાધક** - હું શરીર તેમજ શરીર અને મન વચ્ચેની કડીને બહેતર કરવા ઈચ્છતો હોઉં છું. વળી હું મનને પણ ઠીકઠાક કરવા ઈચ્છતો હોઉં છું.

**મહારાજ** - શું તમે ક્યારેય શરીર અને મન વચ્ચે રહેલા સંબંધ બાબતે તપાસ ચલાવી છે ખરી, શોધખોળ કરી છે ખરી? કઈ બાબતે તેઓ એકબીજા સાથે જોડાયેલા છે?

**સાધક** - શરીર અને તેમાં વાસ કરતી ચેતના વચ્ચે મન આવેલું છે.

**મહારાજ** - શું શરીર આહારનું બનેલું નથી? અને શું આહાર વિના મન હોઈ શકે ખરુ?

**સાધક** - શરીર આહારથી નિર્માણ પામેલું છે અને તેના વડે ટકી રહ્યું છે. આહાર વિના મન સાધારણ રીતે નબળું પડી જતું હોય છે. પરંતુ મન એ કંઇ માત્ર આહાર નથી. એક એવું રૂપાંતરકારી પરિબળ છે જે શરીરમાં મનનું સર્જન કરે છે. તે રૂપાંતરકારી પરિબળ કયું છે?

**મહારાજ** - જે રીતે લાકડું નથી તેવો અગ્નિ અગ્નિને પેદા કરે છે તે જ રીતે મન નહીં તેવું શરીર મનને પેદા કરે છે. પરંતુ આ મન કોને આભાસિત થાય છે? જે વિચારો અને લાગણીઓને તમે મન કહો છો તેનો અનુભવકર્તા કોણ છે? લાકડું છે, અગ્નિ છે અને અગ્નિને જે માણે છે તે છે. મનને કોણ માણે છે? શું આ માણનારો પણ આહારનું જ પરિણામ છે, કે પછી તે સ્વતંત્ર છે?

**સાધક** - અનુભવકર્તા સ્વતંત્ર છે.

**મહારાજ** - તેની ખબર તમને કઇ રીતે પડે છે? તમારા પોતાના અનુભવના આધારે જ કહો. નથી તો તમે શરીર, કે નથી તો તમે મન. તમે તેવું કહો છો. તમે તે કઈ રીતે જાણો છોરર

**સાધક** - હું ખરેખર નથી જાણતો. હું તેવું અનુમાન કરું છું.

**મહારાજ** - સત્ય કાયમી છે, નિત્ય છે. વાસ્તવિક પરિવર્તનરહીત છે . જે પરિવર્તન પામે છે તે વાસ્તવિક નથી, જે વાસ્તવિક છે તે પરિવર્તન નથી પામતું. હવે, તમારામાં એવું શું છે જે પરિવર્તન નથી પામતું? જ્યાં સુધી આહાર છે ત્યાં સુધી શરીર અને મન છે. જ્યારે આહારને બંધ કરવામાં આવે છે ત્યારે શરીર મૃત્યુ પામે છે અને મન વિલીન થઈ જાય છે. પરંતુ શું અવલોકનકર્તા નાશ પામે છે?

**સાધક** - મારા અનુમાન પ્રમાણે, તે નાશ નથી પામતો. પરંતુ તેનો મારી પાસે કોઇ પુરાવો નથી.

**મહારાજ** – તમે તમે જાતે છો, તમે તમારી જાતને જાણો છો, તમે તમારી જાતને ચાહો છો. મન જે કંઇ કરે છે તે તે પોતાની જાતની ચાહના માટે કરે છે. જાતનો સ્વભાવ જ પ્રેમ છે. તેને ચાઢવામાં આવે છે, તે પ્રેમાળ છે અને પ્રેમ કરવા જેવી છે. જાત જ મનને અને શરીરને આટલાં બધાં રસપ્રદ બનાવે છે, આટલાં વહાલાં બનાવે છે. તેમના પર આપવામાં આવતું ધ્યાન ખુદ જાતમાંથી આવે છે.

**સાધક** - જો જાત - આત્મા - નથી તો શરીર કે નથી તો મન, તો શું તે શરીર અને મન વિના અસ્તિત્વ ધરાવી શકે?

# હું તે છું

**મહારાજ** - હા, ધરાવી શકે. એ સાચુક્લા અનુભવની વાત છે કે આત્માને શરીર અને મનથી સ્વતંત્ર અસ્તિત્વ છે. તે સ્વરૂપ - સમાધિ - પરમાનંદ છે. સ્વરૂપની સમાધિ - સ્વરૂપમાં જાગ્રતિ - તે પરમાનંદ છે.

**સાધક** - આપના માટે તે સાચુકલા અનુભવની વાત હોઈ શકે, પરંતુ મારા કિસ્સામાં તેવું નથી. મને પણ તેવો જ અનુભવ કઈ રીતે થઈ શકે? તે માટે કઈ સાધનાઓ કરવી, કયા અભ્યાસો કરવા?

**મહારાજ** - તમે નથી તો શરીર કે નથી તો મન તે જાણવા તમારી જાતને સ્થિરપણે નિહાળો અને સાવ અલિપ્ત થઈને - જાણે તમે મૃત્યુ પામ્યા છો તે રીતે - શરીર અને મનથી અસર પામ્યા વિના જીવો. તેનો અર્થ એ થાય કે તમારે શરીર કે મનમાં કોઈ જ સ્વહિતો નથી.

**સાધક** - અત્યંત ખતરનાક!

**મહારાજ** - હું તમને કંઈ આત્મહત્યા કરવાનું નથી કહી રહ્યો. તમે તેવું કરી પણ ન શકો. તમે માત્ર શરીરની હત્યા કરી શકો, તમે માનસિક પ્રક્રિયાને અટકાવી ન શકો, ન તો તમે તમારી જાતને જે વ્યક્તિ હોવાનું વિચારો છો તેનો અંત લાવી શકો. બસ માત્ર બિનપ્રભાવિત રહો. મન અને શરીરથી નિસ્બતહીન આ પૂર્ણ અલિપ્તતા એ જ ઉત્તમ પુરાવો છે કે તમારા સ્વરૂપના હાદસ્થાને તમે નથી તો શરીર કે નથી તો મન. એવું બને કે શરીર અને મન સાથે જે ઘટે છે તેમાં પરિવર્તન કરવું તમારી તાકાત બહારનું હોય, પરંતુ તમારી જાત શરીર કે મન હોવાની તમે જે કલ્પના કરો છો તેનો તમે હમેશાં અંત લાવી શકો છો. ભલે ગમે તે ઘટતું હોય તમારી જાતને યાદ દેવડાવતા રહો કે તમારું શરીર અને મન અસર પામે છે, નહીં કે તમારી જાત. જેને યાદ રાખવાની આવશ્યકતા છે તેને યાદ રાખવા બાબતે તમે જેટલા વધારે ઉત્કટ બનશો તેટલા જલદી તમે તમારી જેવી છે તેવી તે જાતથી જાગ્રત બનશો, કારણ કે સ્મૃતિ અનુભવ બનશે. ઉત્કટતા સ્વરૂપને છતું કરે છે. જે કંઈ જાતે જ તે પુરાવો છો. તે સિવાય તમારી પાસે બીજો કોઈ પુરાવો નથી કે ન હોઈ શકે. જાતે કલ્પિત અને ઈચ્છાપૂર્વકનું છે તે સાચુકલું બને છે - આમાં જ જોખમ તેમજ મુક્ત થવાનો ઉપાય રહેલો છે. મને એ કહો કે પરિવર્તનરહીત એવા સત્સ્વરૂપને આપના શરીર અને મનથી અલગ કરવા આપે કયાં પગલાં ભર્યાં છે?

**સાધક** - હું વ્યવસાયે તબીબી માણસ છું, હું ખાસ્સું એવું ભણ્યો છું, કસરતો અને વખતોવખતના ઉપવાસો વડે મારી જાત પર મેં ચુસ્ત શિસ્ત લાદી છે અને હું શાકાહારી છું.

**મહારાજ** - પરંતુ તમારા હૃદયમાં ઊંડે ઊંડે તમે શું ઈચ્છો છો?

**સાધક** - હું સત્યને પામવા ઈચ્છું છું.

**મહારાજ** - સત્ય માટે તમે શી કિંમત ચૂકવવા તૈયાર છો? કોઈ પણ કિંમત?

**સાધક** - સૈદ્ધાંતિક રીતે જોવા જઈએ તો હું કોઈ પણ કિંમત ચૂકવવા તેયાર છું, પરંતુ વાસ્તવિક જીવનમાં મારે વારંવાર એ રીતે વર્તવાનું બને છે જે મારી અને સત્યની વચ્ચે આવે છે. ઈચ્છાઓ મને તેમના પ્રવાહમાં તાણી જતી હોય છે.

**મહારાજ** - તમારી ઈચ્છાઓને એટલી બધી વધારો અને વ્યાપ્ત બનાવો કે તેની પૂર્તિ માત્ર સત્ય વડે જ થઈ શકે. ઈચ્છામાં કશુંયે ખોટું નથી, ખોટા છે તેની સંકીર્ણતા અને વામનતા. ઈચ્છા ભક્તિ છે. હૃદયપૂર્વક સત્યને, અસીમને, સ્વરૂપના શાશ્વત હૃદયને સમર્પિત રહો. ઈચ્છાને પ્રેમમાં રૂપાંતરિત કરો. તમે માત્ર સુખી થવાનું ઈચ્છો છો. તમારી સઘળી ઈચ્છાઓ - પછી ભલે તે ગમે તે હોય - સુખ માટેની તમારી તલપની અભિવ્યક્તિ છે. મૂળભૂત રીતે તો તમે તમારું ક્ષેમકુશળ ઈચ્છો છો.

**સાધક** - હું જાણું છું કે મારે તેવું ન ઈચ્છવું જોઈએ ...

# હું તે છું

**મહારાજ** - થોભો! કોણે કહ્યું કે તમારે તેવું ન ઈચ્છવું જોઈએ? સુખી થવાનું ઈચ્છવામાં ખોટું શું છે?

**સાધક** - જાતે વિદાય લેવી પડે, હું તે જાણું છું.

**મહારાજ** - પરંતુ જાત ત્યાં વિધમાન છે. તમારી ઈચ્છાઓ વિધમાન છે. સુખી થવાની તમારી તલપ વિદ્યમાન છે. એવું શા માટે કારણે કે તમે તમારી જાતને ચાહો છો. હૃદયપૂર્વક તમારી જાતને ચાહો - શાણપણભરી રીતે. ખોટું છે તમારી જાતને મૂર્ખાઈભરી રીતે ચાહવામાં, કે જેથી કરીને તમારે યાતના ભોગવવાનું બને છે. તમારી જાતને શાણપણભરી રીતે ચાહો. મોજમજા અને વિરક્તિ(સંયમભરી સાદગી) બન્નેનો હેતુ એક જ છે - તમારી જાતને સુખી કરવી. મોજમજા એ મૂર્ખાઈભરી રીત છે, જયારે વિરક્તિ શાણપણભરી રીત છે.

**સાધક** - વિરક્તિ એટલે શું?

**મહારાજ** - એક વાર તમે એક અનુભવમાંથી પસાર થયા બાદ ફરી તેમાંથી પસાર ન થવું તે વિરક્તિ છે. બિનજરૂરીનો ત્યાગ કરવો તે વિરક્તિ છે. સુખ કે દુઃખની અપેક્ષા ન રાખવી તે વિરક્તિ છે. પળે પળે સઘળું નિયંત્રણ હેઠળ હોવું તે વિરક્તિ છે . ઈચ્છા પોતે તો ખરાબ નથી. તે ખુદ જીવન છે, જ્ઞાન અને અનુભવમાં વૃદ્ધિ થાય તે માટેની તલપ છે. ભૂલ તો તમારી ખોટી પસંદગીઓમાં રહેલી છે. આહાર, જાતીય સમાગમ, સત્તા, કીર્તિ જેવી તુચ્છ બાબતો તમને સુખી કરશે તેવી કલ્પના કરવી એટલે પોતાની જાતને છેતરવી. સત્સ્વરૂપ જેવી વિરાટ અને ગહન બાબત જ તમને ખરેખર અને કાયમ માટે સુખી કરી શકે.

**સાધક** - જાત પ્રત્યેની ચાહનાની અભિવ્યક્તિ તરીકે ઈચ્છામાં મૂળભૂત રીતે કશુંયે ખોટું ન હોય તો પછી તેની સાથે કામ કઈ રીતે પાડવું?

**મહારાજ** - હમેશાં તમારી ગહનતમ જાતના હિતોને ધ્યાનમાં રાખો અને તમારું જીવન બુદ્ધિપૂર્વક જીવો. આખરે, તમે ખરેખર ઈચ્છો છો શું? ક્ષતિરહીત પૂર્ણતાને તો નહીં જ; તે તો તમે છો જ. તમે તો તમે જે છો તેને કાર્યમાં અભિવ્યક્ત કરવા ઈચ્છો છો. આ માટે તમારી પાસે શરીર અને મન છે. તેમને હાથ પર લો અને તમારી સેવામાં જોતરો.

**સાધક** - તેને ચલાવનાર કોણ છે? કોણે શરીર-મનને હાથ પર લેવાનાં છે?

**મહારાજ** - શુદ્ધ મન(ચિત્ત) આત્માનો વફાદાર સેવક છે. તે આંતર અને બાહ્ય ઉપકરણોનો હવાલો સંભાળે છે અને પોતાના હેતુઓને પાર પાડવામાં તેમને જોતરે છે.

**સાધક** - અને તે હેતુઓ શા છે?

**મહારાજ** - આત્મા વૈશ્વિક છે અને તેના લક્ષ્યો વૈશ્વિક છે. આત્મા માટે વૈયક્તિક જેવું કશુયે નથી. જીવનને વ્યવસ્થિત રીતે જીવો, પરંતુ તેને ખુદને જ લક્ષ્ય ન બનાવો. ઉચ્ચ સિદ્ધી માટેનું તે એક પ્રારંભબિંદુ હોવું જોઇએ.

**સાધક** - શું આપ મને વારંવાર ભારત આવવાની સલાહ આપો છો ખરા?

**મહારાજ** - જો તમે નિષ્ઠાવાન અને ઉત્કટ હો તો તમારે આમતેમ રઝળપાટ કરવાની આવશ્યકતા નથી. તમે જ્યાં ક્યાંય પણ હોવ છો ત્યાં સ્વરૂપમય જ હોવ છો અને તમે તમારો પોતાનો માહોલ સર્જો છો. એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરવાની ક્રિયા અને સ્થળાંતર તમારો ઉદ્ધાર નહીં કરે. તમે શરીર નથી અને શરીરને એક જગ્યાએથી બીજી જગ્યાએ ઢસડી જવાની ક્રિયા તમને ક્યાંય નહીં લઈ જાય. તમારું મન ત્રણ લોકમાં ભમવાને મુક્ત છે - તેનો ઉપયોગ કરો.

**સાધક** - જો હું મુક્ત હોઉં, તો પછી હું શરીરમાં શા માટે છું?

**મહારાજ** - તમે શરીરમાં નથી, શરીર તમારામાં છે! મન તમારામાં છે. તેઓ તમારામાં ઘટે છે, તમને ઘટે છે. તેઓ વિદ્યમાન છે, કારણ કે તમને તે રસપ્રદ લાગે છે. તેની પ્રકૃતિ જ એવી છે કે તે (જગતને) માણવાની અસીમ ક્ષમતા ધરાવે છે. તે ઉમંગ અને સ્નેહથી ભરી ભરી છે. તેની સમાધિના ક્ષેત્રમાં જે કુંઈ આવે છે તેના પર તે પોતાની પ્રભા રેલાવે છે અને તેમાંથી  કશાને પણ બાકાત નથી રાખતી. દુષ્ટતાને અને કુરૂપતાને તે જાણતી નથી, તે આશાવાદી છે, તે શ્રધ્દ્ધાવાન છે, તે પ્રેમાળ છે. તમારા પોતાના સત્સ્વરૂપને ન જાણીને તમે કેટલું બધું ચૂકી જાઓ છો તે તમે લોકો જાણતા નથી. નથી તો તમે શરીર કે નથી તો તમે મન, નથી તો તમે બળતણ કે નથી તો તમે અગ્નિ. પોતાના તિયમો પ્રમાણે તેઓ દશ્યમાન અને અદશ્યમાન થતાં રહે છે. જે તમે છો - એટલે કે તમારું સત્સ્વરૂપ - તેને તમે ચાહો છો, અને તમે જે કંઈ કરો છો, તે તમે તમારા પોતાના સુખ માટે કરો છો. તેને શોધવું, તેને જાણવું, તેમાં રાચવું તે તમારો મૂળભૂત આવેગ છે. યુગોથી તમે તમારી જાતને ચાહતા આવ્યા છો, પરંતુ ક્યારેય શાણપણભરી રીતે નહીં. આત્માની સેવામાં તમારા શરીર અને મનનો શાણપણભરી રીતે ઉપયોગ કરો, બસ તેટલું જ કરવાનું છે. તમારી પોતાની જાત પ્રત્યે નનિછાવાન અને વફાદાર રહો, પૂર્ણપણે તમારી જાતને ચાહો. એવો ડોળ ન કરો કે તમે અન્યોને તમારી જાત જેટલું જ ચાહો છો. જયાં સુધી તમે તેઓને તમારી જાત સાથે એકરૂપ નથી કરી દીધેલ ત્યાં સુધી તમે તેમને ન ચાહી શકો. તમે જે નથી તે હોવાનો ડોળ ન કરો, તમે જે છો તે હોવાની ના ન પાડો. અન્યો પ્રત્યેનો તમારો પ્રેમ એ આત્મજ્ઞાનનું પરિણામ છે, નહીં કે તેનું કારણ. આત્મસાક્ષાત્કાર વિના કોઈ સદ્ગુણ સાચો હોતો નથી. જયારે તમે લેશ માત્ર શંકા વિના એ જાણશો કે જે કંઈ છે તેમાં એક જ જીવન વહી રહ્યું છે અને તે જીવન તમે છો ત્યારે સઘળાને સ્વાભાવિક અને સહજપણે ચાહશો. જ્યારે તમને તમારી જાત પ્રત્યેના તમારા પ્રેમની ગહનતાનું અને છલોછલતાનું ભાન થાય છે ત્યારે તમે જાણો છો કે એકેએક સજીવ અને સમગ્ર વિશ્વ તમારા સ્નેહમાં સમાવિષ્ટ છે. પરંતુ જ્યારે તમે કોઈ પણ ચીજને તમારાથી અલગ જુઓ છો ત્યારે તમે તેને ચાહી નથી શકતા કારણ કે તમે તેનાથી બીઓ છો. વિચ્છેદન ભયને જન્મ આપે છે અને ભય વિચ્છેદનને ઓર ગહન બનાવે છે. તે એક વિષચક્ર છે. માત્ર આત્મસાક્ષાત્કાર જ તેને તોડી શકે. દઢતાપૂર્વક આત્માસાક્ષાત્કાર માટે લાગી પડો.

## તમારા મનને નિરખો [૪૭]

**સાધક** - પરમતત્ત્વની શોધમાં વ્યક્તિને તરત જ પોતાની અપૂર્ણતાનું ભાન થાય છે અને તેને માર્ગદર્શક કે ગુરુની આવશ્યકતા વર્તાય છે. આ બાબત અમુક શિસ્તને સૂચિત કરે છે કારણ કે તમે તમારા માર્ગદર્શક પર શ્રધ્દ્ધા રાખો અને તેની સલાહ અને સૂચનાને પૂર્ણપણે અનુસરો તેવી અપેક્ષા રાખવામાં આવે છે. પરંતુ સામાજિક તાકીદો અને દબાણો એટલાં બધાં ઉગ્ર હોય છે કે, વ્યક્તિગત ઈચ્છાઓ અને ભીતિઓ એટલી બધી શક્તિશાળી હોય છે કે આજ્ઞાંકિતતા માટે આવશ્યક એવાં મનની સાદાઈ અને રાજીપો હાથવગાં નથી થતાં. ગુરુ માટેની આવશ્યકતા અને તેમને પૂર્ણપણે આજ્ઞાંકિત રહેવા વચ્ચે સમતુલા કઈ રીતે જાળવવી?

**મહારાજ** - સમાજ અને સંજોગોના દબાણ હેઠળ જે કરવામાં આવે છે તેનું ખાસ કંઈ એટલું બધું મૂલ્ય નથી, કારણ કે તે મોટે ભાગે યાંત્રિક હોય છે, આઘાત સામે પ્રત્યાઘાત રૂપે હોય છે. જે કંઈ ચાલી રહ્યું

છે તેનાથી પોતાની જાતને સાવ જ અલિપ્ત કરવા પોતાની જાતને અનાસક્તપણે નિરખવી પુરતું છે. ધ્યાન આપ્યા વિના જે કંઇ અંધપણે કરવામાં આવ્યું છે તે વ્યક્તિના કર્મમાં ઉમેરો કરી શકે, તે સિવાય તેનું ભાગ્યે જ અન્ય કોઈ મહત્ત્વ છે. ગુર માત્ર એક ચીજની માગણી કરે છે – હેતુની સ્પષ્ટતા અને તીવ્રતા, પોતાની જાત પ્રત્યેની જવાબદારીનું ભાન. જગતની વાસ્તવિક્તા સામે જ પ્રશ્ન ખડો કરવો પડે. આખરે, ગુરુ છે કોણ? તે એ છે જે એવી અવસ્થાને જાણે છે જેમાં નથી તો જગત કે નથી તો તેનો વિચાર, તે પરમાત્મા છે. તેમને શોધવા એટલે એ અવસ્થાએ પહોંચવું જેમાં કલ્પનાને વાસ્તવિકતા તરીકે નથી જોવામાં આવતી. કૃપા કરી એ સમજો કે ગુરુ એટલે જ વાસ્તવિકતા, ગુરુ એટલે જ સત્ય, ગુરુ એટલે જ જે છે તે. ઉચ્ચતમ શબ્દોમાં વ્યક્ત કરવા જઈએ. તો તેઓ વાસ્તવવાદી છે. મન અને તેની ભ્રમણાઓ સાથે તેઓ કદીયે સમાધાન ન સાધી શકે, કદીયે સમાધાન નહીં સાધે. તેઓની પધરામણી તમને વાસ્તવની, સત્યની પ્રતીતિ કરાવવા માટે છે, અન્ય કશુંયે કરે તેવી તેમની પાસે તમે અપેક્ષા ન રાખો. તમારા મનમાં જે ગુરુની કલ્પના છે કે જે માહિતી અને સૂચનાઓ આપે છે તે ખરા ગુરુ નથી. ખરા ગુરુ તો એ છે જે આભાસી ઝાકઝમાળની પેલે પાર રહેલા સત્યને જાણે છે. તેમના માટે તમારા આજ્ઞાંકિતતા અને શિસ્ત વિશેના પ્રશ્નોનો કોઈ જ અર્થ નથી, કારણ કે તેમની દષ્ટિએ તમે તમારી જાતને જે સમજો છો તેવી કોઈ વ્યક્તિ અસ્તિત્વ જ નથી ધરાવતી. તમારા પ્રશ્નો અસ્તિત્વ ન ધરાવતી વ્યક્તિ માટેના છે. તમારા માટે જે અસ્તિત્વ ધરાવે છે તે તેમના માટે અસ્તિત્વ નથી ધરાવતું. તમે જેના અસ્તિત્વને સ્વીકારી લો છો તેને તેઓ સાવ જ નકારે છે. તેઓ તમને જે રીતે જુએ છે તે રીતે તમે તમારી જાતને જુઓ તેવું તેઓ ઈચ્છે છે . તો પછી તમારે આજ્ઞા માનવા માટે અને અનુસરવા માટે ગુરુની આવશ્યકતા નહીં રહે, કારણ કે પછી તમે તમારી પોતાના જ સત્યની આજ્ઞાને માનશો અને તેને અનુસરશો. સમજો કે તમે તમારી જાતને જે કંઈ હોવાનું વિચારો છો તે માત્ર ઘટનાઓની શૃંખલા જ છે; જયારે સઘળું ઘટે છે, આવે છે અને જાય છે ત્યારે પરિવર્તનશીલની વચ્ચે તમે જ માત્ર એક અપરિવર્તનશીલ છો, અનુમાનિતોની વચ્ચે તમે જ એક માત્ર સ્વયંસ્પષ્ટ છો. અવલોક્યને અવલોકનક્તાથી અલગ પાડો અને ખોટા તાદાત્મ્યોનો ત્યાગ કરો.

**સાધક** - સત્યને પામવા વ્યક્તિએ માર્ગમાં જે કંઈ આવતું હોય તેનો ત્યાગ કરવો જોઈએ. તો બીજી તરફ જે તે સમાજમાં ટકી રહેવાની જરૂરીયાત વ્યક્તિને ઘણી બધી બાબતો કરવાની અને સહેવાની ફરજ પાડતી હોય છે. સત્યને પામવા વ્યક્તિએ શું પોતાના વ્યવસાયનો અને સામાજિક દરજ્જાનો પણ ત્યાગ કરવો આવશ્યક છે?

**મહારાજ** - તમારું કામ કરતા રહો. જ્યારે તમને કોઈ પળ નવરાશની મળે ત્યારે તમારી અંદર ઝાંખો. મહત્ત્વનું એ છે કે જયારે કોઈ તક આવીને ખડી રહે ત્યારે તમે તેને ચૂકી ન જાઓ. જો તમે નિષ્ઠાવાન અને ઉત્કટ હશો તો તમે તમારી નવરાશનો ભરચક ઉપયોગ કરશો. તેટલું પૂરતું છે.

**સાધક** - બિનઆવશ્યકનો ત્યાગ કરીને આવશ્યકને ગ્રહણ કરવાની મારી શોધમાં શું સર્જનાત્મક જીવનવ્યવહારને કોઈ સ્થાન છે ખરું? ઉદાહરણ તરીકે, મને ચિત્રકામ કરવું ગમે છે. મારો નવરાશનો સમય હું ચિત્રકામને સમર્પિત કરું તો શું મને તેથી કોઈ ફાયદો થશે ખરો?

**મહારાજ** - ભલે તમારે ગમે તે કામ કરવું પડે, પરંતુ તમારા મનને નિરખતા રહો. વળી તમારી પાસે આંતરિક શાંતિ અને નિશબ્દતાની ક્ષણો પણ હોવી આવશ્યક છે, કે જ્યારે તમારું મન સાવ જ મૌન હોય. જો તે તમે ચૂકી જતા હો તો, તમે આખી વાતને જ ચૂકી જાઓ છો. જો તમે તે નહીં ચૂકતા હો તો મનનું મૌન અન્ય સઘળાનો વિલય કરશે અને તેને શોષી લેશે.

તમારી તકલીફ એ વાતમાં રહેલી છે કે તમે સત્યને ઈચ્છો પણ છો અને સાથોસાથ તેનાથી બીઓ પણ છો. તમે તેનાથી બીઓ છો કારણ કે તમે તેને જાણતા નથી. પરિચિત બાબતો જાણીતી હોય છે,

તમને તેમની સાથે સલામતી અનુભવાતી હોય છે. અજ્ઞાત અજાણ્યું - અનિશ્ચિત - હોય છે, અને માટે જોખમી હોય છે. પરંતુ સત્યને જાણવું એટલે તો તેની સાથે સંવાદિતામાં હોવું. અને સંવાદિતામાં ભયને કોઈ જ સ્થાન નથી. શિશુ તેના શરીરને જાણતું હોય છે, પરંતુ શરીર-આધારિત કોઈ ભેદોને નથી જાણતું હોતું. તે બસ માત્ર ચેતનવંતુ હોય છે અને ખુશ હોય છે. આખરે, તે જ તો તેના જન્મવાનો હેતુ હતો. હલું - તેની જે મજા છે, તે જ તો સ્વપ્રેમનું સરળમાં સરળ સ્વરૂપ છે, જે આગળ જતાં વૃદ્ધિ પામીને આત્મનો પ્રેમ બને છે. શરીર અને આત્મા વચ્ચે કંઈ જ ન આવતું હોય તેવા શિશુ જેવા રહો - જ્યાં ચૈતસિક જીવનનો એકધારો ઘોંઘાટ ગેરહાજર હોય છે. ગહન મૌનમાં આત્મા શરીરનું ચિંતન કરે છે. તે એ કોરા કાગળ જેવી દશા છે જેના પર હજુ કશુંયે લખવામાં નથી આવ્યું. આ કે તે હોવાનો પ્રયત્ન કરવાને બદલે તે રઈ તેહું છું બાળક જેવા રહો, હોવ/થી ખુશ રહો. ચૈતન્યના વિસ્તારના તમે એક પૂર્ણપણે જાગ્રત સાક્ષી હશો. પરંતુ તમારી અને તે વિસ્તાર વચ્ચે કોઈ લાગણીઓ અને ખ્યાલો ન આવવાં જોઈએ.

**સાધક** - નર્યા હોવા માત્રથી સંતુષ્ટ હોવું તે કાળક્ષેપ માટેની સૌથી સ્વાર્થી રીત લાગે છે.

**મહારાજ** - સ્વાર્થી બનવા માટેની સૌથી યોગ્ય રીત! આત્મા સિવાય અન્ય સઘળાનો કોઈ પણ હિસાબે ત્યાગ કરી સ્વાર્થી બનો. જયારે તમે આત્મા સિવાય અન્ય કશાને નથી ચાહતા ત્યારે તમે સ્વાર્થી અને નિસ્વાર્થી હોવાને પેલે પાર જતા રહો છો. સઘળા ભેદો તેમના અર્થો ગુમાવી બેસે છે. કોઈને પણ કરવામાં ન આવતા અને કોઈને પણ નકારવામાં ન આવતા વિશુધ્ધ અને સરળ પ્રેમમાં એકનો પ્રેમ અને સઘળાનો પ્રેમ એક થઈ જાય છે. તે પ્રેમમાં મુકામ કરો, તેમાં ઊંડા અને ઊંડા ઉતરો, તમારી જાતને તપાસો અને તે તપાસને ચાહો અને તમે માત્ર તમારી જ સમસ્યાઓને નહીં પરંતુ સમગ્ર માનવજાતની સમસ્યાઓને પણ હલ કરશો. તમારા જાણવામાં આવશે કે શું કરવું. છીછરા પ્રશ્નો ન પૂછો; તમારી જાતને તમાર સ્વરૂપની મૂળભૂત બાબતો પર, બુનિયાદી બાબતો પર કામે લગાડો.

**સાધક** - મારા માટે મારા આત્મસાક્ષાત્કારને ઝડપી બનાવવાની કોઈ રીત છે ખરી?

**મહારાજ** - હા વળી, કેમ નહીં.

**સાધક** - આ ઝડપ વધારવાનું કામ કોણ કરશે? શું મારા માટે તે આપ કરશો

**મહારાજ** - નહીં તો તે તમે કરો, કે નહીં તો તે હું કરીશ. બસ તે આપોઆપ જ થશે.

**સાધક** - તે તો મારી અહીં આવવાની ક્રિયાએ જ પુરવાર ક્યું છે. શું આ ઝડપ સત્સંગને કારણે આવી છે? જ્યારે હું ગઈ વખતે અહીંથી ગયો હતો ત્યારે મેં પાછા આવવાની આશા રાખી હતી. અને હું પાછો આવ્યો! અને હવે હું અકળાવ છું કે મારે આટલા જલદી ઇંગ્લેન્ડ જવા નીકળી જવું પડે છે.

**મહારાજ** - તમે નવજાત શિશુ જેવા છો. તે પહેલેથી જ હતું, પરંતુ તેને પોતાના હોવાનું ભાન નહોતું. તેના જન્મ સમયે તેનામાં એક જગત ઉદ્‌ભવ્યું, અને તે સાથે હોવાની સભાનતા પણ. હવે તમારે માત્ર તમારી સભાનતામાં વૃદ્ધિ પામવાનું છે, બસ એટલું જ કરવાનું છે. તે બાળક જગતનો રાજા છે - જ્યારે તે મોટું થાય છે ત્યારે પોતાના રાજયનો હવાલો સંભાળી લે છે. કલ્પના કરો કે તેના બાળપણમાં તે ગંભીર બિમારીમાં પટકાયું અને દાક્તરે તેને સાજું કર્યું. શું તેનો અર્થ એવો થયો કે દાક્તરને કારણે તે તેના રાજ્યનો માલિક છે? દાક્તર તો ઘણાં પરિબળોમાંનું માત્ર એક પરિબળ હતું, એટલું જ. અન્ય ઘણાંયે પરિબળો હતાં કે જેમનો પણ તેના સાજા થવામાં ફાળો હતો. પરંતુ મુખ્ય પરિબળ, સૌથી મહત્ત્વનું પરિબળ તો રાજાના દીકરા તરીકે જન્મવાની હકીકતનું હતું. તે જ રીતે, એવું બને કે ગુરુ મદદ કરે. પરંતુ મહત્ત્તતી બાબત કે જે મદદરૂપ થાય છે તે તો અંદર સત્યને ધરાવવું તે છે. તે બહાર આવવા જોર લગાવશે જ. તમારા અહીં આવવાની

ક્રિયાએ ચોક્કસ તમને મદદ કરી છે. તે જ માત્ર એક બાબત નથી કે જે તમને આગળ જતાં મદદ કરનાર છે. મુખ્ય બાબત છે તમારું પોતાનું સ્વરૂપ. તમારી નિષ્ઠા અને ઉત્કટતા જ તેની સાહેદી પૂરે છે.

**સાધક** - હું કોઈ વ્યવસાય કરતો હોઉં તો તેનો અર્થ શું એવો કરવો કે હું નિષ્ઠાવાન અને ઉત્કટ નથી?

**મહારાજ** - મેં તમને કહી તો દીધું. જ્યાં સુધી તમે તમારી જાતને શાંતિની પુષ્કળ ક્ષણોમાં અવારનવાર ડૂબાડતા રહેશો ત્યાં સુધી તમે તમારા અતિ આદરણીય વ્યવસાયને સલામતીપૂર્વક કરી શકો છો. આંતરિક શાંતિની - મૌનની - આ ક્ષણો અચૂકપણે સઘળા વિઘ્નોને બાળીને રાખ કરી દેશે. તેની કાર્યક્ષમતા પર શંકા ન કરો. અજમાવી જુઓ.

**સાધક** - મેં અજમાવી પણ જોયું!

**મહારાજ** - કદીયે પ્રમાણિકપણે નહીં, કદીયે સ્થિરપણે નહીં. જો તેમ કર્યું હોત તો તમે આ પ્રશ્નો ન પૂછતા હોત. તમે પૂછી રહ્યા છો કારણ કે તમે તમારી પોતાની બાબતે ખાતરીબધ્ધ નથી. અને તમે તમારી પોતાની જાત બાબતે ખાતરીબધ્ધ નથી કારણ કે તમે કદીયે તમારી જાત પર ધ્યાન નથી આપ્યું, માત્ર તમારા અનુભવો પર જ ધ્યાન આપ્યું છે. સઘળા અનુભવની પેલે પાર તમારી પોતાની જાતમાં રસ ધરાવો, તમારી જાત સાથે રહો, તમારી જાતને ચાહો; આખરી સલામતી માત્ર આત્મજ્ઞાનમાં જ અનુભવવા મળે છે. મુખ્ય બાબત છે નિષ્ઠા અને ઉત્કટતા. તમારી જાત સાથે પ્રમાણિક રહો અને કોઈ ચીજ તમને દગો નહીં દે. સદ્ગુણો અને સત્તાઓ તો બાળકોને રમવા માટેનાં રમકડાં માત્ર છે. જગતમાં તેઓ ઉપયોગી છે, પરંતુ તેમાંથી તમને બહાર નથી કાઢતા. પેલે પાર જવા તમારે જરૂર છે સતર્ક અડગતાની, મૌન ધ્યાનની.

**સાધક** - પછી વ્યક્તિના ભૌતિક અસ્તિત્વનું શું થાય છે?

**મહારાજ** - તમે તંદુરસ્ત હોવ છો ત્યાં સુધી આગળ અને આગળ જીવતા રહો છો.

**સાધક** - આંતરિક અડગતાવાળું આ જીવન શું વ્યક્તિના આરોગ્યને અસર નહીં કરે?

**મહારાજ** - તમારું શરીર એ આહારનું રૂપાંતરણ છે. જેવો તમારો ખોરાક - સ્થૂળ કે સુક્ષ્મ – તેવું તમારું આરોગ્ય હશે.

**સાધક** - અને જાતીય આવેગનું શું થાય છે? તેને કઇ રીતે અંકુશમાં રાખી શકાય?

**મહારાજ** - જાતીય આવેગ તે એક અર્જિત આદત છે. તેની પેલે પાર જાઓ. જ્યાં સુધી તમારું ધ્યાન શરીર પર કેન્દ્રિત હશે ત્યાં સુધી તમે આહાર અને જાતીય આવેગના, ભય અને મૃત્યુના તાબામાં રહેશો. તમારી જાતને પામો અને મુક્ત થાઓ.

## જાગ્રતિ(સમાધિ) મુક્ત છે [૪૮]

**સાધક** - હું બસ રમણઆશ્રમથી આવ્યો જ છું. મેં ત્યાં સાત મહિના પસાર કર્યા છે.

**મહારાજ** - તે આશ્રમમાં તમે કઇ સાધના કરી રહ્યા હતા?

**સાધક** - મારાથી શક્ય બનતું હતું ત્યાં સુધી હું “હું કોણ છું?' પર એકાગ્રતા સાધતો હતો.

**મહારાજ** - તમે તે કઇ રીતે કરી રહ્યા હતાર્ં શાબ્દિક રીતે?

# હું તે છું

**સાધક** - દિવસની ચર્યા દરમિયાન મારી નવરાશની પળોમાં. કેટલીક વાર હું "હું કોણ છું?" "હું છું ખરો, પરંતુ હું કોણ છું' એમ ગણગણ્યે રાખતો હતો. અથવા તો હું તે મનોમન રટતો હતો. પ્રસંગોપાત્ત મને કોઈ મજાની લાગણી પણ થતી હતી, અથવા તો શાંતિભર્યા સુખના મિજાજમાં સરકી પડતો હતો. અનુભવો માટે પ્રયાસ કરવા કરતાં હું એકંદરે હું શૂન્યમનસ્ક રહેવાનો પ્રયત્ન કરતો હતો, ગ્રહણશીલ બનવાનો પ્રયત્ન કરતો હતો.

**મહારાજ** - તમે જયારે સાચા ભાવમાં મગ્ન હતા ત્યારે ખરેખર તમે શું અનુભવી રહ્યા હતા?

**સાધક** - આંતરિક સ્વસ્થતા, શાંતિ અને મોનના ભાવને.

**મહારાજ** - શું તમે તમારી જાતને મૂર્છિત બનતી અનુભવી હતી?

**સાધક** - હા, પ્રસંગોપાત્ત અને ખૂબ જ ટૂંકા સમયગાળા માટે. તે સિવાય બાહ્ય કે આંતરિક રીતે હું બસ શાંત હતો.

**મહારાજ** - તે ક્યા પ્રકારની શાંતિ હતી? ગહન નિદ્રા જેવું કશુંક, અને તેમ છતાંયે સઘળો સમય સભાન. એક જાતની જાગ્રતિભરી નિદ્રા.

**સાધક** - હા. સભાન નિદ્રા, જાગૃત સુષુપ્તિ.

**મહારાજ** - મુખ્ય વાત નકારાત્મક લાગણીઓથી - વાસના, ભય વગેરે વગેરે, મનના ષડ રિપુઓથી - મુક્ત રહેવાની છે. એક વાર મન તેમનાથી મુક્ત થયું કે બાકીનું બધું સરળતાથી ઠેકાણે આવી જશે. જે રીતે સાબુના પાણીમાં રાખેલું કપડું ચોખ્ખું થઈ જતું હોય છે, તે જ રીતે મન વિશુદ્ધ લાગણીના ઝરણામાં વિશુદ્ધ થઈ જશે.

જ્યારે તમે શાંતપણે બેસીને તમારી જાતને નિરખો ત્યારે એવું બને કે સઘળા પ્રકારની બાબતો સપાટી પર આવે. તેમને કંઈ જ ન કરો, તેમને કોઈ પ્રત્યાઘાત ન આપો; જે રીતે તે આવી છે તે જ રીતે તે જતી રહેશે, આપોઆપ જ. મહત્ત્વની વાત છે ધ્યાનાવસ્થાની , પોતાની જાત પ્રત્યેની પૂર્ણ સભાનતાની , અથવા વધારે તો પોતાના મનની પૂર્ણ જાગૃતિની.

**સાધક** - 'જાત'ને, એટલે આપ શું એવું કહેવા માગો છો કે રોજબરોજની જાતને?

**મહારાજ** - હા, એ વ્યક્તિ - એ જાત - કે જે જ માત્ર વસ્તુલક્ષીપણે અવલોકનક્ષમ છે. અવલોક્નકર્તા અવલોકનની પેલે પાર છે. જે અવલોકનક્ષમ છે તે કંઈ પેલી વાસ્તવિક - સાચી – જાત નથી.

**સાધક** - હું હમેશાં અવલોકનકર્તાને અવલોકી શકું છું, મૂળ અવસ્થાએ પાછી દોરી જતી અનંત શુંખલા રૂપે.

**મહારાજ** - તમે અવલોકનને અવલોકી શકો, પરંતુ અવલોકનકર્તાને નહીં. પ્રત્યક્ષ અંતઃસૂઝથી, નહીં કે અવલોકન પર આધારિત તાર્કિક પ્રક્રિયા વડે, તમે જાણો છો કે તમે જ આખરી અવલોકનકર્તા છો. તમે જે છો તે તમે છો, પરંતુ તમે જાણો છો કે તમે શું નથી. આત્મા સ્વરૂપ તરીકે જણાય છે, અનાત્મા અનિત્ય તરીકે જણાય છે. પરંતુ વાસ્તવમાં તો આ સઘળું મનમાં છે. અવલોક્ય, અવલોકન અને અવલોકનકર્તા તે તો મનની નીપજ છે. છે તો માત્ર આત્મા જ.

**સાધક** - મન શા માટે આ બધા ભેદો - વિભાજનો - સર્જે છે?

**મહારાજ** - મનની તો પ્રકૃતિ જ છે કે વિભાજિત કરવું અને વિશેષતા બક્ષવી. વિવિધતામાં કશુંયે નુકસાન નથી. પરંતુ અલગતા હકીકતથી વિરુદ્ધમાં જાય છે. વસ્તુઓ અને લોકો વિવિધ છે, પરંતુ તેઓ એકબીજાથી અલગ નથી. પ્રકૃતિ એક છે, વાસ્તવિકતા (સત્ય) એક છે. વિરોધીઓ છે, પરંતુ કોઈ વિરોધ નથી.

# હું તે છું

**સાધક** - મને હું પ્રકૃતિએ ખૂબ જ ક્રિયાશીલ (રજોગુણી) લાગું છું. અહીં મને પ્રવૃતિથી દૂર રહેવાની સલાહ આપવામાં આવે છે. જેટલો વધારે હું નિષ્ક્રીય રહેવાનો પ્રયત્ન કરું છું તેટલો વધારે જોરદાર અંદરથી કશુંક કરવાનો ધક્કો આવે છે. આ બાબત મને માત્ર બહારથી જ સક્રીય બનાવે છે તેટલું જ નહીં પરંતુ અંદરખાને હું સ્વભાવે જે નથી તે બનવાની મથામણમાં પણ મને જોતરે છે. પ્રવૃત્તિ કરવાની તલપ સામે કોઇ ઉપાય ખરો?

**મહારાજ** - કાર્ય અને માત્ર પ્રવૃત્તિ વચ્ચે તફાવત છે. પુરી કુદરત કાર્ય કરે છે. કાર્ય કરવું તે પ્રકૃત્તિ છે, પ્રકૃત્તિ એટલે કાર્ય કરવું તે છે. તો બીજી તરફ, પ્રવૃત્તિ ઈચ્છા અને ભય પર આધારિત છે, કોઇક વસ્તુની માલિકી ધરાવવી અને તેને માણવી તેના પર આધારિત છે, દુઃખ અને વિનાશના ભય પર આધારિત છે. સઘળા માટે સઘળા વડે થતું હોય તે કાર્ય, પોતાના વડે પોતાના વડે થતી હોય તે પ્રવૃત્તિ.

**સાધક** - પ્રવૃત્તિની સામે કોઈ ઉપાય ખરો?

**મહારાજ** - તેને નિરખો અને તે બંધ થઈ જશે. તમે બંધનમાં છો તે તમારી જાતને યાદ દેવડાવવા એકેએક તકનો ઉપયોગ કરો, તમારી પર જે કંઈ વીતી રહ્યું છે તે તમારા શારીરિક અસ્તિત્વની હકીકતને કારણે છે. ઈચ્છા, ભય, તકલીફ, આનંદ - આ બધાં ઉદ્ભવી જ ન શકે સિવાય કે વિદ્યમાન થવા માટે તમે હાજર ન હોવ. તેમ છતાંયે, જે કંઈ ઘટે છે તે તમારા અનુભવ કરનારા કેન્દ્રના અસ્તિત્વ ભણી અંગૂલીનિર્દેશ કરે છે. આ અંગૂલીનિદેશોને ધ્યાન પર ન લો અને તેઓ જે બાબતોનો નિદેશ કરે છે તેના પ્રત્યે જાગૃત થાઓ. તે સાવ સરળ છે, પરંતુ તે કરવું આવશ્યક છે. મહત્ત્વની વાત છે તમારો ખંત જેના કારણે તમે ફરી ફરી તમારી જાત પર પાછા ફરતા રહો છો.

**સાધક** - એવું ચોક્કસ બને છે કે મારી જાતમાં ગહનપણે ડૂબી જવાની વિશિષ્ટ અવસ્થાઓમાં હું પ્રવેશતો હોઉં છું, પરંતુ અણધારી રીતે જ અને તે પણ ક્ષણભર માટે જ. આવી અવસ્થાઓ જાણે મારા અંકુશમાં ન હોય તેવું મને લાગતું હોય છે.

**મહારાજ** - શરીર દ્રવ્યનું બનેલું છે અને તેમાં પરિવર્તન આવતા સમય લાગતો હોય છે. જયારે મન તે માનસિક આદતોના જૂથ સિવાય, વિચારવાની અને અનુભવવાની રીતો સિવાય અન્ય કશુંયે નથી, અને તેમાં પરિવર્તન લાવવા તેમને સપાટી પર લાવવાં જ પડે અને તેમને તપાસવાં જ પડે. આ પણ સમય લે છે. બસ સંકલ્પ કરો અને ખંતથી વળગી રહો, બાકીનું આપોઆપ ઘટશે.

**સાધક** - શું કરવું આવશ્યક છે તેનો મને સ્પષ્ટ ખ્યાલ હોય તેવું લાગે છે, પરંતુ મને હું થાકી જતો હોઉં, હતાશ થતો હોઉં અને માણસનો સંગાથ ઈચ્છતો હોઉં અને તેમ કરીને જાણે સમયનો દુર્વ્યય કરતો હોઉં તેવું લાગે છે અને આ સમય મારે એકાંત અને ધ્યાનને આપવો જોઈએ તેવું લાગે છે.

**મહારાજ** - તમને જે કંઈ કરવા જેવું લાગે તે કરો. તમારી જાતને કશું પરાણે ન કરાવો. હિંસા તમને કઠોર અને અક્કડ બનાવશે. તમારા માર્ગમાં તમને વિધ્નો જેવું લાગે છે તેની સામે લડાઈ ન કરો. બસ તેમાં રસ ધરાવો, તેમને નિરખો, અવલોકો, તેને તપાસો. જે કંઈ - શુભ કેઅશુભ.

**મહારાજ** - બને તેને બનવા દો. પરંતુ જે કંઈ બને તેના વડે તમારી જાતને લેપાવા ન દો.

**સાધક** - સઘળો સમય પોતાની જાતને પોતે એક નિરખનાર છે તેવું યાદ દેવડાવતા રહેવા પાછળનો હેતુ શું છે?

**મહારાજ** - મને એ જાણવું જ પડે કે ગતિશીલ મનની પેલે પાર સમાધિની એક પપશ્ચાદ્ભૂ છે જે પરિવર્તન નથી પામતી. મને સત્સ્વરૂપને જાણવું જ પડે અને તેને આદર આપવો જ પડે અને જે રીતે સુર્યગ્રહણ સમયે ચંદ્ર સુર્યને ઢાંકી દેતો હોય છે તે રીતે મને સત્સ્વરૂપને ઢાંકો દેવાનું બંધ કરવું જ પડે. એટલું સમજો કે અવલોક્ય એવું કશુંયે, કે અનુભવી શકાય તેવું કશુંયે તમે નથી, કે તેવું કશુયે તમને બાંધતું નથી. જે તમે નથી, તમારી જાત નથી તેવા કશાની નોધ ન લો.

# હું તે છું

**સાધક** - આપ મને જે કહો છો તે કરવા માટે તો મારે એકધારું જાગ્રત રહેવું પડે.

**મહારાજ** - સમાધિમય રહેવું એટલે જ જાગ્રત રહેવું. અજાગ્રત એટલે નિદ્રાગ્રસ્ત. ગમે તેમ પણ તમે સમાધિમાં જ છો, સમાધિમય રહેવા તમારે પ્રયત્ન કરવો આવશ્યક નથી. જો તમારે કશુંયે કરવાની જરૂપ હોય તો તે એ છે કે જાગ્રત હોવાની ક્રિયાથી જાગ્રત રહો. પ્રયત્નપૂર્વક અને સભાનપણે જાગ્રત રહો, સમાધિના ક્ષેત્રને વિસ્તારો અને ઊંડું કરો. તમે સદાયે મનથી સભાન હોવ છો, પરંતુ તમારી જાતના સભાન હોવાની ક્રિયાથી જાગ્રત નથી હોતા.

**સાધક** - મારી સમજ પ્રમાણે આપ “મન', “ચૈતન્ય”, “જાગ્રતિ' શબ્દોને સ્પષ્ટ અર્થો બક્ષો છો.

**મહારાજ** - તેને આ રીતે જુઓ. મન અવિરતપણે વિચારો પેદા કરે છે, તમે તે વિચારો પર કોઈ ધ્યાન નથી આપતા ત્યારે પણ. મનમાં શું ચાલી રહ્યું છે તે જ્યારે તમે જાણતા હોવ છો ત્યારે તમે તેને સભાનતા કહો છો. આ તમારી જાગ્રત અવસ્થા છે - તમારી ચેતના એક સંવેદના પરથી બીજી સંવેદના પર, એક અનુભવ પરથી બીજા અનુભવ પર, એક ખ્યાલથી બીજા ખ્યાલ પર અનંતપણે ગતિ કરતી રહે છે. પછી આવે છે જાગ્રતિ - પૂરા ચૈતન્યમાં, મનની સમગ્રતામાં પ્રત્યક્ષ દષ્ટિપાત્ત. મન એક નદી જેવું છે જે શરીરના પટમાં અવિરતપણે વહેતું રહે છે; એકાદ ક્ષણ માટે તમે કોઈ તરગ સાથે તાદાત્મ્ય સાધો છો અને તેને “મારો વિચાર' કહો છો. તમે જો કશાથીયે સભાન હો તો તે તમારા મનથી છો; સમગ્ર ચેતનાથી એકંદરે સભાન હોવું એટલે જાગ્રતિ.

**સાધક** - દરેક જણ ચેતનવંતુ હોય છે; પરંતુ દરેક જણ કંઈ જાગ્રત નથી હોતું.

**મહારાજ** - એવું ન કહો કે “દરેક જણ ચેતનવંતુ છે'. એમ કહો કે “ચૈતન્ય છે', જેમાં સઘળું દૃશ્યમાન(આભાસિત) અને અદશ્યમાન(અનાભાસિત) થાય છે. ચૈતન્યના મહાસાગર પર આપણાં મન તરંગો માત્ર છે. તરંગો તરીકે તેઓ આવતાં જતાં રહે છે. મહાસાગર તરીકે તેઓ અસીમ અને શાશ્વત છે. તમારી જાતને હોવાના મહાસાગર તરીકે, સઘળા અસ્તિત્વના ગર્ભ તરીકે જાણો. અલબત્ત આ સઘળાં રૂપકો જ છે, વાસ્તવિકતા તો અવણનીય છે. તે બનીને જ, તે હોઈને જ તમે તેને જાણી શકો.

**સાધક** - તેની શોધ શું તકલીફ લેવાને પાત્ર છે?

**મહારાજ** - તેના વિના સઘળું તક્લીફ જ છે . જો તમે શાણપણભરી રીતે, સર્જનાત્મકપણે અને સુખેથી જીવવા ઈચ્છતા હોવ અને સૌ સાથે મળી સમૃદ્ધેના અખૂટ ખજાનાઓ ભોગવવા ઈચ્છતા હોવ તો તમે જે છો તેની શોધ ચલાવો.

મન જયારે શરીરમાં અને ચેતના જયારે મનમાં કેન્દ્રિત હોય છે ત્યારે જાગ્રતિ મુક્ત હોય છે. શરીરને તેના આવેગો છે અને મનને તેનાં સુખો અને દુ:ખો છે. જાગ્રતિ અલિપ્ત અને અડગ છે. ઈચ્છા અને ભય વિના તે સુબોધ, સ્ફુટ, શાંત, સતર્ક અને બીકવિહોણી હોય છે. તમારા સત્સ્વરૂપ તરીકે તેના પર ધ્યાન કરો અને તમારા રોજબરોજના જીવનમાં તે હોવાનો પ્રયત્ન કરો અને તમને તેનો તેની સમગ્રતામાં સાક્ષાત્કાર થશે. જે કંઈ બને છે તેમાં મનને રસ હોય છે, જ્યારે જાગ્રતિને તો મનમાં ખુદમાં જ રસ હોય છે. બાળક રમકડામાં રત છે, પરંતુ માતાનું ધ્યાન તો બાળક પર જ છે, નહીં કે રમકડા પર. અથાકપણે જોતાં રહીને, હું સાવ રિક્ત થઈ ગયો અને તે રિક્તતાને પામતાં મન સિવાયનું સઘળું ફરી મને પ્રાપ્ત થયું. હું અનુભવું છું કે મેં મનને કાયમને માટે ગુમાવ્યું છે.

**સાધક** - અત્યારે જ્યારે આપ અમારી સાથે વાત કરી રહ્યા છો ત્યારે શું આપ અચેતન છો, અભાન છો?

# હું તે છું

**મહારાજ** - નથી તો હું અભાન કે નથી તો હું સભાન. હું મન અને તેની વિવિધ અવસ્થાઓ અને પરિસ્થિતિઓની પેલે પાર છું. ભેદો મન વડે સર્જવામાં આવે છે અને તે માત્ર મનને જ લાગુ પડે છે. હું વિશુધ્ધ ચેતના પોતે જ છું, જે કંઇ છે તેની વણતૂટી જાગ્રતિ છું. તમારી અવસ્થાઓ કરતાં હું વધારે વાસ્તવિક અવસ્થામાં છું. વ્યક્તિને રચતાં ભેદો અને અલગતાઓથી હું અવિચલિત છું. જ્યાં સુધી શરીર ટકી રહે છે ત્યાં સુધી તેને અન્ય સૌ શરીરો માફક વિવિધ આવશ્યકતાઓ રહે છે, પરંતુ માનસિક પ્રક્રિયાનો અંત આવી ગયો હોય છે.

**સાધક** - કોઈ વિચાર કરતી વ્યક્તિ માફક આપ વર્તો છો.

**મહારાજ** - કેમ નહીં? પરંતુ મારા પાચન માફક મારું વિચારવું અભાન અને હેતુપૂર્ણ છે.

**સાધક** - જો આપનું વિચારવું અભાન હોય તો પછી આપ એ કઇ રીતે જાણો છો કે તે યોગ્ય છે, સાચું છે?

**મહારાજ** - નથી તો કોઇ ઈચ્છા કે નથી તો તેને અવરોધનાર કોઇ ભય. તો પછી કઇ બાબત તેને અયોગ્ય બનાવી શકે, ખોટી બનાવી શકે? એક વાર હું મારી જાતને અને હું શાનું પ્રતિનિધિત્વ કરું છું તેને જાણું છું કે પછી મારે સઘળો સમય મારા પર સંયમ રાખવાની આવશ્યકતા નથી રહેતી. જયારે તમે જાણતા હોવ કે તમારી ઘડીયાળ સાચો સમય બતાવે છે ત્યારે પછી તમે જયારે પણ તેમાં સમય જુઓ છો ત્યારે સમયના સાચા હોવા બાબતે શંકા નથી કરતાં.

**સાધક** - જો મન નહીં તો, આ ઘડીએ વાત કોણ કરી રહ્યું છે?

**મહારાજ** - જે પ્રશ્ન સાંભળે છે તે તેનો જવાબ આપે છે.

**સાધક** - પરંતુ તે છે કોણ?

**મહારાજ** - કોણ નહીં, પરંતુ શું. તમે જે અર્થમાં વ્યક્તિ શબ્દને સમજો છો તે અર્થમાં હું વ્યક્તિ નથી, પછી ભલે હું તમને કોઇ વ્યક્તિ દેખાતો હોઉં. હું ચેતનાનો એ અસીમ મહાસાગર છું જેમાં સઘળું ઘટતું હોય છે. વળી હું સમગ્ર અસ્તિત્વ અને જ્ઞાનની પેલે પાર પણ છું, વિશુધ્ધ પરમાનંદ સ્વરૂપ છું. હું કશાથીયે અલગતા નથી અનુભવતો, માટે સઘળું હું જ છું. કશુંયે હું નથી, માટે હું કશુયે નથી. જે શક્તિ અગ્નિને સળગાવે છે, જળને વહાવે છે, બીજને અંકુરિત કરે અને વૃક્ષોને વૃધ્ધિ પમાડે છે તે જ શક્તિ મને તમારા પ્રશ્નોના જવાબ આપવા પ્રેરે છે અને છે. ભલે ભાષા અને શૈલી વ્યક્તિગત દેખાતી હોય પરંતુ મારામાં કશુંયે વૈયક્તિક નથી. વ્યક્તિ એટલે ઇચ્છાઓ, વિચારો અને તેના પરિણામોની એક નિશ્ચિત ભાત; મારા કિસ્સામાં એવી કોઇ નિશ્ચિત ભાત નથી. જ્યારે હું કશુયે ઈચ્છતો નથી કે મને કોઇ પણ પ્રકારનો ભય નથી તો પછી કોઇ ભાત હોઈ જ કઇ રીતે શકે?

**સાધક** - એટલું તો ચોક્કસ કે આપ મૃત્યુ પામશો.

**મહારાજ** - જીવન મુક્ત થશે, શરીર મૃત્યુ પામશે, પરંતુ તે મને જરા પણ અસર નહીં કરે. હું સ્થળ અને કાળની પેલે પાર છું, અકારણ છું, કશાના કારણરૂપ નથી, અને તેમ છતાંયે અસ્તિત્વનું પોત છું.

**સાધક** - શું હું આપને એ પૂછી શકું કે આપ આપની હાલની સ્થિતિએ કઇ રીતે પહોંચ્યા?

**મહારાજ** - મારા ગુરુએ મને "હું છું' ભાવને ધૃતિપૂર્વક વળગી રહેવા અને એક પળ માટે પણ તેમાંથી વિચલિત ન થવા કહ્યું. તેમની સલાહને અનુસરવા મેં પૂરો પ્રયત્ન કર્યો અને પ્રમાણમાં ખૂબ જ ઓછા સમયમાં મને તેમના બોધના સત્યનો સાક્ષાત્કાર થયો. હું બસ તેમના ઉપદેશને, તેમના ચહેરાને, તેમના શબ્દોને અવિરતપણે યાદ કરતો રહ્યો. આથી મનનો અંત આવ્યો, મન વિલય પામ્યું; મનની તે શાંતિમાં, નિરવતામાં મેં મારી જાતને જેવી છે તેવી જોઇ - બંધનમુક્ત.

# હું તે છું

**સાધક** - સાક્ષાત્કાર - આત્મદર્શન - એકાએક થયો હતો કે ધીમે ધીમે?

**મહારાજ** - બન્નેમાંથી એકેય પ્રકારે નહીં. આત્મા તો જેવો છે તેવો અનંત કાળથી છે. સાક્ષાત્કાર તો મનને થાય છે - જેમ અને જયારે તે ઈચ્છાઓથી અને વિવિધ ભયોથી મુક્તિ મેળવે છે.

**સાધક** - સાક્ષાત્કારની ઈચ્છાથી પણ?

**મહારાજ** - જે રીતે બીવાનો ભય એ સૌથી વિલક્ષણ ભય છે, તે રીતે સઘળી ઈચ્છાનો અંત લાવવાની ઈચ્છા એ સૌથી વિલક્ષણ ઈચ્છા છે. એક તમને નાસી જતાં અટકાવે છે જ્યારે બીજું તમને કબ્જો જમાવતાં અટકાવે છે. ભલે શબ્દો તમે તેના તે વાપરો, પરંતુ અવસ્થાઓ તેની તે નથી. જે માણસ સાક્ષાત્કારની શોધમાં હોય છે તેને ઈચ્છાઓનું વળગણ નથી હોતું, તે એવો મુમુક્ષ છે જે ઈચ્છા વિરુદ્ધ ચાલે છે, નહીં કે ઈચ્છા પ્રમાણે. મુક્તિની એકંદર તલપ તે તો માત્ર શરૂઆત છે; યોગ્ય ઉપાયો શોધવા અને તેમને અજમાવવા તે પછીનું પગલું છે. મુમુક્ષની નજરમાં માત્ર એક જ લક્ષ્ય હોય છેઃ પોતાના સત્સ્વરૂપને પામવું. સઘળી ઈચ્છાઓમાં તે જ સૌથી મહાત્વાકાંક્ષી ઈચ્છા છે, કારણ કે કશું જ કે કોઈ જ વ્યક્તિ તેને સંતોષી શક્તી નથી; સાધક અને સાધ્ય એક છે અને માત્ર શોધ જ મહત્ત્વની છે.

**સાધક** - શોધનો અંત આવશે. મુમુક્ષુ જ માત્ર રહેશે.

**મહારાજ** - ના, મુમુક્ષુ લલ પામશે, શોધ રહેશે. શોધ જ આખરી અને કાળરહીત વાસ્તવિક્તા છે.

**સાધક** - શોધ એટલે અભાવ, ઈચ્છવું, અપૂર્ણતા અને ક્ષતિપૂણતા.

**મહારાજ** - ના, તેનો અર્થ થાય છે અપૂર્ણતા અને ક્ષતિપુર્ણતાનો ઈન્કાર અને અસ્વીકૃતિ. વાસ્તવિક્તા માટેની, સત્ય માટેની શોધ પોતે જ સત્યની ગતિ છે. એક રીતે જોવા જઈએ તો સઘળી શોધ સાચા પરમાનંદ માટે છે, અથવા સત્યનો પરમાનંદ છે. પરંતુ અહીં આપણે શોધ એટલે ચેતન હોવાના મૂળ તરીકે, મનની પેલે પારના પ્રકાશ તરીકે પોતાની જાત માટેની શોધ એવો અર્થ કરીએ છીએ. ખરી પ્રગતિ થાય તે માટે અન્ય સઘળા માટેના બેચેન તલસાટનો અંત લાવવો પડે, પરંતુ આ શોધનો કદીયે અંત નહીં આવે.

સાધકે એ સમજવું પડે કે સત્ય, કે ઈશ્વર, કે ગુરુ માટેની શોધ અને આત્મા માટેની શોધ એક જ છે, જ્યારે આત્માને પમાય છે ત્યારે સઘળાને પમાય છે . જયારે "હું છું? અને "ઈશ્વર છે' તમારા મનમાં એકરૂપ થઈ જાય છે, ત્યારે પછી કશુંક બનશે અને તમે નિઃશંક્પણે જાણશો કે ઈશ્વર છે કારણ કે તમે છો, તમે છો કારણ કે ઈશ્વર છે. બંને એક જ છે.

**સાધક** - જો સઘળું પૂર્વનિણિત જ હોય તો શું આપણો આત્મસાક્ષાત્કાર પણ પૂર્વનિર્ણિત છે? કે પછી ઓછામાં ઓછું તેમાં તો આપણે મુક્ત છીએ?

**મહારાજ** - નિયતિની વાત માત્ર નામ અને રૂપના સંદર્ભમાં છે. તમે નથી તો શરીર કે નથી તો મન, માટે નિયતિનું તમારા પર કોઈ નિયંત્રણ નથી. તમે પૂર્ણપણે મુક્ત છો. કપ તેના આકાર, તેમાં વપરાયેલા પદાર્થ વગેરે વડે મર્યાદિત બનેલો છે. પરંતુ તેમાંનો અવકાશ તો મુક્ત છે. કપના સંદર્ભમાં જોવામાં આવે છે ત્યારે જ માત્ર તે કપમાં હોય છે. નહીંતર તો તે માત્ર અવકાશ જ હોય છે. જયાં સુધી શરીર છે ત્યાં સુધી જ તમે તેમાં હોવ તેવું આભાસિત થાય છે. આ શરીર વિના તમે નથી તેવું કંઈ નથી - તમે બસ છો.

અરે, નિયતિ પણ એક ખ્યાલ જ છે. શબ્દોને ઘણી વિવિધ રીતે ગોઠવી શકાતા હોય છે! વિધાન જુદા જુદા હોઈ શકે, પરંતુ તેથી શું વાસ્તવમાં જે છે તેમાં તેઓ કોઈ ફેરફાર કરી શકે ખરાં? વિવિધ બાબતોને સમજાવવા કેટલાયે સિધ્ધાંતો અસ્તિત્વમાં છે – સઘળા સત્યાભાસી છે , એક પણ સાચો નથી. જ્યારે તમે કાર હંકારો છો ત્યારે તમારે યંત્રવિજ્ઞાનના અને રસાયણશાસ્તના

નિયમોને પાળવા પડે છેઃ કારમાંથી બહાર આવો છો અને તમે શરીરવિજ્ઞાન અને જૈવિક રસાયણશાસ્ત્રના નિયમો હેઠળ આવો છો.

**સાધક** - ધ્યાન શું છે અને તેના ઉપયોગો શા શા છે?

**મહારાજ** - તમે નવાસવા સાધક છો તે સંજોગોમાં અમુક ઔપચારિક ધ્યાનવિધિઓ કે પ્રાર્થનાઓ તમારા માટે સારી પુરવાર થઈ શકે. પરંતુ સત્યના શોધક માટે તો માત્ર એક જ ધ્યાનવિધિ છે - વિચાર કરવાની પ્રક્રિયાને પૂર્ણ જાકારો. વિચારમુક્ત હોવું તે ખુદ જ ધ્યાન છે.

**સાધક** - તે કઈ રીતે કરવામાં આવે છે?

**મહારાજ** - વિચારોને વહેતા રહેવા દઈને અને તેમને નિરખતા રહીને તમે શરૂઆત કરી શકો. આ અવલોકન જ મનને ધીમું પાડે છે અને એક ઘડી એવી આવે છે જયારે તે સાવ જ થંભી જાય છે. એક વાર શાંત પડ્યું કે પછી તેને શાંત જ રાખો. શાંતિથી કંટાળો નહીં, તેમાં ડૂબેલા રહો, તેમાં વધારે ઊંડા ઉતરો.

**સાધક** - અન્ય વિચારોને દૂર રાખવા એક વિચારને વળગી રહેવા વિશે મેં સાંભળ્યું છે. પરંતુ સઘળા વિચારોને દૂર કેમ રાખવા? તેવો વિચાર પણ એક વિચાર જ છે.

**મહારાજ** - નવેસરથી પ્રયોગ કરો, જૂના અનુભવને ન અનુસરો. તમારા વિચારોને સિરખો અને વિચારોને નિરખતી તમારી જાતને નિરખો. સઘળા વિચારોથી મુક્ત એવી અવસ્થા એકાએક ઘટશે અને તેના પરમાનંદથી તમે તેને ઓળખશો.

**સાધક** - શું આપને જગતની પરિસ્થિતિની સહેજ પણ પરવા નથી? પૂર્વ પાકિસ્તાન (બાંગલાદેશ)ની ભયાનકતાને જુઓ. શું તે ભયાનકતાઓ આપને જરા પણ નથી કંપાવતી?

**મહારાજ** - હું અખબારો વાંચું છું, શું ચાલી રહ્યું છે તે હું જાણું છું! પરંતુ મારો પ્રત્યાઘાત તમારા જેવો નથી. તમે સઘળું ઠીક કેમ કરવું તેના ઉપાયોની શોધમાં છો , જયારે હું તેવું બને જ નહીં તે બાબતે ચિંતિત છું. જ્યાં સુધી કારણો હશે ત્યાં સુધી પરિણામો હોવાનાં જ. જયાં સુધી લોકો વિભાજિત અને અલગ કરવાનું વલણ ધરાવતા રહેશે, જ્યાં સુધી તેઓ સ્વાર્થી અને આક્રમક હશે ત્યાં સુધી આવું બનતું જ રહેશે. જો તમે જગતમાં શાંતિ અને સંવાદિતા ઈચ્છતા હોવ તો તમારે તમારાં હૃદય અને મનમાં શાંતિ અને સંવાદિતા ધરાવવી જ પડે. આવું પરિવર્તન કંઈ બહારથી લાદી ન શકાય, તે તો તમારી અંદરથી જ સ્ફૂરવું જોઈએ. જે લોકો યુદ્ધને ધિક્કારે છે તેઓએ. તેમના તંત્રમાંથી યુદ્ધને વિદાય આપવી પડે. શાંતિપ્રિય લોકો વિના તમે જગતમાં શાંતિને કઈ રીતે સ્થાપી શકો? જયાં સુધી લોકો જેવા છે તેવા જ રહેવાના હોય તે સંજોગોમાં તો જગત જેવું છે તેવું જ રહેશે. તેમના પોતાના દુઃખનું કારણ માત્ર તેઓ પોતે જ છે તેવું સમજવામાં લોકોને મદદ કરવાનો પ્રયત્ન કરીને હું મારે ભાગે આવતું કામ કરી રહ્યો છું. તે અર્થમાં હું એક ઉપયોગી માણસ છું. પરંતુ માસમાં હું શું છું, મારી સાધારણ અવસ્થા શી છે તેને સામાજિક ચેતના અને ઉપયોગીતાના અર્થમાં અભિવ્યક્ત ન કરી શકાય.

હું તે બાબતે વાત કરી શકું, રૂપકો કે દષ્ટાંતોનો ઉપયોગ કરી શકું, પરંતુ હું પૂર્ણપણે સભાન છું કે તે તેવું તો નથી જ. એવું નથી કે તેને અનુભવી ન શકાય. તે પોતાને અનુભવી જ રહ્યું છે! પરંતુ તેને એવા મનના સંદર્ભમાં ન વર્ણવી શકાય જેને જાણવા માટે, જ્ઞાન માટે અલગતા રચવી પડતી હોય, વિરોધો સર્જવા પડતાં હોય.

જગત એક કાગળ જેવું છે જેના પર કશુંક ટાઈપ કરવામાં આવ્યું છે. વાચન અને અર્થઘટન વાચકે વાચકે બદલાતું રહેશે, પરંતુ કાગળ એ સામાન્ય ઘટક છે, જે હમેશાં વિદ્યમાન હોય છે, પરંતુ ભાગ્યે જ અનુભવાતો હોય છે. જયારે રિબીનને કાઢી લેવામાં આવે છે ત્યારે ટાઈપ કરવાની ક્રિયા કાગળ

પર કોઈ જ છાપ નથી ઉપસાવતી. મારું મન પણ તેવું જ છે - છાપો આવતી રહે છે, પરંતુ પાછળ કોઈ લીસોટો અવશેષ રહેતો નથી.

**સાધક** - લોકો સાથે વાતો કરતા આપ અહી શા માટે બેસી રહો છો? આપનો ખરો ઈરાદો શો છે?

**મહારાજ** - કોઈ ઈરાદો નથી. તમે કહો છો મારે કોઈ ઈરાદો હોવો જોઈએ. નથી તો હું અહીં બેઠો, કે નથી તો હું વાતો કરતોઃ ઈરાદાઓ માટે શોધ ચલાવવાની મારે કોઈ આવશ્યક્તા નથી. શરીર સાથે મને ગૂંચવાડામાં ન નાખો. મારે કોઈ કામ કરવાનું નથી, કોઈ કર્તવ્ય બજાવવાનું નથી. મારા જે અંશને તમે કદાચ ઈશ્વર કહી શકો તે જગતની દેખભાળ રાખશે. તમારું આ જગત કે જેની દેખભાળ રાખવાની ખૂબ જ આવશ્યકતા છે તે તમારા મનમાં જીવે છે અને ગતિ કરે છે. તેમાં ડૂબકી લગાવો, તમને તમારા જવાબો ત્યાં અને માત્ર ત્યાં જ મળશે. તે તમને અન્ય ક્યાંથી મળે તેવી તમે અપેક્ષા રાખો છો તમારી ચેતનાની બહાર કશુંયે અસ્તિત્વ ધરાવે છે ખરું?

**સાધક** - એવું બને કે મારા કદીયે જાણ્યા વિના પણ તે અસ્તિત્વ ધરાવતું હોય.

**મહારાજ** - તે ક્યા પ્રકારનું અસ્તિત્વ હશે? શું હોવા(0૯ોાટ્ટ)ને જાણવા(10પ/11૪)થી અલિપ્ત કરી શકાય? સઘળું હોવાનું, સઘળું જાણવાનું તમારી સાથે સંબંધ ધરાવે છે. કોઈ ચીજ છે કારણ કે કાં તો તેને તમે તમારા અનુભવમાં જાણો છો અથવા તો તમારા હોવામાં જાણો છો. તમારું શરીર અને તમારું મન ત્યાં સુધી અસ્તિત્વ ધરાવે છે જયાં સુધી તમે તેવું માનો છો. તે તમારાં છે તેવું વિચારવાનું બંધ કરો અને તેઓ વિલય પામશે. તમારા શરીર અને મનને કામગીરી બજાવવામાં પૂરો સહયોગ આપો, પરંતુ તેમને તમને મર્યાદિત ન બનાવવા દો. જો તમારા ધ્યાન પર કોઈ ઉણપો આવે તો તેમને નનિરખતા રહો; તેમના પર તમારા ધ્યાન આપવા માત્રથી તમારાં હૃદય અને મન અને શરીર ઠીકઠાક થઈ જશે.

**સાધક** - શું મારી કોઈ ગંભીર બિમારીને ધ્યાન પર લેવા માત્રથી હું મારા શરીરને તેનાથી મુક્ત કરી શકું?

**મહારાજ** - પૂરી બિમારીને ધ્યાન પર લો, નહીં કે માત્ર બાહ્ય લક્ષણોને જ. કોઈ પણ બિમારીની શરૂઆત મનમાંથી જ થાય છે. સઘળા ખોટા ખ્યાલો અને ખોટી લાગણીઓને શોધી કાઢી તેનો નાશ કરી પહેલાં મનની કાળજી લો. પછી બિમારીની પરવા ન કરી જીવો અને કામ કરો અને તેના વિશે હવે વધારે ન વિચારો. કારણોના નિકાલ સાથે અસરનું વિદાય થવું અનિવાર્ય છે. માણસ પોતાને જે હોવાનું માને છે તે તે બને છે. તમારી જાત વિશેના સઘળા ખ્યાલોનો ત્યાગ કરો અને શરીર કે મનને જે કંઈ ઘટી શકે તેની પેલે પાર તમે તમારી જાતને વિશુદ્ધ સાક્ષી તરીકે અનુભવશો.

**સાધક** -જો હું મારી જાતને કંઇ પણ હોવાનું વિચારી કંઇ પણ બની શકતો હોઉં, તો પછી જો હું પરમ સત્ય છું તેવું વિચારવાનું શરૂ કરું તો શું પરમ સત્ય એક નર્યો ખ્યાલ બનીતે નથી રહી જતો?

**મહારાજ** - પહેલાં તે અવસ્થાએ પહોંચો અને પછી આ પ્રશ્ન પૂછો.

## અસલામતીનું કારણ મન છે [૪૯]

**સાધક** - લોકો આપની પાસે સલાહ માટે આવે છે. આપને એ ખબર કઇ રીતે પડે છે કે શો જવાબ આપવો?

**મહારાજ** - જે રીતે હું પ્રશ્નને સાંભળું છું, તે રીતે હું જવાબને સાંભળું છું.

**સાધક** - અને આપને એ ખબર કઈ રીતે પડે છે કે તે જવાબ સાચો છે?

**મહારાજ** - જવાબોના સાચા સ્રોતની મને એક વાર ખબર પડે છે કે મારે તેમના પર શંકા કરવાની આવશ્યકતા નથી રહેતી. વિશુદ્ધ સ્રોતમાંથી હમેશાં વિશુદ્ધ જળ જ આવે. મારે લોકોની ઇચ્છાઓ કે ભીતિઓ સાથે કોઇ નિસ્બત નથી. હું હકીકતો સાથે સંવાદિતામાં હોઉં છું, નહીં કે અભિપ્રાયો સાથે. માણસ પોતાના નામ અને રૂપને પોતાની જાત સમજે છે, જ્યારે હું કશાને મારી જાત નથી સમજતો. પોતાના નામ વડે ઓળખાતા શરીરને જો હું મારી જાત હોવાનું વિચારતો હોત તો હું તમારા પ્રશ્નોના જવાબ આપવાને સમર્થ ન હોત. જો હું તમને માત્ર શરીર જ સમજતો હોત તો મારા જવાબોથી તમને કોઇ ફાયદો ન થયો હોત. સાચો ગુરુ અભિપ્રાયોમાં નથી રાચતો. તે સઘળી ચીજોને તે જેવી છે તેવા સ્વરૂપે જુએ છે અને તમને તેવા સ્વરૂપે દેખાડે છે. લોકો પોતાને જેવા હોવાનું વિચારે છે તેવા જો તમે તેમને સમજશો તો જે રીતે સઘળો સમય તેઓ ગંભીરપણે પોતાને નુકસાન પહોંડતા હોય છે તે રીતે તમે પણ તેમને માત્ર નુકસાન જ પહોંચાડશો. પરંતુ જો તમે તેમને તેઓ વાસ્તવમાં જેવા છે તેવા જ જોશો તો તેથી તેમનું અત્યંત ભલું થશે. જો તેઓ તમને શું કરવું, કઇ સાધના અપનાવવી, જીવનની કઇ શૈલીને અનુસરવું તે પૂછે તો જવાબમાં કહેજો કે - “હોવા સિવાય કશું જ ન કરો. હોવા માત્રથી જ સઘળું સ્વાભાવિકપણે ઘટે છે.'

**સાધક** - મને એવું લાગે છે કે આપના વાર્તાલાપો દરમિયાન આપ “સ્વાભાવિકપણે” અને “આકસ્મિકપણે' શબ્દો કશાયે અર્થભેદ વિના પ્રયોજો છો. મને લાગે છે કે આ બે શબ્દોના અર્થમાં ભારે તફાવત રહેલો છે. સ્વાભાવિક - કુદરતી - વ્યવસ્થાપૂર્ણ છે; નિયમોને અનુસરે છે; વ્યક્તિ કુદરતનો વિશ્વાસ કરી શકે છે; જ્યારે આકસ્મિક અરાજક છે, અનપેક્ષિત છે, અણધાર્યું હોય છે. કોઇ એવી દલીલ જરૂર કરી શકે કે સઘળું કુદરતી છે, કુદરતના નિયમોને આધીન છે; પરંતુ એવું કહેવું કે સઘળું આકસ્મિક છે, વિના કારણ છે, તે તો ચોક્કસ કંઇક વધારે પડતું છે, અતિશયોક્તિપૂર્ણ છે.

**મહારાજ** - આકસ્મિકને બદલે હું “આપોઆપ ઘટતું' શબ્દ વાપરું તો શું તે તમને વધારે ગમે?

**સાધક** - “આકસ્મિક'ના વિરોધી તરીકે આપ “આપોઆપ ઘટતું' કે “કુદરતી' શબ્દ વાપરી શકો છો. આકસ્મિકમાં અવ્યવસ્થા અને અરાજકતાનું તત્ત્વ રહેલું છે. અકસ્માત એટલે નિયમોનો ભંગ, અપવાદરૂપ ઘટના, કોઈ આશ્ચર્ય.

**મહારાજ** - શું જીવન ખુદ જ આશ્ચર્યોનું ઝરણું નથી, આશ્ચર્યોનો પ્રવાહ નથી?

**સાધક** - કુદરતમાં સંવાદિતા છે. અકસ્માતે ઘટેલી ઘટના તો એક ખલેલ છે.

# હું તે છું

**મહારાજ** - કાળ અને સ્થળથી મર્યાદિત બની ગયેલી તથા શરીર અને મનની સામગ્રી રૂપે જ રહી ગયેલી એક વ્યક્તિ તરીકે તમે બોલી રહ્યા છો. તમને જે ગમે છે તેને તમે "કુદરતી' કહો છો અને જે તમને નથી ગમતું તેને તમે "આકસ્મિક' કહો છો.

**સાધક** - મને કુદરતી, નિયમોને પાળતું અને અપેક્ષિત ગમે છે અને મને નિયમોનો ભંગ કરતું, અરાજક અને અનપેક્ષિત નથી ગમતું. અકસ્માતે બનેલું હમેશાં ભયાનક હોય છે. એવું બને કે કથિત "શુભ અકસ્માતો' પણ બનતા હોય, પરંતુ તેઓ તો માત્ર એ નિયમ જ પુરવાર કરે છે કે અકસ્માત પરસ્ત વિશ્વમાં જીવન અસંભવ હશે.

**મહારાજ** - મને લાગે છે કોઈ ગેરસમજ થઈ છે. "આકસ્મિક(અકસ્માતીય)' એટલે મારો કહેવાનો અર્થ એવું કશુંક કે જેને કોઈ જ્ઞાત નિયમ લાગુ ન પડતો હોય. હું જ્યારે એવું કહેતો હોઉં કે સઘળું આકસ્મિક છે, વિના કારણ છે, ત્યારે મારો કહેવાનો અર્થ માત્ર એટલો જ છે કે જે કારણો અને નિયમોને અનુસરીને સઘળું કામગીરી બજાવતું હોય છે તે કારણો અને નિયમો આપણા જ્ઞાનની અને કલ્પનાની સીમાની પેલે પાર છે. જેને તમે વ્યવસ્થિત, સંવાદી, આગાહીક્ષમ સમજો છો, તેને જો તમે કુદરતી કહેતા હોવ, તો પછી જે ઉચ્ચ નિયમોને અનુસરે છે અને ઉચ્ચ શક્તિઓ દ્વારા કાર્યશીલ છે તેને આપોઆપ ઘટતું કહી શકાય. આ રીતે આપણી પાસે બે કુદરતી તંત્રો (વ્યવસ્થાઓ) હશેઃ વૈયક્તિક અને આગાહીક્ષમ અને અવૈયક્તિક, કે અતિ-અવૈયક્તિક, અને બિનઆગાહીક્ષમ. તેને નીચ-કુદરતી અને ઉચ્ચ-કુદરતી કહો અને આકસ્મિક શબ્દને પડતો મૂકો. જેમ જેમ તમે જ્ઞાનમાં અને આંતરસૂઝમાં વિકસતા જશો તેમ તેમ નીચ અને ઉચ્ચ કુદરત વચ્ચેની સરહદરેખા પાછળ અને પાછળ ધકેલાતી જશે, પરંતુ તે બંને એક નહીં બની જાય ત્યાં સુધી રહેશે તો ખરી જ. કારણ કે, હકીક્તમાં, સઘળું આશ્ચર્ય ઉપજે તે હદે ન સમજાવી શકાય તેવું છે!

**સાધક** - વિજ્ઞાન પુષ્કળ ખુલાસાઓ આપે છે.

**મહારાજ** - વિજ્ઞાન નામો અને રૂપો સાથે, માત્રાઓ અને ગુણો સાથે, ભાતો અને નિયમો સાથે કામ પાડે છે; પોતાની જગ્યાએ તે બરાબર છે. પરંતુ જીવન જો જીવવાનું હોય તો પૃથક્કરણ માટે કોઈ સમય નથી. પ્રતિભાવ તત્ક્ષણ મળવો જોઈએ - માટે જ આપોઆપ ઘટનારનું, સમયરણહીતનું મૂલ્ય છે. આપણે અજ્ઞાતમાં જીવીએ છીએ અને હલનચલન કરીએ છીએ. જ્ઞાત એ તો ભૂતકાળ છે.

**સાધક** - હું જે હોવાનું અનુભવું છું તેના આધાર પર હું મારો અભિપ્રાય ધરાવી શકું. હું એક વ્યક્તિ છું, વ્યક્તિઓ વચ્ચે રહેલી એક વ્યક્તિ. કેટલાક લોકો સુગ્રથિત અને સંવાદિત હોય છે, જ્યારે કેટલાક નથી હોતા. કેટલાક અનાયાસપણે જીવતા હોય છે, દરેક પરિસ્થિતિમાં આપોઆપ સાચો જ પ્રતિભાવ આપતા હોય છે, જે તે ક્ષણની આવશ્યકતાને પૂરો ન્યાય આપતા હોય છે, જ્યારે અન્ય લોકો ગેંગેફેફે કરતા હોય છે, ભૂલો કરતા હોય છે અને મોટે ભાગે પોતાની જાતને એક ઉપદ્રવ પુરવાર કરતા હોય છે. સંવાદિત લોકોને કુદરતી કહી શકાય, નિયમોને અનુસરતા કહી શકાય, જ્યારે સુગ્રથિત નહીં તેવા લોકો અરાજક હોય છે અને અકસ્માતોનો ભોગ બનવાની સંભાવના ધરાવતા હોય છે.

**મહારાજ** - અરાજકતાનો, અંધાધૂંધીનો ખ્યાલ ખુદ જ પહેલેથી વ્યવસ્થિત, સુસંવાદિત, આંતર- સંબંધિતના ભાવને પૂર્વધારણા તરીકે સ્વીકારીને ચાલે છે. અરાજકતા અને બ્રહ્માંડ: શું તેઓ એક અવસ્થાનાં બે પાસાં નથી?

**સાધક** - પરંતુ આપ તો એવું કહેતા હોવ તેવું લાગે છે કે સઘળું અરાજક, આકસ્મિક બિનઆગાહીક્ષમ છે.

# હું તે છું

**મહારાજ** - હા, તે એ અર્થમાં કે અસ્તિત્વના સઘળા નિયમો કંઈ જ્ઞાત નથી અને સઘળી ઘટનાઓ કંઈ આગાહીક્ષમ નથી. જેમ જેમ તમે વધુ અને વધુ સમજવાને સક્ષમ બનો છો તેમ તેમ વિશ્વ લાગણીકીય અને માનસિક રીતે વધુ અને વધુ સંતોષકારક બનતું જાય છે. વાસ્તવિક્તા (સત્ય) શુભ (શીવ) અને સુંદર છે; અરાજકતા તો આપણે સર્જીએ છીએ.

**સાધક** - જો આપ એવું કહેવા માગતા હોવ કે માણસની મુક્ત સંકલ્પશક્તિ અકસ્માતો સર્જે છે, તો હું તે સાથે સંમત છું. પરંતુ આપણે હજુ મુક્ત સંકલ્પશક્તિ વિશે ચર્ચા નથી કરી.

**મહારાજ** - તમારે માટે વ્યવસ્થિત એ છે જે તમને શારીરિક આનંદ આપે છે અને અવ્યવસ્થિત એ જે પીડાકારી છે.

**સાધક** - આપ તે તે તે રીતે સમજી શકો, પરંતુ મને એવું ન કહો કે તે બન્ને એક જ છે. મારી સાથે મારી ભાષામાં વાત કરો - સુખની શોધમાં હોય તેવી એક વ્યક્તિની ભાષામાં. અદ્વૈતવાદી વાતોથી હું ગેરમાર્ગે દોરવાવા નથી માગતો.

**મહારાજ** - એવું શું છે જે તમને તમે એક અલગ વ્યક્તિ છો તેવું માનવાને પ્રેરે છે?

**સાધક** - હું એક વ્યક્તિ તરીકે વર્તું છું. હું સ્વાવલંબીપણે કામગીરી બજાવું છું. પહેલાં હું મારી જાતનો વિચાર કરું છું, અને અન્યોને માત્ર મારી જાતના સંદર્ભમાં જ વિચારું છું. ટૂંકમાં હું મારી જાતમાં જ વ્યસ્ત હોઉં છું.

**મહારાજ** - ઠીક છે, તમારી જાતમાં જ વ્યસ્ત રહ્યા કરો. તમે કયા કામે અહીં આવ્યા છો?

**સાધક** - મારી જાતને સલામત અને સુખી કરવાના જૂના કામે જ. હું કબૂલ કરુ છું કે તેમાં હું કંઈ એટલો બધો સફળ નથી રહ્યો. નથી તો હું સલામત કે નથી તો હું સુખી. માટે જ તો આપ મને અહીં પધારેલો જુઓ છો. મારા માટે આ જગ્યા નવી છે, પરંતુ અહીં પધારવાનું મારું કારણ જૂનું છેઃ સલામત સુખની શોધ, સુખી સલામતીની શોધ. અત્યાર સુધી તો હું તેને નથી પામી શક્યો. શું આપ મને મદદ કરી શકશો?

**મહારાજ** - જે કદીયે ખોવાયું જ નથી તેને કદીયે શોધી ન શકાય. સલામતી અને આનંદ માટેની તમારી શોધ જ તમને તેમનાથી દૂર રાખે છે. શોધવાનું બંધ કરો, ગુમાવાનું બંધ કરો. રોગ સીધોસાદો અને સરળ છે અને તેનો ઈલાજ પણ તેટલો જ સીધોસાધો અને સરળ છે. તમારું મન જ તમને અસલામત અને દુઃખી કરે છે. ભાવિની કલ્પના તમને અસલામત બનાવે છે, ભૂતકાળની સ્મૃતિ તમને દુઃખી કરે છે. તમારા મનનો દૂરુપયોગ કરવાનું બંધ કરો અને તમારી સઘળી સમસ્યાઓ ઠેકાણે પડી જશે. તમારે તેને ઠીક કરવાની કોઈ આવશ્યકતા નથી - ભૂત અને ભવિષ્યની સઘળી ચિંતા છોડી જેવું તમે સમગ્રપણે વર્તમાનમાં જીવવાનું શરૂ કર્યું કે તે પોતે પોતાની જાતે જ ઠીક થઈ જશે.

**સાધક** - પરંતુ નવીનને તો કોઈ પરિમાણ નથી. હું કશું જ નહીં રહું, શૂન્ય બનતી જઈશ!

**મહારાજ** - ચોક્કસ એમ જ થશે. શુન્ય અને કોઈ પણ પ્રકારની વ્યક્તિ તરીકે ન હોઈને તમે સલામત અને સુખી હશો. જો ઈચ્છો તો તમે અનુભવ કરી શકો છો. અજમાવી જુઓ. પરંતુ ચાલો આપણે આકસ્મિક શું છે અને આપોઆપ ઘટતું કે કુદરતી શું છે તે પર ફરી ચર્ચા કરીએ. તમે કહ્યું કે કુદરત વ્યવસ્થાપૂર્ણ છે જયારે અકસ્માત એ અરાજકતાની નિશાની છે. મેં તે તફાવતને નકાર્યો અને કહ્યું કે આપણે કોઈ ઘટનાને ત્યારે અકસ્માત કહીએ છીએ. જયારે તેનાં કારણો અજ્ઞાત હોય છે. કુદરતમાં અરાજકતાને, અંધાધુંધીને કોઈ સ્થાન નથી. માત્ર માણસના મનમાં જ અરાજકતા છે. મન અખિલને સમજી નથી શક્તું - તેનું ધ્યાન ખૂબ જ સંકીર્ણ હોય છે. તે માત્ર ટુકડાઓને જ જુએ છે અને સમગ્ર ચિત્રને જોવામાં નિષ્ફળ જાય છે. ધ્વતિને સાંભળતો પરંતુ ભાષાને ન સમજતો માણસ વક્તા પર અર્થહીન બકવાસનો અને તે સાવ જ ખોટો હોવાનો

આરોપ મૂકતો હોય છે. એકને માટે જે ધ્વનિનો અરાજક પ્રવાહ હોય છે તે બીજાને માટે સુંદર કવિતા હોય છે. એક વાર રાજા જનકને ભીખારી હોવાનું સ્વપ્ન આવ્યું. જાગી ઉઠતાં તેણે પોતાના ગુરુને વશિષ્ઠને પૂછ્યું - "શું હું ભિખારી હોવાનું સ્વપ્ન જોતો રાજા છું કે પછી રાજા હોવાનું સ્વપ્ન જોતો ભિખારી છું?' ગુરુએ જવાબ આપ્યોઃ "તું બેમાંથી એક પણ નથી, તું બંને છો. તું તારી જાતને જે હોવાનું વિચારે છે તે તું છે અને તેમ છતાંયે નથી પણ. તું છે કારણ કે તું તે પ્રમાણે વર્તે છે; તું નથી કારણ કે તું તે કાયમ રહેનાર નથી.શું તું એક રાજા કે એક ભિખારી કાયમ માટે રહી શકવાનો છે? સઘળું પરિવર્તન પામતું જ હોય છે, તે સિવાય છૂટકો નથી. તું એ છે જે કદીયે પરિવર્તન પામતો નથી. તું અપરિવર્તનશીલ છે. તું શું છે?' જનકે કહ્યું: "હા, હું નથી તો રાજા કે નથી તો ભિખારી, હું વિતરાગી સાક્ષી છું.' ગુરુએ કહ્યું: "આ તારી છેલ્લી ભ્રમણા છે કે તું જ્ઞાની છે, તું સામાન્ય માણસથી અલગ છે અને તેનાથી ચડિયાતો છે.' ફરી તું તારી જાતનું તારા મન સાથે તાદાત્મ્ય સાધે છે, આ કિસ્સામાં સુસંસ્કૃત અને ઉદાહરણરૂપ મન સાથે . જ્યાં સુધી તને સહેજ જેટલો પણ તફાવત દેખાશે ત્યાં સુધી તું સત્યથી છેટો જ રહીશ. તું મનની કક્ષાએ છે. જ્યારે "હું મન છું' ભાવ વિદાય લે છે ત્યારે "હું સઘળું છું' ભાવ આવે છે. જયારે "હું સઘળું છું' ભાવ વિદાય લે છે ત્યારે "હું છું' ભાવ આવે છે. જયારે "હું છું' ભાવ પણ વિદાય લે છે ત્યારે માત્ર સત્ય જ હોય છે અને તેમાં દરેકે દરેક "હું છું? સચવાઈ રહે છે અને ભવ્યતાને પામે છે. અલગતા વિનાની વિવિધતા એ જ પરમાત્મા છે જેને મન સ્પર્શી શકે છે. તેની પેલે પાર સઘળી પ્રવૃત્તિ થંભી જાય છે, કારણ કે તેને પામતા સઘળા લક્ષ્યો સિદ્ધ થઈ જાય છે અને સઘળા હેતુઓ પરિપૂર્ણ થાય છે.

**સાધક** - એક વાર પરમ અવસ્થાને પામ્યા બાદ શું તેને અન્ય લોકો સાથે વહેંચી શકાય ખરી?

**મહારાજ** - પરમ અવસ્થા વૈશ્વિક છે, અહીં અને અત્યારે જ; સૌ તેમાં સહભાગી હોય જ છે. તે હોવાની, જાણવાની અને ગમવાની અવસ્થા છે. હોવું કોને નથી ગમતું, કે પછી કોણ તેના પોતાના અસ્તિત્વને જાણતું નથી? પરંતુ સભાન હોવાની આ અવસ્થાના આનંદનો આપણે કોઈ લાભ ઉઠાવતા નથી, આપણે તેમાં ઉતરતા નથી અને તેના માટે જે કંઈ અજુગતું છે તે સઘળાને હટાવીને તેને વિશુદ્ધ બનાવતા નથી. માનસિક આત્મશુદ્ધિનું આ કામ, ચિત્તને સાફ કરવાનું આ કામ જરૂરી છે. જે રીતે આંખમાં પડેલું કણું આંખમાં સોજો લાવીને જગતને ઓઝલ બનાવી દે છે તે રીતે "હું શરીર-મન છું'નો ભૂલભર્યો ખ્યાલ આત્મચિંતાનું કારણ બને છે અને વિશ્વને ઓઝલ બનાવી દે છે. સિવાય કે વ્યક્તિનાં મૂળિયાંને ખૂલ્લાં કરવામાં આવે એક મર્યાદિત અને અલગ વ્યક્તિ હોવાના ભાવ સામે લડાઈ કરવી નકામી છે. પોતાની જાતના ભૂલભરેલા ખ્યાલમાં સ્વાર્થના મૂળ રહેલાં છે. મનની સાફસૂફી તે યોગ છે.

## આત્મજાગ્રતિ જ સાક્ષી છે [૫૦]

**સાધક** - આપે મને કહ્યું કે મારી વિચારણા ત્રણ રીતે થઈ શકેઃ વ્યક્તિ, વ્યક્ત અને અવ્યક્ત. અવ્યક્ત એ વૈશ્વિક અને વાસ્તવિક વિશુદ્ધ "હું' છે; વ્યક્ત તે તેનું "હું છું' તરીકે ચેતનામાં પ્રતિબિંબ છે; વ્યક્તિ તે શારીરિક-ભૌતિક અને જૈવિક પ્રક્રિયાઓનો એકંદર સરવાળો છે. વર્તમાન ક્ષણના સંકીર્ણ દાયરાઓમાં વ્યક્ત એ કાળ અને સ્થળ એમ બંનેમાં વ્યક્તિથી જાગ્રત હોય છે; માત્ર એક જ વ્યક્તિથી નહીં પરંતુ કર્મના સૂત્ર પર એકસાથે લપેટાયેલી વ્યક્તિઓની લાંબી શૃંખલાથી. મૂળભૂતપણે તે સાક્ષી છે અને સાથોસાથ સંચિત અનુભવોનો અવશેષ – એટલે કે સ્મૃતિની બેઠક એટલે કે સૂત્રાત્મા (જોડતી કડી) - પણ છે. જન્મથી મરણ સુધી જીવન માણસના ચારિત્ર્યનું નિર્માણ કરે છે અને તેને આકાર આપે છે. સઘળા નામો અને આકારોની પાછળ,

# હું તે છું

ચેતના અને ચારિત્ર્યની પાછળ અવ્યક્ત છે, વિશુધ્ધ અને આત્મસભાન નહી તેવું સ્વરૂપ છે. શું મેં આપના વિચારોને યોગ્ય રીતે રજૂ કર્યાને?

**મહારાજ** - મનના સ્તરે - હા. માનસિક સ્તરની પેલે પાર તો એક પણ શબ્દ લાગુ નથી પડતો.

**સાધક** - હું સમજી શકું છું કે વ્યક્તિ એ મનનું નિર્માણ છે, સ્મૃતિઓ અને આદતોના જૂથ માટેનું જૂથવાચક નામ છે. પરંતુ જેને આ વ્યક્તિ નામની ઘટના ઘટે છે - એટલે કે સાક્ષીરૂપ કેન્દ્ર માટે પણ - શું તે માનસિક છે?

**મહારાજ** - જે રીતે કોઈ રંગને દશ્યમાન થવા કોઈ સપાટીની જરૂર હોય છે, તે રીતે વ્યક્તિને એક આધારની આવશ્યકતા હોય છે, તાદાત્મ્ય સાધવા માટે એક શરીરની જરૂર હોય છે. રંગને જોવાની ક્રિયા રંગથી સ્વતંત્ર હોય છે - રંગ ભલે ગમે તે હોય તે તો તેની તે જ હોય છે. રંગ જોવા વ્યક્તિને આંખની આવશ્યકતા છે. રંગ ઘણા છે, આંખ એક છે. અવ્યક્ત રંગમાંના પ્રકાશ જેવું છે, અને આંખમાંના પ્રકાશ જેવું પણ - છતાંયે તે સીધુંસાદું, એકલું, અવિભાજ્ય અને બિનઅનુભવક્ષમ છે, સિવાય કે તેની અભિવ્યક્તિઓમાં. ન જાણી શકાય તેવું નથી, પરંતુ બિનઅનુભવક્ષમ છે, અવલોકનનો પદાર્થ ન બનાવી શકાય તેવું છે, અલગ ન પાડી શકાય તેવું છે. ન તો ભૌતિક કે ન તો માનસિક, ન તો વસ્તુગત કે ન તો આત્મગત એવું તે દ્રવ્યનું મૂળ છે અને ચેતનાનો સ્ત્રોત છે. નર્યા જીવવા અને મરવાની પેલે પાર તે સર્વને સમાવતું, સર્વને બાકાત રાખતું જીવન છે, જેમાં જન્મ એ મરણ છે અને મરણ એ જન્મ છે.

**સાધક** - જે પરમતત્ત્વ કે જીવનની આપ વાત કરો છો તે વાસ્તવિક છે કે પછી આપણા અજ્ઞાનને છાવરવા માટેનો કોઈ સિધ્ધાંત માત્ર છે?

**મહારાજ** - બશ્ષે. મનને માટે સિધ્ધાંત; પોતે ખુદ - એક વાસ્તવિકતા છે, સત્ય છે. ખોટાને આપોઆપ અને સદંતરપણે નકારતી તે વાસ્તવિકતા છે. પોતાની હાજરી માત્રથી જે રીતે પ્રકાશ અંધકારનો નાશ કરતો હોય છે તે રીતે પરમતત્ત્વ કલ્પનાનો નાશ કરે છે. સઘળું જ્ઞાન એ અજ્ઞાનનું જ એક સ્વરૂપ છે તે જોવું તે પોતે જ વાસ્તવિક્તાની ગતિ છે. સાક્ષી એ કોઈ વ્યક્તિ નથી. વ્યક્તિ ત્યારે જ અસ્તિત્વમાં આવે છે જયારે તેને માટે કોઈ આધાર હોય છે, આધાર તરીકે કોઈ જીવ હોય છે, કોઈ શરીર હોય છે. તેમાં પરમતત્ત્વ જાગ્રતિ તરીકે પ્રતિબિંબિત થાય છે. વિશુધ્ધ જાગ્રતિ આત્મજાગ્રતિ બને છે. જયારે આત્મા હોય છે ત્યારે આત્મજાગ્રતિ સાક્ષી હોય છે. જયારે સાક્ષીત્વ કરવા માટે આત્મા હોતો નથી ત્યારે સાક્ષીત્વની ક્રિયા પણ હોતી નથી. સઘળું સાવ સરળ છે, વ્યક્તિની હાજરી જ તેને અટપટું બનાવે છે. કાયમ માટે અલગ હોય તેવી કોઈ વ્યક્તિ જેવું કશું જ નથી તે જુઓ અને સઘળું સ્પષ્ટ થઈ જાય છે. જાગ્રતિ - મન - દ્રવ્ય - એ બધાં જંગમ અને સ્થાવર પાસાં ધરાવતી, તમો - રજો - સત્ત્વ એ ત્રિગુણો ધરાવતી એક જ વાસ્તવિકતા છે.

**સાધક** - પહેલાં શું આવે છેઃ ચેતના(૦૦115૯1011511€55) કે જાગ્રતિ(તપ/ક્વ'ટા€5૩)?

**મહારાજ** - જાગ્રતિ સમક્ષ જ્યારે પદાર્થ હોય છે ત્યારે તે ચેતના બને છે. પદાર્થ સઘળો સમય પરિવર્તન પામતો રહે છે. ચેતનામાં ગતિ છે; જાગ્રતિ ખુદ ગતિહીન અને કાળહીન - અહીં અને અત્યારે જ - હોય છે.

**સાધક** - હાલની ઘડીએ પૂર્વ પાકિસ્તાન (હાલમાં બાંગલાદેશ)માં યાતના અને રક્તપાત્તનો માહોલ છે. આપ તેને કઇ દષ્ટિએ જુઓ છો? આપને તે કેવું લાગે છે? આપનો પ્રત્યાઘાત તે બાબતે કેવો છે?

**મહારાજ** - વિશુધ્ધ ચેતનામાં કદીયે કશું નથી ઘટતું.

**સાધક** - કૃપા કરી આ આધ્યાત્મિક આસમાનમાંથી ધરતી પર નીચે આવો! યાતના સહેતા માણસને એમ કહેવું કે તેની યાતનાથી તેના સિવાય અન્ય કોઈ જ અવગત નથી તે સાવ અર્થહીન છે. સઘળું

એક ભ્રમણામાં ખપાવી દેવું તે દાઝ્યા પર ડામ દેવા બરાબર છે. પૂર્વ પાકિસ્તાનનો બંગાળી એ એક હકીકત છે અને તેની યાતના એ એક હકીકત છે. કૃપા કરો અને તેનું વિશ્લેષણ કરી જાણે તેનું કોઈ અસ્તિત્વ જ નથી તેવું પુરવાર ન કરો. આપ અખબારો વાંચી રહ્યા છો, આપ લોકોને તે બાબતે વાત કરતા સાંભળો છો. આપને ખબર નથી તેવું આપ ન કહી શકો. હવે, એ કહો કે જે કંઈ બની રહ્યું છે તે બાબતે આપનું વલણ શું છે?

**મહારાજ** - કોઈ જ વલણ નથી. કશું જ બની રહ્યું નથી.

**સાધક** - કોઈ પણ ઘડીએ આપની નજર સામે હુલ્લડ ફાટી નીકળશે, કદાચ લોકો એકબીજાની હત્યા પણ કરે. તે ઘડીએ આપ એમ તો નહીં જ કહી શકો કે - કશું જ નથી ઘટી રહ્યું, અલિપ્ત રહો?

**મહારાજ** - મે કદીયે અલિપ્ત રહેવાની વાત નથી કરી. એવું પણ બને કે કોઈકને બચાવવા તમે મને કોઈ કજીયામાં કૂદી પડતો અને મૃત્યુ પામતો પણ જુઓ. તેમ છતાંયે મને તો કંઈ જ નહીં થયું હોય.

કોઈ મોટી ઈમારતને જમીનદોસ્ત થતી કલ્પો. કેટલાક ઓરડા ખંડિયેર થઈ ગયા છે, તો કેટલાક અક્ષત રહ્યા છે. પરંતુ શું તમે ત્યાંના અવકાશ વિશે તે ખંડિયેર થયો છે કે અક્ષત રહ્યો છે તેવી વાત કરી શકો? નુક્સાન તો ઈમારતના માળખાને અને તેમાં જે લોકો રહેતા હતા તેમને જ થયું છે. અવકાશને તો કંઈ જ થયું નથી. તે જ રીતે, જયારે રૂપો મૃત્યુ પામે છે અને નામો ભૂંસાઈ જાય છે ત્યારે જીવનને તો કશું જ થતું નથી. નવાં ઘરેણાં ઘડવા સોની જૂના ઘરેણાંને ઓગાળી નાખે છે. કેટલીક વાર સૂકા સાથે લીલું પણ બળી જતું હોય છે. સોની તો પોતાનું કામ કર્યે રાખે છે કારણ કે તે જાણે છે કે સોનામાં તો કોઈ જ ઘટાડો થતો નથી. હું કંઈ મૃત્યુ સામે બળવો નથી પોકારી રહ્યો. મારો વાંધો તો મૃત્યુ પામવાની રીત સામે છે. મૃત્યુની ઘટના કુદરતી છે, જયારે મૃત્યુ પામવાની રીત માનવ-નિર્મિત છે. અલગતા ભય અને આક્રમકતાને જન્મ આપે છે, જે વળી પાછાં હિંસાને ભડકાવે છે. માનવ-નિર્મિત અલગતાથી છૂટકારો મેળવો અને એક્બીજાની હત્યા કરતા લોકોની આ ભયાનકતાનો ચોક્કસ અંત આવશે. પરંતુ વાસ્તવમાં હત્યા જેવું કે મૃત્યુ પામવા જેવું કશું જ છે નહીં. વાસ્તવિક કદીયે મૃત્યુ પામતું નથી, અવાસ્તવિક કદીયે જીવ્યું નથી. તમારા મનને ઠીક કરો અને સઘળું ઠીક થઈ જશે. જ્યારે તમે જાણશો કે જગત એક છે, માનવજાત એક છે, ત્યારે તમે તે પ્રમાણે વર્તવા લાગશો. પરંતુ સૌ પ્રથમ તો તમારે તમે કઈ રીતે અનુભવો છો, વિચારો છો, જીવો છો તે પર ધ્યાન આપવું પડશે. જો તમારા પોતાનામાં જ વ્યવસ્થા નહીં હોય તો જગતમાં વ્યવસ્થા ન હોઈ શકે. વાસ્તવમાં તો કશુંયે ઘટતું નથી. મનના પડદા પર નિયતિ સદાયે ચિત્રો - એટલે કે અગાઉનાં પ્રક્ષેપણોની સ્મૃતિઓ – પ્રક્ષેપિત કરતી રહે છે, અને આ રીતે ભ્રમણા એકધારી પોતાનું નવીનીકરણ કરતી રહે છે. પ્રકાશના માર્ગમાં આવતા અજ્ઞાન વડે સર્જાતાં ચિત્રો આવતાં જતાં રહે છે. પ્રકાશને જુઓ અને ચિત્રને ધ્યાન પર ન લો.

**સાધક** - જગતની ઘટનાઓને જોવાની કેવી નિષ્ૂર દષ્ટિ! લોકો હત્યા કરી રહ્યા છે અને તેમની પણ હત્યા થઈ રહી છે અને અહીં આપ ચિત્રોની વાત કરો છો.

**મહારાજ** - જો તમને એમ જ લાગતું હોય કે તમારે પણ તેમ જ કરવું જોઈએ, તો પછી તમે પણ જાઓ અને મૃત્યુને ભેટો. અથવા તો જો તેમ કરવું તે તમને તમારું કર્તવ્ય લાગતું હોય તો જાઓ અને હત્યા કરો. પરંતુ તે કંઈ અનિષ્ટનો અંત લાવવાની રીત નથી. અનિષ્ટ એ તો સડેલા મનની દુર્ગંધ છે. તમારા મનને સાજું કરો અને તે વિકૃત અને કુરૂપ ચિત્રોને પ્રક્ષેપિત કરવાનું બંધ કરશે.

**સાધક** - આપ જે કહો છો તે હું સમજું છું, પરંતુ લાગણીકીય રીતે તે હું સ્વીકારી નથી શકતો. જીવન પ્રત્યેનો આ નર્યો આદર્શવાદી દષ્ટિકોણ મને જરા પણ નથી આકર્ષતો. હું મારી જાતની સદાને માટે કોઈ સ્વપ્નમાં હોવાની અવસ્થાને વિચારી નથી શકતો.

**મહારાજ** - અનિત્ય એવા શરીર વડે નિર્માણ પામેલી અવસ્થામાં તમે કાયમને માટે કઈ રીતે હોઈ શકો? આ ગેરસમજ તમારા એ ખ્યાલ પર આધારિત છે કે તમે એક શરીર છો. તે ખ્યાલને તપાસો, તેમાં અંતર્નિહિત વિરોધાભાસોને જુઓ, એ સમજો કે તમારું હાલનું અસ્તિત્વ તેજતણખાઓની વર્ષા સમાન છે, જેમાં દરેક તણખો પળભર માટે ટકતો હોય છે, તેમ જ વર્ષા ખુદ એકાદ બે મિનિટ માટે ટકતી હોય છે. એટલું તો ચોક્કસ કે જે બાબતની શરૂઆત જ અંત હોય તેને મધ્ય ન હોઈ શકે. તમારા શબ્દોને આદર આપો. વાસ્તવિક - સત્ય ક્ષણિક ન હોઈ શકે. તે સમયરહીત છે, પરંતુ સમયરહીતપણું સમયાવધિ નથી.

**સાધક** - હું સ્વીકારું છું કે જે જગતમાં હું જીવું છું તે વાસ્તવિક જગત નથી. પરંતુ એક એવું પણ જગત છે જે વાસ્તવિક છે, જેનું હું વિકૃત ચિત્ર જોઉં છું. એવું બને કે તે વિકૃતિ મારા શરીર કે મનના કોઈ કલંકને કારણે હોય. પરંતુ જ્યારે આપ એમ કહો કે વાસ્તવિક જગત જેવું કંઈ છે જ નહીં, મારા મનમાં માત્ર એક સ્વપ્નજગત જ છે, ત્યારે હું તે સ્વીકારી શકતો નથી. મને થાય છે કે હું એવું માની શકતો હોત કે અસ્તિત્વની સઘળી ભયાનકતાઓ હું શરીર ધરાવું છું તે કારણે છે તો ઠીક રહેત. તેમાંથી છૂટકારો મેળવવાનો માત્ર એક જ ઉપાય હોત - અને તે આત્મહત્યા.

**મહારાજ** - જ્યાં સુધી તમે તમારા અને અન્ય લોકોના ખ્યાલો પર ધ્યાન આપશો ત્યાં સુધી તમે તકલીફમાં જ રહેવાના. પરંતુ જો તમે સઘળા ઉપદેશોને, સઘળા ગ્રંથોને, જે કંઈ શબ્દેહ પામ્યું છે તેને ધ્યાન પર ન લો અને તમારી જાતમાં ઊંડી ડૂબકી લગાવો અને તમારી જાતને શોધો તો તેટલું જ માત્ર તમારી સઘળી સમસ્યાઓને હલ કરશે અને તમને દરેક પરિસ્થિતિનો માલિક બનાવશે, કારણ કે પછી તમે કોઈ પરિસ્થિતિ બાબતના તમારા ખ્યાલોના આધિપત્ય હેઠળ નહીં હોવ. એક ઉદાહરણ લો. તમે કોઈ આકર્ષક સ્ત્રીના સંગાથમાં છો. તેના વિશે તમારા મનમાં ખ્યાલો પેદા થાય છે અને તે કામુક પરિસ્થિતિ પેદા કરે છે. એક સમસ્યા સર્જાય છે અને તમે આત્મસંયમ પરનાં કે જાતીય આનંદ માણવાના વિષય પરનાં પુસ્તકો જોવાં શરૂ કરો છો. જો તમે નાનાં બાળકો હોત તો તમે બંને નગ્ન હોત, સાથે હોત, અને તો પણ કોઈ સમસ્યા ન સર્જાઈ હોત. બસ તમે શરીર છો તેવું વિચારવાનું બંધ કરો અને પ્રેમ અને જાતીયતા (સેક્સ) અર્થહીન બની જાય છે. કશી પણ મર્યાદાનો ભાવ માત્ર હટતાંની સાથે જ ભય, પીડા અને આનંદ માટેની શોધ - આ બધું જ અટકી જાય છે. માત્ર જાગ્રતિ (સમાધિ) રહે છે.

## દુ:ખ અને સુખ પ્રત્યે બેપરવા રહો [૫૧]

સાધક - જન્મે અને વતને હું ફ્રેન્ચ છું અને છેલ્લા દસ વરસથી યોગની સાધના કરી રહ્યો છું.

**મહારાજ** - દસ વરસની સાધના બાદ શું તમને એવું લાગે છે કે તમે તમારા લક્ષ્યની થોડાકેય નજીક પહોચ્યા છો?

**સાધક** - કદાચ થોડોક નજીક પહોંચ્યો હોઉં. સાધના કઠોર છે, આપ જાણો જ છો.

**મહારાજ** - આત્મા નજીક જ છે અને તેને પામવાનો માર્ગ સરળ છે. તમારે માત્ર એટલું કરવું જરૂરી છે કે કશુયે ન કરવું.

**સાધક** - તેમ છતાંયે મને મારી સાધના ખૂબ જ કપરી લાગી.

# હું તે છું

**મહારાજ** - તમારી સાધના હોવ/ની છે. ક્રિયા ઘટે છે. બસ સતર્ક રહો. તમે છો તે યાદ રાખવામાં તકલીફ ક્યાં છેઃ સઘળો સમય તમે છો જ.

**સાધક** - સઘળો સમય હોવાનો ભાવ વિધમાન હોય જ છે - તે બાબતે કોઇ શંકા નથી. પરંતુ ધ્યાનનું ક્ષેત્ર ઘણીવાર સઘળા પ્રકારની માનસિક ઘટનાઓથી - લાગણીઓ, છાપો, ખ્યાલોથી - ભર્યું ભર્યું હોય છે. હોવાનો વિશુધ્ધ ભાવ સામાન્ય રીતે આ ભીડને કારણે ઢંકાઇ જતો હોય છે, વિસરાઈ જતો હોય છે.

**મહારાજ** - તમારા મનને બિનજરૂરીથી મુક્ત કરવા તમે કઈ વિધિ આચરો છો? મનને વિશુધ્ધ કરવા તમે કયા ઉપાયો યોજો છો, કયા ઓજારોનો ઉપયોગ કરો છો?

**સાધક** - મૂળભૂતપણે માણસ ભયગ્રસ્ત છે. તે તેના પોતાનાથી સૌથી વધારે ગભરાય છે. મને એક એવા માણસ જેવી લાગણી થાય છે જે કોઇ પણ ઘડીએ વિસ્ફોટિત થનારા બોમ્બને સાથે લઇને ઘૂમતો હોય. નથી તો તેને ઓલવી શકતો કે નથી તો તે તેને ફેંકી દઈ શકતો. તે અત્યંત ગભરાયેલો છે અને કોઈ ઉકેલ શોધવા અત્યંત ઘાંઘો થયેલો છે, પરંતુ તે કોઈ ઉકેલ નથી શોધી શકતો. મારા મતે આ બોમ્બથી છૂટકારો મેળવવો તે જ મુક્તિ છે. મને કંઈ તે બોમ્બનું એટલું બધું જ્ઞાન નથી. હું તો માત્ર એટલું જ જાણું છું કે તે સાવ નાનપણથી મારી સાથે છે. મને એવા ભયગ્રસ્ત બાળક જેવી લાગણી થાય છે જે તેને ચાહવામાં નથી આવતું તે સામે તે ઘાંઘું થઈને વિરોધ કરી રહ્યું છે. તે બાળક પ્રેમ માટે તલસી રહ્યું છે અને તેને તે મળતો ન હોવાથી તે ગભરાયેલું અને ક્રોધિત છે. કેટલાક વાર મને કોઈકને અથવા તો મને પોતાને મારી નાખવાની લાગણી થઈ આવે છે. તે ઈચ્છા એટલી બધી બળવાન હોય છે કે હું સતત ભયગ્રસ્ત રહું છું. અને હું એ જાણતો નથી કે મારે ભયમુક્ત કઈ રીતે થવું.  તમે જુઓ કે એક હિન્દુ મન અને એક યુરોપિયન મન વચ્ચે તફાવત રહેલો છેહિન્દુ મન પ્રમાણમાં સરળ છે. યુરોપિયન મન ક્યાંય અટપટું છે. હિન્દુ મૂળભૂત રીતે જ સાત્તિકિક છે. તે યુરોપિયનની બેચેનીને, તેને જે કરવા જેવું લાગે છે તે પાછળના અથાક વણથોભ્યા પરિશ્રમને, તેના વધારે વ્યાપક સામાન્ય જ્ઞાનને નથી સમજતું.

**મહારાજ** - તેની બૌધ્ધિક ક્ષમતા એટલી બધી મહાન છે કે તે તેનો ઉપયોગ કરીને પોતાને સઘળી બુધ્ધિમત્તાથી મુક્ત કરશે! તેનો સ્વમતાગ્રહ તર્ક પરના તેના આધારને કારણે છે.

**સાધક** -પરંતુ વિચારવું, તર્ક કરવો તે તો મનની સાધારણ અવસ્થા છે. મન કંઈ તેની કામગીરી બજાવવાનું બંધ ન કરી શકે.

**મહારાજ** - એવું બને કે તે તેની આદતરૂપ અવસ્થા હોય, પરંતુ એ જરૂરી નથી કે તે તેની સાધારણ અવસ્થા હોય. સાધારણ અવસ્થા પીડાકારી ન હોઈ શકે, જયારે ખોટી ટેવ ઘણી વાર કાયમી પીડા ભણી દોરી જતી હોય છે.

**સાધક** - જો તે મનની કુદરતી કે સાધારણ અવસ્થા ન હોય, તો પછી તેને અટકાવવી કઇ રીતે? મનને શાંત પાડવાનો કોઈક ઉપાય તો હોવો જ જોઇએ. હું વારંવાર મારા મનને કહેતો હોઉં છું: બસ બહુ થયું, કૃપા કરી હવે બસ કર, વારંવાર ફરી ફરી વાક્યોને રટ્યા કરવાની આ અંતહીન રટણાને બંધ કર! પરંતુ મારું મન નથી થોભતું. મને લાગે છે કે કોઇ તેને થોડા સમય માટે ભલે થોભાવી શકે, પરંતુ લાંબા સમય માટે તો નહીં જ. અરે, કથિત "આધ્યાત્મિક' લોકો પણ તેમના મનને શાંત પાડવા યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવતા હોય છે. તેઓ સૂત્રોનું રટણ કરે છે, ગાય છે, પ્રાર્થના કરે છે, પરાણે કે હળવેથી શ્વસન કરે છે, કાંપે છે, ઘૂમે છે, એકાગ્રતા કરે છે, ધ્યાન કરે છે, ધ્યાનમૂછાનો પીછો કરે છે, સદ્ગુણો કેળવે છે, - કામ કરતા થોભવા માટે સઘળો સમય કામ કરતા રહે છે, પીછો કરવાનું બંધ કરે છે, હલવાચલવાનું બંધ કરે છે. જો તે સઘળું આટલું બધું કરુણાજનક ન હોત તો હાસ્યાસ્પદ જ હોત.

# હું તે છું

**મહારાજ** - મન બે અવસ્થામાં અસ્તિત્વ ધરાવે છેઃ જળ તરીકે અને મધ તરીકે. સહેજ જેટલી ખલેલ થતાં જળ કાંપી ઉઠે છે, જ્યારે મધ તેને ભલે ગમે તેટલી ખલેલ પહોંચાડવામાં આવે, તરત જ પાછું ખળભળાટરહીત બની જાય છે.

**સાધક** - મન સ્વભાવથી જ બેચેન છે. એવું બને કે તેને કદાચ શાંત પાડી શકાય, પરંતુ તે પોતે સ્વભાવે શાંત નથી.

**મહારાજ** - એવું બને કે તમને લાંબા ગાળાથી તાવ હોય અને તમે સઘળો સમય કાંપતાં રહેતા હોવ. મનને બેચેન તો ઈચ્છા અને ભય બનાવતાં હોય છે. સઘળી નકારાત્મક લાગણીઓથી મુક્ત એવું તે શાંત જ હોય છે.

**સાધક** - બાળકને તમે નકારાત્મક લાગણીઓથી રક્ષી ન શકો. જન્મતાંની સાથે જ તે પીડા અને ભયને જાણે છે. ભૂખ એ એક નિષ્ઠુર માલિક છે અને તે પરાવલંબિતા અને ઘૃણા શીખવે છે. બાળક માતાને ચાહે છે કારણ કે તે તેને પોષે છે, ખાવાનું આપે છે અને તેને ધિક્કારે છે કારણ કે તે તેમ કરવામાં મોડી પડે છે. આપણું અધજાગ્રત મન સંઘર્ષોથી ભર્યું ભર્યું હોય છે જે છલકાઈને સભાન મનમાં વહી આવે છે. આપણે જ્વાળામુખી પર જીવતા હોઈએ છીએ; આપણે સદાયે ખતરામાં હોઈએ છીએ. હું સંમત થાઉં છું કે જેઓના મન શાંત છે તેમનો સંગાથ ખૂબ શાતાકારી હોય છે, પરંતુ જેઓ તેમનો સંગાથ મટ્યો કે પુરાણી તકલીફો શરૂ થઈ જાય છે. માટે જ મારા ગુરુનો સંગાથ કરવા હું વખતોવખત ભારત આવતો રહું છું.

**મહારાજ** - તમે વિચારો છો તમે આવી રહ્યા છો અને જઈ રહ્યા છો, વિવિધ અવસ્થાઓ અને મિજાજોમાંથી પસાર થઈ રહ્યા છો. હું ચીજોને જેવા છે તેવા સ્વરૂપે - ક્ષણિક ઘટનાઓ રૂપે - જોઉં છું, જે મારી સમક્ષ ઝડપી શુંખલા રૂપે રજૂ થાય છે અને તેમના અસ્તિત્વને મારે કારણે પામે છે, તેમ છતાંયે તે નથી તો હું કે નથી તો તે મારી. હું કોઈ ઘટના નથી, કે નથી તો કોઈ ઘટનાનો વિષય. હું એટલો બધો સરળપણે અને સમગ્રપણે સ્વતંત્ર છું કે વિરોધ અને નકારનું આદિ બની ગયેલું તમારું મન તેને સમજી શકતું નથી. હું કહું છું શબ્દશઃ તે જ મારો કહેવાનો ભાવ છેઃ મારે વિરોધ કરવાની કે નકારવાની કોઈ આવશ્યકતા નથી, કારણ કે મને તે સાવ સ્પષ્ટ છે કે હું કશાયનો પણ વિરોધી કે નકાર ન હોઈ શકું. હું બસ પેલે પાર છું, સાવ જ જુદા પરિમાણમાં . કશાક સાથેના તાદાત્મ્યમાં કે કશાકની વિરોધમાં મારી શોધ ન ચલાવોઃ મારો વાસ ઈચ્છા અને ભય નથી ત્યાં છે. હવે, તમારો અનુભવ શું છે? શું તમને પણ એવું લાગે છે કે સઘળી અનિત્ય ચીજોથી તમે પણ સાવ અલિપ્ત ખડા છો?

**સાધક** - હા, એવું લાગે છે - પ્રસંગોપાત્ત. પરંતુ એકાએક જ ખતરાનો ભાવ પેદા થાય છે, મને એકલવાયું લાગે છે, અન્ય લોકો સાથેના સંબંધથી સાવ વિખૂટા પડી ગયા જેવું. આપ જુઓ કે અહીં જ આપણી માનસિકતામાં તફાવત રહેલો છે. હિન્દુ માટે પહેલાં ખ્યાલ અને પછી લાગણી હોય છે. કોઈ હિન્દુને કોઈ ખ્યાલ આપો અને તેની લાગણીઓ જાગી ઉઠે છે. પશ્ચિમની વ્યક્તિ માટે તેથી ઉલટું છેઃ તેને કોઈ લાગણી આપો અને તે કોઈ ખ્યાલને રજૂ કરશે. આપના ખ્યાલો ખૂબ આકર્ષક છે - બૌદ્ધિક રીતે, પરંતુ લાગણીકીય રીતે હું તેનો પ્રતિભાવ નથી આપી શકતો.

**મહારાજ** - તમારી બુદ્ધિને બાજુ પર મૂકો. આ બાબતોમાં તેનો ઉપયોગ ન કરો.

**સાધક** - જે સલાહને હું અનુસરી શકવાનો નથી તે સલાહનો શો અર્થ? આ સઘળા તો ખ્યાલો છે અને આપ એવું ઈચ્છો છો કે હું ખ્યાલોનો લાગણીપૂર્વક પ્રતિભાવ આપું, કારણ કે લાગણીઓ વિના કૃત્ય ન હોઈ શકે.

**મહારાજ** - તમે કૃત્યની વાત શા માટે કરો છોરર શું કદીયે તમે કૃત્ય(કામ) કરતા હોવ છો ખરર કોઈ અજ્ઞાત શક્તિ કૃત્ય કરતી હોય છે અને તમે કલ્પના કરો છો કે તમે કૃત્ય કરી રહ્યા છો. જે કંઈ બને છે

તેને કોઈ પણ રીતે પ્રભાવિત કરી શકવાની ક્ષમતા વિના તમે તો માત્ર તેને નિહાળી જ રહ્યા હોવ છો.

**સાધક** - હું કશું જ ન કરી શકું તે વાતને સ્વીકારવામાં મારી અંદર આવો પ્રચંડ વિરોધ શા માટે છે?

**મહારાજ** - પરંતુ તમે કરી શું શકો છો? તમે પેલા બેહોશીનું ઈજેક્શન આપવામાં આવેલા દરદી જેવા છો જેના પર દાક્તર ઓપરેશન કરતો હોય છે. તમે ભાનમાં આવો છો ત્યારે જાણો છો કે ઓપરેશન તો પૂરું થઈ ગયું છે; શું તમે એવું કહી શકો ખરા કે તમે કશુંક કર્યં છે?

**સાધક** - પરંતુ ઓપરેશન કરાવવાનું પસંદ તો મેં જ કર્યું હોય છે.

**મહારાજ** - સાવ ખોટી વાત. એક તરફ તમારી બિમારી હતી અને બીજી તરફ તમારા દાક્તર અને તમારા પરિવારનું દબાણ હતું જેણે તમને તે નિર્ણય લેવા પ્રેર્યા હતા. તમે કોઈ પસંદગી નથી કરી, તેનો માત્ર તમને ભ્રમ છે એટલું જ.

**સાધક** - તેમ છતાંયે મને એવું લાગે છે કે તમે દર્શાવો છો તેટલો નિઃસહાય હું નથી. મને લાગે છે હું જે કંઈ વિચારી શકું છું તે કરી શકું છું, પરંતુ મને માત્ર એટલી ખબર નથી કે તે કઈ રીતે કરવું. મારામાં તાકાતનો નહીં પરંતુ જ્ઞાનનો અભાવ છે.

**મહારાજ** - જ્ઞાનનો અભાવ તે તાકાતના અભાવ જેટલો જ ખરાબ છે! પરંતુ આપણે તે મુદ્દાને હાલ પૂરતો પડતો મૂકીએ; આખરે તો, જયાં સુધી આપણને એ સ્પષ્ટપણે દેખાતું હોય કે હાલ પૂરતા તો આપણે નિઃસહાય છીએ ત્યાં સુધી મહત્ત્વનું એ નથી હોતું કે આપણે શા માટે નિઃસહાયતા અનુભવતા હોઈએ છીએ. અત્યારે હું ૭૪નો છું. અને છતાંય મને લાગે છે કે હું એક શિશુ છું. મને સ્પષ્ટપણે લાગે છે કે સઘળાં પરિવર્તનો છતાં હું એક બાળક છું. મારા ગુરુએ મને કહ્યું હતું: એ બાળક કે જે તું હજુયે છે તે તારું ખરું સ્વરૂપ છે. વિશુદ્ધ હોવા પર - સ્વરૂપ પર - પાછો જા, જ્યાં આગળ "હું આ છું' કે "હું તે છું' વડે પ્રદૂષિત બન્યા પહેલાંનો "હું છું' હજુયે તેની વિશુદ્ધતામાં વિદ્યમાન છે. તારા પરનો બોજ તારાં ખોટાં આત્મ-તાદાત્મ્યોનો છે – તે સઘળાનો ત્યાગ કર. મારા ગુરુએ મને કહ્યું હતું: "મારા પર શ્રદ્ધા રાખ. હું તને કહું છું; તું દૈવી છે. તેને જ પરમ સત્ય માન. તારો આનંદ દૈવી છે , તારી યાતના પણ દૈવી છે. સઘળું ઈશ્વર તરફથી આવે છે. તેને હમેશાં યાદ રાખ. તું ઈશ્વર છે, તારા સંકલ્પ પ્રમાણે જ થશે.' મેં તેમના પર વિશ્વાસ કર્યો અને થોડા સમયમાં જ મને સમજાયું કે તેમના શબ્દો કેટલા ચમત્કારિકપણે સાચા અને ચોક્કસ હતા. "હું ઈશ્વર છું, હું અદ્ભૂત છું, હું પેલે પાર છું' એવું વિચારીને મેં મારા મનને અનુકૂલિત નહોતું કર્યું. હું બસ તેમની સૂચનાને અનુસર્યો જે મનને વિશુદ્ધ સ્વરૂપ "હું છું' પર કેન્દ્રિત કરવા અને તેમાં સ્થિત થવા કહેતી હતી. મારા મનમાં "હું છું' સિવાય અન્ય કશાનો પણ ભાવ રાખ્યા વિના હું કલાકો સુધી બેસી રહેતો હતો અને થોડા સમયમાં જ શાંતિ અને આનંદ અને ગહન સર્વાશ્લેષી પ્રેમ મારી સામાન્ય અવસ્થા બની ગયાં. તેમાં સઘળું અદશ્ય થઈ ગયું - મારી જાત, મારા ગુરુ, હું જીવતો હતો તે જીવન, મારી આસપાસનું જગત. પાછળ રહી માત્ર શાંતિ અને અગાધ મૌન.

**સાધક** - તે સઘળું લાગે છે તો સીધુંસાદું અને સરળ, પરંતુ સાવ કંઈ તેવું નથી. કેટલીક વાર આનંદભરી શાંતિની અદ્ભૂત અવસ્થાનું મારા પર અવતરણ થાય છે અને હું જોઈ રહું છું અને આશ્ચર્ય પામું છું: કેટલી સરળતાથી તેનું અવતરણ થાય છે અને તે કેટલી બધી આત્મીય લાગે છે, કેટલી બધી જાણે મારી પોતાની જ હોય તેવી લાગે છે. સાવ જ હાથવગી રહેલી તે અવસ્થા માટે આટલો બધો શ્રમ કરવાની આવશ્યકતા જ ક્યાં હતી ? આ વખતે તો ચોક્કસ તેનું અવતરણ ટકી રહેવા માટે જ થયું છે. તેમ છતાંયે કેટલું જલદી તે સઘળું વિલાઈ જાય છે અને હું આશ્ચર્ય પામતો રહી જાઉં છું કે-તે કોઈ વાસ્તવિક અવસ્થા હતી કે પછી કોઈ ઓર એક ભ્રમણા! જો તે વાસ્તવિકતા હતી તો તે જતી શા માટે રહી? એવું બને કે આ નવી અવસ્થામાં મને કાયમ માટે સ્થિત કરવા

# હું તે છું

કોઈ અનન્ય અનુભવની આવશ્યકતા હોય અને પેલો મૂળભૂત અનુભવ થાય ત્યાં સુધી આ સંતાકૂકડીની રમતે ચાલું રહેવું પડે.

**મહારાજ** - કશાક અનન્ય અને નાટ્યાત્મકની, કોઈ અદ્‌ભૂત વિસ્ફોટની તમારી અપેક્ષા તમારા આત્મસાક્ષાત્કારને માત્ર અવરોધી રહી છે અને તેને ઢીલમાં નાખી રહી છે. તમારે કોઈ વિસ્ફોટની અપેક્ષા નથી રાખવાની, કારણ કે વિસ્ફોટ તો ક્યારનોયે થઈ ગયો છે – તમે જન્મ્યા હતા તે ઘડીએ, જ્યારે તમને તમારી જાતનું હોવા-જાણવા-અનુભવવા તરીકે ભાન થયું હતું. તમે માત્ર એક જ ભૂલ કરી રહ્યા છોઃ તમે અંદરનાને બહારના તરીકે અને બહારનાને અંદરના તરીકે સમજો છો. જે તમારી અંદર છે તેને તમે બહારનું સમજો છો અને જે બહાર છે તેને તમે અંદરનું સમજો છો. મન અને લાગણીઓ બાહ્ય છે, પરંતુ તેમને તમે આત્મીય હોવાનું સમજો છો. તમે જગતને વસ્તુગત હોવાનું માનો છો , જયારે તે પુર્ણણણે તમારી ચિત્તદશાનું પ્રક્ષેપણ છે. તે પાયાનો ગૂંચવાડો છે અને કોઈ નવો વિસ્ફોટ તેને ઠીક નહીં કરે. તમારે વિચારણા કરીને તેમાંથી તમારી જાતને બહાર લાવવી પડશે. તે સિવાય અન્ય કોઈ ઉપાય નથી.

**સાધક** - જ્યારે મારા વિચારો મનકાવી રીતે આવ-જા કર્યા કરતા હોય તે સંજોગોમાં મારે વિચારણા કરીને મારી જાતને તેમાંથી બહાર કંઈ રીતે લાવવી. તેમનો અનંત કોલાહલ મને બેધ્યાન કરે છે, મને થકવી નાખે છે.

**મહારાજ** - રસ્તા પરના વાહનવ્યવહારને નિરખતા હો તે રીતે તમારા વિચારોને નિરખો. લોકો આવ-જા કરતા હોય છે: કશાયે પ્રતિભાવ વિના તમે તેની નોંધ લેતા હોવ છો. શરૂઆતમાં તે સહેલું નહીં હોય, પરંતુ થોડા અભ્યાસ બાદ તમે જોશો કે તમારું મન એક સમયે ઘણા સ્તરે કામગીરી બજાવી શકે છે અને તમે તે સઘળાથી જાગ્રત રહી શકો છો. જ્યારે કોઈ ખાસ સ્તરમાં તમે રસ ધરાવો છો ત્યારે તમારું ધ્યાન તેમાં જકડાઇ જાય છે અને અન્ય સૌ સ્તરો પરથી તે હટી જાય છે. તે સમયે પણ, ચેતનાના ક્ષેત્રની બહાર, ધ્યાન હટી ગયેલાં સ્તરો પર કામગીરી તો ચાલુ જ રહેતી હોય છે.

તમારી સ્મૃતિઓ અને વિચારો સામે સંઘર્ષ ન કરો; તમારા ધ્યાનના ક્ષેત્રમાં વધારે મહત્ત્વના પ્રશ્નોને સમાવવાનો માત્ર પ્રયત્ન કરોઃ "હું કોણ છું?', "મારે જન્મવાનું શા માટે બન્યું?' , "મારી આસપાસનું આ વિશ્વ કઇ રીતે પેદા થયું?', "શું નિત્ય છે અને શું ક્ષણિક છે?'. જો તમે તેમાં રસ ગુમાવી બેસશો તો કોઈ સ્મૃતિ લાંબો સમય ટકશે નહીં; લાગણીની કડી જ બંધનને ચાલુ રાખતી હોય છે. તમે હમેશાં સુખની શોધમાં હોવ છો, દુઃખથી દૂર ભાગો છો, હમેશાં સુખ અને શાંતિને પામવાના પ્રયત્નમાં હોવ છો. શું તમને એ નથી દેખાતું કે તમારી સુખ માટેની શોધ જ તમને દુઃખી બનાવે છે? તેનાથી ઉલટો ઉપાય અજમાવો: સુખ અને દુઃખ પ્રત્યે બેરવા રહો, ન તો તેમને ઈચ્છો કે ન તો તેમને નકારો અને તમારું સઘળું ધ્યાન એ સ્તર પર આપો જ્યાં "હું છું' સમયરહિતપણે હાજર છે. થોડા સમયમાં જ તમને ભાન થશે કે શાંતિ અને સુખ તે તો તમારો સ્વભાવ જ છે અને તેમને અમુક ખાસ ચેનલો દ્વારા શોધવાની ક્રિયા જ તેમને ખલેલ પહોંચાડે છે. ખલેલને ટાળો એટલે બહું થયું. શોધ ચલાવવાની કોઈ આવશ્યકતા નથી, તમારી પાસે જે હોય જ તેની તમે કંઈ શોધ ન ચલાવો. તમે પોતે જ ઈશ્વર છો, સર્વોચ્ચ સત્ય છો. શરૂઆત મારા પર વિશ્વાસ કરવાથી કરો, ગુરુ પર શ્રદ્ધા રાખો. તે તમને પહેલું પગલું ભરવા સક્ષમ બનાવે છે - અને પછી તમારો વિશ્વાસ તમારા પોતાના અનુભવ વડે જ ન્યાયી ઠરે છે. જીવનના દરેક ક્ષેત્રમાં શરૂઆતની શ્રદ્ધા આવશ્યક છે, મહત્ત્વની છે; તે સિવાય ભાગ્યે જ કંઈ સિદ્ધ થઈ શકે. હાથ પર લેવામાં આવતું દરેક કાર્ય શ્રદ્ધાભર્યું કૃત્ય છે. અરે, દરરોજ તમે જે રોટલો ખાઓ છો તે પણ શ્રદ્ધાને કારણે જ છે! મે તમને જે કહ્યું છે તે યાદ રાખીને તમે સઘળું સિદ્ધ કરશો. હું તમને ફરી કહી રહ્યો છું: તમે જ પેલી સર્વવ્યાપી, સૌની પેલે પારની વાસ્તવિકતા બ્રહ્મ) છો અને તે પ્રમાણે વર્તો. અખિલની સાથે સંવાદી હોય તે રીતે વિચારો, અનુભવો અને વર્તો અને થોડા સમયમાં જ હું કહું છું તેવા સાચુકલા અનુભવનું તમારા પર અવતરણ થશે. કોઈ પ્રયાસની આવશ્યકતા

નથી. શ્રદ્ધા રાખો અને તે પ્રમાણે વર્તો. કૃપા કરી એ વાત સમજો કે મારે તમારી પાસેથી કશું જ જોઈતું નથી. હું તો તમારા ભલા માટે બોલું છું, કારણ કે સૌથી પહેલાં તો તમે તમારી જાતને જ ચાહો છો, તમે તમારી જાતને સલામત અને સુખી બનાવવા ઇચ્છો છો. તેનાથી શરમાઓ નહીં, તેનો નકાર ન કરો. પોતાની જાતને ચાહવું તે સ્વાભાવિક છે અને શુભ છે. માત્ર તમારે ચોક્કસપણે એ જાણવું જોઈએ કે તમે શાને ચાહો છો. તમે શરીરને નથી ચાહતા, તમે તો જીવનને - અનુભવને, સંવેદનાને, લાગણીને, વિચારવાની ક્રિયાને, કૃત્ય કરવાને, પ્રેમ કરવાને, પ્રયાસ કરવાને, સર્જન કરવાને - આવા જીવનને ચાહો છો - જે તમે છો, જે સઘળું છે. સઘળાં વિભાજનો અને મર્યાદાઓની પેલે પાર તેને તેની સમગ્રતામાં પામો, અને તમારી સઘળી ઇચ્છાઓ તેમાં વિલીન થઈ જશે, કારણ કે મોટું નાનાને સમાવતું હોય છે. માટે તમારી જાતને શોધો, કારણ કે તેને શોધવામાં જ તમે સઘળાને પામતા હોવ છો.

હોવાથી સૌ ખુશ હોય છે, હોવાનો દરેકને આનંદ હોય છે. પરંતુ ભાગ્યે જ કોઈને તેની છલોછલતાનું જ્ઞાન હોય છે. તમારા મનમાં તમે "હું છું', "હું જાણું છું', "હું ચાહું છું' પર વિસામો કરીને - આ શબ્દોના ગહનતમ અર્થ સુધી પહોંચવાની ઇચ્છાશક્તિ વડે - તે તમારા જાણવામાં આવે છે.

**સાધક** - શું હુંએવું વિચારી શકું કે "હુંઈશ્વર છું'?

**મહારાજ** - તમારી જાતનું કોઈ ખ્યાલ સાથે તાદાત્મ્ય ન સાધો. ઈશ્વર એટલે અજ્ઞાત એવો જો તમારો કહેવાનો અર્થ હોય તો પછી માત્ર એટલું કહો કે - "હું એ નથી જાણતો કે હું શું છું'. જે રીતે તમે તમારી જાતને જાણો છો તે રીતે જો તમે ઈશ્વરને જાણતા હોવ તો તમારે તે કહેવાની કોઈ જરૂર નથી. શ્રેષ્ઠ છે સીધીસાદી લાગણી "હું છું'. ધીરજપૂર્વક તેમાં સ્થિત થાઓ .

અહીં ધીરજનો અર્થ થાય છે શાણપણ ; નિષ્ફળતાનો વિચાર ન કરો. આ કાર્યમાં નિષ્ફળતા ન હોઈ શકે - નિષ્ફળતાનો કોઈ સવાલ જ નથી.

**સાધક** - મારા વિચારો મને સ્થિત નહીં થવા દે.

**મહારાજ** - તેના પર કોઈ ધ્યાન ન આપો. તેમની સામે લડાઈ ન કરો. તે બાબતે કશું જ ન કરો, તેમને જેમના તેમ રહેવા દો, પછી ભલે તે ગમે તેવા હોય. તેમની સામેની તમારી લડાઈ જ તેમને જીવતા રાખે છે. તેમની કોઈ પરવા ન કરો. તેમની આરપાર જુઓ. એ યાદ રાખવાનું યાદ રાખો કે - "જે કંઈ બને છે - તે બને છે કારણ કે હું છું'. સઘળું તમને યાદ દેવડાવે છે કે તમે છો. એ હકીક્તનો પૂરો ફાયદો ઉઠાવો કે કશુંયે અનુભવવા માટે તમારું હોવું આવશ્યક છે. તમારે વિચારવાની ક્રિયાને થોભાવવી આવશ્યક નથી. બસ માત્ર રસ લેતા બંધ થાઓ. નિરસતા જ તમને મુક્ત કરે છે. વળગી ન રહો, બસ એટલું કરો. જગત કડીઓનું બનેલું છે. તેમને જોડતા સઘળા આંકડાઓ તમારા છે. તમારા આંકડાઓને સીધા કરો અને તમને કશું જ પકડી નહીં શકે. તમારાં વળગણોનો ત્યાગ કરો. તે સિવાય અન્ય કશું જ ત્યાગવાનું નથી. કબજો જમાવવાની તમારી રોજીંદી ચર્યાને બંધ કરો, પરિણામોની આશા રાખવાની તમારી આદતનો ત્યાગ કરો અને વિશ્વનું સ્વાતંત્ર્ય તમારું હશે. અનાયાસ રહો.

**સાધક** - જીવન આયાસ છે. ઘણાં બધાં કામ કરવાનાં હોય છે.

**મહારાજ** - જે કરવું આવશ્યક છે તે કરો. વિરોધ ન કરો. યોગ્ય બાબત જ કરવા પર આધારિત એવી તમારી સમતુલાએ પળે પળ ગતિશીલ હોવું પડે. પુષ્ટ બનવા રાજી ન હોય તેવા બાળક ન બનો. એક સરખી બીબાંઢાળ ચેષ્ટાઓ અને મુદ્રાઓ તમને મદદ નહીં કરે. સમગ્રપણે તમારા વિચારની સ્પષ્ટતા પર, પ્રેરણાસ્ત્રોતની શુદ્ધતા પર અને કૃત્યની સુગ્રથિતતા પર જ આધાર રાખો. શક્યતઃ તમે ખોટા નહીં પડો. પેલે પાર જાઓ અને સઘળું પાછળ છોડો.

**સાધક** - પરંતુ શું કશુંયે કાયમને માટે છોડી શકાય ખરુ?

**મહારાજ** - તમે ચોવીસે કલાક અનુભૂતિ થતી રહે તેવો પરમાનંદ ઈચ્છો છો. પરમાનંદો આવતા- જતા રહે છે, અને એમ જ હોય, કારણ કે માનવમગજ લાંબો સમય તાણને સહન નથી કરી શક્તું. લાંબો સમય ટકી રહેતો પરમાનંદ જો તમારું મગજ અત્યંત વિશુધ્ધ અને ગૂઢ ન હોય તો તેને થકવી નાખે છે, તેને ખતમ કરી નાખે છે. કુદરતમાં કશુંયે સ્થિર નથી, સઘળું ધબકી રહ્યું છે, દશ્યમાન થાય છે અને અદશ્યમાન થાય છે, ઉદ્દ્ભવે છે અને વિલય પામે છે. રુધિરાભિસરણ, શ્વસન, પાચન, ઉંઘ અને જાગરણ - જન્મ અને મરણ, સઘળું તરંગિત થતું રહે છે, આવતું-જતું રહે છે. લય, પરંપરિતા , આત્યંતિકોનું સંવાદી વારાફરતી ઘટવું જ નિયમ છે. જીવનની મૂળભૂત ભાત સામે જ બળવો પોકારવાનો કોઈ અર્થ નથી. જો તમે નિર્વિકારને ઈચ્છતા હોવ તો અનુભવની પેલે પાર જાઓ. જયારે હું કહું છું કે - સઘળો સમય "હું છું'ને યાદ રાખો ત્યારે મારો કહેવાનો અર્થ એ છે કે - "ફરી ફરી તેના પર પાછા ફરો'. કોઈ ખાસ વિચાર મનની કુદરતી અવસ્થા ન હોઈ શકે, માત્ર મૌન જ તેની કુદરતી અવસ્થા છે. મૌનનો ખ્યાલ નહીં પરંતુ મૌન ખુદ જ. જ્યારે મન તેની કુદરતી અવસ્થામાં હોય છે ત્યારે દરેક અનુભવ બાદ તે આપોઆપ જ મૌન પર પાછું ફરે છે, અથવા તો એમ કહી શકાય કે દરેક અનુભવ મૌનની પશ્ચાદ્દ્ભૂમાં થાય છે. હવે, તમે જે કંઈ અહીં શીખ્યા છો તે બીજ બને છે. એવું બને કે તમે તે ભૂલી જાઓ - ઉપરઉપરથી. પરંતુ તે જીવંત રહેશે અને સમય પાકતા અંકુરિત થશે અને વૃધ્ધિ પામશે અને ફૂલફળ આપશે. સઘળું આપોઆપ બનશે. તમારે કશુંયે કરવાની આવશ્યકતા નથી, માત્ર એટલું કરો કે તેને ઘટતું અટકાવો નહીં.

## સુખી હોવું, સુખી કરવું તે જ જીવનનો લય છે [પર]

**સાધક** - કલકત્તા નજીક રહેતા મારા ગુરુની વખતોવખતની મુલાકાત માટે હું થોડા મહિનાઓ પહેલાં હું યુરોપથી આવ્યો છું. હવે હું ઘરે પાછો ફરી રહ્યો છું. આપને મળવા માટે મારા એક મિત્ર દ્વારા મને આમંત્રણ આપવામાં આવ્યું હતું અને મને આનંદ છે કે મારે આવવાનું થયું.

**મહારાજ** - તમારા ગુરુ પાસેથી તમે શું શીખ્યા તમે શાની સાધના કરતા હતાર્

**સાધક** - તેઓ ૮૦ વરસના આદરણીય વૃધ્ધ માણસ છે. તત્ત્વજ્ઞાનની દષ્ટિએ તેઓ વેદાંતિ છે અને તેઓ જે સાધના કરાવે છે તેને મનની અચેતન ઊર્જાને જાગ્રત કરવા સાથે અને છાનાં અવરોધો અને અડશણોને ચેતનામાં લઈ આવવા સાથે જ વધારે તો સંબંધ છે. મારી વ્યક્તિગત સાધના મારી શરૂઆતની શિશુ અવસ્થાની અને બાળપણની વિલક્ષણ સમસ્યા સાથે સંબંધિત હતી. બાળકના સાધારણ વિકાસ માટે ખૂબ જ મહત્ત્વની એવી સલામત હોવાની અને પ્રેમને પાત્ર હોવાની લાગણી મારી માતા મને નહોતી આપી શકી. તે માતા બનવાને પાત્ર સ્ત્રી નહોતી; તે ચિતાઓ અને મનોરુગ્ણતાઓથી ભરી ભરી હતી, તે પોતાની જાત બાબતે સલામત નહોતી, હું તેને તેની સહન કરવાની ક્ષમતાની પેલે પારતી એક જવાબદારી અને બોજરૂપ લાગતો હતો. હું જન્મું તેવું તે કદીયે ઈચ્છતી નહોતી. હું વૃધ્ધિ પામું અને મોટો થાઉં તેવું તે નહોતી ઈચ્છતી, તે ઈચ્છતી કે હું પાછો તેના ગભંમાં જતો રહું અને અજન્મા રહું, મારું અસ્તિત્વ ન રહે. મારામાં થતા જીવનના કોઈ પણ સળવળાટને તે અવરોધતી, તેના આદતરૂપ અસ્તિત્વના સાંકડા વર્તુળની પેલે પાર જવાના મારા કોઈ પણ પ્રયાસ સામે જે ઝનૂનપૂર્વક લડતી. હું બાળક તરીકે સંવેદનશીલ અને પ્રેમાળ બન્ને હતો. સૌથી વિશેષ હું પ્રેમ માટે તરસતો અને માતાના પોતાના બાળક પ્રત્યેના સીધાસાદા સહજ પ્રેમને તે નકારતી. બાળકની પોતાની માતા માટેની શોધ

મારા જીવનનું મુખ્ય પ્રેરક બળ બની ગયું અને હું કદીયે તેમાંથી બહાર ન આવ્યો. સુખી બાળક, સુખી બાળપણ મારું વળગણ બની ગયું.

ગર્ભાવસ્થા, જન્મ, શિશુ અવસ્થામાં મને ખૂબ જ રસ પડતો. હું વિખ્યાત બાળચિકિત્સા નિષ્ણાત બન્યો અને પીડાવિહીન જન્મ પદ્ધતિ વિકસાવવામાં ફાળો પણ આપ્યો. સુખી માતાનું સુખી બાળક - મારું સમગ્ર જીવન તે મારો આદર્શ રહ્યો છે. પરંતુ મારી માતાની હાજરી મને હમેશાં વર્તાતી - પોતે દુઃખી હતી, અને મને સુખી જોવાથી નાખુશ અને અક્ષમ. આ બાબતનું ઘણી વિચિત્ર રીતે પ્રગટીકરણ થતું. જ્યારે પણ મારી તબિયત બગડતી ત્યારે તે પ્રસન્નતા અનુભવતી; જ્યારે હું પ્રસન્ન રહેતો ત્યારે તે ફરી હતાશ થતી અને પોતાને તથા મને પણ બદદુઆઓ આપતી. મારા જન્મવાના અપરાધને જાણે તેણે કદીયે માફ ન કર્યો હોય તેમ મારા જીવતા હોવા બદલ તે મારામાં અપરાધભાવને પ્રેરતી. "તું જીવે છે કારણ કે તું મને ધિક્કારે છે. જો તું મતે ચાહતો હોય તો - મરી જા" એ તેનો હંમેશનો મૌન સંદેશો હતો. અને આમ મેં મારું જીવન વ્યતિત કર્યું, પ્રેમને બદલે સતત મૃત્યુ પીરસાતું રહ્યું હોય તેવી અવસ્થામાં. આ રીતે હું મારી માતામાં કેદ થઈ ગયો હોવાથી, સદાને માટે શિશુ જ રહ્યો હોવાથી, હું કોઈ સ્ત્રી સાથે અર્થપૂર્ણ સંબંધ ન વિકસાવી શક્યો; કદીયે માફી ન બક્ષતી, કદીયે માફ ન કરવામાં આવેલી મારી માતાની છબી વચ્ચે આવીને ખડી થઈ જતી. મેં મારા કામમાં આશ્વાસન શોધ્યું અને ઘણું બધું મળ્યું પણ ખરું, પરંતુ શિશુત્વના ખાડામાંથી કદીયે બહાર ન આવી શક્યો. આખરે, હું આધ્યાત્મિક શોધના માર્ગે વળ્યો અને ઘણા વરસો થયાં હું તે માર્ગે સ્થિરપણે આગળ ધપી રહ્યો છું. પરંતુ, એક રીતે જોવા જઈએ તો તે માતાના પ્રેમ માટેની તે જ જૂની શોધ છે, તેને ઈશ્વર કહો, કે આત્મા કહો કે સર્વોચ્ચ સત્ય કહો. મૂળભૂતપણે તો હું ચાહવા ઈચ્છું છું, અને મને કોઈ ચાહે તેવું ઈચ્છું છું; કમનસીબે કથિત ધાર્મિક લોકો જીવનની વિરુદ્ધમાં છે અને મનની જ વાતો કરે છે. જ્યારે જીવનની જરૂરીયાતો અને આવેગો-આવેશોનો સામનો કરવાનો આવે છે ત્યારે તેઓ વર્ગીકરણથી, અમૂર્તિકરણથી અને ખ્યાલીકરણથી શરૂઆત કરે છે અને પછી વર્ગીકરણને જીવનના ખુદના કરતાં વધારે મહત્ત્વનું બનાવે છે. તેઓ કોઈ ખ્યાલ પર એકાગ્ર થવા અને તેનો સ્વાંગ ધરવાનું કહે છે. પ્રેમ દ્વારા સહજ સમન્વય સાધવાને બદલે તેઓ કોઈ સૂત્ર પર પ્રયત્નપૂર્વકની અને પરિશ્રમયુક્ત એકાગ્રતા સાધવાની ભલામણ કરે છે. પછી તે ઈશ્વર હોય કે આત્મા, હું હોઉં કે અન્ય કોઈ, વાત એકની એક છે! વિચારવા માટે કશુંક ખરું, પરંતુ પ્રેમ કરવા માટે કોઈ નહીં. મારે કોઈ સિદ્ધાંતોની કે પદ્ધતિઓની આવશ્યકતા નથી; તેના જેવા જ આકર્ષક અને સત્યાભાસી હોય તેવા તો ઘણાયે સિદ્ધાંતો અને પદ્ધતિઓ છે. મારે તો હૃદયને સંચારિત કરે, જીવનનું નવીનીકરણ કરે તેવું કશુંક જોઈએ છે, નહીં કે વિચારણાની કોઈ નવી રીત. વિચારણાની કોઈ નવી રીતો નથી, પરંતુ લાગણી સદાયે તાજી હોઈ શકે છે. જ્યારે હું કોઈને ચાહું છું ત્યારે હું તેના પર સહજપણે અને તીવ્રપણે ધ્યાન કરું છું, તેમાં હૂંફ અને ઉમળકો હોય છે, જેને મારું મન આજ્ઞામાં નથી રાખી શકતું. લાગણીઓને આકાર આપવા માટે શબ્દો સારા છે; લાગણીઓ વિનાના ઠાલા શબ્દો દેહ વિનાના વસ્ત્રો સમાન છે - ઢીલાં અને લબડી પડેલાં. મારી આ માતા - તેણે મારી સઘળી લાગણીઓને નીચોવી લીધી છે - મારા સ્રોતો સુકાઈ ગયા છે. શું હું અહીં લાગણીઓની તે સમૃદ્ધિ અને વિપુલતાને પામી શકીશ, જેની મારે બાળક તરીકે પુષ્કળ પ્રમાણમાં જરૂર હતી?

**મહારાજ** - અત્યારે તમારું બાળપણ ક્યાં છે? અને તમારું ભવિષ્ય શું છે?

**સાધક** - હું જન્મ્યો, મોટો થયો, હું મરી જઈશ.

**મહારાજ** - અલબત્ત તમારો કહેવાનો અર્થ છે તમારું શરીર. અને તમારું મન. હું તમારી શરીરરચનાની કે મનોદશાની વાત નથી કરી રહ્યો. તેઓ કુદરતનો એક અંશ છે અને કુદરતના નિયમો પ્રમાણે કામગીરી બજાવી રહ્યાં છે. હું તો તમારી પ્રેમ માટેની શોધની વાત કરી રહ્યો છું. શું તેને કોઈ શરૂઆત હતી ખરી શું તેને કોઈ અંત હશે ખરો?

# હું તે છું

**સાધક** - હું ખરેખર કંઈ કહી ન શકું. તે વિદ્યમાન છે - મારા જીવનની સાવ શરૂઆતની ક્ષણથી તે અંતિમ ક્ષણ સુધી. પ્રેમ માટેનો આ તલસાટ - કેટલો બધો એકધારો અને કેટલો બધો નિરર્થક!

**મહારાજ** - પ્રેમ માટેની શોધમાં તમે ચોક્કસ શાની શોધ કરી રહ્યા છો?

**સાધક** - બસ આટલું જઃ પ્રેમ કરવો અને પ્રેમ પામવો.

**મહારાજ** - તમારો કહેવાનો અર્થ કોઈ સ્ત્રીને?

**સાધક** - જરૂરી નથી કે સ્ત્રીને જ. કોઈ મિત્રને, કોઈ શિક્ષકને, કોઈ માર્ગદર્શકને - તે માટેની લાગણી ઉજળી અને સ્પષ્ટ હોવી જોઈએ તેટલું જ. અલબત્ત સર્વસાધારણ જવાબ તો સ્ત્રી જ છે. પરંતુ એ જરૂરી નથી કે તે માત્ર તે જ હોય.

**મહારાજ** - બેમાંથી તમે શું વધારે પસંદ કરશો, પ્રેમ કરવાનું કે પ્રેમ પામવાનું?

**સાધક** - હું તો બંને પસંદ કરીશ! પરંતુ હું જોઈ શકું છું કે પ્રેમ કરવો તે વધારે મહાન છે, ઉમદા છે, ગહન છે. પ્રેમ પામવો તે મજાનું છે, મધુર છે, પરંતુ તે વ્યક્તિને વિકસવા, વૃદ્ધિ પામવા પ્રેરતો નથી.

**મહારાજ** - શું તમે તમારી જાતે જ ચાહી શકો કે પછી તમને પ્રેમ કરવા પ્રેરવા પડે?

**સાધક** - પ્રેમ કરવા માટે વ્યક્તિને પ્રેમને પાત્ર હોય તેવી વ્યક્તિ મળવી પડે તે જરૂરી છે, અલબત્ત. મારી માતા પ્રેમ નહોતી કરતી માત્ર તેટલું જ નહીં પરંતુ તે પ્રેમને પાત્ર પણ નહોતી.

**મહારાજ** - કઈ બાબત વ્યક્તિને પ્રેમને પાત્ર બનાવતી હોય છે? શું તેને પહેલાં પ્રેમ કરવામાં આવે તે જરૂરી નથી? પહેલાં તમે પ્રેમ કરો છો અને પછી તમે તે માટેનાં કારણોની શોધ ચલાવો છો.

**સાધક** - તેનાથી ઉલટું પણ હોઈ શકે. તમને જે સુખી કરતું હોય તેને તમે ચાહો છો.

**મહારાજ** - પરંતુ તમને સુખી કઈ બાબત કરે છે?

**સાધક** - તે બાબતે કોઈ નિયમ નથી. સમગ્ર વિષય અત્યંત વ્યક્તિગત અને બિનઆગાહીક્ષમ છે.

**મહારાજ** - ખરે. જે કોઈ રીતે તમારે તેને રજૂ કરવું હોય તે રીતે રજૂ કરો, પરંતુ એટલું તો ચોક્કસ કે તમે જ્યાં સુધી ન ચાહો ત્યાં સુધી સુખ નથી. પરંતુ, શું પ્રેમ તમને હમેશાં સુખી કરતો હોય છે? પ્રેમનું સુખ સાથે જોડાણ તે શું શરૂઆતનો બાળ તબક્કો નથી જ્યારે પ્રેમી (કે પ્રેમિકા) દુઃખી થાય છે ત્યારે તમે પણ શું દુઃખી નથી થતા? અને તમારે દુ:ખી થવાનું બનતા તમે શું પ્રેમ કરવાનું બંધ કરી દો છો? શું પ્રેમ અને સુખે સાથે જ આવવું-જવું પડે? શું પ્રેમ એ માત્ર સુખની જ અપેક્ષા છે?

**સાધક** - અલબત્ત, નહીં જ. પ્રેમમાં વધારે દુઃખ હોઈ શકે.

**મહારાજ** - તો પછી પ્રેમ શું છે? તે મનની કોઈ અવસ્થા કરતાં વધારે તો શું હોવાની અવસ્થા નથી, સ્વરૂપાવસ્થા નથી શું તમારે એ જાણવું જ પડે કે પ્રેમ કરવા માટે તમે પ્રેમ કરો છોરર શું તમે તમારી માતાને અણજાણતા જ પ્રેમ નહોતો કર્યો? તમે તેના પ્રેમ માટે તલસો છો, તેને ચાહવાની કોઈ તક માટે તલસો છો, શું તે પ્રેમનો વ્યવહાર નથી? હોવાની સભાનતા જેટલો જ શું પ્રેમ એ પણ તમારો અંશ નથી? તમે તમારા માતાના પ્રેમને ઈચ્છ્યો હતો, કારણ કે તમે તેને ચાહતા હતા.

**સાધક** - પરંતુ તે મને પ્રેમ નહોતી કરવા દેતી!

**મહારાજ** - તે તમને રોકી ન શકી હોત.

**સાધક** - તો પછી હું જીવનપર્યંત દુઃખી શા માટે રહ્યો?

**મહારાજ** - કારણ કે તમે તમારા હોવાનાં મૂળ સુધી - સ્વરૂપ સુધી - ઊંડા નહોતા ગયા. તમારી જાત વિશેના તમારા પૂર્ણ અજ્ઞાને તમારા પ્રેમ અને સુખને ઢાંકી દીધા હતા અને તમે જે કદીયે ગુમાવ્યું જ નહોતું તેની શોધમાં તમને લગાડી દીધા હતા. પ્રેમ એ ઈચ્છાશક્તિ છે, તમારા સુખને સૌ સાથે વહેંચવાની ઈચ્છાશક્તિ. સુખી (આનંદિત) હોવું - સુખી(આનંદિત) કરવું - આ જ જીવનનો લય છે, તાલ છે.

## વાસનાતૃપ્તિ વાસનાને ઓર પ્રદિપ્ત કરે છે [૫૩]

**સાધક** - મારે કબૂલવું જોઈએ કે આજે હું બળવાખોર મિજાજમાં અહીં આવ્યો હતો. મારે એરલાઈનની ઓફિસ પર કજીયો થયો હતો. જ્યારે આવી પરિસ્થિતિનો સામનો કરવાનું બને છે ત્યારે સઘળું સંદેહજનક લાગે છે, સઘળું નિરર્થક લાગે છે.

**મહારાજ** - આ એક ખૂબ જ ઉપયોગી મિજાજ છે. સઘળા પર સંદેહ કરવો, સઘળાનો નકાર કરવો, અન્યમાંથી શીખવા રાજી ન હોવું. તે તમારી લાંબી સાધનાનું ફળ છે. આખરે તો કોઈ હંમેશ માટે અભ્યાસ નથી કરતું રહેતું.

**સાધક** - બહુ થયું. તેનાથી હું ક્યાંય નથી પહોંચ્યો.

**મહારાજ** - એવું ન કહો કે "ક્યાંય' નહીં. તમે હાલમાં જ્યાં છો ત્યાં તે તમને લઈ આવ્યું છે.

**સાધક** - ફરી વાર પેલું બાળક અને તેનાં નખરાં. હું જ્યાં હતો ત્યાં આગળથી એક તસુ જેટલો પણ આગળ નથી ધપ્યો.

**મહારાજ** - તમે બાળક તરીકે શરૂઆત કરી હતી અને તમારો અંત પણ બાળક તરીકે જ આવશે. તે દરમિયાન તમે જે કંઈ અર્જિત કર્યું છે તે તમારે ગુમાવવું પડશે અને એકડે એકથી શરૂ કરવું પડશે.

**સાધક** - પરંતુ (ભારી અંદર રહેલું) તે બાળક લાતો મારે છે, ધમપછાડા કરે છે. જ્યારે પણ તે દુઃખી હોય છે કે તેને કશાકની ના પાડવામાં આવે છે ત્યારે તે લાતો મારે છે, ધમપછાડા કરે છે.

**મહારાજ** - ભલે મારતું લાતો, ભલે કરતું ધમપછાડા. બસ માત્ર લાત મારવાની ક્રિયા ભણી જુઓ. હું જાણું છું કે તે એક ત્રાસદાયક કામ છે. પરંતુ તેનો કોઈ ઈલાજ નથી - સિવાય કે – ઈલાજ માટેની શોધ જ અટકે. જો તમે ક્રોધિત હોવ યા તો પીડાગ્રસ્ત હોવ તો તમારી જાતને ક્રોધ અને પીડાથી અલિપ્ત કરો અને તેમને નિરખો. બાહ્યીકરણ તે મુક્તિ ભણીનું પ્રથમ પગલું છે. પાછા હટો અને જુઓ. ભૌતિક ઘટનાઓ તો બનતી રહેશે, પરંતુ તેમના ખુદથી તેમનું કોઈ મહત્ત્વ નથી. માત્ર મન જ મહત્ત્વનું છે. ભલે ગમે તે ઘટે તમે કંઈ એરલાઈનની ઓફિસમાં કે બેન્કમાં ધમપછાડા ન કરી શકો, ચીસાચીસ ન કરી શકો. સમાજ તેની છૂટ નથી આપતો. જો તમને તેમની વ્યવસ્થાઓ ન ગમતી હોય તો, અથવા તો તમે તે સહન કરવા રાજી ન હો તો વિમાનમાં સફર ન કરો કે બેન્ક સાથે પૈસાની લેવડદેવડ ન કરો. ચાલો, અને જો તમે ન ચાલી શકતા હોવ તો મુસાફરી ન કરો. જો તમારે સમાજ સાથે વ્યવહાર કરવો હશે તો તમારે તની વ્યવસ્થાને સ્વીકારવી જ પડશે, કારણ કે તેની વ્યવસ્થા તે તમારી વ્યવસ્થા છે. તમારી જરૂરીયાતોએ અને માગણીઓએ તેમનું સર્જન કર્યુ છે. તમારી ઈચ્છાઓ ખૂબ જ જટિલ અને વિરોધોથી ભરી ભરી છે - કશું આશ્ચર્ય નથી કે તમે જે સમાજને સર્જો છો તે પણ જંટેલ અને વિરોધોથી ભર્યો ભર્યો છે.

# હું તે છું

**સાધક** - હું જોઉં જ છું અને સ્વીકારું છું કે બહારની અરાજકતા એ મારી પોતાની અંદરની વિસંવાદિતાનું જ માત્ર પ્રતિબિંબ છે. પરંતુ તેનો ઉપાય શો છે?

**મહારાજ** - ઉપાયોની શોધ ન ચલાવો.

**સાધક** - કેટલીક વાર વ્યક્તિ પર અનુગ્રહ વરસતો હોય તેવી અવસ્થામાં તે હોય છે અને તે સુખી અને સંવાદી હોય છે. પરંતુ આવી અવસ્થા લાંબો સમય ટકતી નથી! મિજાજ બદલાય છે અને સઘળું અવળું પડે છે.

**મહારાજ** - જો તમે સ્મૃતિઓ અને અપેક્ષાઓથી મુક્ત એવી શાંતિ જાળવી શકો તો, મૌન પાળી શકો તો ઘટનાઓની સુંદર ભાતને તમે પારખી શકશો. અરાજકતા તો તમારી બેચનીને કારણે સર્જાય છે.

**સાધક** - એરલાઈનની ઓફિસમાં મે જે પૂરા ત્રણ કલાક વીતાવ્યા તે દરમિયાન હું ધીરજ અને સહનશીલતાના પાઠો જ વ્યવહારમાં મૂકી રહ્યો હતો. તેથી કામમાં કોઈ ઝડપ નહોતી આવી.

**મહારાજ** - ઓછામાં ઓછું એટલું તો બન્યું કે ઝડપ ઓછી ન થઈ, જે તમારા ધમપછાડાને કારણે થઈ હોત! તમારે તત્કાળ પરિણામો જોઈએ છે! અમે અહીં કોઈ જાદુ નથી કરતા. દરેક જણ એકની એક ભૂલ કરે છેઃ ઉપાયો અજમાવવા નથી અને સિધ્ધી જોઈએ છે. તમારે જગતમાં શાંતિ અને સંવાદિતા જોઈએ છે, પરંતુ તે તમારા પોતાના હોય તેનો નકાર કરો છો. મારી સલાહને સ્પષ્ટપણે અનુસરો અને તમે નિરાશ નહીં થાઓ. માત્ર શબ્દોને સહારે હું તમારી સમસ્યાને હલ નહીં કરી શકું. મેં તમને જે કહ્યું તે પ્રમાણે તમારે વર્તવું પડશે અને તેમાં મંડ્યા રહેવું પડશે. મુક્ત યોગ્ય સલાહ નહીં પરતું મુક્ત તેના પર આધારિત કૃત્ય કરતું હોય છે. દરદીને ઈજેક્શન આપ્યા બાદ જે રીતે દાક્તર તેને કહે છે - "હવે, શાંતિ જાળવ. વધારે કંઈ ન કર, શાંતિ જાળવ' તે રીતે હું તમને કહી રહ્યો છું - તમને તમારું "ઈજેક્શન' અપાઈ ગયું છે, હવે શાંતિ જાળવો. બસ, શાંતિ જાળવો. તમારે હવે અન્ય કશું જ કરવાનું નથી. મારા ગુરુએ આમ જ કર્યું હતું. તેઓ મને કશું જ નહોતા કહેતા અને પછી કહેતા - "હવે શાંતિ જાળવ. સઘળો સમય વિચારો ન વાગોળ્યા કર. બંધ કર. મૌન થઈ જા.'

**સાધક** - સવારે હું એક કલાક મૌન રહી શકું છું. પરંતુ દિવસ તો લાંબો હોય છે અને એવું ઘણુંયે બનતું હોય છે જે મારી સમતુલા ખોરવી નાખતું હોય છે. વવિચારવિહીન (મૌન) રહો' તેમ કહેવું સહેલું છે, પરંતુ જ્યારે મારામાં અને મારી આસપાસ જબરો કોલાહલ મચેલો હોય ત્યારે - કૃપા કરી એ કહો કે તે કઈ રીતે કરવામાં આવતું હોય છે.

**મહારાજ** - જે કંઈ કરવું આવશ્યક છે તે શાંતિ અને મૌનમાં જ થઈ શકે. અસ્વસ્થ થવાની કોઈ જરૂર નથી.

**સાધક** - તે સઘળી તો સૈદ્ધાંતિકતા છે જેનો હકીકતો સાથે કોઈ મેળ નથી પડતો. હું યુરોપ પાછો ફરી રહ્યો છું અને ત્યાં જઈને શું કરવું તેની મને કંઈ જ સૂઝ નથી પડતી. મારું જીવન સાવ જ રિક્ત છે, ખાલીખમ છે.

**મહારાજ** - જો તમે શાંત રહેવા પ્રયત્ન કરશો તો સઘળું આવી મળશે - કામ, કામ કરવાની તાકાત, યોગ્ય પ્રેરકબળ. શું સઘળું તમારે અગાઉથી જાણવું જ પડે તમારા ભવિષ્ય બાબતે ચિંતાતુર ન રહો - હાલ શાંત પડો અને સઘળું ઠેકાણે પડી જશે. જે અનપેક્ષિત બનનાર છે તે તો બનીને જ રહેશે, જયારે એવું બને કે જેની અપેક્ષા છે તે કદીયે ન બને. મને એવું ન કહો કે તમે તમારા સ્વભાવને નિયંત્રણમાં નથી રાખી શકતા. તમારે તેને નિયંત્રણમાં રાખવાની કોઈ જરૂર નથી. તેને દરિયામાં પધારવી દો. જેની સામે લડાઈ કરવી પડે કે જેને તાબે થવું પડે તેવો સ્વભાવ ન ધરાવો. જો તમે અનુભવને આદતરૂપ નહીં બનવા દો તો કોઈ અનુભવ તમને નુકસાન નહીં પહોંચાડે. સમગ્ર વિશ્વનું ગૂઢ સુક્ષ્મ) કારણ તમે છો. સઘળું છે કારણ કે તમે છો. આ મુદ્દાને દ્રઢપણે અને

ગહનપણે સમજો અને વારવાર તેના પર આવીને સ્થિત થાઓ. આને પૂર્ણ સત્ય તરીકે પામવું તે જ મુક્તિ છે.

**સાધક** - જો હુંજ મારા વિશ્વનું બીજ છુંતોહુંએક સડેલુંબીજ છું!ફળથી બીજ ઓળખાય છે.

**મહારાજ** - તમારું જગત એવું તે ખરાબ કેવું છે કે તમે તેને ગાળો ભાંડો છો?

**સાધક** - તેમાં દુઃખ જ દુઃખ છે, ત્રાસ જ ત્રાસ છે.

**મહારાજ** - કુદરત નથી તો સુખદ કે નથી તો દુઃખદ. તે તો શીવ અને સુંદરથી ભરી ભરી છે. દુઃખ અને સુખ તો મનમાં છે. તમારી મૂલ્યોની ફૂટપટ્ટીને બદલો અને સઘળું બદલાઈ જશે. સુખ અને દુઃખ એ તો જ્ઞાનેન્દ્રિયોમાં પેદા થયેલી નરી ખલેલ છે; તેમની સાથે સમતાયુક્ત વ્યવહાર કરો અને માત્ર આનંદ જ અનુભવવા મળશે. અને જગત તો તમે જેવું બનાવો છો તેવું હોય છે; હૃદયપૂર્વક તેને આનંદિત બનાવો . માત્ર સંતોષ જ તમને સુખી કરી શકે - તૃપ્ત કરવામાં આવેલી ઈચ્છા ઓર ઈચ્છાઓને જન્મ આપે છે. ઈચ્છાઓ કરવાથી દૂર રહો અને આપોઆપ થયેલામાંથી મળતો સંતોષ એ ખૂબ ફળદાયી અવસ્થા છે - છલોછલતા માટેની પૂર્વશરત છે. તેના ઉપર ઉપરથી દેખાતા વાંઝિયાપણા અને રિક્તતા પર વિશ્વાસ ન કરો. મારો વિશ્વાસ કરો, તૃપ્ત કરવામાં આવેલી વાસના દુઃખને નોતરે છે. વાસનામુક્તિ પરમાનંદ છે.

**સાધક** - એવી પણ કેટલીક ચીજો હોય છે જેની આપણને આવશ્યકતા હોય છે.

**મહારાજ** - તમારે જેની આવશ્યક્તા નથી તેની જો તમે માગણી નહીં કરો તો જેની તમારે આવશ્યકતા હશે તે તમને આવી મળશે. માત્ર ગણ્યાગાંઠ્યા લોકો પૂર્ણ ત્યાગ અને અનાસક્તિની આ અવસ્થા પહોંચતા હોય છે. તે એક ખૂબ ઉચ્ચ અવસ્થા છે, મુક્તિનો ઉંબરો જ છે.

**સાધક** - છેલ્લા બે વરસથી હું સાવ નીરસ રહ્યો છું, ઉદાસીન રહ્યો છું, એકલવાયો અને રિક્ત રહ્યો છું અને ઘણી વાર તો મોત આવે તેવી પ્રાર્થના કરી છે.

**મહારાજ** - સારું તો, તમારા અહીં આવતાંની સાથે ઘટનાઓ ઘટવા લાગી છે. ઘટનાઓને જેમ ઘટતી હોય તેમ ઘટવા દો - અંતે તેઓ જાતે જ સરસ રીતે ઠેકાણે પડી જશે. ભવિષ્યની તમારે ચિંતા કરીને કામે વળગવાની જરૂર નથી - ભવિષ્ય જાતે જ તમારી પાસે આવશે. કેટલોક વધારે સમય તમે હાલની જેમ જ ઉંઘમાં ચાલતા રહેશો - અર્થીવિહોણા અને ખાતરીવિહોણા; પરંતુઆ સમયગાળાનો અંત આવશે અને તમને તમારું કામ ફળદાયી તેમજ સરળ લાગશે. એવી ક્ષણો હમેશાં આવતી હોય છે જ્યારે વ્યક્તિને ખાલી અને અલિપ્ત પડી ગયાની લાગણી થતી હોય છે. આવી ક્ષણો અત્યંત ઈચ્છનીય હોય છે કારણ કે તેનો અર્થ એવો થાય કે આત્માએ લંગર ઉપાડ્યું છે અને દૂરના ગામતરે જવા નીકળ્યો છે. આ અલિપ્તતા છે, અનાસક્તિ છે - જ્યારે જૂનું ખતમ થયું છે અને નવું હજું પધાર્યૂ નથી. જો તમે ગભરાયા તો આ અવસ્થા કપરી પુરવાર થાય તેવું બને; પરંતુ ગભરાવા જેવું ખરેખર કશુંયે નથી. એ સૂચનાને યાદ રાખોઃ જેનો પણ તમારે સામનો કરવાનું બને તેની પેલે પાર જાઓ.

**સાધક** - બુધ્દ્ધનો નિયમઃ જેને યાદ રાખવું આવશ્યક છે તેને જ યાદ રાખો. પરંતુ યોગ્ય ક્ષણે યોગ્ય બાબતને યાદ રાખવાનું મને ખૂબ જ મુશ્કેલ વર્તાય છે. મારે માટે તો જાણે ભૂલી જવું તે જ નિયમ હોય તેવું લાગે છે!

**મહારાજ** - જ્યારે દરેક પરિસ્થિતિ ઈચ્છાઓ અને ભયોનું તોફાન લઈ આવતી હોય ત્યારે યાદ રાખવું સહેલું નથી હોતું. સ્મૃતિને કારણે જન્મેલો તલસાટ પણ સ્મૃતિનો નાશકર્તા છે.

**સાધક** - મારે ઈચ્છાઓ સામે કઇ રીતે લડવું? તેનાથી બળવાન કશુંયે નથી.

**મહારાજ -** જીવનનાં જળ ઈચ્છનીય કે અનિચ્છનીય બાબતોના ખડકો પર જોરદાર રીતે અથડાઈ રહ્યાં છે. આંતરસૂઝ અને અનાસક્તિ વડે આ ખડકોને દૂર કરો અને તેના તે જળ ઊંડા, શાંત અને ઝડપે વહેવા લાગશે, વધારે જળ અને વધારે શક્તિ સાથે. તે બાબતે સૈદ્ધાંતિક ન બનો, વિચાર અને વિચારણાને સમય આપો; જો તમે મુક્ત થવા ઈચ્છતા હોવ તો મુક્તિની સાવ નજીકના પગલાની અવગણના ન કરો. તે પર્વતારોહણ જેવું છેઃ એક પણ પગલું ચૂકી ન જવાય તેનો ખ્યાલ રાખવો જ પડે. એક પગલું ઓછું અને તમે શિખરે પહોંચવાથી દૂર રહી ગયા સમજો.

## શરીર અને મન અવિદ્યાનાં લક્ષણો છે [૫૪]

**સાધક -** તે દિવસે આપણે વ્યક્તિ - સાક્ષી (નિરપેક્ષ - વ્યક્ત-વ્યક્ત અવ્યક્ત) – વિશે ચર્ચા કરી રહ્યા હતા. મને યાદ છે ત્યાં સુધી આપે એવું કહ્યું હતું કે માત્ર નિરપેક્ષ જ વાસ્તવિક છે અને સાક્ષી માત્ર સ્થળ અને કાળના કોઈ એક ચોક્કસ બિંદુએ જ નિરપેક્ષ છે. વ્યક્તિ જીવ છે, સ્થૂળ અને સુક્ષ્મ છે, અને સાક્ષીની હાજરીથી પ્રકાશિત છે. મને તે બાબતે કંઈ સ્પષ્ટપણે ન સમજાતી હોય તેવું લાગે છે; શું આપણે તેની ફરી ચર્ચા કરી શકીએ? વળી આપે મહદાકાશ, ચિદાકાશ અને પરમાકાશ જેવા શબ્દો પણ વાપર્યા હતા. તેઓ કઈ રીતે વ્યક્તિ, સાક્ષી અને નિરપેક્ષ સાથે સંબંધિત છે?

**મહારાજ -** મહ્દાકાશ કુદરત છે, અસ્તિત્વોનો મહાસાગર છે, જ્ઞાનેન્દ્રિયો વડે જે કંઈ અનુભવી શકાય તેમ છે તેનો ભૌતિક અવકાશ છે. ચિદાકાશ જાગ્રતિ(સમાધિ)નો વિસ્તાર છે, સ્થળ અને કાળનો, સંવેદના અને જ્ઞાનનો માનસિક અવકાશ છે. પરમાકાશ સ્થળ-કાળથી પર વાસ્તવિકતા છે, મનરહીત, ભેદરહીત, અસીમ ગલિત સંભાવના છે, સ્રોત અને ઉદ્ગમ, સાર અને અક, દ્રવ્ય અને ચેતના બધ છે – અને તેમ છતાંયે તે બન્નેની પેલે પાર છે. તેની અનુભૂતિ નથી કરી શકાતી, પરંતુ તેને સાક્ષીનું સદાયે સાક્ષીત્વ કરનાર તરીકે, અનુભૂતિ કરનારના અનુભવકર્તા તરીકે, પ્રગટીકરણ માત્રના મૂળ અને અંત તરીકે, કાળ અને સ્થળના ઉદ્ગમ તરીકે, કાર્ય-કારણની દરેક શુંખલાના આદિ કારણ તરીકે અનુભવી શકાય છે.

**સાધક -** વ્યક્ત અને અવ્યક્ત વચ્ચે શો તફાવત છે?

**મહારાજ -** કોઈ તફાવત નથી. તે પ્રકાશ અને દિવસના પ્રકાશ જેવું છે. વિશ્વ પ્રકાશથી ભર્યું ભર્યું છે જે તમે નથી જોતા; પરંતુ તે જ પ્રકાશને તમે દિવસના પ્રકાશ તરીકે જુઓ છો. અને દિવસનો પ્રકાશ જે છતી કરે છે તે વ્યક્તિ છે. વ્યક્તિ એ હમેશાં વસ્તુ છે, સાક્ષી તેને અનુભવનાર છે, અને તેમનો અન્યોન્ય પર આધાર રાખવાનો સંબંધ તે તેમની નિરપેક્ષ ઓળખનું પ્રતિબિંબ છે. તમે એવી કલ્પના કરો છો કે તેઓ એકબીજાથી જુદો અને અલગ અવસ્થાઓ છે. વિશ્રાંતિમાં અને ગતિમાં હોય તેવી તે તેની તે જ ચેતના છે અને તે એકબીજાથી સભાન છે. ચિત્તમાં માણસ ઈશ્વરને જાણે છે અને ઈશ્વર માણસને જાણે છે. ચિત્તમાં માણસ જગતને આકાર આપે છે અને જગત માણસને આકાર આપે છે. ચિત્ત કડી છે, બે અંતિમો વચ્ચેનો સેતુ છે, દરેક અનુભવમાં રહેલું સમતુલા અને એકતા જાળવતું પરિબળ છે. અનુભૂતિની સમગ્રતાને તમે દ્રવ્ય કહો છો. સઘળા અનુભૂતિ કરનારાઓની સમગ્રતાને તમે વૈશ્વિક મન કહો છો. અનુભૂતિક્ષમતા અને અનુભૂતિની ક્રિયા તરીકે, સંવાદિતા અને બુદ્ધિ તરીકે, સુંદરતા અને પ્રેમાળ તરીકે પોતાને પ્રગટ કરતી તે બન્નેની ઓળખ શાશ્વતપણે પોતાને આગળ કર્યા કરતી હોય છે.

**સાધક -** ત્રણ ગુણો - સત્ત્વ, રજસ, તમસ - માત્ર દ્રવ્યમાં જ છે કે પછી મનમાં પણ છે?

## હું તે છું

**મહારાજ** - અલબત્ત, બ્રહ્મમાં, કારણ કે તે બ્રહ્મથી અલગ નથી. ગુણોની પેલે પાર તો માત્ર નિરપેક્ષ જ છે. હકીકતમાં, તે તો માત્ર દૃષ્ટિકોણો જ છે, જોવાની અલગ અલગ રીતો જ છે. તેઓ માત્ર મનમાં જ અસ્તિત્વ ધરાવે છે. મનની પેલે પાર બધા ભેદો મટી જાય છે.

**સાધક** - શું વિશ્વ જ્ઞાનેન્દ્રિયોની પેદાશ છે?

**મહારાજ** - જેવી રીતે તમે જાગતાંની સાથે તમારા જગતને ફરી સર્જતા હોવ છો તે રીતે વિશ્વ પ્રગટીકરણ પામતું હોય છે. મન તેની પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો અને ચેતનાના પાંચ વાહકો સાથે સ્મૃતિ, વિચાર, તર્ક અને પોતાપણા સાથે પ્રગટ/આભાસિત થાય છે.

**સાધક** - વિજ્ઞાને ઘણી પ્રગતિ કરી છે. આપણા પૂર્વજો કરતાં આપણે શરીર અને મનને ક્યાંય વધારે સારી રીતે જાણીએ છીએ. મન અને દ્રવ્યને વર્ણવવાની અને વિશ્લેષિત કરવાની આપની પરંપરાગત રીતે હવે માન્ય નથી રહી.

**મહારાજ** - પરંતુ પોતાનાં વિજ્ઞાનો સાથેના તમારા તે વિજ્ઞાનીઓ ક્યાં છે? શું તે તમારા પોતાના મનમાં પડેલી તેમની છબીઓ જ નથી કે?

**સાધક** - અહીં જ પાયાનો તફાવત રહેલો છે! મારા માટે તે મારાં પ્રક્ષેપણો નથી. હું જન્મ્યો તે પહેલાં તે હતાં અને હું મરી ગયો હોઈશ ત્યારે પણ તે વિદ્યમાન હશે.

**મહારાજ** - અલબત્ત. એકવાર તમે સ્થળ અને કાળને વાસ્તવિક તરીકે સ્વીકાર્યા કે તમે તમારી જાતને વામન અને અલ્પજીવી વિચારશો. પરંતુ શું તે વાસ્તવિક છે ખરાં? શું તે તમારા પર આધાર રાખે છે કે પછી તમે તેના પર આધાર રાખો છોરર શરીર તરીકે તમે અવકાશ (સ્થળ) છો. મન તરીકે તમે સમયમાં જીવો છો. પરંતુ અંદર મન હોય તેવું શું તમે માત્ર શરીર જ છો? શું તમે કદીયે આ બાબતે તપાસ કરી છે ખરી?

**સાધક** - તે માટે મારી પાસે નહોતું તો કોઈ પ્રેરકબળ કે નહોતી તો કોઈ પદ્ધતિ.

**મહારાજ** - હું બંને સૂચવી રહ્યો છું. પરંતુ વિવેક અને વૈરાગ્યનું ખરું તપ તો તમારે જ કરવું પડશે.

**સાધક** - મને તો તે પાછળના પ્રેરકબળ તરીકે મારું પોતાનું કારણરહીત અને સમયરહીત સુખ જ દેખાઈ રહ્યું છે. અને પદ્ધતિ કઈ છે?

**મહારાજ** - સુખ ગૌણ છે. સાચું અને અસરકારક પ્રેરકબળ પ્રેમ છે. તમે લોકોને યાતના ભોગવતા જુઓ છો અને તેમને મદદ કરવાનો શ્રેષ્ઠ ઉપાય તમે શોધતા હોવ છો. જવાબ દેખીતો છે - પ્રથમ તમારી જાતને કોઈ મદદની અવશ્યકતાની પેલે પાર લઈ જાઓ. ખાતરીબદ્ધ રહો કે તમારું વલણ સદ્ભાવયુક્ત હોય, કોઈ પણ જાતની અપેક્ષા વિનાનું. જેઓ માત્ર નર્યું સુખ જ ઇચ્છતા હશે તેમના માટે એવું બને કે તેઓ ઉદાત્ત ઉદાસીનતા(વિરતિ)ને પામે, જ્યારે પ્રેમ કદીયે વિરામ નહીં લે. જો પદ્ધતિની વાત કરીએ તો તે માત્ર એક જ છે - તમારે તમારી જાતને જાણવી જ પડે

- તમે જે આભાસિત થાઓ છો તેને અને તમે વાસ્તવમાં જે છો તેને. સ્પષ્ટતા અને સદ્ભાવ સાથેસાથે આગળ વધવા જોઈએ - દરેકને એકબીજાની જરૂર છે અને એકબીજાને સશક્ત કરે છે.

**સાધક** - કરુણા નિવારી શકાય તેવા દુઃખ ધરાવતા એક વસ્તુગત જગતના અસ્તિત્વને સૂચિત કરે છે.

**મહારાજ** - જગત વસ્તુગત નથી અને તેનું દુઃખ ટાળી શકાય તેવું નથી. કાલ્પનિક કારણોસર સહન કરવાના નકાર માટે કરુણા એ એક શબ્દથી વિશેષ કશુંયે નથી.

**સાધક** - જો કારણો કાલ્પનિક હોય તો પછી યાતના શા માટે અનિવાર્ય હોવી જોઈએ?

# હું તે છું

**મહારાજ** - ખોટાને કારણે જ તમારે હમેશાં દુઃખી થવું પડતું હોય છે, ખોટી ઈચ્છાઓ અને ભીતિઓ, ખોટાં મૂલ્યો અને ખ્યાલો, લોકો વચ્ચેના ખોટા સંબંધો. ખોટાનો ત્યાગ કરો અને તમે દુઃખમુક્ત હશો; સત્ય સુખી કરે છે - સત્ય મુક્ત કરે છે.

**સાધક** - સત્ય એ છે કે હું શરીરમાં કેદ થયેલું એક મન છું અને આ ખૂબ જ દુઃખજનક સત્ય છે.

**મહારાજ** - નથી તો તમે શરીર કે નથી તો તમે શરીરમાં - શરીર જેવું કંઈ છે જ નહીં. તમે તમારી જાત વિશે ઘોર ગેરસમજ કરી છે; યોગ્ય રીતે સમજવા - તમારી જાતમાં ઊંડા ઉતરો અને તપાસ ચલાવો.

**સાધક** - પરંતુ હું એક શરીરમાં એક શરીર તરીકે જ જન્મ્યો હતો, અને શરીર સાથે જ મરીશ, શરીર તરીકે જ મરીશ.

**મહારાજ** - આ તમારો ખોટો ખ્યાલ છે. પૂછો, તપાસ કરો, તમારા પર અને અન્યો પર સંદેહ કરો. સત્યને શોધવા માટે તમારે તમારી ઘર કરી ગયેલી માન્યતાઓને વળગી ન રહેવું જોઈએ; જો તમે તત્ક્ષણ માટે ખાતરીબધ્ધ હશો તો આખર પર કદીયે તમારો એ ખ્યાલ કે તમે જન્મ્યા હતા અને તમે મરશો તે હાસ્યાસ્પદ છે, મૂર્ખાઈભર્યો છેઃ તક અને અનુભવ બક્ને તેની વિરુદ્ધમાં જાય છે.

**સાધક** - સારું, તો હું આ શરીર છું તેવો આગ્રહ નહીં રાખું. આપની આ વાતમાં દમ છે. પરંતુ અહીં અને અત્યારે, જ્યારે હું આપની સાથે વાત કરી રહ્યો છું ત્યારે હું આ શરીરમાં છું - સાવ સ્પષ્ટ છે. એવું બને કે આ શરીર હું ન હોઉં, પરંતુ તે મારું તો છેજ.

**મહારાજ** - તમારા અસ્તિત્વમાં સમગ્ર વિશ્વ અવિરતપણે ફાળો આપી રહ્યું છે. આમ સમગ્ર વિશ્વ તમારું શરીર છે. તે અર્થમાં - હું સંમત થાઉં છું.

**સાધક** - મારું શરીર મને ખૂબ ગહનપણે અસર કરે છે, પ્રભાવિત કરે છે. એક કરતાં વધારે રીતે મારું શરીર મારી નિયતિ છે. મારું ચારિત્ર્ય, મારા મિજાજો, મારા પ્રત્યાઘાતોની પ્રકૃતિ, મારી ઈચ્છાઓ અને ભીતિઓ - જન્મજાત કે અર્જિત - આ સઘળાં મારા શરીર પર આધારિત છે. થોડોક દારૂ, થોડોક નશીલો પદાર્થ કે અન્ય કશુંક અને સઘળું બદલાઈ જાય છે. નશીલા પદાર્થની અસર દૂર ન થાય ત્યાં સુધી હું કોઈ બીજો જ માણસ બની જાઉં છું.

**મહારાજ** - આ સઘળું બને છે કારણ કે તમે તમારી જાતને શરીર સમજો છો. તમારા સત્સ્વરૂપનો સાક્ષાત્કાર કરો અને તો પછી નશીલા પદાર્થોનું પણ તમારા પર કંઈ નહીં ચાલે.

**સાધક** - આપ ધુમ્રપાન કરો છો?

**મહારાજ** - મારા શરીરે થોડીક જૂની આદતો પકડી રાખી છે જે કદાચ તે મરશે ત્યાં સુધી જાળવી રાખશે. તેમાં કોઈ નુકસાન નથી.

**સાધક** - આપ માંસ ખાઓ છો?

**મહારાજ** - મારો જન્મ માંસાહારી લોકો વચ્ચે થયો હતો અને મારાં બાળકો માંસ ખાય છે. હું બહુ થોડું ખાઉં છું - અને કોઈ ચૂંથ નથી કરતો.

**સાધક** - માંસાહાર હત્યા સૂચવે છે.

**મહારાજ** - દેખીતું છે. મારો સુસંગતતા બાબતે કોઈ દાવો નથી. તમે વિચારો છો કે પૂર્ણ સુસંગતતા શક્ય છે; ઉદાહરણ આપી તેને પુરવાર કરો. જેને તમે આચરણમાં નથી મૂકતાં તેનો ઉપદેશ ન આપો. જન્મ્યાના ખ્યાલ પર પાછા ફરીને આગળ વાત કરીએ. તમારાં માતાપિતાએ તમને જે કહ્યું હતું તેમાં તમે ફસાઈ ગયા છોઃ ગર્ભધારણ, ગર્ભાવસ્થા, જન્મ, શિશુ અવસ્થા, બાળ અવસ્થા, કિશોરાવસ્થા, યુવાવસ્થા વગેરે વિશે જે જે કહ્યું તેમાં તમે ફસાઈ ગયા છો. હવે, તમે તમારી જાતને એ ખ્યાલથી મુક્ત કરો કે તમે શરીર છો. વળી તે એક ખ્યાલ છે તે બાબતે કોઈ શંકા

નથી; તેની સાથે કોઇ એવી વસ્તુ સાથે વ્યવહાર કરતા હોવ તે રીતે વ્યવહાર કરો કે જેને તેનું કામ પૂરું થઈ રહેતાં ત્યજી દેવામાં આવતી હોય છે. હું શરીર નથી તે ખ્યાલ શરીરને વાસ્તવિકતા બક્ષતો હોય છે , જ્યારે હકીકતમાં, શરીર જેવું તો કંઇ છે જ નહીં; તે મનની એક અવસ્થાથી વિશેષ કશું જ નથી. તમે ધારો તેટલાં અને ધારો તેવાં શરીરો ધરાવી શકો છો; બસ તમારે શું જોઈએ છે તે એકધારું યાદ રાખો અને તેની સાથે મેળ ન ખાતો હોય તે સઘળાનો નકાર ભણો.

**સાધક** - હું પેટીમાં પેટી, વળી પાછી તેમાં એક ઓર પેટી જેવો છું. બહારની પેટી શરીર માફક વર્તે છે અને તેની પછી આવેલી અંદરની પેટી - અંદર વસતા આત્મા તરીકે. બહારની પેટીને રદ કરો કે તેની પછીની અંદરની પેટી શરીર બને છે અને તેની પછીની અંદરની પેટી આત્મા બને છે. તે એક અનંત શુંખલા છે, પેટીઓ એક પછી એક અનંતપણે ખૂલતી જ રહે છે, શું છેલ્લી પેટી એ આખરી આત્મા છે?

**મહારાજ** - જો તમે શરીર ધરાવતા હોવ તો પછી તમારે આત્મા હોવો જ જોઈએ; અહીં તમારી પેટીઓમાં પેટીઓની ઉપમા લાગુ પડે છે. પરંતુ અહીં અને અત્યારે, તમારાં સઘળાં શરીરો અને આત્માઓ દ્વારા જાગ્રતિ(સમાધિ) - ચિતનો વિશુદ્ધ પ્રકાશ - પ્રકાશે છે. અડગપણે તેને વળગી રહો. જાગ્રિત વિના તો શરીર એક ક્ષણ માટે પણ ન ટકી શકે. શરીરમાં ઉર્જા, સ્નેહ અને બુદ્ધિનો એક પ્રવાહ વહે છે, જે શરીરને માર્ગદર્શન આપે છે, તેને જાળવી રાખે છે અને ઊર્જાવાન બનાવે છે. તે પ્રવાહને શોધો અને તેમાં સ્થિત થાઓ. અલબત્ત, આ સઘળી તો અભિવ્યક્ત કરવાની, બોલવાની રીતભાતો છે. શબ્દો  જેટલું સેતુનું કામ કરે છે તેટલું જ અડચણોનું કામ કરે છે. જીવનના એ તણખાને શોધો જે તમારા શરીરના પોતને વણે છે અને તેનો સંગાથ કદી ન છોડો. શરીરની માત્ર તે જ એક વાસ્તવિકતા છે.

**સાધક** - મૃત્યુ બાદ જીવનના તે તણખાનું શું થાય છે?

**મહારાજ** - તે સમયની પેલે પાર છે. જન્મ અને મૃત્યુ સમયમાં બિંદુઓ સિવાય અન્ય કશુંયે નથી. જીવન શાશ્વતપણે તેનાં ઘણાંયે જાળાં ગૂંથતું રહે છે. ગૂંથવાની ઘટના સમયમાં ઘટે છે, પરંતુ જીવન પોતે તો સમયાતીત છે. તેની અભિવ્યક્તિઓને તમે ફાવે તે નામ અને રૂપ આપો, તે સમુદ્ર જેવું છે - કદીયે પરિવર્તન ન પામતું, સદાયે પરિવર્તન પામતું રહેતું.

**સાધક** - આપ જે કહી રહ્યા છો તે સરસ રીતે ગળે ઉતરી જાય તેવું લાગે છે, તેમ છતાંયે એક વિચિત્ર અને અપરિચિત - ઘણી વાર શત્રુતાભર્યા અને ખતરનાક - જગતમાં મને માત્ર એક વ્યક્તિ હોવાની લાગણી થયા વિના રહેતી નથી. વ્યક્તિ હોવાથી, સ્થળ અને કાળમાં સીમિત હોવાથી, હું મારી જાતનો વિરુદ્ધ તરીકે, વ્યક્તિવિહીન બનેલ તરીકે, ખાસ કશાની નહી તેવી વૈશ્વિક બનાવવામાં આવેલી જાગ્રતિ તરીકે સાક્ષાત્કાર કરી શકું?

**મહારાજ** - તમે તમારી જાતને તમે જે નથી તે હોવા તરીકે આગળ ધરો છો અને તમારી જાતનો તમે જે છો તે માટે નકાર ભણો છો. વિશુદ્ધ જ્ઞાનના તત્ત્વને, સઘળી વ્યક્તિગત વિકૃતિઓથી મુક્ત એવી જાગ્રતિને તમે બાદ કરી નાખો છો. સિવાય કે તમે ચિત્તની વાસ્તવિકતાને મંજૂર રાખો, તમે કદીયે તમારી જાતને નહીં જાણો.

**સાધક** - તો મારે કરવું શું? તમે જેમ મારી જાતને જુઓ છો તેમ હું મારી જાતને નથી જોતો. એવું બને કે આપ સાચા હોવ અને હું ખોટો હોઉં, પરંતુ મને હું જે હોવાનું અનુભવું છું તે અનુભવવાનું હું કઈ રીતે બંધ કરી શકું?

**મહારાજ** - જે રાજકુમાર પોતાની જાતને ભિખારી માને છે તેને માત્ર એક રીતે મનાવી શકાયઃ તેણે રાજકુમાર તરીકે વર્તવું પડે અને જોવું પડે કે શું થાય છે. હું જે કહું છું તે જાણે સાચું જ છે તે રીતે વર્તો અને વાસ્તવમાં શું બને છે તે પરથી નિર્ણય લો. પહેલું પગલું ભરવા માટે જે લગરિક શ્રદ્ધાની જરૂર છે તેટલું જ તો હું માગી રહ્યો છું. અનુભવ સાથે આત્મવિશ્વાસ આવશે અને પછી તમારે મારી

કોઈ જરૂર પડશે નહીં. હું જાણું છું કે તમે શું છો અને હું તમને કહી રહ્યો છું. થોડો સમય મારા પર વિશ્વાસ કરો.

**સાધક** - અહીં અને અત્યારે હોવા માટે મારે મારા શરીર અને તેની જ્ઞાનેન્દ્રિયોની આવશ્યકતા છે. સમજવા માટે મારે મનની આવશ્યકતા છે.

**મહારાજ** - શરીર અને મન એ તો અજ્ઞાનનાં, ગેરસમજનાં માત્ર લક્ષણો જ છે. શરીરરહીત અને મનરહીત, સ્થળરહીત અને કાળરહીત, "ક્યાં' અને "ક્યારે' અને "કઈ રીતે'ની પેલે પાર તમે જાણે વિશુદ્ધ જાગ્રતિ છો તે રીતે વર્તો. તે પર સ્થિત થાઓ, તે વિશે વિચારો, તેની વાસ્તવિકતાને સ્વીકારતાં શીખો. સઘળો સમય તેનો વિરોધ ન કરતા રહો, નકાર ન ભણતા રહો. ઓછામાં ઓછું મનને તો ખુલ્લું રાખો જ. યોગ એટલે બાહ્યને આંતર તરફ વાળવું. તમારા શરીર અને મનને વાસ્તવિક્ને અભિવ્યક્ત કરવા પ્રેરો, જે વાસ્તવિક સઘળું છે અને સઘળાની પેલે પાર છે. કરવાથી તમે સફળ થતાં હોવ છો, નહીં કે દલીલોથી.

**સાધક** - કૃપા કરી મને મારા પહેલા પ્રશ્ન પર પાછા ફરવાની અનુજ્ઞા આપો. વ્યક્તિ હોવાની ભૂલ કઈ રીતે પેદા થતી હોય છે?

**મહારાજ** - નિરપેક્ષ સમય અગાઉ છે. પહેલાં જાગ્રતિ આવે છે. સ્મૃતિઓ અને માનસિક આદતોનું પોટલું ધ્યાનને આકર્ષે છે, જાગ્રતિ કેન્દ્રિત થાય છે અને વ્યક્તિ એકાએક વિદ્યમાન થાય છે. જાગ્રતિના પ્રકાશને દૂર કરો, ઊંઘી જાઓ કે મૂર્છિત થાઓ - અને વ્યક્તિ અદશ્ય થઈ જાય છે. વ્યક્તિ આવતી-જતી રહે છે, જાગ્રતિ સઘળા સ્થળ અને કાળને સમાવે છે, નિરપેક્ષ - છે.

## સઘળાનો ત્યાગ કરો અને તમને સઘળું આવી મળશે [૫૫]

**સાધક** - હાલની ઘડીએ આપની અવસ્થા શી છે?

**મહારાજ** - કશુંયે ન અનુભવતો હોવાની. તેમાં સઘળો અનુભવ સમાવિષ્ટ છે.

**સાધક** - શું આપ અન્ય માણસના મન અને હૃદયમાં પ્રવેશી શકો છો અને તેના અનુભવમાં સહભાગી થઈ શકો છો?

**મહારાજ** - ના. આવું કરવા માટે ખાસ તાલીમની આવશ્યકતા રહે છે. હું તો ઘઉંના વેપારી જેવો છું. હું રોટલા અને રોટલી વિશે બહું ઓછું જાણું છું. એવું બને કે મને ઘઉંના લોટની રાબના સ્વાદની પણ ખબર ન હોય. પરંતુ ઘઉંના દાણાઓની જો વાત કરીએ તો હું બધું જ સરસ રીતે જાણું છું. હું અનુભવ માત્રના સ્ોતને જાણું છું. પરંતુ અનુભવ જે અસંખ્ય વિશિષ્ટ રૂપો ધારણ કરી શકે છે તેમને હું નથી જાણતો. વળી મારે તે જાણવાની કોઈ જરૂર પણ નથી. મારું જીવન જીવવા માટે પળે પળે મારે જે થોડું ઘણું જાણવાની અવશ્યકતા રહે છે તે કોઈક રીતે મારી જાણમાં આવી જતું હોય છે.

**સાધક** - આપનો વિશિષ્ટ અનુભવ અને મારો વિશિષ્ટ અનુભવ, શું તે બલે બ્રહ્માના મનમાં અસ્તિત્વ ધરાવે છે?

# હું તે છું

**મહારાજ** - વૈશ્વિક વિશિષ્ટથી જાગ્રત(અવગત) નથી. એક વ્યક્તિ તરીકેનો અનુભવ એ વ્યક્તિગત બાબત છે. વ્યક્તિ કાળ અને સ્થળમાં અસ્તિત્વ ધરાવે છે, તેને નામ અને રૂપ છે, આદિ અને અંત છે; વૈશ્વિક સઘળી વ્યક્તિને સમાવે છે અને નિરપેક્ષ સઘળાના મૂળમાં અને સઘળાની પેલે પાર છે.

**સાધક** - મારે સમગ્રતા સાથે કોઇ નિસ્બત નથી. મારી વ્યક્તિગત ચેતના અને આપની વ્યક્તિગત ચેતના - તે બન્ને વચ્ચે કડીરૂપ શું છે?

**મહારાજ** - બે સ્વપ્ન જોનારાઓ વચ્ચે કઇ કડી હોઇ શકે?

**સાધક** - તેઓ એકબીજા વિશે સ્વપ્ન જોઇ શકે.

**મહારાજ** - તે જ તો લોકો કરી રહ્યા છે. દરેક જણ 'બીજાઓ'ને કલ્પે છે અને તેમની સાથે જોડાણ ઇચ્છે છે. ઇચ્છનાર જ કડી છે, તે સિવાય બીજું કોઇ જ નહીં.

**સાધક** - એટલું તો ચોક્કસ કે ચેતનાના આપણે જે ઘણાં બધાં બિંદુઓ છીએ તે સૌ વચ્ચે કશુંક તો સામાન્ય (સહીયારું) હોવું જ જોઇએ.

**મહારાજ** - તે ઘણાં બધાં બિંદુઓ ક્યાં છે? તમારા મનમાં. તમે એવો આગ્રહ રાખો છો કે તમારું જગત તમારા મનથી સ્વતંત્ર છે. તે કઇ રીતે હોઇ શકે? તમે તમારા પોતાના મનને નથી જાણતા તે કારણે તમને અન્ય લોકોના મનને જાણવાની ઇચ્છા થાય છે. પહેલાં તમારા પોતાના મનને જાણો અને તમે જોશો કે બીજાનાં મનનો કોઇ પ્રશ્ન જ ખડો નથી થતો, કારણ કે અન્ય લોકો છે જ નહીં. વિવિધ મનો વચ્ચેની એક માત્ર સામાન્ય કડી એવું તમે જ તે સામાન્ય ઘટક છો. હોવું તે ચેતના છે; "હું છું' સૌને લાગુ પડે છે.

**સાધક** - એવું બને કે આપણા સોમાં પરબ્રહ્મ હાજર હોય. પરંતુ તે આપણા શા કામનું?

**મહારાજ** - તમે એ માણસ જેવા છો જે કહે છેઃ 'મારી ચીજવસ્તુઓ રાખવા માટે મારે જગ્યાની જરૂર છે, પરંતુ જગ્યા મારે શા કામની?' અથવા તો "મારે દૂધ, ચા, કોફી કે સોડાની જરૂર છે, પરંતુ પાણીની મારે કોઇ જરૂર નથી.' શું તમે એ નથી જોતાં કે પરબ્રહ્મ જ બધાને શક્ય બનાવે છે? પરંતુ જો તમે એમ પૂછો કે તે તમારે શા કામનું તો મારે જવાબ આપવો પડે કે : "કશાયે કામનું નહીં.' રોજીંદા જીવનની બાબતોમાં વાસ્તવિક બ્રહ્મ)ને જાણનારને કોઇ ફાયદો નથીઃ ઉલટાનો તે કોઇ ગેરફાયદામાં હોય તેવું બનેઃ લોભ અને ભયથી મુક્ત હોવાને કારણે તે પોતાની જાતનું રક્ષણ કરતો નથી. ફાયદાનો, લાભનો ખ્યાલ જ તેના માટે અજાણ્યો છે; તે સંચયને ધિક્કારે છેઃ તેનું જીવન સતત પોતાને વહેંચવાનું, ગમતાનો ગુલાલ કરવાનું, આપીને રાજી થવાનું હોય છે.

**સાધક** - બ્રહ્મને પ્રાપ્ત કરવાનો જો કોઇ લાભ જ ન હોય તો પછી તે તકલીફ જ શા માટે ઉઠાવવી?

**મહારાજ** - તકલીફ તો ત્યારે હોય છે જ્યારે તમે કશાકને વળગી રહો છો. જયારે તમે કશાયને વળગી નથી રહેતા ત્યારે કોઇ તકલીફ ખડી નથી થતી, કોઇ ઉપદ્રવ સર્જાતો નથી થોડાનો ત્યાગ તે વધારેની પ્રાપ્તિ છે. સઘળાનો ત્યાગ કરો અને સઘળું આવી મળશે. પછી જીવન એ બને છે જે બનવા માટે તે નિર્માયું હતું: અખૂટ ભંડારમાંથી થતું વિશુધ્ધ ઉત્સર્જન. તે પ્રકાશમાં જગત કોઇ સ્વપ્ન માફક ઝાંખુ વિદ્યમાન થાય છે.

**સાધક** - જો મારું જગત નર્યું સ્વપ્ન જ હોય તો અને આપ જો તેનો અંશ હોવ તો આપ મારા માટે શું કરી શકો? જો સ્વપ્ન વાસ્તવિક નથી, તેને કોઇ હોવાપણું નથી, તો પછી વાસ્તવિકતા (બ્રહ્મ) તેને કઇ રીતે અસર કરી શકે?

**મહારાજ** - જ્યાં સુધી ટકી રહ્યું હોય છે ત્યાં સુધી સ્વપ્નને હંગામી અસ્તિત્વ હોય છે. સમસ્યા તો તેને વળગી રહેવાની તમારી ઇચ્છાને કારણે સર્જાય છે. સ્વપ્નને વિદાય આપો. એવી કલ્પના કરવાનું બંધ કરો કે સ્વપ્ન તમારું છે.

# હું તે છું

**સાધક** - આપ એવું સ્વીકારી લેતા હોવ તેવું લાગે છે કે સ્વપ્રદેષ્ટા વિના સ્વપ્ર હોઈ શકે અને મારી પોતાની મીઠી ઈચ્છાના સ્વપ્ર સાથે હું મારી જાતનું તાદાત્મ્ય સાધુ છું. પરંતુ હું સ્વપ્ર જોનાર છું અને સ્વપ્ર પણ. જો તેમ હોય તો પછી સ્વપ્ર જોવાનું કોણ અટકાવે?

**મહારાજ** - સ્વપ્રને તેની જાતે જ અંત સુધી ચાલવા દો. તેમાં તમારું કંઈ જ ન ચાલી શકે. પરંતુ તમે સ્વપ્નને સ્વપ્ન તરીકે જોઈ શકો, તેને વાસ્તવિક્તા તરીકે સ્વીકારવાની ના પાડી દો.

**સાધક** - અહીં હું આપની સમક્ષ બેઠો છું. હું સ્વપ્ર જોઈ રહ્યો છું અને આપ મને સ્વપ્રમાં બોલતો નિરખી રહ્યા છો. એવું શું છે જે આપણી વચ્ચે કડીરૂપ છે?

**મહારાજ** - તમને જગાડવા માટેનું મારું ધ્યાન કડીરૂપ છે. મારું હૃદય તમને જાગ્રત જોવા ઈચ્છે છે. હું જોઉં છું કે તમે તમારા સ્વપ્નમાં દુઃખી થઈ રહ્યા છો અને હું જાણું છું કેતમારી આ યાતનાનો અંત લાવવા તમારે જાગવું પડે. જ્યારે તમે તમાર સ્વપ્ને સ્વપ્ન તરીકે જોશો ત્યારે તમે જાગી ઉઠ્યા હશો. પરંતુ તમારા સ્વપ્રમાં ખુદમાં તો મને કોઈ જ રસ નથી. મારા માટે એટલું જાણવું પૃસ્તું છે કે તમારે જાગી ઉઠવું પડે. તમારે તમારા સ્વપ્રને કોઇ નિશ્ચિત અંત પર લાવવું, કે તેને ઉમદા, કે સુખી, કે સુંદર બનાવવું આવશ્યક નથી; તમારે માત્ર એ બાબતે જ જાગ્રત થવાનું છે કે તમે સ્વપ્ર જોઈ રહ્યા છો. કલ્પના કરવાનું બંધ કરો, માનવાનું બંધ કરો. માનવ-અવસ્થાના વિરોધાભાસો, વિસંગતતાઓ ખોટાપણા અને દુઃખને જુઓ, તેની પેલે પાર જવાની આવશ્યક્તાઓને જુઓ. વિરાટ અવકાશમાં ચેતનાનો ટચુકડો અણુ તરે છે અને તેમાં સમગ્ર વિશ્વ સમાવિષ્ટ છે.

**સાધક** - સ્વપ્રમાંની કુણી લાગણીઓ સદાયે ટકી રહેનારી હોય તેવું લાગે છે. જાગતાંની સાથે શું તે અદશ્ય થાય છે?

**મહારાજ** - સ્વપ્નમાં તમે કેટલાકને ચાહો છો અને કેટલાકને નથી ચાહતા. જાગતાંની સાથે તમે જુઓ છો કે સૌને આલિંગન આપતો પ્રેમ ખુદ તમે છો. વ્યક્તિગત પ્રેમ ભલે ગમે તેટલો ગાઢ અને હૃદયપૂર્વકનો હોય અચૂકપણે તમને બંધનમાં નાખે જ છે, પ્રેમમાં આઝાદી એટલે સૌ માટેનો પ્રેમ.

**સાધક** - લોકો આવતાં-જતાં રહે છે. વ્યક્તિ જેના સંપકમાં આવતી હોય છે તેને ચાહતી હોય છે, તે કંઈ બધાને ન ચાહી શકે.

**મહારાજ** - જ્યારે તમે ખુદ જ પ્રેમ છો, ત્યારે તમે સમયાતીત અને સંખ્યાની પેલે પાર છો. એકને ચાહવામાં તમે બધાને ચાહતા હોવ છો, બધાને ચાહવામાં તમે દરેકને ચાહતા હોવ છો. એક અને બધા એ કંઈ એકબીજાના વિરોધી નથી.

**સાધક** - આપ કહો છો આપ સમયરહીત અવસ્થામાં છો. શું તેનો અર્થ એવો થાય કે ભૂત અને ભવિષ્ય આપના માટે ખુલ્લા છે? શું આપ રામના ગુરુ વશિષ્ઠ મુનિને મળ્યા હતા?

**મહારાજ** - પ્રશ્ન સમયસરનો છે અને સમય બાબતે છે. ફરી તમે મને સ્વપ્રની સામગ્રી વિશે પૂછી રહ્યા છો. સમયરહીત સમયની ભ્રમણાની પેલે પાર છે, તે કંઈ સમયમાં વિસ્તરણ નથી. જે પોતાની જાતને વશિષ્ઠ તરીકે ઓળખાવતા હતા તે વશિષ્ઠને જાણતા હતા. હું તો સઘળાં નામો અને રૂપોની પેલે પાર છું. વશિષ્ઠ એ તમારા સ્વપ્રમાંનું સ્વપ્ન છે. હું તેને કઈ રીતે જાણી શકું? તમે ભૂત અને ભવિષ્યથી ખૂબ વધારે પડતા ચિંતિત છો. તેવું પોતાનું અસ્તિત્વ જાળવી રાખવાની તલપને કારણે છે, લુપ્ત થઇ જવા સામે પોતાની જાતને રક્ષવાને કારણે છે. અને તમે તમારા અસ્તિત્વને ટકાવી રાખવા માગતા હોવાને કારણે તમે તેમાં અન્યોનો સંગાથ પણ મળે તેવું ઈચ્છો છો, અને માટે જ તમે તેમના ટકી રહેવા બાબતે ચિંતિત છો. પરંતુ જેને તમે ટકી રહેવાનું કહો છો તે તો માત્ર સ્વપ્નું ટકી રહેવું છે. તેના કરતાં મૃત્યુ પસંદ કરવું તે વધારે સારું છે. તેમાં જાગી ઉઠવા માટેની તક રહેલી છે.

# હું તે છું

**સાધક** - આપ શાશ્વતીથી જાગ્રત છો, માટે આપને ટકી રહેવા - અસ્તિત્વ જાળવી રાખવા -સાથે કોઈ નિસ્બત નથી.

**મહારાજ** - વાત તેનાથી ઉલટી છે. સઘળી ઈચ્છાઓથી મુક્તિ તે શાશ્વતી છે. સઘળી આસક્તિઓ ભયને સૂચિત કરે છે, કારણ કે સઘળી ચીજો અનિત્ય છે. અને ભય વ્યક્તિને ગુલામ બનાવે છે. આ આસક્તિમુક્તિ અભ્યાસથી નથી આવતી; વ્યક્તિ જ્યારે તેના સત્સ્વરૂપને પામે છે ત્યારે તે કુદરતી હોય છે. પ્રેમ વળગતો નથી; વળગણ તે પ્રેમ નથી.

**સાધક** - તો પછી અનાસક્તિ પ્રાસ કરવાનો કોઈ ઉપાય નથી, એમ ને?

**મહારાજ** - કશુંયે પ્રાપ્ત કરવાનું નથી. સઘળી કલ્પનાઓનો ત્યાગ કરો અને તમારી જાતને જેવી છે તેવી જાણો. આત્મજ્ઞાન અનાસક્તિ છે. અધૂરપનો જે ભાવ હોય છે તેને કારણે સઘળી તલપ હોય છે. જ્યારે તમે જાણો છો કે તમારામાં કશુંયે ખૂટતું નથી, જે કંઈ છે તે તમે અને તમારું જ છે, ત્યારે ઈચ્છાઓ થવાનું બંધ પડે છે.

**સાધક** - મારી જાતને જાણવા શું મારે જાગ્રતિનો અભ્યાસ કરવો જ પડે?

**મહારાજ** - કશાનો અભ્યાસ કરવાનો નથી. તમારી જાતને જાણવા તમે તમે રહ). તમારી જાત રહેવા(હોવા) માટે તમે આ કે તે છો તે કલ્પવાનું બંધ કરો. તમારા ખરા સ્વભાવને ઉભરી આવવા દો. ઈચ્છા કરીને તમારા મનને ખલેલ ન પહોચાડો.

**સાધક** - જો હું આત્માસાક્ષાત્કાર માટે બસ એમ રાહ જ જોવા રહ્યો તો તો ઘણી વાર લાગશે.

**મહારાજ** - જયારે તે અહીં અને અત્યારે હાજર છે ત્યારે તમારે રાહ શાના માટે જોવી પડે છે? તમારે બસ નજર કરવાની છે અને જોવાનું છે. તમારી જાત ભણી જુઓ, તમારા પોતાના સ્વરૂપ(હોવા) ભણી. તમે જાણો છો કે તમે છો અને તમને તે ગમે છે. સઘળી કલ્પનાનો ત્યાગ કરો, બસ એટલું કરવાનું છે. સમય પર આધાર ન રાખો. સમયની રાહ ન જુઓ. સમય મૃત્યુ છે. જે રાહ જુએ છે - તે મૃત્યુ પામે છે. જીવન અત્યારે - અલક - જ છે. મારી સાથે ભૂત અને ભવિષ્ય વિશે વાત ન કરો - તેમનું અસ્તિત્વ માત્ર મનમાં જ છે.

**સાધક** - આપ પણ મૃત્યુ પામશો.

**મહારાજ** - હું તો ક્યારનોયે મૃત જ છું. મારા કિસ્સામાં શારીરિક મૃત્યુ કોઈ તફાવત નહીં પાડે. હું સમયાતીત અસ્તિત્વ છું. હું ઈચ્છા અને ભયથી મુક્ત છું, કારણ કે હું ભૂતકાળને યાદ નથી કરતો (યાદ નથી રાખતો) , કે ભવિષ્યની કલ્પના નથી કરતો. જ્યારે નામો અને રૂપો જ નથી ત્યારે ઈચ્છા અને ભય હોઈ જ કઈ રીતે શકે? ઈચ્છારહીતતા સાથે સમયાતીતતા આવે છે. હું સલામત છું, કારણ કે જે નથી, તે જે છે તેને સ્પર્શી ન શકે. તમે અસલામતી અનુભવો છો કારણ કે તમે ખતરાની કલ્પના કરો છો. અલબત્ત, તમારું શરીર જટિલ અને ભેદ્ય હોવાને કારણે તેને રક્ષણની આવશ્યકતા છે. પરંતુ તમારે નહીં. એક વાર તમને તમારા અભેદ્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થયો કે તમે શાંતિને પ્રાપ્ત થશો.

**સાધક** - જગત જ્યારે દુઃખી છે ત્યારે હું કઈ રીતે શાંતિને પામું?

**મહારાજ** - જગત યોગ્ય કારણોસર દુઃખી છે. જો તમે જગતને મદદ કરવા માગતા હો તો તમારે પોતે મદદની આવશ્યકતાની પેલે પાર જવું પડે. પછી તમારું સઘળું કરવાનું તેમજ ન-કરવાનું જગતને અત્યંત અસરકારક રીતે મદદ કરશે.

**સાધક** - જ્યાં કર્મની આવશ્યકતા છે ત્યાં અકર્મ કઈ રીતે ઉપયોગી પુરવાર થઈ શકે?

**મહારાજ** - જ્યાં કર્મની આવશ્યકતા હોય છે ત્યાં કર્મ ઘટતું હોય છે. મનુષ્ય કર્તા નથી. તેનું કામ તો જે કંઇ બની રહ્યું છે તેનાથી જાગ્રત રહેવું તે છે. તેની હાજરી જ કર્મ છે. બારી એ દીવાલની ગેરહાજરી છે અને તે હવા અને પ્રકાશ આપે છે કારણ કે તે ખાલી છે. સઘળી માનસિક સામગ્રીથી, સઘળી કલ્પના અને પ્રયાસથી રિક્ત બનો, અને અડચણોની આ ગેરહાજરી જ વાસ્તવિકતા (સત્ય, બ્રહ્મ)ને અંદર ધસી આવવા પ્રેરશે. જો તમે ખરેખર કોઈ વ્યક્તિને મદદ કરવા ઈચ્છતા હોવ તો તેનાથી દૂર રહો. જો તમે લાગણીકીય રીતે મદદ કરવા પ્રતિબધ્ધ હશો તો તમે મદદ કરવામાં નિષ્ફળ જશો. એવું બને કે તમે ખૂબ જ વ્યસ્ત હોવ અને તમારા સખાવતી સ્વભાવથી ખૂબ જ ખુશ હોવ, પરંતુ ખાસ કશું થઈ શકશે નહીં. કોઈ માણસને ખરેખર તો ત્યારે જ મદદ થતી હોય છે જ્યારે તેને મદદની આવશ્યકતા નથી રહેતી. અન્ય સઘળું બસ નિરર્થક છે.

**સાધક** - કોઈ મદદ આવી મળે તેની રાહ જોતા બેસી રહેવા જેટલો સમય નથી. વ્યક્તિએ કંઈક કરવું જ પડે.

**મહારાજ** - તો પછી મચી પડો. પરંતુ તમે જે કરી શકો તેમ છો તે ખૂબ જ મર્યાદિત છે; માત્ર આત્મા જ અમર્યાદિત છે. તમારી જાતને અમયદિપણે સમર્પિત કરો. અન્ય સઘળું તમે ખૂબ જ નાના નાના પ્રમાણમાં આપી શકો તેમ છો. માત્ર તમે એકલા જ અમાપ છો. મદદ કરવી તે તમારો સ્વભાવ જ છે. અરે, તમે જ્યારે ખાતા હોવ છો, પીતા હોવ છો ત્યારે પણ તમારા શરીરને મદદ કરતા હોવ છો. તમારે માટે તો તમારે કશાનીયે જરૂર નથી. તમે વિશુધ્ધ દાતા છો, અનાદિ, અનંત અને અખૂટ. જયારે તમે દુઃખ અને યાતના જુઓ ત્યારે સહાનુભૂતિ અનુભવો. પ્રવૃતિ કરવા ન લાગી પડો. નહીં તો જાણકારી કે ન તો કૃત્ય વાસ્તવમાં મદદ કરી શકે. દુઃખ સાથે સહાનુભૂતિ અનુભવો અને તેનાં મૂળને ખુલ્લાં કરો - (દુઃખને) સમજવામાં મદદ કરવી તે જ ખરી મદદ છે.

**સાધક** - મારું મોત નજીક આવી રહ્યું છે.

**મહારાજ** - તમારા શરીરનું આયુષ્ય ખૂટ્યું છે, તમારું નહીં. કાળ અને સ્થળ તો માત્ર મનમાં જ છે. તમે બંધાયેલા નથી. બસ તમારી જાતને સમજો - તે ખુદ જ શાશ્વતી છે.

## ચેતના ઉદભવતાં જગત ઉદ્ભવે છે [૫૬]

**સાધક** - જ્યારે કોઈ સામાન્ય માણસ મત્યુ પામે છે ત્યારે તેનું શું થાય છે?

**મહારાજ** - જેવી તેની માન્યતા તેવું બને છે. જે રીતે જન્મ પહેલાંનું જીવન એ કલ્પના સિવાય અન્ય કશુંયે નથી તે રીતે મૃત્યુ બાદ પણ. સ્વપ્ર ચાલુ રહે છે.

**સાધક** - અને જ્ઞાની બાબતે કેમનું રહે છે?

**મહારાજ** - જ્ઞાની કદીયે મૃત્યુ પામતો નથી કારણ કે તે કદીયે જન્મ્યો જ હોતો નથી.

**સાધક** - પરંતુ અન્યોને તો તે જન્મેલો દેખાય છે.

**મહારાજ** - પરંતુ તેને પોતાને નહીં. તે પોતે તો સઘળાથી મુક્ત હોય છે - ભૌતિક(શારીરિક) અને માનસિક રીતે.

**સાધક** - તેમ છતાંયે તમારે જે માણસ મૃત્યુ પામ્યો હોય તેની અવસ્થા જાણવી પડે. ઓછામાં ઓછું તમારા પોતાના આગલા જન્મો પરથી.

# હું તે છું

**મહારાજ** - મારા ગુરુને મળ્યો ત્યાં સુધી હું ઘણું બધું જાણતો હતો. હવે હું કશુયે જાણતો નથી, કારણ કે જે કંઈ જ્ઞાન છે તે સ્વપ્નમાં જ છે અને માન્ય (કામનું) નથી. હું મારી જાત સ્વિરૂપ)ને જાણું છું અને મને તેમાં કોઈ જીવન કે કોઈ મૃત્યુ જોવા મળતાં નથી, છે માત્ર વિશુદ્ધ હોવાપણું(સ્વરૂપ) - એટલે કે આ કે તે હોવાપણું નહીં પરંતુ બસ માત્ર હોવટઘણું જ. પરંતુ જે ઘડીએ મન તેની સંચિત સ્મૃતિઓનો ઉપયોગ કરી કલ્પના કરવા લાગે છે તે ઘડીએ તે અવકાશને પદાર્થોથી અને કાળને ઘટનાઓથી ભરી દે છે. હું જયારે આ જન્મને જ જાણતો નથી ત્યાં અગાઉના જન્મોને કઈ રીતે જાણી શકું? તે તો મન પોતે જ છે જે પોતે ગતિમાં હોવાને કારણે દરેક ચીજને ગતિમાં જુએ છે , અને સમયને સજર્યા બાદ ભૂત અને ભવિષ્યની ચિંતા કરે છે. સઘળું વિશ્વ ચેતના (મહા તત્ત્વ)માં ઝૂલે છે જે જયાં પૂર્ણ વ્યવસ્થા અને સંવાદિતા (મહા સત્ત્વ) હોય છે ત્યાં ઉદ્ભવતી હોય છે. જે રીતે સઘળા તરંગો મહાસમુદ્રમાં હોય છે તે રીતે સઘળી ભૌતિક અને માનસિક ચીજો જાગ્રતિ(દપદ્ગાહા1૯53)માં હોય છે. આમ જાગ્રતિ ખુદ મહત્ત્વની છે , નહીં કે તેની સામગ્રી. તમારી જાત વિશેની તમારી જાગ્રતિને ગહન અને વ્યાપક કરો અને સઘળો પરમાનંદ આવી મળશે. તમારે કશાને પણ ઇચ્છવાની આવશ્યક્તા નથી, સઘળું તમારા ભણી સ્વાભાવિક રીતે અને અનાયાસપણે જ વહી આવશે. પાંચ જ્ઞાનેન્દ્રિયો અને મનની ચાર કામગીરીઓ - સ્મૃતિ, વિચાર, સમજ અને પોતાપણું; પાંચ મહાભૂતો - પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ; સર્જનનાં બે પાસાંઓ - પ્રકૃત્તિ અને પુરુષ, સઘળું જાગ્રતિમાં સમાવિષ્ટ છે.

**સાધક** - તેમ છતાંયે તમારે એ માનવું પડે કે પહેલાં તમે જીવી ગયા છો.

**મહારાજ** - શાસ્ત્રો, ધર્મગ્રંથો તેવું કહે છે, પરંતુ મને તેની કશી ખબર નથી. હું જેવી છે તેવી મારી જાતને જાણું છું, જેવા છે તેવા મારા સ્વરૂપને જાણું છું; હું કેવો આભાસિત થાઉં છું કે કેવો આભાસિત થઈશ તે મારા અનુભવની વાત નથી. એવું નથી કે મને યાદ નથી. હકીક્તમાં, યાદ રાખવા/કરવા જેવું કશું જ નથી. પુનર્જન્મ પુનર્જન્મ લેતાં સ્વરૂપને સૂચિત કરે છે. આવું કશું છે નહીં. સ્મૃતિઓ અને આશાઓનું પોટલું, જેને "હું' કહેવામાં આવે છે, તે પોતાની જાતને સદાયે અસ્તિત્વમાં રહેનારી કલ્પે છે અને પોતાની ખોટી ઓળખને - હોવ#ને - સાચવી રાખવા કાળને સર્જે છે. મારે કોઈ ભૂત કે ભવિષ્યની આવશ્યક્તા નથી. સઘળા અનુભવો કલ્પનામાંથી જન્મે છે; હું કલ્ાના નથી કરતો, માટે મારા માટે જન્મ કે મૃત્યુની ઘટના ઘટતી નથી. જે લોકો પોતાની જાતને જન્મેલી વિચારે છે તેઓ જ માત્ર તેને પુનર્જન્મ લેતી વિચારી શકે. તમે મારા પર જન્મ લીધાનો આરોપ મૂકો છો – હું તે આરોપ નથી સ્વીકારતો!

સઘળું જાગ્રતિમાં અસ્તિત્વ ધરાવે છે અને જાગ્રતિ નથી તો કદી મૃત્યુ પામતી કે નથી તો કદી પુનર્જન્મ લેતી. તે અપરિવર્તશીલ વાસ્તવિકતા બ્રહ્મ) ખુદ છે.

અનુભવનું સમગ્ર જગત શરીર સાથે જન્મે છે અને શરીર સાથે મૃત્યુ પામે છે; તે પોતાનો આદિ અને અંત જાગ્રતિમાં ધરાવે છે, પરંતુ જાગ્રતિ નથી તો આદિને જાણતી કે નથી તો અંતને જાણતી. જો તમે તે પર કાળજીપૂર્વક વિચારશો અને લાંબા સમય સુધી ગહન મનન કરશો તો જાગ્રતિનો પ્રકાશ તમને સાવ સ્પષ્ટપણે જોવા મળશે અને જગત તમારી દષ્ટિમાંથી વિદાય લેશે. તે સળગતી અગરબત્તી તરફ જોવા જેવું છે; તમે પ્રથમ અગરબત્તી અને ધુમાડાને જુઓ છો; જયારે તમને રાતો તગતગતો અગ્ર ભાગ દેખાય છે ત્યારે સમજાય છે કે તેનામાં ઢગલાબંધ અગરબત્તીઓને રાખ કરી મૂકવાની અને વિશ્વને ધુમાડાથી ભરી મૂકવાની તાકાત રહેલી છે.

તેની અસીમ સંભાવનાઓને ખૂટવા દીધા વિના સમયાતીતપણે આત્મા પોતાને અસ્તિત્વમાં લાવે છે, પ્રગટ કરે છે. અગરબત્તીની ઉપમામાં અગરબત્તી એ શરીર છે અને ધુમાડો તે મન છે. જ્યાં સુધી મન તેના ઉપદ્રવોમાં વ્યસ્ત હોય છે ત્યાં સુધી તેને તેના પોતાના સ્રોતનો અનુભવ નથી થતો. ગુરુ આવે છે અને તમારું ધ્યાન અંદરના તણખા ભણી દોરે છે. મનનો સ્વભાવ જ બહિર્મુખી છે; તે હમેશાં વસ્તુઓમાં ખુદમાં જ વસ્તુઓનો સ્નોત શોધવાનું વલણ ધરાવે છે;

# હું તે છું

એક રીતે જોવા જઇએ તો સ્રોતની શોધ અંદર ચલાવવાનું કહેવાવું એક નવા જીવનની શરૂઆત છે. જાગ્રતિ ચેતનાનું સ્થાન લે છે; ચેતનામાં "હું' છે, જે સભાન છે, જ્યારે જાગ્રતિ અવિભાજિત છે; જાગ્રતિ પોતાના ખુદથી જાગ્રત છે. "હું છું' તે એક વિચાર છે, જયારે જાગ્રતિ કોઇ વિચાર નથી; જાગ્રતિમાં "હું જાગ્રત છું' જેવું કંઇ નથી. ચેતના એ એક વલણ છે જ્યારે જાગ્રતિ કોઇ વલણ નથી, વ્યક્તિ સભાન(ચેતન) હોવાથી જાગ્રત હોઈ શકે, પરંતુ જાગ્રત હોવાથી સભાન ન હોઈ શકે. ઈશ્વર ચૈતન્યની સમગ્રતા છે, પરંતુ જાગ્રતિ સઘળાની પેલે પાર છે - હોવાની તેમજ ન - હોવાની.

**સાધક** - મેં માણસની મૃત્યુ બાદની સ્થિતિ વિશેના પ્રશ્નથી શરૂઆત કરી હતી. જ્યારે તેનું શરીર નાશ પામે છે ત્યારે તેની ચેતનાનું શું થાય છે? શું તે પોતાની સાથે પોતાની પાંચ સુક્ષ્મ જ્ઞાનેન્દ્રિયોને પણ લઈ જાય છે કે પછી તેમને પાછળ છોડતો જાય છે? જો તે પોતાની સુક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો ગુમાવતો હોય તો પછી તેની ચેતનાનું શું થતું હોય છે?

**મહારાજ** - સુક્ષ્મ જ્ઞાનેન્દ્રિયો એ સંવદનાઓની કામ કરવાની નરી રીતો છે. સ્થૂળ પ્રકારો અદશ્ય થતાં ચેતનાની સુક્ષ્મ અવસ્થાઓ ઉભરી આવે છે.

**સાધક** - શું મૃત્યુ બાદ જાગ્રતિ ભણી કોઈ સંક્રમણ નથી થતું?

**મહારાજ** - ચેતનાથી જાગ્રતિ ભણી કોઇ સંક્રમણ ન હોઈ શકે, કારણ કે જાગ્રતિ તે કંઇ ચેતનાનું કોઈ રૂપ નથી. ચેતના માત્ર વધારે સુક્ષ્મ અને પરિશુધ્ધ બની શકે અને મૃત્યુ બાદ તે જ તો બને છે. જેમ જેમ માણસના વિવિધ ઉપકરણો મૃત્યુ પામતાં જાય છે, તેમ તેમ તેમના દ્વારા પ્રેરિત ચેતનાની કામગીરી બજાવવાની રીતભાતો પણ લય પામતી જાય છે.

**સાધક** - આખરે પાછળ માત્ર અચેતના (અભાનાવસ્થા -111015ત01151€55) જ રહે છે?

**મહારાજ** - અભાનાવસ્થા જાણે કોઇ આવતી-જતી ચીજ હોય તેમ વાત કરતી તમારી જાત ભણી જ જુઓ! અભાનાવસ્થાથી સભાન હોય તેવું ત્યાં આગળ કોણ છે? જ્યાં સુધી બારી ઉઘાડી છે ત્યાં સુધી ઓરડામાં સુર્યપ્રકાશ છે જ. બારી બંધ થતાં , સુર્ય રહે છે, પરંતુ શું તે ઓરડામાંના અંધકારને જુએ છે? શું સુર્ય માટે અંધકાર જેવું કંઈ છે ખરું? અભાનાવસ્થા જેવું કંઈ છે જ નહીં, કારણ કે અભાનાવસ્થા અનુભવગોચર નથી. સ્મૃતિ કે સંદેશાવ્યવહાર પ્રિત્યાયન)માં જ્યારે કોઈ અંતરાલ પડે છે ત્યારે આપણે અભાનાવસ્થાનું અનુમાન કરતા હોઈએ છીએ. જો હું પ્રત્યાઘાત આપવાનું બંધ કરું તો તમે કહેશો કે હું અભાન છું, મૂર્છિત છું. વાસ્તવમાં એવું બને કે હું અત્યંત સભાન(ચેતન) હોઉં, માત્ર એટલું હોય કે હું પ્રત્યાયન કે યાદ કરવાને અક્ષમ હોઉં.

**સાધક** - હું એક સાદો પ્રશ્ન પૂછી રહ્યો છું: જગતમાં લગભગ ચાર અબજ લોકો છે અને તે સઘળા મૃત્યુ પામનાર છે. મૃત્યુ બાદ તેમની સ્થિતિ શી હશે - ભૌતિક રીતે નહીં પરંતુ મનોવૈજ્ઞાનિક રીતે? શું તેમની ચેતના સાતત્ય જાળવી રાખશેર અને જો જાળવી રાખતી હોય તો કયા સ્વરૂપે? મને એવું ન કહેશો કે હું યોગ્ય પ્રશ્ન નથી પૂછી રહ્યો, કે પછી આપ જવાબ નથી જાણતા, કે પછી આપના જગતમાં મારો પ્રશ્ન અર્થહીન છે; જે ઘડીએ આપ આપના જગત વિશે અને મારા જગત વિશે તેઓ અલગ છે અને તેમનો એકબીજા સાથે મેળ નથી ખાતો તેવી વાત કરવા લાગે છો કે આપ આપણી વચ્ચે એક દીવાલ ખડી કરી દો છો. કાં તો આપણે એક જ જગતમાં જીવીએ છીએ કે પછી આપનો અનુભવ અમારા કશાયે કામનો નથી.

**મહારાજ** - અલબત્ત, આપણે એક જ જગતમાં જીવીએ છીએ. હું તેને માત્ર તે જેવું છે તે રૂપે જોઉં છું જ્યારે તમે નથી જોતા. તમે તમારી જાતને જગતમાં જુઓ છો, જયારે હું જગતને મારી જાતમાં જોઉં છું. તમારા માટે, તમે જન્મો છો અને મૃત્યુ પામો છો, જયારે મારા માટે, જગત ઉદભવે છે અને લય પામે છે. આપણું જગત વાસ્તવિક છે, પરંતુ તેના વિશેનો તમારો દૃષ્ટિકોણ વાસ્તવિક નથી. આપણી વચ્ચે કોઈ દીવાલ નથી, સિવાય કે તમારા વડે નિર્માણ કરવામાં આવેલી છે તે.

જ્ઞાનેન્દ્રિયોમાં કશુંયે ખોટું નથી, તમારી કલ્પના જ તમને ગેરમાર્ગે દોરે છે. જેવા છે તેવા જગતને તે તમારી કલ્પનાના જગત વડે ઢાંકી દે છે - એવા કશાક વડે કે જે તમારાથી સ્વતંત્રપણે અસ્તિત્વ ધરાવે છે અને તેમ છતાંયે જે તમારી વારસાગત કે અર્જત ભાતોને બારીકાઈથી અનુસરી રહ્યું છે. તમારા વલણમાં ભારે વિરોધાભાસ છે, જેને તમે જોતાં નથી અને જે તમારા દુઃખનું કારણ છે. તમે એ ખ્યાલને વળગી રહો છો કે તમે દુઃખ અને યાતનાના જગતમાં જન્મ્યા હતા; હું જાણું છું કે જગત પ્રેમનું બાળક છે, જેની શરૂઆત, વૃદ્ધિ અને પરિતૃપ્તિ પ્રેમમાં છે. પરંતુ હું પ્રેમની પણ પેલે પાર છું.

**સાધક** - જો આપે પ્રેમમાંથી જ આ જગતનું સર્જન ક્યું છે તો પછી તે શા માટે આટલું બધું દુઃખભર્યું છે?

**મહારાજ** - તમે સાચા છો - પરંતુ શરીરના દષ્ટિકોણથી જ. પરંતુ તમે શરીર નથી. તમે ચૈતન્યની વિરાટતા અને અસીમતા છો. જે સાચું નથી તેને સાચું ન ધારી લો અને તમને સઘળું હું જેવું જોઉ છું તેવું દેખાશે. પીડા અને આનંદ, શુભ અને અશુભ, યોગ્ય અને અયોગ્યઃ આ સઘળા સાપેક્ષ ખ્યાલો છે અને તેમને નિરપેક્ષપણે ન સમજી-સ્વીકારી લેવા જોઈએ. તેઓ સીમિત અને હંગામી છે.

**સાધક** - બુધ્ધ પરંપરામાં એવું પ્રતિપાદિત કરવામાં આવેલું છે કે નિર્વાણીને - એટલે કે સાક્ષાત્કારપ્રાત બુધ્ધને - વિશ્વની આઝાદી છે. જે કંઈ અસ્તિત્વ ધરાવે છે તેને તે પોતે જાણી અને અનુભવી શકે છે. તે કુદરતને આદેશ આપી શકે છે, કુદરતમાં બાધા નાખી શકે છે, કાર્યકારણની શુંખલાને ખલેલ પહોંચાડી શકે છે, ઘટનાઓના ક્રમને બદલી શકે છે, અરે ભૂતકાળને પણ હતો-નહોતો કરી શકે છે! છતાંયે જગત તેની સાથે છે, પરંતુ તે તેમાં મુક્ત છે.

**મહારાજ** - તમે જેનું વર્ણન કરો છો તે ઈશ્વર છે. અલબત્ત, જ્યાં ક્યાંય પણ વિશ્વ હશે ત્યાં તેની પ્રતિછબી હોવાની જ, જે છે ઈશ્વર. પરંતુ હું તે બશેની પેલે પાર છું. એક રાજ્ય હતું જે રાજાની શોધમાં હતું. તેઓએ યોગ્ય માણસ શોધી કાઢ્યો અને તેને રાજા બનાવ્યો. તે કોઈ પણ રીતે બદલાયો નહોતો. તેને તો માત્ર ખિતાબ જ આપવામાં આવ્યો હતો, રાજાના અધિકારો અને જવાબદારીઓ જ સોપવામાં આવ્યાં હતાં. તેની પ્રકૃતિને કોઈ અસર નહોતી થઈ, તેનાં વર્તનો જ અસર પામ્યાં હતાં. તેવું જ સાક્ષાત્કારપ્રાપ્ત માણસનું છે; તેની ચેતનાની સામગ્રી ધરમૂળથી રૂપાંતરણ પામે છે. પરંતુ તે ગેરમાર્ગે નથી દોરવાતો. તે અપરિવર્તનશીલને જાણે છે.

**સાધક** - અપરિવર્તનશીલ સભાન (ચેતન) ન હોઈ શકે. ચેતના હમેશાં પરિવર્તનશીલની જ હોય છે. અપરિવર્તશીલ ચેતનામાં કોઈ પગેરું નથી છોડી જતું.

**મહારાજ** - હા અને ના. કાગળ એ કંઈ લખાણ નથી, તેમ છતાંયે તે લખાણને વહન કરે છે. શાહી તે કંઈ સંદેશો નથી, નથી તો વાચકનું મન કોઈ સંદેશો - પરંતુ તે સઘળાં સંદેશાને શક્ય બનાવે છે.

**સાધક** - ચેતના વાસ્તવિકતામાંથી ઉતરી આવે છે કે પછી તે દ્રવ્યનો કોઈ ગુણ છે?

**મહારાજ** - આમ જોવા જઈએ તો ચેતના એ દ્રવ્યનો સુક્ષ્મ પ્રતિઅંશ(००પ111€1"0811) છે. જે રીતે તમસ અને ર%સ એ દ્રવ્યના ગુણધર્મો છે તે રીતે સત્ત્વ પોતાને ચેતના તરીકે અભિવ્યક્ત કરે છે. તમે એક રીતે તેને ઊર્જાના ખૂબ જ સુક્ષ્મ સ્વરૂપ તરીકે વિચારી શકો. જયાં જયાં દ્રવ્ય પોતાને એક સ્થિર જીવ તરીકે આયોજિત(પ્રગટ) કરે છે ત્યાં ત્યાં ચેતના આપોઆપ દૃશ્યમાન થાય છે. જીવના નાશ સાથે ચેતના અદશ્ય થાય છે.

**સાધક** - તો પછી પાછળ શું રહે છે?

**મહારાજ** - એ, કે જેના દ્રવ્ય અને ચેતના પાસાંઓ સિવાય અન્ય કશુંયે નથી, જે નથી તો જન્મતાં નથી તો મૃત્યુ પામતાં.

**સાધક** - જો તે દ્રવ્ય અને ચેતનાની પેલે પાર હોય તો પછી તેને કઈ રીતે અનુભવી શકાય?

**મહારાજ** - બક્ષે પરની તેની અસર પરથી તેને જાણી શકાય; તેને માટે સુંદર અને પરમાનંદમાં તેની શોધ ચલાવો. પરંતુ તમે નહીં તો શરીરને સમજો કે નહીં તો ચેતનાને સમજો, સિવાય કે તમે તે બન્નેની પેલે પાર જાઓ.

**સાધક** - કૃપા કરી અમને સાવ સાફ સાફ કહો કે આપ સભાન (ચેતન) છો કે અભાન (અચેતન)?

**મહારાજ** - જ્ઞાની સાક્ષાત્કારપ્રાપ્ત માણસ) બેમાંથી એકેય નથી હોતો. પરંતુ તેના જ્ઞાનમાં સઘળું સમાવિષ્ટ છે. જાગ્રતિ(સમાધિ) દરેક અનુભવને પોતાનામાં સમાવે છે. પરંતુ જે જાગ્રત છે તે દરેક અનુભવની પેલે પાર છે. તે જાગ્રતિની ખ્રુદની પેલે પાર છે.

**સાધક** - અનુભવની પશ્ચાદ્ભૂ છે, તેને દ્રવ્ય કહો. અનુભવકર્તા છે, તેને મન કહો. તે બન્ને વચ્ચે સેતુ કઈ બાબત રચે છે?

**મહારાજ** - તેમની વચ્ચે રહેલો અંતરાલ જ સેતુ છે. જે એક છેડે દ્રવ્ય જેવો દેખાય છે અને બીજે છે મન જેવો દેખાય છે, તે પોતે જ સેતુ છે. વાસ્તવિકતા (સત્ય)ને મન અને શરીર એમ અલગ ન પાડો, અને તો પછી કોઈ સેતુઓની આવશ્યકતા નહીં રહે. ચેતના ઉદ્ભવતાં, જગત ઉદ્ભવે છે. જ્યારે તમે જગતના શાણપણ અને સૌંદર્યને ધ્યાન પર લો છો ત્યારે તમે તેને ઈશ્વર કહો છો. સઘળાના સ્તોતને જાણો , જે તમારામાં છે, અને તમને તમારા સઘળા પ્રશ્નોના જવાબ મળી જશે.

**સાધક** - દ્રષ્ટા અને દૃશ્યઃ શું તેઓ એક છે કે બે?

**મહારાજ** - છે માત્ર જોવાની ક્રિયા; દ્રષ્ટા અને દૃશ્ય તેમાં સમાવિષ્ટ છે. જ્યાં કોઈ ભેદ નથી ત્યાં કોઈ ભેદોને ન સર્જો.

**સાધક** - મેં મૃત્યુ પામેલા માણસ વિશેના પ્રશ્નથી શરૂઆત કરી હતી. આપે કહ્યું હતું કે તેના અનુભવો તેની અપેક્ષાઓ અને માન્યતાઓ મુજબ પોતાને આકાર આપશે.

**મહારાજ** - તમે જન્મ્યા તે પહેલાં તમે આયોજિત કરેલી કોઈ યોજના મુજબ તમે જીવવાની અપેક્ષા રાખી હતી. તમારી પોતાની ઈચ્છા તમારી નિયતિનો મોભ (મેરૂદંડ) હતી.

**સાધક** - એ ચોક્કસ કે કર્મે તેમાં ખલેલ પાડી હતી.

**મહારાજ** - કર્મ સંજોગોને આકાર આપે છેઃ વલણો તમારાં પોતાનાં હોય છે. આખરે તો તમારું ચારિત્ર્ય જ તમારા જીવનને આકાર આપે છે અને તમારું ચારિત્ર્ય ઘડનાર માત્ર તમે જ છો.

**સાધક** - વ્યક્તિ પોતાના ચારિત્ર્યને કઈ રીતે ઘડે છે?

**મહારાજ** - તેને જેવું છે તેવું જોઈને, અને ખરેખર દિલગીરી અનુભવીને. આ અન્યોન્ય જોવા - અનુભવવાની ક્રિયા ચમત્કાર સર્જી શકે છે. તે કાંસાની મૂર્તિને ઢાળવા સમાન છે; માત્ર ધાતું કે માત્ર અગ્નિથી નહીં ચાલી રહે; નહીં તો બીબું કશાયે ઉપયોગનું પુરવાર થાય; અગ્નિના તાપમાં તમારે ધાતુને ઓગળાવી પડશે અને તેને બીબામાં ઢાળવી પડશે.

## મનની પેલે પાર કોઈ દુઃખ નથી [૫૭]

**સાધક** - બપોરનું ભાણું પીસાય તે પહેલાં ભાણાની રાહ જોતાં તમારા દીકરાના ઘરમાં બેઠેલા આપને હું જોઉં છું. અને હું વિમાસણ અનુભવું છું કે આપની ચેતનાની સામગ્રી મારી ચેતનાની સામગ્રી સમાન છે કે પછી કંઈક અંશે અલગ છે, કે પછી સાવ જ અલગ છે. મારી માફક જ આપ ભૂખ્યા

અને તરસ્યા છો અને ભાણું પીરસાય તે માટે અધીરા છો, કે પછી આપ કોઈ સાવ જ અલગ માનસિક અવસ્થામાં છો?

**મહારાજ** - સપાટી પર તો ખાસ કંઈ એટલો બધો તફાવત નથી, પરંતુ ઊંડાણમાં તો ઘણો બધો છે. તમે તમારી જાતને માત્ર જ્ઞાનેન્દ્રિયો અને મન વડે જાણો છો. તેઓ જે સૂચવે છે તેવી તમે તમારી જાતને સમજો છો; તમને તમારી જાતનું પ્રત્યક્ષ કોઈ જ્ઞાન નથી, તમે માત્ર નર્યા ખ્યાલો જ ધરાવો છો; તે સઘળા અહીંતહીંથી સાંભળેલા સાધારણ અને અપ્રત્યક્ષ છે. તમે તમારી જાતને જે કંઈ હોવાનું વિચારો છો તેને સાચા તરીકે સ્વીકારી લો છો; તમારી જાતને અનુભવક્ષમ અને વર્ણનક્ષમ વિચારવાની તમારી આદત તમારામાં ખૂબ જ દઢ છે. હું તમારી જેમ જ જોઉં છું, તમારી જેમ જ સાંભળું છું, તમારી જેમ જ આસ્વાદું છું, તમારી જેમ જ આરોગું છું. વળી મને ભૂખ અને તરસ પણ લાગે છે અને સમયસર મને ખાવાનું આપવામાં આવે તેવી અપેક્ષા પણ રાખું છું. જયારે ભૂખ્યું અને બિમાર હોય છે ત્યારે મારું શરીર અને મન નબળાં પડે છે. આ સઘળું હું તદન સ્પષ્ટપણે અનુભવું છું પરંતુ હું તેમાં સંડોવાયેલો નથી હોતો, હું મારી જાતને તે પર તરતી હોય, તેનાથી અલિપ્ત હોય, તેનાથી લેપાયા વિનાની હોય તેવી અનુભવું છું. અરે, અલિપ્ત અને લેપાયા વિનાની પણ નહીં. જે રીતે તરસ અને ભૂખ હોય છે તે રીતે અલિપ્તતા અને વણલેપાયાપણું હોય છે; અને વળી તે સઘળાની જાગ્રતિ અને વચ્ચે વિરાટ અંતરનો ભાવ પણ હોય છે, જાણે કે શરીર અને મન અને તેમને જે કંઈ ઘટી રહ્યું છે તે ક્યાંય દૂર ક્ષિતિજ પર હોય. હું સિનેમાના પડદા જેવો - કોરો અને રિક્ત - છું, ચિત્રો તે પર પસાર થાય છે અને અદશ્ય થાય છે, પડદાને જેવો તે પહેલાં હતો તેવો કોરો અને રિક્ત છોડી જઈને. ચિત્રોની પડદા પર કોઈ અસર નથી થતી, કે નથી તો ચિત્રોને પડદાની કોઈ અસર થતી. પડદો વચ્ચે આવે છે અને ચિત્રોને પ્રતિબિંબિત કરે છે, તે તેમને કોઈ આકાર નથી આપતો. તેને ફિલ્મની રીલ સાથે કોઈ જ લેવાદેવા નથી. આ તો જેવા છે તેવા પ્રારબ્ધનાં લખાણો છે, પરંતુ તે મારાં પ્રારબ્ધો નથી; પડદા પરના લોકોનાં પ્રારબ્ધો છે.

**સાધક** - આપ એવું તો કહેવા નથી માંગતાંને કે ચિત્રમાંના લોકોને પ્રારબ્ધો છે! તેઓ કથામાં છે, કથા તેમની નથી.

**મહારાજ** - અને તમારી વાત કરીએ તોર્ર શું તમે તમારા જીવનને આકાર આપો છો કે પછી તમારું જીવન તમને આકાર આપે છે?

**સાધક** - હા, આપ સાચા છો. કોઈ જીવનકથા જાતે જ ઉઘડે છે, જેમાંનાં કેટલાક પાત્રોમાંનો હું એક છું. તેનાથી બહાર મારું કોઈ અસ્તિત્વ નથી, જે રીતે તેને મારા વિના અસ્તિત્વ નથી. હું માત્ર એક પાત્ર છું, કોઈ વ્યક્તિ નથી.

**મહારાજ** - જ્યારે તે જીવનને જેવું ઘટે છે તેવું સ્વીકારવાને બદલે તેને આકાર આપવા લાગે છે અને તે સાથે પોતાનું તાદાત્મ્ય સાધવા લાગે છે ત્યારે તે પાત્ર વ્યક્તિ બને છે.

**સાધક** - હું જ્યારે પ્રશ્ન પૂછું છું અને આપ જ્યારે તેનો જવાબ આપો છો ત્યારે ખરેખર શું બને છે?

**મહારાજ** - તે પ્રશ્ન અને તેનો જવાબ - બક્ષે પડદા પર દશ્યમાન થાય છે. હોઠ હલે છે, શરીર બોલે છે - અને ફરી પાછો પડદો કોરો અને રિક્ત થઈ જાય છે.

**સાધક** - જ્યારે આપ કહો છોઃ કોરો અને રિક્ત, ત્યારે આપનો કહેવાનો અર્થ શો હોય છે?

**મહારાજ** - મારો કહેવાનો અર્થ એ છે કે સઘળી સામગ્રીથી મુક્ત. મારા માટે હું નથી અનુભવક્ષમ કેનથી વિચારક્ષમ; એવું કશું જ નથી જે દર્શાવીને હું કહી શકું કે "આ હું છું'. તમે તમારી જાતનું સરળતાપૂર્વક દરેક ચીજ સાથે તાદાત્મ્ય સાધી લો છો; મને તે મારા માટે અશક્ય લાગે છે. એ લાગણી કે "હું આ કે તે નથી, કે નથી તો કશુંયે મારું' મારામાં એટલી બધી તીવ્ર છે કે જેવી કોઈ

ચીજ કે વિચાર ઉદ્દભવે છે, દૃશ્યમાન થાય છે કે તરત જ મારામાં એવો ભાવ પેદા થાય છે કે "આ હું નથી.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે આપ આપનો સમય "આ હું નથી, તે હું નથી' રટવામાં પસાર કરો છો?

**મહારાજ** - અલબત્ત નહીં જ. હું તો માત્ર તમારે ખાતર તેને શબ્દદેહ આપી રહ્યો છું. મારા ગુરુની કૃપાથી મને એક વાર કાયમ માટે સાક્ષાત્કાર થઈ ગયો છે કે હું નથી તો પદાર્થ કે નથી તો પદાર્થનો અનુભવકર્તા અને તે મારે મારી જાતને સઘળો સમય યાદ દેવડાવતા રહેવાની કોઈ જ આવશ્યકતા નથી.

**સાધક** - આપ નથી તો પદાર્થ કે નથી તો પદાર્થના અનુભવકર્તા એવું કહીને ચોક્કસ શું કહેવા માગો છો તે મારી સમજમાં નથી આવતું. અત્યારની ક્ષણે, જ્યારે આપણે વાત કરી રહ્યા છીએ ત્યારે, શું હું આપના અનુભવનો પદાર્થ નથી અને આપ શું તેના અનુભવકર્તા નથી?

**મહારાજ** - જુઓ, મારો અંગૂઠો મારી પ્રથમ આંગળીને સ્પર્શી રહ્યો છે. બન્ને સ્પર્શે છે અને સ્પર્શાઈ રહ્યા છે. જ્યારે મારું ધ્યાન અંગૂઠા પર હોય છે ત્યારે અનુભવકર્તા અંગૂઠો છે અને પ્રથમ આંગળી અનુભવનો પદાર્થ છે. ધ્યાનના કેન્દ્રને બદલો અને સંબંધ ઉલટાઇ જાય છે. મને લાગે છે કે કોઈક રીતે ધ્યાનના કેન્દ્રને બદલીને હું એ બની જાઉં છું જેના તરફ હું જોઈ રહ્યો હોઉં છું અને તે જે પ્રકારની ચેતના ધરાવે છે તેને હું અનુભવું છું; હું પદાર્થનો અંદરનો સાક્ષી બનું છું. ચેતનાના અન્ય કેન્દ્રબિંદુઓમાં પ્રવેશવાની આ ક્ષમતાને હું પ્રેમ કહું છું; તમે તેને ફાવે તે નામ આપી શકો. પ્રેમ કહે છેઃ "હું જ સઘળું છું.' શાણપણ કહે છેઃ "હું કંઈ જ નથી.' તે બન્ને વચ્ચે મારું જીવન વહે છે. સ્થળ અને કાળના કોઈ પણ બિંદુએ હું અનુભવકર્તા અને અનુભવનો પદાર્થ એમ બન્ને હોઈ શકતો હોવાથી, હું તેને એમ કહીને અભિવ્યક્ત કરું છું કે હું બન્ને છું, બન્ને નથી, અને બન્નેની પેલે પાર છું.

**સાધક** - આપ આપના વિશે આ સઘળા અસાધારણ વિધાનો કરો છો. એવું કહેવાને આપ શાથી પ્રેરાઓ છો? આપ સ્થળ અને કાળની પેલે પાર છો એવું કહીને આપ કહેવા શું માગો છો?

**મહારાજ** - તમે પૂછો છો અને જવાબ સ્ફૂરે છે . હું મારી જાતને નિરખું છું - હું જવાબને નિરખું છું અને કોઈ આંતરવિરોધ દેખાતો નથી. મને એ સ્પષ્ટ છે કે હું તમને સત્ય કહી રહ્યો છું. તે સઘળું ખૂબ સરળ છે. તમારે માત્ર મારો વિશ્વાસ કરવો પડે કે હું જે કહી રહ્યો છું તે સત્ય છે અને હું તદ્ન ગંભીર છું. મે તમને કહ્યું જ છે તે પ્રમાણે મારા ગુરુએ મને મારા ખરા સ્વભાવના - અને જગતના ખરા સ્વભાવના - દર્શન કરાવ્યાં. હું અને જગત એક છીએ, અને તેમ છતાંયે હું જગતની પેલે પાર છું, એવો સાક્ષાત્કાર થતાં જ હું સઘળી ઇચ્છાઓથી અને ભયથી મુક્ત થઇ ગયો. મેં કંઈ એવો તર્ક નહોતો ચલાવ્યો કે મારે મુક્ત થવું જોઈએ – મેં મારી જાતને બસ મુક્ત અનુભવી - અણધારી રીતે, કશાયે આયાસ વિના. ત્યારથી આ ઈચ્છામુક્તિ અને ભયમુક્તિ મારી સાથે રહ્યા છે. બીજી વાત મારા ધ્યાન પર એ આવી કે મારે કોઈ આયાસ કરવાની જરૂર નથી પડતી; કૃત્ય વિચારને અનુસરે છે, કશીયે ઢીલ કે અવરોધ વિના. વળી મેં એ પણ અનુભવ્યું છે કે વિચારો સ્વયંસિધ્દ્ બને છે; સઘળું કશાયે અવરોધ વિના અને યોગ્ય રીતે થાળે પડી જતું હોય છે. મુખ્ય પરિવર્તન મનમાં આવ્યું હતું; તે ગતિહીન થઈ ગયું હતું અને શાંત પડી ગયું હતું, તરત પ્રતિભાવ આપતું હતું પરંતુ પ્રતિભાવને લંબાવતું નહોતું. સહજતા જીવનની રીત બની ગઈ હતી, વાસ્તવિક કુદરતી બની ગયું હતું અને કુદરતી વાસ્તવિક બની ગયું હતું. અને તે સૌથી પણ વિશેષ તો એ કે અસીમ સ્નેહ, પ્રેમ, ગહન અને ચૂપકિદીભર્યો, સર્વશ્લેષી, સઘળાને રસપ્રદ અને સુંદર બનાવતો, પ્રભાવક અને શુભ, સઘળી દિશામાં ઉત્સર્જીત થતો હતો.

# હું તે છું

**સાધક** - અમને કહેવામાં આવ્યું છે કે જે માણસને તેના પોતાના સત્સ્વરૂપનો સાક્ષાત્કાર થઈગયો છે તેનામાં યોગિક શક્તિઓ આપોઆપ જ ઉદ્‌ભવતી હોય છે. આ બાબતે આપનો અનુભવ શું છે?

**મહારાજ** - માણસનું પંચકોશી શરીર આપણી કલ્પનામાંયે ન આવે તેવી ગલિત શક્તિઓ ધરાવે છે. સમગ્ર વિશ્વ માણસમાં પ્રતિબિંબિત થાય છે તેટલું જ નહીં પરંતુ વિશ્વને નિયંત્રણમાં રાખવાની શક્તિ તેનો તેના દ્વારા ઉપયોગ કરવામાં આવે તેની રાહ જોઈ રહી હોય છે. શાણો માણસ આવી શક્તિઓનો ઉપયોગ કરવા અતુર ન હોય, સિવાય કે કોઈ પરિસ્થિતિ તેમને આહ્વાન કરે. માનવ વ્યક્તિત્વની ક્ષમતાઓ અને કૌશલ્યો તેને રોજબરોજના કામો માટે તદ્દન પર્યાપ્ત લાગે છે. કેટલીક શક્તિઓ ખાસ તાલીમ લઈને વિકસાવી શકાય છે, પરંતુ જે માણસ આવી શક્તિઓનો ઉપયોગ કરે છે તે હજુયે બંધનમાં જ છે. શાણો માણસ કશાને પણ પોતાનું નથી ગણતો. જયારે સ્થળ અને કાળના કોઈ બિંદુએ કોઈ વ્યક્તિ પર કોઈ ચમત્કારનું આરોપણ કરવામાં આવે છે ત્યારે તે કોઈ ઘટના અને લોકો વચ્ચે કોઈ કાર્યકારણ સંબંધને સ્થાપશે નહીં, કે નહીં તો તે કોઈ તારણ પર આવવાની છૂટ આપે. જેમ બનવાનું હતું તેમ સઘળું બન્યું છે કારણ કે તે તેમ જ બનવાનું હતું; સઘળું બનવાનું હોય છે તેમ જ બને છે, કારણ કે વિશ્વ જેમ છે તેમ છે.

**સાધક** - વિશ્વ વસવા જેવી સુખી જગ્યા નથી લાગતી. આટલી બધી યાતનાઓ શા માટે છે?

**મહારાજ** - પીડા શારીરિક છે; યાતના માનસિક છે. મનની પેલે પાર કોઈ યાતના નથી. પીડા એ તો માત્ર એ વાતનો સંકેત છે કે શરીર કોઈ જોખમમાં છે અને તેના પર ધ્યાન આપવાની જરૂર છે. તે જ રીતે, યાતના આપણને ચેતવણી આપે છે કે સ્મૃતિઓ અને આદતોનું માળખું, જેને આપણે વ્યક્તિત્વ કહીએ છીએ, તે કશુંક ગુમાવવાને કારણે કે કોઈક પરિવર્તનને કારણે ખતરામાં આવી પડ્યું છે. શરીરના ટકી રહેવા માટે પીડા આવશ્યક છે, પરંતુ યાતના માટે તો તમને કોઈ જ ફરજ નથી પાડતું. યાતના સમગ્રપણે વળગી રહેવાને કારણે કે વિરોધ કરવાને કારણે છે; તે આપણી આગળ ધપવા સામેની નારાજગીનો, જીવન સાથે વહેવા સામેના અણગમાનો સંકેત છે. જે રીતે સંયત જીવન પીડામુક્ત હોય છે, તે રીતે શાણપણભર્યું(સંત) જીવન યાતનામુક્ત હોય છે.

**સાધક** - શાણા(સંત) લોકોથી વધારે યાતના કોઈએ નથી ભોગવી.

**મહારાજ** - શું તેઓએ તમને તેવું કહ્યું હતું કે પછી તમે તમારી જાતે જ તેવું કહી રહ્યા છો? સંતત્વનો સાર જ વર્તમાન ક્ષણને પૂર્ણપણે સ્વીકારી લેવી તે છે, જે કંઈ સઘળું બની રહ્યું છે તેના પૂર્ણ સંવાદમાં રહેવું તે છે. સંત વસ્તુઓ જેવી છે તેનાથી જુદી હોય તેવું નથી ઇચ્છતો; તે જાણે છે કે સઘળા ઘટકોને ધ્યાનમાં લેતાં તેઓ જેવી છે તેવી અનિવાર્ય છે. તે અનિવાર્ય પ્રત્યે મૈત્રીપૂર્ણ છે, માટે તેને યાતના ભોગવવાનું નથી બનતું. પીડાને તે જાણે છે, પરંતુ તે તેને વેરવિખેર નથી કરી નાખતી. જો તેનાથી શક્ય હોય તો તે સમતુલાને પાછી સ્થાપિત કરવા આવશ્યક હોય તે કરે છે - અથવા તો વસ્તુઓને તેમની રીતે બનવા દે છે.

**સાધક** - એવું બને કે તે મૃત્યુ પામે.

**મહારાજ** - તેથી શું? જીવતા રહેવાથી તેને શું પ્રાપ્ત થાય છે, કે પછી મૃત્યુ પામવાથી તે શું ગુમાવે છે? જે જન્મ્યું છે તેને મૃત્યુ પામવાનું જ છે; જે કદીયે જન્મ્યું નથી તે મૃત્યુ પામી ન શકે. પોતાની જાતને તે શું સમજે છે તેના પર સઘળો આધાર રહે છે.

**સાધક** - કલ્પના કરો કે તમે જીવલેણ બિમાર પડો છો. શું તમને પસ્તાવો નહીં થાય અને મનદુઃખ નહીં થાય?

**મહારાજ** -પરસંતુ હું તો મૃત્યુ પામેલો જ છું, અથવા વિશેષ તો, નથી તો જીવતો કે નથી તો મૃત. તમે મારા શરીરને આદતવશ વર્તતું જુઓ છો અને તમારાં પોતાનાં તારણો પર આવો છો. તમે એ નહીં સ્વીકારો કે તમારાં તારણો તમારા સિવાય અન્ય કોઈને બાંધતાં નથી. એ ચોક્કસ જુઓ કે મારી તમારા મનમાં જે છાપ છે તે સાવ જ ખોટી હોઈ શકે. તમારી તમારા પોતાના વિશેની છાપ પણ ખોટી જ છે, પરંતુ તે તમારી સમસ્યા છે. પરંતુ તમારે માસ માટે સમસ્યાઓ ખડી કરવાની અને પછી મને તેમને હલ કરવાનું કહેવાની કોઈ જરૂર નથી. હું નથી તો સમસ્યા સર્જી રહ્યો કે નથી તો તેમને હલ કરી રહ્યો.

## ક્ષતિરહીત પૂર્ણતા, સોની નિયતિ [પ૮]

**સાધક** - આત્મસાક્ષાત્કારના સાધન વિશે જ્યારે આપને પૂછવામાં આવે છે ત્યારે "હું છું' ભાવ પર સ્થિત મનના મહત્ત્વ પર આપ અચૂક ભાર મૂકો છો. આમાં કાર્યકારણ સંબંધ ક્યાં છે? શા માટે આ ખાસ વિચાર આત્મસાક્ષાત્કારમાં પરિણમવો જોઈએર "હું છું'નું ભનન મને કઈ રીતે અસર કરે છે?

**મહારાજ** - અવલોકનની હકીકત જ અવલોકનકર્તા અને અવલોક્યને પરિવર્તિત કરે છે. આખરે તો, વ્યક્તિને પોતાના ખરા સ્વભાવનું દર્શન કરાવવામાં જો કોઈ નડતું હોય તો તે તેના મનની નબળાઈ અને જડત્વ અને સુક્ષ્મને ટાળવાનું અને માત્ર સ્થૂળ પર કેન્દ્રિત થવાનું તેનું વલણ જ છે . જ્યારે તમે મારી સલાહને અનુસરો છો અને માત્ર "હું છું'ના ખ્યાલ પર તમારા મનને સ્થિત રાખવાનો પ્રયત્ન કરો છો ત્યારે તમે તમારા મનથી અને તેના સ્વૈરવિહારીપણાંઓથી પૂર્ણપણે જાગ્રત બનો છો. જાગ્રતિ એ ક્રિયાન્વિત લચીલી સંવાદિતા સાત્વિક્તા) હોવાથી તે સુસ્તિનો લય કરે છે અને મનની બેચેનીને શાંત પાડે છે અને હળવેથી પરંતુ સ્થિરપણે તેના પોતને જ બદલી નાખે છે. એ જરૂરી નથી કે આ બદલાવ અદ્દ્ભૂત હોય; તે ભાગ્યે જ નજરે પડે તેવો સુક્ષ્મ પણ હોઈ શકે; તેમ છતાંયે તે અંધકારથી પ્રકાશ તરફનો, અસાવધાનીથી જાગ્રતિ ભણીનો ગહન અને પાયાનો બદલાવ હોય છે.

**સાધક** - શું તે "હું છું'સૂત્રજ હોવું જોઈએર શું અન્ય કોઈ વાક્ય ન ચાલે? "ત્યાં એક ટેબલ છે' તે પર જો હું એકાગ્ર થાઉં તો તે પણ શું તે જ હેતુ ન સારે?

**મહારાજ** - જો તે એકાગ્રતાની કોઈ કસરત તરીકે હોય તો - જવાબ હા છે. પરંતુ તે તમને ટેબલના ખ્યાલની પેલે પાર નહીં લઈ જાયરર તમને ટેબલોમાં રસ નથી, તમે તો તમારી જાતને જાણવા માગો છો. આ માટે તમારી પાસે જે એક માત્ર સંકેત - એટલે કે તમારા હોવાની નિશ્ચિતતા - છે તેને ચૈતન્યના કેન્દ્રમાં રાખો. જયાં સુધી અજ્ઞાનનું કોચલું તૂટી ન જાય અને તમે વાસ્તવિકતા સત્ય)ના જગતમાં ઊભરી ન આવો ત્યાં સુધી તેના સંગાથમાં રહો, તેની સાથે રમમાણ રહો, તે પર ઊંડો વિચાર કરો, તેમાં ગહન ડુબકી લગાવતા રહો.

**સાધક** - મારા "હું છું" પર એકાગ્ર થવાને અને કોચલાના તૂટવા વચ્ચે શું કોઈ કાર્યકારણ સંબંધ છે ખરો?

**મહારાજ** - પોતાની જાતને પામવાનો આવેગ જ એ સંકેત છે કે તમે તૈયાર થઈ રહ્યા છો. આવેગ હમેશાં અંદરથી આવતો હોય છે. જ્યાં સુધી તમારો સમય પાક્યો નહીં હોય ત્યાં સુધી તમને હૃદયપૂર્વક તેવી કોઈ આત્મ-તપાસમાં આગળ ધપવાની નહીં તો કોઈ ઈચ્છા થાય કે નહીં તો તમારામાં તેવી કોઈ શક્તિ પ્રગટે.

# હું તે છું

**સાધક** - ઈચ્છા અને તેની પરિતૃપ્તિ માટે શું ગુરુની કૃપા જવાબદાર નથી? શું ગુરુનો આલોકિત ચહેરો એવું પ્રલોભન નથી કે જે અમને જકડી લેતું હોય અને દુઃખના આ કીચડમાંથી અમને બહાર ખેંચી કાઢતું હોય?

**મહારાજ** - જે રીતે કોઇ માતા તેના બાળકને કોઈ શિક્ષક આગળ લઈ જતી હોય છે તે રીતે એ તો તમારી અંદરનો એ સદ્ગુરુ છે કે જે તમને તમારા બહારના ગુરુ આગળ લઈ જતો હોય છે. તમારા ગુરુ પર શ્રધ્ધા રાખો અને તેની આજ્ઞાનું પાલન કરો, કારણ કે તે જ તમારા સત્સ્વરૂપનો સંદેશાવાટક છે.

**સાધક** - જેના પર હું વિશ્વાસ કરી શકું, શ્રધ્ધા રાખી શકું તેવા ગુરુને મારે કઈ રીતે શોધવા?

**મહારાજ** - તમારે પોતાનું હૃદય જ તમને કહેશે. ગુરુને શોધવામાં કોઈ મુશ્કેલી નથી, કારણ કે ગુરુ તમારી શોધમાં છે. ગુરુ હમેશાં તૈયાર હોય છે; તમે તૈયાર નથી હોતા. શીખવા માટે તમારે તૈયાર રહેવું પડે; નહીંતર એવું બને કે તમે કદાચ ગુરુને મળો પણ ખરા પરંતુ નર્યા બેધ્યાનપણાને કારણે કે જડત્વને કારણે મળેલી તકને ગુમાવી દો. મારું જ ઉદાહરણ લો; ખાસ કશુંયે આશાસ્પદ કહેવાય તેવું મારામાં કંઈ જ નહોતું, પરંતુ જયારે હું મારા ગુરુને મળ્યો ત્યારે મે તેમની વાતને કાને ધરી, તેમના પર વિશ્વાસ કર્યો અને તેમની આજ્ઞાનું પાલન કર્યું.

**સાધક** - હું પૂર્ણપણે મારી જાતને તેમના હાથમાં સોંપી દઉં તે પહેલાં શું મારે મારા ગુરુને ચકાસવા ન પડે?

**મહારાજ** - ફાવે તે રીતે ચકાસો! પરંતુ તમને જાણવા શું મળશે? તમારા પોતાના સ્તરે તે તમને જેવા આભાસિત થાય છે તેવા જ તે તમને જાણવા મળશે.

**સાધક** - હું એ નિહાળીશ કે તેઓ સુસંગત છે કે કેમ, તેમના આચાર અને વિચારમાં સંવાદિતા છે કે કેમ.

**મહારાજ** - એવું બને કે તમને પુષ્કળ વિસંગતતાઓ, અસંવાદિતાઓ જોવા મળે - પરંતુ તેથી શું? તેનાથી તો કશુંયે પુરવાર નથી થતું. માત્ર ઈરાદાઓ મહત્ત્વના છે. તેમના ઈરાદાઓને તમે કઈ રીતે જાણશો?

**સાધક** - ઓછામાં ઓછી હું એટલી તો આશા રાખી શકું કે તેઓ આત્મસંયમી હોય અને સદાચારી જીવન જીવતા હોય.

**મહારાજ** - તેવા તો તમને કેટલાયે જોવા મળશે - જે તમારા માટે કશાયે કામના નહીં હોય. ગુરુ તમને તમારા સ્વરૂપમાં પાછા ફરવાનો, તમારા સત્સ્વરૂપને પામવાનો માર્ગ બતાવી શકે છે. આને તે વ્યક્તિ જેવી હોવાનું દેખાય તેના ચારિત્ર્ય કે સ્વભાવ સાથે વળી શી લેવાદેવા છે? શું તે વ્યક્તિ તમને સ્પષ્ટપણે એ નથી દર્શાવતી કે તમે જે વ્યક્તિની શોધમાં છો તે તે નથી તેને ચકાસવાની માત્ર એક જ રીત છે કે તમે જયારે તેની સોબતમાં હોવ છો ત્યારે તમાસમાં કોઈ પરિવર્તન ઘટે છે કે કેમ. જો તમને વધારે શાંતિ અને સુખ અનુભવાતાં હોય, જો તમે તમારી જાતને વધારે સ્પષ્ટતા સાથે અને ઊંડાણપૂર્વક સમજવા લાગો તો પછી તેનો અર્થ એ થાય કે તમે યોગ્ય વ્યક્તિના સંપર્કમાં આવ્યા છો. આ બાબતને ચકાસવા તમારે જેટલો સમય લેવો હોય તેટલો લો, પરંતુ એક વાર જયારે તમે તેના પર વિશ્વાસ કરવાનું નક્કી કરી લીધું કે પછી તેના પર પૂર્ણપણે શ્રધ્ધા રાખો અને તેની એકેએક સૂચનાને પૂર્ણપણે અને શ્રધ્ધાપૂર્વક આચરણમાં મૂકો. જો તમે તેને તમારા ગુરુ તરીકે ન સ્વીકારો અને તેની સોબતથી જ માત્ર સંતોષ માની લો તો તે કંઈ એટલું બધું મહત્ત્વનું નથી. સત્સંગ એકલો પણ તમને તમારા લક્ષ્ય પર લઈ જઈ શકે છે, શરત માત્ર એટલી કે તે વિશુધ્ધ અને ખલેલરહીત હોવો જોઈએ. પરંતુ એકવાર તમે કોઈક વ્યક્તિને તમારા ગુરુ તરીકે સ્વીકારી કે પછી તેની વાતને કાને ધરો, તેને યાદ રાખો અને તેને

## હું તે છું

આચારમાં મૂકો. દિલચોરી એક ગંભીર ખામી છે અને સ્વ-સર્જિત દુઃખનું કારણ છે. ભૂલ કદીયે ગુરુની નથી હોતી; દોષ તો સદાયે શિષ્યનાં બુડથલપણાનો અને દુરાગ્રહનો જ હોય છે.

**સાધક** - તો પછી શું ગુરુ તેને રવાના પાડી દે છે કે તેને શિષ્ય તરીકે નાલાયક ઠેરવી દે છે?

**મહારાજ** - જો તેણે તેવું કર્યું તો ચોક્કસ સમજો કે તે ગુરુ નથી! તે સમયને પસાર થવા દે છે અને શિષ્ય જ્યાં સુધી વિશુદ્ધ અને ધીર-ગંભીર ઠરેલ ન થાય અને તેની પાસે વધારે સ્વીકૃતિના ભાવ સાથે પાછો ન ફરે ત્યાં સુધી રાહ જુએ છે.

**સાધક** - ઈરાદો શો હોય છે? ગુરુ આટલી બધી તકલીફ શા માટે ઉઠાવે છે?

**મહારાજ** - દુઃખ અને દુઃખનો અંત લાવવો તે. તે લોકોને તેમનાં સ્વપ્નોમાં દુઃખી થતાં જુએ છે અને તેઓ તેમને જગાડવા માગતા હોય છે. પ્રેમ પીડા અને દુઃખને ચલાવી નથી લેતો. ગુરુની ધીરજને કોઈ અંત નથી, માટે, તેને હરાવી ન શકાય. ગુરુ કદીયે નિષ્ફળ નથી જતો.

**સાધક** - શું મારા પ્રથમ ગુરુ તે જ મારા આખરી ગુરુ છે કે પછી મારે એક ગુરુ પછી ગુરુ કરતા રહેવા પડશે?

**મહારાજ** - સમગ્ર વિશ્વ તમારું ગુરુ છે. જો તમે સતર્ક અને બુદ્ધિયુક્ત હશો તો તમે દરેક બાબતમાંથી કશુંક અને કશુંક શીખશો જ. જો તમારું મન નિર્મળ હશે અને તમારું હૃદય વિશુદ્ધ હશે તો તમે રસ્તેથી પસાર થતાં દરેક રાહદારી પાસેથી કશુંક અને કશુંક શીખશો જ. તમે પ્રમાદી કે બેચેન હોવાને કારણે તમારી અંતઃ જાત બાહ્ય ગુરુ તરીકે પ્રગટ થાય છે અને તમને તેના પર વિશ્વાસ કરવા અને તેની આજ્ઞા પાળવા પ્રેરે છે.

**સાધક** - શું ગુરુ વિના ન જ ચાલે?

**મહારાજ** - તે તો એવું પૂછવા સમાન છે કે 'શું મા ન હોય તો ન ચાલે?' ચેતનામાં એક સ્તરેથી બીજા સ્તરે ઉઠવા માટે, એક આયામ પરથી બીજા આયામ પર ઉઠવા માટે તમારે મદદની આવશ્યક્તા હોય છે. મદદ કંઈ દરેક વખતે માનવ સ્વરૂપે આવે તેવું નથી, તે કોઈક સુક્ષ્મ હાજરી રૂપે, કે પ્રેરણાના કોઈ સ્ફુલ્લિંગ રૂપે પણ હોય, પરંતુ એટલું ચોક્કસ કે ક્યાંકથી મદદ આવવી અનિવાર્ય છે. અંતઃજાત(અંતરાત્મા) સિહાળી રહી હોય છે અને રાહ જોઈ રહી હોય છે કે દોકરો તેના પિતા આગળ પાછો ફરે. યોગ્ય સમયે તે દરેક બાબતને પ્રેમપૂર્વક અને અસરકારક રીતે ગોઠવી કાઢે છે. જયાં કોઈ સંદેશાવાહકની આવશ્યકતા હોય છે, કે પછી કોઈ માર્ગદર્શકની જરૂર હોય છે ત્યાં તે ગુરુને મોકલે છે અને આવશ્યક એવું સઘળું કરે છે.

**સાધક** - એક બાબત છે જે મારી સમજમાં નથી આવતી. આપ અંતઃજાત (અંતરાત્મા) વિશે તે શાણી, ભલી અને સુંદર હોય અને દરેક રીતે ક્ષતિરહીત પૂર્ણ હોય તેવું કહો છો, અને વ્યક્તિ વિશે એવું કહો છો કે તે નર્યું પ્રતિબિંબ જ છે; તેને પોતાનું કહેવાય તેવું કોઈ જ અસ્તિત્વ નથી. તો બીજી તરફ તમે વ્યક્તિને પોતાની જાતનો સાક્ષાત્કાર થાય તે માટે મદદ કરવામાં આટલી બધી તકલીફ ઉઠાવતા હોવ છો. જો વ્યક્તિ આટલી બધી બિનમહત્ત્વની હોય તો પછી તેના કલ્યાણ માટે ચિંતા શા માટે કરવી? પડછાયાની કોને પડી છે?

**મહારાજ** - જ્યાં કોઈ જ દ્વૈત નથી ત્યાં તમે તેને લાવીને ખડું કરી દીધું છે. એક તરફ શરીર છે અને બીજી તરફ આત્મા છે. તેમની વચ્ચે મન છે, જેમાં "હું છું' તરીકે આત્મા પ્રતિબિંબિત થાય છે. મનની અપૂર્ણતાઓને કારણે, તેના અણઘડપણા (અપરિપક્વતા - કચાશ) અને બેચેનીને કારણે, વિવેકબુદ્ધિ અને સૂઝના અભાવને કારણે, તે પોતાને આત્માને બદલે શરીર માની લે છે. જો કંઈ કરવાનું હોય તો તે માત્ર મનને શુદ્ધ જ કરવાનું છે કે જેથી કરીને તેને આત્મા સાથેના પોતાના તાદાત્મ્યનો સાક્ષાત્કાર થઈ શકે. જયારે મન આત્મામાં લય પામે છે ત્યારે શરીર કોઈ સમસ્યા ખડી કરતું નથી. તે જે છે તે જ રહે છે, જ્ઞાન મેળવવાનું અને કૃત્યો કરવાનું ઉપકરણ જ રહે છે,

અંદર રહેલા સર્જનાત્મક અગ્નિનું ઓજાર અને અભિવ્યક્તિ જ રહે છે. શરીરનું આખરી મૂલ્ય એ છે કે તે વૈશ્વિક શરીરને પામવામાં મદદ કરે છે, કે જે વૈશ્વિક શરીર સમગ્ર વિશ્વ ખુદ જ છે. જેમ જેમ તમને પ્રગટીકરણમાં તમારી જાતનો સાક્ષાત્કાર થતો જાય છે, તેમ તેમ તમે એ પામતા જાઓ છો કે તમે જે કલ્પના કરી છે તેના કરતાં તો તમે ક્યાંય વધારેને વધારે છો.

**સાધક** - શું આત્મશોધનો કોઈ અંત નથી?

**મહારાજ** - તે અનાદિ હોવાથી અનંત છે. પરંતુ મારા ગુરુની કૃપાથી મારા જાણવામાં જે આવ્યું છે તે એ છે કે - હું એવું કશું જ નથી કે જેના ભણી અંગૂલીનિર્દેશ કરી શકાય. નથી તો હું "આ' કે નથી તો હું "પેલું'' આ સદાયને માટે સાવ સાચું છે.

**સાધક** - તો પછી જેનો કંદીયે અંત આવતો નથી તે વાત આ શોધ વચ્ચે ક્યાંથી આવે છે, જ્યાં અનંતપણે સદાયે પોતાની જાતને નવા પરિમાણોમાં અતિક્રમવાની રહેતી હોય છે?

**મહારાજ** - આ સઘળું પ્રગટ જગતમાં આવે છે; તે જ વિશ્વનું માળખું છે, કે જ્યાં નિમ્નમાંથી મુક્તિ વડે જ ઉચ્ચને પામી શકાતું હોય છે.

**સાધક** - નિમ્ન શું છે અને ઉચ્ચ શું છે?

**મહારાજ** - તેને જાગ્રતિ(દ્રપ#દ્ર1લા€53)ની દષ્ટિએ જુઓ. વ્યાપક અને ગહન એવી ચેતના ઉચ્ચતર છે. જે કંઈ જીવે છે તે ચેતનાને રક્ષવાની, તેને વંશ પરંપરાગત જીવતી રાખવાની અને વિસ્તૃત કરવાની દિશામાં પ્રવૃત્ત છે. જગતનો આ જ એક માત્ર અર્થ અને હેતુ છે. યોગનો સાર આ જ છે - સદાયે ચેતનાના સ્તરને ઊંચે અને ઊંચે લઈ જવું, નવાં પરિમાણોને તેના ગુણધર્મો, ગુણો અને શક્તિઓના સંદર્ભમાં શોધવાં, વિકસાવાવાં. તે દષ્ટિએ સમગ્ર વિશ્વ યોગની શાળા - યોગક્ષેત્ર - બને છે.

**સાધક** - શું ક્ષતિરહીત પૂર્ણતા તે મનુષ્ય માત્રની નિયતિ છે?

**મહારાજ** - સઘળા જીવોની - આખરે તો. જ્યારે મનમાં મોક્ષનો ખ્યાલ ઉદ્‌ભવે છે ત્યારે સંભવિતતા નિશ્ચિતતામાં પરિણમે છે. એક વાર કોઈ જીવે સાંભળ્યું અને તેને સમજાયું કે મુક્તિ તેની પહોંચમાં છે, તે તે કદીયે નહીં ભૂલે, કારણ કે તેની અંદરથી આવેલો તે પહેલો સંદેશો છે. તે મૂળિયાં નાખશે અને વૃદ્ધે પામશે અને સમય પાકતાં ગુરુનો કૃપાવાન આકાર ધારણ કરશે.

**સાધક** - તો પછી શું આપણી સઘળી નિસ્બત મનનો ઉદ્ધાર કરવો તે છે?

**મહારાજ** - તો વળી બીજું શું છે! મન ભટકી જાય છે, મન પાછું પોતાના ઘરે પાછું ફરે છે. "ભટકી જવું' તે શબ્દો પણ બરાબર નથી. મને પોતાની જાતને દરેક મિજાજમાં જાણવું જોઈએ. ફરી કરવામાં આવે ત્યાં સુધી કોઈ જ કૃત્ય ભૂલ નથી.

## ઈચ્છા અને ભયઃ સ્વકેન્દ્રિત અવસ્થાઓ [૫૯]

**સાધક** - હું ફરીવાર સુખ અને દુઃખ, ઈચ્છા અને ભયનો પ્રશ્ન ચર્ચવા માગું છું. હું એ ભયને સમજું છું જે સ્મૃતિ અને ભાવિ પીડાના ખ્યાલને કારણે છે. જીવના અને તેની જીવવાની ભાતના રક્ષણ માટે તે આવશ્યક છે. આવશ્યકંતાઓ જ્યારે વર્તાય છે ત્યારે તે દુઃખદાયક હોય છે અને તેનો ભાવિ વિચાર ભયભર્યો હોય છે; આપણા પાયાની આવશ્યકંતાઓને ન પહોંચી વળવા બદલની આપણી ગભરામણ યોગ્ય જ હોય છે. જ્યારે આવશ્યકતા સંતોષાય છે ત્યારે જે હાશકારો

અનુભવાય છે કે ચિંતા ટળ્યાની જે હળવાશ અનુભવાય છે તે પૂર્ણપણે દુઃખનો અંત આવ્યાને કારણે જ હોય છે. આપણે તેને સુખ, મજા, આનંદ જેવા હકારાત્મક નામો આપી શકીએ, પરંતુ મૂળભૂતપણે તો તે દુઃખમાંથી છૂટકારો મેળવ્યાની લાગણી જ હોય છે. દુઃખનો આ ભય જ આપણી સામાજિક, આર્થિક અને રાજકીય સંસ્થાઓને એક તાંતણે બાંધી રાખે છે.

મને મૂંઝવણ એ વાતની છે કે આપણે એવી બાબતોમાંથી અને મનની અવસ્થાઓમાંથી મજા લૂંટીએ છીએ જેને આપણા અસ્તિત્વ સાથે, આપણા ટકી રહેવા સાથે કશી જ લેવાદેવા નથી. ઉલટાની આપણી મોજમજા, આપણા આનંદપ્રમોદ સામાન્ય રીતે ખંડનાત્મક હોય છે. તેઓ પદાર્થોને, ઉપકરણોને અને સુખાકારી આપતી વસ્તુઓને નુકસાન પહોંચાડે છે, તેમનો નાશ કરે છે. જો તેમ ન હોય તો સુખ અને સુખનો પીછો કોઈ સમસ્યા ન સર્જે. આ વાત મને મારા પ્રશ્નના હાઈ પર લઈ આવે છે - સુખ વિનાશક શા માટે છે? અને તે વિનાશક હોવા છતાંયે તેની ઈચ્છા શા માટે કરવામાં આવે છે? વળી હું ઉમેરી શકું કે મારા મનમાં એ સુખ-દુઃખની ભાત નથી કે જેના વડે કુદરત આપણને તેની રીતે ચાલવાની ફરજ પાડતી હોય છે. મને વિચાર આવે છે માનવનિર્મિત સુખોનો - ઈન્દ્રીયગત કે સુક્ષ્મ, અતિશય ખાવા જેવા સ્થૂળથી માંડીને તે સાવ પરિસ્કૃત એવા સુખોનો. કોઈ પણ ભોગે સુખનું વળગણ તો એટલું બધું વૈશ્વિક છે કે ચોક્કસ તેના મૂળમાં કશીક મહત્ત્વની બાબત રહેલી હોવી જ જોઈએ.

અલબત્ત, એટલું તો ચોક્કસ કે માણસની દરેક પ્રવૃત્તિ કોઈ જરૂરીયાતને પોષવા માટે, કે ઉપયોગિતા માટે જ હોય તેવું કંઈ ન હોવું જોઈએ. ઉદાહરણ તરીકે, રમત એ કુદરતી છે, અસ્તિત્વમાં મનુષ્ય એ સૌથી રમતિયાળ પ્રાણી છે. રમત (ખેલ) આત્મશોધ અને આત્મવિકાસ માટેની આવશ્યકતાને પરિતૃપ્ત કરે છે. પરંતુ તેની રમતમાં પણ મનુષ્ય કુદરતનો, અન્યોનો અને સ્વનો વિનાશકર્તા બને છે.

**મહારાજ** - ટૂંકમાં તમને સુખ સામે, મોજમજા સામે કોઈ વાંધો નથી, પરંતુ પીડા અને દુઃખ વડે તેની જે કિંમત ચૂકવવી પડે છે તે સામે વાંધો છે.

**સાધક** - જો વાસ્તવિકતા (સત્ય) પોતે જ પરમાનંદ હોય તો સુખ કોઈક રીતે તેની સાથે સંબંધિત હોવું જ જોઈએ.

**મહારાજ** - આપણે એક કામ કરીએ. શાબ્દિક તકનો સહારો લઈ આગળ ન વધીએ. વાસ્તવિકતાનો પરમાનંદ યાતનાને બાદ નથી કરતો. વળી, તમે માત્ર સુખને જાણો છો, વિશુદ્ધ સ્વરૂપના પરમાનંદને નહીં. માટે ચાલો આપણે ઈન્દ્રિયો વડે મળતા સુખને તેના જ સ્તરે તપાસીએ. .

સુખ કે દુઃખની તમારી ક્ષણોમાં જો તમે તમારી જાત તરફ જોશો તો તમને અચૂકપણે એ જોવા મળશે કે કોઈ બાબત પોતે સુખી કે દુઃખી નથી હોતી પરંતુ તે જે પરિસ્થિતિનો અંશ હોય છે તે પરિસ્થિતિ સુખી કે દુઃખી હોય છે. જે વસ્તુને માણવામાં આવી રહી હોય છે તેની અને તેને માણનારા વચ્ચેના સંબંધમાં સુખ રહેલું હોય છે. તેનો સાર છે સ્વીકૃતી. ભલે પરિસ્થિતિ ગમે તે હોય, જો તે સ્વીકૃત હોય તો તે સુખદ હોય છે. જો તે સ્વીકાર્ય ન હોય તો તે દુઃખદ હોય છે. કઈ બાબત તેને સ્વીકૃત બનાવે છે તે મહત્ત્વનું નથી; તે માટેનું કારણ ભૌતિક, કે માનસિક કે અણજાણ હોઈ શકે; સ્વીકૃતી તે જ નિર્ણાયક ઘટક છે. તો બીજી બાજુએ દુઃખ એ અસ્વીકૃતિને કારણે છે.

**સાધક** - દુઃખ સ્વીકાર્ય નથી.

**મહારાજ** - કેમ નહીં? શું તમે કદીયે અજમાયશ કરી છે? અવશ્ય અજમાયશ કરો અને તમને પીડામાં એ આનંદ અનુભવવા મળશે જે ઈન્દ્રિયસસુખ નહીં આપી શકે, તે માટેનું સીધુંસાદુ કારણ માત્ર એટલું જ છે કે પીડાની સ્વીકૃતિ તમને ઈન્દ્રિયસુખ કરતાં વધારે ઊંડે લઈ જાય છે. વ્યક્તિગત જાત સ્વાભાવિકપણે જ સુખનો પીછો કરતી રહેતી હોય છે અને દુઃખથી ભાગતી રહેતી હોય

છે. આ ભાતનો અંત એટલે જાતનો અંત. ઈચ્છાઓ અને ભીતિઓ સાથેની જાતનો અંત તમને સઘળા સુખ અને શાંતિના સ્રોત એવા તમારા સત્સ્વરૂપ પર પાછા ફરવાને સક્ષમ બનાવે છે. ઈન્દ્રિયસુખ માટેની સદાયે જીવંત ઈચ્છા એ આંતરિક સમયાતીત સંવાદિતાનું પ્રતિબિંબ છે. એ એક અવલોકી શકાય તેવી હકીકત છે કે જ્યારે વ્યક્તિ સુખ અને દુઃખના સંઘર્ષમાં ફસાતી હોય છે - જ્યારે તેને પસંદગી કરવી પડતી હોય છે અને નિર્ણય લેવો પડતો હોય છે - ત્યારે જ માત્ર તે આત્મ-સભાન બનતી હોય છે. ઈચ્છા અને ભય વચ્ચેની આ અથડામણ ક્રોધને જન્મ આપે છે, જે જીવનમાં રહેલા શાણપણનો મહાવિનાશક છે. જયારે જેવા છે તેવા દુઃખને એક પાઠ અને ચેતવણી રૂપે સ્વીકારી લેવામાં આવે છે, તેમાં ઊંડી દૃષ્ટિ કરવામાં આવે છે અને તેની પરવા કરવામાં આવે છે ત્યારે પીડા અને સુખ વચ્ચેની અલગતાનો અંત આવે છે, બન્ને અનુભવ બને છે - વિરોધ કરવામાં આવે છે ત્યારે પીડાકારી, સ્વીકારવામાં આવે છે ત્યારે આનંદકારી.

**સાધક** - શું આપ સુખને તરછોડવાની અને દુઃખનો પીછો કરવાની સલાહ આપો છો?

**મહારાજ** - ના, ન તો સુખનો પીછો કરવાની કે ન તો દુઃખને તરછોડવાની. બન્ને જેવા આવી મળે છે તેવા સ્વીકારો, તેઓ હોય છે ત્યાં સુધી તેમને માણો, જતા હોય તો જવા દો, તેઓને ગયા સિવાય છૂટકો નથી.

**સાધક** - મારા માટે વળી પીડાને માણવાનું કંઈ રીતે શક્ય છે? શારીરિક પીડા સામે કંઈક તો કરવું જ પડે.

**મહારાજ** - અલબત્ત. અને માનસિક પીડા માટે પણ. પરમાનંદ છે તે પ્રત્યેની જાગ્રતિમાં, નહીં કે પાછા પડવામાં, અથવા તો કોઈક રીતે પણ તેનાથી મોં ફેરવી લેવામાં. સઘળું સુખ જાગ્રતિમાંથી આવે છે . જેટલા વધારે આપણે સભાન હોઈશું , ચેતનાવંત હોઈશું, આપણો આનંદ તેટલો વધારે ગહન હશે. પીડાની સ્વીકૃતી , અવરોધવિહીનતા , હિંમત અને સહન કરીને ટકી રહેવાની ક્ષમતા - આ સઘળાં ખરા સુખના, સાચા પરમાનંદના ગહન અને સદાયે જીવંત સ્નોતોને વહેતા કરે છે.

**સાધક** - એવું શા માટે કે સુખ કરતાં દુઃખ વધારે અસરકારક હોય?

**મહારાજ** - સુખ તો સ્વીકાર્ય જ હોય છે, જ્યારે શરીર અને મનની સઘળી તાકાતો પીડાનો વિરોધ કરે છે. પીડાનો સ્વીકાર જાતનો નકાર હોવાથી, અને જાત સુખના માર્ગમાં આવતી હોવાથી, દુઃખનો હૃદયપૂર્વકનો સ્વીકાર સુખની કમાનને મુક્ત કરે છે.

**સાધક** - શું યાતનાની સ્વીકૃતી પણ આ જ રીતે કામગીરી બજાવે છે?

**મહારાજ** - પીડાની હકીકતને સરળતાથી જાગ્રતિ(દ્પ7દ્વાદા€35)ના કેન્દ્રમાં લાવી શકાય છે. યાતના માટે તે એટલું બધું સરળ નથી. યાતના પર કેન્દ્રિત થવું જ માત્ર પૂરતું નથી, કારણ કે આપણે જાણીએ છી તે પ્રમાણે માનસિક જીવન એ યાતનાનો એક એકધારો પ્રવાહ છે. યાતનાના ઊંડા સ્તરો સુધી પહોંચવા માટે તમારે તેનાં મૂળમાં જવું પડે અને તેમના વિશાળ છાના જાળાને છતું કરવું પડે, જ્યાં આગળ ભય અને ઈચ્છા એકબીજામાં ગાઢપણે વણાયેલાં હોય છે અને જીવનઊર્જાના પ્રવાહો એકબીજાનો વિરોધ કરતા હોય છે, એકબીજામાં વિઘ્ન નાખતા હોય છે અને એકબીજાનો નાશ કરતા હોય છે.

**સાધક** - હું એ ગૂંચવાડાને કંઈ રીતે ઉકેલી શકું જે મારી ચેતનાના સાવ નીચલા સ્તર હેઠળ રહેલો છે?

**મહારાજ** - તમારી પોતાની જાત સાથે, "હું છું' સાથે રહીને; સતર્કપણે - ન્યાય તોળવાના ઈરાદાસર નહીં પરંતુ સમજવાના ઈરાદાસર - તમારા રોજબરોજના જીવનમાં તમારી જાતને [નિહાળતા રહીને, જે કંઈ ઉભરી આવે તેની પૂર્ણ સ્વીકૃતિ સાથે, તે ત્યાં આગળ હોવાથી, તેને ઊંડે ઊંડેથી સપાટી પર આવવા માટે અને તેમાં કેદ ઊર્જાઓ વડે તમારા જીવન અને ચેતનાને સમૃદ્ધ બનાવવા માટે

પ્રોત્સાહન આપીને. જાગ્રતિનું આ જ મહાકાર્ય છે; તે વિઘ્નોને હટાવે છે અને જીવન અને મનની પ્રકૃતિને સમજીને ઊર્જાઓને મુક્ત કરે છે. બુધ્ધિ મુક્તિ ભણી દોરી જતું પ્રવેશદ્વાર છે અને સતર્ક ધ્યાન બુધ્ધિની માતા છે.

**સાધક** - વધુ એક પ્રશ્ન. સુખનો અંત દુઃખ જ શા માટે હોય છે? સુખ દુઃખમાં જ શા માટે પરિણમે છે?

**મહારાજ** - દરેક બાબતને આદિ અને અંત હોય છે, તે જ રીતે સુખને પણ. ન આશા રાખો અને ન અફસોસ કરો, તો પછી કોઈ દુ:ખ નહીં હોય. યાતના સ્મૃતિ અને કલ્પનાને કારણે છે. અલબત્ત એવું બને કે સુખ પછી દુઃખ શરીર કે મનના દુરુપયોગને કારણે હોય. શરીર પોતાની મર્યાદાને જાણે છે પરંતુ મન નથી જાણતું. તેને અસંખ્ય પ્રકારની અને અમર્યાદ ભૂખો હોય છે. તમારા મનને ખૂબ જ જાગ્રતિ અને ખંતપૂર્વક નિહાળો , કારણ કે બંધનનું કારણ ત્યાં જ રહેલું છે અને તેમાંથી આઝાદીની ચાવી પણ.

**સાધક** - હજુ મને મારા પ્રશ્નનો જવાબ પૂર્ણપણે નથી મળ્યો. માણસનાં સુખો વિધ્વંસક શા માટે હોય છે, ખંડનાત્મક શા માટે હોય છે? તેને વિનાશમાં આટલો બધો આનંદ શા માટે મળતો હોય છે? જીવનને પોતાના સંરક્ષણ, વંશવિસ્તાર અને ફેલાવા સાથે નિસ્બત રહેલી છે. આમાં તે સુખ અને દુઃખ વડે દોરવાય છે. કયા બિંદુ આગળ તે વિધ્વંસક બને છે?

**મહારાજ** - જ્યારે મન હવાલો સંભાળે છે, યાદ કરે છે, અને ભાવિની આશા બાંધે છે ત્યારે તે અતિશયોક્તિ કરે છે, તે વિરૂપતા બક્ષે છે, તે આંખ આડા કાન કરે છે, બેધ્યાન રહે છે. ભૂત ભવિષ્યમાં પ્રક્ષેપિત થાય છે અને ભવિષ્ય અપેક્ષાઓ સંતોષવામાં દગો દે છે. જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયોને તેમની ક્ષમતા બહાર ઉત્તેજવામાં આવે છે અને તેઓ અનિવાર્યપણે ભાંગી પડે છે. સુખ મેળવવાના પદાર્થો તેમની પાસેથી જે અપેક્ષા રાખવામાં આવી હોય છે તે સંતોષી નથી શકતા અને દુરુપયોગને કારણે લોથપોથ થઈ જાય છે કે પછી નાશ પામે છે. જ્યાં સુખની આશા રાખવામાં આવી હતી ત્યાં વધારે પડતું દુઃખ આવી મળે છે.

**સાધક** - આપણે માત્ર આપણો જ નહીં પરંતુ બીજાનો પણ નાશ કરીએ છીએ!

**મહારાજ** - સ્વાભાવિકપણે જ સ્વાર્થ હમેશાં ખંડનાત્મક હોય છે. ઈચ્છા અને ભય, બક્ષે સ્વ-કેન્દ્રિત અવસ્થાઓ છે. ઈચ્છા અને ભયને કારણે ક્રોધ પેદા થાય છે, ક્રોધ સાથે ઘૃણા જન્મે છે, ઘૃણા સાથે વિધ્વંસ માટેની લગન પેદા થાય છે. યુધ્ધ એટલે કાર્યાન્વિત ઘૃણા, જે મોતના સઘળા સરંજામ સાથે આયોજિત અને સજ્જ હોય છે.

**સાધક** - આ ભયાનકતાઓનો અંત લાવવાનો કોઈ ઉપાય છે ખરોર

**મહારાજ** - વધુ અને વધુ લોકો જયારે તેમના સત્સ્વરૂપ(ખરા સ્વભાવ)ને જાણશે ત્યારે તેનો પ્રભાવ - પછી ભલે તે ગમે તેટલો સુક્ષ્મ હોય - જરૂર પડશે જ અને જગતનો લાગણીકીય માહોલ મીઠોમધુર બનશે. લોકો તેમના નેતાઓને અનુસરતા હોય છે અને જ્યારે આ નેતાઓમાં કોઈક એવા નેતાઓ પેદા થશે કે જેઓ મહાન હૃદય અને મન ધરાવતા હશે અને જે સાવ જ નિસ્વાર્થ હશે ત્યારે તેમનો પ્રભાવ વર્તમાન યુગની નઠોરતાઓ અને અપરાધભાવોને અશક્ય બનાવવા પૂરતાં હશે. એવું બને કે એક નવો સુવર્ણયુગ આવે અને કેટલોક સમય ટકી રહે અને પોતાની ખુદની પૂર્ણતાઓને વ્યવહારમાં લાવે. કારણ કે ભરતી જયારે તેની ચરમ ઊંચાઈએ હોય છે ત્યારે જ ઓટની શરૂઆત થતી હોય છે.

**સાધક** - શું કાયમી પૂર્ણતા જેવું કશુંયે છે જ નહી?

**મહારાજ** - હા, છે, પરંતુ તે પોતાનામાં સઘળી અપૂર્ણતાઓને પણ સમાવે છે. આપણી સ્વ-પ્રકૃતિની પૂર્ણતા જ સઘળી બાબતોને શક્ય, અનુભવક્ષમ અને રસપ્રદ બનાવતી હોય છે. તે યાતનાથી સાવ અણજાણ હોય છે, કારણ કે તેને ગમા અણગમા જેવું કંઈ જ હોતું નથી;તે નથી તો કશાને

સ્વીકારતી કે નથી તો કશાનો અસ્વીકાર કરતી. સર્જન અને વિસર્જન એ એવા બે ધ્રુવો છે જેમની વચ્ચે તે પોતાની સદાયે પરિવર્તન પામતી રહેતી ભાતને વણે છે. અભિરુચિઓ અને પસંદગીઓથી મુક્ત થાઓ અને દુઃખના બોજ સાથેના મનનો અંત આવશે.

**સાધક** - પરંતુ હું કંઈ એકલો દુઃખ નથી ભોગવતો. બીજાઓ પણ છે.

**મહારાજ** - જ્યારે તમે તમારી ઈચ્છાઓ અને ભયો સાથે તેમની પાસે જાઓ છો ત્યારે તમે માત્ર તેમના દુઃખમાં ઉમેરો જ કરો છો. પ્રથમ તમે દુઃખમુક્ત થાઓ અને પછી અન્યોને મદદ કરવાની આશા સેવો. તમારે મદદ કરવાની આવશ્યકાત પણ નહીં રહે - તમારું અસ્તિત્વ જ મોટામાં મોટી મદદ હશે કે જે એક માણસ બીજા માણસને આપી શકે.

## હકીકતોને જીવો, મનોતરંગોને નહીં [૬૦]

**સાધક** - આપ કહો છો કે જે કંઈ આપ જુઓ છો તે આપ પોતે જ છો. વળી આપ એમ પણ સ્વીકારો છો કે આપ જગતને અમારી માફક જ જુઓ છો. આ રહ્યું આજનું ભયાનક ખબરોથી ભર્યું ભર્યું અખબાર. જગત જ આપ હોવાથી, આવા ઘોર સમાચારોનો ખુલાસો આપ શી રીતે આપી શકશો?

**મહારાજ** - તમારા મનમાં કયું જગત છે?

**સાધક** - આપણું સામાન્ય જગત, જેમાં આપણે જીવીએ છીએ.

**મહારાજ** - શું તમને એ ખાતરી છે કે આપણે એકસરખા જ જગતમાં જીવી રહ્યા છીએ? મારો કહેવાનો અર્થ કુદરત, મહાસાગર, ભૂમિ, છોડવાઓ અને પ્રાણીઓ એવો નથી. તેઓ કોઈ સમસ્યા નથી, કે નથી તો વિરાટ અવકાશ, કે અનંત કાળ, કે અખૂટ ઊર્જા. મારા ખાવાથી, પીવાથી, ધૂમ્રપાન કરવાથી, વાંચવાથી અને વાતચીત કરવાથી ગેરમાર્ગે ન દોરવાશો . મારું મન અહીં નથી, મારું જીવન અહીં નથી. ઈચ્છાઓ અને તેની પરિતૃપ્તિનું તમારું જગત, ભીતિઓ અને તેમાંથી પલાયનનું તમારું જગત એ ચોક્કસ મારું જગત તો નથી જ. અરે, મને તેનો કોઈ અનુભવ પણ થતો નથી, સિવાય કે તેના વિશે તમે મને જે કહો છો તેના વડે થતો હોય તે. તે તમારું અંગત સ્વપ્નજગત છે અને તે બાબતે મારો એકમાત્ર પ્રત્યાઘાત એ છે કે હું તમને તે સ્વપ્ન જોવાનું બંધ કરવાનું કહું.

**સાધક** - એટલું તો ચોક્કસ કે યુદ્ધો અને ક્રાંતિઓ એ કંઈ સપનાંઓ નથી. માંદી માતાઓ અને ભૂખ્યે મરતાં બાળકો એ કંઈ સપનાંઓ નથી. ખોટી રીતે પ્રાપ્ત કરેલી સમૃદ્ધિ એ કંઈ સપનું નથી.

**મહારાજ** - તો વળી બીજું શું છે?

**સાધક** - સપનું કંઈ સહીયારું ન હોઈ શકે.

**મહારાજ** - કે ન તો જાગ્રત અવસ્થા. ત્રણેય અવસ્થાઓ - જાગ્રતિ, સ્વપ્ન અને સુષુપ્તિ - આત્મલક્ષી, વ્યક્તિગત અને અંગત છે. તે ત્રણેય ચેતનાને ઘટે છે અને "હું' નામના ચેતનાના પરપોટામાં સમાવિષ્ટ છે. વાસ્તવિક જગત આત્માની પેલે પાર આવેલું છે.

**સાધક** - આત્મા કે અનાત્મા, હકીકતો વાસ્તવિક છે.

**મહારાજ** - અલબત્ત હકીકતો વાસ્તવિક છે! હું તેમની વચ્ચે જ જીવું છું. પરંતુ તમે મનોતરંગોમાં જીવો છો, હકીક્તોમાં નહીં. હકોકતો કદીયે એકબીજા સાથે અથડામણમાં નથી આવતી, જ્યારે તમારું

# હું તે છું

જીવન અને જગત વિરોધાભાસોથી ભર્યું ભર્યુ છે. વિરોધાભાસ એ ખોટાની નિશાની છે; વાસ્તવિક કદીયે પોતાની સાથે અથડામણમાં નથી આવતું. ઉદાહરણ તરીકે, તમે ફરિયાદ કરો છો કે લોકો દારૂણ ગરીબીમાં જીવી રહ્યા છે. તેમ છતાંયે તમે તમારી સમૃદ્ધિને તેમની વચ્ચે નથી વહેંચતા. તમને તમારી પાડોશમાં ચાલતા યુદ્ધ બાબતે વાંધો છે, પરંતુ કોઈ દેશમાં ચાલતા યુદ્ધ બાબતે તમે ભાગ્યે જ કશોયે વિચાર કરતા હો છો. તમારા અહંકારની બદલાતી રહેતી દશા પ્રમાણે તમારં મૂલ્યો નક્કી થતાં રહે છે; "હું વિચારું છું', "હું ઈચ્છું છું' , "મારે આ કરવું જ જોઈએ' પ્રમાણે સઘળું નક્કી થાય છે.

**સાધક** - તેમ છતાંયે, અનિષ્ટ વાસ્તવિક છે.

**મહારાજ** - તમે છો તેના કરતાં વધારે વાસ્તવિક નહીં. ગેરસમજ અને દુરુપયોગ વડે સર્જાયેલી સમસ્યાઓ પ્રત્યેના ખોટા અભિગમમાં અનિષ્ટ રહેલું છે. તે એક વિષચક્ર છે.

**સાધક** - શું તે વિષચક્રને તોડી શકાય ખરુ?

**મહારાજ** - ખોટા ચક્રને તોડવાની કોઈ આવશ્યક્તા નથી. તેને તે જેવું છે તેવું - એટલે કે જેને કોઈ અસ્તિત્વ જ નથી તેવું (અસ્તિત્વ વિહોણું) - જોવું જ પૂરતું છે.

**સાધક** - પરંતુ, એટલું અસ્તિત્વ ધરાવતું તો ખરું જ કે જે આપણને અભદ્રતાઓ અને યાતનાઓ આગળ ઝૂકી જવાને પ્રેરતું હોય.

**મહારાજ** - પાગલપણું વૈશ્વિક છે. શાણપણ વિરલ છે. તેમ છતાંયે આશા છે, કારણ કે જે ઘડીએ આપણે આપણા પાગલપણાને પારખીએ છીએ તે ઘડીએ આપણે શાણપણ ભણી પગલાં પાડવા માંડીએ છીએ. આ જ તો ગુરુનું કામ છે - આપણા રોજબરોજના જીવનમાં રહેલા પાગલપણાને જોવાને આપણને પ્રેરવા. જીવન તમને સભાન(€૦॥5૯ં0115) બનાવે છે, પરંતુ શિક્ષક તમને જાગ્રત(દ્રપદ્ર'€) કરે છે.

**સાધક** - મહારાજ, નથી તો આપ પહેલાં કે નથી તો આપ આખરી. યુગોથી લોકો વાસ્તવિકતા (સત્ય)ને પામતા રહ્યા છે. તે છતાંયે આપણા જીવનને કેટલી નજીવી અસર થઈ છે! રામો અને કૃષ્ણો, બુદ્ધો અને ઈશુઓ આવ્યા છે અને ગયા છે અને આપણે તો જેવાને તેવા જ છીએ; પરસેવા અને આંસુઓમાં આળોટતા રહ્યા છીએ. જેમના જીવનના આપણે સાક્ષીઓ બન્યા છીએ તેવા તે મહાન લોકોએ શું ક્યું છે? જગતની અવદશાને દૂર કરવા, મહારાજ, આપે શું કર્યું છે?

**મહારાજ** - તમે જે દુષ્ટતાને પેદા કરી છે તેનો નાશ તમે પોતે જ કરી શકો. તમારો પોતાનો નિંભર સ્વાર્થજ તેના મૂળમાં છે. પહેલાં તમારા ઘરને ઠીક કરો અને તમે જોશો કે તમારી ફરિયાદોનો અંત આવ્યો છે.

**સાધક** - આપણી અગાઉ જે શાણા અને પ્રેમાળ માણસો થઈ ગયા તેઓએ અવશ્ય ઘણી વાર ખૂબ ભારે કિંમત ચૂકવીને પોતાની જાતને સદાચારી બનાવી હતી. પરિણામ શું આવ્યું? ખરતો તારો, પછી તે ભલે ગમે તેટલો તેજસ્વી કેમ ન હોય, રાતના અંધકારને દૂર નથી જ કરતો.

**મહારાજ** - તેમનો અને તેમના કામનો ચૂકાદો આપતાં પહેલાં તમારે તેમાંના એક બનવું પડે. કૂવામાં રહેલા દેડકાને આકાશમાં વિહાર કરતા પક્ષીઓ બાબતે કંઈ જ ખ્યાલ ન હોય.

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે શુભ અને અશુભ વચ્ચે કોઈ જ દીવાલ નથી, કોઈ જ અંતર નથી?

**મહારાજ** - કોઈ જ દીવાલ નથી, કારણ કે શુભ કે અશુભ જેવું કંઈ છે જ નહીં. એકેએક નક્કર પરિસ્થિતિમાં માત્ર આવશ્યક્તા અને અનાવશ્યક્તા જ હોય છે. આવશ્યક છે તે ખરું છે અને અનાવશ્યક છે તે ખોટું છે.

**સાધક** - એવું નક્કી કોણ કરે છે?

**મહારાજ** - પરિસ્થિતિ નક્કી કરે છે. દરેક પરિસ્થિતિ એક પડકાર હોય છે જે યોગ્ય પ્રતિભાવની અપેક્ષા રાખે છે. જયારે પ્રતિભાવ યોગ્ય હોય છે ત્યારે પડકાર શમી જાય છે અને સમસ્યાનો અંત આવે છે. જો પ્રતિભાવ ખોટો હોય તો પડકાર શમતો નથી અને સમસ્યા વણઉકલી રહે છે. તમારી વણઉકલી સમસ્યાઓ એટલે - તમારે કર્મ(નિયતિ) . તેમને યોગ્ય રીતે હલ કરો અને મુક્ત થાઓ.

**સાધક** - આપ હમેશાં મને પાછો મારી જાત ભણી જ દોરતા હોવ તેવું લાગે છે. જગતની સમસ્યાઓનો કોઈ વસ્તુલક્ષી ઉકેલ છે જ નહી?

**મહારાજ** - જગતની સમસ્યાઓ તમારી જેવા અસંખ્ય લોકોએ સર્જી હતી, જે સૌ પોતપોતાની ઈચ9ાઓ અને ભીતિઓથી ભર્યા ભર્યા હતા. તમારા પોતાના સિવાય તમને તમાર વ્યક્તિગત અને સામાજિક ભૂતકાળથી બીજું કોણ મુક્ત કરી શકે? અને ભ્રમણાને કારણે જન્મેલી લાલસામાંથી સૌ પ્રથમ મુક્ત થવાની તાકીદભરી આવશ્યકતાનું જ્યાં સુધી તમને ભાન ન થાય ત્યાં સુધી તમે તે કઈ રીતે કરશોર્ જ્યાં સુધી તમારે પોતાને જ જયાં મદદની જરૂર છે ત્યાં સુધી તમે અન્ય કોઈને ખરેખર કઈ રીતે મદદ કરી શકો?

**સાધક** - પ્રાચીન સંતોએ કઈ રીતે મદદ કરી? આપ કઈ રીતે મદદ કરો છો? એ બાબતે શંકા નથી કે થોડીક વ્યક્તિઓને મદદ થતી હશે; તેમના માટે આપનું માર્ગદર્શન અને ઉદાહરણ ભારે મહત્ત્વ ધરાવતું હોય તેવું બને; પરંતુ માનવજાત માટે, સમગ્ર જીવન માટે, ચેતના માટે આપ કઈ રીતે પ્રભાવક છો? આપ કહો છો આપ જ જગત છો, અને જગત આપ છે; આપે તેના પર શો પ્રભાવ પાડ્યો છે?

**મહારાજ** - કયા પ્રકારના પ્રભાવની તમે અપેક્ષા રાખો છો?

**સાધક** - માણસ જડબુદ્ધિ, સ્વાર્થી, ક્રૂર છે.

**મહારાજ** - માણસ શાણો, પ્રેમાળ અને ભલો પણ છે.

**સાધક** - શુભ જ શા માટે નથી પ્રવર્તતું?

**મહારાજ** - ચોક્કસ પ્રવર્તે છે - મારા વાસ્તવિક જગતમાં. અરે, મારા જગતમાં તો તમે જેને દુષ્ટતા કહો છો તે પણ શુભની સેવક છે અને માટે આવશ્યક પણ છે. તે શરીર પર નીકળતાં ગુમડાં જેવી અને શરીરને આવતા તાવ જેવી છે જે શરીરને અશુદ્ધિઓથી મુક્ત કરે છે. રોગ પીડાકારી છે, અરે, જોખમી પણ છે, પરંતુ જો તેની યોગ્ય સારવાર કરવામાં આવે તો તે ઠીક પણ થઈ જાય છે.

**સાધક** - યા તો મારી નાખે છે.

**મહારાજ** - કેટલાક કિસ્સાઓમાં મૃત્યુ જ ઉત્તમ ઈલાજ હોય છે. જીવન મૃત્યુ કરતાંયે બદતર હોય તેવું બને, ભલે તે ગમે તે રૂપે આવે તે એક વિરલ દારૂણ અનુભવ છે. માટે, જીવતા પર દયા ખાઓ, કદીયે મૃત પર નહીં. શુભ કે અશુભ બાબતોની આ સમસ્યા મારા જગતમાં અસ્તિત્વ નથી ધરાવતી. આવશ્યક છે તે શુભ છે અને અનાવશ્યક છે તે અશુભ છે. તમારા જગતમાં સુખદાયક છે તે શુભ છે અને પીડાકારી છે તે અશુભ છે.

**સાધક** - આવશ્યક શું છે?

**મહારાજ** - વિકસવું તે આવશ્યક છે. વધારે ઝડપે વિકસવું તે આવશ્યક છે. વધારે સારા માટે સારાને છોડવું તે આવશ્યક છે.

**સાધક** - ક્યાં સુધી?

**મહારાજ** - અંત આદિમાં છે. તમે જ્યાં આગળ શરૂ કરો છો ત્યાં જ અંતને પામો છો - પરમતત્ત્વમાં .

**સાધક** - તો પછી આ બધી ઝફા શા માટે? મેં જ્યાંથી શરૂઆત કરી હતી ત્યાં આગળ જ પાછા ફરવા?

**મહારાજ** - કોની ઝફાર કઈ ઝફા? શું તમે એ બીજની દયા ખાઓ છો જે વૃદ્ધિ પામવાનું છે અને જ્યાં સુધી ઘોર જંગલ ન બને ત્યાં સુધી વૃદ્ધે પામતું રહેવાનું છેઃ જીવવાના બોજમાંથી બચાવવા શું તમે શિશુની હત્યા કરતા હોવ છો? વધુ અને વધુ જીવનમાં ખોટું શું છે? વૃદ્ધે પામવામાં આડી આવતી અડચણોને દૂર કરો અને તમારી સઘળી વ્યક્તિગત, સામાજિક, આર્થિક અને રાજકીય સમસ્યાઓ ગાયબ થઈ જશે. અખિલ સ્વરૂપે વિશ્વ પૂર્ણ છે અને પૂર્ણત્વને પામવા માટેની અંશની મથામણ એ આનંદ મેળવવાની એક રીત છે. રાજીખુશીથી અપૂર્ણનું પૂર્ણ માટે બલિદાન આપો અને તો પછી શુભ અને અશુભ વિશે કોઈ જ વધારે વાતચીત કરવાની નહીં રહે.

**સાધક** - તેમ છતાંયે અમે બહેતરથી ગભરાઈએ છીએ અને બદતરને વળગી રહીએ છીએ.

**મહારાજ** - આ આપણી પાગલપણને આંબી જતી મૂર્ખાઈ છે.

## દ્રવ્ય ખુદ ચેતના છે [૬૧]

**સાધક** -હું નસીબદાર રહ્યો છું કે મને મારા સમગ્ર જીવન દરમ્યાન સત્સંગ પ્રાપ્ત થતો રહ્યો છે. શું આત્મસાક્ષાત્કાર માટે તેટલું પૂરતું છે?

**મહારાજ** - તેનો તમે કઈ રીતે ઉપયોગ કરો છો તેના પર તેનો આધાર રહે છે.

**સાધક** - મને કહેવામાં આવ્યું હતું કે સત્સંગ આપોઆપ જ મુક્તિ બક્ષતો હોય છે. જે રીતે કોઈ નદી સમુદ્ર પર દોરી જતી હોય છે તે રીતે ભલા લોકોનો ગુઢ અને મૌન પ્રભાવ મને સત્ય પર દોરી જશે.

**મહારાજ** - તે તમને નદીએ લઈ જશે, પરંતુ નદીને પાર તો તમારે પોતાને જ કરવાની છે. આઝાદીના સંકલ્પ વિના નથી તો આઝાદીને પ્રાપ્ત કરી શકાતી કે નથી તો તેને જાળવી શકાતી. તમારે આઝાદી માટે, મુક્તિ માટે મથામણ કરવી જ પડે; તમારે ઓછામાં ઓછું એટલું તો કરવું જ પડે કે તેના માર્ગમાં આવતાં વિઘ્નોને છતાં કરવાં પડે અને તેમને હટાવવાં પડે. જો તમે શાંતિ ઈચ્છતા હો તો તમારે તે માટે મથામણ કરવી જ પડે. માત્ર મૌન જાળવી રાખવાથી તમને શાંતિ નહીં આવી મળે.

**સાધક** - બાળક બસ વૃદ્ધિ પામતું હોય છે. નથી તો તે વૃદ્ધિ માટે કોઈ આયોજન કરતું કે નથી તો તેની પાસે તે માટે કોઈ ભાત હોતી; એક હાથ અહીં વિકસે અને એક પગ ત્યાં આગળ વિકસે તે રીતે તે છૂટુંછવાયું ખંડિતપણે વૃદ્ધિ નથી પામતું, તે અખિલાઈપૂર્વકઅને અભાનપણે જ વૃદ્ધિ પામે છે.

**મહારાજ** - કારણ કે તે કલ્પનામુક્ત હોય છે. તમે પણ આ રીતે વૃદ્ધિ પામી શકો છો, પરંતુ તે માટે તમારે સ્મૃતિ અને ભાવિ અપેક્ષાઓને કારણે પેદા થયેલી આગાહીઓ અને યોજનાઓમાં રાચવાનું છોડી દેવું પડે. જ્ઞાનીની એક ખાસિયત હોય છે કે તે ભવિષ્ય બાબતે કોઈ નિસ્બત નથી ધરાવતો હોતો. દુઃખના ભયને કારણે અને સુખની ઈચ્છાને કારણે તમારે ભવિષ્ય સાથે નિસ્બત હોય છે, જ્ઞાની માટે તો સઘળું પરમાનંદ જ છેઃ જે કંઈ આવી મળે તેનાથી તે ખુશ હોય છે.

# હું તે છું

**સાધક** - ચોક્કસ એવી કેટલીક બાબતો તો જરૂર હોવી જોઈએ કે જે જ્ઞાનીને પણ દુઃખી કરતી હોય.

**મહારાજ** - એવું બને કે જ્ઞાનીને પણ તકલીફોનો સામનો કરવાનું બનતું હોય, પરંતુ તે તેને દુઃખી નથી કરતી. બાળકને જન્મથી તે પુષ્ટ થાય ત્યાં સુધી ઉછેરવામાં માતાને ઘણી બધી તકલીફો પડતી હોય તેવું બને, પરંતુ માતાને માટે તો તે તકલીફોની સ્મૃતિઓ એક પ્રકારનો આનંદ હોય છે. જગતને કંઈ જ નથી થયું, તેમાં કોઈ જ ગડબડ નથી. ગડબડ તમે તેને જે રીતે જુઓ છો તેના કારણે છે. તમારી પોતાની કલ્પના જ તમને ગેરમાર્ગે દોરે છે. કલ્પના વિના જગત નથી. તમે કોઈ જગતથી સભાન છો એવી જે વાત તમારા ગળે દઢપણે ઉતરી ગઈ છે તે જ તમારું જગત છે. તમે જે જગતને અનુભવો છો તે ચેતનાનું બનેલું છે; જેને તમે દ્રવ્ય કહો છો તે ચેતના ખુદ છે. તમે એ આકાશ છો જેમાં તે ગતિ કરે છે, એ સમય છો જેમાં તે ટકી રહે છે, એ પ્રેમ છો જે તેને જીવન બક્ષે છે. કલ્પના અને આસક્તિને હટાવો અને પછી જુઓ કે પાછળ શું રહે છે?

**સાધક** - જગત રહે છે. હું રહું છું.

**મહારાજ** - હા, પરંતુ ઈચ્છા અને ભયના ચશ્મા વિના જયારે તમે તેને તે જેવું છે તેવા સ્વરૂપે જુઓ છો ત્યારે તે કેટલું બધું અલગ હોય છે!

**સાધક** - આ બધા ભેદભાવો શા માટે છે - વાસ્તવિકતા અને ભ્રમણા, જ્ઞાન અને અજ્ઞાન, સંત અને પાપી? દરેક જણ સુખની શોધમાં છે, દરેક જણ મરણિયો પ્રયત્ન કરી રહ્યું છે; દરેક જણ યોગી છે અને તેનું જીવન જ્ઞાનની વિધાપીઠ છે. દરેક જણ પોતાને માટે જે આવશ્યક છે તેના પાઠો પોતાની રીતે શીખે છે. સમાજ કેટલાકને માન્યતા આપે છે, જ્યારે કેટલાકને માન્યતા નથી આપતો; એવા કોઈ નિયમો નથી કે જે દરેક જગ્યાએ અને દરેક કાળે લાગુ પડતા હોય.

**મહારાજ** - મારા જગતમાં તો પ્રેમ જ એકમાત્ર નિયમ છે. હું પ્રેમની માગણી કરતો નથી, હું તે આપું છું. મારો સ્વભાવ જ તેવો છે.

**સાધક** - હું આપને આપનું જીવન એક ભાત પ્રમાણે જીવતા જોઉં છું. સવારે આપ નિયમિતપણે ધ્યાનના વર્ગો ચલાવો છો, ભાષણ આપો છો અને ચર્ચા કરો છો; દિવસમાં બે વખત પૂજા કરો છો અને સાંજે ભજન કરો છો. આપ આ ચરયાને ખૂબ જ કાળજીપૂર્વક વળગી રહેતા હોવ તેવું લાગે છે.

**મહારાજ** - પૂજા અને ભજનકીર્તન મને વારસામાં મળ્યાં છે અને મને તેમાં ફેરફાર કરવાનું કોઈ કારણ નથી દેખાયું. સામાન્ય દિનચર્યા હું જે લોકોની સાથે રહું છું અથવા તો જે લોકો અહીં સાંભળવા આવે છે તેમની ઈચ્છા પ્રમાણે હોય છે. તેઓ ઘણી ફરજો બજાવતા કામદાર લોકો છે અને વિવિધ પ્રવૃતિના સમય તેમની અનુકૂળતા પ્રમાણેના હોય છે. કેટલીક પુનરાવર્તિત થતી પ્રવૃત્તિઓ અનિવાર્ય છે. અરે, પ્રાણીઓ અને છોડવાઓને પણ પોતપોતાનાં સમયપત્રકો હોય છે.

**સાધક** - હા, દરેક પ્રકારના જીવનમાં આપણને એક નિયમિત સમયક્રમ જોવા મળે છે. આ નિયમિતતા કોણ જાળવે છે? શું એ કોઈ અંદર વસતો શાસક છે કે જે નિયમો ઘડે છે અને સઘળું નિયમમાં રાખે છે?

**મહારાજ** - સઘળું પોતપોતાની પ્રકૃત્તિ પ્રમાણે ગતિ કરે છે. ત્યાં વળી કોઈ પોલીસમેનની જરૂર ક્યાં છે? દરેક ક્રિયા પ્રતિક્રિયાને જન્માવે છે, જે ક્રિયાને સમતોલ અને શિથિલ કરે છે. સઘળું ઘટે છે અને તેનું એકધારું રદીકરણ પણ થતું રહે છે, અને છેડે જતાં જાણે કે કશું જ ન બન્યું હોય તે પ્રકારની અવસ્થા હોય છે.

**સાધક** -આખરી સંવાદિતાઓ આગળ ધરી મને આશ્વાસન ન આપો. ખાતાવહીઓ મળે છે પરંતુ હું નુકસાનમાં હોઉં છું.

# હું તે છું

**મહારાજ** - ઇંતેજાર કરો અને જુઓ. એવું બને કે એટલા નફા સાથે તમારા ખાતાનો અંત આવે કે તમેકરેલા ખચને ન્યાય મળી રહે.

**સાધક** -હું લાંબું એવું આયુષ્ય કાપી આટલે પહોંચ્યો છું અને મને ઘણી વાર વિસ્મય થાય છે કે મારા જીવનની ઘણી ઘટનાઓ અકસ્માતે બની છે કે પછી તે પાછળ કોઇ આયોજન હતું. એવું તો નહોતું ને કે હું જન્મ્યો તે પહેલાં જ એક ભાત નક્કી થઇ ગઇ હતી જે પ્રમાણે મારે જીવવાનું હતું? જો તેમ હોય તો, તે યોજનાઓ કોણે ઘડી હતી, અને તેમ જીવવા માટે મને કોણે ફરજ પાડી હતી? શું તેમાં કોઇ વિચલિતતા અને ભૂલો હોઇ શકે? એવું કહેવાય છે કે નિયતિ અફર હોય છે અને જીવનની દરેક ક્ષણ પૂર્વ-નિર્ધારિત હોય છે; તો વળી એવું પણ કહેવાય છે કે નરી આકસ્મિકતા જ સઘળું નક્કી કરતી હોય છે.

**મહારાજ** - તમારે જેમ સમજવું હોય તેમ સમજો. તમે તમારા જીવનમાં કોઈ ભાત જોઈ શકો કે પછી અકસ્માતોની નરી શુંખલાને પણ જોઈ શકો. ખુલાસાઓ તો મનને ખુશ કરવા માટે હોય છે. તેઓ સાચા હોય તે આવશ્યક નથી. વાસ્તવિકતા (સત્ય) અવ્યાખ્યેય અને અવર્ણનીય છ.

**સાધક** - મહારાજ, આપ મારા પ્રશ્નથી ભાગી રહ્યા છો! હું જાણવા માગું છું કે આપ તેને કઇ રીતે જુઓ છો. જ્યાં ક્યાંય પણ આપણે નજર કરીએ છીએ ત્યાં આગળ આપણને માન્યામાં ન આવે તેવી બુદ્ધિશક્તિ અને સૌદર્યના દર્શન થાય છે. હું એ કઇ રીતે માની શકું કે વિશ્વ નિરાકાર અને અંધાધૂંધ છે. આપનું જગત, જેમાં આપ જીવો છો, તે નિરાકાર હોય તેવું બને, પરંતુ તે અંધાધૂંધ હોય તે આવશ્યક નથી (તે અરાજક તો ન જ હોવું જોઈએ).

**મહારાજ** – વસ્તુગત (બાહ્ય) જગતને માળખું છે, તે વ્યવસ્થિત અને સુંદર છે. તેનો તો કોઇ ઇન્કાર કરી શકે તેમ નથી. પરંતુ માળખું અને ભાત બળજબરી અને ફરજીયાતપણાને સૂચિત કરે છે. મારું જગત સાવ જ મુક્ત છે; તેમાંની દરેક ચીજ સ્વ-નિર્ધારિત છે. માટે જ હું કહેતો રહું છું કે સઘળું પોતાની મેળે ઘટે છે. મારા જગતમાં પણ વ્યવસ્થા છે, પરંતુ તે બહારથી લાદવામાં આવેલી નથી હોતી. પોતાના સમયાતીતપણાને કારણે તે તરતોતરત સહજપણે ઘટે છે. ક્ષતિરહીત પૂર્ણતા તે કંઇ ભવિષ્યમાં નથી. તે અત્યારે અને અ૧૧૭એ જ છે.

**સાધક** - શું આપનું જગત મારા જગતને અસર કરે છે?

**મહારાજ** - માત્ર એક જ બિંદુ આગળ - અત્યારના અને અથ એન! બિંદુ આગળ જ. તે તેને ક્ષણિક અસ્તિત્વ(હોવાપણું) - વાસ્તવિકતા (સત્ય)નો એક અછડતો ભાવ - બક્ષે છે. તેને આવશ્યકતા હોય છે અનાયાસ, અનાત્મસભાન ધ્યાનની.

**સાધક** - શું ધ્યાન એ મનનું એક વલણ નથી?

**મહારાજ** - હા, મન જ્યારે વાસ્તવિકતા માટે આતુર હોય છે ત્યારે તે ધ્યાન આપે છે. તમારા જગતમાં કશીયે ગડબડ નથી, તમે તમારી જાતને તેનાથી અલગ વિચારો છો તે વિચારણા ગડબડ સર્જે છે. સ્વાર્થ અનિષ્ટ(દુષ્ટતા)નો સ્રોત છે.

**સાધક** - હું મારા પ્રશ્ન પર પાછો આવી રહ્યો છું. હું જન્મ્યો તે પહેલાં શું મારા અંતરાત્માએ મારા જીવનની વિવિધ વિગતો નક્કી કરી હતી, કે પછી તે સાવ જ અકસ્માતે આનુવાંશિકપણે અને સંજોગોને ભરોસે બન્યું હતું?

**મહારાજ** - તે તો એ લોકો જાણે કે જેઓ એવો દાવો કરતા હોય છે કે તેમનાં માતાપિતા તેમણે પસંદ કર્યા છે અને તેમનું હવે પછીનું જીવન તેઓ કઇ રીતે જીવવાના છે તે તેમણે પોતે જ નક્કી કર્યું છે. હું તો મારું જાણું. હું કદીયે જન્મ્યો નથી.

# હું તે છું

**સાધક** - હું તો આપને મારી સમક્ષ બેઠેલા અને મારા પ્રશ્નોના જવાબ આપતાં જોઉં છું.

**મહારાજ** - તમે તો માત્ર શરીરને જ જુઓ છો, જે અલબત્ત, જન્મ્યું હતું અને મૃત્યુ પામશે.

**સાધક** - મને તો આ શરીર-મનની જીવનકથામાં રસ છે. શું તે આપના વડે નિર્ધારિત થયું હતું કે પછી તે અકસ્માતે જ ઘટ્યું હતું?

**મહારાજ** - તમારા પ્રશ્નમાં જ એક છાની કુટિલતા છે. હું શરીર અને વિશ્વ વચ્ચે કોઈ ભેદ નથી કરતો. દરેક એકબીજાનું કારણ છે; સાચી વાત કહું તો દરેક અન્યોન્ય છે. પરંતુ હું તે સઘળાથી પર છું. જ્યારે હું તમને એમ કહું છું કે હું કદીયે જન્મ્યો નહોતો ત્યારે તમે મને એમ શા માટે પૂછ્યા કરો છો કે પછીના જન્મ માટે મારી શી તૈયારીઓ હતી? જેવી તમે તમારી જાતને કલ્પના કરવાની છૂટ આપો છો કે તરત જ તે એક વિશ્વને રચી કાઢે છે. તે જરા પણ તમે કલ્પના કરો છો તે પ્રમાણેનું નથી અને હું તમારી કલ્પનાઓથી બંધાયેલો નથી.

**સાધક** - કામગીરી બજાવતા શરીરનું નિર્માણ કરવા અને તેને જાળવી રાખવા બુદ્ધિ અને ઊર્જાની જરૂર પડતી હોય છે. તે ક્યાંથી આવે છે?

**મહારાજ** - ત્યાં છે માત્ર કલ્પના જ. બધી બુદ્ધિ અને ઊર્જા તમારી કલ્પનામાં જ વપરાઈ જાય છે. તેણે તમને એટલા બધા લીન કરી દીધા છે કે તમે એ સમજી જ નથી શક્તા કે વાસ્તવિકતા સત્ય)થી તમે કઈ હદે ભટકી ગયા છો. એ બાબતે તો કોઈ શંકા જ નથી કે કલ્પના અત્યંત સર્જનાત્મક હોય છે. તેના પર તો વિશ્વ પછી વિશ્વનું નિમણિ થતું રહે છે. તેમ છતાંયે તે સઘળું હોય છે તો સ્થળ-કાળના દાયરામાં, ભૂત અને ભવિષ્યના દાયરામાં, જેનું કોઈ અસ્તિત્વ જ નથી હોતું.

**સાધક** - તાજેતરમાં મેં એક છોકરી બાબતે એક અહેવાલ વાંચ્યો છે. તેની સાથે તેના બાળપણમાં ખૂબ જ ક્રૂર વર્તન કરવામાં આવ્યું હતું. તેને સખત મારવા-પીટવામાં આવી હતી અને કદરૂપી કરી નાખવામાં આવી હતી, તે એક અનાથાલયમાં ઉછરી હતી અને તે તેના આસપાસના જગતથી સાવ જ વિખૂટી પડી ગઈ હતી. આ નાનકડી છોકરી શાંત અને આજ્ઞાંકિત હતી, પરંતુ સાવ જ બેપરવા હતી. બાળકોની દેખભાળ કરતી એક સાધ્વીને પાકી ખાતરી થઈ ગઈ હતી કે તે છોકરી માનસિક રીતે કુંઠિત નહોતી, પરંતુ માત્ર અતડી બની ગઈ હતી અને કોઈ પ્રતિભાવ નહોતી આપતી, બસ એટલું જ. એક મનોવિશ્લેષકને તેનો કેસ હાથ પર લેવા કહેવામાં આવ્યું હતું. પૂરા બે વરસ સુધી તે દાક્તર તે બાળકીને અઠવાડિયે એક વાર મળતા રહ્યા હતા અને વિખૂટાપણાની જે દીવાલ ખડી થઈ ગઈ હતી તેને તોડવાનો પ્રયત્ન કર્યો હતો. તે આજ્ઞાંકિત હતી અને તેનું વર્તન પણ નિરુપદ્રવી હતું, પરંતુ તે તેના દાક્તરની વાત પર કોઈ ધ્યાન નહોતી આપતી. તે દાક્તર તેને એક રમકડાના ઘર પર લઈ આવ્યા, જેમાં ઓરડાઓ અને આમથી તેમ ખસેડી શકાય તેવું રાચરચીલું હતું અને માતા, પિતા તથા ભાંડરડાંઓને રજૂ કરતી ઢીંગલીઓ પણ હતી. છોકરી પ્રતિભાવ આપવા લાગી અને તેને તેમાં રસ પડવા લાગ્યો. એક દિવસ જૂના ઘા પુનઃજીવિત થયા અને સપાટી પર આવ્યા. ધીમે ધીમે કરતાં તે સાજી થઈ, કેટલાંક ઓપરેશન કરવા પડ્યાં અને તેનો ચહેરો અને શરીર ઠીક થયાં અને મોટી થઈને તે એક કાર્યક્ષમ અને આકર્ષક સ્ત્રી બની. દાક્તરે પાંચ વરસ કરતાં વધારે સમય લીધો પરંતુ કામ સિદ્ધ થયું હતું. તે એક ખરો ગુરુ હતો! તેણે કોઈ શરતો સામે ન મૂકી કે ન તો સજ્જતાની અને પાત્રતાની વાત કરી. શ્રદ્ધા વિના, આશા વિના, માત્ર પ્રેમથી પ્રેરાઈને તેણે ફરી ફરી પ્રયત્ન કર્યો હતો.

**મહારાજ** - હા, તે જ તો ગુરુનો સ્વભાવ છે. તે કદીયે હાથ પર લીધેલા કામને પડતું નહીં મૂકે. પરતુ, સફળ થવા માટે, તેની સામે વધારે પડતો અવરોધ ખડો ન કરવો જોઈએ. સંદેહ અને અનાજ્ઞાંકિતતા કામને અનિવાર્યપણે ઢીલમાં નાખે જ છે. શ્રદ્ધા અને વિનમ્રતાની મોજૂદગીમાં તે શિષ્યમાં ઝડપથી ધરમૂળ પરિવર્તન લાવી શકે છે. ગુરુમાં ઊંડી સમજબુદ્ધિ અને શિષ્યમાં ઉત્કટતા, બન્નેની આવશ્યકતા હોય છે. ભલે તેની સ્થિતિ ગમે તેવી હતી, પરંતુ તમારી કથામાંની છોકરીને

લોકોની ઉત્કટતાના અભાવને કારણે સહન કરવાનું બન્યું હતું. બુદ્ધિજીવીઓ સાથે કામ પાડવું સૌથી વધુ મુશ્કેલ હોય છે. તેઓ પુષ્કળ વાતો કરતા હોય છે, પરંતુ ગંભીર નથી હોતા.

જેને તમે સાક્ષાત્કાર કહો છો તે કુદરતી બાબત છે. જયારે તમે તૈયાર હશો, ત્યારે તમને તમારા ગુરુ આવી મળશે. સાધના અનાયાસ હોય છે. જયારે તમારા શિક્ષક સાથેનો તમારો સંબંધ સાચો હોય છે ત્યારે તમે વૃદ્ધિ પામો છો. સૌથી મહત્ત્વની વાત એ છે કે તેના પર વિશ્વાસ કરો. તે તમને ગેરમાર્ગે ન જ દોરી શકે.

**સાધક** - તેઓ જ્યારે મને કશુંક હળાહળ જૂઠ કરવાનું કહે ત્યારે પણ?

**મહારાજ** - કરો તે. એક સન્યાસીને તેના ગુરુ વડે પરણવાનું કહેવામાં આવ્યું હતું. તેણે આજ્ઞા પાળી અને ખૂબ યાતના પણ ભોગવી. પરંતુ તેના ચાર બાળકો મહારાષ્ટ્રના મહાન સંતો અને દ્દષ્ટાઓ બન્યા હતા. તમારા ગુરુ તરફથી જે કંઈ આવી મળે તેનાથી ખુશ રહો અને વિના મથામણ તમે વૃદ્ધિ પામીને ક્ષતિરહીત પૂર્ણ બનશો.

**સાધક** - મહારાજ, આપને શું કશાની આવશ્યકતા કે ઈચ્છા છે? શું હું આપને માટે કંઈ કરી શકું?

**મહારાજ** - એવું મારી પાસે શું નથી કે જે તમે મને આપી શકો? ભૌતિક વસ્તુઓની જરૂર સંતોષ માટે હોય છે. પરંતુ હું તો મારી અંદરથી જ સંતુષ્ટ છું. મારે બીજા શાની જરૂર હોય?

**સાધક** - એટલું તો ચોક્કસ કે જ્યારે આપ ભૂખ્યા થતા હોવ છો ત્યારે આપને ખોરાકની જરૂર પડતી હોય છે અને બિમાર પડતા હોવ છો ત્યારે દવાની જરૂર પડતી હોય છે.

**મહારાજ** - ભૂખ ખોરાકને લઈ આવે છે અને બિમારી દવાને લઈ આવે છે. તે સઘળું કુદરતનું કામ છે.

**સાધક** - મારા માનવા પ્રમાણે આપને કોઈક ચીજની જરૂર છે, અને જો હું તે લઈ આવું તો શું આપ તે સ્વીકારશો?

**મહારાજ** - જે પ્રેમે તમને મને કશુંક આપવા પ્રેર્યા તે જ પ્રેમ મને તે સ્વીકારવા પ્રેરશે.

**સાધક** - જો કોઈ વ્યક્તિ આપને સુંદર આશ્રમ બાંધી આપવા માગતી હોય તોર?

**મહારાજ** - તેને તે કરવા દો, જેવી તેની ઈચ્છા. તેને સંપત્તિ ખર્ચવા દો, સેંકડો લોકોને રોજગારી પર લગાડવો દો, હજારો લોકોને પોષવા દો.

**સાધક** - શું તે ઈચ્છા નથી?

**મહારાજ** - જરા પણ નહીં. હું માત્ર તેને તે વ્યવસ્થિતપણે કરવાનું જ કહી રહ્યો છું, મન કચવાતું હોય તે રીતે નહીં, અધૂરા મને નહી. તે તેની પોતાની ઈચ્છાને પૂરી કરી રહેલ છે, મારી ઈચ્છાને નહીં. તેને તે સરસ રીતે કરવા દો અને લોકો અને દેવો વચ્ચે વિખ્યાત થવા દો.

**સાધક** - પરંતુ શું આપ તે ઈચ્છો છો?

**મહારાજ** - હું તે નથી ઈચ્છતો. મારે તેની કોઈ જરૂર નથી.

**સાધક** - શું આપ તે સ્વીકારશો?

**મહારાજ** - મારે તેની આવશ્યકતા નથી.

**સાધક** - શું આપ તેમાં મુકામ કરશો?

**મહારાજ** - જો મને ફરજ પાડવામાં આવી તો.

**સાધક** - એવું શું છે જે આપને ફરજ પાડી શકે?

**મહારાજ** - જે લોકો પ્રકાશની શોધમાં છે તેમનો પ્રેમ.

**સાધક** - હા, મને આપની વાત સમજાય છે. હવે, મને એ કહો કે મારે સમાધિમાં કેમ પ્રવેશવું?

**મહારાજ** - જો તમે યોગ્ય અવસ્થામાં હશો તો જે કંઈ તમે જોશો તે તમને સમાધિમાં લઈ જશે. આખરે તો, સમાધિ તે કોઈ અસામાન્ય બાબત નથી. જ્યારે મન અત્યંત તીવ્રપણે રસમાં ડૂબેલું હોય છે ત્યારે તે રસના વિષય સાથે એકરૂપ થઈ જાય છે - દૃષ્ટા અને દશ્ય જોવાની ક્રિયામાં એક થાય છે, સાંભળનાર અને સાંભળેલું સાંભળવાની ક્રિયામાં એક થાય છે, પ્રેમી અને પ્રેમપાત્ર પ્રેમ કરવાની ક્રિયામાં એક થાય છે. દરેક અનુભવ સમાધિ માટેની ભૂમિકા હોઈ શકે.

**સાધક** - શું આપ હમેશાં સમાધિની અવસ્થામાં હોવ છો?

**મહારાજ** - અલબત્ત નહીં જ. આખરે તો, સમાધિ એ મનની અવસ્થા છે. હું સઘળા અનુભવોની પેલે પાર છું, સમાધિની પણ પેલે પાર છું. હું મહા ભક્ષક અને વિનાશક છું : જે કંઈને હું સ્પર્શું છું તે આકાશ(શૂન્ય)માં ઓગળી જાય છે.

**સાધક** - મારે આત્મસાક્ષાત્કાર માટે સમાધિની જરૂર છે.

**મહારાજ** - આવશ્યક એવા સઘળા આત્મસાક્ષાત્કારને આપ ધરાવો જ છો, પરંતુ તમને તેના પર વિશ્વાસ નથી. હિંમત રાખો, તમારી જાત પર વિશ્વાસ કરો, જાઓ, વાત કરો, વર્તો; તેને પોતાની જાતને પુરવાર કરવાની એક તક આપો. કેટલાક લોકો માટે અણસાર પણ ન આવે તે રીતે, છાને પગલે, સાક્ષાત્કાર ઘટે છે, પરંતુ કોઈક રીતે વાત તેમના ગળે ઉતરાવવાની જરૂર હોય છે. તેઓ બદલાયા છે, પરંતુ તે તેઓના ધ્યાન પર નથી આવતું. ભવ્ય ન કહેવાય તેવા આવા કિસ્સાઓ ઘણી વાર સૌથી વધારે આધારભૂત હોય છે.

**સાધક** - શું કોઈ વ્યક્તિ માટે એવું બને ખરું કે તે પોતાની જાતને સાક્ષાત્કારપ્રા્ત માનતી હોય અને તે ભૂલભરેલી હોય?

**મહારાજ** - અલબત્ત. એ ખ્યાલ જ કે "હું આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત છું? એક ભૂલ છે. કુદરતી અવસ્થામાં, સહજાવસ્થામાં "હું તે(ફલાણો) છું' તેવું કંઈ છે જ નહીં.

## પરમતત્ત્વમાં સાક્ષી દશ્યમાન થાય છે [૬૨]

**સાધક** - ચાલીસેક વરસ અગાઉ જે. કૃષ્ણમૂર્તિએ કહ્યું હતું કે જીવન જ માત્ર છે અને વ્યક્તિત્વોની અને વ્યષ્ટિઓની (જીવોની) સઘળી વાતોને વાસ્તવમાં કોઈ જ પાયો નથી. તેમણે જીવનનું વર્ણન કરવાનો પ્રયાસ નહોતો કર્યો - તેમણે માત્ર એટલું જ કહ્યું હતું કે ભલે જીવનને વર્ણવવાની આવશ્યકતા ન હોય કે તેનું વર્ણન કરી શકાય તેમ ન હોય, પરંતુ જો તેને અનુભવવા આડે આવતા વિઘ્નોને હટાવી દેવામાં આવે તો તેને પૂર્ણપણે અનુભવી શકાય છે. મુખ્ય અડચણ આપણા સમય વિશેના ખ્યાલમાં અને તેને વળગી રહેવામાં, ભૂતકાળના પ્રકાશમાં ભવિષ્યને પ્રક્ષેપિત કરવાની ટેવમાં રહેલી છે. ભૂતકાળ એકંદરે "હું હતો' બને છે, ભવિષ્ય માટેની આશા બને છે "હું હોઈશ' અને જીવન તે "હું હતો'ને વળોટીને જે "હું હોઈશ' તે માટેનો એકધારો પ્રયાસ છે. પેલી વર્તમાન ક્ષણ, પેલું "અબઘડી" તો નજરેય પડતું નથી. મહારાજ "હું છું'ની વાત કરે છે. "હું હતો' કે "હું હોઈશ' માફક તે કોઈ ભ્રમણા છે કે પછી તેમાં કોઈક વાસ્તવિકતા છે? અને જો "હું છું' તે પણ એક ભ્રમણા હોય તો પછી વ્યક્તિ તેમાંથી પોતાની જાતને મુક્ત કઈ રીતે કરે? હું "હું છું'થી મુક્ત છું તેવો ખ્યાલ જ કોઈ ધડમાથા વિનાની વાત છે, નરી બેવકૂફી છે. ઉમેરાતી

રહેતી સ્મૃતિઓ નવી આકાંક્ષાઓ સર્જતી રહેતી હોવાથી સમય સાથે બદલાતા રહેતા "હું છું' કે "હું હોઈશ'થી અલગ આ "હું છું' બાબતે કશુંયે વાસ્તવિક છે કે કેમ, કશુંયે ટકી રહે તેવું છે કે કેમ?

**મહારાજ -** હાલનો "હું છું' પેલા "હું હતો' કે "હું હોઈશ' જેટલો જ ખોટો છે. તે તો મનમાં આવેલો એક નર્યો ખ્યાલ માત્ર છે, સ્મૃતિ વડે પાછળ છોડી જવામાં આવેલી છાપ છે, અને તે જે અલગ ઓળખ સર્જે છે તે ખોટી છે. ખોટા કેન્દ્રનો સંદર્ભ આપવાની આ જે ટેવ છે તેનો ત્યાગ કરવો જ રહ્યો; "હું જોઉં છું', "હું અનુભવું છું', "હું વિચારું છું', "હું કરું છું'નો ખ્યાલ ચેતનાના ક્ષેત્રમાંથી અદશ્ય થવો જ જોઈએ; ખોટું નથી રહેતું પછી હવે જે પાછળ રહે છે તે વાસ્તવિક છે.

**સાધક** - આત્માને વિદાય આપવાની જે આ મહા વાત છે તે શું છે? આત્મા જ પોતાને કઈ રીતે વિદાય આપી શકે? કયા પ્રકારની આધ્યાત્મિક કસરતો આત્માને – કસરત કરનારને ખુદને - વિદાય આપવા ભણી દોરી જઈ શકે? પોતાના અદશ્ય થવા બાબતે ખૂબ જ ગર્વ લેતો, અંતમાં તે ફરી દેશ્યમાન થશે.

**મહારાજ -** "હું છું'ની હત્યા કરવા તમારે તેનો પીછો કરવાની કોઈ આવશ્યકતા નથી. તમે તે નહીં કરી શકો. તમારે આવશ્યકતા છે વાસ્તવિક્તા સત્ય) માટેની માત્ર નિષ્ઠાભરી તલપની. અમે તેને આત્મ-ભક્તિ - પરમતત્ત્વ માટેનો પ્રે**મ**

**મહારાજ -** કહીએ છીએઃ કે મોક્ષ-સંકલ્પ કે ખોટામાંથી મુક્ત થવા માટેનો દઢ નિર્ધાર કહીએ છીએ. પ્રેમ વિના, પ્રેમ વડે પ્રેરિત ઈચ્છાશક્તિ વિના કશું જ ન કરી શકાય. કશુંયે કર્યા વિના માત્ર વાસ્તવિકતા (સત્ય, પરમતત્ત્વ)ની વાતો કર્યા કરવાથી કશુંયે ન વળે. જે વ્યક્તિ "હું છું' એમ કહે છે તેની અને તે "હું છું'ના અવલોકનકર્તા વચ્ચેના સંબંધમાં પ્રેમ હોવો આવશ્યક છે. જયાં સુધી અવલોક્નકર્તા, એટલે કે અંતરાત્મા, 'ઉચ્ચ' આત્મા પોતાને અવલોક્યથી અલગ વિચારે છે ત્યાં સુધી "નિમ્ન' આત્મા તેને ધિક્કારે છે અને વખોડે છે , પરિસ્થિતિ સાવ નિરાશાજનક હોય છે. જ્યારે અવલોકનકર્તા(વ્યક્ત) વ્યક્તિને પોતાના પ્રક્ષેપણ કે પ્રગટીકરણ તરીકે સ્વીકારે છે અને આત્મામાં આત્માને ગ્રહે છે, એટલે કે "હું' અને "'આ'નું દ્વૈત જાય છે ત્યારે જ માત્ર સર્વોચ્ચ સત્ય પોતાને પ્રગટ કરે છે. જ્યારે દૃષ્ટા પોતાની જાતથી દૃષ્ટા તરીકે સભાન બને છે ત્યારે દૃષ્ટા અને દશ્યનું આ ઐક્ય ઘટે છે; તેને માત્ર દશ્યમાં જ રસ છે તેવું નથી હોતું, તે તો તેને કોઈ પણ હિસાબે છે જ, પરંતુ પોતાને રસ હોવામાં પણ તે રસ ધરાવે છે, ધ્યાન પર ધ્યાન આપીને, જાગ્રત હોવાથી જાગ્રત હોઈને. પ્રેમાળ એવી જાગ્રતતા એ પાયાનું ઘટક છે જે વાસ્તવિકતાને કેન્દ્રમાં લાવે છે.

**સાધક** - થિઓસોફિસ્ટો અને તેવા અન્ય ગૂઢવાદીઓ પ્રમાણે મનુષ્યને ત્રણ પાસાં છેઃ વ્યક્તિત્વ(૪ટ1-5૦૧1113/), અલગ જીવપણું([1તાંપાતપત્ા11)) અને આધ્યાત્મિકતા(5[3૯111)). આધ્યાત્મિકતાની પેલે પાર દેવત્વ છે. વ્યક્તિત્વ સ્પષ્ટપણે હંગામી છે અને માત્ર એક જન્મ પૂરતું જ હોય છે. શરીરના જન્મ સાથે તેની શરૂઆત થાય છે અને પછી શરીરના જન્મ સાથે તેનો અંત આવે છે. એક વાર તેનો અંત આવ્યો કે તેનો કાયમ માટે અંત આવે છે; પાછળ કશું જ રહેતું નથી, સિવાય કે કેટલાક મીઠા કે કડવા પાઠો.

અલગ જીવપણાની શરૂઆત પશુ-મનુષ્યથી શરૂ થાય છે અને પૂર્ણ મનુષ્યત્વ સાથે તેનો અંત આવે છે. વ્યક્તિત્વ અને અલગ જીવપણા વચ્ચેની ખાઈ તે સાંપ્રત મનુષ્યતાની લાક્ષણિકતા છે. એક તરફ સત્યમ્, સુંદરમ્ અને શીવમ્ સાથેનું જીવપણું છે; બીજી તરફ આદત અને મહાત્વાકાંક્ષા વચ્ચે, ભય અને લાલસા વચ્ચે, નિષ્ક્રિયતા અને હિંસા વચ્ચે ખૂબ જ કદરૂપો સંઘર્ષ છે.

આધ્યાત્મિકતા હજુ સુષુમાવસ્થામાં છે. દ્વૈતતા માહોલમાં તે પોતાને પ્રગટ ન કરી શકે. જો વ્યક્તિત્વ પુનઃ અલગ જીવપણા સાથે જોડાય અને મર્યાદિત બને તો જ આધ્યાત્મિકનાં પ્રકાશ

અને પ્રેમ અને સૌદર્ય ખીલી ઉઠે. આપ વ્યક્તિ, વ્યક્ત, અવ્યક્ત (અવલોકનકતર, અવલોક્ય અને અવલોકનક્ષેત્))નો ઉપદેશ આપો છો. શું તેનો અન્ય જીવનદંષ્ટિ સાથે મેળ ખાય છે?

**મહારાજ** - હા, જયારે વ્યક્તથી અલગ વ્યક્તિને પોતાના અનસ્તિત્વનું ભાન થાય છે, અને જ્યારે વ્યક્ત વ્યક્તિને પોતાના જ પ્રગટીકરણ તરીકે જુએ છે, ત્યારે અવ્યક્ત અવસ્થાના શાંત અને મૌન અસ્તિત્વમાં આવે છે. વાસ્તવમાં તે ત્રણ એક છેઃ વ્યક્ત અને અવ્યક્ત અલગ ન પાડી શકાય તેવા છે, જ્યારે વ્યક્તિ પાંચ તત્ત્વોના બનેલા અને તેના વડે પોષાતા શરીર પર આધારિત સંવેદવાની-અનુભવવાની-વિચારવાની પ્રક્રિયા છે.

**સાધક** - વ્યક્ત અને અવ્યક્ત વચ્ચે શો સંબંધ છે?

**મહારાજ** - જ્યારે તેઓ એક જ છે ત્યારે તેમની વચ્ચે કોઇ સંબંધ કઇ રીતે હોઇ શકે? અલગતાની અને સંબંધની સઘળી વાતો "હું-શરીર-છું' ખ્યાલના વિકૃત અને ભ્રષ્ટ કરી નાખનારા પ્રભાવને કારણે છે. વ્યક્તિ તે અંતરાત્માનું શરીર-મન પરનું નર્યું પ્રક્ષેપણ માત્ર છે, જે અંતરાત્મા વળી પાછો સર્વ અને કશાયે નહીં તેવા અવ્યક્તનું પ્રગટીકરણ માત્ર છે.

**સાધક** - એવા શિક્ષકો છે જેઓ ઉચ્ચ આત્મા અને નિમ્ન આત્માની વાત નહીં કરે. તેઓ માત્ર મનુષ્યની વાત કરે છે જાણે કે માત્ર નિમ્ન આત્મા જ અસ્તિત્વ ધરાવતો હોય. ન તો બુદ્ધે કે ન તો ક્રાઈસ્ટે કદીયે ઉચ્ચ આત્માનો ઉલ્લેખ કર્યો નથી. જે. કૃષ્ણમૂર્તિ પણ ઉચ્ચ આત્માનો જરા જેટલો ઉલ્લેખ થતાં ક્ષોભ અનુભવે છે. એવું શા માટે?

**મહારાજ** - એક શરીરમાં બે આત્મા કઈ રીતે હોઈ શકે? પેલો "હું છું' તો એક જ છે. કોઈ "ઉચ્ચ હું- છું' અને "નિમ્ન હું-છું' નથી. મનની સઘળા પ્રકારની અવસ્થાઓ જાગ્રતિ સમક્ષ રજૂ કરવામાં આવે છે અને તેમની સાથે આત્મ-તાદાત્મ્ય હોય છે. અવલોકનના પદાર્થો જેવા આભાસિત થાય છે, દેખાય છે તેવા નથી હોતા અને તેમના તરફ જેવા વલણો દાખવવામાં આવે છે તે તેવાં હોવા જરૂરી નથી. જો તમે એવું વિચારતા હોવ કે બુધ્ધ, ક્રાઈસ્ટ કે કૃષ્ણમૂર્તિ વ્યક્તિ સાથે વાત કરે છે તો તમારી ભૂલ થાય છે. તેઓ એ સારી પેઠે જાણે છે કે વ્યક્તિ, એટલે કે બાહ્યાત્મા(૦પ(લા' કરા) , એ વ્યક્તની, એટલે કે અંતરાત્માઉં11લા 5૯10)ની છાયા છે, અને તેઓ માત્ર આ વ્યક્તિ સાથે કામ પાડતા હોય છે અને તેને જ સલાહ આપતા હોય છે. તેઓ તેને બાહ્યાત્મા પર ધ્યાન આપવા, તેને માર્ગદર્શન અને મદદ આપવા, તેને માટે જવાબદારી અનુભવવા કહે છે; ટૂંકમાં તેનાથી પૂર્ણપણે જાગ્રત રહેવા કહે છે. જાગ્રતિ પરમતત્ત્વ તરફથી આવે છે અને અંતરાત્મામાં વ્યાપે છે; કથિત બાહ્યાત્મા વ્યક્તિના અસ્તિત્વનો માત્ર એ અંશ છે જેનાથી વ્યક્તિ જાગ્રત નથી હોતી. એવું બને કે વ્યક્તિ સભાન હોય, કારણ કે દરેક જીવ ચેતન છે, પરંતુ વ્યક્તિ જાગ્રત નથી હોતી. જેને જાગ્રતિમાં સમાવવામાં આવે છે તે અંતઃ બને છે અને તેનો હિસ્સો બને છે. તમે તેને બીજી રીતે પણ રજૂ કરી શકોઃ શરીર બાધાત્માને વ્યાખ્યાયિત કરે છે, ચેતના અંતરાત્માને, અને વિશુધ્ધ જાગ્રતિમાં પરમતત્ત્વનો સંપર્ક થાય છે.

**સાધક** - આપે કહ્યું કે શરીર બાહ્યાત્માને વ્યાખ્યાયિત કરે છે. આપ શરીર ધરાવો છો માટે શું આપતને બાહ્યાત્મા પણ છે?

**મહારાજ** - મારે હોય, જો હું શરીર સાથે જોડાયેલો હોઉં અને તેને મારી જાત સમજતો હોઉં તો.

**સાધક** - પરંતુ આપ તેનાથી જાગ્રત છો અને તેની જરૂરીયાતો પર ધ્યાન આપો છો.

**મહારાજ** - તેનાથી ઉલટું વધારે સાચું છે - શરીર મને જાણે છે અને તે મારી જરૂરીયાતોથી જાગ્રત/ અવગત છે. પરંતુ બેમાંથી એકેય વાત ખરેખર તેમ નથી. આ શરીર તમારા મનમાં આભાસિત થાય છે; મારા મનમાં કશું જ નથી.

# હું તે છું

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે આપ શરીર ધરાવવાથી તદ્દન અભાન છો (આપ શરીર ધરાવો છો તેનું આપને જરા પણ ભાન નથી)?

**મહારાજ** - ઉલટાનું, હું શરીર નથી ધરાવતો તેનાથી સભાન છું.

**સાધક** - હું આપને ધૃપ્રપાન કરતાં જોઉં છું!

**મહારાજ** - સાવ સાચી વાત છે. તમે મને ધુમ્રપાન કરતો જુઓ છો. તમે જાતે જ શોધી કાઢો કે તમે મને ધુમ્રપાન કરતો કઈ રીતે જોયો, અને તમને ભાન થશે કે તે તમારી "હું-શરીર-છું' મનની અવસ્થા જ આ '"હું-આપને-ધૂમ્રપાન કરતાં- જોઉં છું' ખ્યાલ માટે જવાબદાર છે.

**સાધક** - શરીર છે અને મારી જાત છે. હું શરીરને જાણું છું. તેથી અલગ હું શું છું?

**મહારાજ** - શરીરથી અલગ '"હું' નથી, નથી તો જગત. તે ત્રણેય સાથે જ આભાસિત અને અનાભાસિત થાય છે. તેના મૂળમાં છે "હું છું' ભાવ. તેની પેલે પાર જાઓ. એ પ્યાલ કે "હું-શરીર- નથી' એ પેલા ખોટા ખ્યાલ "હું-શરીર-છું'નો માત્ર પ્રતિમારક(દ્રાઉંતં01લ) છે એટલું જ. પેલો "હું છું' શું છેઃ તમારી જાતને જાણ્યા સિવાય તમે અન્ય શાને જાણી શકો?

**સાધક** - આપ જે કહો છો તે પરથી હું એ તારણ પર આવું છું કે શરીર વિના ઉદ્ધાર ન થઈ શકે, મુક્તિ ન મળી શકે. જો ખ્યાલઃ "હું-શરીર-નથી' મુક્તિ ભણી દોરી જતો હોય તો શરીરની હાજરી (શરીરનું હોવું) આવશ્યક છે.

**મહારાજ** - તદ્ર સાચું. શરીર વિના 'હું-શરીર-નથી' એ ખ્યાલ કઈ રીતે હોઈ શકે? "હું-મુક્ત-છું' એ ખ્યાલ "હું-બંધનમાં-છું' ખ્યાલ જેટલો જ ખોટો છે. બન્નેમાં સામાન્ય છે એવા "હું છું'ને શોધી કાઢો અને તેની પેલે પાર જાઓ.

**સાધક** - સઘળું માત્ર એક સ્વપ્ન જ છે.

**મહારાજ** - સઘળું માત્ર શબ્દો જ છે, તે તમારે શા કામનાર્ર તમે શાબ્દિક વ્યાખ્યાઓ અને સૂત્રોની જાળમાં ફસાયા છો. તમારા ખ્યાલો અને સંકલ્પનાઓની પેલે પાર જાઓ; ઈચ્છા અને વિચારથી મુક્ત એવા મૌનમાં સત્ય પમાતું હોય છે.

**સાધક** - યાદ ન રાખવું તે વ્યક્તિએ યાદ રાખવું પડે છે. કેવું વેતરું!

**મહારાજ** - તેને કરી ન શકાય, અલબત્ત. તે ઘટવું જોઈએ. પરંતુ જ્યારે તમે ખરેખર તેની આવશ્યકતાને જુઓ છો ત્યારે તે અવશ્ય ઘટે છે. ફરી, ઉત્કટતા જ સોનેરી ચાવી છે.

**સાધક** - સઘળો સમય મારા મનની અંદર છાનો ગણગણાટ ગૂંજ્યા કરે છે. અસંખ્ય નબળા વિચારો ઉમટી આવે છે અને ગુંજતા રહે છે અને આ નિરાકાર વાદળ હમેશાં મારી સંગાથે હોય છે. શું આપની સાથે પણ તેવું જ હોય છે? તમારા મનમાં ઊંડે ઊંડે અંદર શું ચાલતું હોય છે?

**મહારાજ** - જ્યાં મન નથી ત્યાં તેને વળી અંદર જેવું શું હોય! મારે મોખરો જ છે, અંદર જેવું કંઈ જ નથી. શુન્ય બોલે છે, શુન્ય પાછળ રહે છે.

**સાધક** - પાછળ કોઈ સ્મૃતિ રહેતી નથી?

**મહારાજ** - ભૂતકાળના કોઈ સુખ કે દુઃખની સ્મૃતિ પાછળ રહેતી નથી. દરેક ક્ષણ નવી જન્મેલી હોય છે.

**સાધક** - સ્મૃતિ વિના આપ ચેતન ન હોઈ શકો.

**મહારાજ** - અલબત્ત હું ચેતન છું, અને તેનાથી પૂરેપુરો જાગ્રત છું. હું વૃક્ષોની કોઈ ઝાડી નથી! ચૈતન્ય અને તેની સામગ્રીને કોઈ વાદળ સાથે સરખાવો. તમે વાદળની અંદર છો, જ્યારે હું તેને જોઈ રહ્યો છું. તમે તેમાં ખોવાયેલા છો અને તમારા હાથની આંગળીઓનાં ટેરવાંઓને ભાગ્યે જ જોઈ શકો છો, જયારે હું તે વાદળને તેમજ અન્ય વાદળોને અને આસમાની આકાશને અને સુરજને, ચંદ્રને, તારાઓને પણ જોઉં છું. વાસ્તવિક્તા આપણા બન્ને માટે એક જ છે, પરંતુ તમારા માટે તે જેલ છે જ્યારે મારા માટે તે ઘર છે.

**સાધક** - આપે વ્યક્તિ, વ્યક્ત અને અવ્યક્તની વાત કરી. તેમાં પહેલું કયું આવે?

**મહારાજ** - અવ્યક્તમાં સાક્ષી દૃશ્યમાન થાય છે. સાક્ષી વ્યક્તિને સર્જે છે અને પોતાને તેનાથી અલગ વિચારે છે. સાક્ષી જુએ છે કે વ્યક્તિ ચૈતન્યમાં દશ્યમાન થાય છે, જે ફરી સાક્ષીમાં દૃશ્યમાન થાય છે. પાયાના એકમનું આ ભાન અવ્યક્તનું કામ છે. સાક્ષી પાછળની તાકાત તે છે, એવો સ્રોત કે જેમાંથી સઘળું વહી આવે છે. વ્યક્તિ અને સાક્ષી વચ્ચે એક્ય, પ્રેમ અને અન્યોન્ય મદદ ન હોય, હોવા અને જાણવા સાથે આચાર સંવાદમાં ન હોય તો તેનો સંપર્ક ન કરી શકાય. અવ્યક્ત આવા સંવાદનો સ્રોત અને ફળ બશે છે. હું તમારી સાથે વાત કરી રહ્યો છું ત્યારે હું નિર્લિપ્ત પરંતુ લાગણીભરી જાગ્રત - તુરરીયાતીત - અવસ્થામાં છું. પરંતુ મૂળભૂત વાસ્તવિક્તા જાગ્રતિની પેલે પાર છે, બનવાની ત્રણ અવસ્થાઓની પેલે પાર, હોવા અને ન-હોવાની પેલે પાર.

**સાધક** - એવું કેમ હશે કે અહીં મારું મન ઉચ્ચ મુદ્દાઓમાં રત રહે છે અને તેમાં વાસ કરવો તેને સરળ અને મજાનો લાગે છે. જ્યારે હું ઘરે પાછો ફરું છું ત્યારે મે અહીં જે કંઈ જાણ્યું હોય છે તેને હું ભૂલી જતો હોઉં તેવું લાગે છે, ચિંતાગ્રસ્ત બનું છું, ધૂંઆપૂંઆ થાઉં છું, એકાદ ક્ષણ માટે પણ હું મારા ખરા સ્વભાવને યાદ નથી કરી શકતો, યાદ નથી રાખી શકતો. તેનું કારણ શું હોઈ શકે?

**મહારાજ** - તમે તમારા બાળપણ ભણી પાછા ફરી રહ્યા હોવ છો. તમે પૂર્ણપણે પુષ્ટ નથી બન્યા; ધ્યાન ન આપવાને કારણે કેટલાંક સ્તરો અણવિકસિત રહી ગયાં હોય છે. તમારામાં જે કાચું રહી ગયું છે, આદિમ અવસ્થામાં રહી ગયું છે, ગેરવાજબી અને નઠોર છે, સાવ જ બાલીશ છે, તે પર પૂરું ધ્યાન આપો અને તમે પાકીને પુષ્ટ બનશો. હૃદય અને મનની પરિપક્વતા અતિ આવશ્યક છે. જ્યારે મુખ્ય અડચણ - બેધ્યાનપણું, અજાગ્રતિ – ને હટાવવામાં આવે છે ત્યારે તે અનાયાસપણે આવે છે. જાગ્રતિમાં તમે વિકસો છો, વૃધ્ધે પામો છો.

## કર્તાભાવનો ખ્યાલ બંધન છે [૬૩]

**સાધક** - અમે કેટલોક સમય સત્ય સાંઈ બાબાના આશ્રમમાં રહ્યા હતા. અમે તિરુવણ્ણામલાઈમાં શ્રી રમણાશ્રમમાં પણ બે મહિના વીતાવ્યા હતા. હવે અમે યુનાઈટેડ સ્ટેટ્સ પાછા ફરી રહ્યા છીએ.

**મહારાજ** - શું ભારત તમારામાં કોઈ પરિવર્તન લાવ્યું ખસ?

**સાધક** - અમને લાગે છે અમે અમારો બોજ હળવો કર્યો છે. શ્રી સત્ય સાંઈ બાબાએ અમને સઘળું તેમના પર છોડી દેવા અને રોજબરોજનું જીવન બને તેટલું સદાચારપૂર્વક જીવવા કહ્યું. "ભલા રહો અને અન્ય સઘળું મારા પર છોડી દો,' તેઓ કહેતા.

**મહારાજ** - તમે રમણાશ્રમમાં શું કરતા હતા?

**સાધક** - ગુરુ દ્વારા આપવામાં આવેલા મંત્રને અમે રટતા રહેતા હતા. અમે થોડુંક ધ્યાન પણ કર્યું હતું. ત્યાં આગળ વધારે કંઈ વિચારવાનું કે અભ્યાસ કરવાનું નહોતું; બસ અમે મૌન રહેવાનો પ્રયત્ન

કરતા રહેતા હતા. અમે ભક્તિમાર્ગે છીએ અને તત્વજ્ઞાનમાં કંઈક નબળા છીએ. અમારે વધારે કંઈ વિચારવાનું નથી - બસ અમારા ગુરુ પર વિશ્વાસ કરવાનો છે અને અમારું જીવન જીવવાનું છે.

**મહારાજ** - જ્યાં સુધી તેમની સાથે સઘળું ઠીકઠાક ચાલતું હતું ત્યાં સુધી મોટા ભાગના ભક્તો તેમના ગુરુ પર વિશ્વાસ કરતા હોય છે. જ્યારે કોઈ તકલીફ ખડી થાય છે ત્યારે તેઓ નિરાશા અનુભવે છે અને અન્ય ગુરુની શોધમાં નીકળી પડતા હોય છે.

**સાધક** - હા, અમને આ જોખમથી ચેતવવામાં આવ્યા હતા. અમે મૃદુ સાથે સાથે કપરાને પણ સહેવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. "જે કંઈ છે તે ગુરુકૃપા છે' તે લાગણી ખૂબ જ શક્તિશાળી હોવી આવશ્યક છે. જ્યાં આગળથી જોરદાર પવન વહેવો શરૂ થયો હતો તે પૂર્વ દિશા ભણી સાધુ ચાલી નીકળ્યો હતો. પછી સાધુએ બસ મો ફેરવ્યું અને પશ્ચિમ ભણી ચાલ્યો. અમારા ગુરુ દ્વારા જેવા સંજોગો ખડા કરવામાં આવે છે તે સાથે મેળ સાધતા રહીને - અમે બસ તે રીતે જીવવાની આશા રાખીએ છીએ.

**મહારાજ** - છે માત્ર જીવન જ. જીવન જીવતું હોય તેવું કોઈ જ નથી.

**સાધક** - તે તો અમે સમજીએ જ છીએ, તેમ છતાંયે બસ માત્ર જીવવાને બદલે અમે અમારાં જીવન જીવવાના પ્રયત્નો કરીએ છીએ. ભવિષ્ય માટે યોજનાઓ ઘડવી તે જાણે અમારી એક સુસ્થાપિત ટેવ હોય તેવું લાગે છે.

**મહારાજ** - તમે યોજના ઘડો કે ન ઘડો, જીવન તો ચાલતું જ રહે છે. પરંતુ જીવન ખુદમાં, મનમાં એક નાનકડું વમળ સર્જાય છે, જે મનોતરંગોમાં રાચે છે અને પોતાની જાતને જીવન પર આધિપત્ય ધરાવતી અને તેને નિયંત્રણમાં રાખતી કલ્પે છે. જીવન ખુદ ઈચ્છારહીત, વાસનારહીત છે. પરંતુ પેલી ખોટી જાત મજાથી પોતાને ચાલુ રાખવા ઈચ્છે છે. માટે, પોતાના સાતત્યને જાળવી રાખવામાં તે સદાયે રત હોય છે. જીવન નિર્ભય અને મુક્ત છે. ઘટનાઓને પ્રભાવિત કરવાનો ખ્યાલ જયાં સુધી તમે ધરાવતા હોવ છો ત્યાં સુધી મુક્તિ તમારા બસની બાબત નથીઃ કર્તાભાવનો ખ્યાલ જ, કારણ હોવાનો ખ્યાલ જ, બંધન છે.

**સાધક** - કર્તા અને કર્મના દ્ૈતને અમે કઈ રીતે પાર કરી શકીએ?

**મહારાજ** - જ્યાં સુધી તમને તેની સાથે તમારી જાતની એકરૂપતાનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી જીવનને અનંત, અવિભાજીત, સદાયે વિધમાન, સદાયે સક્રીય તરીકે ચિંતવતા રહો. વળી તે ખૂબ મુશ્કેલ પણ નથી, કારણ કે તમે માત્ર તમારી પોતાની નૈસડિક સ્થિતિ પર પાછા ફરી રહ્યા હશો. એક વાર તમને ભાન થયું કે સઘળું અંદરથી જ આવે છે, કે જે જગતમાં તમે જીવો છો તે તમારા સિવાય કોઈનાયે વડે તમારા પર પ્રક્ષેપિત કરવામાં નથી આવ્યું કે તમારા ભયનો અંત આવે છે. આ સાક્ષાત્કાર વિના તમે તમારી જાતનું બાહ્ય પદાર્થો - જેવાં કે શરીર, મન, સમાજ, રાષ્ટ્ર, માનવજાત, અરે ઈશ્વર કે પરમતત્ત્વ – સાથે તાદાત્મ્ય સાધો છો. પરંતુ આ સઘળાં તો ભયથી પલાયનો જ છે. તમે જે નાનકડા જગતમાં જીવો તે માટેની તમારી જવાબદારીને તમે પૂર્ણપણે સ્વીકારો અને તેના સર્જન, જાળવણી અને વિનાશની પ્રક્રિયાને નીરખો, માત્ર ત્યારે જ એવું બને કે તમે તમારા કાલ્પનિક બંધનમાંથી મુક્તિ મેળવો.

**સાધક** - શા માટે મારે મારી જાતને એટલી બધી રાંક કલ્પવી જોઈએર

**મહારાજ** - તમે તેવું માત્ર આદતને વશ જ કરો છો. તમારા અનુભવવાની અને વિચારવાની રીતોને બદલો, તેમના હાલચાલનો ધડો લો, તેમને બારીકાઈથી નાણો-તપાસો. તમે અજાણતાં જ બંધનમાં ફસાયા છો. ધ્યાન આપવાથી મુક્ત થવાય છે. કેટલીયે બાબતોને તમે માત્ર એમ જ સ્વીકારી લો છો. પ્રશ્ન પૂછવાની શરૂઆત કરો. સાવ દેખીતી બાબતો જ સૌથી વધારે સંદેહભરી હોય છે.

# હું તે છું

તમારી જાતને 'શું હું ખરેખર જન્મ્યો હતોર?', 'શું હું ખરેખર ફલાણો ફલાણો છું?', "હું અસ્તિત્વ ધરાવું છું તેની મને કઈ રીતે ખબર છે?', "મારાં માતાપિતા કોણ છે?', "તેમણે મને સર્જ્યો છે કે પછી મેં તેમને સર્જયાં છે?', "મારા વિશે જે સઘળું મને કહેવામાં આવે છે તે શું મારે માનવું જ રહ્યું?', "જે હોય તે, હું છું કોણ?' જેવા પ્રશ્નો પૂછો.

તમારા માટે જેલખાનું સર્જવામાં તમે ભારે ઊર્જા ખર્ચી છે. હવે તેટલી જ ઊર્જા તેને જમીનદોસ્ત કરવા પાછળ ખર્ચો. હકીકતમાં , જમીનદોસ્ત કરવાની ક્રિયા સરળ છે, કારણ કે જૂઠને જ્યારે પકડી પાડવામાં આવે છે ત્યારે તે લય પામે છે. સઘળું "હું છું' ખ્યાલ પર ટીંગાઈ રહ્યું છે. તેને તંતોતંત તપાસો. દરેક ઉપદ્રવના મૂળમાં તે જ છે. તે એક પ્રકારની જે કંઈ તમને ઈન્દ્રીયસુખ આપે છે તે તમને પાછળ રાખે છે ત્વચા છે જે તમને વાસ્તવિકતાથી અલગ પાડે છે. વાસ્તવિક તે ત્વચાની અંદર અને બહાર બન્ને તરફ છે, પરંતુ તે ત્વચા ખુદ વાસ્તવિક નથી. આ "હું છું' ખ્યાલ તમારી સાથે નહોતો જન્મ્યો. તમે તેના વિના ખૂબ સરસ રીતે જીવી શક્યા હોત. તે તો તમારા શરીર સાથેના આત્મ-તાદાત્મ્ય બાદ પછીથી આવ્યો છે. તેણે અલગતાની ભ્રમણાને સર્જી છે, વાસ્તવમાં અલગતા જેવું કશુંયે છે જ નહીં. તેણે તમને તમારા ખુદના જગતમાં પરદેશી બનાવી મૂક્યા છે અને તે જગતને અજાણ્યું અને શસ્નુતાભર્યું બનાવ્યું છે. "હું છું' ભાવ વિના જીવન ચાલતું જ રહે છે. એવી પણ ક્ષણો હોય છે જ્યારે આપણે "હું છું' ભાવ વિનાના હોઈએ છીએ, શાંત અને સુખી હોઈએ છીએ. "હું છું'ના પાછા ફરવા સાથે ઉપદ્રવની શરૂઆત થાય છે.

**સાધક** - "હું*-ભાવમાંથી વ્યક્તિએ કઈ રીતે મુક્ત થવું?

**મહારાજ** - "હું'-ભાવમાંથી જો તમે મુક્ત થવા ઈચ્છતા હોવ તો તમારે તેની સાથે પનારો પાડવો પડે. તે કામગીરી બજાવતો હોય ત્યારે તેમજ શાંત હોય ત્યારે તેને નીરખો, તે કઈ રીતે શરૂ થાય છે અને તે ક્યારે બંધ પડે છે, તે શું ઈચ્છે છે અને તેને કઈ રીતે પ્રાપ્ત કરે છે, તમને તે સ્પષ્ટપણે ન દેખાય અને પૂર્ણપણે ન સમજાય ત્યાં સુધી નીરખતા રહો. આખરે તો, યોગ માત્રનું - ભલે તેનો સ્રોત કે તેની લાક્ષણિક્તા ગમે તે હોય - લક્ષ્ય એક જ છે : અલગ અસ્તિત્વની દુર્ઘટનાથી તમને બચાવવા, વિરાટ અને સુંદર ચિત્રમાંના એક અર્થહીન ટપકું હોવાથી તમને બચાવવા.

તમે સહન કરો છો કારણ કે તમે વાસ્તવિકતાથી તમારી જાતને વિચ્છેદિત કરી છે અને હવે તમે આ વિચ્છેદિતતાથી પલાયન ઈચ્છો છો. તમારાં પોતાનાં વળગણોથી તમે પલાયન ન ગણી શકો. તમે માત્ર તેમને પાળતાં-પોષતાં બંધ થઇ શકો.

"હું છું' ખોટો હોવાને કારણે તે સાતત્ય જાળવી રાખવા માગે છે, ચાલુ રહેવા માગે છે. વાસત્વિક્તાને સાતત્ય જાળવી રાખવાની કોઈ આવશ્યકતા નથી - તે જાણે છે કે તે અવિનાશી છે, તે આકારો અને અભિવ્યક્તિઓના વિનાશ પ્રત્યે બેપરવા છે. "હું છું'ને શક્તિશાળી બનાવવા અને સ્થિર કરવા આપણે અનેક પ્રકારની ચીજો કરતા હોઈએ છીએ - સઘળું વ્યર્થ છે, કારણ કે "હું છું'નું પુનઃનિર્માણ પળે પળે થતું રહે છે. તે અવિરત કાર્ય છે અને તેનો એક માત્ર મૂળગામી ઉકેલ એ છે કે "હું-ફલાણી-ફલાણી-વ્યક્તિ-છું' એવા અલગતા બક્ષતા ભાવનો કાયમને માટે લય કરવો. હોવાનું(0હ1ઌ) રહે છે, પરંતુ સ્વ-હોવાનું(ઙટા.છલૌ॥ટ્ર) નથી રહેતું.

**સાધક** - મારે નિશ્ચિત આધ્યાત્મિક મહાત્વાકાંક્ષાઓ છે. શું મારે તેની પરિતૃત્તિ માટે કામ ન કરવું પડે?

**મહારાજ** - કોઈ મહાત્વાકાંક્ષા આધ્યાત્મિક હોતી નથી. સઘળી મહાત્વાકાંક્ષાઓ "હું છું'ને ખાતર હોય છે. જો તમે ખરી પ્રગતિ કરવા ઈચ્છતા હોવ તો વ્યક્તિગત સિધ્ધીના સઘળા ખ્યાલોને તમારે ત્યાગવા પડે. કથિત યોગીઓની મહાત્વાકાંક્ષાઓ હાસ્યાસ્મદ હોય છે. સદાયે ટકી રહેનાર વ્યક્તિગત પરમાનંદની લાલસાની સરખામણીમાં કોઈ પુરુષનું સ્ત્રી માટેનુ આકર્ષણ અજ્ઞાન જ છે. મન ઠગ છે. જેટલું વધારે તે પવિત્ર લાગે છે તેટલું વધારે તે દગાખોર હોય છે.

# હું તે છું

**સાધક** - લોકો ઘણી વાર આપની આગળ તેમની દુન્યવી તકલીફો લઈને આવે છે અને આપની મદદ માગે છે. તેમને શું કહેવું તે આપ કઈ રીતે જાણો છો?

**મહારાજ** - તે ઘડીએ મારા મનમાં જે આવતું હોય છે તે હું તેમને કહી દેતો હોઉં છું. લોકો સાથે કામ પાડવાની કોઈ અમુક ધોરણસરની વિધિ મારી પાસે નથી.

**સાધક** - આપ આપની બાબતે આત્મવિશ્વાસુ હોવ છો. પરંતુ લોકો જ્યારે મારી પાસે સલાહ માટે આવે છે ત્યારે મારી સલાહ યોગ્ય છે તે બાબતે મારે આત્મવિશ્વાસુ કઈ રીતે બનવું?

**મહારાજ** - તમે કઈ અવસ્થામાં છો તે નીરખો, કયા સ્તરેથી તમે વાત કરો છો તે નીરખો. જો તમે મનના સ્તરેથી વાત કરશો તો એવું બને કે તમે ખોટા પડો. પરિસ્થિતિથી પુરા અવગત જાગ્રત) હો તે સ્થિતિમાં જો તમે વાત કરતા હશો, તમારી માનસિક આદતોને તમે દૂર રાખી હશે, તો એવું બને કે તમારી સલાહ એક સાચો પ્રતિભાવ હોય. મુખ્ય મુદ્દો એ છે કે એ બાબતે પૂર્ણપણે જાગ્રત હોવું પડે કે ન તો તમે કે ન તો સામેવાળી વ્યક્તિ માત્ર શરીર નથી; જો તમારી જાગ્રતિ સ્પષ્ટ અને પૂર્ણ હશે તો કોઈ ભૂલ થવાની સંભાવના ઓછી રહેશે.

**સાધક** - હું એક નિવૃત્ત ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ છું અને મારી પત્ની ગરીબ સ્ત્રીઓ માટેના સામાજિક કાર્યો કરે છે. અમારો દીકરો યુનાઈટેડ સ્ટેટ્સ જઈ રહ્યો છે અને અમે તેને વિદાય આપવા અહીં આવ્યા છીએ. અમે પંજાબીઓ છીએ, પરંતુ અમે દિલ્હીમાં રહીએ છીએ. અમારે રાધા-સ્વામી પંથના ગુરુ છે અને અમે સત્સંગને ખૂબ મૂલ્યવાન માનીએ છીએ. અમને અહીં લઈ આવવા બદલ અમે અમારી જાતને ખૂબ નસીબદાર સમજીએ છીએ. અમે ઘણા સંતપુરુષોને મળ્યા છીએ અને એક વધારેને મળતાં અમે ખુશી અનુભવી રહ્યા છીએ.

**મહારાજ** - તમે ઘણા તપસ્વીઓ અને ત્યાગીઓને મળ્યા છો, પરંતુ પોતાના દૈવત્વ(સ્વરૂપ)થી સભાન એવા પૂર્ણપણે સાક્ષાત્કારપ્રાપ્ઠ માણસને શોધવો મુશ્કેલ છે. મહા પ્રયત્નો અને મહા બલિદાનોને અંતે સંતો અને યોગીઓ ઘણી ચમત્કારિક શક્તિઓ મેળવતા હોય છે અને લોકોને મદદ કરવા શ્રદ્ધા પ્રેરવા વડે ઘણું શુભ કરતા હોય છે, પરંતુ તેથી કંઈ તેઓ પૂર્ણ નથી થઈ જતા. તે કંઈ સત્ય ભણીનો માર્ગ નથી, તેથી તો માત્ર ખોટાપણું દઢ થતું હોય છે. સઘળો પ્રયાસ વધુ પ્રયાસ ભણી દોરી જાય છે; જે કંઈ નિર્માણ કરવામાં આવ્યું હોય છે તેને જાળવી રાખવું પડે, જે કંઈ અર્જીત કરવામાં આવ્યું હોય છે તેને નાશ પામવાથી કે ગુમાવવાથી રક્ષવું પડે. જે કંઈ પણ ગુમાવી શકાતું હોય તે ખરેખર વ્યક્તિનું પોતાનું નથી હોતું; અને જે તમારું પોતાનું નથી તે તમારા ક્યા કામનું હોઈ શકે? મારા જગતમાં કશાને બનવા માટે આમતેમ નથી કરવામાં આવતું, સઘળું પોતાની જાતે જ બને છે. સઘળા અનુભવો સ્થળ અને કાળમાં ઘટે છે, મર્યાદિત અને હંગામી હોય છે. જે અસ્તિત્વને અનુભવે છે તે પણ મર્યાદિત અને હંગામી (અનિત્ય) હોય છે. "શું અસ્તિત્વ ધરાવે છે' કે "કોણ અસ્તિત્વ ધરાવે છે' તે સાથે મારે કોઈ નિસ્બત નથી. હું પેલે પાર સ્થિત છું, જ્યાં હું બન્ને છું અને બક નથી પણ. ઘણા પ્રયાસ અને તપ બાદ જે વ્યક્તિઓ પોતાની મહાત્વાકાંક્ષાઓને પૂરી કરે છે અને અનુભવ અને કર્તુત્વની ઉચ્ચ કક્ષાઓને પામે છે તેઓ સાધારણ રીતે પોતાના સ્થાનથી અત્યંત સભાન હોય છે; તેઓ લોકોને - કશુંયે સિદ્ધ ન કર્યું હોય તેવાં સાવ નિમ્નથી તે ઉચ્ચતમ સિદ્ધ કર્યું હોય તેવાં સાવ શ્રેઠ એવાં - ચડતા- ઉતરતાં ક્રમનાં ખાનાંઓમાં ગોઠવે છે. મારા માટે સૌ એકસમાન છે. દેખાવ અને અભિવ્યક્તિનાં તફાવતો જરૂર હોય છે, પરંતુ તે કોઈ મહત્ત્વના નથી હોતા. જે રીતે કોઈ સુવર્ણ અલંકારનો આકાર સુવર્ણને અસર નથી કરતો તે જ રીતે માણસનું મૂળભૂત સત્ત્વ નિર્વિકાર રહે છે. સમાનતાના આ ભાવનો અભાવ એ સૂચવે છે કે સત્યનો સ્પર્શ નથી કરવામાં આવ્યો.

માત્ર જ્ઞાન પૂરતું નથી; જ્ઞાતા પણ જ્ઞાત હોવો જ જોઈએ. એવું બને કે પંડિતો અને યોગીઓ ઘણું બધું જાણતા હોય, પરંતુ જ્યાં જાત(આત્મા)ને જ નથી જાણવામાં આવી ત્યાં માત્ર જ્ઞાનનો

શો અર્થ છે, માત્ર જ્ઞાન શા કામનું? ચોક્કસ તેનો ગેરઉપયોગ થવાનો જ. જ્ઞાતાના જ્ઞાન વિના શાંતિ ન હોઈ શકે.

**સાધક** - કોઈ જ્ઞાતાને કઈ રીતે જાણી શકે?

**મહારાજ** - મારા પોતાના અનુભવે હું જે જાણું છું તે જ માત્ર હું તમને કહી શકું. હું જયારે મારા ગુરુને મળ્યો ત્યારે તેમણે મને કહ્યું હતું: "તું તારી જાતને જે સમજે છે તે તું નથી. શોધી કાઢ કે તું શું છે. "હું છું' ભાવને નીરખ, "તારી ખરી જાતને શોધ.' મેં તેમની આજ્ઞા પાળી, કારણ કે હું તેમનો વિશ્વાસ કરતો હતો. તેમણે જેમ કહ્યું તેમ મેં કર્યું. મારા નવરાશના સઘળા સમય દરમિયાન હું મૌનપણે મારી જાત નીરખતો રહેતો. અને જુઓ કે કેવો ભારે તફાવત જોવા મળ્યો, અને તે પણ કેટલો જલદો! મારા ખરા સ્વભાવનો સાક્ષાત્કાર કરવામાં મને માત્ર ત્રણ જ વરસ લાગ્યાં. હું મળ્યો ત્યારબાદ થોડા જ સમયમાં મારા ગુરુ મૃત્યુ પામ્યા હતા, પરંતુ તેથી કોઈ ફરક નહોતો પડ્યો. તેમણે મને જે કહ્યું હતું તે મેં યાદ રાખ્યું અને તે પાછળ મચી રહ્યો. તેનું ફળ આ રહ્યું તમારી સમક્ષ, હું પોતે.

**સાધક** - તેશું છે?

**મહારાજ** - વાસ્તવમાં હું જેવો છું તેવી હું મારી જાતને જાણું છું. નથી તો હું શરીર, કે નથી તો હું મન, કે નથી તો હું વિવિધ માનસિક ક્ષમતાઓ. હું આ સઘળાની પેલે પાર છું.

**સાધક** - શું આપ કંઈ જ નથી?

**મહારાજ** - સાવ આવો પ્રશ્ન ન કરો, થોડા વાજબી બનો. અલબત્ત હું છું જ, સાવ સ્પર્શગોચર. હું માત્ર એ નથી, કદાચ જેવો તમે મને વિચારો છો. આ તમને સઘળું કહી દે છે.

**સાધક** - તે મને કંઈ જ કહેતું નથી.

**મહારાજ** - કારણ કે તે કહી શકાય તેવું નથી. તમારે તમારો પોતાનો જ અનુભવ પ્રાપ્ત કરવો પડે. તમે ભૌતિક(શારીરિક) અને માનસિક બાબતો (ચીજો) સાથે કામ પાડવાથી ટેવાયેલા છો. હું કોઈ ચીજ નથી, કે નથી તો તમે. નથી તો આપણે દ્રવ્ય કે નથી તો આપણે ઊર્જા, નથી તો આપણે શરીર કે નથી તો આપણે મન. એક વાર તમને તમારા સ્વરૂપની ઝાંખી થઈ ગઈ કે પછી તમને મને સમજવામાં મુશ્કેલી નહીં વતર્યિ.

અનુભવ વિના જ અહીંતહીંથી સાંભળ્યાને આધારે જ આપણે ઘણી બધી બાબતો માની લેતા હોઈએ છીએ. આપણે દૂર દૂર આવેલી ધરતી અને લોકોમાં, વિવિધ પ્રકાસ્ના સ્વર્ગો અને નર્કોમાં, દેવી અને દેવતાઓમાં માનતા હોઈએ છીએ, કારણ કે આપણને તેવું કહેવામાં આવ્યું હોય છે. તે જ રીતે, આપણને આપણા વિશે, આપણાં માતાપિતા વિશે, નામ, પદ, ફરજો વગેરે માટે કહેવામાં આવ્યું હોય છે. આપણે કદીયે તેમને ચકાસવાની પરવા નથી કરી હોતી. સત્ય ભણીનો માર્ગ ખોટાનો નાશ કરવાનાં કૃત્યો વચ્ચેથી પસાર થાય છે. ખોટાનો નાશ કરવા તમારે તમારી જડ ઘાલી ગયેલી માન્યતાઓ સામે પ્રશ્નો ખડા કરવા પડતા હોય છે. આ સૌમાં તમે આ શરીર છો તે ખ્યાલ સૌથી બૂરો છે. શરીર સાથે જગત પધારે છે, જગત સાથે - ઈશ્વર, જેણે આ જગત સર્જ્યું હોય તેવું ધારવામાં આવ્યું છે, અને તે સાથે પોતાના વડે જ સર્જવામાં આવેલા રાક્ષસોથી ગભરાઈ ઉઠેલા પેલા બાળ-મનુષ્યને રક્ષવા અને આધાર આપવા માટે ભીતિઓ, ધર્મો, બલિદાનો અને તેવાં ઘણાં બધાં તંત્રોની શરૂઆત થાય છે. મન જે ઉપજાવી કાઢે છે તેનો નાશ મન જ કરે છે. પરંતુ સત્યને કંઈ ઉપજાવી કાઢવાનું નથી હોતું અને માટે જ તેનો નાશ નથી કરી શકાતો. જેના પર મનની કોઈ સત્તા નથી તેને વળગી રહો. હું તમને જેના વિશે કહી રહ્યો છું તે નથી તો ભૂતકાળમાં કે નથી તો ભવિષ્યમાં . નથી તો તે જે રીતે વર્તમાનમાં વહીં આવે છે તે રીતે રોજબરોજના જીવનમાં. તે સમયાતીત છે અને તેની પૂર્ણ સમયરહીતતા મનની પેલે પાર

છે. મારા ગુરુના શબ્દોઃ"તું હું પોતે જ છું' સદાયને માટે, કાલાતીતપણે મારી સાથે જ છે. શરૂઆતમાં મારે તેમના પર મારા મનને સ્થિત કરવું પડતું હતું, પરંતુ હવે તે સહજ અને સરળ થઈ ગયું છે. જે ઘડીએ મન ગુરુના શબ્દોને સાચા તરીકે સ્વીકારે છે અને રોજબરોજના જીવનની એકેએક બાબતને સહજપણે તે રીતે જીવે છે, તે ઘડી સાક્ષાત્કારનું ઉંબરુ (ચરમસીમા) છે. એક રીતે જોવા જઈએ તો તે શ્રધ્ધા દ્વારા થતો ઉધ્ધાર છે, પરંતુ તે શ્રધ્ધા પ્રચંડ અને કાયમી(અખંડ) હોવી જોઈએ. જોકે, તમારે એવું તો ન જ વિચારવું જોઈએ કે શ્રધ્ધા જ પૂરતી છે. આચાર વડે અભિવ્યક્ત થતી શ્રધ્ધા તે સાક્ષાત્કાર માટેનું ખાતરીબધ્ધ સાધન છે. સઘળાં સાધનોમાં તે સૌથી વધારે અસરકારક છે. એવા શિક્ષકો પણ છે જેઓ શ્રધ્ધા માટે નકાર ભણે છે અને માત્ર બુધ્ધિનો જ વિશ્વાસ કરે છે. વાસ્તવમાં તેઓ શ્રધ્ધાનો નકાર નથી ભણતા હોતા, પરંતુ આંધળી શ્રધ્ધાનો નકાર ભણતા હોય છે. શ્રધ્ધા આંધળી નથી. તે પ્રયત્ન કરવા માટેનો રાજીપો છે.

**સાધક** - અમને કહેવામાં આવ્યું હતું કે આધ્યાત્મિક સાધનાના સઘળાં સ્વરૂપોમાં નર્યા સાક્ષીત્વનું વલણ સૌથી વધુ અસરકારક, કાર્યક્ષમ છે. તેની શ્રધ્ધા સાથે કઈ રીતે સરખામણી થઈ શકે?

**મહારાજ** - સાક્ષીત્વનું વલણ પણ શ્રધ્ધા જ છે; તે પોતાનામાંની શ્રધ્ધા છે. તમે માનો છો કે જે કંઈ તમે અનુભવો છો તે તમે નથી અને તમે દરેક બાબતને જાણે દૂરથી - અંતર રાખીને - જોતા હો તે રીતે જુઓ છો. સાક્ષીત્વની ક્રિયામાં કોઈ પ્રયાસ નથી હોતો. તમે સમજો છો કે તમે માત્ર સાક્ષી છો અને સમજવાની ક્રિયા વર્તતી હોય છે. તમારે અન્ય કશાની આવશ્યકતા નથી, બસ એટલું યાદ રાખો કે તમે માત્ર સાક્ષી છો. સાક્ષીત્વની અવસ્થામાં જો તમે તમારી જાતને પૂછો છો કે - "હું કોણ છું?', તો જવાબ તરત જ મળે છે, પરંતુ તે શબ્દાતીત અને મૌન હોય છે. કર્મ(પરાયા) હોવાનું બંધ કરો અને જે કંઈ ઘટે છે તેના કર્તા (આત્મા) બનો; એક વાર અંદરની તરફ ફર્યા કે તમે તમારી જાતને કર્મની પેલે પાર અનુભવશો. જ્યારે તમે તમારી જાતને પામી લીધી હશે ત્યારે તમે જોશો કે તમે પણ કર્તાની પેલે પાર છો, કર્તા અને કર્મ તમારામાં અસ્તિત્વ ધરાવે છે, પરંતુ તમે તે બેમાંથી એક પણ નથી.

**સાધક** - આપ મનની, મનની પેલે પારના સાક્ષીત્વ કરતા ચૈતન્યની, અને જાગૃતિની પેલે પારના પરબ્રહ્મની વાત કરો છો. શું આપ એમ કહેવા માગો છો કે જાગૃતિ પણ વાસ્તવિક (સત્ય) નથી?

**મહારાજ** - જ્યાં સુધી તમે વાસ્તવિક - અવાસ્તવિકની ભાષામાં વાત કરો છો ત્યાં સુધી માત્ર જાગૃતિજ વાસ્તવિક્તા હોઈ શકે. પરંતુ પરબ્રહ્મ સર્વ ભેદોની પેલે પાર છે અને તેને શબ્દ "વાસ્તવિક' લાગુ નથી પડતો, કારણ કે તેમાં સઘળું વાસ્તવિક છે, અને માટે તેને આવું કોઈ લેબલ લગાડવાની આવશ્યક્તા નથી. તે જ વાસ્તવિકતાનો સ્રોત છે, તે જે કશાને સ્પર્શે છે તેને વાસ્તવિક્તા બક્ષે છે. તેને શબ્દો વડે તો ન જ સમજી શકાય. અરે પ્રત્યક્ષ અનુભવ પણ, પછી તે ભલે ગમે તેટલો ઉદાત્ત હોય, તેના માત્ર સોગંદનામાથી વિશેષ કશુંયે નથી.

**સાધક** - પરંતુ જગત કોણ સર્જે છે?

**મહારાજ** - ચિદાકાશવૈશ્વિક મન) સઘળું બનાવે છે અને મીટાવે છે. જે કંઈ અસ્તિત્વમાં આવે છે તેને પરમાકાશ(પરબ્રહ્મ) વાસ્તવિકતા બક્ષે છે. જો તેને શબ્દોમાં વ્યક્ત કરવું હોય તો તે માટે વધારેમાં વધારે નજીકના શબ્દો તરીકે આપણે વૈશ્વિકસર્વાશ્લેષી) પ્રેમ એવો પ્રયોગ કરી શકીએ. પ્રેમ માફક તે દરેક ચીજને વાસ્તવિક, સુંદર અને ઈચ્છનીય (સત્યમ્-શીવમ્- સુંદરમ્) બનાવે છે.

**સાધક** - ઈચ્છનીય શા માટે?

**મહારાજ** - શા માટે નહીં? સઘળી સર્જિત ચીજો એકબીજાને જે પ્રતિભાવ આપે છે, જે લોકોને એકબીજાની નજીક લાવે છે તે પાછળનાં સઘળાં આકર્ષણો જો તે પરબ્રહ્મમાંથી નહીં તો ક્યાંથી આવે છે? ઈચ્છાને તરછોડો નહીં, માત્ર એટલું જ ધ્યાન રાખો કે તે યોગ્ય ચેનલોમાં વહે. ઈચ્છા વિના તમે મૃત છો. પરંતુ જો નિમ્ન ઈચ્છાઓ ધરાવતા હશો તો તમે એક પ્રતાત્મા હશો.

# હું તે છું

**સાધક** - પરબ્રહ્મની સાવ નજીકનો કહેવાય તેવો અનુભવ કયો છે?

**મહારાજ** - અતાગ શાંતિ અને અનહદ પ્રેમ. એ સમજો કે વિશ્વમાં જે કંઈ સાચું, ઉમદા અને સુંદર છે તે તમારામાંથી જ આવે છે, તમે પોતે જ તેના મૂળમાં છો. દેવતાઓ અને દેવીઓ કે જેઓ આ જગત પર ધ્યાન રાખે છે તેઓ અત્યંત અદ્‌ભૂત અને ભવ્ય જીવો હોઈ શકે; તેમ છતાંયે તેઓ છે તો ભપકાદાર વસ્ત્રો ધારણ કરેલા નોકરો જ કે જેઓ તેમના માલિકની સત્તા અને સમૃધ્ધિ જ જાહેર કરે છે.

**સાધક** - વ્યક્તિ પરબ્રહ્મને કઈ રીતે પામતી હોય છે?

**મહારાજ** - સઘળી નિમ્ન ઈચ્છાઓનો ત્યાગ કરીને. જ્યાં સુધી તમે નિમ્નથી ખુશ રહો છો ત્યાં સુધી તમને ઉચ્ચતમને પ્રાપ્ત ન કરી શકો. જે કંઈ તમને ખુશ કરે છે તે તમને પાછળ (પછાત) રાખે છે. જ્યાં સુધી તમને દરેક ચીજથી, તેની અનિત્યતા અને મયદાથી અસંતોષ નથી થયો અને તમે એક મોટી જબરી છલાંગ લગાવવા જેટલી ઊર્જા(તલપ) એકત્ર નથી કરી ત્યાં સુધી તમે હજું પહેલું પગલું પણ ભર્યું નથી. તો બીજી તરફ, પરબ્રહ્મ માટેની ઈચ્છાની સુગ્રથિતતા ખુદ જ પરબ્રહ્મ તરફથી થયેલું આહ્વાન છે. શારીરિક(ભૌતિક) કે માનસિક કશું જ તમને આઝાદી ન બક્ષી શકે. તમારું બંધન તે તમારું જ સર્જન છે તે તમને એક વાર સમજાયું કે તમે મુક્ત જ છો અને તમને બાંધી રાખતી સાંકળને રચવાનું તમે બંધ કરો છો.

**સાધક** - વ્યક્તિને ગુરુમાં શ્રધ્ધા કઈ રીતે પેદા થાય છે?

**મહારાજ** - ગુરુ પણ મળવા અને તેમનામાંની શ્રધ્ધા પણ મળવી તે દુર્લભ નસીબ છે. તે કંઈહાલતાચાલતા નથી બનતું.

**સાધક** - શું નિયતિ તો તે નક્કી નથી કરતી ને?

**મહારાજ** - તેને નિયતિ કહેવાથી ભાગ્યે જ કંઈ સ્પષ્ટ થાય છે. જયારે તે ઘટે છે ત્યારે તમે એ નથી કહી શક્તા કે તે શા માટે ઘટે છે અને તેને કર્મ કે અનુગ્રહ, કે ઈશ્વરની ઈચ્છા કહીને તમે તમારા અજ્ઞાનને ઢાંકો છો એટલું જ માત્ર.

**સાધક** - કૃષ્ણમૂર્તિ કહે છે કે ગુરુની આવશ્યકતા નથી.

**મહારાજ** - કોઈકે તો તમને પરબ્રહ્મ વિશે અને ત્યાં દોરી જતાં માર્ગ વિશે કહેવું જ પડે. કૃષ્ણમૂર્તિ તે સિવાય અન્ય કંઈ જ નથી કરી રહ્યા. એક રીતે જોવા જઈએ તો તેઓ સાચા છે – મોટાભાગના તથાકથિત શિષ્યો તેમના ગુરુઓ પર વિશ્વાસ નથી કરતા હોતા; તેઓ તેમની આજ્ઞાનું પાલન નથી કરતા અને આખરે તેમનો ત્યાગ કરે છે. આવા શિષ્યો માટે એ અત્યંત સારું રહ્યું હોત જો તેઓને કોઈ ગુરુ જ ન હોત અને તેઓએ માર્ગદર્શન માટે પોતાની અંદર જ નજર કરી હોત. જીવંત ગુરુ મળવા તે એક વિરલ તક છે અને મહાન જવાબદારી પણ. વ્યક્તિએ આ બાબતોને હળવાશથી ન લેવી જોઈએ. તમે લોકો સ્વર્ગ ખરીદવા નીકળ્યા છો અને તમે એવી કલ્પના કરો છો કે ગુરુ તે કોઈક કિંમત લઈને તમને પૂરું પાડશે. તમે ખૂબ ઓછી કિંમત ચૂકવીને ઘણું વધુ મેળવવાનો સોદો કરવા નીકળ્યા છો. તમે તમારી જાત સિવાય અન્ય કોઈને નથી છેતરી રહ્યા.

**સાધક** - આપને આપના ગુરુ વડે કહેવામાં આવ્યું કે તમે પરબ્રહ્મ છો અને તમે તેમના પર વિશ્વાસ કર્યો અને તે પ્રમાણે વર્ત્યા. એવું શું હતું કે જેણે તમને આ વિશ્વાસ બક્ષ્યો?

**મહારાજ** - કહો કે હું બસ વાજબી હતો. તેમના પર વિશ્વાસ ન કરવો તે મૂર્ખાઈ હોત. મને ગેરમાર્ગે દોરવામાં તેમને વળી ક્યો સ્વાર્થ હોઈ શકે?

**સાધક** - આપે એક પ્રશ્નકર્તાને કહ્યું કે આપણે એકસરખા છીએ, એકસમાન છીએ. હું તે નથી માની શકતો. હું તે ન માનતો હોવાથી આપનું તે વિધાન મારે કયા કામનું?

# હું તે છું

**મહારાજ** - તમારી અમાન્યતાનો કોઈ જ અર્થ નથી. મારા શબ્દો સાચા છે અને તેઓ તેમની અસર ઉપજાવશે જ. આ જ તો સત્સંગનું સૌંદર્ય છે.

**સાધક** - બસ આપના સાનિધ્યમાં બેસવું, શું તેને આધ્યાત્મિક સાધના માની શકાય?

**મહારાજ** - અલબત્ત. જીવનની નદી વહી રહી છે. તેનું કેટલુંક પાણી અહીં છે, પરંતુ તેનું ઘણું બધું પાણી તેના લક્ષ્યસ્થાને ક્યારનુંયે પહોચી ગયું છે. તમે માત્ર વર્તમાનને જાણો છો. હું ભૂત અને ભવિષ્યમાં ક્યાંય દૂર - તમે શું છો અને શું હોઈ શકો છો - સુધી જોઉં છું. હું તમને મારી જાત સિવાય અન્ય કશા તરીકે ન જોઈ શકું. પ્રેમનો સ્વભાવ જ એવો છે કે તે અલગતાને જોતો નથી.

**સાધક** - આપ મને જે રીતે જુઓ છો તે રીતે હું મારી જાતને જોઈ શકું તે કઈ રીતે બની શકે?

**મહારાજ** - તમે તમારી જાતને શરીર ન કલ્પો તે જ પૂરતું છે. 'હું-શરીર-છું' તે ખ્યાલ ભારે દુર્ઘટના નોતરનારો છે. તે તમને તમારા ખરા સ્વભાવ પ્રત્યે સાવ અંધ બનાવી દે છે. એક પળ માટે પણ એ ન વિચારો કે તમે આ શરીર છો. તમારી જાતને કોઈ નામ કે રૂપ ન આપો. આ અંધકારમાં અને મૌનમાં જ વાસ્તવિક્તા (સત્ય)નો સાક્ષાત્કાર થાય છે.

**સાધક** - હું શરીર નથી તેવી કોઈ દઢ માન્યતાના વિચાર સાથે શું મારે આગળ ન વધવું પડે? આવી દઢ માન્યતા મારે ક્યાંથી મેળવવી?

**મહારાજ** - જાણે તમે તેવી દઢ માન્યતા પૂર્ણપણે ધરાવો જ છો તે રીતે વર્તો અને આત્મવિશ્વાસ આવશે. માત્ર શબ્દો કયા કામનાર્ં કોઈ સૂત્ર કે માનસિક ભાત તમને કોઈ મદદ નહીં કરે. પરંતુ નિસ્વાર્થી વર્તન, શરીર અને તેનાં હિતોથી મુક્ત એવી નિસ્બત તમને ઉંચકીને સત્યના હાદમાં લઈ જશે.

**સાધક** - દઢ માન્યતા વિના વર્તવાની હિંમત મારે ક્યાંથી મેળવવી?

**મહારાજ** - પ્રેમ તમને તે હિંમત આપશે. પૂર્ણપણે પ્રસંશાપાત્ર, પ્રેમપાત્ર, ઉદાત્ત એવી વ્યક્તિને જ્યારે તમે મળશો ત્યારે તમારામાં રહેલો પ્રેમ અને પ્રસંશા તમને ઉમદા રીતે વર્તવાનો આવેગ બક્ષશે.

**સાધક** - પ્રસંશાપાત્રની પ્રસંશા કરવાનું કંઈ દરેક વ્યક્તિ નથી જાણતી હોતી. મોટાભાગના લોકો તો સાવ અસંવેદનશીલ હોય છે.

**મહારાજ** - જીવન તેમને કદર કરવા પ્રેરશે. સંચિત થયેલા અનુભવનું વજન જ તેમને જોવા માટેની નજર બક્ષશે. જ્યારે તમે પાત્ર માણસને મળશો ત્યારે તમે તેને ચાહશો અને તેનો વિશ્વાસ કરશો અને તેની સલાહને અનુસરશો. આ જ તો સાક્ષાત્કારપ્રાપ્ત લોકોની ભૂમિકા છે - પ્રસંશા અને પ્રેમ કરવા માટે અન્ય લોકોને ક્ષતિરહીત પૂર્ણતાનું ઉદાહરણ પૂરું પાડવું. જીવન અને ચારિત્ર્યનું સૌંદર્ય તે સહીયારા શુભ માટે પ્રચંડ યોગદાન છે.

**સાધક** - શું એવું નથી કે વિકસવા માટે આપણે સહન કરવું પડે?

**મહારાજ** - એ જાણવું પૂર્તું છે કે દુઃખ છે, જગત દુઃખ સહે છે. સુખ કે દુઃખ કંઈ પોતે જ જ્ઞાન નથી બક્ષતાં. માત્ર સમજ જ જ્ઞાન બક્ષે છે. એક વાર તમને એ સત્ય સમજાઈ ગયું કે જગત દુઃખથી ભર્યું ભર્યું છે, જન્મવું તે એક દુર્ઘટના છે, કે પછી તેની પેલે પાર જવાનો આવેગ અને ઊર્જા તમને મળી રહેશે. સુખ તમને ઉંઘમાં નાખે છે અને દુઃખ તમને જગાડે છે. જો તમે દુઃખી ન થવા માગતા હોવ તો ઉંઘમાં ન પડશો. માત્ર પરમાનંદ દ્વારા જ તમે તમારી જાતને નહીં જાણી શકો, કારણ કે પરમાનંદ તો તમારો સ્વભાવ જ છે. જ્ઞાનપ્રાપ્તિ માટે તમે જે નથી તે વિરોધીનો તમારે સામનો કરવો જ પડશે.

## તમારે જરૂર છે માત્ર શાંત મનની [૬૫]

**સાધક** - હું સ્વસ્થ નથી. મને કંઈક નબળાઈ જેવું વર્તાય છે. તો મારે શું કરવું?

**મહારાજ** - અસ્વસ્થ કોણ છે, તમે કે શરીર?

**સાધક** - મારું શરીર જ તો વળી.

**મહારાજ** - ગઈકાલે તમને સારું લાગતું હતું. શાને આ સારે લાગ્યું હતું?

**સાધક** - શરીરને.

**મહારાજ** - શરીર સ્વસ્થ હતું ત્યારે તમે ખુશ હતા અને જ્યારે શરીર સ્વસ્થ નહોતું ત્યારે તમે દુઃખી હતા. એક દિવસ મજામાં હતું અને બીજે દિવસે ઉદાસ હતું તે કોણ હતું?

**સાધક** - મન.

**મહારાજ** - મન જ્ઞાતા છે. જ્ઞાતાને કોણ જાણે છે?

**સાધક** - શું જ્ઞાતા જ જ્ઞાતાને નથી જાણતો?

**મહારાજ** - મન તો ખંડિત છે. તે વારંવાર શૂન્ય થઈ જતું હોય છે - જે રીતે ઉંઘ કે મૂછા કે બેધ્યાનીમાં બનતું હોય છે તે રીતે. આ ખંડિતતાની નોંધ લે તેવું અખંડિત પણ કંઈક હોવું જ જોઈએ.

**સાધક** - મન યાદ રાખે છે. તેને કારણે જ સાતત્ય છે.

**મહારાજ** - સ્મૃતિ હમેશાં આંશિક, બિનઆધારભૂત અને લોપ થઈ જનારી હોય છે. ચેતનામાં વ્યાપ્ત ઓળખના તીવ્ર ભાવ "હું છું'નો તે ખુલાસો આપતી નથી. તેના મૂળમાં શું છે તેને શોધી કાઢો.

**સાધક** - હું ભલે ગમે તેટલું ઊંડાણપૂર્વક તપાસું મને ત્યાં મન જ જોવા મળે છે. આપના શબ્દો "મનની પેલે પાર' મને કોઈ જ ઈશારો કરતા નથી.

**મહારાજ** - મન વડે જ તપાસ ચલાવીને તમે તેની પેલે પાર ન જઈ શકો. પેલે પાર જવા માટે તમારે મન અને તેની સામગ્રીથી દૂર હટીને તપાસ ચલાવવી પડે.

**સાધક** - મારે કઈ દિશામાં જોવાનું છે?

**મહારાજ** - સઘળી દિશાઓ મનની અંદર છે! હું તમને કોઈ ખાસ દિશામાં તપાસ ચલાવવા નથી કહી રહ્યો. તમારા મનમાં જે સઘળું ઘટી રહ્યું છે તેનાથી દૂર હટીને તપાસ ચલાવો અને તેને "હું છું'ની લાગણી પર લઈ આવો. આ "હું છું' એ કોઈ દિશા નથી. તે સઘળી દિશાઓનો નકાર છે. આખરે તો આ "હું છું'એ પણ જવું પડશે, કારણ કે જે દેખીતું જ છે તેનો આગ્રહ રાખતા રહેવાની તમારે કોઈ જ આવશ્યકતા નથી. આ "હું છું' લાગણી પર મનને લાવવાની ક્રિયા મનને અન્ય સઘળી બાબતો પરથી દૂર હટાવવામાં મદદ કરે છે માત્ર તેટલું જ.

**સાધક** - તે બધું મને ક્યાં દોરી જાય છે?

**મહારાજ** - મનને જ્યારે તેની તલ્લીનતાઓથી દૂર રાખવામાં આવે છે ત્યારે તે શાંત બને છે, નિસ્પંદ થાય છે. જો તમે આ નિસ્પંદતાને ખલેલ નથી પહોંચાડતા અને તેમાં સ્થિત થાઓ છો તો તમારા અનુભવવામાં આવે છે કે તે તમે કદીયે ન અનુભવ્યા હોય તેવા પ્રકાશ અને પ્રેમથી વ્યાપ્ત છે; અને તેમ છતાંયે તમે તેને તત્કાળ તમારી પ્રકૃતિ તરીકે અનુભવો છો. એક વાર તમારે આ અનુભવમાંથી પસાર થવાનું બન્યું કે પછી તમે તેની તે વ્યક્તિ કદીયે નહીં રહો; એવું બને કે

## હું તે છું

બેફામ મન તેની શાંતિમાં ભંગ પાડે અને તેની દષ્ટિને ધુંધળી કરે; પરંતુ જો પ્રયાસને જાળવી રાખવામાં આવે તો તે અનુભવ ફરી પાછો થશે જ તે નિશ્ચિત છે; અને એક દિવસ એવો આવશે કે સઘળાં બંધનો હટી ગયાં હશે, ભ્રમણાઓ અને આસક્તિઓનો અંત આવ્યો હશે અને જીવન સર્વોચ્ચપણે વર્તમાનમાં એકાગ્ર બન્યું હશે.

**સાધક** - તેથી શું કરક પડે છે?

**મહારાજ** - મન હવે નથી રહેતું. માત્ર કાર્યાન્વિત પ્રેમ હોય છે.

**સાધક** - હું જ્યારે તે અવસ્થાએ પહોંચીશ ત્યારે તેને ઓળખીશ કઈ રીતે?

**મહારાજ** - ત્યારે તમને કોઇ ભય નહીં રહ્યો હોય.

**સાધક** - રહસ્યો અને જોખમોથી ભર્યા ભર્યા જગતથી ઘેરાયેલો હું નિર્ભય કઈ રીતે રહી શકું?

**મહારાજ** - તમારું પોતાનું નાનકડું શરીર પણ રહસ્યો અને જોખમોથી ભર્યું ભર્યું છે, તેમ છતાંયે તમે તેનાથી નથી ગભરાતા, કારણ કે તમે તેને તમારું પોતાનું સમજો છો. તમે એ જાણતા નથી કે સમગ્ર વિશ્વ તમારું શરીર છે, અને તમારે તેનાથી ગભરાવાની જરૂર નથી. તમે એવું કહી શકો કે તમારે બે શરીર છે, વ્યક્તિગત અને વૈશ્વિક. વ્યક્તિગત આવતું જતું રહે છે, વૈશ્વિક સદાયે તમારી સાથે છે. સમગ્ર સૃષ્ટિ તમારું વૈશ્વિક શરીર છે. જે વ્યક્તિગત છે તેનાથી તમે એટલા બધા આંધળા થઈ ગયા હો છો કે તમને વૈશ્વિકને નથી જોતા. આ અંધત્વનો તેની જાતે જ અંત નથી આવવાનો - તેને કુશળતા અને ઈરાદાપૂર્વક દૂર કરવાનું છે. જ્યારે સઘળી ભ્રમણાઓને સમજવામાં આવે છે અને તેમનો ત્યાગ કરવામાં આવે છે ત્યારે તમે ભૂલરહીત અને ક્ષતિરહીત પૂર્ણ અવસ્થાએ પહોંચો છો જેમાં વ્યક્તિગત અને વૈશ્વિક વચ્ચેના સઘળા ભેદો હવે રહ્યા હોતા નથી.

**સાધક** - હું એક વ્યક્તિ છું અને માટે સ્થળ અને કાળમાં મર્યાદિત છું. હું થોડીક એવી જગ્યા રોકું છું અને માત્ર થોડીક ક્ષણો માટે જ ટકી રહું છું; અરે, હું મારી જાતને શાશ્વત અને સર્વવ્યાપી પણ નથી વિચારી શકતો.

**મહારાજ** - તેમ છતાંયે તમે છો. તમારા સાચા સ્વભાવની શોધમાં જ્યારે તમે તમારી જાતમાં ઊંડી ડૂબકી લગાવશો ત્યારે તમારા જાણવામાં આવશે કે ભલે તમારું શરીર નાનકડું એવું હોય અને તમારી સ્મૃતિ સાવ ટૂંકી હોય; પરંતુ જીવનનો મહાસાગર તો તમારો જ છે.

**સાધક** - "હું' અને 'વૈશ્વિક' શબ્દો જ એકબીજાના વિરોધી છે. એક બીજાને બાદ કરે છે.

**મહારાજ** - ના, તેવું નથી. ઓળખનો (પોતાપણાનો - તાદાત્મ્યનો) ભાવ વિશ્વવ્યાપી છે. શોધો અને વૈશ્વિક વ્યક્તિ તમારા જાણવામાં આવશે, જે તમારી જાત અને તેના કરતાંયે ક્યાંય વધારે છે. તે જે હોય તે, એ સમજ સાથે શરૂઆત કરો કે જગત તમારમાં છે, નહીં કે તમે જગતમાં.

**સાધક** - તે વળી કઈ રીતે હોઈ શકે? હું તો જગતનો અંશમાત્ર છું. આખું જગત અંશમાં આવેલું હોય તે કઈ રીતે બની શકે, સિવાય કે અરીસા માફક પ્રતિબિંબ દ્વારા?

**મહારાજ** - તમે જેકહો છો તે સાચું છે. તમારું વ્યક્તિગત શરીર એક અંશ છે જેમાં અખિલ અદ્ભૂતપણે પ્રતિબિંબિત થઈ રહ્યું છે. પરંતુ તમારે વૈશ્વિક શરીર પણ છે. તમે એવું પણ કહી શકો તેમ નથી કે તમે તેને જાણતા નથી, કારણ કે તમે તેને સઘળો સમય જુઓ છો અને અનુભવો છો. માત્ર તમે તેને "જગત' કહો છો અને તેનાથી ગભરાઓ છો.

**સાધક** - મારા નાનકડા શરીરને હું જાણું છું તેવું હું અનુભવું છું, જ્યારે બીજાને હું જાણતો નથી, સિવાય કે વિજ્ઞાન દ્વારા.

# હું તે છું

**મહારાજ** - તમારું નાનકડું શરીર રહસ્યો અને અજાયબીઓથી ભર્યું ભર્યું છે જેની તમને ખબર નથી. ત્યાં પણ વિજ્ઞાન જ માત્ર તમારું માગંદર્શક છે. શરીરરચનાશાસ્ અને ખગોળશાસ્ત્ર તમારું વર્ણન કરે છે.

**સાધક** - કામચલાઉ સિધ્દ્ધાંત તરીકે હું તમારા વેશ્વિક શરીરની માન્યતાને સ્વીકારું તો પણ હું તેની કઈ રીતે કસોટી કરી શકું અને મારે તે કયા કામનું?

**મહારાજ** - તમારી જાતને બશ્ને શરીરની નિવાસી જાણવાથી તમારે કશુંયે ગુમાવવાનું નથી. સમગ્ર વિશ્વ સાથે તમારે નિસ્બત હશે; દરેક સજીવ ચીજને તમે ચાહશો અને ભાવપૂર્વક તથા શાણપણભરી રીતે મદદ કરશો. તમારી અને બીજાઓ વચ્ચે હિતોનો કોઈ ટકરાવ નહીં હોય. સઘળા શોષણોનો પૂર્ણ અંત આવી જશે. તમારું દરેક કૃત્ય ઉપકારક હશે, દરેક ગતિ એક આશીર્વાદ હશે.

**સાધક** - સઘળું ખૂબ લોભામણું છે, લલચામણું છે; પરંતુ મારા વૈશ્વિક સ્વરૂપને પામવાની દિશામાં મારે આગળ કઈ રીતે વધવું?

**મહારાજ** - તમારી પાસે બે માર્ગ છેઃ આત્મશોધ માટે તમે તમારા હૃદય અને મનને સમર્પિત કરી શકો, અથવા તો તમે મારા શબ્દો પર વિશ્વાસ કરો અમે તે પ્રમાણે વર્તો. બીજા શબ્દોમાં કહીએ તો, કાં તો તમે પૂર્ણપણે તમારી જાત સાથે નિસ્બત રાખતા થાઓ, અથવા તો પૂર્ણપણે તમારી જાત પ્રત્યે નિસ્બતહીન બનો. 'પૂર્ણપણે' શબ્દ મહત્ત્વનો છે. સર્વોચ્ચને પામવા તમારે આત્યંતિક બનવું પડે.

**સાધક** - નાનકડો અને મર્યાદિત હોવાથી હું આવી ઊંચાઇઓને આંબવાની આકાંક્ષા કઈ રીતે રાખી શકું?

**મહારાજ** - જેમાં સઘળું ઘટે છે તે ચેતનાના મહાસાગર તરીકે તમારી જાતનો સાક્ષાત્કાર કરો. આ મુશ્કેલ નથી. થોડુંક ધ્યાનપણું, થોડુંક પોતાની જાતનું અવલોકન, અને તમે જોશો કે કોઈ ઘટના તમારી ચેતનાની બહાર નથી.

**સાધક** - જગત એવી ઘટનાઓથી ભરપૂર છે જે મારી ચેતનામાં દેશ્યમાન નથી થતી.

**મહારાજ** - અરે, તમારું શરીર એવી ઘટનાઓથી ભરપૂર છે જે તમારી ચેતનામાં દશ્યમાન નથી થતી. આ બાબત તમને તમારું શરીર તમારે પોતાનું છે તે દાવો કરતા નથી રોકતી . જે રીતે તમે તમારા શરીરને જાણો છો - એટલે કે તમારી ઈન્દ્રિયો દ્વારા - બરાબર તે રીતે તમે જગતને નથી જાણતા. તે તો તમારું મન છે કે જેણે તમારી ચામડી બહારના જગતને ચામડી અંદરના જગતથી અલગ પાડ્યું છે અને તેમને એકબીજાની વિરુદ્ધમાં ખડાં કર્યા છે. આ બાબતે જ ભય અને ધૃણાને અને જીવનનાં સઘળાં દુઃખોને સજર્યા છે.

**સાધક** - ચૈતન્યની પેલે પાર જવા વિશે આપ જે કહો છો તે મારી સમજમાં નથી આવતું. હું શબ્દો તો સમજું છું, પરંતુ હું અનુભવને મારી નજર સમક્ષ ખડો નથી કરી શકતો. આખરે તો આપે ખુદે જ કહ્યું છે કે સઘળો અનુભવ ચેતના છે.

**મહારાજ** - તમારી વાત સાચી છે. ચેતનાની પેલે પાર કોઈ અનુભવ ન હોઈ શકે. તેમ છતાંયે માત્ર હોવાન અનુભવ વિધમાન છે. ચેતનાની પેલે પાર એક અવસ્થા છે, જે અચેતન નથી. કેટલાક તેને ઉચ્ચ-ચેતના, કે વિશુધ્દ્ધ ચેતના, કે સર્વોચ્ચ ચેતના કહે છે. તે કર્તા-કર્મ કડીથી મુક્ત એવી વિશુધ્દ્ધ જાગ્રતિ છે.

**સાધક** - મેં થિયોસોફીનો અભ્યાસ કર્યો છે અને આપ જે કહો છો તેમાં મને કશુંયે પરિચિત જોવા નથી મળતું. હું કબૂલ કરું છું કે થિયોસોફી માત્ર વ્યક્ત (પ્રગટ)ની જ વાત કરે છે. તે વિશ્વ અને તેના

રહેવાસીઓનું ખૂબ વિગતે વર્ણન કરે છે. તે દ્રવ્યની ઘણી કક્ષાઓને અને તેમને સંબંધિત અનુભવની કક્ષાઓને સ્વીકારે છે, પરંતુ તેની પેલે પાર જતી હોય તેવું નથી લાગતું. આપ જે કહો છો તે સઘળા અનુભવની પેલે પાર જાય છે. જો તે અનુભવગોચર ન હોય તો તેની વાત જ શા માટે કરવી?

**મહારાજ -** ચેતના તૂટક-તૂટક છે, અંતરાલોથી ભરી ભરી છે. તેમ છતાંયે તેમાં ઓળખનું સાતત્ય છે. જો ચેતનાની પેલે પાર કશાકને કારણે નહીં તો સાતત્યનો આ ભાવ શાને કારણે છે?

**સાધક** - જો હું મનની પેલે પાર છું તો હું મારી જાતને કઈ રીતે બદલી શકું?

**મહારાજ -** કશુયે બદલવાની આવશ્યકતા જ ક્યાં છે? કોઈ પણ રીતે મન તો સઘળો સમય બદલાઈ જ રહ્યું છે. વિતરાગી થઈ તમારા મનને જુઓ; તેને શાંત પાડવા આટલું પૂરતું છે. જ્યારે તે નિસ્પંદ હોય છે ત્યારે તમે તેની પેલે પાર જઈ શકો છો. સઘળો સમય તેને વ્યસ્ત ન રાખો. તેને થંભાવો - અને બસ હવ. જો તમે તેને આરામ આપશો તો તે સ્થિર થશે અને તેની વિશુધ્ધતા અને તાકાત ફરી પ્રાપ્ત કરશે. એકધારું વિચારતા રહેવાની ક્રિયા તેને વિઘટિત કરે છે.

**સાધક** - જો મારું સ્વરૂપ (હોવાપણું) સદાયે મારી સાથે હોય છે તો પછી એવું કેમ હોય છે કે હું તેનાથી અણજાણ હોઉં છું?

**મહારાજ -** કારણે કે તે ખૂબ જ સુક્ષ્મ છે અને તમારું મન સ્થૂળ છે - સ્થૂળ વિચારો અને લાગણીઓથી ભર્યું ભર્યું. તમારા મનને શાંત પાડો, નિર્મળ બનાવો અને તમે તમારી જાતને તે જેવી છે તેવા સ્વરૂપે પામશો.

**સાધક** - મારી જાતને જાણવા માટે શું મારે મનની જરૂર છે?

**મહારાજ -** તમે મનની પેલે પાર છો, પરંતુ તમે તમારા મન વડે જાણો છો . એ તો દેખીતું છે કે જ્ઞાનનાં વ્યાપ, ઊંડાણ અને લાક્ષણિક્તાનો આધાર તમે જે ઉપકરણનો ઉપયોગ કરો છો તેના પર રહે છે. તમારા ઉપકરણને બહેતર બનાવો અને તમારે જ્ઞાન બહેતર બનશે.

**સાધક** - હું એ પાકે પાયે જાણું છું કે મારે ક્ષતિરહીત પૂર્ણ મનની આવશ્યકતા છે.

**મહારાજ -** તમારે જરૂર છે માત્ર નિસ્પંદ મનની. એક વાર તમારું મન નિસ્પંદ થયું કે અન્ય સઘળું યોગ્ય રીતે જ ઘટશે. જે રીતે સુર્ય ઉગતાંની સાથે જગતને સક્રીય બનાવે છે તે જ રીતે આત્મજાગૃતિ મનમાં પરિવર્તનો લાવે છે. શાંત અને સ્થિર આત્મજાગૃતિના પ્રકાશમાં અંતઃ ઊર્જા જાગી ઉઠે છે અને તમાર પક્ષે કશાયે આયાસ વિના ચમત્કારો ઘટે છે.

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે મહાનતમ કાર્ય કામ ન કરવાથી થાય છે?

**મહારાજ -** હા, બિલકુલ એમ જ. અવશ્ય સમજો કે તમારી નિયતિ જ આત્મજ્ઞાન પામવું તે છે. તમારી નિયતિને સહકાર આપો, તેની વિરુદ્ધમાં ન જાઓ, તેને રૂંધો નહીં. તેને પરિપૂર્ણ થવા દો. તમારે તો માત્ર મૂર્ખ મને જે અડચણો ખડી કરી છે તેના પર ધ્યાન જ આપવાનું છે, બસ એટલું જ કરવાનું છે.

## સુખ માટેની સઘળી શોધ દુઃખ છે [૬૬]

**સાધક** - હું ઇંગ્લૅન્ડથી આવ્યો છું અને મદ્રાસ જઇ રહ્યો છું. ત્યાં હું મારા પિતાને મળીશ અતે ત્યાંથી અમે બન્ને કારમાં જમીનમાર્ગે લંડન જઇશું. હું મનોવિજ્ઞાનનો અભ્યાસ કરવાનો છું, પરંતુ હજુ મને એ ખબર નથી કે મને મારી ડિગ્રી મળી જતાં હું શું કરીશ. એવું બને કે હું ઓધોગિક મનોવિજ્ઞાન કે મનોચિકિત્સા પર હાથ અજમાવું. મારા પિતા એક સામાન્ય કિઝિશિયન છે, કદાચ હું તેમને રસ્તે પણ જાઉં. પરંતુ તેથી કઈ મારી રુચિનો અંત નથી આવી જતો. એવા કેટલાક પ્રશ્નો હોય છે જે સમય સાથે તથી બદલાતા. મારી એવી સમજ છે કે આવા પ્રશ્નો માટે આપની પાસે કંઇક જવાબો છે અને તેને કારણે જ હું અહિયા આવવા પ્રેરાયો છું.

**મહારાજ** - તમારા પ્રશ્નોના જવાબ માટે હું યોગ્ય વ્યક્તિ છું કે કેમ તે બાબતે મને વિસ્મય થઈ રહ્યું છે. વ્વવહારિક બાબતો અને લોકો વિશે હું બહુ ઓછું જાણું છું. હું તો માત્ર એટલું જાણું છું કે હું છું, અને તેટલું તો તમે પણ જાણો છો. આપણે એકસમાન છીએ.

**સાધક** - અલબત્ત હું જાણું છું કે હું છું. પરંતુ મતે એ ખબર નથી કે તેનો અર્થ શો થાય.

**મહારાજ** - "હું છું'માં તમે જેને "હું' સમજો છો તે તમે નથી. તમે છો તે જાણવું સ્વાભાવિક છે, તમે કોણ છો તે જાણવું તે તો ઘણી બધી તપાસની ફ્લશ્રુતિ છે. તમારે ચેતનાના સમગ્ર ક્ષેત્રને અવગણવું પડે અને તેની પેલે પાર જવું પડે. આ માટે તમારે યોગ્ય શિક્ષકને શોધવો પડે અને શોધ માટે જરૂરી એવી પરિસ્થિતિઓને સર્જવી પડે. એકંદરે વાત કરીએ તો બે માર્ગો છેઃ બાહ્ય અને આંતરિક. કાં તો તમે એવી વ્યક્તિ સાથે રહો જે સત્યને જાણતી હોય અને તમારી જાતને પૂર્ણપણે તેના માર્ગદર્શન અને ઘડતરને હવાલે કરી દો, અથવા તો તમારી અંદરના માર્ગદર્શકને શોધો અને અંદરનો તે પ્રકાશ તમને જ્યાં ક્યાંય પણ લઈ જાય ત્યાં જાવ. બન્ને કિસ્સામાં તમારી વ્યક્તિગત ઈચ્છાઓ અને ભીતિઓની અવગણના કરવી પડે. કાં તો તમે સહવાસથી કે પછી આત્મતપાસથી - અકાર્મિકપણે કે કાર્મિકપણે - શીખતા હોવ છો. તમે કાં તો તમારી જાતને જીવનની નદી અને તમારા ગુરુ વડે રજૂ થતાં પ્રેમમાં વહી જવા દેતા હોવ છો કે પછી તમે તમારી અંદરના પ્રકાશ વડે માર્ગદર્શન પામી તમારા પોતાના પ્રયાસો કરતા હોવ છો. બક્ષે કિસ્સામાં તમારે આગળ ધપવું પડે, ઉત્કટ અને નિષ્ઠાવાન રહેવું પડે. ખૂબ ઓછા લોકો એવા નસીબદાર હોય છે જેમને શ્રધ્ધા અને પ્રેમને પાત્ર હોય એવી વ્યક્તિ મળી રહેતી હોય છે. તેમાંના મોટા ભાગનાએ - બુધ્ધિ અને સમજનો, વિવેક અને વૈરાગ્યનો - કપરો માર્ગ પકડવો પડે છે. આ એક એવો માર્ગ છે જે સૌ માટે ખુલ્લો છે.

**સાધક** - હું નસીબદાર છું કે મારે અહીં આવવાનું બન્યું: ભલે હું આવતી કાલે અહીંથી વિદાય થઈ રહ્યો હોઉં, પરંતુ એવું બને કે આપની સાથેનો આ એક વાર્તાલાપ મારા સમગ્ર જીવનને બદલી નાખે.

**મહારાજ** - હા, એક વાર તમે એમ કહો કે "હું સત્યને પામવા માગું છું' કે તમારું સમગ્ર જીવન તેના વડે પ્રભાવિત થશે. તમારી સઘળી શારીરિક અને માનસિક આદતો, લાગણીઓ અને ઊર્મિઓ, ઈચ્છાઓ અને ભીતિઓ , યોજનાઓ અને નિર્ણયો ધડમૂળથી રૂપાંતરણ પામશે.

**સાધક** - એક વાર મેં નિશ્ચય કરી લીધો કે મારે સત્યને પામવું છે; તો ત્યાર બાદ હું શું કરુ?

**મહારાજ** - તે તમારી પ્રકૃતિ પર આધાર રાખે છે. જો તમે ઉત્કટ અને નિષ્ઠાવાન હશો તો ભલે તમે ગમે તે માર્ગ પસંદ કરો, તે તમને તમારા લક્ષ્ય પર લઈ જ જશે. નિર્ણાયક પરિબળ તમારી ઉત્ટકતા અને નિષ્ઠા છે.

**સાધક** - ઉત્કટતાનો સ્રોત કયો છે?

# હું તે છું

**મહારાજ -** માળામાં પાછા ફરવાની સહજવૃત્તિ, જે પક્ષીને તેના માળામાં અને માછલીને તેના પર્વતીય ઝરણામાં પાછા ફરવા પ્રેરતી હોય છે, કે જયાં આગળ તેનો જન્મ થયો હતો. જ્યારે ફળ પરિપક્વ થાય છે ત્યારે બીજ ધરતીમાં પાછું ફરે છે. પરિપક્વતા જ સર્વ કંઈ છે.

**સાધક** - અને એવું શું છે જે મને પરિપક્વ બનાવશે? શું મારે કોઈ અનુભવની જરૂર છે?

**મહારાજ -** તમારે જે કોઈ અનુભવની આવશ્યકતા છે તે તમે ધરાવો જ છો , નહીંતર તમે અહીં આવ્યા જ ન હોત. તમારે વધારે કોઈ અનુભવને એકત્ર કરવાની જરૂર નથી, તેના કરતાંયે વિશેષ તો તમારે અનુભવની પેલે પાર જવું પડે. જે કોઈ પ્રયાસ તમે કરો, જે કોઈ સાધનાને તમે અનુસરો, તે તો માત્ર વધારે અનુભવને જન્માવશે એટલું જ. તે કંઈ તમને પેલે પાર નહીં લઈ જાય. નહીં તો તમને પુસ્તકો વાંચવાનું સહાયભૂત થાય. પુસ્તકો તમારા મનને સમૃધ્ધ કરશે, પરંતુ વ્યક્તિ તરીકે તો તમે જેવાને તેવા જ રહેશો. જો તમે તમારી ભૌતિક, માનસિક કે આધ્યાત્મિક શોધમાંથી કોઈ લાભોની અપેક્ષા રાખતા હશો તો તમે મુદ્દાને ચૂકી ગયા છો. સત્ય કોઈ લાભ નથી બક્ષતું. તે તમને કોઈ વધુ ઉચ્ચ અવસ્થા કે બીજા ઉપર કોઈ સત્તા નથી બક્ષતું; તમને મળે છે માત્ર સત્ય અને ખોટામાંથી મુક્તિ.

**સાધક** - એટલું તો પાકું કે સત્ય તમને અન્ય લોકોને મદદ કરવાની તાકાત બક્ષે છે.

**મહારાજ -** આ તો માત્ર નરી કલ્પના જ છે, પછી ભલે તે ગમે તેટલી ઉમદા હોય! સાચી વાત તો એ છે કે તમે અન્યોને મદદ નથી કરતા, કારણ કે અન્યો છે જ નહીં. તમે લોકોને ઉમદા અને હલકામાં વિભાજિત કરો છો અને તમે ઉમદાને હલકાને મદદ કરવા કહો છો. તમે અલગ પાડો છો, મૂલ્યાંકન કરો છો, તમે ચૂકાદો આપો છો અને ઉતારી પાડો છો – સત્યના નામે તમે તેનો નાશ કરો છો. સત્યને સૂત્રિત કરવાની તમારી ઈચ્છા જ તેને નકારે છે, કારણ કે તેને શબ્દોમાં નથી સમાવી શકાતું. સત્યને ખોટાના નકાર વડે જ માત્ર અભિવ્યક્ત કરી શકાય - આચાર વડે. આ માટે તમારે - વિવેકબુધ્ધિ વાપરી - ખોટાને ખોટા તરીકે જોવું પડે અને તેને - વૈરાગ્ય વડે - નકારવું પડે. ખોટાનો ત્યાગ મુકિતદાતા છે અને ઊર્જા બક્ષનારો છે. તે ક્ષતિરહીત પૂર્ણતા ભણી દોરી જતા માગને ખુલ્લો (નિર્વિઘ્ન) કરે છે.

**સાધક** - મને એવી ખબર ક્યારે પડે કે હું સત્યને પામ્યો છું?

**મહારાજ -** જ્યારે “આ સાચું છે', “પેલું ખોટું છે' તેવો ખ્યાલ ન ઉદ્ભવે ત્યારે. સત્ય પોતાનો આગ્રહ નથી રાખતું, તે ખોટાને ખોટા તરીકે જોવામાં અને તેને નકારવામાં રહેલું છે. જયારે મન ખોટા પ્રત્યે અંધ હોય ત્યારે સત્યની શોધ ચલાવવી અર્થહીન (નકામી) છે. મનમાં સત્યનો ઉદય થાય તે પહેલાં તેને અસત્યથી પૂર્ણપણે મુક્ત કરવું પડે.

**સાધક** - પરંતુ ખોટું એટલે શું?

**મહારાજ -**એ તો પાડુંજ છે કે જેને અસ્તિત્વ(હોવાપણું) નથી તે ખોટું છે.

**સાધક** - જેને અસ્તિત્વ(હોવાપણું) નથી એમ કહીને આપ કહેવા શું માગો છો? ખોટું ત્યાં દીવા જેવું સ્પષ્ટ વિધમાન છે.

**મહારાજ -** જે પોતાનો જ વિરોધ કરતું હોય તેને અસ્તિત્વ (હોવાપણું) નથી. અથવા તો તેને ક્ષણિક જ અસ્તિત્વ છે, જેનો અર્થ પણ એ જ થાય. કારણ કે જેને આદિ છે અને અંત છે તેને મધ્ય નથી. તે પોલું છે. તે મન દ્વારા અપાયેલાં માત્ર નામ અને રૂપ જ ધરવે છે, પરંતુ તેને નથી તો દેહ કે નથી તો આત્મા.

**સાધક** - જે કંઈ અનુભવાય છે તેને જો અસ્તિત્વ ન હોય તો પછી વિશ્વને પણ અસ્તિત્વ નથી.

**મહારાજ -** તેની ના કોણ પાડે છે? અલબત્ત વિશ્વને અસ્તિત્વ નથી જ.

# હું તે છું

**સાધક** - તો કોને છે?

**મહારાજ –** જે પોતાના અસ્તિત્વ માટે કશા પર આધાર નથી રાખતું, વિશ્વના ઉદ્‌ભવ સાથે જે ઉદ્‌ભવતું નથી, નથી તો જે વિશ્વના લય સાથે લય પામતું, જેને કોઈ પુરાવાની જરૂર નથી, પરંતુ જે કશાને સ્પર્શે છે તેને વાસ્તવિક્તા બક્ષે છે. અસત્ય (ખોટા)ની તો એ પ્રકૃતિ જ છે કે તે એકાદ ક્ષણ માટે વાસ્તવિક દેખાય છે. વ્યક્તિ એવું કહી શકે કે સાચું ખોટાનું પિતા બને છે. પરંતુ ખોટું કાળ અને સ્થળમાં મર્યાદિત છે અને સંજોગો વડે પેદા થાય છે.

**સાધક** - મારે ખોટાથી છૂટકારો કઈ રીતે મેળવવો અને વાસ્તવિકને કઈ રીતે હાંસલ કરવું?

**મહારાજ** - કયા હેતુસર?

**સાધક** - વધારે સારું, વધારે સંતોષકારક, સુગ્રથિત અને સુખી જીવન જીવવા માટે.

**મહારાજ** - મન વડે જે કંઈ સંકલ્પવામાં આવે છે તે ખોટું હોય છે, કારણ કે એ નક્કી છે કે તે સાપેક્ષ અને મર્યાદિત જ હોય. વાસ્તવિક સંકલ્પના ન કરી શકાય તેવું હોય છે, તેને કોઈ હેતુસર કામે નથી લગાડી શકાતું. તેને તો માત્ર તેને ખાતર જ ઈચ્છવું પડે.

**સાધક** - સંકલ્પના ન કરી શકાય તેવાને હું કઈ રીતે ઈચ્છી શકું?

**મહારાજ** - તે સિવાય બીજું ઈચ્છવાને પાત્ર પણ શું છે? એ મંજૂર કે અન્ય ચીજને જે રીતે ઈચ્છવામાં આવતી હોય છે તે રીતે વાસ્તવિકને ન ઈચ્છી શકાય. પરંતુ તમે અવાસ્તવિકને અવાસ્તવિક તરીકે જોઈ શકો અને તેનો નિકાલ કરી શકો. ખોટાનો નિકાલ કરવાની ક્રિયા જ સાચા ભણીના માર્ગને ખુલ્લો કરતી હોય છે.

**સાધક** - હું સમજું છું, પરંતુ રોજબરોજના વાસ્તવિક જીવનમાં તે કેવું દેખાતું હોય છે?

**મહારાજ** - સ્વ-હિત અને સ્વ-નિસ્બત ખોટાના કેન્દ્રબિંદુઓ છો. તમારું રોજબરોજનું જીવન ઈચ્છાઅને ભય વચ્ચે આંદોલિત થતું હોય છે. તેને ધ્યાનપૂર્વક નીરખો અને તમે જોશો કે મન કઈ રીતે ખડકો વચ્ચેથી પસાર થતી ઉછાળા મારતી નદી માફક અસંખ્ય નામો અને રૂપો ધારણ કરતું હોય છે. દરેક કૃત્યનું પગેરું કરતાં તેના સ્વાર્થી એવા પ્રેરકબળ સુધી પહોંચો અને તેનો લય ન થાય ત્યાં સુધી તેને ધ્યાનપૂર્વક નીરખતા રહો.

**સાધક** - જીવવા માટે વ્યક્તિએ પોતાની દેખભાળ રાખવી પડે, વ્યક્તિએ પોતાને માટે પૈસા રળવા પડે.

**મહારાજ** - તમારે તમારા માટે રળવું આવશ્યક નથી, પરંતુ એવું બને કે તમારે સ્ત્રી અને બાળક માટે રળવું પડે. એવું બને કે બીજાને ખાતર તમારે કામ કરતા રહેવું પડે. અરે, માત્ર જીવતા રહેવું તે પણ એક બલિદાન હોઈ શકે. સ્વાર્થી બનવાની કોઈ જ જરૂર નથી. નજરે પડે કે તરત જ દરેક સ્વાર્થી પ્રેરકબળનો નિકાલ કરી નાખો અને તમારે સત્યની શોધ કરવાની કોઈ આવશ્યકતા નહીં રહે; સત્ય જ તમને શોધી લેશે.

**સાધક** - ઓછામાં ઓછી અમુક જરૂરીયાતો તો હોય જ છે.

**મહારાજ** - તમારું ગર્ભાધાન થયું ત્યારથી તે શું પૂરી પાડવામાં નથી આવીરર સ્વ-નિસ્બતના બંધનનો ત્યાગ કરો અને તમે જે છો - કાર્યરત બુદ્ધિમત્તા અને પ્રે**મહારાજ -** તે હોવ.

**સાધક** - પરંતુ વ્યક્તિએ જીવતા તો રહેવું પડે ને!

**મહારાજ** - તેમાં તમારું કંઈ જ ચાલે તેમ નથી - તમે જીવતા તો રહેવાના જ છો! વાસ્તવમાં તમે સમયાતીત છો અને જન્મ અને મરણની પેલે પાર છો. અને જયાં સુધી શરીરની આવશ્યક્તા છે ત્યાં સુધી

તે ટક્વાનું જ છે. મહત્ત્વનું એ નથી કે તેણે લાંબો સમય જીવવું જોઈએ. લાંબા જીવન કરતાં ભર્યું ભર્યું જીવન બહેતર છે.

**સાધક** - ભર્યું ભર્યું જીવન કેવું હોય તે કોણ કહેશે, કોણ નક્કી કરશે? તેનો આધાર તો મારી સાંસ્કૃતિક પશ્ચાદ્‌ભૂ પર રહે છે.

**મહારાજ** - જો તમે સત્યની શોધમાં હોવ તો તમારે તમારી જાતને સઘળી પશ્ચાદ્‌ભૂઓથી – સઘળી સંસ્કૃતિઓથી તથા વિચારણાની અને લાગણીની સઘળી ભાતોથી - મુક્ત કરવી પડે. અરે, તમે પુરુષો છો કે સ્ત્રી છો, કે અરે મનુષ્ય છો તે ખ્યાલનો પણ ત્યાગ કરવો પડે. જીવનનો મહાસાગર માત્ર મનુષ્યને જ નહીં પરંતુ સઘળાને સમાવે છે. માટે, સૌ પ્રથમ તો સઘળાં આત્મતાદાત્મ્યોનો ત્યાગ કરો, તમારી જાત વિશે તે આવી છે કે તેવી છે, તે ફલાણી-ફલાણી છે, આ કે તે છે તેવું વિચારવાનું બંધ કરો. સઘળી સ્વ-નિસ્બતોનો ત્યાગ કરો, તમારા ભૌતિક કે આધ્યાત્મિક કલ્યાણ બાબતે ચિંતા ન કરો, સઘળી સ્થૂળ કે સુક્ષ્મ ઇચ્છાઓનો ત્યાગ કરો, કોઇ પણ પ્રકારની સિધ્ધી બાબતે વિચારવાનું બંધ કરો. તમે પૂર્ણપણે અહીં અને અત્યારે જ છો, તમારે કશાનીયે આવશ્યકતા નથી.

તેનો અર્થ એવો નથી થતો કે તમારે બુધ્ધિહીન અને મૂર્ખ હોવું પડે, ભાવિની વેતરણ વિનાનું કે બેપરવા હોવું પડે; કરવાનું છે બસ એટલું જ કે પોતાની જાત વિશેની જે બુનિયાદી ચિંતાતુરતા છે તેણે વિદાય લેવી પડે. તમારે તમારા માટે તેમજ તમારા આશ્રિતો માટે થોડાક આહાર, વસતો અને આશ્રયસ્થાનની આવશ્યકતા હોય છે, પરંતુ લાલસાને જ્યાં સુધી આવશ્યકતા તરીકે સ્વીકારી લેવામાં નહીં આવે ત્યાં સુધી આ બાબત કોઇ સમસ્યા નહીં સર્જે. ચીજવસ્તુઓ જેવી છે તેવી છે તેમ સમજીને તેની સાથે સંવાદી રહી જીવો - નહીં કે તેમને જેવી કલ્પવામાં આવી છે તેવી સમજીને.

**સાધક** - જો હું મનુષ્ય નથી તો શું છું?

**મહારાજ** - જે તમને એવું વિચારવા પ્રેરે છે કે તમે મનુષ્ય છો તે મનુષ્ય નથી. તે ચેતનાના એક પરિમાણવિહીન બિંદુ સિવાય - સભાન ન-કશા સિવાય - અન્ય કશુંયે નથી; તમે તમારા વિશે માત્ર એટલું જ કહી શકો કે - "હું છું'. તમે વિશુધ્ધ હોવાપણું - જાગૃતિ – પરમાનંદ છો. તેનો સાક્ષાત્કાર કરવો તે જ શોધનો અંત છે. તમે તેને ત્યારે પામો છો જયારે તમે તમારી જાત વિશે જે સઘળું વિચારો છો તેને નરી કલ્પના તરીકે જુઓ છો, અને અનિત્યની અનિત્ય તરીકેની, કાલ્પનિકની કાલ્પનિક તરીકેની, અવાસ્તવિકની અવાસ્તવિક તરીકેની વિશુધ્ધ જાગૃતિમાં અલિપ્ત ખડા રહો છો. તે જરા પણ મુશ્કેલ નથી, પરંતુ અનાસક્તિ આવશ્યક છે. ખોટાને વળગી રહેવાનું જ સત્યને જોવાનું આટલું બધું મુશ્કેલ બનાવે છે. એક વાર તમે સમજો છો કે ખોટા(અસત્ય)ને સમયની જરૂર પડે છે અને જેને સમયની જરૂર પડે છે તે ખોટું હોય છે, કે તમે સત્યની નજીક આવી પહોંચો, જે સમયાતીત છે, સદાયે વર્તમાન(1057 - અબઘડી)માં છે. સમયમાં શાશ્વતિ એ નર્યું પુનરાવર્તન છે, ઘડીયાળની ગતિ માફક. તે અનંતપણે ભૂતકાળમાંથી ભવિષ્યકાળમાં વહે છે, એક રિક્ત સાતત્ય છે. વાસ્તવિક્તા (સત્ય) જ વર્તમાનને આટલો બધો જીવંત બનાવે છે, નર્યા માનસિક એવા ભૂતકાળ અને ભવિષ્યકાળથી આટલો બધો અલગ પાડે છે. જો તમારે કશુંક સિધ્ધ કરવા માટે સમયની આવશ્યકતા રહેતી હોય તો તે ચોક્કસ ખોટું હોવું જોઇએ. વાસ્તવિકતા સદાયે તમારી સાથે જ હોય છે; તમે જે છો તે હોવા માટે તમારે રાહ જોવાની આવશ્યકતા નથી. તમારે માત્ર એટલું જ કરવાનું છે કે શોધમાં તમારે તમારા મનને તમારાથી બહાર નથી જવા દેવાનું. જ્યારે તમે કશુંક ઇચ્છો ત્યારે તમારી જાતને પૂછોઃ શું મારે તેની ખરેખર જરૂર છે? અને જો જવાબ ના હોય તો પછી બસ તેને પડતું મૂકો.

**સાધક** - શું મારે સુખીન જ થવુંજોઇએ? એવું બને કે મારે કોઇ ચીજની જરૂર ન હોય, તેમ છતાંયે જો તે મને સુખી કરી શકતી હોય, તો શું મારે તેને પકડવી જોઇએ?

# હું તે છું

**મહારાજ** - તમે છો તેના કરતાં વધારે સુખી તમને કશું જ ન કરી શકે. સુખની સઘળી શોધ દુઃખ છે અને વધારે દુઃખ ભણી દોરી જાય છે. જો એક માત્ર કોઇ સુખ હોય તો તે ચેતન હોવા(૦૦॥5૯1005 છંલૌળટ્ટ)નું સ્વાભાવિક કુદરતી) સુખ છે.

**સાધક** - જાગૃતિની આવી ઉચ્ચ કક્ષાએ પહોંચી શકું તે અગાઉ મારે શું પુષ્કળ અનુભવની આવશ્યકતા નથી?

**મહારાજ** - અનુભવ પાછળ માત્ર સ્મૃતિને છોડી જાય છે અને અગાઉથી જ પૂરતા ભારે એવા બોજમાં ઓર ઉમેરો કરે છે. તમારે વધારે કોઇ અનુભવોની જરૂર નથી. ભૂતકાળના છે તેટલા પર્યાપ્ત છે. અને જો તમને એવું લાગતું હોય કે તમારે વધારે અનુભવની જરૂર છે તો તમારી આસપાસના લોકોના હૃદયમાં ઝાંખો. તમને વિવિધ પ્રકારના અનુભવો જાણવા મળશે જેમાંથી તમે હજાર વરસે પણ પસાર નહીં થઇ શકો. અન્ય લોકોના દુઃખમાંથી શીખો, તમારા દુઃખને તમારા માટે બચાવો. તમારે જરૂર અનુભવની નથી, પરંતુ જરૂર છે સઘળા અનુભવમાંથી મુક્તિની. અનુભવ માટે લાલચુ ન બનો; તમારે કોઇ અનુભવની જરૂર નથી.

**સાધક** - શું આપ પોતે અનુભવમાંથી પસાર નથી થતા?

**મહારાજ** - મારી આસપાસ ઘટનાઓ ઘટે છે, પરંતુ હું તેમાં કોઈ ભાગ નથી લેતો. હું જયારે લાગણીકીય રીતે સંડોવાયેલો હોઉં છું ત્યારે જ માત્ર કોઇ ઘટના અનુભવ બને છે. હું એક એવી પુર્ણ અવસ્થામાં હોઉં છું જેને પોતાને બહેતર બનાવવાની કોઈ ઈચ્છા નથી હોતી. મારે અનુભવ ક્યા કામનોર્

**સાધક** - વ્યક્તિને જ્ઞાનની, કેળવણીની જરૂર હોય છે.

**મહારાજ** - બાબતો સાથે કામ પાડવા માટે બાબતોના જ્ઞાનની જરૂર પડે છે. લોકો સાથે કામ પાડવા તમારે સૂઝ અને સહાનુભૂતિની જરૂર પડે છે. તમારી પોતાની સાથે કામ પાડવા તમારે કશાનીયે જરૂર નથી. તમે જે છો તે રહો (હોવ)ઃ તમે ચેતન સ્વરૂપ છો અને તમારી જાતથી ભટકીને દૂર ન નીકળી જાવ.

**સાધક** - યુનિવર્સિટીની કેળવણી અત્યંત ઉપયોગી છે.

**મહારાજ** - તે બાબતે કોઈ શંકા નથી. તે તમને આજીવિકા રળવામાં મદદ કરે છે. પરંતુ કઈ રીતે જીવવું તે તે નથી શીખવાડતી. તમે મનોવિજ્ઞાનના વિદ્યાર્થી છો. એવું બને કે તે તમને અમુક પરિસ્થિતિઓમાં મદદ કરે. પરંતુ શું તમે મનોવિજ્ઞાન વડે જીવી શકો ખરા? જીવન માત્ર ત્યારે તેના નામને પાત્ર બને જ્યારે સત્યને આચારમાં પ્રતિબિંબિત કરે. કોઇ યુનિવર્સિટી તમને એવું જીવતા નહીં શીખવે કે જેથી કરીને જ્યારે તમારા મરવાનો સમય આવે ત્યારે તમે એમ કહી શકો કે - હું સરસ રીતે જીવ્યો, મારે ફરી જીવવાની આવશ્યકતા નથી. આપણામાંના મોટા ભાગના ફરી જીવવાની ઈચ્છા સાથે જ મરતા હોઇએ છીએ. પુષ્કળ ભૂલો થઇ હોય છે, ઘણું બધું કરવાનું બાકી રહી ગયું હોય છે. મોટા ભાગના લોકો તો કશુંયે કર્યા વિના બસ ઝાડવાની જેમ જ જીવતા હોય છે. તેઓ માત્ર અનુભવને એકઠો કરે છે અને તેમની સ્મૃતિને સમૃધ્ધ કરે છે. પરંતુ અનુભવ સત્યનો નકાર છે, જે સત્ય નથી તો ઈન્દ્રિયગત કે નથી તો મનોગત, નથી તો શરીરનું, કે નથી તો મનનું, પછી ભલે તે બન્નેને સમાવતું કે અતિક્રમી જતું હોય.

**સાધક** - પરંતુ અનુભવ તો અતિ ઉપયોગી છે. અનુભવ વડે જ તમે શીખતા હોવ છો કે જ્વાળાને ન અડાય.

# હું તે છું

**મહારાજ** - ભૌતિક બાબતો સાથે કામ પાડવામાં અનુભવ સૌથી વધારે ઉપયોગી છે તે તો હું તમને અગાઉ કહી જ ગયો છું. આપણે કાર હંકારવાની, કે પૈસા રળવાની વાત નથી કરી રહ્યા. લોકો અને તમારી જાત સાથે કઇ રીતે કામ પાડવું, જીવન કઇ રીતે જીવવું તે તમને આ અનુભવ શીખવતો. આ માટે તમારે જુદા જ અનુભવની જરૂર છે. તમારો દોવો તમે જ બનો તે માટે ભૌતિક જ્ઞાન તમને મદદ નહીં કરે. ભૌતિક જ્ઞાન કરતાં તમારે કંઈક વધારે આત્મીય અને ગહન એવા કશાકની જરૂર છે, તમારે ખરા અર્થમાં તમારી જાત હોવાનું છે. તમારું બાહ્ય જીવન ઓછા મહત્ત્વનું છે. તમે રાતના ચોકોદાર બની શકો છો અને સુખેથી જીવી શકો છો. મહત્ત્વનું એ છે કે તમે અંદરથી કેવા છો. તમારી અંદરના શાંતિ અને આનંદ તમારે અર્જિત કરવા પડશે. પૈસા રળવા કરતાં તે ક્યાંય વધારે કપરું છે. કોઇ યુનિવર્સિટી તમને તમારી જાત બનવાનું (હોવાનું) ભણાવી ન શકે. શીખવાની એક માત્ર રીત છે મહાવરો કરવો તે. અત્યારથી જ તમારી જાત બનવાનું શરૂ કરી દો. જે તમે નથી તે સઘળાનો નિકાલ કરી નાખો અને તમારામાં વધારે ઊંડા ઉતરો. જે રીતે કૂવો ખોદતો માણસ જ્યાં સુધી પાણી ધરાવતા તળ સુધી નથી પહોંચતો ત્યાં સુધી પાણી સિવાય જે કંઇ વચ્ચે આવે છે તેનો ત્તિકાલ કરતો રહે છે તે રીતે તમારે તમારું પોતાનું જે કંઇ નથી તેનો નિકાલ કરવો પડે, એ ત્યાં સુધી કે આખરે તમારી પાસે તમારું કહેવાય તેવું કંઇ જ ન બચે. તમારા જાણવામાં આવશે કે હવે પાછળ જે રહ્યું છે તે એવું છે કે મન તેને વળગી શકે તેમ નથી. અરે, તમે મનુષ્ય પ્રાણી પણ નથી. બસ તમે માત્ર છો - એટલું જ - જાગૃતિનું એક બિંદુ, સમય અને સ્થળ સાથે વિસ્તરેલું અને તે બન્નેની પેલે પાર, આખરી કારણ, જે પોતે વણકારણ છે. જો તમે મને પૂછશો કે - "આપ કોણ છોર?' તો મારો જવાબ હશે - "કશુંયે વિશિષ્ટ નહીં. અને તેમ છતાંયે હું છું.'

**સાધક** - જો તમે કશુંયે વિશિષ્ટ નથી તો પછી તમે વૈશ્વિક જ હોવા જોઈએ.

**મહારાજ** - વૈશ્વિક હોવું એટલે શું - કોઇ સંકલ્પના તરીકે નહીં, પરંતુ જીવનની એક રીતે તરીકે? અલગ ન પડવું, વિરોધ ન કરવો, પરંતુ જે કંઇ તમારો સંપર્ક કરે તેને સમજવું અને પ્રેમ કરવો, એટલે જ વૈશ્વિક રીતે જીવવું. ખરેખર એવું કહેવાને સક્ષમ હોવું કે - હું જ જગત છું, જગત જ હું છે, હું જગતમાં બિલકુલ ઠીકઠાક છું, જગત મારું પોતાનું છે. દરેક અનુભવ મારો અનુભવ છે, દરેક ચેતના મારી ચેતના છે, દરેક દુઃખ મારું દુઃખ છે, દરેક આનંદ મારો આનંદ છે - આ છે વૈશ્વિક જીવન. તેમ છતાંયે મારું વાસ્તવિક સ્વરૂપ, અને તમારું પણ, વિશ્વની પેલે પાર છે, અને માટે, વિશિષ્ટ અને વૈશ્વિક શ્રેણીઓની પેલે પાર છે. તે જે છે તે છે, પુર્ણપણે સ્વયંસંપૂર્ણ અને નિરાલંબ.

**સાધક** - મારા માટે તે સમજવું કપરું છે.

**મહારાજ** - આ બાબતો પર ઊંડો વિચાર કરવા તમારે તમારી જાતને સમય આપવો પડે. નવા ચીલા પાડ્યા વિના તમારે તમારા મગજમાં પડેલા જૂના ચીલાઓને ભૂંસવા પડે. તમારે તમારી જાતનો ચલની પેલે પારના નિશ્ચલ તરીકે સાક્ષાત્કાર કરવો પડે, જે કંઇ બને છે તે સઘળાના મૌન સાક્ષી તરીકેનો સાક્ષાત્કાર કરવો પડે.

**સાધક** - શું તેનો અર્થ એવો થાય કે મારે સક્રીય જીવનના પૂરા ખ્યાલનો ત્યાગ કરી દેવો પડે?

**મહારાજ** - જરા પણ નહીં. લગ્નજીવન હશે, બાળકો હશે, કુટુંબને પાળવા માટે પૈસો રળવાની ક્રિયા હશે; આ સઘળું કુદરતી ઘટનાઓ માફક સહજપણે ઘટતું રહેશે, કારણ કે નનિયતિએ તો તેના આખરી મુકામ પર પહોંચવું જ પડે; આવતાં રહેતાં નાનાં કે મોટાં કામોનો ધ્યાનપૂર્વક અને પૂર્ણપણે સામનો કરતા રહીને તમે કશાયે અવરોધ વિના તેમાંથી પસાર થશો. પરંતુ એકંદર વલણ પ્રેમભરી અનાસક્તિનું, અતાગ સદ્ભાવનું, બદલાની અપેક્ષા વિનાનું, માગ્યા વિના આપવાનું જ હશે. લગ્નમાં નથી તો તમે પતિ કે નથી તો તમે પત્ની, તમે તે બે વચ્ચેનો પ્રેમ છો. તમે એ નિર્મળતા અને ભલાઇ છો જે સઘળી બાબતોને વ્યવસ્થિત અને આનંદિત બનાવતી હોય છે. એવું બને કે તે તમને કંઈક ધૂંધળું લાગતું હોય, પરંતુ જો તમે થોડોક વિચાર કરશો તો

તમારા જોવામાં આવશે કે રહસ્યભર્યું જ સૌથી વધારે વ્યવહારુ હોય છે, કારણ કે તે તમારા જીવનને સર્જનાત્મક રીતે સુખી બનાવે છે. તમારી ચેતના વધુ ઉચ્ચ આયામને પામે છે, જ્યાંથી તમને સઘળું વધારે સ્પષ્ટ દેખાય છે, અને વધારે તીવ્રતાપૂર્વક પણ . તમને સમજાય છે કે જન્મ સમયે તમે જે વ્યક્તિ બન્યા હતા અને મરણ સમયે જેનો અંત આવશે તે વ્યક્તિ હંગામી અને ખોટી છે. ઈચ્છાઓ અને ભીતિઓની પકડમાં હોવ તેવા તમે કોઈ ઈન્દ્રિયસુખ લોલુપ, લાગણીગ્રસ્ત અને બુદ્ધિના ગુલામ વ્યક્તિ નથી. તમારા સત્સ્વરૂપને શોધી કાઢો. "હું શું છું?' તે સઘળા તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાનનો પાયાનો પ્રશ્ન છે. તેમાં ઊંડા ઉતરો.

## અનુભવ એ કંઈ ખરી વસ્તુ નથી [૬૭]

**મહારાજ** - મુમુક્ષુ એ છે જે પોતાની જાત સ્વિરૂપ)ની શોધમાં છે. થોડા સમયમાં જ તેના જાણવામાં આવી જાય છે કે તેના પોતાનું શરીર તે ન હોઈ શકે. એક વાર "હું શરીર નથી' તે દઢ માન્યતા એવી તો પાકી થઈ જાય છે કે પછી તે શરીર માટે કે શરીર વતી અનુભવી, વિચારી અને વર્તી નથી શકતો, તે સહેલાઈથી એ જાણશે કે તે વૈશ્વિક સ્વરૂપ, જ્ઞાન, વર્તન છે અને તેનામાં તેના દ્વારા સમગ્ર વિશ્વ વાસ્તવિક, સભાન અને સક્રીય છે. આ જ સમસ્યાનું હાદ છે. કાં તો તમે શરીર-સભાન છો અને સંજોગોના ગુલામ છો કે પછી તમે વૈશ્વિક ચેતના ખુદ છો - અને દરેક ઘટનાનું નિયંત્રણ પૂર્ણપણે તમારા હાથમાં છે. તેમ છતાંયે, વૈયક્તિક કે વૈશ્વિક, એ મારો ખરો નિવાસ નથી; હું તેમાં નથી, તે મારું નથી, તેમાં કોઈ "મને(પેલો હું)' નથી. હું પેલે પાર છું, કોઈ કઈ રીતે નથી તો ચેતન કે નથી તો અચેતન, બસ માત્ર પેલે પાર છે, તે સમજાવવું જોકે સહેલું નથી. હું એ ન કહી શકું કે હું ઈશ્વરમાં છું કે હું ઈશ્વર છું; ઈશ્વર વૈશ્વિક પ્રકાશ અને પ્રેમ છે, વૈશ્વિક સાક્ષી છેઃ હું વૈશ્વિકની પણ પેલે પાર છું.

**સાધક** - તે સંજોગોમાં આપ નામ અને રૂપ વિનાના છો. આપ કયા પ્રકારનું અસ્તિત્વ (સ્વરૂપ) ધરાવો છો?

**મહારાજ** - હુંજે છું તે છું,નથી તો સાકાર કે નથી તો નિરાકાર, નથી તો ચેતન કે નથી તો અચેતન. હું આ સઘળા બહાર છું.

**સાધક** - આપ નેતિ-નેતિ અભિગમ અપનાવી રહ્યા છો.

**મહારાજ** - નર્યા નકાર વડે તમે મને શોધી (જાણી, પામી) નહીં શકો. જેમ હું સથળું છું તેમ કશુયે નથી પણ. નથી તો બક્ષે કે નથી તો બેમાંથી કોઈ એક. આ વ્યાખ્યાઓ વિશ્વના માલિકને લાગુ પડે છે, મને નહીં.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે આપ બસ કંઈ જ નથી?

**મહારાજ** - અરે, ના! હું પૂર્ણ અને અક્ષત છું. હું સ્વરૂપનું હોવાપણું છું, જાણવાનું જાણવાપણું છું, સુખની પરિપૂર્ણતા છું. તમે મને વિશ્લેષણ કરીને રિક્ત પુરવાર નહીં કરી શકો!

**સાધક** - જો આપ શબ્દોની પેલે પાર હોવ તો પછી આપણે વાત શાની કરીશું? આધ્યાત્મિક રીતે વાત કરવા જઈએ તો આપ જે કહો છો તે સુસંગત છે; તેમાં કોઈ આંતરિક વિરોધાભાસ નથી. પરંતુ આપ જે કહો છો તેમાં મારા માટે કોઈ આહાર નથી - મારી ભૂખ ભાંગે તેવું કશું નથી. તે પૂર્ણપણે મારી તાકીદની આવશ્યકતાઓની પેલે પારનું છે. હું જ્યારે રોટલો માગી રહ્યો છું ત્યારે આપ મને રત્નો ધરી રહ્યા છો. તેઓ સુંદર છે, તે બાબતે કોઈ શંકા નથી, પરંતુ તેનાથી મારે મારી ભૂખ કઈ રીતે ભાંગવી?

**મહારાજ** - એવું નથી. તમારે જેની આવશ્યક્તા છે તે - જાગૃતિ - જ હું તમારી આગળ ધરી રહ્યો છું. તમે ભૂખ્યા નથી અને તમારે રોટલાની આવશ્યકતા નથી. તમારે આવશ્યકતા છે અટકાવની, ત્યાગની, છૂટકારાની. તમે જેને તમારી આવશ્યકતા માનો છો તેની તમારે જરૂર નથી. તમારી ખરી આવશ્યક્તાને હું જાણું છું, તમે નહીં. હું જે અવસ્થામાં છું તે અવસ્થા પર તમારે પાછા ફરવાની જરૂર છે - એટલે કે તમારી સ્વાભાવિક અવસ્થા પર. અન્ય જે કશા વિશે કદાચ તમે વિચારશો તે ભ્રમણા અને અડચણ જ છે. મારો વિશ્વાસ કરો, તમે જે છો તે હોવા સિવાય અન્ય કશાની તમારે આવશ્યકતા નથી. તમે કલ્પના કરો છો કે તમે પરિગ્રહ વડે તમારું મૂલ્ય વધારશો. તે તો એવું છે કે જાણે સોનુ એવું વિચારતું હોય કે તાંબાનો ઉમેરો તેને બહેતર બનાવશે. તમારા સ્વભાવને માટે પરદેશી હોય તે સઘળાનો નિકાલ, વિશુદ્ધીકરણ, ત્યાગ પૂરતાં છે. અન્ય સઘળું પતરાજી છે, નિરર્થક આપવડાઈ છે.

**સાધક** - કરવા કરતાં કહેવું સહેલું છે. પેટના દુઃખાવા સાથે કોઈ માણસ આપની પાસે આવે છે અને આપ તેને તેનું પેટ ખાલી કરવાની સલાહ આપો છો. અલબત્ત, મન નહીં હોય તો કોઈ જ સમસ્યા નહીં હોય. પરંતુ મન તો છે જ - સાવ જ અનુભવી શકાય તે રીતે.

**મહારાજ** - મન જ તમને કહે છે કે તે વિદ્યમાન છે. છેતરાઓ નહીં. મન વિશેની સઘળી અનંત દલીલો તેના પોતાના રક્ષણ, સાતત્ય અને વિસ્તરણ માટે મનના ખુદના વડે જ પેદા કરવામાં આવે છે. મનના તરંગોને, સંકલ્પો-વિકલ્પોને ધ્યાન પર લેવાનો નર્યો નકાર જ તમને તેની પેલે પાર લઈ જશે.

**સાધક** - મહારાજ, હું તો એક વિનમ્ર મુમુક્ષુ છું, જ્યારે આપ તો પરબ્રહ્મ ખુદ છો. હવે પેલો મુમુક્ષુ પ્રબુદ્ધ બતવા માટે આપ પરબ્રહ્મનો સંપર્ક સાધે છે. પરબ્રહ્મ શું કરે છે?

**મહારાજ** - હું તમને જે કહી રહ્યો છું તે સાંભળો અને તેનાથી દૂર ન જાઓ. સઘળો સમય તે વિશે જ વિચારો અને અન્ય કશાનો વિચાર ન કરો. ત્યાં સુધી પહોચ્યા બાદ સઘળા વિચારોનો ત્યાગ કરો, માત્ર જગત વિશેના જ નહીં પરંતુ તમારા વિશેના પણ. મૌન જીવંત જાગૃતિમાં સઘળા વિચારોની પેલે પાર મુકામ કરો. તે પ્રગતિ નથી, કારણ કે જ્યાં આગળ તમે આવી પહોંચો છો તે તો તમારી રાહ જોતું તમારી અંદર અગાઉથી જ વિદ્યમાન છે.

**સાધક** - તો આપ એમ કહો છો કે મારે વિચારો કરવાનું બંધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ અતે "હું છું' ખ્યાલમાં સ્થિત થવું જોઈએ.

**મહારાજ** - હા, અને "હું છું' સંબંધિત કોઈ પણ વિચારો તમને આવે તેમને સઘળાને અર્થોથી રિક્ત કરી નાખો, તેમના પર કોઈ જ ધ્યાન ન આપો.

**સાધક** - પશ્ચિમમાંથી આવતા ઘણા યુવાન લોકોને મારે મળવાનું બને છે અને હું જોઉં છું કે જ્યારે તેમને ભારતીયો સાથે સરખાવવામાં આવે છે ત્યારે એક પાયાનો તફાવત જોવા મળે છે. તેમનું અંતઃકરણ જાણે અલગ હોય તેવું લાગે છે. આત્મા, સત્ય, વાસ્તવિકતા, વિશુદ્ધ મન, વૈશ્વિક ચેતના જેવા ખ્યાલો ભારતીય મન સહેલાઈથી ગ્રહી લે છે. તે ખ્યાલોનો રણકાર પરિચિત લાગે છે, તેમનો સ્વાદ મધુર હોય છે. પાશ્ચાત્ય મન કોઈ પ્રતિભાવ નથી આપતું, અથવા તો તેમનો નકાર ભણે છે. તે નક્કર બને છે અને તરત જ તેનો સ્વીકૃત મૂલ્યોની સેવામાં ઉપયોગ કરવા માગે છે. આ મૂલ્યો ઘણી વાર વ્યક્તિગત હોય છેઃ આરોગ્ય, ખાધેપીધે સુખી હોવું. આબાદી; કેટલીક વાર તે સામાજિક હોય છે - બહેતર સમાજ, સૌ માટે વધારે સુખી જીવન; સૌ વ્યક્તિગત કે અવ્યક્તિગત જાગતિક સમસ્યાઓ સાથે સંકળાયેલાં હોય છે. પશ્ચિમના લોકો સાથે વાત કરતી વખતે ઘણી વાર બીજી એક મુશ્કેલી એ અનુભવવામાં આવે છે કે તેમના માટે સઘળું અનુભવ છે - જે રીતે તેઓ ખોરાક, પીણાં અને સ્ત્રીઓને, કળા અને મુસાફરીને અનુભવવા માગે છે તે રીતે તેઓ યોગ, સાક્ષાત્કાર અને મોક્ષને અનુભવવા માગે છે. કોઈક કિંમત ચૂકવીને મેળવવા માટેનો તેમના માટે તે એક ઓર અનુભવ હોય છે. તેઓ કલ્પે છે કે આવો અનુભવ

ખરીદી શકાતો હોય છે અને તેઓ કિંમત માટે સોદાબાજી કરે છે. સમય અને પ્રયાસની દષ્ટિએ જ્યારે કોઇ ગુરુ ખૂબ ઊંચી કિંમત માગે છે ત્યારે તેઓ બીજા ગુરુ પાસે જાય છે, જે તેમને હ્તા પદ્ધતિએ ચૂકવણી માફક સઘળું હાજર કરી દેવાની ખાતરી આપે છે, જે દેખીતી રીતે તો ખૂબ સરળ લાગે છે, પરંતુ કદીયે પ્રાપ્ત ન થઇ શકે તેવી પરિસ્થિતિઓથી યુક્ત હોય છે. તે પેલી જૂની કથા જેવું છે કે તમે જ્યારે આ દવા લો ત્યારે રાખોડી રંગના વાદરાનો વિચાર ન કરતા! આ કિસ્સામાં વાત જગતનો વિચાર ન કરવાની છે, "સઘળા જીવ-ભાવનો ત્યાગ કરવાની છે', "સઘળી ઈચ્છાઓને બુઝાવી દેવાની છે', "પૂર્ણ બ્રહ્મચારી બનવાની છે' વગેરે વગેરે. સ્વાભાવિક છે કે સઘળા સ્તરોએ એક વ્યાપક છેતરપિંડી ચાલી રહી છે અને પરિણામો શૂન્ય છે. કેટલાક ગુરુઓ મરણિયા થઈને સઘળા અનુસાશનનો ત્યાગ કરે છે, કોઈ શરતો નથી સૂચવતા, અનાયાસપણાની, સ્વાભાવિકતાની, આમ "કરવું જ જોઈએ' કે આમ "ન જ કરવું જોઈએ" તેવી કોઈ ભાત વિના નરી નિષ્ક્રીય જાગ્રતિ હેઠળ જીવવાની સલાહ આપે છે. અને એવા કેટલાયે શિષ્યો છે કે જેઓ પોતાના ભૂતકાળના અનુભવને કારણે પોતાની જાતને એટલી બધી ધિક્કારે છે કે તેઓ પછી પોતાની જાત ભણી જોવાની ઈચ્છા જ નથી કરતા. ભલે તેમને અભાવો ન આવી ગયો હોય પરંતુ તેઓ કંટાળી ગયા હોય છે. તેઓ જ્ઞાનથી એટલા બધા છલકાઈ ગયા હોય છે, ધરાઈ ગયા હોય છે કે તેઓ અન્ય કશુંક ઈચ્છે છે.

**મહારાજ** - જો તેમને પસંદ ન હોય તો ભલે તેઓ તેમની જાત બાબતે ન વિચારે. તેમને કોઇ ગુરુ સાથે રહેવા દો, તેમના ગુરુને નીરખવા દો, તેમના વિષે વિચારવા દો. થોડા સમયમાં જ એક પરમાનંદનો અનુભવ થશે, તદન નવો જ, અગાઉ કદીયે ન અનુભવ્યો હોય તેવો, જેવો કદાચ તેમણે માત્ર તેમના બાળપણમાં જ અનુભવ્યો હોય છે. આ અનુભવ અચૂકપણે એટલો બધો નવીન હોય છે કે જે તેમના ધ્યાનને આકર્ષશે અને રસ પેદા કરશે; એક વાર આ રસ પેદા થયો કે, સર્જાયો કે પછી તેની પાછળ પાછળ એક વ્યવસ્થિત આચાર પણ જન્મશે.

**સાધક** - આ લોકો ખૂબ જ આલોચનાત્મક અને શંકાશીલ હોય છે. ઘણા ઉપદેશો અને ઘણી નિરાશામાંથી પસાર થયા બાદ તેઓ તેવા જ હોઈ શકે. એક તરફ તેઓ અનુભવ ઈચ્છે છે અને બીજી તરફ તેઓ તેના પર વિશ્વાસ નથી કરતા. તેમને કઈ રીતે સમજાવવા તે તો માત્ર ભગવાન જ જાણે!

**મહારાજ** - સાચી સમજ અને પ્રેમ તેમનામાં તે સમજ પેદા કરશે.

**સાધક** - કેટલોક આધ્યાત્મિક અનુભવ થયા બાદ એક અન્ય તકલીફ ખડી થાય છે. તેઓ ફરિયાદ કરે છે કે તે અનુભવ ટકતો નથી, તે જ્યારે ત્યારે આવતો જતો રહે છે, થતો મટતો રહે છે. એક વાર આ લોલીપોપ મળી કે તેઓ તેને સઘળો સમય ચગળતાં રહેવાની, ચૂસતાં રહેવાની ઈચ્છા કરતા રહે છે.

**મહારાજ** - અનુભવ ભલે ગમે તેટલો ઉદાત્ત હોય પરંતુ તે કંઈ વાસ્તવિક ચીજ નથી. તેનો સ્વભાવ જ એવો છે કે તે આવતો જતો રહે, થતો મટતો રહે. સાક્ષાત્કાર એ કંઈ કોઈ અર્જિત કરેલી ચીજ નથી. વિશેષ કરીને તે તો એક પ્રકારની સમજ છે. એક વાર પામ્યા બાદ તેને કદીયે ગુમાવી ન શકાય. તો બીજી તરફ ચેતના પરિવર્તનશીલ છે , વહેતી છે, પળે પળે રૂપાંતરણ પામતી રહે છે. ચેતના અને તેની સામગ્રીને વળગી ન રહો. જો તેને વળગી રહ્યા તો તે અટકી જાય છે, નિષ્ચેતન થઈ જાય છે. સમજના સ્ફુલ્લિંગને કે સુખના આવેગને ટકાવી રાખવાનો પ્રયત્ન તે જેને ટકાવી રાખવા માગે છે તેના માટે વિનાશક હોય છે. જે આવે છે તેણે જવું જ પડે છે. નિત્યત્વ તો સઘળા આવવા જવાની પેલે પાર છે. સઘળા અનુભવના, સઘળા હોવાના ભાવના મૂળમાં જાઓ. હોવા અને ન-હોવાની પેલે પાર વાસ્તવિકતાની વિરાટતા આવેલી છે. ફરી ફરી પ્રયત્ન કરો.

**સાધક** - પ્રયત્ન માટે વ્યક્તિને શ્રદ્ધાની આવશ્યકતા રહેતી હોય છે.

**મહારાજ** - તે પહેલાં તે માટેની ઈચ્છાનું હોવું અનિવાર્ય છે. જયારે ઈચછા તીવ્ર હશે ત્યારે પ્રયત્ન કરવા માટેનો રાજીપો (ઈચ્છાશક્તિ) આવી મળશે. જ્યારે ઈચ્છા તીવ્ર હોય છે ત્યારે તમારે સફળતાની ખાતરીની કોઈ જ આવશ્યકતા નથી રહેતી. તમે જુગાર ખેલવા તૈયાર હોવ છો.

**સાધક** - શક્તિશાળી ઈચ્છા, શક્તિશાળી શ્રધ્ધા - બન્ને એક જ છે. આ લોકો તેમના માતા-પિતા કે સમાજનો, કે અરે, તેમની પોતાની જાતનો પણ વિશ્વાસ નથી કરતા. જે કશાને પણ તેઓ સ્પર્શે છે તે સઘળું રાખ બની જાય છે. તેમને સાવ જ નિરપેક્ષપણે અસલ કહેવાય, નિઃસંદેહ કહેવાય તેવો, મનની સઘળી દલીલોની પેલે પારનો એક અનુભવ કરાવો કે પછી તેઓ ધરતીના છેડા સુધી તમારો પીછો નહીં છોડે.

**મહારાજ** - પરંતુ હું તે સિવાય અન્ય કશું જ નથી કરી રહ્યો! વણથાક્યા હું તેમનું ધ્યાન એક નિઃસંદેહ પરિબળ - એટલે કે હોવાના પરિબળ - ભણી દોરતો હોઉં છું. હોવાપણાને કોઈ પુરાવાની જરૂર નથી - તે અન્ય સઘળાને પુરવાર કરે છે. જો તેઓ માત્ર હોવાપણાના પરિબળમાં ઊંડે સુધી ઉતરે તો અને જે વિરાટતા અને ભવ્યતાનું "હું છું' દ્વાર છે તેને પામે તો અને તેને પાર કરે તો તેમનું જીવન સુખ અને પ્રકાશથી ભર્યું ભર્યું હશે. મારો વિશ્વાસ કરો કે તમે જેને પામો છો તેની સરખામણીમાં તમે જે પ્રયાસ કરો છો તે તો કશુંયે નથી.

**સાધક** - આપ જે કહો છો તે સાચું છે. પરંતુ આ લોકોને નથી તો હોતો આત્મવિશ્વાસ કે નથી તો હોતી ધીરજ. અરે, લગરિક એવો પ્રયાસ પણ તેમને થકવી દે છે. તેમને અંધારામાં ફાંફાં મારતાં જોવા તે ખરેખર દુઃખદ છે અને તેમ છતાંયે તેઓ મદદગાર હાથને ઝાલી નથી શકતા. મૂળભૂતપણે તો તેઓ મજાના લોકો છે, પરંતુ સાવ વિસ્મયગ્રસ્ત છે. હું તેમને કહું છુંઃ તમે તમારી શરતે તો સત્યને નહીં જ પામી શકો. તમારે શરતો તો સ્વીકારવી જ પડશે. આનો તેઓ સામો જવાબ આપતાં કહે છેઃ કેટલાક શરતો સ્વીકારશે અને કેટલાક શરતો નહીં સ્વીકારે. સ્વીકૃતી કે અસ્વીકૃતી ઉપરછલ્લી અને અકસ્માતીય છે, અણચિંતવી છે; વાસ્તવિકતા સૌમાં છે; જેની સાથે કોઈ જ શરતો ન જોડાયેલી હોય તેવો, સૌ ચાલી શકે તેવો કોઈક માર્ગ તો હોવો જ જોઈએ.

**મહારાજ** - જીવનના દરેક ક્ષેત્રમાં, દરેક સ્તરે, સૌ માટે ખુલ્લો હોય તેવો માર્ગ છે જ. દરેક વ્યક્તિ પોતાનાથી જાગ્રત છે. આત્મ-જાગ્રતિને ગહન અને વ્યાપક કરવી તે જ તે રાજમાર્ગ છે. તેને હોશપૂર્ણતા કહો, સાક્ષીત્વ કહો કે માત્ર ધ્યાન કહો - તે સૌ માટે છે. તેના માટે કોઈ જ અપરિપક્વ નથી અને તેમાં કોઈ જ નિષ્ફળ ન જઈ શકે. પરંતુ હા, એટલું ખરું કે તમારે માત્ર સતર્ક રહેવાનું છે તેટલું જ નથી. તમારી હોશપૂર્ણતાએ પોતાનામાં મનનો પણ સમાવેશ કરવો પડે. સાક્ષીત્વ એટલે મૂળભૂતપણે તો ચેતના અને તેની ગતિવિધિ પ્રત્યેની જાગ્રતિ.

ચેતનાના ઉદ્‌ગમને શોધો [૯૮]

સાધક - તે દિવસે આપણે આધુનિક પાશ્ચાત્ય મનની વર્તનની રીતો અને તેને વેદાંતના નૈતિક અને બૌદ્ધિક અનુસાશન પ્રમાણે વર્તાવામાં જે મુશ્કેલી વર્તાય છે તેની ચર્ચા કરી રહ્યા હતા. વિક્ષુબ્ધતાનાં ઘણાં કારણોમાંનું એક કારણ તો એ છે કે યુવા યરોપીયન કે અમેરિકન જગતની જે બેહાલી પ્રવર્તી રહી છે તેને ઠીક કેમ કરવી તે બાબતે ચિંતિત છે. તે લોકો આપના જેવા લોકો સાથે ધીરજ નથી રાખી શકતા કે જેઓ જગતના બહેતરીકરણ માટે પૂર્વશરત તરીકે વ્યક્તિગત સુધારણાનો ઉપદેશ આપતા હોય છે. તેઓ કહે છે કે તે નથી તો શક્ય કે નથી તો જરૂરી. માનવજાત - સામાજિક, આર્થિક, રાજકીય - તંત્રોના પરિવર્તન માટે તૈયાર છે. એક જગત-સરકાર, જગત-પોલીસ, જગત-આયોજન અને સઘળી ભૌતિક અને વૈચારિક અડચણોનો નિકાલઃ આટલું પૂરતું છે, કોઈ વ્યક્તિગત સુધારણાની આવશ્યકતા નથી. એ

બાબતે કોઈ શંકા નથી કે લોકો સમાજને આકાર આપતા હોય છે, પરંતુ એ પણ સાચું છે કે સમાજ પણ લોકોને આકાર આપતો હોય છે. માનવસમાજમાં લોકો માનવીય હશે; વળી હવે અગાઉ ધમના ક્ષેત્રમાં આવતા હતા તેવા ઘણા પ્રશ્નોનો જવાબ વિજ્ઞાન આપે છે.

**મહારાજ** - એ બાબતે કોઈ શંકા નથી કે જગતની સુધારણા માટે પરિશ્રમ કરવો તે અતિ પ્રસંશનીય પ્રવૃત્તિ છે. જો તે નિસ્વાર્થ રીતે કરવામાં આવે તો મન અને હૃદય બન્નેને વિશુદ્ધ કરે છે. પરંતુ થોડા સમયમાં જ માણસને ભાન થાય છે કે તે ઝાંઝવાનાં જળનો પીછો કરી રહ્યો હતો. સ્થાનિક અને હંગામી સુધારણા હમેશાં શક્ય હોય છે અને કોઈ મહાન રાજા કે શિક્ષકના પ્રભાવ હેઠળ અવારનવાર સિદ્ધ થયેલ છે; પરંતુ તેનો ટૂંકા સમયગાળામાં જ અંત આવતો હોય છે અને માનવજાતને દુઃખના એક નવા ચક્રમાં મૂકાવાનું બનતું હોય છે. પ્રગટ જગતનો એ એક વણલખ્યો સ્વાભાવિક નિયમ છે કે શુભ અને અશુભ એકબીજાને અનુસરતા રહેતા હોય છે અને તે પણ સરખે ભાગે. સાચો આશરો તો માત્ર અપ્રગટમાં જ છે.

**સાધક** - એવું તો નથી ને કે આપ પલાયન થવાની સલાહ આપી રહ્યા હોવ?

**મહારાજ** - ઉલટાની, વાત તેનાથી ઉલટી છે. નવીનીકરણ ભણીનો એક માત્ર માર્ગ વિધ્વંસનો છે. નવાં આભુષણોનું નિર્માણ કરો તે અગાઉ તમારે જૂનાં આભુષણોને ઓગાળીને નિરાકાર સોનામાં રૂપાંતરિત કરવા જ પડે. જે લોકો જગતની પેલે પાર ગયા છે તેઓ જ માત્ર જગતને બદલી શકે. તેથી વિપરિત કદીયે બન્યું નથી. ગણ્યાગાંઠ્યા લોકો કે જેમનો પ્રભાવ દીર્ઘજીવી હતો તે સૌ સત્યના જાણકાર હતા. તેઓની કક્ષાએ પહોચો અને માત્ર પછી જ જગતને મદદ કરવાની વાત કરો.

**સાધક** - અમે કંઈ નદીઓ કે પર્વતોને મદદ કરવાની વાત નથી કરતા, અમે તો લોકોને મદદ કરવાની વાત કરીએ છીએ.

**મહારાજ** - જગતમાં કોઈ ખરાબી નથી, ખરાબી છે તો એ લોકોમાં છે જે તેને ખરાબ બનાવે છે. જાઓ અને તેમને સરખી રીતે વર્તવાનું કહો.

**સાધક** - ઈચ્છા અને ભય જ તેમને તેઓ જે રીતે વર્તી રહ્યા છે તે રીતે વર્તવા પ્રેરે છે.

**મહારાજ** - સાવ સાચું કહ્યું. જ્યાં સુધી માનવ વર્તન પર ઈચ્છા અને ભયનું આધિપત્ય હશે ત્યાં સુધી કોઈ શુભની આશા નથી. અને આવા લોકો સાથે કઈ રીતે અસરકારક રીતે કામ પાર પાડવું તે જાણવા માટે તમારે પોતે જ પ્રથમ તો ઈચ્છા અને ભયથી મુક્ત હોવું પડે.

**સાધક** - કેટલીક બુનિયાદી ઈચ્છાઓ અને ભયો અનિવાર્ય હોય છે, જેમ કે આહાર, જાતીયતા અને મૃત્યુ સાથે સંકળાયેલ ઈચ્છાઓ અને ભીતિઓ.

**મહારાજ** - આ અનિવાર્ય આવશ્યકતાઓ છે અને તે આવશ્યક્તાઓ હોવાને કારણે તેમને સરળતાથી પહોંચી વળાતું હોય છે.

**સાધક** - શું મૃત્યુપણ આવશ્યકતા છે?

**મહારાજ** - લાંબુ અને ફળદાયી જીવન જીવ્યા બાદ તમને મરવાની આવશ્યકતા વર્તાય છે. જ્યારે માત્ર ખોટી રીતે લાગુ પાડવામાં આવે છે ત્યારે જ ઈચ્છા અને ભય વિનાશક હોય છે. પૂરા મનથી યોગ્યની ઈચ્છા કરો અને ખોટાનો ભય રાખો. પરંતુ જે ખોટું છે તેની જ્યારે લોકો ઈચ્છા કરે છે અને સાચું છે તેનો ભય રાખે છે ત્યારે તેઓ અરાજકતા અને હતાશા સર્જે છે.

**સાધક** - યોગ્ય શું છે અને અયોગ્ય શું છે?

# હું તે છું

**મહારાજ** - સાપેક્ષ રીતે જોવા જઇએ તો જે યાતના સર્જે છે તે ખોટું(અયોગ્ય) છે અને જે યાતનાને ઘટાડે છે તે સાચું(યોગ્ય) છે. નિરપેક્ષપણે જોવા જઇએ તો જે તમને સત્ય (વાસ્તવિક) પર લઇ આવે છે તે સાચું છે, અને જે તમને સત્યથી દૂર લઇ જાય છે તે ખોટું છે.

**સાધક** - જ્યારે આપણે માનવજાતને મદદ કરવાની વાત કરીએ છીએ ત્યારે આપણો કહેવાનો અર્થ અવ્યવસ્થા અને યાતના સામેની લડાઇ એવો થાય છે.

**મહારાજ** - તમે મદદ કરવાની માત્ર વાતો જ કરો છો. શું તમે કદીયે કોઇને, એકાદ માણસને પણ , ખરેખર મદદ કરી છે ખરી? શું એકાદ આત્માને પણ તમે એ રીતે મદદ કરી છે ખરી કે પછી તેને મદદની જરૂર જ ન પડે? કોઈ માણસને તમે શું ચારિત્ર્ય આપી શકો ખરા, કે જે ઓછામાં ઓછું તેની ફરજો અને તકોના પૂર્ણ ભાન પર રચાયેલું હોય, પછી ભલે તે પોતાના સ્વરૂપની પૂરી સમજ પર ન રચાયેલું હોય? જ્યારે તમે એ નથી જાણતા કે તમારા માટે શુભ શું છે, તે સંજોગોમાં અન્ય લોકો માટે શુભ શું છે તે તમે કઇ રીતે જાણી શકો?

**સાધક** - આજીવિકાનું પર્યાપ્ત સાધન સૌને પ્રાપ્ય હોય તે સૌ માટે શુભ છે. એવું બને કે આપ ભગવાન હોવ, પરંતુ અમારી સાથે વાત કરવા આપને સુપોપિત શરીરની આવશ્યકતા રહે છે.

**મહારાજ** - તે તો તમે છો કે જેને મારી સાથે વાત કરવા મારા શરીરની આવશ્યકતા છે. હું મારું શરીર નથી, કે નથી તો મને તેની કોઇ આવશ્યકતા. હું સાક્ષી માત્ર છું. મારે મારો પોતાનો કોઇ આકાર નથી. તમે તમારી જાતોને તમારાં ચેતના ધરાવતાં શરીરો તરીકે વિચારવાથી એટલા બધા ટેવાઈ ગયા છો કે ચેતના શરીરો ધરાવે છે તેવું તમે કલ્પી જ નથી શક્તા. એક વાર તમને ભાન થાય કે શરીરનું અસ્તિત્વ એ મનની જ એક અવસ્થા છે, ચેતનામાં થતી એક ગતિ છે, ચેતનાનો મહાસાગર અનંત અને શાશ્વત છે, અને તે જ્યારે ચેતનાના સંપર્કમાં હોય છે ત્યારે તમે માત્ર સાક્ષી જ હોવ છો, ત્યારે તમે ચેતનાની પેલે પાર પૂર્ણપણે સંકેલાઇ જવા સમર્થ બનો છો.

**સાધક** - અમને કહેવામાં આવે છે કે ચેતનાનાં ઘણાં સ્તરો છે. શું આપ તે સઘળાં સ્તરોએ અસ્તિત્વ ધરાવો છો અને કામગીરી બજાવો છો જ્યારે આપ પૃથ્વી પર હોવ છો ત્યારે સ્વર્ગમાં પણ હોવ છો?

**મહારાજ** - હું ક્યાંક જોવા નથી મળતો! હું કોઈ ચીજ નથી કે મને અન્ય ચીજો વચ્ચે સ્થાન આપવાનું હોય. સઘળી ચીજો મારામાં છે, પરંતુ હું તે ચીજોમાં નથી. તમે મને મહામાળખાની વાત કહી રહ્યા છો, જ્યારે મારે તો પાયાઓ સાથે નિસ્બત છે. મહામાળખાઓ ખડાં થતા હોય છે અને ધ્વસ્ત થતાં હોય છે, પરંતુ પાયાઓ ટકી રહેતા હોય છે. મને અનિત્યમાં રસ નથી, જ્યારે તમે તે સિવાય અન્યની વાત નથી કરતા.

**સાધક** - મને એક વિચિત્ર પ્રશ્ન પૂછવા બદલ માફ કરજો. અસરાની ધાર જેવી ધારદાર તલવાર વડે કોઈ એકાએક આપનું મસ્તક ધડથી અલગ કરી દે તો તેનાથી આપને શો ફરક પડે?

**મહારાજ** - કશો જ નહીં. શરીર તેનું મસ્તક ગુમાવશે, સંદેશા વ્યવહારની કેટલીક લાઈનો કપાશે, બસ એટલું જ. બે જણ ફોન પર એકબીજા સાથે વાત કરી રહ્યા હતા અને તાર કપાઈ જાય છે. તે બે જણને કશું જ થતું નથી, તેમણે વાત કરવા માટે અન્ય કોઈ ઉપાયની શોધ ચલાવવી પડશે, બસ માત્ર તેટલું જ. ભગવદ્ ગીતા કહે છેઃ "તલવાર તેને નથી કાપી શકતી". શબ્દશઃ તેવું જ છે. ચેતનાનો સ્વભાવ જ એવો છે કે તેના વાહકના જતા રહેવા છતાં ટકી રહેવું. અગ્નિ જેવું છે. તે બળતણને બાળે છે, પરંતુ પોતે નથી બળતો. જે રીતે ટનબંધ બળતણના બળી ગયા બાદ પણ અગ્નિ પોતે તો ટકી જ રહે છે, બરાબર તે જ રીતે પોતાના વાહક એવાં અસંખ્ય શરીરોની વિદાય બાદ પણ ચેતના ટકી રહે છે.

**સાધક** - તે બળતણ જ્યોતને અસર કરે છે.

**મહારાજ** - જ્યાં સુધી તે ટકી રહે છે ત્યાં સુધી જ. બળતણનો પ્રકાર બદલો કે જ્યોતનો રંગ અને દેખાવ બદલાશે. અત્યારે આપણે એકબીજા સાથે વાત કરી રહ્યા છીએ. આ માટે હાજરીની જરૂર રહે છે; જો આપણે હાજર ન હોઈએ તો વાત ન કરી શકીએ. પરંતુ માત્ર હાજરી જ પૂરતી નથી. વાતચીત કરવાની ઈચ્છાનું પણ હોવું આવશ્યક છે. વળી તે બધાથી પણ વધારે તો આપણે ચેતન(સભાન) રહેવા માગીએ છીએ. આપણે એકેએક યાતના અને અપમાનને સહન કરીશું, પરંતુ રહીશું તો સભાન જ. અનુભવ માટેની આ તલપ સામે જો આપણે બળવો નહીં પોકારીએ અને પ્રગટ જગતને જો જતું નહીં કરીએ તો કોઈ જ રાહત ન મળી શકે, કોઈ જ હાશકારો ન થઈ શકે. આપણે ફસાયેલા જ રહીશું.

**સાધક** - આપ કહો છો આપ મૌન સાક્ષી છો અને વળી આપ ચેતનાની પેલે પાર પણ છો. શું તેમાં કોઈ વિરોધાભાસ નથી? જો આપ ચેતનાની પેલે પાર હોવ તો આપ સાક્ષી શાના છો?

**મહારાજ** - હું ચેતના પણ છું અને અચેતના પણ છું, ચેતન અને અચેતન બન્ને છું, હું નથી તો ચેતન કે નથી તો અચેતન - હું આ સઘળાનો સાક્ષી છું - પરંતુ વાસ્તવમાં કોઈ સાક્ષી નથી, કારણ કે જેના સાક્ષી થઈ શકાય તેવું કશું જ નથી. હું સઘળી માનસિક રચનાઓથી રિક્ત છું, મન વિહોણો છું - અને તેમ છતાંયે પૂર્ણપણે જાગ્રત છું. હું મનની પેલે પાર છું તેવું કહીને હું આ વ્યક્ત કરવા પ્રયત્ન કરતો હોઉં છું.

**સાધક** - તો પછી હું આપને કઈ રીતે પામી શકું?

**મહારાજ** - સભાન હોવાથી જાગ્રત રહો અને ચેતનાના ઉદ્ગમની શોધ ચલાવો. બસ તેટલું જ. શબ્દો વડે તમારા સુધી ભાગ્યે જ કંઈક પહોંચાડી શકાય. હું તમને કહું છું તે મુજબ મારા કહેવાથી નહીં પરંતુ કશુંક આચારમાં મૂકવાથી જ પ્રકાશનું અવતરણ થશે. સાધન એટલું બધું મહત્ત્વનું નથી; મહત્ત્વના છે ઈચ્છા, ઉત્કંઠા, ઉત્કટતા.

## ક્ષણિકતા અવાસ્તવિકતાનો પુરાવો છે [૬૯]

**સાધક** - મારો મિત્ર એક જર્મન છે અને હું ફ્રેન્ચ માબાપને ઘરે ઈંગ્લેંડમાં જન્મ્યો હતો. એક વરસ કરતાં વધારે સમયથી હું ભારતમાં છું અને એક આશ્રમથી બીજા આશ્રમે ભટકી રહ્યો છું.

**મહારાજ** - કોઈ આધ્યાત્મિક સાધના કરી છે ખરી?

**સાધક** - અભ્યાસ અને ધ્યાન કર્યાં છે.

**મહારાજ** - તમે શાના પર ધ્યાન કરો છો?

**સાધક** - હું જે કંઈ વાંચું છું તેના પર.

**મહારાજ** -સરસ.

**સાધક** - આપ શું કરી રહ્યા છો, મહારાજ?

**મહારાજ** - બેઠો રહું છું.

**સાધક** - અને બીજું શું?

# હું તે છું

**મહારાજ** - વાતચીત કરતો રહું છું.

**સાધક** - આપ શાના વિશે વાત કરો છો?

**મહારાજ** - શું તમે કોઈ ભાષણ ઈચ્છો છો? વધારે ઠીક તો એ રહેશે કે તમે તમને ખરેખર સ્પર્શતી બાબત વિશે, જે બાબત વિશે તમને તીવ્ર લાગણી થતી હોય તેવા કશાક વિશે પ્રશ્ન પૂછો. જો તમે લાગણીકીય રીતે જોડાયેલા ન હોવ તો તમે મારી સામે દલીલ કરો તેવું બને, પરંતુ તેથી કંઈ આપણી વચ્ચે કોઈ સાચી સમજ નહીં વિકસે. જો તમે કહો કે - "મને કોઈ વાતની ચિંતા નથી, મારે કોઈ સમસ્યા નથી', તો તે સામે મને કોઈ વાંધો નથી, આપણે મૌન રહી શકીએ. પરંતુ કોઈક બાબત જો તમને ખરેખર સ્પર્શતી હોય તો પછી વાતચીત કરવાનો કોઈ અર્થ છે. શું હું તમને કંઈ પૂછી શકું? આ જગ્યાએ જગ્યાએ ભટકવા પાછળ તમારો હેતુ શું છે?

**સાધક** - લોકોને મળવું અને તેમને સમજવા પ્રયત્ન કરવો.

**મહારાજ** - કેવા લોકોને તમે સમજવા પ્રયત્ન કરી રહ્યા છો? તમે ખરેખર શાની શોધમાં છો?

**સાધક** - સુગ્રથિતતાની.

**મહારાજ** - જો તમે સુગ્રથિતતા ઈચ્છતા હોવ તો તમે જેમને સુગ્રથિત કરવા માગો છો તે લોકોને જાણવા પડે.

**સાધક** - લોકોને મળવાથી અને તેમને નીરખવાથી વ્યક્તિ પોતાની જાતને પણ જાણી શકે છે. બન્ને ક્રિયા સાથે ચાલે છે.

**મહારાજ** - એ જરૂરી નથી કે બન્ને ક્રિયાએ સાથે જ ચાલે.

**સાધક** - એક ક્રિયા બીજી ક્રિયામાં સુધારો લાવે છે.

**મહારાજ** - વાત એમ નથી. અરીસો ચિત્રને પ્રતિબિંબિત કરે છે, પરંતુ ચિત્ર અરીસાને નથી સુધારતું. તમે નથી તો અરીસો કે નથી તો અરીસામાંનું ચિત્ર. અરીસો ક્ષતિરહીત સાચું પરાવર્તન કરે તે માટે તેને ક્ષતિરહીત બનાવ્યા બાદ તમે તેને તમારા તરફ ઘૂમાવી શકો છો અને તેમાં તમે તમારી જાતનું સાચું પ્રતિબિંબ જોઈ શકો છો - વધારેમાં વધારે એટલું સાચું પ્રતિબિંબ કે જેટલી અરીસાની ક્ષમતા હોય. પરંતુ તે પ્રતિબિંબ તે તમે નથી - તમે તે પ્રતિબિંબના દ્દષ્ટા છો. એ સ્પષ્ટપણે સમજી લો કે - ભલે તમે ગમે તે અનુભવો, પરંતુ તમે એ નથી જે તમે અનુભવો છો.

**સાધક** - શું હુંઅરીસો છુંઅનેજગત એ ચિત્ર છે?

**મહારાજ** - તમે ચિત્ર અને અરીસો એમ બન્નેને જોઈ શકો છો. તમે તે બેમાંથી એક પણ નથી. તમે કોણ છોરર સૂત્રોને ન અનુસરો. જવાબ શબ્દોમાં નથી. શબ્દોમાં તેને વધારેમાં વધારે મળતું જો તમે કંઈ કહી શકો તેમ હોવ તો તે છેઃ હું એ છું જે અનુભવને શક્ય બનાવે છે, અનુભવકર્તા અને તેના અનુભવની પેલે પાસ્નું જીવન છું. હવે એ કહો કે શું તમે તમારી જાતને અરીસા અને અરીસામાંના ચિત્રથી અલગ કરી શકો અને સાવ જ એક્લા - નર્યા તમે - ખડા રહી શકો?

**સાધક** - -ના, નરહી શકું.

**મહારાજ** - એ ખબર તમને કઈ રીતે પડે છે કે તમે ખડા ન રહી શકો? ઘણી બધી બાબતો એવી છે કે જે કઈ રીતે કરવી તેની તમને ખબર જ નથી હોતી અને તમે કરી રહ્યા હોવ છો. તમે પાચન કરો છો, તમે તમારા લોહીનું ભ્રમણ કરો છો, તમે તમારા સ્નાયુઓને આમતેમ ઘૂમાવો છો - આ સઘળું કઈ રીતે થાય છે તેની તમને ખબરેય નથી હોતી અને થાય છે. તે જ રીતે તમને સંવેદના થાય છે, લાગણી થાય છે, તમે વિચારો છો - તમને ખબરેય નથી હોતી કે આ સઘળું શા માટે અને કઈ રીતે ઘટતું હોય છે. તે જ રીતે તમને ખબરેય નથી અને તમે છો. તમારા આત્મા તરીકે

હોવામાં કશુંયે ખોટું નથી. તે જ ક્ષતિરહીત પૂર્ણ હોવું તે છે. વાંક તો અરીસાનો છે કે જે સાફ અને સાચો નથી, અને માટે, તમારી સમક્ષ ખોટા ચિત્રો ઉપસાવે છે. તમારે તમારી જાતને સાચી કરવાની કોઈ જ આવશ્યકતા નથી - માત્ર તમારી જાત વિશેના તમારા ખ્યાલને ઠીક કરો. ચિત્ર અને અરીસાથી તમારી જાતને અલગ કરવાનું શીખો, સતત યાદ કરતા રહો કે - હું નથી તો મન કે નથી તો તેના ખ્યાલો, આવું ધીરજપૂર્વક અને દૃઢ માન્યતા સાથે કરો અને સ્વરૂપના (હોવાના) - જાણવાના, પ્રેમના, શાશ્વતના, સર્વાશ્લેષી સર્વવ્યાપીના - સ્રોત તરીકે તમારી જાતનું તમને ચોક્કસ દર્શન થશે. તમે જ શરીરમાં કેન્દ્રિત થયેલી પેલી વિરાટતા, અનંતતા છો. અત્યારે તમે માત્ર શરીરને જ જુઓ છો. ઉત્કટતાપૂર્વક પ્રયત્ન કરો અને પછી તમને માત્ર અનંતતાના જ જોવા મળશે.

**સાધક** - જ્યારે પણ વાસ્તવિકતાનો અનુભવ થાય છે ત્યારે શું તે ટકી રહે છે?

**મહારાજ** - સઘળા અનુભવો અનિવાર્યપણે અનિત્ય હોય છે. પરંતુ સઘળા અનુભવોની પશ્ચાદ્ભૂ અચળ હોય છે. ઘટના કહી શકાય તેવું કશું પણ ટકી નથી રહેતું. પરંતુ કેટલીક ઘટનાઓ મનને વિશુધ્ધ કરે છે, જયારે કેટલીક તેને પ્રદૂષિત કરે છે, કલંકિત કરે છે. ગહન સૂઝસમજની અને સર્વ શ્લિષી પ્રેમની ક્ષણો મનને વિશુધ્ધ કરે છે, જ્યારે ઈચ્છાઓ અને ભીતિઓ, ઈર્ષ્યા અને ક્રોધ, અંધશ્રદ્ધા અને બૌધ્ધિક ઘમંડ ચિત્તને પ્રદૂષિત અને સુસ્ત બનાવે છે.

**સાધક** - શું આત્મસાક્ષાત્કાર એટલો બધો મહત્ત્વનો છે?

**મહારાજ** - તેના વિના તો અર્થહીનપણે વારંવાર પુનરાવર્તિત થતી રહેતી ઈચ્છાઓ અને વિવિધ ભયો વડે સર્જાતી રહેતી અનંત યાતનાઓ વડે તમે રાખ થઈ જશો. મોટા ભાગના લોકો એ નથી જાણતા હોતા કે યાતનાને પણ અંત હોઈ શકે છે. પરંતુ એક વાર તેમના સાંભળવામાં આ શુભ સમાચાર આવ્યા કે પછી સઘળી યાતનાની પેલે પાર જવાની મથામણ એક અત્યંત તાકીદનું કાર્ય બની રહે છે. તમારા જાણવામાં આવે છે કે તમે મુક્ત થઈ શકો છો અને હવે સઘળો આધાર તમારા પોતાના પર રહે છે. કાં તો તમે કાયમને માટે ભૂખ્યા અને તરસ્યા રહો, તડપતા રહો , શોધતા રહો, પકડતા રહો, વળગતા રહો, સદાયે ખોતા અને શોક સારતા રહો, કે પછી જેમાં કશુંયે ઉમેરી શકાય તેમ નથી કે જેમાંથી કશુંયે બાદ કરી શકાય તેમ નથી તેવી સમયાતીત પૂર્ણતાની શોધમાં પૂરા દિલથી નીકળી પડો. તેમાં સઘળી ઈચ્છાઓ અને ભીતિઓ ગેરહાજર છે, એટલા માટે નહીં કે તેમનો ત્યાગ કરી દેવામાં આવ્યો હતો, પરંતુ એટલા માટે કે તેઓ તેમનું વજુદ - તેમની સાર્થકતા – ગુમાવી બેઠી છે.

**સાધક** - આટલે સુધી તો મને આપની વાત સમજાઈ છે. હવે, મારે શું કરવાનું રહે છે?

**મહારાજ** - કશું જ કરવાનું નથી. બસ માત્ર હોવ. કંઈ ન કરો. હવ. પર્વતોનું આરોહણ કરવાનું નથી કે ગુફાઓમાં આસાન જમાવવાનું નથી. અરે, હું તો એવું પણ નથી કહેતો કે - "તમારી જાત હોવ', કારણ કે તમે તમારી જાતને પણ નથી જાણતા. બસ માત્ર હવ. એ જોયા બાદ કે નથી તો તમે અનુભવગોચર "બાહ્ય' જગત કે નથી તો તમે વિચારગોચર "અંતઃ" જગત, નથી તો તમે શરીર કે નથી તો તમે મન - બસ માત્ર હવ.

**સાધક** - એટલું તો ખરું જ કે સાક્ષાત્કારની વિવિધ કક્ષાઓ તો હશે જ.

**મહારાજ** - સાક્ષાત્કારના કોઈ તબક્કાઓ નથી. એવું નથી કે તે ક્રમિકપણે ઘટતો હોય છે. તે એકાએક ઘટે છે અને તેને ઉલટાવી નથી શકાતો. એક નવા જ આયામમાં તમે આવી પહોંચો છો, જ્યાંથી જોતાં અગાઉના આયામો નરી અમૂર્તતાઓ હોય છે. જેવી રીતે સૂર્યોદય થતાં તમે ચીજવસ્તુઓને તે જેવી હોય છે તે સ્વરૂપે જુઓ છો તે જ રીતે આત્મસાક્ષાત્કાર થતાં સઘળી ચીજોને તમે તેઓ જેવી છે તેવી જુઓ છો, તેમના અસલ સ્વરૂપે જુઓ છો. ભ્રમણાઓનું જગત પાછળ રહી જાય છે.

# હું તે છું

**સાધક** - સાક્ષાત્કારની અવસ્થામાં શું વિવિધ પરિસ્થિતિઓમાં પરિવર્તન આવતું હોય છે ખરે? શું તે રંગીન અને અર્થપૂર્ણ બનતી હોય છે ખરી?

**મહારાજ** - અનુભવ તદ્દ્ન સાચો હોય છે, પરંતુ તે વાસ્તવિક્તાનો અનુભવ (સદ્અનુભવ)નથી હોતો, તે વિશ્વની સંવાદિતાનો અનુભવ (સત્ત્વાનુભવ) હોય છે.

**સાધક** - પરંતુ એટલું તો ખરું ને કે કંઈક પ્રગતિ થઈ હોય છે.

**મહારાજ** - પ્રગતિ થઈ શકતી હોય છે માત્ર પૂર્વતૈયારી સાધના)માં. સાક્ષાત્કાર તો એકાએક જ, અણધાર્યો જ થતો હોય છે. ફળ ધીમે ધીમે પાક્તું હોય છે, પરંતુ ખરી પડતું તો હોય છે એકાએક જ અને તેમાં પાછા ફરવાપણું નથી હોતું.

**સાધક** - હું શારીરિક અને માનસિક રીતે શાંતિપૂર્ણ અવસ્થામાં હોઉં છું. મારે બીજા શાની આવશ્યકતા છે? મારે બીજું શું જોઈએ?

**મહારાજ** - એવું બને કે તમારી અવસ્થા આખરી ન હોય. જયારે તમને કોઈ જ ઈચ્છા કે ભય નહીં રહ્યાં હોય ત્યારે તમને ભાન થશે કે તમે તમારી સ્વાભાવિક(કુદરતી) અવસ્થા પર પાછા ફર્યા છો. આખરે તો, સઘળી ઈચ્છા અને ભયના મૂળમાં તમે જે છો તે ન હોવાની લાગણી રહેલી હોય છે. જ્યાં સુધી ઉતરી ગયેલો સાંધો (ઉતરી ગયેલું હાડકું) તે પાછો ચડી નથી જતો ત્યાં સુધી જ પીડા કરતો હોય છે અને પછી તે પીડા તરત જ વિસરાઈ જતી હોય છે તે રીતે વ્યક્તિ સ્વાભાવિક અવસ્થાને પ્રાપ્ત થતાં જ માનસિક વિકૃતિનું લક્ષણ એવી સ્વનિસ્બત અદશ્ય થઈ જતી હોય છે.

**સાધક** - હા, પરંતુ સ્વાભાવિક અવસ્થાને પ્રાપ્ત કરવા માટેની સાધના શી છે?

**મહારાજ** - "હું છું' ભાવને વળગી રહો અને તે સિવાયની અન્ય સઘળી બાબતોને જતી કરો. આમ જ્યારે મન પૂર્ણપણે નિસ્પંદ(મૌન) બને છે ત્યારે તે એક નવા પ્રકાશ સાથે ઝળહળી ઉઠે છે, નવા જ્ઞાન સાથે ઝંકૃત થઈ ઉઠે છે. તે સઘળું એકાએક બને છે, તમારે માત્ર "હું છું'ને વળગી રહેવાની જ આવશ્યક્તા રહે છે . ઉંઘમાંથી ઉઠતાંની સાથે અથવા તો આનંદવિભોર અવસ્થામાંથી બહાર આવતાં જે રીતે તમને એક પ્રકારની હળવાશનો અનુભવ થાય છે અને તમે તે કઈ રીતે અને શા માટે બન્યું તેનો કોઈ ખુલાસો નથી આપી શકતા બરાબર તે જ રીતે સાક્ષાત્કાર થતાં તમને છલોછલ પૃણતાનો, પરિતૃપ્તિનો અનુભવ થાય છે, તમને સુખ-દુઃખની ગ્રંથિમાંથી મુક્ત થયાનો અનુભવ થાય છે, અને તેમ છતાંયે તમે શું બન્યું, કેમ બન્યું, શા માટે બન્યું તેનો કોઈ ખુલાસો આપવાને કદીયે સમર્થ નથી હોતા. તમે તેને માત્ર નકારાત્મક શબ્દોમાં જ વ્યક્ત કરી શકો છોઃ "હવે મને કોઈ જ વાતનો ઉદ્દેગ નથી'. માત્ર ભૂતકાળ સાથે સરખામણી કરવાથી જ તમને ખ્યાલ આવે છે કે તમે તેમાંથી બહાર આવી ગયા છો, તેનાથી મુક્ત થયા છો. તે સિવાય - તમે તમે જ હો છો. તે ભાવને અન્ય સુધી પહોંચાડવાનો પ્રયત્ન ન કરો. જો તમે તેમ કરી શકો તો સમજજો કે તે સત્ય અનુભવ નથી. મૌન રહો અને તેને ખુદને વર્તનમાં અભિવ્યક્ત થતું નીરખો.

**સાધક** - જો આપ મને કહી શકો કે હું શું બનીશ તો એવું બને કે મારી પ્રગતિ પર નજર રાખવામાં તે મને મદદરૂપ થાય.

**મહારાજ** - જ્યારે બનવા જેવું જ કંઇ નથી ત્યાં કોઈ તમને એ કઈ રીતે કહી શકે કે તમે શું બનશો? તમારા જાણવામાં માત્ર એટલું આવે છે કે તમે શું છો. પોતાની જાતને કોઈ બીબામાં ઢાળવાની પૂરી ક્રિયા સમયના દુર્વ્યય સિવાય અન્ય કશુંયે નથી. ન તો ભૂતકાળનો વિચાર કરો કે ન તો ભવિષ્યકાળનો, બસ માત્ર હેવ.

# હું તે છું

**સાધક** - હું બસ માત્ર હોઈ કઈ રીતે શકું? પરિવર્તનો, ફેરફારો અનિવાર્ય છે.

**મહારાજ** - પરિવર્તનશીલમાં પરિવર્તનો અનિવાર્ય છે, પરંતુ તમને તે લાગુ નથી પડતાં. તમે અપરિવર્તનશીલ પશ્ચાદ્ભૂ છો, જેના પરિપેક્ષ્યમાં પરિવર્તનો ઘટતાં હોય છે.

**સાધક** - સઘળું પરિવર્તન પામે છે; પશ્ચાદ્ભૂ પણ પરિવર્તન પામે છે. પરિવર્તનોને ધ્યાન પર લાવવા કોઈ અપરિવર્તશીલ પશ્ચાદ્ભૂની આવશ્યકતા નથી. જીવાત્મા ક્ષણિક છે - તે માત્ર એક બિંદુ છે જ્યાં આગળ ભૂત ભવિષ્યને મળે છે.

**મહારાજ** - અલબત્ત, સ્મૃતિ પર આધારિત જીવાત્મા ક્ષણિક છે. પરંતુ આવા જીવને તેની પાછળ વણતૂટ્યા સાતત્યની જરૂર રહે છે. અનુભવે તમે જાણો છો કે જ્યારે તમારી જાત વિસ્મૃત થાય છે ત્યારે અંતરાલો પડે છે. તેને ફરીવાર જીવંત કોણ કરે છે? તમને સવારે જગાડે છે કોણ? સેતુ રચીને પેલા અંતરાલોને ચેતનામાં લઈ આવવા કોઈ એકધારું (વણતૂટ્યું) પરિબળ હોવું જ જોઈએ. જો તમે ધ્યાનપૂર્વક નીરખશો તો તમારા જાણવામાં આવશે કે તમારી દૈત્તિક ચેતના પણ ઝબકારા કરતી કામગીરી બજાવતી હોય છે, સઘળો સમય વચ્ચે વચ્ચે અંતરાલો પડ્યા જ કરતા હોય છે. અંતરાલોમાં શું હોય છે? તેમાં તમારા સત્સ્વરૂપ સિવાય અન્ય શું હોઈ શકે, જે સમયાતીત છે; તેના માટે મન અને મનરહીતતા એક છે.

**સાધક** - આધ્યાત્મિક સિધ્ધી માટે શું કોઈ ખાસ જગ્યાએ જવા આપ મને સલાહ આપશો?

**મહારાજ** - એક માત્ર યોગ્ય જગ્યા તમારી ખુદની અંદર છે. બાહ્ય જગત ન તો તમને મદદ કરી શકે કે ન તો તેમાં અવરોધ નાખી શકે. કોઈ પધ્ધતિ, કોઈ તંત્ર, રહેણીકરણીની કોઇ રીત તમને તમારા લક્ષ્ય પર નહીં લઈ જાય. ભવિષ્ય માટેના સઘળા પ્રયત્નોનો ત્યાગ કરો, પૂર્ણપણે વતમાન (કઠ) પર એકાગ્ર થાઓ, જીવન જેમ આગળ ધપતું જાય તેમ તેની દરેક ક્ષણે તમારા વડે આપાતા પ્રતિભાવ બાબતે જ માત્ર નિસ્બત રાખતા થાઓ, તે બાબતે જ જાગ્રત રહો.

**સાધક** - આમતેમ ભટકવાનો જે તીવ્ર આવેગ હોય છે તેનું કારણ શું હોય છે?

**મહારાજ** - કોઈ કારણ નથી. તમે માત્ર સ્વપ્ન જુઓ છો કે તમે આમતેમ ભટકો છો. થોડાં વરસોમાં જ તમને તમારો ભારતમાંનો મુકામ એક સ્વપ્ન સમાન લાગશે. તે સમયે તમે કોઈ અન્ય સ્વપ્ન જોશો. અવશ્ય સમજો કે સ્વપ્ને સ્વપ્ને જે ઘૂમે છે તે તમે નથી, પરંતુ સ્વપ્ન તમારી સમક્ષ પસાર થાય છે અને તમે અપરિવર્તનશીલ સાક્ષી છો. કોઈ ઘટના તમારા સત્સ્વરૂપને અસર કરતી નથી - આ જ મર્યું સત્ય છે.

**સાધક** - શું એવું ન બને કે હું શારીરિક રીતે આમતેમ ઘૂમી શકું અને આંતરિકપણે સ્થિર રહું?

**મહારાજ** - તમે તેમ કરી શકો, પરંતુ તેથી ક્યો હેતુ સરશે? જો તમે નિષ્ઠાવાન અને ઉત્કટ હશો તો તમારા અનુભવવામાં આવશે કે આખર જતાં તમે આમતેમ ભટકવાથી કંટાળી જશો અને જે ઊર્જા અને સમય વેડફાયા તે બદલ પસ્તાવો કરશો. તમારી જાતને પામવા માટે તમારે એક પણ પગલું ભરવાની જરૂર નથી.

**સાધક** - આત્મા અને બ્રહ્મના અનુભવ વચ્ચે કોઈ તફાવત ખરો?

**મહારાજ** - બ્રહ્મનો કોઈ અનુભવ ન હોઈ શકે કારણ કે તે સઘળા અનુભવની પેલે પાર છે. તો બીજી તરફ, દરેક અનુભવમાં આત્મા અનુભવ કરનાર ઘટક છે, આમ એક રીતે જોવા જઈએ. તો અનુભવોની બહુવિધતાને તે માન્ય રાખે છે. એવું બને કે જગત મૂલ્યવાન ચીજથી ભર્યું ભર્યું હોય, પરંતુ જો તેને ખરીદનાર(અનુભવનાર) કોઈ ન હોય તો તેનું કોઈ મૂલ્ય નથી. અનુભવી શકાય તેવું સઘળું બ્રહ્મ ધરાવે છે, પરંતુ જો અનુભવ કરનાર જ કોઈ ન હોય તો તે ન હોવા બરાબર જ છે. અનુભવને શક્ય બનાવનાર બ્રહ્મ છે. તેને સાચુકલો બનાવનાર આત્મા છે.

**સાધક** - શું અનુભવની ક્રમિકતા દ્વારા આપણે બ્રહ્મને ન પામી શકીએ? સ્થૂળતમથી શરૂઆત કરીએ અને સુક્ષ્મતમ પર અંત લાવીએ.

**મહારાજ** - અનુભવની ઈચ્છા વિના કોઇ અનુભવ ન થઈ શકે. ઈચ્છાઓ વચ્ચે ક્રમિકતા હોઇ શકે, પરંતુ સુક્ષ્મતમ ઈચ્છા અને ઈચ્છામુક્તિ વચ્ચે એક ગહનતમ ખાઈ છે જેને પાર કરવી જ રહી. એવું બને કે અવાસ્તવિક(અસત્ય) વાસ્તવિક(સત્ય) લાગે, પરંતુ તે ક્ષણજીવી છે, અનિત્ય છે. સત્યને સમયની કોઈ બીક નથી.

**સાધક** - શું અસત્ય (અવાસ્તવિક) એ સત્ય (વાસ્તવિક)ની અભિવ્યક્તિ નથી?

**મહારાજ** - તે કઈ રીતે હોઈ શકે? તે તો એવું કહેવા બરાબર છે કે સત્ય પોતાને સ્વપ્નમાં અભિવ્યક્ત કરે છે. સત્ય માટે અસત્યનું અસ્તિત્વ જ નથી. તેમાં માન્યતા ધરાવો છો તે કારણે જ માત્ર તે વાસ્તવિક આભાસિત થાય છે. તેના પર શંકા કરો અને તેનો અંત આવે છે. જયારે તમે કોઈકના પ્રેમમાં હોવ છો ત્યારે તમે તેને વાસ્તવિક્તા બક્ષો છો - તમે તમારા પ્રેમને સર્વશક્તિમાન અને અમર કલ્પો છો. જયારે તેનો અંત આવે છે ત્યારે તમે કહો છોઃ "મેં તો તે ખરો હશે તેવું વિચાર્યું હતું, પરંતુ તેવું નહોતું.' ક્ષણિક્તા(અનિત્યતા) એ વાસ્તવિકતા સત્ય)નો શ્રેષ્ઠ પુરાવો છે. જે સ્થળ-કાળમાં મર્યાદીત છે અને માત્ર એક જ વ્યક્તિને લાગુ પડી શકતું હોય તે વાસ્તવિક નથી. વાસ્તવિક તો સૌ માટે અને સદાને માટે હોય છે.

વળી સૌથી મોટી વાત તો એ કે તમે તમારી જાતને જ વહાલી ગણતા હોવ છો. તમારા અસ્તિત્વના બદલામાં તમે કશું જ સ્વીકારવા તૈયાર નથી હોતા. સૌ ઈચ્છાઓમાં સૌથી બળવાન ઈચ્છા હ)? હોય છે અને તે માત્ર ત્યારે જ વિદાય લે છે જ્યારે તમને તમારા સત્સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

**સાધક** - અરે, અવાસ્તવિકમાં પણ વાસ્તવિકતાની છાંટ હોય છે.

**મહારાજ** - હા, એ વાસ્તવિકતા કે જે તમે તેને વાસ્તવિક(સત્ય) માનીને બક્ષો છો. તમારી જાતને કોઈ માન્યતા ગળે ઉતરાવ્યા બાદ તમે તે માન્યતામાં બંધાઈ જાઓ છો. જયારે સુર્ય પ્રકાશતો હોય છે ત્યારે રંગો દેખાય છે. જ્યારે તે આથમે છે ત્યારે તેઓ દેખાતા બંધ થાય છે. પ્રકાશ વિના રંગો ક્યાં છે?

**સાધક** - આ થઈ દ્વૈતભાવે વિચારણા.

**મહારાજ** - સઘળી વિચારણાઓ, વિચારવાની ક્રિયાઓ દ્વૈતમાં જ ઘટે છે. તાદાત્મ્યમાં કોઈ વિચાર રહેતો નથી, ટકતો નથી.

## સઘળી ઈચ્છા અને જ્ઞાનનો અંત ઈશ્વર છે [૭૦]

**મહારાજ** - તમે ક્યાંથી આવો છોર્ તમે શાને માટે આવ્યા છો?

**સાધક** - હું અમેરિકાથી આવું છું અને મારો મિત્ર રિપબ્લિક ઓવ આયર્લેન્ડનો છે. હું છએક મહિના અગાઉ આવ્યો હતો અને આશ્રમે આશ્રમે મુસાફરી કરતો રહ્યો છું. મારો મિત્ર તેની જાતે જ આવ્યો હતો.

**મહારાજ** - તમે શું શું જોયું?

# હું તે છું

**સાધક** - હું શ્રી રમણ આશ્રમે ગયો છું અને ત્ર્યષિકેશની પણ મુલાકાત લીધી છે. શું આપને એ પૂછી શકું કે શ્રી રમણ બાબતે આપનો અભિપ્રાય શો છે?

**મહારાજ** - અમે બન્ને પેલી એક જ પુરાણી અવસ્થામાં છીએ. પરંતુ તમે મહર્ષિ વિશે શુ જાણો છો? તમે તમારી જાતને એક નામ અને એક શરીર તરીકે જાણો છો, માટે તમે જે કંઈ અનુભવો છો તે નામો અને રૂપો જ છે.

**સાધક** - જો આપને મહર્ષિને મળવાનું થાય તો શું ઘટે?

**મહારાજ** - સંભવતઃ અમને ખૂબ આનંદ થાય. કદાચ અમારી વચ્ચે બેચાર શબ્દોની આપલે પણ થાય.

**સાધક** - પરંતુ શું તેઓ આપને એક મુક્તિપ્રાપ્ત વ્યક્તિ તરીકે ઓળખે ખરા?

**મહારાજ** - અલબત્ત. જે રીતે એક માણસ બીજા માણસને ઓળખી જતો હોય છે તે રીતે એક જ્ઞાની બીજા જ્ઞાનીને ઓળખી જતો હોય છે. તમે જે અનુભવ્યું નથી હોતું તેની તમે કદર ન કરી શકો, તે વિશે તમે અભિપ્રાય ન આપી શકો. તમે તમારી જાતને જે હોવાનું વિચારતા હોવ છો તે હોવ છો, પરંતુ તમે તેને જેવી હોવાની અનુભવ નથી તેવી હોવાનું ન વિચારી શકો.

**સાધક** - ઈજનેર બનવા માટે મારે ઈજનેરી જાણવી પડે. ઈશ્વર બનવા માટે મારે શું જાણવું પડે?

**મહારાજ** - તમારે જાણેલું સઘળું ભૂંસી નાખવું પડે. ઈશ્વર એ સઘળી ઈચ્છા અને જ્ઞાનનો અંત છે.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે ઈશ્વર બનવાની ઈચ્છાનો ત્યાગ કરવા માત્રથી હું ઈશ્વર બનું છું?

**મહારાજ** - સઘળી ઈચ્છાઓનો ત્યાગ કરવો પડે, કારણ કે ઈચ્છા કરવાથી તમે તમારી ઈચ્છાઓનો આકાર ધારણ કરી લો છો. જયારે કોઈ ઈચ્છા રહેતી નથી ત્યારે તમે તમારી સ્વાભાવિક(કુદરતી) અવસ્થા પર પાછા ફરો છો.

**સાધક** - મારા જાણવામાં એ કઈ રીતે આવે કે મે પૂર્ણતા સિધ્ધ કરી લીધી છે?

**મહારાજ** - તમે પૂર્ણતાને ન જાણી શકો, તમે માત્ર અપૂર્ણતાને જ જાણી શકો. જ્ઞાનના હોવા માટે અલગતા અને વિસંવાદિતાનું હોવું આવશ્યક છે. તમે શું નથી તે તમે જાણી શકો, પરંતુ તમે તમારા સત્સ્વરૂપને ન જાણી શકો. તમે માત્ર એ જ હોઈ શકો જે તમે છો. સમગ્ર અભિગમ સમજ વિકસાવવાનો છે, જે ખોટાને ખોટા તરીકે જોવાનો છે. પરંતુ સમજવા માટે તમારે બહારથી અવલોકન કરવું પડે.

**સાધક** - માયા, ભ્રમણાનો વૈદિક ખ્યાલ પ્રગટને લાગુ પડે છે. માટે જ પ્રગટનું આપણું જ્ઞાન બિનઆધારભૂત છે. પરંતુ અપ્રગટના આપણા જ્ઞાન પર વિશ્વાસ કરવા આપણે સક્ષમ હોવા જોઈએ.

**મહારાજ** - અપ્રગટનું કોઈ જ્ઞાન ન હોઈ શકે. ગલિત (ગુપ્ત) ક્ષમતા ન જાણી શકાય તેવી છે, અજાણ્ય છે. માત્ર સાચુકલાને જ જાણી શકાય.

**સાધક** - જ્ઞાતાએ શા માટે અજ્ઞાત રહેવું જોઈએ?

**મહારાજ** - જ્ઞાતા જ્ઞાતને જાણે છે. શું તમે જ્ઞાતાને જાણો છોર્ જ્ઞાતાનો જ્ઞાતા કોણ છે? તમે અપ્રગટને જાણવા માગો છો. શું તમે એમ કહી શકો કે તમે પ્રગટને જાણો છો?

**સાધક** - હું વસ્તુઓ અને ખ્યાલોને અને તેમના સંબંધોને જાણું છું. મારા સઘળા અનુભવોનો તે એકંદર સરવાળો છે.

# હું તે છું

**મહારાજ** - સઘળા અનુભવોનો?

**સાધક** - હા, સઘળા સાયુકલા અનુભવોનો. હું સ્વીકારું છું કે જે બન્યું નથી તેને હું ન જાણી શકું.

**મહારાજ** - જો પ્રગટ(વ્યક્ત) - તેમના અનુભવો સમેત - સઘળા સાયુક્લા અનુભવોનો એકંદર સરવાળો હોય તો તે એકંદર સરવાળામાંનું તમે કેટલું જાણો છો? વાસ્તવમાં સાવ નાનકડા અંશને જ માત્ર. અને તે થોડું ઘણું પણ તમે જે જાણો છો તે શું છે?

**સાધક** - મારી જાત સાથે સંબંધ હોય તેવા થોડાક ઈન્દ્રીયગત અનુભવો જ માત્ર.

**મહારાજ** - અરે, તેટલું પણ નહીં. તમે માત્ર એટલું જ જાણો છો કે તમે પ્રત્યાઘાત આપો છો. તમે પ્રત્યાઘાત આપો છો અને તે શાને, તે તમે જાણતા નથી. સપર્કથી તમને ખબર પડે છે કે તમે અસ્તિત્વ ધરાવો છો - "હું છું'. "હું આ છું' કે "હું પેલો છું' તે કાલ્પનિક છે.

**સાધક** - હું પ્રગટને જાણું છું કારણ કે હું તેમાં હિસ્સેદારી કરું છું, ભૂમિકા ભજવું છું. હું કબૂલ કરું છું કે તેમાં મારી હિસ્સેદારી ખૂબ જ નાનકડી છે, તેમ છતાંયે તે તેની સમગ્રતા જેટલી જ વાસ્તવિક છે. અને વધારે મહત્ત્વનું તો એ છે કે હું તેને અર્થ બક્ષું છું. મારા વિના જગત અંધકારપૂર્ણ અને સૂમસામ છે.

**મહારાજ** - એક આગિયો જગતને અજવાળી રહ્યો છે! તમે જગતને અર્થ નથી આપતા, પરંતુ તેના અર્થને પામો છો. તમારામાં ઊંડી ડૂબકી લગાવો અને એ સ્ત્રોતને શોધી કાઢો કે જ્યાંથી સઘળા અર્થો વહી આવે છે. એટલું તો ચોક્કસ કે એ પેલું છીછરું મન તો નથી જ કે જે અર્થ બક્ષી શકે.

**સાધક** - કઈ બાબત મને મર્યાદીત અને છીછરો બનાવે છે?

**મહારાજ** - સમગ્ર ખુલ્લું અને પ્રાપ્ય છે, પરંતુ તમે તેને નહીં ગ્રહો. તમે તમારી જાતને જે સમજો છો તે નાનકડી જાતમાં આસક્ત છો . તમારી ઇચ્છાઓ સંકીર્ણ છે, અને તમારી મહાત્ત્વાકાંક્ષાઓ તુચ્છ છે, ક્ષુલ્લક છે. આખરે તો, બોધના કેન્દ્ર વિના પ્રગટ ક્યાં હશે? બોધ વિના તો પ્રગટ અપ્રગટ સમાન જ છે. અને તમે જ તો બોધ પામતું બિંદુ છો, સવળા આયામોનો બિન- આયામી સ્ત્રોત છો. તમારી જાતને સમગ્ર તરીકે જાણો .

**સાધક** - બિંદુ પોતાનામાં વિશ્વને કઈ રીતે સમાવી શકે?

**મહારાજ** - અનંત વિશ્વોને સમાવવા બિદુમાં પૂરતો અવકાશ છે. ગુંજાઈશનો કોઈ અભાવ નથી. સમસ્યા માત્ર પોતાના વડે લાદવામાં આવેલી મર્યાદા છે. પરંતુ તમે તમારી જાતથી ભાગી ન જઈ શકો. ભલે તમે નાસીને ગમે તેટલા દૂર જાઓ, તમે તમારી જાત પર જ પાછા ફરો છો, આ બિદુ(મુદ્દ)ને સમજવાની આવશ્યક્તા પર જ પાછા ફરો છો, જે આમ જોવા જઈએ તો કશું જ નથી, અને તેમ છતાંયે સઘળાનો સ્ત્રોત છે.

**સાધક** - હું યોગના શિક્ષકને શોધવા માટે ભારત આવેલો. હજુયે મારી તે શોધ ચાલુ જ છે.

**મહારાજ** - તમે ક્યા પ્રકારના યોગની સાધના કરવા માગો છો, કશુંક પ્રાપ્ત કરવા માટેના યોગની કે કશુંક ત્યાગ કરવા માટેના યોગની?

**સાધક** - શું તે બન્નેનો આખરે તો એક જ અર્થ નથી થતો?

**મહારાજ** - તે વળી કઈ રીતે શક્ય છે? એક ગુલામ બનાવે છે જ્યારે બીજો મુક્ત કરે છે. તે પાછળનો ઈરાદોહ્રિરણાબળ) સૌથી મહત્ત્વનો છે. મુક્તિ ત્યાગ કરવાથી મળતી હોય છે. કોઈ પણ પ્રકારનો પરિગ્રહ(ભાલિકીભાવ) બંધન છે.

# હું તે છું

**સાધક** - જેને વળગી રહેવાની હું તાકાત અને હિંમત ધરાવું છું તેનો મારે ત્યાગ શા માટે કરવોરર અને જો મારામાં તાકાત ન હોય તો હું ત્યાગ કંઇ રીતે કરી શકું? મને ત્યાગ કરવાની આ આવશ્યકતા સમજાતી નથી. જો હું કોઇક વસ્તુ ઈચ્છતો હોઉં તો પછી મારે તે મેળવવા માટેનો પ્રયત્ન શા માટે ન કરવો? ત્યાગ તો નબળા લોકોનું કામ છે.

**મહારાજ** - જો તમે ત્યાગ કરવાનાં શાણપણ અને તાકાત ન ધરાવતા હોવ તો પછી તમે જે વસ્તુઓની માલિકી ધરાવો છો તે તરફ એક નજર કરો. તેમના પરની તમારી માત્ર એક નજર જ તેમને બાળી નાખશે. જો તમે તમારા મનની બહાર ખડા રહી શકો તો તમને તરત એ સમજાશે કે પરિગ્રહ(વસ્તુસંગ્રહ) અને ઈચ્છાનો ત્યાગ તે જ દેખીતી રીતે કરવા જેવી સૌથી વાજબી, બુધ્ધિગમ્ય બાબત છે.

તમે જગતને સર્જો છો અને પછી તેની ચિંતા કરો છો. સ્વાર્થી બનવાનું તમને નબળા બનાવે છે. જો તમે એવું વિચારતા હોવ કે તમે ઈચ્છા કરવા માટેના તાકાત અને હૈમત તમે ધરાવો છો, તો, તે તો એ કારણે છે કે તમે યુવા અને બિનઅનુભવી છો. ઈચ્છાનો પદાર્થ અચૂકપણે તેને પ્રાપ્ત કરવા માટેના સાધનનો નાશ કરે છે અને પછી તે પોતે કરમાઇ જાય છે. તે સારા માટે જ છે, કારણ કે તે તમને ઈચ્છા જેવા વિષનો ત્યાગ કરવાનો, તેનાથી દૂર રહેવાનો પાઠ ભણાવે છે.

**સાધક** - મારે ઈચ્છારહીતપણાની સાધના કઇ રીતે કરવી?

**મહારાજ** - સાધનાની કોઇ આવશ્યકતા નથી. ત્યાગનાં કોઇ કૃત્યોની આવશ્યકતા નથી. બસ તમારા મનને દૂર રાખો, બસ એટલું જ. ઈચ્છા એ ખ્યાલ પર મનના માત્ર ચોંટવાથી વિશેષ કશુંયે નથી. તેને તેવું ધ્યાન આપવાનો નકાર ભણીને તેના ચીલાચાલુ વર્તનમાંથી બહાર આણો.

**સાધક** - બસ એટલું જ માત્ર?

**મહારાજ** - હા, બસ એટલું જ. ગમે તેવી ઈચ્છા કે ભય પર મનને વાસ ન કરવા દો. પ્રયત્ન કરો અને તમારી જાતે જ અનુભવો. અવારનવાર તમારાથી આમ કરવાનું વિસરાઇ જશે, પરંતુ તેની ચિંતા ન કરો. એકેએક ઈચ્છા અને ભયને, એકેએક પ્રત્યાઘાતને એક બાજુ પર રાખી દેવાનું, ભૂંસી નાખવાનું ન બને ત્યાં સુધી ફરી ફરી પ્રયાસ કરતા રહો.

**સાધક** - લાગણીઓ વિના કોઈ કઇ રીતે જીવી શકે?

**મહારાજ** - તમે ઈચ્છો તે સઘળી લાગણીઓ ધરાવી શકો છો, પરંતુ પ્રત્યાઘાતોથી સાવધાન રહો, પ્રેરિત લાગણીઓથી સાવધાન રહો. પૂર્ણપણે પોતાના નિર્ધારોથી જ ચાલો, તમારું શાસન તમારી અંદરથી જ ચાલવું જોઇએ, નહીં કે બહારના કોઇ પ્રેરણથી. માત્ર વધારે સારી બાબત માટે ઓછી સારી બાબતનો ત્યાગ કરવો તે કંઇ સાચો ત્યાગ નથી. ત્યાગ એટલા માટે કરો કે તમને તેની નિર્મૂલ્યતા દેખાય છે. જેમ જેમ તમે ત્યાગ કરતા રહેશો તેમ તેમ તમારા જાણવામાં આવશે કે તમે બુધ્ધિ અને તાકાતમાં, અખૂટ પ્રેમ અને આનંદમાં આપોઆપ વૃધ્ધિ પામો છો.

**સાધક** - સઘળી ઈચ્છાઓ અને ભીતિઓના ત્યાગ પર આટલો બધો ભાર શા માટે? ર કુદરતી નથી?

**મહારાજ** - ના, નથી. તેઓ પૂર્ણપણે મનનું સર્જન છે. તમારે કશાનીયે આવશ્યકતા નથી, અરે, તમારા શરીરની પણ આવશ્યકતા નથી તે જાણવા માટે તમારે સઘળું છોડવું પડશે. તમારી આવશ્યકતાઓ અવાસ્તવિક છે અને તમારા પ્રયાસો અર્થહીન છે. તમે એવી કલ્પના કરો છો કે તમારી માલિકીની ચીજો તમારું રક્ષણ કરે છે. વાસ્તવમાં તેઓ તમને અસુરક્ષિત બનાવતી હોય છે. તમે "આ' છો કે "તે' છો તેવું દશાવી શકે તેવી સઘળી બાબતો એ તમે નથી તેવો સાક્ષાત્કાર કરો. કોઈ પણ સંવેદનાત્મક અનુભવ કે શાબ્દિક અભિવ્યક્તિ વડે તમે ગોચર નથી. તેમનાથી મો ફેરવી લો. તેવા કશાની સાથે તાદાત્મ્ય સાધવાની ના પાડી દો.

# હું તે છું

**સાધક** - આપને સાંભળ્યા બાદ હવે મારે મારે શું કરવાનું રહે છે?

**મહારાજ** - માત્ર સાંભળવું તમને ખાસ એટલી બધી મદદ નહીં કરે. તમારે તેને મનમાં રાખવું પડશે અને તે પર ઊંડો વિચાર કરવો પડશે અને મનની અવસ્થાને સમજવાનો પ્રયત્ન કરવો પડશે, જે હું જે કહું છે તે કહેવા મને પ્રેરે છે. હું સત્યથી પ્રેરાયેલો બોલી રહ્યો છું; તમારો હાથ લંબાવો અને તેને ગ્રહણ કરો. તમે તમારી જાતને જે વિચારો છો તે તમે નથી, હું તમને તે વાતની પૂરી ખાતરી આપું છું. તમે તમારી જાત વિશેની જે છાપ ધરાવો છો તે સ્મૃતિઓની બનેલી છે અને તે નરી આકસ્મિકપણે બનેલી છે.

**સાધક** - હું જે કંઈ છું તે મારાં કર્મનુંફળ છે.

**મહારાજ** - તમે જે દેખાઈ રહ્યા છો, આભસિત થઈ રહ્યા છો, તે તમે નથી. કર્મ એ તો માત્ર એક એવો શબ્દ છે કે જેને રટવાનું તમે શીખી લીધું છે. તમે કદીયે વ્યક્તિ હતા નહીં કે કદોયે હશો નહીં. તમારી જાતને કોઈ વ્યક્તિ હોવાનું માનવાનું નકારો. પરંતુ જ્યાં સુધી તમને તમારી જાત ફલાણી ફલાણી ન હોવા બાબતે સહેજ પણ શંકા હશે ત્યાં સુધી કોઇ આશા નથી. જ્યારે તમે તમારી આંખો જ ખોલવાની ના પાડતા હોવ તે સંજોગોમાં તમને શું દેખાડી શકાય?

**સાધક** - હું કર્મને એક રહસ્યભરી તાકાત તરીકે કલ્પું છું, જે મને પૂર્ણતા ભણી અંદરથી ધક્કો મારે છે.

**મહારાજ** - તે તો લોકોએ તમને જે કહ્યું છે તે છે. તમે પૂર્ણ જ છો, અહીંયા અને અત્યારે જ. જે અપૂર્ણ છે તે તમે નથી. તમે તમારી જાતને તમે જે નથી તે કલ્પો છો - તેમ કરવાનું બંધ કરો. મહત્ત્વની છે અટકાવવાની (બંધ કરવાની) ક્રિયા, તમે જેને અટકાવવા જઈ રહ્યા છો તે નહીં.

**સાધક** - શું એવું નહોતું કે કર્મે જ મને હું જે છું તે બનવાની ફરજ પાડી હતી?

**મહારાજ** - કશુંયે ફરજ નથી પાડતું. તમે તમારી જાતને જેવી માનો છો તેવી તે હોય છે. માનવાનું બંધ કરો.

**સાધક** - અહીં આપ આપના આસન પર બેઠા છો અને મારી સાથે વાત કરી રહ્યા છો.આપતને જે ફરજ પાડે છે તે આપનું કમ છે.

**મહારાજ** - મને કોઈ વાત ફરજ નથી પાડતી. જે કરવું આવશ્યક હોય છે તે હું કરું છું. પરંતુ તમે ઘણી બધી બિનજરૂરી ચીજો કરો છો. તપાસ કરવાનો તમારો નકાર કર્મને સર્જે છે. તમારી પોતાની યાતના પ્રત્યેની તમારી બેપરવાઈ જ તેને ચાલુ રાખે છે.

**સાધક** - હા, આપની વાત સાચી છે. આ બેપરવાઈનો અંત કઈ રીતે લાવી શકાય?

**મહારાજ** - તે માટેનો ધક્કો (આવેગ) વૈરાગના કે કરુણાના એક તરંગ તરીકે અંદરથી જ આવવો જોઈએ.

**સાધક** - શું આ આવેગ મને અધમાર્ગે મળી શકે?

**મહારાજ** - અલબત્ત. તમારા પોતાની સ્થિતિને જુઓ, જગતની સ્થિતિને જુઓ.

**સાધક** - અમને કર્મ અને પુનર્જન્મ, ઉત્ક્રાંતિ અને યોગ, ગુરુઓ અને શિષ્યો વિશે કહેવામાં આવ્યું હતું. આ બધા જ્ઞાનનું અમારે શું કરવું?

**મહારાજ** - તે સઘળાને પડતું મૂકો. તેને ભૂલી જાઓ. ખ્યાલો અને માન્યતાઓના બોજ વિના આગળ ધપો. સઘળી શાબ્દિક અભિવ્યક્તિઓનો, સઘળા સાપેક્ષ સત્યનો, સઘળા સ્પર્શગોચર હેતુઓનો ત્યાગ કરો. સત્યને, બ્રહ્મને માત્ર નિરપેક્ષ, નરી, અવ્યભિચારી ભક્તિ વડે જ પામી શકાય. કશુંયે અધુરા મને ન કરો.

**સાધક** - મારે કોઈ નિરપેક્ષ સત્ય સાથે શરૂઆત કરવી પડે. શું તેવું કોઈ નિરપેક્ષ સત્ય છે ખરુ?

**મહારાજ** - હા, છે ને, પેલો ભાવ "હું છું'. તેનાથી શરૂઆત કરો.

**સાધક** - અન્ય કશુંયે સાચું નથી?

**મહારાજ** - અન્ય સઘળું નથી તો સાચું કે નથી તો ખોટું. તે દેખાય છે ત્યારે વાસ્તવિક લાગે છે , જયારે તેનો નકાર કરવામાં આવે છે ત્યારે તે અદૃશ્ય થઈ જાય છે. અનિત્ય ચીજ એ એક રહસ્ય છે.

**સાધક** - હું તો એવું વિચારતો હતો કે વાસ્તવિક(સત્ય) જ રહસ્ય છે.

**મહારાજ** - તે વળી કઈ રીતે હોઈ શકે? વાસ્તવિક તો સીધુંસાદું, ખુલ્લું, નિર્મળ અને ભલું , સુંદર અને આનંદિત છે. તે વિરોધાભાસોથી પૂર્ણપણે મુક્ત છે. તે સદાયે નવીન, તાજગીપૂણ, અનંતપણે સર્જનાત્મક છે. હોવાનું અને ન-હોવાનું, જીવન અને મૃત્યુ, સઘળા ભેદભાવો તેમાં ઓગળી જાય છે, એક થઈ જાય છે.

**સાધક** - હું એ કબૂલી શકું કે સઘળું ખોટું છે. પરંતુ શું તે મારા મનને અસ્તિત્વ વિહોણું બનાવે ખરુ?

**મહારાજ** - મન તો તે જે વિચારે છે તે હોય છે. તેને સાચું બનાવવા સાચું વિચારો.

**સાધક** - જો ચીજોનો આકાર એ નર્યો આભાસ હોય તો વાસ્તવમાં તેઓ શું છે?

**મહારાજ** - વાસ્તવમાં છે માત્ર સંવેદના. સંવેદક અને સંવેદ્ય ખ્યાલી છે, સંવેદનાની હકીક્ત જ માત્ર સાચુકલી છે.

**સાધક** - તો પછી આમાં વચ્ચે બ્રહ્મ (નિરપેક્ષ) ક્યાંથી આવે છે?

**મહારાજ** - બ્રહ્મ સંવેદનની ક્રિયાનું જન્મસ્થાન છે. તે સંવેદનાને શક્ય બનાવે છે. પરંતુ વધારે પડતું વિશ્લેષણ તમને ક્યાંય નહીં લઈ જાય. તમારામાં હોવાનું હાર્દકિન્દ્ર છે, જે વિશ્લેષણની પેલે પાર, મનની પેલે પાર છે. તમે તેને તે માત્ર જ્યારે કાર્યરત હોય છે ત્યારે જ જોઇ શકો છો. તેને રોજબરોજના જીવનમાં અભિવ્યક્ત કરો અને તેનો પ્રકાશ પહેલાં કરતાંયે વધારે તેજસ્વી બનશે. મનની વાજબી કામગીરી એ છે કે તમને એ કહે કે તે શું નથી. પરંતુ જો તમે હકારાત્મક જ્ઞાન ઈચ્છતા હોવ તો તમારે મનની પેલે પાર જવું જ પડે.

**સાધક** - સમગ્ર વિશ્વમાં શું કોઈ એક માત્ર ચીજ એવી છે કે જે મૂલ્યવાન હોય?

**મહારાજ** - હા, પ્રેમની તાકાત.

## આત્મ-જાગ્રતિમાં તમે તમારી જાત વિશે જાણો છો [૭૧]

**સાધક** - આપણો અવારનવારનો એવો અનુભવ છે કે શિષ્યો તેમના ગુરુઓને ભારે નુક્સાન પહોંચાડતા હોય છે. ગુરુની ઈચ્છાનો વિચાર કર્યા વિના તેઓ યોજનાઓ ઘડતા હોય છે અને તેમને અમલમાં મૂકતા હોય છે. અંતે ગુરુને જ અપાર ચિંતામાં મૂકાવું પડતું હોય છે અને તેના શિષ્યો માટે કડવાશ અનુભવવી પડતી હોય છે.

**મહારાજ** - હા, તેવું ચોક્કસ બને છે.

**સાધક** - આવી અભદ્રતાને, નઠોરતાને તાબે થવા ગુરુને કોણ કરજ પાડે છે?

**મહારાજ** - મૂળભૂતપણે તો ગુરુ ઈચ્છારહિત હોય છે. જે કંઇ બને છે તે તેઓ જુએ છે, પરંતુ તેમનામાં વચ્ચે દખલ કરવાનો કોઈ આવેગ પેદા થતો નથી. તેઓ કોઈ પસંદગી નથી કરતા અને કોઈ નિર્ણય

લેતા નથી. નર્યા, વિશુદ્ધ સાક્ષી તરીકે, જે કંઇ ચાલી રહ્યું હોય છે તે તેઓ નીરખે છે અને બિનપ્રભાવિત રહે છે.

**સાધક** - પરંતુ તેમના કામને સહન કરવાનું બને છે.

**મહારાજ** - અંતે તો - વિજય હમેશાં તેમનો જ થાય છે. તેઓ જાણતા હોય છે કે જો શિષ્યો તેમના શબ્દોમાંથી બોધપાઠ નથી લેતા તો પછી તેમની પોતાની ભૂલોમાંથી બોધપાઠ લેશે. અંદરખાને તેઓ મૌન અને શાંત રહે છે. અલગ વ્યક્તિ હોવાનો તેમને કોઈ જ ભાવ નથી હોતો. તુચ્છ યોજનાઓ ધરાવતા તેમના શિષ્યો સમેત સમગ્ર વિશ્વ તેમનું પોતાનું છે. કશુંયે વિશિષ્ટ તેમને પ્રભાવિત નથી કરતું, અથવા તો એમ પણ કહી શકાય કે સમગ્ર વિશ્વ તેમને એકસરખી રીતે પ્રભાવિત કરે છે.

**સાધક** - શું ગુરુકૃપા જેવું કંઇ નથી હોતું?

**મહારાજ** - તેમની કૃપા એકધારી અને વૈશ્વિક હોય છે. એવું નથી કે તે અમુક પર હોય છે અને અમુક પર નથી હોતી.

**સાધક** - મને તે વ્યક્તિગત રીતે કઇ રીતે અસર કરે છે?

**મહારાજ** - ગુરુની કૃપા વડે જ તમારું મન સત્યની શોધમાં વ્યસ્ત છે અને તેમની કૃપા વડે જ તમે તેને પામશો. તમારા આખરી ભલા ભણી જ તે અડગપણે કામગીરી બજાવી રહી છે. અને તે સૌ માટે છે.

**સાધક** - કેટલાક શિષ્યો તેયાર અને પરિપક્વ હોય છે જ્યારે કેટલાક નથી હોતા. શું ગુરુએ પસંદગી કરીને નિર્ણયો ન લેવા જોઈએ?

**મહારાજ** - ગુરુ બ્રહ્મને જાણે છે અને સહેજ પણ ઢીલ કર્યા વિના શિષ્યને તે ભણી ધકેલે છે . શિષ્યનો માર્ગ વિઘ્નોથી ભર્યો ભર્યો હોય છે, જે તેણે પાર કરવો જ રહ્યો. શિષ્યના જીવનના છીછરાપણાથી ગુરુ ખાસ ચિંતિત નથી હોતા. તે ક્રિયા ગુરુત્વાકર્ષણ સમાન છે. જયારે ફળ વૃક્ષથી અલગ પડ્યું જ છે તો પછી તેણે નીચે પડ્યા સિવાય છૂટકો નથી.

**સાધક** - જો શિષ્ય લક્ષ્યને ન જાણતો હોય તો તે વિઘ્નને કઇ રીતે ઓળખી શકે?

**મહારાજ** - લક્ષ્ય ગુરુ દ્વારા બતાવવામાં આવે છે, જયારે વિઘ્નો શિષ્ય વડે શોધવામાં આવે છે. ગુરુને કોઈ અગ્રતાઓ નથી હોતી, પરંતુ જેઓએ. વિઘ્નો પાર કરવાના છે તેઓ જાણે પાછળ રહેતા હોય, ઢીલા પડતા હોય તેવું લાગે છે. વાસ્તવમાં શિષ્ય ગુરુથી જૂદો નથી. તે પણ સંવેદના અને ક્રિયાન્વિત પ્રેમનું એ જ આયામરહિત કેન્દ્ર છે. તેની કલ્પના અને તે કલ્પના સાથેનું તેનું તાદાત્મ્ય જ તેને કેદ બનાવે છે અને તેને વ્યક્તિમાં પરિવર્તિત કરે છે. ગુરુને વ્યક્તિ સાથે કોઈ જ લેવાદેવા નથી હોતા. તેમનું ધ્યાન તો અંદર બિરાજમાન નીરખનાર પર હોય છે. તે નીરખનારનું એ કામ છે કે તે સમજે અને તેમ કરીને વ્યક્તિનો નિકાલ કરે. એક તરફ જયારે કૃપા છે, તો બીજી તરફ તે કામ પ્રત્યેનું સમર્પણ હોવું જ જોઈએ.

**સાધક** - પરંતુ વ્યક્તિ નથી ઇચ્છતી કે તેનો નિકાલ થઇ જાય.

**મહારાજ** - વ્યક્તિ એ તો માત્ર ગેરસમજનું પરિણામ છે . વાસ્તવમાં તેવું કંઇ છે જ નહીં. લાગણીઓ, વિચારો, કૃત્યો નીરખનાર સમક્ષ અનંત શૃંખલા રૂપે પસાર થતાં રહે છે, મગજની અંદર અવશેષો છોડી જાય છે અને સાતત્યની ભ્રમણા સર્જે છે. મનમાંનું નીરખનાર દૃષ્ટા)નું પ્રતિબિંબ "હું'નો ભાવ સર્જે છે, અને વ્યક્તિ દેખીતું સ્વતંત્ર અસ્તિત્વ ધારણ કરે છે. વાસ્તવમાં કોઇ જ વ્યક્તિ નથી હોતી, હોય છે માત્ર નીરખનાર જે પોતાની જાતનું "હું' અને "મને' સાથે તાદાત્મ્ય સાધતો હોય છે. શિક્ષક નીરખનારને કહે છેઃ તું આ નથી, આમાં તારું કશુયે નથી, સિવાય કે

# હું તે છું

"હું છું'નું નાનકડું બિંદુ, જે નીરખનાર અને તેના સ્વપ્ન વચ્ચેનો સેતુ હોય છે. "હું આ છું, હું પેલો છું' એ સ્વપ્ન છે , જ્યારે વિશુદ્ધ "હું છું' તો તેના પર વાસ્તવિકતાની મહોર ધરાવતો હોય છે. તમે ઘણી બધી બાબતોનો અનુભવ ધરાવો છો - બધુંયે શૂન્ય બરાબર છે. માત્ર "હું છું'ભાવ ટકી રહ્યો છે - વણબદલાયો . જ્યાં સુધી પેલે પાર જવાને સક્ષમ ન બનો ત્યાં સુધી પરિવર્તશીલ વચ્ચે અપરિવર્તનશીલ સાથે મુકામ કરો.

**સાધક** - તેવું ક્યારે બનશે?

**મહારાજ** - જેવા તમે વચ્ચેથી વિઘ્નો હટાવશો કે તરત જ તે ઘટશે.

**સાધક** - કયા વિઘ્નો?

**મહારાજ** - ખોટાની ઈચ્છા અને સાચાનો ડર. એક વ્યક્તિ તરીકે તમે એવી કલ્મના કરો છો કે ગુરુ તમારામાં એક વ્યક્તિ તરીકે રસ ધરાવે છે. તેવું જરા પણ નથી. તેમના માટે તો તમે એક નિકાલ કરી નાખવા જેવો ઉપદ્રવ અને અડચણ છો. ખરેખર તો તેમનું લક્ષ્ય ચેતનામાં એક ઘટક તરીકે તમને હટાવી દેવાનું છે.

**સાધક** - જો મને હટાવી દેવામાં આવ્યો તો પાછળ શું રહેશે?

**મહારાજ** - કશું જ નહીં રહે, સઘળું રહેશે. તાદાત્મ્(ઓળખ)નો ભાવ રહેશે, પરંતુ હવે કોઈ ખાસ શરીર સાથેના તાદાત્મ્યનો ભાવ નહીં રહે. સ્વરૂપ(હોવાનું) - જાગ્રતિ - પ્રેમ (સત્યમ્- શીવમ્-સુંદરમ્) પૂરી આભા સાથે ઝળહળી ઉઠશે. મુક્તિ કદીયે વ્યક્તિની નથી હોતી, તે હમેશાં વ્યક્તિમાંથી હોય છે.

**સાધક** - અને પાછળ વ્યક્તિનો અંશ માત્ર પણ રહેતો નથી?

**મહારાજ** - સ્વપ્ન માફક કે સાવ બાળપણની સ્મૃતિ માફક એક ધૂંધળી સ્મૃતિ રહે છે. આખરે તો, યાદ રાખવા જેવું પણ શું હોય છે? ઘટનાઓનો પ્રવાહ, જે મોટે ભાગે આકસ્મિક અને અર્થહીન હોય છે. ઈચ્છાઓ અને ભીતિઓ અને નાસમજ ગફલતોની એક શૃંખલા. શું કશુંયે યાદ રાખવા જેવું હોય છે ખરું? વ્યક્તિ એ તમને કેદ કરી રાખતા એક કોચલાથી વિશેષ કશુંયે નથી. તે કોચલાને તોડી નાખો.

**સાધક** - કોચલાને તોડી નાખવાની માગણી આપ કોની સમક્ષ કરી રહ્યા છો? તે કોચલું કોણે તોડવાનું છે? તેમાંથી મુક્ત કોણે થવાનું છે? તેમાંથી બહાર કોણે આવવાનું છે?

**મહારાજ** - સ્મૃતિ અને આત્મતાદાત્મ્યનાં બંધનોને તોડો એટલે પેલું કોચલું આપોઆપ તૂટી જશે. એક એવું કેન્દ્ર છે જે પોતે જે કશાયને પણ સંવેદે છે તેને વાસ્તવિકતા બક્ષે છે. તમારે માત્ર એટલું જ સમજવાની આવશ્યક્તા છે કે તમે વાસ્તવિકતાના સ્રોત છો , અને વાસ્તવિકતાને ગ્રહવાને બદલે તમે જ વાસ્તવિક્તા બક્ષો છો, નથી તો તમારે કોઈના ટેકાની જરૂર કે નથી તો તમારે કોઈના સમર્થનની જરૂર. બાબતો તો જેવી છે તેવી છે, કારણ કે તમે તેમને તેઓ જેવી છે તેવી સ્વીકારો છો. તેમને સ્વીકારવાનું બંધ કરો અને તેઓ લય પામશે. જે કંઈ પણ તમે ઈચ્છા અને ભય સાથે વિચારો છો તે તમારી સમક્ષ વાસ્તવિક તરીકે દશ્યમાન થાય છે. તેમને ઈચ્છા અને ભય વિના જોતાં જ તે નકામી બની જાય છે. સુખ અને દુઃખ ક્ષણિક છે. તેમને કોઈ પ્રત્યાઘાત આપવા કરતાં તેમને અવગણવાનું વધારે સીધુંસાદું અને વધારે સરળ છે.

**સાધક** - જો સઘળી ચીજોએ લય જ પામવાનું હોય તો પછી તેમણે ઉદ્ભવવું જ શા માટે જોઈએ?

**મહારાજ** -સર્જન તો ચેતનાનો સ્વભાવ છે. ચેતના આભાસોને સર્જે છે. વાસ્તવિક્તા (સત્ય) ચેતનાની પેલે પાર છે.

# હું તે છું

**સાધક** - જો આપણે ચેતનાથી સભાન હોઇએ તો પછી એવું કેમ છે કે આપણે એ વાતથી સભાન કેમ નથી હોતા કે આ નર્યા આભાસો જ છે.

**મહારાજ** - મન વાસ્તવિકતાને જાણ્યા વિના ઢાંકી દે છે. મનનો સ્વભાવ જાણવા માટે તમારે બુદ્ધિની જરૂર રહે છે, મનને મૌન અને વિતરાગી જાગ્રતિથી જોવાની ક્ષમતાની જરૂર રહે છે.

**સાધક** - જો મારો સ્વભાવ જ સર્વવ્યાપી ચેતનાનો હોય તો પછી મારામાં અજ્ઞાન અને ભ્રમણા પેદા જ કઈ રીતે થઇ શકે?

**મહારાજ** - તમારામાં કદીયે અજ્ઞાન અને ભ્રમણા પેદા જ નથી થયાં. તમારી એ જાતને શોધી કાઢો કે જેમાં આ અજ્ઞાન અને ભ્રમણા પેદા થયાનું તમે માનો છો અને તમાયા પ્રશ્નનો જવાબ તમને મળી જશે. તમે તો એ રીતે વાત કરો છો જાણે તમે તે જાતને જાણો છો અને તેને અજ્ઞાન અને ભ્રમણા હેઠળ કામગીરી બજાવતી હોવાનું જુઓ છો. પરંતુ, હકીકતમાં, તમે તેને(જાતને - આત્માને) જાણતા જ નથી, કે નથી તો તમે અજ્ઞાનથી જાગ્રત. સઘળા ઉપાયો યોજીને જાગ્રત બનો - તે તમને આત્મા પર લઈ આવશે અને તમને ભાન થશે કે તેમાં નથી તો અજ્ઞાન કે નથી તો ભ્રમણા. તે તો એવું કહેવા સમાન છે કે - જો સુર્ય હોય તો પછી અંધકાર કઈ રીતે હોઇ શકે? જે રીતે સુર્ય ગમે તેટલો તેજસ્વી હોય પરંતુ પથ્થર નીચે તો અંધારું જ હોય, તે જ રીતે "હું-શરીર-છું' તેવી ચેતનાના પડછાયા હેઠળ અજ્ઞાન અને ભ્રમણા હોય જ.

**સાધક** - પરંતુ શરીર-ચેતના (દેહાધ્યાસ) પેદા જ શા માટે થાય છે?

**મહારાજ** - 'શા માટે' એવું નહીં, પરંતુ "કેવી રીતે' એમ પૂછો. સર્જનાત્મક કલ્પનાશક્તિનો સ્વભાવ જ એવો છે કે પોતાનાં સર્જનો સાથે તાદાત્મ્ય સાધવું. ધ્યાન આપવાનું બંધ કરીને તમે ગમે તે ઘડીએ તેને અટકાવી શકો છો. અથવા તો તપાસ ચલાવીને.

**સાધક** - શું સર્જન તપાસ પહેલાં આવે છે, ઘટે છે?

**મહારાજ** - પહેલાં તમે જગતને સર્જો છો , પછી પેલો "હું છું'ભાવ વ્યક્તિ બને છે, જે વિવિધ કારણોસર સુખી નથી હોતો. તે સુખની શોધમાં નીકળી પડે છે, ગુરુને મળે છે, જે તે કોઇ વ્યક્તિ નથી, શોધી કાઢ કે તું કોણ છે'. તે તેમ કરે છે અને પેલે પાર

**સાધક** - શરૂઆતથી જ તેણે તેમ શા માટે ન કર્યું?

**મહારાજ** - તેવું તેને સૂઝ્યું નહીં. તેને તેવું કરવા કહે તેવા કોઇકની આવશ્યકતા હતી.

**સાધક** - શું તેટલું પૂરતું હતું?

**મહારાજ** - તેટલું પુસતું હતું.

**સાધક** - તેવું મારા કિસ્સામાં શા માટે નથી બનતું?

**મહારાજ** - તમે મારો વિશ્વાસ નથી કરતા, તમને મારામાં શ્રદ્ધા નથી.

**સાધક** - મારી શ્રદ્ધામાં એવી કચાશ કેમ છે?

**મહારાજ** - ઈચ્છાઓએ અને ભીતિઓએ તમારા મનને સુસ્ત બનાવી દીધું છે. તેને સાફસૂફ કરવાની આવશ્યકતા છે.

**સાધક** - હું મારા મનને સાફસૂફ કઈ રીતે કરી શકું?

**મહારાજ** - અવિરતપણે તેને નીરખતા રહીને. બેધ્યાનપણું ધૂળ જમાવે છે, જયારે ધ્યાનપણું (નીરખવાની ક્રિયા) ધૂળને ખંખેરે છે.

# હું તે છું

**સાધક** - ભારતીય શિક્ષકો (ગુરુઓ) નિષ્ક્રિયતાનો પક્ષ શા માટે લેતા હોય છે?

**મહારાજ** - મોટા ભાગના લોકોની પ્રવૃત્તિઓ મૂલ્યવિહોણી હોય છે, પછી ભલે તે દેખીતી રીતે વિધ્વંસક ન હોય. ઈચ્છાઓ અને ભીતિઓનું આધિપત્ય હોવાને કારણે તેનાથી કશુંયે ભલું નથી થતું. ભલું કરવાની શરૂઆત થાય તે પહેલાં અનિષ્ટ આચરવાનું બંધ થતું હોય છે. આમ અમુક સમય માટે સઘળી પ્રવૃત્તિઓ બંધ કરવી આવશ્યક હોય છે, પોતાના આવેશો-આવેગો અને તેની પાછળના પ્રેરકબળોને તપાસવા આવશ્યક હોય છે, સઘળા અનિષ્ટોને મનમાંથી વિદાય આપો અને માત્ર પછી જ કામની પુનઃ શરૂઆત કરો, પોતાના દેખીતા કર્તવ્યોથી શરૂઆત કરો. અલબત્ત, જો તમને કોઈકને મદદ કરવાની તક મળે તો પૂરા મનથી તેમ કરો, અને તાબડતોબ કરો, તમે પૂર્ણ થાઓ ત્યાં સુધી તે વ્યક્તિને રાહ જોતી ન રાખો. પરંતુ ધંધાદારી ભલું કરનાર (ધંધાદારી શુભેચ્છક) તો ન જ બનો.

**સાધક** - મને એવું નથી લાગતું કે શિષ્યોમાં એટલા બધા ભલું કરનારા હોય. હું જે કોઈને મળ્યો છું તેમાંના મોટા ભાગના તો તેમના પોતાનાં ક્ષુલ્લક સંઘર્ષોમાં જ વધારે પડતા તો રત હોય છે. તેમના હૃદયમાં અન્યો માટે સ્થાન નથી હોતું, તેઓને બીજાઓ માટે લાગણી નથી હોતી.

**મહારાજ** - આવી સ્વકેન્દ્રિયતા હંગામી હોય છે. આવા લોકો સાથે ધીરજપૂર્વક વર્તો. કેટલાંયે વરસો થયાં તેમણે તેમના સિવાય અન્ય સઘળા પર જ ધ્યાન આપ્યું છે. થોડી હળવાશ ખાતર તેમને તેમના તરફ ફરવા દો, પોતાની પરવા કરવા દો.

**સાધક** - આત્મ-જાગ્રતિનાં ફળો શાં છે?

**મહારાજ** - તમે વધારે બુદ્ધિશાળી બનો છો. જાગ્રતિમાં તમે શીખો છો. આત્મ-જાગ્રતિમાં તમે તમારી જાત વિશે શીખો છો, જાણો છો. અલબત્ત, તમે શું નથી તે જ માત્ર તમે જાણી શકો છો. તમે શું છો તે જાણવા માટે તો તમારે મનની પેલે પાર જવું પડે.

**સાધક** - શું જાગ્રતિ મનની પેલે પાર નથી?

**મહારાજ** -જાગ્રતિ એ એવું બિંદુ છે જ્યાં આગળથી મન પોતાને પાર કરી સત્ય(વાસ્તવિકતા)ને પામે છે. જાગ્રતિમાં તમે એ નથી ઈચ્છતા જે તમને ખુશ કરે છે (જે તમને પ્રેય છે) , પરંતુ એ ઈચ્છો છો જે સાચું(શ્રેય) છે.

**સાધક** - મને લાગે છે કે જાગ્રતિ આંતરિક શાંતિને લાવે છે, ચિત્તની રિક્તતાની અવસ્થાને જન્માવે છે.

**મહારાજ** - જેમ ચાલે છે તેમ બરાબર છે, પરંતુ તે પૂરતું નથી. શું તમે એવી સર્વાશ્લેશી રિક્તતા(શૂન્યતા)ને અનુભવી છે જેમાં વાદળ જેમ આકાશમાં તરતું હોય છે તેમ વિશ્વ તરતું હોય છે?

**સાધક** - મહારાજ, મને પહેલાં મારા પોતાના આંતરિક અવકાશને સારી રીતે જાણવા દો.

**મહારાજ** - અલગતાની દીવાલનો - એટલે કે "હું-શરીર-છું' તે ખ્યાલનો - નાશ કરો, અને આંતરિક અને બાહ્ય એક થશે.

**સાધક** - (શું તે માટે) મારે મરવાનું છે?

**મહારાજ** - શરીરનો નાશ અર્થહીન છે. તમને બાંધતું હોય છે ઈન્દ્રીયસુખને વળગી રહેનારું જીવન. જો તમે પૂર્ણપણે આંતરિક રિક્તતા (શૂન્ય, મૌન)ને અનુભવી શક્યા તો અખિલમાં તમારો પ્રવેશ નજીક હશે.

**સાધક** - મારા આધ્યાત્મિક અનુભવને તેનો પોતાનો નિશ્ચિત કાળ હોય છે. ક્યારેક હું અતિ પ્રસન્નતા અનુભવું છું તો ક્યારે હું ફરી હતાશા અનુભવતો હોઉ છું. હું કોઈ લિફ્ટની ફરજ બજાવતા છોકરા જેવો છું - ઉપર-નીચે થતો રહું છું.

# હું તે છું

**મહારાજ** - મારી ચેતનામાં ઘટતાં સઘળાં પરિવર્તનો "હું-શરીર-છું'ના ખ્યાલના કારણે છે. આ ખ્યાલને વિદાય આપતાં મન સ્થિર થાય છે. નર્યું સ્વરૂપ રહે છે, જે કશુંયે ખાસ અનુભવવાથી મુક્ત હોય છે. પરંતુ તેનો સાક્ષાત્કાર કરવા તમારે તમારા ગુરુ કહે તે પ્રમાણે કરવું પડે. માત્ર શ્રવણ, કે પછી કંઠસ્થ કરવાની ક્રિયા પણ પૂરતી નથી. તેમાંના દરેક શબ્દને તમારા રોજીંદા જીવનમાં લાગુ પાડવા જો તમે કઠોર મથામણ ન કરતા હોવ તો પછી એવી ફરિયાદ ન કરતા કે તમે પ્રગતિ કરી નથી. સઘળી સાચી પ્રગતિ ઉલટાવી ન શકાય તેવી હોય છે. ચડતી અને પડતી તો માત્ર એટલું જ દર્શાવે છે કે ઉપદેશને હ્રદયપૂર્વક સમજવામાં આવ્યો નથી અને પૂર્ણપણે આચરણમાં મૂકવામાં આવ્યો નથી.

**સાધક** - તે દિવસે આપે કહ્યું હતું કે કર્મ જેવું કશુંયે નથી. અને તેમ છતાંયે અમારા જોવામાં આવે છે કે દરેક બાબતને કોઈને કોઈ કારણ હોય છે અને આ સઘળાં કારણોના એકંદર સરવાળાને કર્મ કહી શકાય.

**મહારાજ** - જયાં સુધી તમે તમારી જાતને શરીર માનશો ત્યાં સુધી તમે દરેક બાબત પાછળ કારણને જોશો, દરેક બાબત પાછળ કોઈક કારણ રહેલું હોય છે તેવું માનશો. હું એવું નથી કહેતો કે વિવિધ બાબતો પાછળ કારણો નથી હોતાં. દરેક બાબત માટે અસંખ્ય કારણો હોય છે. સઘળું જેમ છે તેમ છે, કારણ કે જગત જેવું છે તેવું છે. દરેક કારણ આખરે તો પ્રસરીને સમગ્ર જગતને આવરી લેતું હોય છે.

જ્યારે તમને એવું સમજાય છે કે તમે ઇચ્છો તે થવા સાવ જ મુક્ત છો, અજ્ઞાન કે બેહોશીને કારણે તમે આભાસિત થાઓ છો, ત્યારે તમે બળવો પોકારવા અને પરિવર્તન લાવવા મુક્ત હોવ છો. તમે જે નથી તે થવાને તમે તમારી જાતને છૂટ આપો છો. તમે જે નથી તે હોવા પાછળનાં કારણોની તમે શોધ ચલાવી રહ્યા છો! તે એક વાંઝણી શોધ છે. કોઇ કારણો નથી, સિવાય કે તમારા સત્સ્વરૂપ વિશેનું તમારું અજ્ઞાન, જે સત્સ્વરૂપ પૂર્ણ અને સઘળા કાર્યકારણની પેલે પાર છે. જે કંઈ બને છે તે સઘળા માટે પૂરું બ્રહ્માંડ જવાબદાર છે, અને તમે તે બ્રહ્માંડના સ્રોત છો.

**સાધક** - બ્રહ્માંડના કારણ હોવા વિશે હું કંઈ જ જાણતો નથી.

**મહારાજ** - કારણ કે તમે તપાસ નથી ચલાવતા. તપાસ ચલાવો, અંદર શોધ કરો અને તમારા જાણવામાં આવશે.

**સાધક** - મારી જેવું એક રજકણ વળી આ વિરાટ બ્રહ્માંડને કઈ રીતે સર્જી શકે?

**મહારાજ** - જયારે તમે "હું-શરીર-છું' એવા વિષાણુ વડે ચેપગ્રસ્ત હોવ છો ત્યારે એક આખું વિશ્વ અસ્તિત્વમાં આવે છે. પરંતુ જ્યારે તમે તેનાથી પૂરતા ધરાઈ જાઓ છો ત્યારે મુક્તિના કેટલાક મનોતરંગી ખ્યાલોમાં રાચો છો અને આચારની સાવ જ નિરર્થક - કોઇ જ ફળશ્રુતિ વિનાની - દિશાને અનુસરો છો. તમે એકાગ્ર થાઓ છો, ધ્યાન કરો છો, તમે તમારા મન અને શરીરને ત્રાસ આપો છો, તમે સઘળા પ્રકારની બિનજરૂરી ચીજો કરો છો, પરંતુ તમે વ્યક્તિનો નિકાલ કરી નાખવાની આવશ્યકતાને ચૂકી જાઓ છો.

**સાધક** - એવું બને કે શરૂઆતમાં અમારે અમે આત્મ-તપાસ માટે તૈયાર ન થઈએ ત્યાં સુધી કેટલોક સમય પ્રાર્થના અને ધ્યાન કરવા પડે.

**મહારાજ** - જો તમે એવું માનતા હોવ તો આગળ ધપો. મારા માટે તો સઘળી ઢીલાશ સમયનો દુર્વ્યય જ છે. તમે સઘળી તૈયારીને બાજુ પર રહેવા દઈને સીધા જ તમારી અંદર આખરી શોધ ભણી આગળ ધપી શકો. સૌ યોગમાં તે સાદામાં સાદો અને ટૂંકામાં ટૂંકો છે.

## જે વિશુધ્ધ, નિર્ભેળ, અનાસક્ત છે તે બ્રહ્મ છે [૭૨]

**મહારાજ** - તમે ભારત પાછા ફર્યા છો! તમે ક્યાં હતા, તમે શું જોયું?

**સાધક** - હું સ્વિત્ઝર્લેન્ડથી આવું છું. હું ત્યાં એક અદ્‌ભૂત માણસ સાથે રહ્યો હતો, જે સાક્ષાત્કારનો દાવો કરે છે. તેના ભૂતકાળમાં તેણે ઘણા યોગ કર્યા છે અને ઘણા અનુભવો કર્યા હતા જે હવે નથી રહ્યા. હવે તે કોઇ વિશિષ્ટ ક્ષમતાઓનો કે જ્ઞાનનો દાવો કરતો નથી. તેની એક માત્ર અસામાન્ય બાબત સંવેદનાઓ સંબંધિત છે, તે દૃષ્ટાને દૃશ્યથી અલગ નથી પાડી શકતો. ઉદાહરણ તરીકે, તે જ્યારે કોઈ કારને તેના ભણી ધસી આવતી જુએ છે ત્યારે તેને એ ખબર નથી રહેતી કે કાર તેના ભણી ધસી રહી છે કે પછી તે પોતે કાર ભણી ધસી રહ્યો છે. એક જ સમયે જાણે તે દૃષ્ટા અને દૃશ્ય બન્ને હોય તેવું લાગે છે. તેઓ એક બની જાય છે. તે જે કંઈ જુએ છે, તે જાણે તે પોતે જ હોય તેવું અનુભવે છે. જ્યારે મેં તેને વેદાંતના પ્રશ્નો પૂછયા ત્યારે તેણે કહ્યું: "હું ખરેખર જવાબ નહીં આપી શકું. હું નથી જાણતો. હું માત્ર એટલું જ જાણું છું કે હું જે કંઇ સંવેદુ છું તેની સાથે આવું વિચિત્ર તાદાત્મ્ય અનુભવું છું. આવી તો મેં અપેક્ષા જ નહોતી રાખી.

એકંદરે તે એક વિનમ્ર માણસ છે; તે કોઇ શિષ્યો બનાવતો નથી અને કોઈપણ રીતે પોતાને ઉપદેશક બનાવતો નથી. તે પોતાની વિચિત્ર સ્થિતિ વિશે વાત કરવા રાજી હોય છે, બસ એટલું જ.

**મહારાજ** - હવે તે જાણે છે તે જાણે છે. અન્ય સઘળું સમાપ્ત થઈ ગયું છે. ઓછામાં ઓછું તે હજુયે વાત તો કરે છે. એવું બને કે ટૂંક સમયમાં તે વાત કરવાનું પણ બંધ કરે.

**સાધક** - તો પછી તે શું કરશે?

**મહારાજ** - અચલતા અને મૌન નિષ્ક્રીય નથી હોતાં. ફૂલ અવકાશને સુગંધ વડે ભરી દે છે, મીણબત્તી - પ્રકાશ વડે. તેઓ કશું જ નથી કરતા અને તેમ છતાંયે તેમની હાજરી માત્રથી સઘળું બદલી નાખે છે. તમે મીણબત્તીની તસ્વીર લઈ શકો, પરંતુ તેના પ્રકાશની નહીં. તમે માણસને, તેના નામને, તેના દેખાવને જાણી શકો, પરંતુ તેના પ્રભાવને નહીં. તેની હાજરી માત્ર ક્રિયા છે.

**સાધક** - સક્રીય હોવું તે શું કુદરતી નથી?

**મહારાજ** - દરેક વ્યક્તિ સક્રીય થવા માગે છે, પરંતુ તેનાં વર્તનો ક્યાંથી ઉદ્‌ભવે છે? કોઇ કેન્દ્રીય બિંદુ નથી હોતું: દરેક વર્તન બીજા એક વર્તનને અર્થહીનપણે અને પીડાદાયક રીતે અનંત શૃંખલા રૂપે જન્મ આપે છે. તેમાં કામ અને આરામ એવો વારાફરતી બદલાવ નથી હોતો. સૌ પ્રથમ તો અવિકારી કેન્દ્રને શોધો, જ્યાં આગળ સઘળી ગતિ(હલચલ) જન્મ લેતી હોય છે. જે રીતે કોઇ ચક્ર તેની ધરી ફરતે ફરતું હોય છે તે રીતે તમારે હમેશાં ધરી પર કેન્દ્રમાં રહેવું પડે, નહીં કે કિનારી પર ઘૂમતાં.

**સાધક** - મારે મારી રહેણીકરણી કેવી રાખવી?

**મહારાજ** - ઈચ્છા કે ભયનો કોઇ વિચાર કે લાગણી જ્યારે પણ તમારા મનમાં આવે ત્યારે તેના તરફથી મોં ફેરવી લો.

**સાધક** - મારા વિચારો અને લાગણીઓનું દમન કરીને તો હું પ્રત્યાઘાતને પેદા કરીશ.

# હું તે છું

**મહારાજ** - હું દમનની વાત નથી કરી રહ્યો. બસ તે પર કોઇ ધ્યાન ન આપો એટલું જ કહી રહ્યો છું.

**સાધક** - મનની ગતિઓને રોકવા મારે શું કોઈ પ્રયાસનો ઉપયોગ ન કરવો પડે?

**મહારાજ** - તેને પ્રયાસ સાથે કોઇ લેવાદેવા નથી. બસ મોં ફરેવી લો, વિચારો પર નજર કરવાને બદલે બે વિચારની વચ્ચે નજર કરો. જ્યારે તમારે કોઇ ટોળામાંથી પસાર થવાનું બને છે ત્યારે તમારે કંઈ તમે જે કોઈ માણસને મળો છો તેની સાથે અથડાવાનું નથી બનતું – બસ તમે તેમની વચ્ચેથી તમારો માર્ગ કરી લો છો.

**સાધક** - મનને અંકુશમાં રાખવા માટે જો હું મારી સંકલ્પશક્તિનો ઉપયોગ કરું છું તો તે માત્ર મારા અહંકારને જ મજબૂત કરે છે.

**મહારાજ** - અલબત્ત. જ્યારે તમે લડો છો ત્યારે તમે લડાઈને આમંત્રણ આપો છો. પરંતુ જયારે તમે વિરોધ નથી કરતા ત્યારે તમને સામે કોઈ વિરોધનો અનુભવ નથી થતો. જયારે તમે રમત રમવાની ના પાડો છો ત્યારે તમે તે રમત બહાર થઈ જાઓ છો.

**સાધક** - મનથી મુક્ત થતાં મને કેટલો સમય લાગશે?

**મહારાજ** - હજાર વરસ પણ લાગે, પરંતુ વાસ્તવમાં કોઈ સમય નથી લાગતો. તમારે આવશ્યકતા છે માત્ર નરી ઉત્કટતાની. અહીં સંકલ્પશક્તિ જ કૃત્ય છે. જો તમે નિષ્ઠાવાન હશો તો તમે તે ધરાવો જ છો. આખરે તો તે વલણનો સવાલ છે. અહીં અને અબઘડી તમને જ્ઞાની બનતા કશું જ નથી રોક્તું, સિવાય કે ભય. તે સાવ જ સરળ છે. તમારી ઈચ્છાઓ અને ભીતિઓથી અને તેઓ જે વિચારો સર્જે છે તેમનાથી મોં ફેરવી લો છો કે તરત જ તમે તમારી સ્વાભાવિક અવસ્થાને પ્રાપ્ત થાઓ છો.

**સાધક** - મનને ફરી અનુકૂલિત કરવાનો, તેમાં પરિવર્તન લાવવાનો કે તેને વિદાય આપવાનો કોઈ જ પ્રશ્ન નથી રહેતો?

**મહારાજ** - લેશ માત્ર પણ નહીં. તમારા મનને તેના ભરોસે છોડો, બસ એટલું જ કરો. તેની સાથે તણાઈ ન જાઓ, વહી ન જાઓ. આખરે તો તમારા નહીં પરંતુ પોતાના જ નિયમો પ્રમાણે આવતાં જતાં વિચારોથી અલગ એવી મન જેવી કોઇ ચીજ જેવું કશુયે છે જ નહીં. તેમાં તમને રસ છે માત્ર તે જ કારણે તે વિચારો તમારા પર આધિપત્ય જમાવતા હોય છે. ઈશુ ખ્રિસ્તે કહ્યું હતું બરાબર તે જ પ્રમાણે છેઃ "અનિષ્ટનો વિરોધ ન કરો'. અનિષ્ટનો વિરોધ કરીને જ તમે તેને શક્તિશાળી બનાવતા હોવ છો.

**સાધક** - હા, હવે મને સમજાયું. મારે જો કંઈ કરવાનું હોય તો તે એ છે કે અનિષ્ટના અસ્તિત્વનો નકાર ભણવો. પરંતુ આખરે તો તે એક પ્રકારનું સ્વ-સૂચન જ બતે છે ને?

**મહારાજ** - જ્યારે તમે તમારી જાતને એક વ્યક્તિ સમજો છો અને તમે ઈષ્ટ અને અનિષ્ટ વચ્ચે સપડાયેલા હોવ છો ત્યારે હવે તે સ્વ-સૂચન પૂરી તાકાતથી કામગીરી બજાવે છે. હું તમને માત્ર તેનો અંત લાવવાનું, જાગી ઉઠવાનું અને ચીજોને તે જેવી છે તેવા સ્વરૂપે જોવાનું જ કહું છું.

હું જો તમે તમારા જે વિચિત્ર મિત્ર સાથે સ્વિત્ઝરલેન્ડમાં મુકામ કર્યો હતો તે વિશે કહું તો - તેના સંગાથમાં તમને શો ફાયદો થયો હતોર્?

**સાધક** - કંઈ જ નહીં. તેના અનુભવે મારા પર કોઈ જ પ્રભાવ નહોતો પાડ્યો. એક વાત હું સમજ્યો છુંઃ શોધ ચલાવવા જેવું કંઈ જ નથી. ભલે હું ગમે ત્યાં જાઉં, સફરને અંતે કશું જ મારી રાહ નથી જોઈ રહ્યું. શોધ એ સ્થાળાંતરણનું પરિણામ નથી.

**મહારાજ** - હા, લાભ કે હાનિ પહોંચાડી શકે તેવા કશાથી તમે સાવ જ અલિપ્ત છો.

# હું તે છું

**સાધક** - શું આપ તેને વૈરાગ્ય, પરિત્યાગ કહો છો?

**મહારાજ** - પરિત્યાગ કરવા જેવું કશુંયે નથી. તમે પરિગ્રહ છોડો તે પૂરતું છે. ત્યાગ કરવા માટે તમારી પાસે કશુંક હોવું આવશ્યક છે, અને કશું ધરાવવા માટે તમારે તેને લેવું પડે, મેળવવું પડે. બહેતર એ છે કે તમે ન લો. ત્યાગની સાધના કરવા કરતાં તે વધારે સરળ છે. ત્યાગની સાધના તો તમને "આધ્યાત્મિક ગર્વના એક ખતરનાક સ્વરૂપ ભણી દોરી જાય છે.

તોળવું, ચૂંટવું, પસંદ કરવું, વિનિમય કરવો, નાણવું -આ સઘળું કોઈ "આધ્યાત્મિક' બજારમાં ખરીદી પર નીકળવા જેવું છે. ત્યાં તમારું શું કામ છે? તમે ક્યો સોદો કરવા આવ્યા છો? જ્યારે તમે કોઈ ધંધાદારી સોદા માટે નથી નીકળ્યા ત્યારે પસંદગી કરવા માટેની આ અનંત ચિંતાતુરતા શા કામની છે? બેચેની તમને ક્યાંય નથી લઈ જતી. એવું કશુંક છે કે જે તમને એ જોતાં અટકાવે છે કે તમારે કશાયનીયે આવશ્યકતા નથી. તે શોધી કાઢો અને તેના ખોટાપણાને જુઓ. તે ગળે કોઈ વિષ ઉતારી ગયા બાદની પાણીની કદીયે ન સંતોષી શકાય તેવી તલપ જેવું છે. માપ બહારનું પીવાને બદલે એ વિષને જ શા માટે જાકારો ન આપવો અને આ અસહ્ય તરસથી છૂટકારો ન મેળવવો?

**સાધક** - મારે અહંકારને વિદાય આપવી પડશે!

**મહારાજ** - "હું કાળ અને સ્થળમાં એક વ્યક્તિ છું' તેવો ભાવ વિષ છે. એક રીતે જોવા જઈએ તો કાળ પોતે જ વિષ છે. કાળમાં સઘળું અંતને પામે છે અને નવું જન્મે છે, પોતાનો વારો આવતાં ફરી ભસ્મ થવા માટે. તમારી જાતનું સમય સાથે તાદાત્મ્ય ન સાધો, આતુર થઈને એવું ન પૂછો કે - "હવે પછી શું, હવે પછી શું?' કાળ બહાર પગ મૂકો અને તેને જગતને આરોગી જતો જુઓ. કહોઃ "ઠીક, કાળનો સ્વભાવ જ એવો છે કે દરેક બાબતનો અંત લાવે છે. જેવી તેની ઈચ્છા. તે સાથે મારે કોઈ નિસ્બત નથી. હું નથી તો દાહ્ય(દહનશીલ) , કે નથી તો મારે બળતણ એકઠું કરવાની કોઈ આવશ્યકતા.'

**સાધક** - શું સાક્ષી સાક્ષીત્વની ચીજો વિના હોઈ શકે?

મહારાજ - સાક્ષીત્વ માટે હમેશાં કશુંક તો હોય જ છે. જો ચીજ નથી હોતી તો તેની ગેરહાજરી હોય છે. સાક્ષીત્વની ક્રિયા સ્વાભાવિક છે અને તેમાં કોઈ સમસ્યા નથી. સમસ્યા છે વધારે પડતો રસ, જે આત્મ-તાદાત્મ્ય ભણી દોરી જાય છે. જેમાં પણ તમે લીન હોવ છો તેને તમે સાચું માની લો છો.

**સાધક** - "હું છું' વાસ્તવિક છે કે અવાસ્તવિક શું "હું છું સાક્ષી છે? સાક્ષી વાસ્તવિક છે કે અવાસ્તવિક?

**મહારાજ** - જે કંઈ વિશુધ્ધ, ભેળસેળ વિનાનું, મોહમુક્ત(અનાસક્ત) છે તે વાસ્તવિક છે. જે રંજિત, ભેળસેળિયું, પરાવલંબી, અનિત્ય છે તે અવાસ્તવિક છે. શબ્દોથી ગેરમાર્ગે ન દોરવાઓ - એકનો એક શબ્દ કેટલાયે અને ઘણીવાર તો વિરોધી અર્થો સૂચવતો હોય છે. જે "હું છું' સુખ પાછળ દોડતો હોય અને દુઃખથી દૂર નાસતો હોય તે ખોટો છે; જે "હું છું' સુખ અને દુઃખને અવિભાજ્ય સમજતો હોય તે સાચું સમજે છે. એ સાક્ષી કે જે પોતે જે સંવેદે છે તેમાં અટવાયેલો છે તે વ્યક્તિ છે; એ સાક્ષી કે જે અલાયદો, સ્વસ્થ અને મોહમુક્ત ખડો છે તે વાસ્તવિકનો વોચ-ટાવર(અવલોક્ન-મીનારો) છે, આ વાસ્તવિક એ બિંદુ છે કે જ્યાં આગળ અપ્રગટમાં અંતાર્ષહિત એવી જાગ્રતિ પ્રગટને સ્પર્શે છે. સાક્ષી વિના કોઈ વિશ્વ ન હોઈ શકે, વિશ્વ વિના કોઈ સાક્ષી ન હોઈ શકે.

**સાધક** - કાળ જગતને ખાઈ જાય છે. કાળનો સાક્ષી કોણ છે?

**મહારાજ** - એ કે જે કાળની પેલે પાર છે, સમયાતીત છે - જેને કોઈ નામ આપી શકાય તેમ નથી. ઝળહળતા તીખારાને જો પૂરતી ઝડપે ઘૂમાવવામાં આવે તો તે જળહળતા વર્તુળ રૂપે દૃશ્યમાન થાય છે. જ્યારે ગતિ અટકે છે ત્યારે પાછળ તીખારો રહે છે. તે જ રીતે "હું છું' જ્યારે ગતિમાં હોય છે,

કાર્યશીલ હોય છે ત્યારે જગતને સર્જે છે. નિસ્પંદ(અકાર્યશીલ) "હું છું' બ્રહ્મ બને છે. તમે કોઈ ગલીમાંથી પસાર થતાં વિદ્યુત ટોર્ચ ધરાવતા માણસ જેવા છો. તમે પ્રકાશના શેરડાની હદમાં આવતી ચીજોને જ માત્ર જોઈ શકો છો. બાકીનું સઘળું અંધકારમાં હોય છે.

**સાધક** - જો હું જગતને પ્રક્ષેપિત કરતો હોઉં તો હું તેને બદલવાને સક્ષમ હોવો જોઈએ.

**મહારાજ** - અલબત્ત, તમે બદલી શકો છો. પરંતુ તમારે પહેલાં તેની સાથે તાદાત્મ્ય સાધતા બંધ થવું પડે અને તેની પેલે પાર જવું પડે. તો પછી તમે એવી તાકાત ધરાવતા થાઓ છો કે તમે તેનો નાશ કરી શકો અને તેને ફરી સર્જી શકો.

**સાધક** - હું બસ માત્ર મુક્ત થવા માગું છું.

**મહારાજ** - તમારે બે વાત જાણવી પડેઃ તમે શાનાથી મુક્ત થવા માગો છો અને તમને બંધનમાં કઈ વાત રાખે છે.

**સાધક** - આપ વિશ્વનો નાશ શા માટે કરવા માગો છોર

**મહારાજ** - મારે વિશ્વ સાથે કોઈ લેવાદેવા નથી. ભલે તે હોય કે ન હોય. એટલું પૂરતું છે કે હું મારી જાતને જાણું.

**સાધક** - જો આપ જગતની પેલે પાર હોવ તો પછી આપ જગતને કોઈ કામના નથી.

**મહારાજ** - એની દયા ખાઓ કે જે છે, નહીં કે જે જગત નથી તેની! સ્વપ્રમાં લીન એવા તમે તમારા સત્સ્વરૂપને ભૂલી ગયા છો.

**સાધક** - જગત વિના પ્રેમને કોઈ સ્થાન નથી.

**મહારાજ** - તદ્દન સાચું કહ્યું. આ સઘળી લાક્ષણિકતાઓ; સ્વરૂપ, ચેતના, પ્રેમ અને સૌંદર્ય એ સત્યના જગતમાંનાં પ્રતિબિંબો છે. સત્ય નથી - તો પ્રતિબિંબ નથી.

**સાધક** - જગત ઈચ્છનીય ચીજો અને લોકોથી ભર્યું ભર્યું છે. હું તેને અસ્તિત્વહીન કઈ રીતે કલ્પી શકું?

**મહારાજ** - ઈચ્છનીયને જે લોકો ઈચ્છા કરે છે તેમના પર છોડો. તમારી ઈચ્છાના પ્રવાહને લેવાથી દેવા(આપવા) ભણી વાળો. આપવાની, વહેંચવાની લગન કુદરતી રીતે જ બાહ્ય જગતના ખ્યાલને તમારા મનમાંથી વિદાય આપી દેશે, અરે આપવાના ખ્યાલને પણ વિદાય આપી દેશે. આપવાની અને મેળવવાની પેલે પાર પ્રેમની માત્ર વિશુદ્ધ પ્રભા જ રહેશે.

**સાધક** - પ્રેમમાં હેતે હોવું જ પડે, પ્રેમી અને પ્રેમને પાત્ર બાબત.

**મહારાજ** - પ્રેમમાં તો એક જણ પણ નથી હોતું, ત્યાં પછી બે તો ક્યાંથી જ હોઈ શકે? પ્રેમ એ અલગતાનો નકાર છે, ભેદ કરવાનો નકાર છે. તમે એક્યનો વિચાર કરી શકો તે પહેલાં તમારે દ્વૈત સર્જવું જ પડે. જયારે તમે સાચેસાચ પ્રેમ કરતા હોવ છો ત્યારે તમે એવું નથી કહેતાં કે - "હું તમને ચાહું છું'; જ્યાં ક્યાંય પણ ખ્યાલીકરણ આવ્યું કે ક્વૈત સર્જાયું સમજો.

**સાધક** - એવું શું છે જે મને કરી ફરી ભારત લાવે છે? પ્રમાણમાં અહીંનું જીવનધોરણ સોંઘું છે તે જ માત્ર તો કારણ ન હોઈ શકે. કે ન તો અહીંના જીવનનું રંગીલાપણું કે વિવિધતા. કોઈક વધારે મહત્ત્વનું કારણ જ હોવું જોઈએ.

**મહારાજ** - આધ્યાત્મિક પાસું પણ છે. આંતર અને બાહ્ય વચ્ચેનું વિભાજન ભારતમાં ઓછું છે. બાહ્યમાં આંતસને વ્યક્ત કરવાનું અહીં વધારે સરળ છે. સુગ્રથિતતા વધારે છે. સમાજ એટલો બધો દમનકારી નથી.

# હું તે છું

**સાધક** - હા, પશ્ચિમમાં નકરું તમસ્ અને રજસ્ જ છે. ભારતમાં સત્ત્વ વધારે છે, સંવાદિતા અને સમતુલા વધારે છે.

**મહારાજ** - શું તમે ગુણોની પેલે પાર ન જઇ શકોરર સત્ત્વને જ શા માટે પસંદ કર્યું? જ્યાં ક્યાંય પણ તમે હોવ, તમે જે છો તે જ રહો (હોવ) અને ગુણો બાબતે ચિંતા ન કરો.

**સાધક** - મારામાં એટલી તાકાત નથી.

**મહારાજ** - તે તો માત્ર એટલું જ દર્શાવે છે કે ભારતમાં તમે કશુંયે પ્રાપ્ત કર્યું નથી. તમે સાચોસાચ જે ધરાવતા હોવ છો તે કદીયે ગુમાવી શક્તા નથી. જો તમે તમારામાં સુસ્થાપિત હોત તો સ્થળફેરની તેના પર કોઈ અસર ન પડી હોત.

**સાધક** - ભારતમાં આધ્યાત્મિક જીવન સરળ છે. આવું પશ્ચિમમાં નથી. (ત્યાં આગળ) વ્યક્તિએ પર્યાવરણ સાથે ક્યાંય વધારે પ્રમાણમાં સુમેળમાં રહેવું પડે છે.

**મહારાજ** - તમે તમારું પોતાનું પર્યાવરણ શા માટે નથી સર્જતા જગતની તમારા પર એટલી જ તાકાત ચાલતી હોય છે જેટલી તમે તેને છૂટ આપતા હોવ છો. બળવો કરો, વિદ્રોહ પોકારો. ગુણની પેલે પાર જાઓ, પૂર્વ અને પશ્ચિમની વચ્ચે કોઈ ભેદ ન પાડો.

**સાધક** - જ્યારે કોઈ વ્યક્તિ પોતાની જાતને અનાધ્યાત્મિક પર્યાવરણમાં મૂકાયેલી અનુભવે ત્યારે તેનાથી શું થઈ શકે?

**મહારાજ** - કંઈ ન કરો. પોતાનામાં સ્થિત રહો. અલિપ્ત રહો. પેલે પાર નજર કરો.

**સાધક** - ઘરમાં કંકાસ થાય તેવું બને. માતાપિતા ભાગ્યે જ સમજતાં હોય છે.

**મહારાજ** - જ્યારે તમે તમારા સત્સ્વરૂપને જાણો છો ત્યારે તમારે કોઈ સમસ્યા નથી હોતી (રહેતી) . એવું બને કે તમે તમારાં માતાપિતાને ખુશ કરો કે ન કરો, તમે પરણો કે ન પરણો, પુષ્કળ પૈસો રળો કે ન રળો; એ સઘળું તમાર માટે એકસમાન જ હોય છે. બસ સંજોગો પ્રમાણે વર્તો, અને તેમ છતાંયે દરેક પરિસ્થિતિમાં સચ્ચાઈ સાથે હકીકતોના ગાઢ સંપર્કમાં રહો.

**સાધક** - શું તે ખૂબ ઉચ્ચ અવસ્થા નથી?

**મહારાજ** - ના, રે ના. તે એક સાધારણ અવસ્થા છે. તમે તેને ઉચ્ચ કહો છો કારણ કે તમે તેનાથી ગભરાઓ છો. પ્રથમ ભયમુક્ત થાઓ. સમજો કે ગભરાવા જેવું કશું જ નથી. નિર્ભયતા પરબ્રહ્મ ભણી દોરી જતું પ્રવેશદ્વાર છે.

**સાધક** - ગમે તેટલો પ્રયાસ કરું, તે મને નિર્ભય નથી બનાવી શકતો.

**મહારાજ** - જ્યારે તમે એ જુઓ છો કે ગભરાવા જેવું કંઈ છે જ નહીં ત્યારે નિર્ભયતા આપમેળે જ આવતી હોય છે. જ્યારે તમે ભીડભર્યા માર્ગ પરથી ચાલતા પસાર થતા હોવ છો ત્યારે તમે બસ લોકોની વચ્ચેથી પસાર થતા હોવ છો. કેટલાકને તમે જુઓ છો, કેટલાક પર માત્ર અછડતી નજર જ કરો છો, પરંતુ તમે થોભતા નથી. થોભી જવાથી જ ભીડ સર્જાતી હોય છે, ગતિ-અવરોધ સર્જાતો હોય છે. ચાલતા રહો! નામો અને આકારો પર ધ્યાન ન આપો, તેમાં આસક્ત ન થાઓ; તમારી આસક્તિ તે જ તમારું બંધન છે.

**સાધક** - કોઈ માણસ મને જો ગાલ પર લાફો મારે તો મારે શું કરવું?

**મહારાજ** - તમે તમારા જન્મજાત કે અર્જિત ચારિત્ર્ય પ્રમાણે પ્રત્યાઘાત આપશો.

**સાધક** - શું તે અનિવાર્ય છે? હું કે જગત શું જેવા છીએ તેવા જ રહેવાને નિમાયા છીએ

# હું તે છું

**મહારાજ** - ફરી વાર ઘરેણાં ઘડવા માગતો સોની પ્રથમ તો જૂનાં ઘરેણાંને ઓગાળીને ઘાટરહિત સોનું મેળવતો હોય છે. તે જ રીતે, નવા નામ અને રૂપ ઉભરી આવે તે પહેલાં, ઉભરી શકે તે પહેલાં વ્યક્તિએ તેની મૂળ અવસ્થા પર પાછા ફરવું પડે છે. નવીનીકરણ માટે મૃત્યુ આવશ્યક છે.

**સાધક** - આપ હમેશાં પેલે પાર જવાની આવશ્યકંતા પર, અલિપ્તતા પર, એકાંત પર ભાર મૂકતા હોવ છો. આપ ભાગ્યે જ "સાચું' અને "ખોટું' શબ્દોનો ઉપયોગ કરતા હોવ છો. આવું શા માટે?

**મહારાજ** - પોતાની જાત હોવું સાચું (યોગ્ય) છે, અને ન હોવું ખોટું(અયોગ્ય) છે. અન્ય સઘળું શરતી છે. સાચા અને ખોટાને અલગ પાડવા તમે આતુર છો, ઉત્સુક છો, કારણ કે તમારે વર્તન માટે કોઈ આધારની જરૂર હોય છે. તમે હમેશાં આ કે તે કરવા ઉત્સુક હોવ છો. પરંતુ, મૂલ્યોના કોઈ ધોરણ પર આધારિત કોઈ પરિણામનું લક્ષ્ય રાખતા સ્વહિતપ્રેરિત કર્મ અકર્મ કરતાં કનિષ્ઠ છે, કારણ કે તેનાં ફળો હમેશાં કડવાં હોય છે.

**સાધક** - જાગ્રતિ અને પ્રેમ શું એક જ સમાન છે?

**મહારાજ** - ચોક્કસ વળી. જાગ્રતિ ગતિમાન છે, પ્રેમ હોવું તે છે. જાગ્રતિ એટલે ગતિમાન કાર્યશીલ) પ્રેમ. મન પોતે અસંખ્ય શક્યતાઓને સિદ્ધ કરી શકે છે, પરંતુ જો તેઓ પ્રેમપ્રેરિત ન હોયતો મૂલ્યહીન છે. પ્રેમ સર્જન પહેલાં આવે છે, સર્જનનો પુરોગામી છે. તે સિવાય તો નરી અરાજકતા જ છે, અંધાધુંધી જ છે.

**સાધક** - જાગ્રતિમાં કર્મ ક્યાં છે?

**મહારાજ** - તમે તો અઠંગ કર્મવાદી છો! જો ગતિ ન હોય, બેચેની ન હોય, ઉથલપાથલ ન હોય તો તમે તેને કર્મ કહેવા રાજી નથી. અરાજકતા એટલે ગતિને ખાતર ગતિ. સાચું કર્મ કદીયે એક બાબતની જગ્યાએ બીજી બાબતને નથી મૂક્તું, પરંતુ તેને રૂપાંતરિત કરે છે. જગ્યાનો બદલાવ તે તો નર્યું સ્થળાંતર થયું; હૃદયપરિવર્તન તે કર્મ છે. બસ એટલું યાદ રાખો કે અનુભવગોચર એવું કશુંયે વાસ્તવિક(નિત્ય, સત્ય) નથી. ક્રિયાન્વિત એ કર્મ નથી. કર્મ છૂપં છે, અજ્ઞાત છે, જાણી ન શકાય તેવું છે. તમે માત્ર ફળને જ જાણી શકો.

**સાધક** - શું ઈશ્વર સર્વ-કર્તા નથી?

**મહારાજ** - તમે બાહ્ય કર્તાને વચ્ચે શા માટે લઈ આવો છો? જગત પોતાનું પુનઃસર્જન પોતાનામાંથી કરે છે. તે એક અનંત પ્રક્રિયા છે, અનિત્ય અનિત્યને જન્મ આપતું રહે છે. તે તો તમારો અહંકાર છે કે જે તમને એવું વિચારવા પ્રેરે છે કે કોઈક કર્તા તો હોવો જ જોઈએ. તમે તમારી છબી પ્રમાણે ઈશ્વરનું સર્જન કરો છો, પછી ભલે તે છબી ગમે તેટલી નઠારી હોય. તમારા મનની ફિલ્મ વડે તમે એક જગતને અને ઈશ્વરને પણ પ્રક્ષેપિત કરો, કારણ કે તમે તેને કોઈ હેતુ કે લક્ષ્ય બક્ષવા માગતા હોવ છો. તે નરી કલ્પના છે - તેમાંથી બહાર આવો.

**સાધક** -જગતતે મનની નરી નીપજ તરીકે જોવું તે કેટલું બધું મુશ્કેલ છે! તેની અનુભવગોચર વાસ્તવિકતા સાવ જ માન્યામાં આવી જાય તેવી હોય છે.

**મહારાજ** - કલ્પનાનું આ જ તો રહસ્ય છે, કે તે આટલી બધી વાસ્તવિક લાગતી હોય છે. તમે કોઈ બ્રહ્મચારી કે સંસારી વ્યક્તિ, સાધુ કે ગૃહસ્થ હોઈ શકો, પરંતુ મુદ્દો તે નથી. મુદ્દો છે, શું તમે તમારી કલ્પનાના ગુલામ છો કે નથી? તમે જે કોઈ નિર્ણય લેશો, જે કોઈ કામ કરશો, તે અચૂકપણે કલ્પના પર આધારિત હશે, ધારણાઓએ હકીકતોનો સ્વાંગ ધર્યો હશે.

**સાધક** - અહીં હું આપની સમક્ષ બેઠો છું. તેનો કયો અંશ કલ્પના છે?

# હું તે છું

**મહારાજ** - પૂરી ઘટના કાલ્પનિક છે. અરે, સ્થળ અને કાળ પણ કલ્પિત છે.

**સાધક** - તો શું તેનો અર્થ એવો થાય કે હું અસ્તિત્વ નથી ધરાવતો

**મહારાજ** - હું પોતે પણ અસ્તિત્વ નથી ધરાવતો. પૂરું અસ્તિત્વ (પૂરી સૃષ્ટિ) કાલ્પનિક છે.

**સાધક** - શું હોવું(સ્વરૃષ) પણ કાલ્પનિક છે?

**મહારાજ** - સઘળાને ભરી દેતું અને સઘળાની પાર એવું વિશુધ્ધ સ્વરૂપ તે એ અસ્તિત્વ નથી જે મર્યાદીત છે. સઘળી મર્યાદાઓ કાલ્પનિક છે, માત્ર મર્યાદારહિત જ વાસ્તવિક છે.

**સાધક** - જ્યારે આપ મારા ભણી જુઓ છો ત્યારે તમે શું જુઓ છો?

**મહારાજ** - હું તમને તમે(તમારી જાત) હોવાનું કલ્પતાં જોઉ છું.

**સાધક** - મારા જેવા ઘણા છે. દરેક કંઈકને કંઈક અલગતા ધરાવે છે.

**મહારાજ** - સઘળાં પ્રક્ષેપણોની સમગ્રતાને મહ/%/૩/ - મહાનતમ ભ્રમણા - કહે છે.

**સાધક** - પરંતુ આપ જ્યારે આપના ભણી જુઓ છો ત્યારે શું જુઓ છો?

**મહારાજ** - તેનો આધાર હું કઈ રીતે જોઉં છું તેના પર રહે છે. હું જયારે મનને વચ્ચે રાખીને જોઉં છું ત્યારે હું અસંખ્ય લોકોને જોઉં છું. જ્યારે હું મનની પેલે પાર જોઉં છું ત્યારે સાક્ષીને જોઉં છું. સાક્ષીની પેલે પાર રિક્તતા અને મૌન(નિરવતા, નિસ્પંદતા)ની અસીમ તીવ્રતા છે.

**સાધક** - લોકો સાથે કઈ રીતે કામ પાડવું?

**મહારાજ** - યોજનાઓ જ શા માટે ઘડવી અને શાના માટે? આવા પ્રશ્નો તો ચિંતાતુરતા દર્શાવે સંબંધ એ એક જીવંત બાબત છે. તમારા અંતરાત્મા સાથે શાંતિ જાળવો અને તમારે સાથે શાંતિ હશે. સમજો કે જે કંઈ બની રહ્યું છે તે કેઈ તમારા હાથની વાત નથી, તમે કંઈ ભવિષ્યને અંકુશમાં ન રાખી શકો, સિવાય કે કોઈ નરી ટેક્નિકલ બાબતો. માનવ સંબંધને કંઈ આયોજિત નથી કરી શકાતો, તે અત્યંત સમૃધ્ધઅટપટો) અને વિવધતાભર્યો હોય છે. બસ માત્ર સમજભર્યા(સહિષ્ણુ) અને કરુણાવાન રહો, સઘળા પ્રકારના સ્વાર્થીપણાથી મુક્ત.

**સાધક** - એટલું તો ચોક્કસ કે જે કંઈ બની રહ્યું છે તે કંઈ મારા હાથની વાત નથી. વિશેષ કરીને તો હું તેનો ગુલામ છું.

**મહારાજ** - ન તો તેના માલિક રહો કે ન તો તેના ગુલામ. અલિપ્ત ખડા રહો.

**સાધક** - શું તેનો અર્થ એવો થઇ શકે કે કર્મને ટાળવું.

**મહારાજ** - તમે કર્મને નહીં ટાળી શકો. તે ઘટે છે, અન્ય સઘળું ઘટતું હોય છે તે પ્રમાણે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે હું મારાં કર્મો (વર્તનો)ને અંકુશમાં રાખી શકું છું.

**મહારાજ** - પ્રયાસ કરી જુઓ. ટૂંક સમયમાં જ તમારા જોવામાં આવશે કે તમે એ જ કરતાં હોવ છો જે તમારે કરવાનું જ હોય છે.

**સાધક** - મારી મરજી પ્રમાણે હું વર્તી શકું છું.

**મહારાજ** - તમારા વર્ત્યા બાદ જ તમને તમારી મરજીની ખબર પડતી હોય છે.

**સાધક** - મને મારી ઈચ્છાઓ યાદ હોય છે, કરેલી પસંદગીઓ યાદ હોય છે, લીધેલા નિર્ણયો યાદ હોય છે અને તે પ્રમાણે વર્ત્યાનું યાદ હોય છે.

**મહારાજ** - તો પછી નિર્ણય તમારી સ્મૃતિ લે છે, તમે નહીં.

**સાધક** - તો પછી હું ચિત્રમાં ક્યાં આવું છું?

**મહારાજ** - તેના પર ધ્યાન આપીને તમે તેને શક્ય બનાવો છો.

**સાધક** - તો પછી મુક્ત ઈચ્છાશક્તિ જેવું કશું છે જ નહીં? ઈચ્છવા માટે શું હું મુક્ત નથી?

**મહારાજ** - અરે ના, તમને ઈચ્છવાની ફરજ પાડવામાં આવે છે. હિન્દુ ધર્મમાં મુક્ત ઈચ્છાશક્તિ જેવો કોઈ ખ્યાલ અસ્તિત્વ જ નથી ધરાવતો, માટે તેના માટે કોઈ શબ્દ નથી. ઈચ્છા એટલે પ્રતિબદ્ધતા, આસક્તિ, બંધન.

**સાધક** - હું મારી મર્યાદાઓ પસંદ કરવા મુક્ત છું.

**મહારાજ** - પ્રથમ તો તમારે મુક્ત હોવું પડે. જગતમાં મુક્ત હોવા માટે તમારે જગતથી મુક્ત હોવું પડે. નહીંતર તમારા અને તમારા ભવિષ્ય માટે તમારો ભૂતકાળ જ તમારા વતી નિર્ણય લે છે. જે કંઈ બની ગયું અને જે કંઈ બનવું જ જોઈએ તે વચ્ચે તમે જકડાયેલા છો. તેને નિયતિ કહો કે કર્મ કહો, પરંતુ કદીયે આઝાદી (મુક્તિ) તો નહીં જ. પહેલાં તમારા સત્સ્વરૂપને પામો અને પછી હૃદયના પ્રેમથી પ્રેરાઈને વર્તો.

**સાધક** - પ્રગટ અંતર્ગતનિહિત એવું શું છે જે અપ્રગટની મહોર છે?

**મહારાજ** - એવું કંઈ જ નથી. જે ઘડીએ તમે અપ્રગટની મહોર શોધવાનું ચાલુ કરો છો તે ઘડીએ પ્રગટ લય પામે છે. જો તમે મન વડે અપ્રગટને સમજવાનો પ્રયાસ કરો છો તો તમે તરત જ મનની પેલે પાર જતા રહો છો, જે રીતે લાકડી વડે અગ્નિને હલાવવા જતાં લાકડી સળગી જતી હોય છે. પ્રગટને તપાસવા મનનો ઉપયોગ કરો. કોચલાને અંદરથી ચાંચ મારતાં મરઘીના બચ્ચા જેવા બનો (રહો). કોચલાની બહારના જીવન વિશે અટકળો કરવાનું તેના માટે કશાયે ઉપયોગનું પુરવાર નથી થતું, પરંતુ કોચલાને ચાંચ મારવાની ક્રિયા કોચલાને અંદરથી તોડે છે અને તેને મુક્ત કરે છે. તે જ રીતે તપાસ વડે મનના વિરોધાભાસો અને વાહિયાતપણાઓને ખુલ્લા પાડીને મનને અંદરથી જ તોડો.

**સાધક** - કોચલાને તોડવા માટેની આ તલપ ક્યાંથી આવતી હોય છે, પ્રગટતી હોય છે?

**મહારાજ** - અપ્રગટમાંથી.

## મનનું મૃત્યુ તે ડહાપણનો જન્મ છે [૭૩]

**સાધક** - કોઈને પોતાના સાચા સ્વરૂપનો સાક્ષાત્કાર થાય તે પહેલાં શું તેણે એક વ્યક્તિ હોવું આવશ્યક નથી? શું અહંકારને પોતાનું મૂલ્ય નથી?

**મહારાજ** - વ્યક્તિ ભાગ્યે જ કશા મૂલ્યની છે. તે પોતાના વ્યવહારોમાં ગળાડૂબ હોય છે અને તેના સત્સ્વરૂપથી સાવ જ અજ્ઞાત હોય છે. સિવાય કે સાક્ષીત્વ કરતી ચેતના તે વ્યક્તિ પર અસર કરવા લાગે અને તે કર્તા કરતાંયે વિશેષ કર્મને પોતાના અવલોકન પર લે, ત્યાં સુધી સાક્ષાત્કાર શક્ય નથી. સાક્ષી જ સાક્ષાત્કારને ઈચ્છનીય અને શક્ય બનાવે છે.

**સાધક** - વ્યક્તિના જીવનમાં એક બિંદુ એવું આવે છે જ્યારે તે સાક્ષી બને છે.

**મહારાજ** - અરે, ના. વ્યક્તિ પોતે સાક્ષી નહીં બને. તે તો કોઈ ઠંડી મીણબત્તી સમય જતાં સળગવા લાગશે તેવી અપેક્ષા રાખવા જેવું છે. વ્યક્તિ અજ્ઞાનના અંધકારમાં સદાયને માટે રહી શકે છે, સિવાય કે જાગ્રતિની જયોત તેને સ્પર્શે.

**સાધક** - મીણબત્તીને કોણ પેટાવે છે?

**મહારાજ** - ગુરુ. તેના શબ્દો, તેની હાજરી. ભારતમાં તે કામ ઘણી વાર મંત્ર કરે છે. એક વાર મીણબત્તી પેટાઈ કે પછી જ્યોત મીણબત્તીને આરોગી જશે.

**સાધક** - મંત્ર આટલો બધો અસરકારક શા માટે હોય છે?

**મહારાજ** - મંત્રનું એકધારું રટણ એ કશુંક એવું છે જે વ્યક્તિ પોતાને ખાતર માટે નથી કરતી હોતી. લાભાર્થી તે વ્યક્તિ નથી હોતી. બરાબર પેલી મીણબત્તી માફક કે જે સળગવાથી વધતી નથી હોતી.

**સાધક** - શું તેના વડે વ્યક્તિ પોતાની બાબતે જાગ્રત બની શકે છે?

**મહારાજ** - હા, ઘણી બધી યાતનાને પરિણામે કેટલીક વાર તેવું બનતું હોય છે. ગુરુ તમને અનંત યાતનામાંથી બચાવવા માગે છે. આવી તેની કૃપા છે. જ્યારે નજરે ન પડે તેવો બાહ્ય ગુરુ નથી હોતો તે સંજોગોમાં પણ આંતરિક ગુરુ - સદ્ગુરુ - તો હમેશાં હાજર હોય જ છે, જે અંદરથી જ દિશાસૂચન અને મદદ કરે છે. શબ્દો "બાહ્ય' અને "આંતરિક' માત્ર શરીરની જ સાપેક્ષમાં છે; વાસ્તવમાં સઘળું એક છે, બાહ્ય આંતરિકનું પ્રક્ષેપણ માત્ર જ છે. જાગ્રતિ જાણે કે કોઈ ઉચ્ચ આયામમાંથી ન અવતરતી હોય.

**સાધક** - તણખો પેટાય છે તે પહેલાંની અને ત્યારબાદની સ્થિતિઓમાં શું તફાવત હોય છે?

**મહારાજ** - તણખો પેટાય છે તે પહેલાં તફાવતને અનુભવવા માટે કોઈ સાક્ષી હોતો નથી. વ્યક્તિ સભાન હોઈ શકે, પરંતુ તે સભાન હોવાથી સભાન નથી હોતી. તેણે તે જે કંઈ વિચારે છે, સંવેદે છે, અનુભવે છે તે સાથે પૂર્ણપણે તાદાત્મ્ય સાધેલું હોય છે. તેમાંનો અંધકાર તેનું પોતાનું જ સર્જન હોય છે. જયારે આ અંધકાર સામે પ્રશ્ન ઉઠાવવામાં આવે છે ત્યારે તે અંધકાર લય પામે છે. પ્રશ્ન ઉઠાવવા માટેની ઈચ્છાનું રોપણ ગુરુ વડે કરવામાં આવે છે. બીજા શબ્દોમાં કહેવા જઈએ તો વ્યક્તિ અને સાક્ષી વચ્ચેનો તફાવત પોતાની જાતને જાણવા અને ન-જાણવા જેવો છે. ચેતનાવસ્થામાં જોવાયેલું જગત ચેતનાવસ્થાની પ્રકુતિનું હોય છે, જ્યારે સાત્વિક્તા (સંવાદિતા) વિધમાન હોય છે; પરંતુ જયારે પ્રવૃત્તિ(રજસ્) અને નિષ્ક્રીયતા(તમસ્) દશ્યમાન થાય છે, ત્યારે તેઓ ઢાંક્વાનું અને વિકૃત કરવાનું કામ કરે છે અને તમે ખોટા(અસત્ય, અનિત્ય)ને સાચા(સત્ય, નિત્ય) તરીકે જુઓ છો.

**સાધક** - ગુરુના અવતરણ માટે વ્યક્તિ પોતાને તૈયાર કરવા માટે શું કરી શકે?

**મહારાજ** - તૈયાર રહેવાની ઈચ્છા જ એ સૂચવે છે કે ગુરુ આવી પહોચ્યા છે અને જયોત પ્રગટી ગઈ છે. એવું બને કે તે કોઈ અછડતા શબ્દ રૂપે કે કોઈ પુસ્તકના કોઈ પાના રૂપે હોઈ શકે; ગુરુની કૃપા રહસ્યમય રીતે કામગીરી બજાવતી હોય છે.

**સાધક** -સ્વ-તૈયારી, આત્મસજ્જતા જેવું કંઈ નથી હોતું? યોગ-સાધના બાબતે ઘણું બધુંઅમારા સાંભળવામાં આવતું હોય છે.

**મહારાજ** - વ્યક્તિ કંઈ સાધના નથી કરી રહી હોતી. વ્યક્તિ છેક અંત સુધી બેચેન અને વિરોધભરી હોય છે. વ્યક્તિ પર, તેની ભૂત, વર્તમાન અને ભવિષ્યની ભ્રમણાઓની સમગ્રતા પર સાક્ષી જ કામગીરી બજાવે છે.

# હું તે છું

**સાધક** - આપ જે કહો છો તે સાચું છે તે અમે કઇ રીતે જાણી શકીએ? ભલે તે સ્વયંપૂર્ણ અને આંતરિક વિરોધાભાસોથી મુક્ત હોય, પરંતુ અમે એ કઇ રીતે જાણી શકીએ કે તે કોઇ ફળદ્રુપ કલ્પનાની પેદાશ નથી કે જે એકધારા રટણથી પોષાઇ અને પુષ્ટ બની હોય?

**મહારાજ** - સત્યનો પુરાવો શ્રોતા પર થતી તેની અસરમાં રહેલો છે.

**સાધક** - શબ્દો અત્યંત શક્તિશાળી પ્રભાવ પાડી શકે. શબ્દોનું શ્રવણ અને રટણ કરીને વ્યક્તિ વિવિધ પ્રકારની અર્ધ-ધ્યાનાવસ્થા અનુભવી શકે છે. શ્રોતાના અનુભવો પ્રેરિત હોઇ શકે, તેને કંઇ પુરાવા તરીકે ન માની શકાય.

**મહારાજ** - એ જરૂરી નથી કે અસર કોઇ અનુભવ જ હોય. તે ચારિત્ર્યમાં આવેલું, પ્રેરકબળમાં આવેલું, લોકો સાથેના સંબંધમાં આવેલું અને પોતાનામાં આવેલું પરિવર્તન પણ હોઇ શકે. શબ્દો, નશીલા ઔષધો, કે અન્ય કોઇ એન્દ્રિય કે માનસિક ઉપાયો વડે પ્રેરિત અર્ધધ્યાનાવસ્થાઓ અને મનોદશ્યો હંગામી અને તારણરહિત હોય છે. અહીં જે કંઇ કહેવામાં આવ્યું છે તે પાછળનું સત્ય અચલ અને શાશ્વત છે. અને તેનો પુરાવો શ્રોતામાં છે, તેના સમગ્ર સ્વરૂપમાં આવતા ગહન અને કાયમી પરિવર્તનોમાં છે. તે એવું કંઇક નથી કે જેના પર તે શંકા કરી શકે, સિવાય કે પછી તે પોતાના અસ્તિત્વ પર જ શંકા કરે, જે અશક્ય છે. જ્યારે મારો અનુભવ તમારો પોતાનો પણ અનુભવ બનતો હોય, તો પછી તમારે વધારે સારા કયા પુરાવાની જરૂર છે?

**સાધક** - તે અનુભવ તેના અનુભવનો પુરાવો છે.

**મહારાજ** - સાવ સાચું, પરંતુ અનુભવકર્તાને કોઇ પુરાવાની જરૂર નથી રહેતી. "હું છું, અને હું જાણું છું કે હું છું.' તમે વધારે પુરાવાઓ ન માગી શકો.

**સાધક** - શું વસ્તુઓનું સાચું જ્ઞાન હોઇ શકે?

**મહારાજ** - સાપેક્ષ રીતે - હા. નિરપેક્ષપણે - કોઇ વસ્તુઓ જ નથી (વસ્તુઓનું કોઇ અસ્તિત્વ જ નથી) . એ જાણવું કે કશું છે જ નહી, તે જ સાચું જ્ઞાન છે.

**સાધક** - સાપેક્ષ અને નિરપેક્ષ વચ્ચેની કડી કઇ છે?

**મહારાજ** - તેઓ એકસમાન છે.

**સાધક** - કઇ દષ્ટિએ તેઓ એકસમાન છે?

**મહારાજ** - જ્યારે શબ્દો બોલાય છે, ત્યારે મૌન હોય છે . જ્યારે સાપેક્ષનો અંત આવે છે ત્યારે પાછળ નિરપેક્ષ રહે છે. શબ્દો ઉચ્ચારાયા પહેલાંનું મૌન તે શું પછી આવતાં મૌન કરતાં અલગ હોય છે? મૌન એક જ છે અને તેના વિના શબ્દો ન સાંભળી શકાયા હોત. તે હમેશાં વિધમાન હોય છે - શબ્દોની પાછળ. તમારા ધ્યાનને શબ્દો પરથી મૌન પર લાવો અને તમને તે સંભળાશે. મન અનુભવ માટે તલસે છે, જેની સ્મૃતિને તે જ્ઞાન સમજે છે. જ્ઞાની સાક્ષાત્કારપ્રાપ્ત) સઘળા અનુભવોની પેલે પાર છે અને તેની સ્મૃતિ ભૂતકાળથી મુક્ત(રિક્ત) હોય છે. કશીયે ખાસ બાબત સાથે તેને કશોયે સંબંધ નથી હોતો. પરંતુ મન તો સૂત્રીકરણો અને વ્યાખ્યાઓ તલસતું હોય છે, હમેશાં વાસ્તવિકતાને શબ્દદેહમાં પૂરવા આતર હોય છે. દરેક બાબતનું તેને ખ્યાલીકરણ કરવા જોઇએ છે, કારણ કે ખ્યાલો વિના મનનું અસ્તિતત્વ જ નથી. વાસ્તવિકતા સારભૂતપણે તો એકલી જ છે, પરંતુ મન તેને એકલી નહીં રહેવા દે - અને વાસ્તવ સાથે પનારો પાડે છે. અને તેમ છતાંયે મન તેથી વધારે કંઇ જ કરી શક્તું નથી - અવાસ્તવ(અસત્ય)ને અવાસ્તવ (અસત્ય) તરીકે જાણો.

**સાધક** - અને વાસ્તવને વાસ્તવ તરીકે જોવા બાબતે?

# હું તે છું

**મહારાજ** - વાસ્તવને જોવા જેવી કોઈ જ અવસ્થા નથી. કોણ શાને જોશે? તમે માત્ર વાસ્તવ હોઈ શકો - તે તો તમે કોઈ પણ હિસાબે છો જ. સમસ્યા માત્ર માનસિક છે. ખોટા ખ્યાલોને છોડો, બસ એટલું જ કરવાનું છે. સાચા ખ્યાલોની કોઈ જ જરૂર નથી. તેવા કોઈ જ ખ્યાલો નથી.

**સાધક** - તો પછી અમને વાસ્તવને શોધવાનું, ઈચ્છવાનું પ્રોત્સાહન શા માટે આપવામાં આવે છે?

**મહારાજ** - મન પાસે કોઈને કોઈ હેતુ(લક્ષ્ય) હોવો જોઈએ. અવાસ્તવમાંથી મુક્ત થવા તેને પ્રોત્સાહન આપવા તેને તેના બદલામાં કશુંક આપવાનું વચન આપવામાં આવે છે. વાસ્તવમાં હેતુની કોઈ જ આવશ્યક્તા નથી. ખોટામાંથી મુક્ત થવું તે ખુદ જ પયપ્તિ છે, તેને કોઈ બદલો જોઈતો નથી. બસ તે નિર્મળ હોવા બરાબર છે - જે ખુદ જ એક બદલો છે, એક ઈનામ છે.

**સાધક** - શું આત્મજ્ઞાન બદલો નથી?

**મહારાજ** - આત્મજ્ઞાનનો પુરષ્કાર વ્યક્તિ(અહમ્‌ભાવ)માંથી આઝાદી મેળવવી તે છે. તમે જ્ઞાતાને ન જાણી શકો, કારણ કે તમે જ તે જ્ઞાતા છો. જાણવાની ક્રિયાની હકીકત જ્ઞાતાને પુરવાર કરે છે. તમારે અન્ય કોઈ પુરાવાની આવશ્યકતા નથી. જ્ઞાતનો જ્ઞાતા જાણી શકાય તેવો નથી. જે રીતે પ્રકાશ માત્ર રંગોમાં જ જાણી શકાય છે, તે રીતે જ્ઞાતા જ્ઞાનમાં જ જાણી શકાય છે.

**સાધક** - શું જ્ઞાતા એ માત્ર કોઈ અનુમાન છે?

**મહારાજ** - તમે તમારા શરીર, મન અને લાગણીઓને જાણો છો. શું તમે માત્ર કોઈ અનુમાન છો?

**સાધક** - હું અન્ય લોકો માટે એક અનુમાન છું, પરંતુ મારા માટે નહીં.

**મહારાજ** - તેવું જ મારું છે. તમારા માટે એક અનુમાન, પરંતુ મારા માટે નહીં. હું મારી જાત હોઈને મને જાણું છું, જે રીતે તમે તમારી જાતને માણસ હોઈને એક માણસ તરીકે જાણો છો. તમે કંઈ તમારી જાતને સતત એ યાદ નથી દેવડાવતાં રહેતા કે તમે એક માણસ છો. જ્યારે તમારા માણસ હોવાપણા સામે પ્રશ્ન ખડો કરવામાં આવે છે ત્યારે જ માત્ર તમે તે પર ભાર દો છો.તે જ રીતે, હું જાણું છું કે હું સઘળું છું. મારે સતત રટણ કરતા રહેવાની કોઈ આવશ્યકતા નથી કે - "હું સઘળું છું, હું સઘળું છું'. તમે જ્યારે મને માત્ર કશુંક વિશિષ્ટ હોવાનું સમજો છો, એક વ્યક્તિ હોવાનું સમજો છો, ત્યારે જ હું વિરોધ કરું છું. જે રીતે સઘળો સમય તમે એક માણસ છો, તે જ રીતે હું જે છું તે છું - સઘળો સમય. પરિવર્તનરહિતપણે તમે જે કંઈ છો, તે તમે નિઃશંકપણે છો જ.

**સાધક** - હું જ્યારે આપને પૂછું છું કે આપ જ્ઞાની છો તે આપ કઈ રીતે જાણો છો ત્યારે આપ મને જવાબ આપો છો - "મને મારામાં કોઈ ઈચ્છા જોવા મળતી નથી. શું તે પુરાવો નથી?"

**મહારાજ** - જો હું ઈચ્છાઓથી ભર્યો ભર્યો હોત તો તે સંજોગોમાં પણ હું જે હું છું તે જ હોત.

**સાધક** - ઈચ્છાઓથી ભર્યો ભર્યો હું, અને ઈચ્છાઓથી ભર્યા ભર્યા આપ, તેમાં કયો તફાવત હોય?

**મહારાજ** - તમારી ઈચ્છાઓ સાથે તમે તાદાત્મ્ય સાધો છો અને તેના ગુલામ બનો છો. મારા માટે ઈચ્છાઓ અન્ય ચીજો માફક ચીજો જ છે, માનસિક આકાશમાં નર્યા વાદળો જ છે, તે બાબતે કશુંક કરવું જ જોઈએ તેવું કોઈ દબાણ નથી અનુભવતો.

**સાધક** - જ્ઞાતા અને તેનું જ્ઞાન, તેઓ એક છે કે બે?

**મહારાજ** - તે બન્ને છે. જ્ઞાતા અપ્રગટ છે, જ્ઞાત પ્રગટ છે. જ્ઞાત સદાયે ગતિમાન હોય છે, તે બદલાય છે, તેને તેનો પોતાનો કોઈ આકાર નથી હોતો, કોઈ નિવાસ નથી હોતો. જ્ઞાતા સઘળા જ્ઞાનનો અવિકારી આધાર છે. દરેકને એકબીજાની આવશ્યકતા છે, પરંતુ વાસ્તવિકતા (સત્ય) પેલે પાર

આવેલી છે. જ્ઞાની જ્ઞાત ન હોઈ શકે, કારણ કે જ્ઞાત બનવા માટે (ત્યાં આગળ) કોઈ જ નથી હોતું. જ્યારે વ્યક્તિ વિદ્યમાન હોય છે ત્યારે તમે તેના વિશે કંઈક કહી શકો છો, પરંતુ કોઈ વિશેષ સાથે જયારે આત્મ-તાદાત્મ્ય જ નથી હોતું ત્યારે શું કઢી શકાય? તમે જ્ઞાનીને ગમે તે કહી શકો, તેનો પ્રશ્ન તો હમેશાં એ જ હશે કે - "તમે કોને વિશે વાત કરી રહ્યા છો તેવી કોઈ વ્યક્તિ જ વિદ્યમાન નથી.' જે રીતે તમે વિશ્વ વિશે કશું કહી શકતા નથી, કારણ કે તે સઘળાને સમાવતું હોય છે, તે જ રીતે જ્ઞાની વિશે કંઈ જ ન કહી શકાય, કારણ કે તે સઘળું છે અને તેમ છતાંયે કશુંયે વિશિષ્ટ નથી. તમારે તમારા ચિત્રને લટકાવવા માટે કોઈ ખીલાની જરૂર હોય છે; જ્યારે તેવો કોઈ ખીલો જ નથી ત્યારે ચિત્ર શાના પર ટીંગાશે? કોઈ ચીજનું સ્થાન નક્કી કરવા માટે તમારે અવકા શ (સ્થળ)ની જરૂર રહે છે, કોઈ ઘટનાને નક્કી કરવા તમારે કાળની આવશ્યકતા રહે છે; પરંતુ કાળાતીત અને સ્થળાતીત સઘળા પ્રયાસોને નાકામીયાબ બનાવે છે. તે સઘળી ચીજોને અનુભવક્ષમ (સંવેદ્ય) બનાવે છે, પરંતુ તે પોતે તો અનુભવની પેલે પાર છે. મનની પેલે પાર શું છે તે મન ન જાણી શકે, પરંતુ જે પેલે પાર છે તે મનને જાણે છે. જ્ઞાની (આત્મસાક્ષાત્કારપ્રાપ્ત વ્યક્તિ) જન્મ કે મરણને નથી જાણતો; તેના માટે અસ્તિત્વ કે અનસ્તિત્વ એકસમાન જ છે.

**સાધક** - જ્યારે આપનું શરીર મૃત્યુ પામે છે, ત્યારે પાછળ આપ રહો છો.

**મહારાજ** - કશુંયે મૃત્યુ નથી પામતું. શરીર તો માત્ર કાલ્પનિક છે. તેવું કશુયે છે જ નહીં.

**સાધક** - ઓર એક સદી પસાર થતાં પહેલાં આપ આપની આસપાસના બધા માટે મૃત્યુ પામ્યા હશો. આપના દેહને ફૂલો વડે આચ્છાદિત કરી દેવામાં આવ્યો હશે, પછી બાળી નાખવામાં આવ્યો હશે, અને રાખનું વિસર્જન કરવામાં આવ્યું હશે. આવો અમારો અનુભવ હશે. આપનો અનુભવ શો હશે?

**મહારાજ** - સમયનો અંત આવશે. આને મહામૃત્યુ - એટલે કે સમયનું મૃત્યુ - કહેવામાં આવે છે.

**સાધક** - શું તેનો અર્થ એવો થાય કે વિશ્વ અને તેમાં જે કંઈ છે તે સઘળાનો અંત આવશે?

**મહારાજ** - વિશ્વ એ તમારો વ્યક્તિગત અનુભવ છે. તેને વળી કઈ રીતે પ્રભાવિત કરી શકાય? એવું બને કે બે કલાકથી તમે કોઈ ભાષણ આપી રહ્યા હોવ; જયારે તે પૂરું થાય છે ત્યારે ક્યાં જતું રહ્યું હોય છે? તે મૌનમાં ઓગળી ગયું હોય છે, જેમાં ભાષણના આદિ, મધ્ય અને અંત બધાયે એકસાથે હોય છે. સમયનો અંત આવ્યો છે, તે હતો, પરંતુ હવે નથી. વાતચીતના જીવન બાદનું મૌન અને મૌન જીવન બાદનું મૌન એક જ છે. અમરત્વ એ "હું છું' લાગણીમાંથી મુક્તિ છે. તેમ છતાંયે તે લુપ્તતા નથી. ઉલટાનું, તે એક એવી અવસ્થા છે કે જે તમે વિચારી શકો તે કરતાં ક્યાંય અસીમ વાસ્તવિક, જાગ્રત અને પ્રસન્ન છે. માત્ર હવે આત્મ-સભાનતા નથી હોતી, તેટલું જ.

**સાધક** - એવું કેમ છે કે મનનું મહામૃત્યુ અને શરીરનું "કનિષ્ઠ મૃત્યુ' એક સાથે જ ઘટે છે?

**મહારાજ** - ના, એવું નથી! એવું બને કે માનસિક વિહ્વળતામાં કશીયે ખલેલ વિના તમે એક સો વાર મૃત્યુ પામો. અથવા તો, તમે તમારું શરીર જાળવી રાખો અને માત્ર મનથી જ મૃત્યુ પામો. મનનું મૃત્યુ તે ડહાપણનો જન્મ છે.

**સાધક** - વ્યક્તિ વિદાય થાય છે અને પાછળ માત્ર સાક્ષી રહે છે.

**મહારાજ** - "હું તે સાક્ષી છું' તેવું કહેવા પાછળ કોણ રહે છે? જ્યારે "હું છું' જ નથી, તો પછી સાક્ષી ક્યાં રહ્યો? સમયાતીત અવસ્થામાં , જેમાં આશરો લઈ શકાય તેવું, કોઈ જ સ્વરૂપ (આત્મા) વિદ્યમાન નથી હોતું. પડીકું લઈ જતી વ્યક્તિ એ બાબતે ચિંતાતુર હોય છે કે ક્યાંક તે તે પડીકું કોઈ ન બેસે - તે પડીકાથી સભાન હોય છે. "હું છું' લાગણીને લાડ લડાવતો માણસ આત્મ-સભાન હોય છે. જ્ઞાની કશાયને વળગેલો નથી હોતો અને તેને સભાન હોવાનું ન કહી શકાય.

અને તેમ છતાંયે તે અભાન નથી હોતો. તે જ જાગ્રતિનું હાદ છે. આપણે તેને દિગંબર કહીએ છીએ, દિશાઓનાં વસ્ત્રો ધારણ કરેલો, સઘળા આભાસોની પેલે પાર, નિર્વસ્ત્ર, નગ્ન. એવું કોઈ નામ કે રૂપ નથી કે જે તેણે ધારણ કરેલ હોય તેવું આપણે કહી શકીએ, અને તેમ છતાંયે તે જ માત્ર એવો છે કે જે ખરેખર છે.

**સાધક** - હું કંઈ સમજી નથી શકતો.

**મહારાજ** - કોણ સમજી શકે છે? મનને તેની મર્યાદાઓ છે. એટલું જ પૃસ્તું છે કે તમને જ્ઞાનની સરહદો પર જ લઈ આવવામાં આવે અને અજ્ઞાતની વિરાટતાની સન્મુખ ખડા કરી દેવામાં આવે. તેમાં ડૂબકી લગાવવી તે તમારું કામ છે.

**સાધક** - સાક્ષી બાબતે શું કહેશો? તે વાસ્તવિક છે કે અવાસ્તવિક?

**મહારાજ** - તે બે છે. ભ્રમણાનો આખરી અવશેષ, વાસ્તવિકનો પ્રથમ સ્પર્શ. એમ કહેવું કે - "હું માત્ર સાક્ષી જ છું' તે ખોટું અને સાચું બન્ને છેઃ ખોટું "હું છું'ને કારણે છે, સાચું સાક્ષીને કારણે છે. એમ કહેવું વધારે ઠીક રહેશે કે - "સાક્ષીત્વની ક્રિયા છે'. જે ઘડીએ તમે એવું કહો છો કે "હું છું' કે તેના સર્જક સાથે સમગ્ર વિશ્વ અસ્તિત્વમાં આવે છે.

**સાધક** - એક ઓર પ્રશ્નઃ શું આપણે વ્યક્તિ અને આત્માને નાના અને મોટા એમ બે ભાઈઓ તરીકે જોઈ શકીએ? નાનો ભાઈ ટીખળખોર, સ્વાર્થી, ઉદ્ધત અને બેચેન છે, જ્યારે મોટો ભાઈ બુદ્ધિશાળી, ભલો, વાજબી અને વિચારવંત છે, ઈચ્છાઓ અને ભયોથી મુક્ત એવી શરીર સભાનતાથી મુક્ત છે. મોટો ભાઈ નાના ભાઈને જાણે છે, પરંતુ નાનો મોટાથી અજાણ છે અને પોતાને પૂર્ણપણે પોતાના પર જ નિર્ભર વિચારે છે. ગુરુ આવે છે અને નાનાને કહે છેઃ "તું કંઈ એકલો નથી, તું ખાનદાન પરિવારમાંથી આવે છે, તારો ભાઈ ખૂબ જ નોંધપાત્ર માણસ છે, શાણો અને ભલો છે, તે તને ખૂબ જ ચાહે છે. તેને યાદ કર, તેના વિશે વિચાર, તેને શોધી કાઢ, તેની સેવા કર, અને તું તેની સાથે ઐક્ય સાધીશ.' હવે, પ્રશ્ન એ છે કે, શું આપણામાં બેનો વાસ છે, વ્યક્તિગત અને અલગ એવો જીવાત્મા, ખોટી જાત અને સાચી જાત, કે પછી તે માત્ર એક ઉપમા છે?

**મહારાજ** - તે બથે છે. તેઓ બે છે તેવો આભાસ થાય છે, પરંતુ તપાસ ચલાવતાં તેઓ એક હોવાનું જાણવા મળે છે. દ્વૈત ત્યાં સુધી જ ટકે છે જ્યાં સુધી તેની સામે પ્રશ્ન ખડો કરવામાં નથી આવતો. પેલી ત્રિપુટી - એટલે કે વ્યક્તિ, વ્યક્ત અને અવ્યક્ત - ને જ્યારે એકમાં જોવામાં આવે છે ત્યારે તે એક્તા બને છે. આ તો અનુભવ કરવાની - આસક્તિની, અનાસક્તિની, અતિક્રમી જવાની - માત્ર જુદી જુદી રીતો છે.

**સાધક** - આપણે એક સ્વપ્નમાં છીએ તેવી આપની ધારણા આપની સ્થિતિને અભેદ બનાવે છે. અમે જે કોઈ વાંધો ઉઠાવી એ છીએ આપ તેની માન્યતા(પ્યાતા૧૪)ને નકારી જ દો છો. કોઈ આપની સાથે ચર્ચાવિચારણા ન કરી શકે.

**મહારાજ** - ચર્ચાવિચારણા કરવાની ઈચ્છા પણ માત્ર ઈચ્છા જ છે . જાણવાની ઈચ્છા, સત્તા ધરાવવાની ઈચ્છા, અરે અસ્તિત્વ ધરાવવાની ઈચ્છા પણ માત્ર ઈચ્છાઓ જ છે. દરેક જણ હોવનું, ટકી રહેવાનું, ઉગરી જવાનું, ચાલુ રહેવાનું ઈચ્છે છે, કારણ કે કોઈ પોતાની બાબતે (પોતાના હોવા બાબતે) ખાતરીબધ્ધ નથી. પરંતુ દરેક જણ અમર છે. તમારી જાતને શરીર સમજીને તમે તમારી જાતને મર્ત્ય બનાવો છો.

**સાધક** - જ્યારે આપે આપની મુક્તિ પ્રાપ્ત કરી જ લીધી છે ત્યારે શું આપ મને તેમાંથી થોડી નહીં આપો?

**મહારાજ** - થોડીક જ શા માટે? પુરેપૂરી લઈ લો. લો, તે તમારા લેવા માટે જ છે. પરંતુ તમે મુક્તિથી ગભરાઓ છો!

**સાધક** - સ્વામી રામદાસને આવી જ વિનંતી સાથે કામ પાડવું પડ્યું હતું. એક દિવસ કેટલાક ભક્તો તેમની ફરતે એકઠા થયા અને મુક્તિ માગવા લાગ્યા. રામદાસે હસતાં હસતાં તેમની વાત સાંભળી અને પછી એકાએક તેઓ ગંભીર થઈ ગયા અને કહ્યું: તમને તે મળી શકે તેમ છે, અહીં અને અત્યારે જ, નરી અને કાયમી મુક્તિ. કોને જોઈએ છે, આગળ આવે. કોઈ આગળ ન આવ્યું. તેમણે ત્રણ વાર રજૂઆતની પુનરુક્તિ કરી. કોઈએ ન સ્વીકારી. પછી તેમણે કહ્યું: "રજૂઆત પાછી ખેંચી લેવામાં આવે છે.'

**મહારાજ** - આસક્તિ હિંમતનો નાશ કરે છે. દાતા તો આપવા હમેશાં તૈયાર જ હોય છે. ગ્રહણ કરનાર ગેરહાજર હોય છે. મુક્તિ(આઝાદી) એટલે જતું કરવું. લોકો સઘળું જતું કરવાની કોઈ જ પરવા નથી કરતા. તેઓ જાણતા નથી કે અસીમને પ્રાપ્ત કરવા સીમિતને જતું કરવું પડતું હોય છે (અસીમની કિંમત સીમિત વડે ચૂકવાતી હોય છે) , જે રીતે અમરત્વને પ્રાપ્ત કરવા મૃત્યુને સ્વીકારવું પડતું હોય છે (અમરત્વની કિંમત મૃત્યુ વડે ચૂકવાતી હોય છે) . આધ્યાત્મિક પરિપક્વતા સઘળાને જતું કરવાની તૈયારી(સજ્જતા,રાજીપા)માં રહેલી છે. જતું કરવું, ત્યાગ કરવો તે પ્રથમ પગલું છે. પરંતુ ખરેખર જતું કરવાની ક્રિયા તો એ સમજવામાં રહેલી છે કે જતું કરવા માટે કંઈ જ નથી, કારણ કે કશું જ તમારું પોતાનું નથી. તે ગાઢ નિદ્રા જેવું છે - તમે જ્યારે નિદ્રાધીન થાઓ છો ત્યારે તમે તમારી પથારીનો ત્યાગ નથી કરતા - બસ તમે માત્ર તેને ભૂલી (વિસરી) જાઓ છો.

## સત્ય અહીં અને અત્યારે જ છે [૭૪]

**સાધક** - મારો પ્રશ્ન છેઃ સત્યનો પુરાવો શો છે? દરેક ધર્મના આધ્યાત્મિક કે રાજકીય, તત્ત્વદર્શીય કે નૈતિક અનુયાયીઓ પૂરી દઢતાપૂર્વક એ માન્યતા ધરાવે છે કે તેમનું સત્ય જ એક માત્ર સત્ય છે, અન્ય સઘળું ખોટું છે અને તેઓ તેમની પોતાની અડગ માન્યતાને જ સત્યનો પુરાવો સમજે છે. "મારા ગળે તે વાત ઉતરે છે, માટે તે જ સાચી હોવી જોઈએ', એવું તેઓ કહે છે. મને એવું લાગે છે કે કોઈ તત્ત્વજ્ઞાન કે ધર્મ, કોઈ ધાર્મિક સિદ્ધાંત કે વિચારધારા, પછી ભલે તે ગમે તેટલા પૂર્ણ હોય, આંતરિક વિરોધાભાસોથી મુક્ત હોય અને લાગણીકીય રીતે હૃદયને રુચતા હોય, પરંતુ તેમના પોતાના સત્યના પુરાવા ન હોઈ શકે. તેઓ તો માણસો પરિધાન કરતા વસ્ત્રો જેવાં છે, જે સમય અને સંજોગો પ્રમાણે બદલાતા રહે છે અને ચલણમાં હોય તેવી ફેશનને અનુસરતાં રહે છે. હવે જો વાત કરવા જઈએ તો, શું એવો કોઈ ધર્મ કે એવું તત્ત્વદર્શન હોઈ શકે કે જે સાચું હોય અને અન્ય કોઈક વ્યક્તિની દઢ માન્યતા પર ન અવલંબતું હોય કે પછી કોઈ ધર્મશાસ્ત્રો પર ન અવલંબતું હોય, કારણ કે તે પણ વળી પાછાં અન્ય કોઈક વ્યક્તિની શ્રદ્ધા પર જ અવલંબતાં હોય છે. એવું કોઈ સત્ય છે ખરું કે જે વિશ્વાસ કરવા પર ન અવલંબતું હોય, જે આત્મલક્ષી ન હોય?

**મહારાજ** - વિજ્ઞાન વિશે શું કહેશો?

**સાધક** - વિજ્ઞાન ચકરાવાભર્યું હોય છે, તેની જ્યાંથી શરૂઆત થાય છે ત્યાં જ અંત આવે છે, જ્ઞાનેદ્રિયોથી તેની શરૂઆત થાય છે અને જ્ઞાનેન્દ્રિયો પર તેનો અંત આવે છે. તે અનુભવ સાથે કામ પાડે છે, અને અનુભવ આત્મલક્ષી છે. બે વ્યક્તિઓ કદીયે એકસરખો અનુભવ કરી જ ન શકે, પછી ભલે તેઓ તેને એકસમાન શબ્દોમાં અભિવ્યક્ત કરતા હોય.

**મહારાજ** - સત્ય માટે તમારે મનની પેલે પાર શોધ ચલાવવી પડે.

# હું તે છું

**સાધક** - ગુરુજી, મેં અર્ધધ્યાનાવસ્થા(17811૦€૯5)નો પૂરતો અનુભવ કર્યો છે. કોઈ પણ નશીલો પદાર્થ સસ્તામાં અને ફટાફટ તેવો અનુભવ કરાવી શકે છે. અરે, શ્વસન અને માનસિક કસરતો દ્વારા કરાવવામાં આવતી શિષ્ટ સમાધિઓ પણ કંઈ ખાસ અલગ નથી હોતી. ઓક્સિજન-સમાધીઓ છે, અને કાર્બન ડાયોક્સાઈડ-સમાધીઓ છે અને સ્વ-પ્રેરિત સમાધીઓ પણ છે, જે કોઈ સૂત્રના કે વિચારોની શૃંખલા રટણથી પેદા થતી હોય છે. એકધારાપણું નિદ્રાપ્રેરક હોય છે. સમાધિભલે ગમે તેટલી ભવ્ય હોય હું તેને સત્યના પુરાવા તરીકે નથી સ્વીકારી શકતો.

**મહારાજ** - સમાધી અનુભવની પેલે પાર છે. તે એક નિર્ગુણ અવસ્થા છે.

**સાધક** - અનુભવનો અભાવ ધ્યાન ન હોવાને કારણે છે. ધ્યાન આપવા સાથે તે પુનઃ દેખા દે છે. આંખો બંધ કરી દેવાથી પ્રકાશ નથી તેવું પુરવાર નથી થતું. નકારાત્મક અવસ્થાઓને વાસ્તવિકતા બક્ષવાની ક્રિયા આપણને લાંબો સાથ નહીં આપે. નકારમાં જ હકાર રહેલો છે.

**મહારાજ** - એક રીતે જોવા જઈએ તો તમે સાચા છો. પરંતુ તમને શું એ નથી દેખાતું કે તમારા મનમાં સત્ય એટલે શું અને તમને કયો પુરાવો સંતોષ આપશે તે સ્પષ્ટ કર્યા વિના જ તમે સત્યનો પુરાવો માગી રહ્યા છો? જો તમને તમારા પુરાવા પર વિશ્વાસ હોય તો તમે કંઈ પણ સાબિત કરી શકો છો. પરંતુ કઈ બાબત એ પુરવાર કરશે કે તમારો પુરાવો સાચો છે? હું તમને સહેલાઈથી એ કબૂલવા પ્રેરી શકું કે તમે એ જાણો છો કે તમે અસ્તિત્વ ધરાવો છો - કે કશાયનો પણ હોઈ શકે તે માત્ર તમે જ એક પુરાવો છો. નર્યા અસ્તિત્વને જ હું કંઈ વાસ્તવિક્તા તરીકે નથી લેતો. અસ્તિત્વ ક્ષણિક છે, સદાયે સ્થળ અને કાળમાં છે, જયારે વાસ્તવિક્તા પરિવર્તનરહિત છે, સર્વવ્યાપક છે.

**સાધક** - ગુરુજી, હું નથી જાણતો કે સત્ય શું છે અને તેને શું પુરવાર કરી શકે. મને મારા પોતાના જ સ્રોતો પર પાછો ન ફેંકો. મારે કોઈ સ્રોત નથી. અહીં સત્યના જ્ઞાતા આપ છો, હું નહીં.

**મહારાજ** - સત્યના પુરાવા તરીકે અનુભૂત શબ્દોને તમે નકારો છોઃ અન્યના અનુભવો તમારે કશાયે કામના નથી, અગણિત સ્વતંત્ર સાક્ષીઓના એક જ દિશામાં દોરી જતા વિધાનો પરથી તારવવામાં આવેલાં સઘળાં અનુમાનોને તમે નકારો છો; માટે હવે તમારે જ મને કહેવાનું રહે છે કે ક્યો પુરાવો તમને સંતોષ આપશે, માન્ય પુરાવા માટેની તમારી કસોટી કઈ છે?**સાધક** - પ્રમાણિકપણે કહું તો હું નથી જાણતો કે પુરાવો એટલે શું, પુરાવો શાને કહી શકાય?

**મહારાજ** - શું તમે તમારા પોતાના અનુભવને પણ નથી જાણતા?

**સાધક** - ન તો મારા અનુભવને કે ન તો અસ્તિત્વને પણ. તેઓ મારા સભાન (ચેતનવંતા) હોવા પર આધાર રાખે છે.

**મહારાજ** - અને તમારું સભાન હોવાનું શાના પર આધાર રાખે છે?

**સાધક** - મને ખબર નથી. અગાઉ, મેં કહ્યું હોતઃ મારા શરીર પર; હવે હું જોઈ શકું છું કે શરીર ગૌણ છે, મુખ્ય નથી, અને તેને અસ્તિત્વના પુરાવા તરીકે ન ગણી શકાય.

**મહારાજ** - હું ખુશ છું કે તમે હું-શરીર-છું ખ્યાલનો ત્યાગ કર્યો છે, જે ભૂલ અને યાતનાનો મુખ્ય સ્રોત છે.

**સાધક** - મેં તેનો બૌદ્ધિક રીતે ત્યાગ કર્યો છે, પરંતુ વિશિષ્ટ હોવાનો, એક વ્યક્તિ હોવાનો ભાવ હજુયે મારામાં છે. હું કહી શકું કે "હું છું', પરંતુ હું શું છું તે હું નથી કહી શકતો. હું જાણું છું કે હું અસ્તિત્વ ધરાવું છું, પરંતુ હું એ નથી જાણતો કે શું અસ્તિત્વ ધરાવે છે. જે કોઈ રીતે હું તેને સમજવા પ્રયત્ન કરું છું, મારે અજ્ઞાતનો સામનો કરવાનું બને છે.

# હું તે છું

**મહારાજ -** તમારું હોવાનું(સ્વરૂપ) જ વાસ્તવિક છે.

**સાધક** - એટલું તો ચોક્કસ કે આપણે એકસમાન બાબત વિશે વાત નથી કરી રહ્યા. હું કોઈ અમૂર્ત અસ્તિત્વ (સ્વરૂપ, હોવાપણું) નથી. હું એક વ્યક્તિ છું, જે મર્યાદિત છે અને પોતાની મર્યાદાઓથી જાગ્રત છે. હું એક હકીકત છું, પરંતુ હું એક અત્યંત ખોખલી હકીકત છું. એવું કશું જ નથી જે એક વ્યક્તિ તરીકેના મારા ક્ષણિક અસ્તિત્વ પર હું નિર્માણ કરી શકું.

**મહારાજ -** તમારા શબ્દો તમારા કરતાં વધારે ડહાપણભર્યા છે! એક વ્યક્તિ તરીકે તમારું અસ્તિત્વ ક્ષણિક છે. પરંતુ તમે શું માત્ર એક વ્યક્તિ જ છોરર શું તમે વ્યક્તિ પણ છો ખરા?

**સાધક** - મારે કઈ રીતે જવાબ આપવોરર મારો હોવાનો ભાવ માત્ર એટલું જ પુરવાર કરે છે કે હું છું; તે એવું કશું જ પુરવાર નથી કરતો કે જે મારાથી સ્વતંત્ર હોય. હું સાપેક્ષ છું, સાપેક્ષની પેદાશ અને સાપેક્ષનો સર્જક એમ બન્ને છું. નિરપેક્ષ સત્યનો નિરપેક્ષ પુરાવો - તે શું છે, ક્યાં છે? શું "હું છું' એવી નરી લાગણી વાસ્તવિકતાનો પુરાવો હોઈ શકે?

**મહારાજ -** અલબત્ત, નહીં જ. "હું છું' અને "આ જગત છે' સાપેક્ષ અને શરતી છે. તે મનનાં નામ અને રૂપને પ્રક્ષેપિત કરવાના વલણને કારણે છે.

**સાધક** - નામો અને રૂપો એ ખ્યાલો અને માન્યતાઓ છે, સત્ય નથી. જો આપ ન હોત તો મેં સઘળાની સાપેક્ષતાને સ્વીકારી લીધી હોત, સત્યની પણ, અને ધારણાઓ ઉપર જીવવાનું શીખી લીધું . પરંતુ મારે આપને મળવાનું થાય છે અને હું આપને જાણે બ્રહ્મ મારી પહોંચમાં હોય તે રીતે અને વળી તે અત્યંત ઈચ્છનીય હોય તે રીતે વાત કરતા સાંભળું છું. શાંતિ, પરમાનંદ, શાશ્વતી, અમરત્વ જેવા શબ્દો મારું ધ્યાન આકર્ષે છે, જાણે કે તેઓ યાતના અને ભયમાંથી મુક્તિ બક્ષતા હોય! મારી જન્મજાત સુખભોગ ઈચ્છવાની અને કૂતુહલતાની સહજવૃત્તિઓ જાગી ઉઠે છે અને આપે જે જગત મારા સમક્ષ ખુલ્લું કર્યું છે તેને ખેડવા હું નીકળી પડું છું. તે મને ખૂબ જ આકર્ષક લાગે છે અને હું પૂછું છુંઃ શું તે સાધ્ય છે? શું તે વાસ્તવિક છે?

**મહારાજ -** તમે એક એવા બાળક જેવા છો જે કહે છેઃ પહેલાં સાબિત કરો કે ખાંડ મીઠી હોય છે, પછી જ હું તેને ખાઈશ. ખાંડની મીઠાશનો પુરાવો મોમાં છે, નહીં કે ખાંડમાં. એ જાણવા માટે કે તે મીઠી છે, તમારે તેને ચાખવી પડે, તે સિવાય અન્ય કોઈ ઉપાય નથી. અલબત્ત, તમે એમ પૂછીને શરૂઆત કરી શકો કે - શું તે ખાંડ છે? શું તે મીઠી છે? અને જયાં સુધી તમે તેને ચાખતા નથી ત્યાં સુધી તમે મારી ખાતરીને સ્વીકારતા હોવ છો. માત્ર પછી જ તમારી સઘળી શંકાઓ દૂર થતી હોય છે અને તમારું જ્ઞાન તમારું પોતાનું અને અડગ બનતું હોય છે. હું તમને મારી વાત માનવાનું નથી કહી રહ્યો. માત્ર શરૂઆત કરવા પૂરતો મારો વિશ્વાસ કરો. દરેક ડગલું પોતે જ પોતાને પુરવાર કે ન-પુરવાર કરતું હોય છે. તમારે પગલું માંડ્યા પહેલાં જ સત્યનો પુરાવો જોઈતો હોય તેવું લાગે છે. અને પુરાવાનો પુરાવો ક્યો હશે? તમે જુઓ કે તમે એક કદીયે અંત ન આવનારી શૃંખલાનો શિકાર બની રહ્યા છો. તેને અટકાવવા માટે તમારે પુરાવાઓ માગવાનું બંધ કરવું પડે અને એકાદ ક્ષણ માટે પણ સ્વીકારો કે કશુંક સત્ય છે. ખરેખર સવાલ એ નથી કે તે શું છે. તે ઈશ્વર હોઈ શકે, કે હું હોઈ શકું, કે તમે પોતે પણ હોઈ શકો. દરેક કિસ્સામાં તમે કશાકને, કોઈક વ્યક્તિને, કશાક અજ્ઞાતને સાચા તરીકે સ્વીકારો છો. હવે એકાદ ક્ષણ માટે પણ તમે જે સત્યને સ્વીકાર્યું છે તે પ્રમાણે વર્તો તો પછી ખૂબ જ જલદી તમે પછીના પગલા પર આવી પહોંચશો. તે અંધારામાં કોઈ વૃક્ષ પર ચડવા સમાન છે – અગાઉની ડાળી પર પગ મૂક્યા(સ્થિર થયા) બાદ જ તમે પછીની ડાળીને પકડી શકો છો. વિજ્ઞાનમાં જેને પ્રયોગલક્ષી અભિગમ તરીકે ઓળખવામાં આવે છે. કોઈ સિદ્ધાંતને પુરવાર કરવા, તમારી અગાઉ જે લોકો પ્રયોગ કરી ગયા છે તેમણે આપેલી સૂચનાઓ પ્રમાણે તમે પ્રયોગ કરો છો. આધ્યાત્મિક શોધમાં તમારે કરવાના પ્રયોગોની જે શૃંખલા છે તેને યોગ કહે છે.

# હું તે છું

**સાધક** - યોગ તો કટલાયે પ્રકારના છે, કયાને પસંદ કરવો?

**મહારાજ** - અલબત્ત, દરેક જ્ઞાની પોતાને જેના વડે સિધ્ધી પ્રાપ્ત થઇ હતી તેવો પોતે જેને દ્દયપૂર્વક જાણે છે તેવો પોતાનો જ માર્ગ સૂચવવાનો. પરંતુ તેમાંના મોટા ભાગના ખૂબ ઉદાર હોય છે અને તેઓ તપાસકર્તાની આવશ્યક્તા અનુસાર પોતાની સલાહને અનુકૂલિત કરતા હોય છે. સઘળા માર્ગો તમને મનના વિશુધ્ધીકરણ ભણી દોરી જતા હોય છે. અશુધ્ધ મન સત્ય માટે અપારદર્શક હોય છે; વિશુધ્ધ મન પારદર્શક હોય છે. તેની આરપાર સત્યને સહેલાઈથી અને સ્પષ્ટપણે જોઇ શકાય છે.

**સાધક** - મને દુઃખ છે કે હું મારી તકલીફને વ્યક્ત ન કરી શકતો હોઉં તેવું લાગે છે. હું સત્યના પુરાવા વિશે પૂછી રહ્યો છું અને મને તેને સિધ્ધ કરવાની પધ્ધતિઓ વિશે કહેવામાં આવી રહ્યું છે. ધારી લઈએ કે હું તે પધ્ધતિઓને અનુસરું છું અને કોઈ અદ્દ્ભૂત અને ઈચ્છનીય અવસ્થાને સિધ્ધ કરું છું, પરંતુ મારા જાણવામાં એ કઈ રીતે આવે કે તે અવસ્થા સાચી છે? દરેક ધર્મ શરૂઆત શ્રધ્ધાથી કરે છે અને કોઈ ભાવવિભોરતાના વચનો આપે છે. તે ભાવવિભોરતા શું વાસ્તવિક હોય છે કે પછી શ્રધ્ધાની પેદાશ હોય છે? કારણ કે તે જો કોઇ પ્રેરિત અવસ્થા હોય તો મારે તે સાથે કોઈ લેવાદેવા નહીં હોય. ખ્રિસ્તી ધર્મનું જ ઉદાહરણ લો કે જે કહે છે - જિસસ તમારો ઉધ્ધારક છે, માનો અને પાપમાંથી બચો. જ્યારે હું કોઈ પાપ આચરતા ખ્રિસ્તીને પૂછું છું કે જિસસમાંની તેમની શ્રધ્ધા છતાં એવું કેમ છે કે તે પાપાચરણથી બચ્યો નથી? ત્યારે તે જવાબ આપે છે - મારી શ્રધ્ધા પૂર્ણ નથી. ફરી વાર આપણે વિષચક્રમાં આવી પડીએ છીએ – પૂર્ણ શ્રધ્ધા વિના - કોઈ ઉધ્ધાર નથી, ઉધ્ધાર વિના - કોઈ પૂર્ણ શ્રધ્ધા નથી, માટે સરવાળે કોઈ ઉધ્ધાર નથી. એવી શરતો લાદવામાં આવે છે જે સંતોષી શકાય તેવી નથી હોતી અને પછી અમારા પર તેને ન સંતોષવાનો આક્ષેપ મૂકવામાં આવે છે.

**મહારાજ** - તમે એ નથી સમજતા કે તમારી હાલની જાગ્રત અવસ્થા અજ્ઞાનભરી છે. સત્યના પુરાવા બાબતનો તમારો પ્રશ્ન વાસ્તવિક્તાના અજ્ઞાનમાંથી જન્મ્યો છે. ચેતનામાં "હું છું' બિંદુ આગળ તમે તમારી જ્ઞાનેન્દ્રીયગત અને માનસિક અવસ્થાઓને સ્પર્શી રહ્યા છો, જયારે વાસ્તવિક્તાને વચ્ચે કોઈ માધ્યમની જરૂર નથી હોતી, કોઈ સ્પર્શની જરૂર નથી હોતી, કે તેને અનુભવી નથી શકાતી . તમે દૈતને એ હદે સ્વીકારી રહ્યા છો કે તમને તેનો ખ્યાલ પણ નથી રહેતો, જ્યારે મારામાં વિવિધતા અને વિભિન્ષતા કોઈ અલગતા નથી જન્માવતા. તમે વાસ્તવિકતાને નામો અને રૂપોથી અલગ ખડી કલ્પો છો, જયારે મારા માટે નામો અને રૂપો વાસ્તવિક્તાની સદાયે પરિવર્તન પામતી રહેતી અભિવ્યક્તિઓ છે અને તે તેનાથી અલગ નથી. તમે સત્યનો પુરાવો માગો છે જયારે મારા માટે સઘળું અસ્તિત્વ પુરાવો છે. તમે અસ્તિત્વને હોવા(0હા1ટ)થી અલગ પાડો છો અને હોવાને વાસ્તવિકતાથી અલગ પાડો છો, જયારે મારા માટે તે સઘળું એક છે. તમારી જાગ્રતાવસ્થાના સત્ય બાબતે ભલે તમને ગમે તેટલી ગળા સુધીની ખાતરી હોય, તમે તેને કાયમી અને અપરિવર્તનશીલ હોવાનો દાવો નથી કરતા, જે રીતે હું મારી અવસ્થા વિશે વાત કરતો હોઉં ત્યારે કરતો હોઉં છું. તેમ છતાંયે હું આપણી વચ્ચે કોઈ તફાવત નથી જોતો, સિવાય કે તમે સઘળું કલ્પી રહ્યા છો જ્યારે હું તેમ નથી કરી રહ્યો.

**સાધક** - પહેલાં આપ મને સત્ય વિશે પ્રશ્ન પૂછવા ગેરલાયક ઠેરવો છો, પછી આપ મારા પર કલ્પના કરતો હોવાનો આરોપ મૂકો છો! આપના માટે જે કલ્પના છે તે મારા માટે વાસ્તવિકતા છે.

**મહારાજ** - તમે તપાસ ન કરો ત્યાં સુધી જ. હું તમારા પર કોઈ જ આરોપ નથી મૂકી રહ્યો. હું તો માત્ર એટલું જ કહી રહ્યો છું કે તમે પ્રશ્ન શાણપણપૂર્વક પૂછો . જે વિશે તમે કંઈ જાણતા નથી તે સત્યના પુરાવા માટે શોધ ચલાવવાને બદલે તમે જેને સત્ય હોવાનું માનો છો તેના પુરાવાઓને તપાસો. તમારા જાણવામાં આવશે કે ખાતરીબધ્ધ કહેવાય તેવું તો તમે કશું જ જાણતા નથી -

અહીંતહીંથી સાંભળેલા પર જ વિશ્વાસ કરો છો. સત્યને જાણવા માટે તમારે તમારા પોતાના અનુભવમાંથી પસાર થવું પડે.

**સાધક** - સમાધિઓ અને અન્ય અર્ધધ્યાનાવસ્થાઓથી હું ભયંકર ગભરાઉં છું, તેનાં કારણો ભલે ગમે તે હોય. પીણું, ધૂમ્રપાન, તાવ, નશીલો પદાર્થ, શ્વસન, ગાયન, કંપન, નૃત્ય, ધૂમવાનું, પ્રાર્થના, સેક્સ કે ઉપવાસ, મંત્રો કે કોઇ તમ્મર ચડે તેવી અમૂર્તતા મને મારી જાગ્રત અવસ્થામાંથી ચલિત કરે છે અને મને કેટલોક અનુભવ કરાવે છે, જે ખૂબ જ અસામાન્ય હોય છે કારણ કે અપરિચિત હોય છે. પરંતુ પછી તે પાછળના કારણનો અંત આવે છે, અસર લય પામે છે અને પાછળ માત્ર સ્મૃતિ જ રહે છે, જે પીછો છોડતી નથી પરંતુ ધીમે ધીમે મંદ પડતી જાય છે.

ચાલો આપણે સઘળાં સાધનો (ઉપાયો) અને તેમનાં પરિણામોની વાતને એક બાજુએ રાખીએ, કારણ કે પરિણામો સાધનો વડે નિશ્ચિત થતાં હોય છે; ચાલો આપણે પ્રશ્નને નવેસરથી પૂછીએ; શું સત્યને શોધી (પામી) શકાય ખરું?

**મહારાજ** - સત્યનો મુકામ ક્યાં આગળ છે કે તમે તેને શોધવા ત્યાં આગળ જઇ શકો? અને તમે એ કઇ રીતે જાણશો કે તમે તેને શોધી લીધું છે? તેની કસોટી કરવા તમે તમારી સાથે ક્યો કસોટી-પથ્થર લઇ આવો છોરર તમે પાછા તમારા મૂળ પ્રશ્ન પર જ આવી પહોંચો છોઃ સત્યનો પુરાવો શો છે? પ્રશ્નમાં ખુદમાં જ કશીક ગડબડ હોવી જોઇએ, કારણ કે તમે તેને ફરી ફરી પૂછવાનું વલણ ધરાવો છો. તમે એવું શા માટે પૂછો છો કે સત્યના પુરાવા શા છે? તે એ કારણે તો નથી કે તમે સત્યને પ્રત્યક્ષપણે નથી જાણતા અને તમને ભય છે કે કદાચ તમે છેતરાઓ? તમે કલ્પના કરો છો કે સત્ય એ કોઇક ચીજ છે કે જે 'સત્ય' એવું નામ ધરાવે છે અને જો તે અસલ હોય તો તેને ધરાવવું ફાયદાકારક છે. અને માટે જ તમારો છેતરાઇ જવાનો ભય છે. તમે સત્યની ખરીદી કરવા નીકળ્યા છો, પરંતુ વેપારીઓનો વિશ્વાસ નથી કરતા. તમે બનાવટો અને નકલોથી ગભરાઓ છો.

**સાધક** - હું છેતરાઇ જવાથી નથી ગભરાતો. હું મારી જાતને છેતરવાથી ગભરાઉ છું.

**મહારાજ** - પરંતુ તમારા સાચા પ્રેરણાસ્રોતોના તમારા અજ્ઞાન કારણે તમે તમારી જાતને છેતરી રહ્યા છો. તમે સત્યની માગણી કરી રહ્યા છો, પરંતુ હકીક્તમાં તમે નરી સુવિધાઓ જ ઈચ્છી (શોધી) રહ્યા છો, જે સદાયને માટે ટકી રહે તેવું તમે ઈચ્છો છો. હવે, કશું જ, મનની કોઈ જ અવસ્થા કદીયે સદાને માટે ટકી ન રહી શકે. સ્થળ અને કાળમાં હમેશાં એક મર્યાદા હોય છે, કારણ કે સ્થળ અને કાળ ખુદ જ મર્યાદિત છે. અને સમયાતીતમાં "સદાને માટે' શબ્દોનો કોઇ જ અર્થ નથી. તેવું જ "સત્યનો પુરવો' બાબતે છે. અદ્વૈતના પ્રદેશમાં દરેક ચીજ પૂર્ણ છે, પોતાનો ખુદનો પુરાવો, અર્થ અને હેતુ છે. જ્યાં આગળ સઘળું એક છે ત્યાં આગળ કોઇ આધારોની આવશ્યકતા નથી. તમે કલ્પના કરો છો કે કાયમીપણું તે સત્યનો પુરાવો છે, જે કંઇ લાંબો સમય ટકી રહે છે તે કોઇક રીતે વધારે સાચું છે. કાળ સત્યનું માપ બને છે. અને સમય મનમાં હોવાથી, મન મધ્યસ્થી બને છે અને પોતાની અંદર સત્યની શોધ ચલાવે છે - એક એવું કામ જે સાવ જ અશક્ય અને અર્થહીન છે!

**સાધક** - મહારાજ, જો આપે એવું કહ્યું હોત કે - કશું જ સત્ય નથી, સઘળું સાપેક્ષ છે, તો હું આપની સાથે સંમત થયો હોત. પરંતુ આપ એ વાતને પકડી રાખો છો કે સત્ય છે, વાસ્તવિકતા છે, પૂર્ણ જ્ઞાન છે, માટે હું પૂછું છું કે - તે શું છે અને આપ તે શી રીતે જાણો છો? અને એવું શું હશે કે જે મને એવું કહેવા પ્રેરશે કે - હા, મહારાજશ્રી સાચા હતા?

**મહારાજ** - તમે પુરાવાની, જુબાનીની, પ્રમાણભૂતતાની આવશ્યક્તાને વળગી રહ્યા છો. તમે હજુયે એવું કલ્પો છો કે સત્યને અંગૂલી નિર્દેશની અને તમને એવું કહેવાની આવશ્યકતા છે કે - 'જુઓ, આ રહ્યું સત્ય'. એવું નથી. સત્ય એ કંઇ કોઇ પ્રયાસનું પરિણામ નથી, કોઇ માર્ગનો અંત નથી. તે

અહીં અને અત્યારે જ છે, તેના તલસાટમાં જ અને તે માટેની શોધમાં જ. તે મન અને શરીર કરતાંયે વધારે નજીક છે, "હું છું' ભાવ કરતાંયે વધારે નજીક છે. તમે તે જોતા નથી કારણ કે તમે તમારા અંતરતમ સ્વરૂપની બહાર, તમારાથી ક્યાંયે દૂર નજર કરો છો. તમે સત્યને વસ્તુલક્ષી બનાવ્યું છે અને તમારા પ્રમાણિત પુરાવાઓ અને ક્સોટીઓનો આગ્રહ રાખો છો, જે માત્ર ચીજવસ્તુઓ અને વિચારોને જ લાગું પડે

**સાધક** - આપ જે કહો છો તેનો હું માત્ર એટલો જ અર્થ કરી શકું કે સત્ય મારી પેલે પાર છે, મારા બસની વાત નથી અને તે વિશે વાત કરવાને હું લાયક નથી.

**મહારાજ** - તમે માત્ર લાયક નથી તેટલું જ નહીં પરંતુ તમે ખુદ જ સત્ય છો. છે માત્ર એટલું કે તમે ખોટાને સાચું સમજો છો.

**સાધક** - આપ એવું કહેતાં લાગો છો કે - સત્યના પુરાવાઓ ન માગો. માત્ર તમે અસત્યની ચિંતા કરો.

**મહારાજ** - ખોટાની ચિંતામાંથી મુક્ત થવામાં જ સત્યની શોધ રહેલી છે. જે નથી તેને તમે જાણી શકો. જે છે - તે તો તમે માત્ર હોઈજ શકો. જ્ઞાન જ્ઞાતની સાપેક્ષમાં છે. એક રીતે જોવા જઈએ તો તે અજ્ઞાનની જ પ્રતિકૃતિ છે. જ્યાં અજ્ઞાન જ નથી ત્યાં જ્ઞાનની આવશ્યક્તા જ ક્યાં ખડી થાય છે? પોતાના ખુદથી તો અજ્ઞાનને કે જ્ઞાનને હોવાપણું જ નથી. તેઓ તો માત્ર મનની અવસ્થાઓ જ છે, જે વળી પાછી અસલમાં અવિકારી એવી ચેતનામાંની આભાસી હલચલ સિવાય અન્ય કશુંયે નથી.

**સાધક** - શું સત્ય મનના ક્ષેત્રની અંદર છે કે પેલે પાર છે?

**મહારાજ** - તે બેમાંનું કશુંયે નથી, તે બન્ને છે. તેને શબ્દોમાં વ્યક્ત નથી કરી શકાતું.

**સાધક** - સઘળો સમય મને આ જ સાંભળવા મળે છે - અનિર્વચનીય. તેથી હું જરા પણ વધારે શાણો (જ્ઞાનવાન; ડહાપણયુક્ત) નથી બનતો.

**મહારાજ** - એ સાચું છે કે તે ઘણી વાર હળાહળ અજ્ઞાનને છાવરે છે. મન પોતાના જ વડે સર્જેલી શરતોએ કામગીરી બજાવી શકતું હોય છે, તે પોતાની પેલે પાર ન જ જઈ શકે. જે નથી તો સંવેદનાત્મક જ્ઞાનેન્દ્રિયગત) કે નથી તો માનસિક, અને તેમ છતાંયે જેના વિના ન તો ઈન્દ્રિયો કે ન તો મન અસ્તિત્વ ધરાવી શકે તેને તેમનામાં ન સમાવી શકાય. એ અવશ્ય સમજો કે મનને તેની મર્યાદાઓ છે; પેલે પાર જવા તમારે મૌન સાથે સંમત થવું જ પડે.

**સાધક** - શું આપણે એવું કહી શકીએ કે વર્તન એ સત્યનો પુરાવો છે? એવું બને કે તેને શબ્દદેહ ન આપી શકાય, પરંતુ તેનું નિદર્શન તો કરી શકાય.

**મહારાજ** - તેનો પુરાવો નથી તો વર્તન કે નથી તો નિષ્ક્રિયતા. તે બન્નેની પેલે પાર છે.

**સાધક** - શું કોઈ માણસ કદીયે એવું કહી શકે કે - 'હા, આ સાચું છે?' કે પછી તે ખોટાના નકાર પૂરતો જ મર્યાદિત છે? બીજા શબ્દોમાં કહીએ તો - શું સત્ય નર્યો નકાર જ છે? કે પછી એવી કોઈ ક્ષણ આવે છે કે જ્યારે તે હકાર બને છે.

**મહારાજ** - સત્યને વર્ણવી ન શકાય, પરંતુ તેને અનુભવી શકાય.

**સાધક** - અનુભવ આત્મગત હોય છે, તેને વહેંચી ન શકાય. આપના અનુભવો મને હું જ્યાં હતો ત્યાં જ રાખે છે.

**મહારાજ** - સત્યને અનુભવી શકાય, પરંતુ તે કંઈ નર્યો અનુભવ નથી. હું તેને જાણું છું અને કોઈક સુધી પહોંચાડી શકું છું, પરંતુ માત્ર ત્યારે જ કે તમે તે માટે ખુલ્લા(રાજી) હોવ. ખુલ્લા હોવું એટલે અન્ય કશુંયે ન ઈચ્છવુ.

# હું તે છું

**સાધક** - હું ઈચ્છાઓ અને વિવિધ ભયોથી ભર્યો ભર્યો છું. શું તેનો અર્થ એવો થાય કે હું સત્ય માટે લાયક નથી?

**મહારાજ** - સત્ય એ કંઈ સદ્વર્તનનો બદલો નથી, કે નથી તો તે કોઈ કસોટીઓનું ઈનામ. ઉપાર્જિત ન કરી શકાય. તે જે કંઈ છે તેનો પાયાનો, અજન્મા, પુરાણો સ્રોત છે. ત માટે લાયક છો કારણ કે તમે છો. સત્યને માટે તમારે લાયકાતની આવશ્યક્તા નથી. તો તમારું પોતાનું જ છે. તેની પાછળ દોડતા રહીને તેનાથી દૂર નાસવાનું બંધ કરો. સ્વસ્થ(નિસ્પંદ) થાવ, શાંત રહો.

**સાધક** - મહારાજ, જો આપ શરીર સ્વસ્થ (નિસ્પંદ) થાય તેવું અને મન શાંત રહે તેવું ઈચ્છતા હોવ તો મને એ કહો કે તે કઈ રીતે કરવામાં આવતું હોય છે. આત્મ-જાગ્રતિમાં હું શરીરને અને મનને મારા અંકુશમાં ન હોય તેવાં કારણોસર ચલિત થતાં જોઉં છું. વંશાનુગતતા અને પર્યાવરણનું મારા પર પૂરું પ્રભુત્વ છે. વિશ્વના સર્જક એવા પેલા મહાશક્તિશાળી "હું છું'ને નશીલા પદાર્થના સેવન વડે હંગામી રીતે કે વિષના એક ટીપા વડે કાયમ માટે ભૂસી નાખી શકાય છે.

**મહારાજ** - ફરી, તમે તમારી જાતને આ શરીર સમજી રહ્યા છો.

**સાધક** - હાડ, માંસ અને રક્તના આ શરીરનો એકવાર હું નકાર ભણું તો પણ વિચારો, લાગણીઓ, સ્મૃતિઓ અને કલ્પનાઓ વડે બનેલા મારા સુક્ષ્મ શરીર વડે મારું અસ્તિત્વ તો જળવાઈ જ રહે છે. હું-તહીં તરીકે જો હું આને પણ નકારું તો, રદબાતલ કરું તો પણ હું ચેતનાથી હયાત રહું છું, જે પણ ક જાતનું શરીર જ છે.

**મહારાજ** - તમે તદ્દન સાચા છો, પરંતુ તમારે ત્યાં આગળ થોભવાની, અટકી જવાની અવશ્યકતા નથી. પેલે પાર જાઓ. તમે નથી તો ચેતના કે નથી તો તેના કેન્દ્રમાં રહેલો "હું છું'. તમારું ખરું સ્વરૂપ તો પૂર્ણાણે અનાત્મસભાન છે, સઘળા પ્રકારનાં આત્મતાદાત્મ્યોથી સાવ જ મુક્ત છે, પછી ભલે તે સ્થુળ, સુક્ષ્મ કે અનુભવાતીત હોય.

**સાધક** - હું મારી જાતને પેલે પાર કલ્પી શકું છું. પરંતુ મારી પાસે તેનો શો પુરાવો છે? હવ માટે, મારે કોઈક હોવું પડે.

**મહારાજ** - વાત તેનાથી ઉલટી છે. હોવ માટે, તમારે કોઈક ન હોવું પડે. તમે કશુંક છો, કે કોઈક છો તે વિચારવું તે મૃત્યુ અને નરક છે.

**સાધક** - મારા વાંચવામાં એવું આવ્યું છે કે પ્રાચીન ઈજીપ્તમાં લોકોને એવા રહસ્યોમાં પ્રવેશ કરાવવામાં આવતો કે જ્યાં નશીલા પદાર્થોના કે મંત્રોચ્ચારના પ્રભાવ હેઠળ તેઓને તેમનાં શરીરોમાંથી બહાર કાઢવામાં આવતા અને વાસ્તવમાં તેમને તેમનાં શરીર બહાર ઊભા રહેવાનો અને તેમનાં પોતાનાં શરીરોને ચત્તાપાટ સૂતેલાં જોઈ શકવાનો અનુભવ થઈ શકતો હતો. આ પાછળનો ઈરાદો તેમને મરણોત્તર જીવનની વાસ્તવિકતા તેમને ગળે ઉતરાવવાનો અને તેમની આખરી નિયતિ બાબતે તેમનામાં ગહન નિસ્બત સર્જવાનો હતો, જે રાજસત્તા અને મંદીર માટે ખૂબ જ ફાયદાકારક હતી. શરીરની માલિકી ધરાવતી વ્યક્તિ સાથેનું આત્મતાદાત્મ્ય જ પાછળ રહ્યું.

**મહારાજ** - શરીર આહારનું બનેલું છે અને મન વિચારોનું બનેલું છે. તેમને તેઓ જેવા છે તેવાં સ્વરૂપે જ જુઓ. સહજ અને સ્વયંસ્ફૂરિત અ-તાદાત્મ્ય એ જ મુક્તિ છે. તમારે એ જાણવાની આવશ્યકતા નથી કે તમે શું છો. એ જાણવું પુરતું છે કે તમે શું નથી. તમે શું છો તે તમે કદીયે જાણવાના નથી, કારણ કે દરેક નવું જ્ઞાન, નવી જાણકારી સર કરવા માટે નવાં આયામોને છતાં કરે છે. અજ્ઞાતને કોઈ સીમા નથી.

**સાધક** - શું તે સદાયને માટે અજ્ઞાનને સૂચિત કરે છે?

**મહારાજ** - તેનો અર્થ એ થાય કે અજ્ઞાન કદીયે હતું જ નહીં. સત્ય શોધમાં છે, નહીં કે શોધિતમાં. અને શોધને કોઈ આદિ કે કોઈ અંત નથી. સીમિતો સામે પ્રશ્ન ઉઠાવો, પેલે પાર જાઓ, દેખીતી રીતે અસંભવિત દેખાતાં કાર્યો માટે તમારી જાતને કટિબધ્ધ કરો - આ જ માર્ગ છે, આ જ ઉપાય છે.

## શાંતિ અને મોનમાં તમે વૃધ્ધિ પામો છો [૭૫]

**સાધક** - ભારતીય પ્રણાલિકા અમને કહે છે કે ગુરુ અનિવાર્ય છે. તે શાના માટે અનિવાર્ય છે? બાળકને શરીર આપવા માટે માતા આવશ્યક છે. પરંતુ તે આત્મા નથી આપતી. તેની ભૂમિકા મર્યાદિત છે. ગુરુ બાબતે તે કેમ છે? શું તેની ભૂમિકા પણ મર્યાદિત છે, અને જો તેમ હોય તો, કંઈ બાબતે? કે પછી તે એકંદરે અનિવાર્ય છે, અરે, તે સાવ જ અનિવાર્ય છે?

**મહારાજ** - હાઈસ્થાને રહેલો સાવ જ અંદરનો પ્રકાશ, હૃદયમાં જે શાંતિથી અનાદિકાળથી ઝળહળી રહ્યો છે, તે જ ખરો ગુરુ છે. અન્ય સઘળા તો માત્ર માર્ગ બતાવે છે.

**સાધક** - મારે અંદરના ગુરુ સાથે કોઇ લેવાદેવા નથી, લેવાદેવા છે માત્ર એ ગુરુ સાથે જે માર્ગ બતાવે છે. એવા લોકો પણ છે જે એવું માનતા હોય છે કે ગુરુ વિના યોગ પહોંચ બહાર છે. તેઓ સદાયે યોગ્ય ગુરુની શોધમાં રહેતા હોય છે, એક પછી એક ગુરુ બદલતા રહે છે. આવા ગુરુ શા કામના?

**મહારાજ** - તેઓ કામચલાઉ અને અમુક સમય પૂરતા હોય છે. જીવનમાં તમને તે દરેક જગ્યાએ, દરેક ક્ષેત્રમાં જોવા મળશે. કશુંક જ્ઞાન કે કશુંક કૌશલ્ય મેળવવા માટે તમારે તેમની જરૂર હોય છે.

**સાધક** - કોઈ માતા પણ માત્ર જન્મારા પૂરતી જ હોય છે. તેની શરૂઆત જન્મ સાથે થાય છે અને મૃત્યુ સાથે તેનો અંત આવે છે. તે કંઈ કાયમ માટે નથી રહેતી.

**મહારાજ** - તે જ રીતે, હંગામી ગુરુ કાયમ માટે નથી હોતો. તે તેના હેતુ પૂરતો હોય છે, તે સંતોષાયા બાદ તે પોતાનું સ્થાન પછીના ગુરુને આપે છે. તે સાવ સહજ છે અને તેમાં કોઇ દોષ નથી.

**સાધક** - દરેક પ્રકારના જ્ઞાન અને કૌશલ્ય માટે શું મારે અલગ અલગ ગુરુની આવશ્યકતા રહે છે?

**મહારાજ** - આવી બાબતોમાં કોઈ શિયમ ન હોઈ શકે, સિવાય એક કે "બાહ્ય અનિત્ય છે, જયારે અંતઃત**મહારાજ -** કાયમી અને પરિવર્તનરહિત છે', અને છતાંયે દેખાવ અને કરણીમાં તે સદાયે નવીન હોય છે.

**સાધક** - અંતઃ અને બાહ્ય ગુરુઓમાં શો સંબંધ છે?

**મહારાજ** - બાહ્ય અંતઃનું પ્રતિનિધિત્વ કરે છે, અંતઃ બાહ્યને સ્વીકારે છે - અમુક સમય પૂરતો.

**સાધક** - તે પાછળનો પ્રયાસ કોનો હોય છે?

**મહારાજ** - અલબત્ત, શિષ્યનો જ. બાહ્ય ગુરુ સૂચનાઓ આપે છે, અંદરનો ગુરુ તાકાત પૂરી પાડે છે; તેને લાગુ પાડવા માટેની સતર્કતા શિષ્યની હોય છે. શિષ્યના પક્ષે સંકલ્પ, બુધ્ધિ અને ઊર્જા વિના બાહ્ય ગુરુ નિઃસહાય છે. અંદરનો ગુરુ તેને તક મળવાની રાહ જુએ છે, પ્રતિક્ષા કરે છે. જડત્વ અને ખોટો માર્ગ કટોકટી પેદા કરે છે અને શિષ્યને પોતાની દુદશાનું ભાન થાય છે. શાણો શિષ્ય એ છે જે કોઈ આઘાતની રાહ નથી જોતો, જે તદન નિષ્ઠુર હોઈ શકે.

**સાધક** - શુંતેકોઈ ધમકી છે?

# હું તે છું

**મહારાજ** - ધમકી નહીં, ચેતવણી. અંદરનો ગુરુ હિંસા માટે પ્રતિબધ્ધ નથી. ક્યારેક ક્યારેક તે તદન બેફામ બની શકે, જડ અને ગેરમાર્ગે દોરવાયેલા વ્યક્તિત્વનો નાશ કરવાની હદ સુધી જઇ શકે. જીવન અને સુખ માફક મૃત્યુ અને યાતના તેના કાર્યનાં ઓજારો છે. માત્ર દ્વૈતમાં જ અહિંસા એક્ય સાધનારો નિયમ બને છે.

**સાધક** - શું વ્યક્તિએ પોતાની જાતથી જ ગભરાવું પડે?

**મહારાજ** - ગભરવાનું ન હોય, કારણ કે જાત(આત્મા)નો ઈરાદો તો ભલો જ હોય છે. પરંતુ વાતને ગંભીરતાથી લેવી પડે. તે ધ્યાન અને આજ્ઞાંકિતતાને આહ્વાન આપે છે; જ્યારે તેને સાંભળવામાં નથી આવતો ત્યારે તે મનામણીમાંથી ફરજીયાતપણાનું રૂપ લે છે, કારણ કે ભલે તે રાહ જોઈ શક્તું હોય, તેનો નકાર તો નથી જ ભણવાનો. તકલીફ અંતઃ કે બાહ્ય ગુરુમાં નથી રહેલી. ગુરુ તો હમેશાં પ્રાપ્ય છે. અભાવ છે તે માત્ર પરિપક્વ શિષ્યનો . જ્યારે વ્યક્તિ જ તૈયાર ન હોય તો પછી શું થઈ શકે?

**સાધક** - તૈયાર કે રાજી?

**મહારાજ** - બશે. બશ્નેનો અર્થ એક જ થાય છે. ભારતમાં અમે તેને અધિકારી કહીએ છીએ. તેનો અર્થ સક્ષમ અને પાત્ર એમ બશ્ષે થાય છે.

**સાધક** - શું બાહ્ય ગુરુ દિક્ષા આપી શકે?

**મહારાજ** - તે સઘળા પ્રકારની દિક્ષાઓ આપી શકે, પરંતુ વાસ્તવિક્તા ભણીની દિક્ષાએ તો અંદરથી જ સ્ફૂરવું પડે.

**સાધક** - અંતિમ, આખરી દિક્ષા કોણ આપે છે?

**મહારાજ** - તે સ્વ-બક્ષિત હોય છે.

**સાધક** - મને એવું લાગે છે આપણે ગોળ ગોળ ઘૂમી રહ્યા છીએ. આખરે તો હું માત્ર એક જ આત્માને જાણું છું, હાલનો અને જે મને અનુભવાઈ રહ્યો છે તેને. આંતરિક અને ઉચ્ચ આત્મા એ સમજ આપવા માટે અને પ્રોત્સાહિત કરવા માટે વિચારવામાં આવેલા એક ખ્યાલથી વિશેષ કશુંયે નથી. તે જાણે એક સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતો હોય તે રીતે આપણે તેના વિશે વાત કરીએ છીએ. તેને કોઈ સ્વતંત્ર અસ્તિત્વ નથી.

**મહારાજ** - બાહ્ય આત્મા અને આંતરિક આત્મા બશે કાલ્પનિક છે. જેમ એક કાંટાને કાઢવા બીજા કાંટાની જરૂર પડે છે કે એક વિષનું શિથિલીકરણ કરવા બીજા વિષની જરૂર પડે છે તેમ "હું' હોવાના એક વળગણમાંથી છૂટવા એક ઓર "ચઢિયાતા હું'ની જરૂર પડે છે. સઘળા આગ્રહોને હટાવવાના રહે છે, પરંતુ આ તો માત્ર પ્રથમ પગલું જ છે. પછીનું પગલું તે બશ્ષેને અતિક્રમી જવાનું છે.

**સાધક** - મારી સમજમાં એ ચોક્કસ આવે છે કે મારી જાત ભણી ધ્યાન દોરવા માટે અને મારી જાત બાબતે કંઈક કરવાની તાકીદની જરૂરીયાત માટે બાહ્ય ગુરુની આવશ્યકતા હોય. વળી મને એ પણ સમજાય છે કે મારામાં કોઈ ગહન પરિવર્તનની વાત આવે છે ત્યારે તે કેટલા બધા નિઃસહાય હોય છે. પરંતુ અહીં તો આપ સદ્ગુરુને, આંતરિક ગુરુને, અનાદિને, અપરિવર્તનશીલને, અસ્તિત્વના મૂળને, સદાયે વિધમાન વચનને, નિશ્ચિત લક્ષ્યને વચ્ચે લઈ આવો છો. શું તે કોઈ ખ્યાલ છે કે પછી કોઈ વાસ્તવિકતા છે?

**મહારાજ** - તે જ એકમાત્ર વાસ્તવિક્તા છે, સત્ય છે. અન્ય સઘળું દેઢબુધ્ધિ વડે કાળ પર પાડવામાં આવેલી છાયા છે. અલબત્ત એ ખરું કે છાયાને પણ વાસ્તવિકતા સાથે સંબંધ છે, પરંતુ તે પોતે કંઈ વાસ્તવિક નથી.

# હું તે છું

**સાધક** - હું જાણતો હોઉં તેવી તો હું જ એકમાત્ર વાસ્તવિકતા છું. જ્યાં સુધી હું સદ્ગુરુ વિશે વિચારું છું ત્યાં સુધી જ તે છે. અન્યને બદલે તેમના પર વાસ્તવિકતા આરોપિત કરીને મને શું પ્રાપ્ત થતું હોય છે?

**મહારાજ** - તમારું નુકસાન તે જ તમારો ફાયદો છે. જયારે છાયા માત્ર છાયા તરીકે જ દેખાય છે ત્યારે તમે તેને અનુસરતા બંધ થાઓ છો. તમે તમારું મોં ફેરવો છો અને સઘળો સમય તમારી પીઠ પાછળ વિદ્યમાન એવા સુર્યને જુઓ છો!

**સાધક** - શું આંતરિક ગુરુ પણ ઉપદેશ આપતો હોય છે, શીખવતો હોય છે?

**મહારાજ** - તે તમને એવી દઢ પ્રતીતિ કરાવતો હોય છે કે તમે જ તે સવળા આભાસોના અંતઃસ્થિત અને પેલેપારના શાશ્વત, અપરિવર્તનશીલ, સત્ય-સભાન-પ્રેમ છો.

**સાધક** - દઢ પ્રતીતિ જ પૂરતી નથી. નિશ્ચિતતા પણ હોવી જોઇએ.

**મહારાજ** - તદ્ન સાચું. પરંતુ આ કિસ્સામાં નિશ્ચિતતા નીડરતાનું રૂપ ધારણ કરે છે. ભયનું નામોનિશાન નથી રહેતું. નીડરતાની, નિર્ભયતાની આ અવસ્થા એટલી બધી તો અચૂકપણે નવીનતમ હોય છે અને એટલી તો પોતીકી અનુભવાય છે કે જેને નકારી નથી શકાતી. તે પોતાના ખુદના બાળકને ચાહવા સમ હોય છે. તેના પર કોણ શંકા કરી શકે?

**સાધક** - અમારા આધ્યાત્મિક પ્રયાસોમાં અમે પ્રગતિ બાબતે સાંભળતા હોઇએ છીએ. આ પ્રગતિ કયા પ્રકારની હોય તેમ આપ વિચારો છો?

**મહારાજ** - જ્યારે તમે પ્રગતિની પેલે પાર જશો ત્યારે તમે જાણશો કે પ્રગતિ શું છે.

**સાધક** - એવું શું છે જે અમને પ્રગતિ કરાવે છે?

**મહારાજ** - મૌન મુખ્ય પરિબળ છે. શાંતિ અને મૌનમાં તમે વિકસતા હોવ છો.

**સાધક** - મન અતિ ચંચળ છે. તેને શાંત પાડવાનો ઉપાય શો છે?

**મહારાજ** - ગુરુ પર વિશ્વાસ રાખો. મારો પોતાનો જ કિસ્સો લો. મારા ગુરુએ મને "હું છું' ભાવ સિવાય અન્ય કશાયે પર ધ્યાન ન આપવાનો આદેશ આપ્યો. બસ મે માત્ર તેમની આજ્ઞા પાળી. મેં શ્વસનની, કે ધ્યાનની, કે શાસ્ત્રાભ્યાસની કોઇ સાધના ન કરી. ભલે આ વધારે પડતું સરળ અને અણઘડ લાગતું હોય પરંતુ જે કંઈ બનતું તેનાથી હું મારું ધ્યાન ફેરવી લેતો, અને "હું છું' ભાવમાં સ્થિત રહેતો. આમ કરવા પાછળનું મારું એકમાત્ર કારણ એ હતું કે મને મારા ગુરુએ તેમ કરવા કહ્યું હતું. અને જુઓ કે વાત કારગત નીવડી! આજ્ઞાંકિતતા એ એક એવું રસાયણ છે કે જેમાં સઘળી વાસનાઓ અને ભયો પીગળી જતાં હોય છે.

મનને રત રાખતી સઘળી બાબતો પ્રત્યેથી મો ફેરવી લો; તમારે જે કંઈ કાર્યો પૂરાં કરવાં જ પડે તેમ હોય તે પૂરાં કરો, પરંતુ નવી પળોજણમાં પડવાનું ટાળો; અણધાર્યું જે કંઇ આવી પડે તે માટે મુક્ત રહો, તૈયાર રહો, તે સામે વિરોધ ખડો ન કરો.

આખર જતાં તમે એક એવી આનંદિત અનાસક્ત અવસ્થાને પામો છો જે અંદરથી હળવાશયુક્ત હોય છે, અવર્ણનીય મુક્તિથી ભરીભરી હોય છે, અને તેમ છતાંયે આશ્ચર્યજનક કહેવાય તેવી વાસ્તવિક હોય છે.

**સાધક** - જ્યારે કોઇ સત્યવાંછુ હૃદયપૂર્વક તેના યોગની સાધના કરે છે ત્યારે શું તેનો આંતરિક ગુરુ તેને માર્ગદર્શન આપે છે અને તેને મદદ કરે છે કે પછી તે તેને તેના પોતાના ભરોસે છોડી દે છે અને બસ પરિણામની રાહ જોઇ રહે છે?

# હું તે છું

**મહારાજ** - સઘળું આપમેળે ઘટે છે. નથી તો સત્યવાંછુ કશું કરતો કે નથી તો ગુરુ કશું કરતો. સઘળું તેની બનવાની રીતે બનતું હોય છે; દોષ કે પ્રશંસાનું તો કર્તાભાવના દશ્યમાન થયા બાદ પછીથી આરોપણ કરવામાં આવતું હોય છે.

**સાધક** - કેવું વિચિત્ર કહેવાય! એટલું તો ચોક્કસ કે કૃત્ય પહેલાં કર્તાનું હોવું જરૂરી છે.

**મહારાજ** - વાત તેથી ઉલટી છે; કૃત્ય એ હકીકત છે, કર્તા એ નર્યો ખ્યાલ છે. તમારી ભાષા જ દર્શાવે છે કે કૃત્ય નિશ્ચિત છે , જયારે કર્તા અનિશ્ચિત છે , શંકાસ્પદ છે; જવાબદારીને એક પરથી બીજા પર આરોપવી એ માનવીનો એક આગવો ખેલ છે. કશુંક બનવા માટેનાં આવશ્યક પરિબળોની અનંત યાદીને વિચારમાં લેતાં કોઈ માત્ર એટલું જ કબૂલી શકે કે દરેક બાબત માટે દરેક બાબત જવાબદાર છે, પછી ભલે તે ગમે તેટલી અછડતી (અંતરિયાળ) હોય. ક્તાભાવ એ તો "હું' અને "મારું'ના ભ્રમના કારણે પેદા થયેલી એક કલ્પનાકથા છે, પુરાણકથા છે.

**સાધક** - ભ્રમણા કેટલી બધી શક્તિશાળી છે!

**મહારાજ** - તે બાબતે કોઈ શંકા નથી, કારણ કે તે વાસ્તવિકતા પર આધારિત છે.

**સાધક** - તેમાં વાસ્તવિક શું છે?

**મહારાજ** - જે કંઈ અવાસ્તવિક છે તેને પારખીને અને તેનો નકાર ભણીને, શોધી કાઢો.

**સાધક** - આધ્યાત્મિક સાધનામાં, પ્રયાસમાં આંતરિક આત્માની, ગુરુની ભૂમિકા શી છે તે મને બરાબર સમજાઈ નથી. પ્રયાસ કોણ કરે છે? બહારનો ગુરુ કે અંદરનો?

**મહારાજ** - તમે પ્રયાસ, આંતર, બાહ્ય, આત્મા(ગુરુ) વગેરે જેવા શબ્દો ઉપજાવી કાઢ્યા છે અને તેમને વાસ્તવિકતા પર થોપવા ઈચ્છો છો. સઘળું તો જેમ બનવા નિર્માયું હોય છે તેમ જ બનતું હોય છે, પરંતુ આપણે તે ઘટનાઓને કોઈ ચોક્કસ ઘટનાક્રમમાં જકડવા ઈચ્છીએ. છીએ, જે ઘટનાક્રમનું માળખું આપણી ભાષાને કારણે રચાયું હોય છે. આપણી આ આદત એટલી બધી તો બળવાન છે કે જે કંઈ પણ શબ્દદેહમાં નથી બંધાતું તેને આપણે નકારી કાઢીએ છીએ. શબ્દો એ માત્ર પ્રતીકો છે; એ સ્વીકારવા, સમજવા, જોવાની આપણે ના ભણી દેતા હોઈએ છીએ. વારંવારના અનુભવોને પરિણામે સર્જાયેલી પ્રણાલીઓ અને આદતોને કારણે આ શબ્દ-પ્રતીકો એકબીજા સાથે સંબંધિત થયેલા હોય છે.

**સાધક** - આધ્યાત્મિક ગ્રંથોનું મૂલ્ય શું છે?

**મહારાજ** - અજ્ઞાનને દૂર કરવામાં તે સહાય કરતા હોય છે. શરૂઆતમાં તે ઉપયોગી છે, પરંતુ આખર જતાં તે અડચણરૂપ બની જતા હોય છે. તેમનો ક્યારે ત્યાગ કરવો તે વ્યક્તિએ જાણવું પડે.

**સાધક** - આત્મા અને સત્ત્વ વચ્ચેની કડી કઈ છે, તેમની વચ્ચેનો સંબંધ શો છે?

**મહારાજ** - જેવો સુર્ય અને તેમનાં કિરણો વચ્ચે હોય છે. સંવાદિતા અને સૌંદર્ય, શીવમ્ અને સુંદરમ્, સમજ અને પ્રે**મહારાજ** - આ સઘળી સત્યની, વાસ્તવિકતાની અભિવ્યક્તિઓ છે. તે ક્રિયાશીલ સત્ય છે, દ્રવ્ય પરનો આત્માનો પ્રભાવ છે. તમસ્ ઢાંકવાનુંછાવરવાનું) , રજસ્ વિકૃત કરવાનું, સત્ત્વ સંવાદિતા (સુમેળ) સાધવાનું કાર્ય કરે છે. સત્ુતના પરિપક્વ થતાં સઘળી ઈચ્છા(વાસના)ઓ અને ભયો(ભીતિઓ)નો અંત આવે છે. મનમાં નિર્મળ અસ્તિત્વ પ્રતિબિંબિત થાય છે. દ્રવ્યનો ઉદ્ધાર થાય છે, આત્મા છતો થાય છે. બન્નેને એકરૂપ અનુભવાય છે. તેઓ સદાયે એક જ હતાં, પરંતુ ક્ષતિગ્રસ્ત મન તેમને બે તરીકે જોતું હતું. મનને ક્ષતિરહિત પૂર્ણ કરવું તે માનવનું કાર્ય છે, કારણ કે દ્રવ્ય અને આત્માનો મનમાં મેળાપ થતો હોય છે.

**સાધક** - મને બારણા સમક્ષ ખડા રહેલા માણસ જેવી લાગણી થઈ રહી છે. હું જાણું છું કે બારણું ખૂલ્લું છે પરંતુ તેની રક્ષા વાસના અને ભયનાં કૂતરાંઓ કરી રહ્યા છે. આ સંજોગોમાં હું શું કરું?

**મહારાજ** - ગુરુની આજ્ઞા પાળો અને કૂતરાઓનો સામનો કરો. એ રીતે વર્તો કે તેઓ ત્યાં આગળ છે જ નહીં. ફરી કહું છું, આજ્ઞાંક્તિતા એ જ સોનેરી નિયમ છે. મુક્તિ આજ્ઞાંકિતતા વડે પ્રાપ્ત થતી હોય છે. કેદમાંથી છૂટવા માટે વ્યક્તિએ કોઇ પણ જાતનો પ્રશ્ન ઉઠાવ્યા વિના તેની મુક્તિ માટે પ્રયત્ન કરી રહેલી વ્યક્તિઓની સૂચનાઓનો અમલ કરવો જોઇએ.

**સાધક** - ગુરુના શબ્દોને જ્યારે માત્ર સાંભળવા ખાતર જ સાંભળવામાં આવે છે ત્યારે તેમાં કોઈ જ તાકાત નથી હોતી. તેમને પાળવા માટે તેમાં શ્રદ્ધા હોવી આવશ્યક છે. આવી શ્રદ્ધા શાનાથી પેદા થતી હોય છે?

**મહારાજ** - સમય પાક્યે શ્રદ્ધા પધારતી હોય છે. સઘળું સમય પાક્યે જ ઘટતું હોય છે. વહેંચવા માટે,અનુગ્રહિત કરવા માટે ગુરુ તો હમેશાં તૈયાર હોય છે, પરંતુ અનુગ્રહિત થનારાઓનો ક્યાંય પત્તો નથી હોતો.

**સાધક** - હા, શ્રી રમણ મહર્ષિ કહેતાઃ "ગુરુ તો ઘણા છે, પરંતુ શિષ્યો ક્યાં છે?'

**મહારાજ** - ઠીક છે, સમય આવ્યે સઘળું બનતું હોય છે. સઘળું પાર પડશે, એક પણ જીવનો ઉદ્ધાર થયા વિના નહીં રહે.

**સાધક** - બૌદ્ધિક સમજને સાક્ષાત્કાર સમજી લેવાને કારણે હું સારો એવો ભયભીત છું. એવું બને કે હું સત્યને જાણ્યા વિના સત્યની વાત કરી રહ્યો હોઉં, અને એવું પણ બને કે એક પણ શબ્દ કહ્યા વિના હું તેને જાણી શકું. મારી સમજ એવી છે કે આપણી આ વાતચીત પ્રકાશિત થવાની છે. વાચક પર તેની શી અસર પડશે?

**મહારાજ** - ધ્યાન આપનાર અને વિચારવંત વાચકમાં તે વધુ પરિપક્વ થશે અને ફાલશે, ફૂલશે તથા ફળ આપશે. જો પૂર્ણપણે ચકાસવામાં આવેલા હોય તો સત્ય પર આધારિત શબ્દોને તેમની પોતાની તાકાત હોય છે.

## એ જાણવું કે તમે કશું જાણતા નથી તે જ ખરું જ્ઞાન છે [૭૬]

**મહારાજ** - શરીર છે. શરીરની અંદર કોઇ અવલોકનકર્તા આભાસિત થાય છે, દશ્યમાન થાય છે અને બહાર - અવલોકન હેઠળનું જગત દશ્યમાન થાય છે. અવલોકનકર્તા અને તેનું અવલોકન, તેમજ અવલોકિત જગત, એકસાથે આભાસિત અને અનાભાસિત થાય છે. તે સઘળાની પેલે પાર નર્યો શૂન્યાવકાશ છે. આ શૂન્યાવકાશ સૌ માટે એક છ.

**સાધક** - આપ જે કહી રહ્યા છો તે સીધુંસાદું સરળ દેખાય છે, પરંતુ દરેક જણ તેવું નહીં કહે, આપ અને આપ જ માત્ર તે ત્રણ અને તેની પારના પેલા શૂન્યાવકાશની વાત કરો છો. મને તો માત્ર જગત જ દેખાય છે, જેમાં સઘળાનો સમાવેશ થયેલો છે.

**મહારાજ** - "હું છું'નો પણ?

**સાધક** - "હું છું'નો પણ. જગત છે માટે "હું છું' છે.

**મહારાજ** - અને જગત છે કારણ કે "હું છું' છે.

# હું તે છું

**સાધક** - હા, બન્ને વાત સાચી છે. હું તે બન્નેને જુદા નથી પાડી શકતો, કે તેની પેલે પાર નથી જઈ શકતો, છે તેવું હું નથી કઢી શકતો, સિવાય કે હું તેને અનુભવું, તે જ રીતે હું એમ પણ નથી કહી શકતો કે કશુંક નથી, કારણ કે હું તેને અનુભવતો નથી. એવું આપ શું અનુભવો છો કે જે આપને આવી પાકી ખાતરી સાથે બોલવા પ્રેરે છે?

**મહારાજ** - હું જેવી છે - સમયાતીત, સ્થળાતીત , કારણરહિત - તેવી મારી જાતને જાણું છું. તમે અન્ય બાબતોથી લિપ્ત હોવાને કારણે તમારા જાણવામાં તે નથી આવતી.

**સાધક** - હું તેમનાથી આટલો બધો લિપ્ત શા માટે છું?

**મહારાજ** - કારણ કે તેમાં તમને રસ છે.

**સાધક** - હું તેમાં લિપ્ત થવા શાથી પ્રેરાઉં છું?

**મહારાજ** - દુઃખના ભયને કારણે અને સુખની ઈચ્છાને કારણે. દુઃખનો અંત સુખકારક છે અને સુખનો અંત પીડાકારક છે. તેઓ બસ અનંતપણે એકબીજાનો પીછો કરતાં રહે છે. જયાં સુધી તમે તમારી જાતને તેમની પેલે પાર ન પામો ત્યાં સુધી તે વિષચક્રને તપાસતા રહો.

**સાધક** - પેલે પાર જવામાં મને શું આપની કૃપાની આવશ્યકતા નથી?

**મહારાજ** - તમારી અંદરના સદ્ગુરુની કૃપા સદાને માટે તમારી સાથે જ છે. કૃપા માટેની તમારી આ અરજ જ તેની નિશાની છે. કૃપાની ચિંતા ન કરો, પરંતુ તમને જે કહેવામાં આવે છે તે કરો. કરવું તે તમારી ઉત્કટતા અને નિષ્ઠાનો પુરાવો છે, નહીં કે કૃપાની અપેક્ષા રાખવી તે.

**સાધક** - મારે શાને વિશે ઉત્કટ અને નિષ્ઠાવાન રહેવું?

**મહારાજ** - તમારા ધ્યાનના ક્ષેત્રમાંથી જે કંઈ પસાર થતું હોય તે સઘળાને ખંતપૂર્વક, ચીવટપૂર્વક તપાસો. સાધના આગળ વધતાં આ ક્ષેત્ર વ્યાપક થશે અને તપાસ ગહન બનશે, અને એક સમય એવો આવશે કે તે સહજ અને અસીમ બનશે.

**સાધક** - શું એવું તો નથી ને કે આપ સાક્ષાત્કારને સાધનાનું પરિણામ પુરવાર કરી રહ્યા હોવર સાધના તો ભૌતિક (શારીરિક) અસ્તિત્વના દાયરાની મર્યાદાઓમાં કામગીરી બજાવતી હોય છે. તે વળી અસીમને કંઇ રીતે પેદા કરી શકે, જન્મ આપી શકે?

**મહારાજ** - અલબત્ત, એટલું તો ખરું જ કે સાધના અને જ્ઞાન (ડહાપણ) વચ્ચે કોઈ કાર્યકારણ સંબંધ ન હોઈ શકે. પરંતુ જ્ઞાન આડેની અડચણો સાધનાથી બરાબરની અસર પામતી હોય છે.

**સાધક** - તે અડચણો કઈ છે?

**મહારાજ** - ખોટા કૃત્યો ભણી દોરી જતાં ખોટા ખ્યાલો અને ઈચ્છાઓ, જે મનને અને શરીરને ઘસારો આપતાં હોય છે અને તેમને નબળાં પાડતાં હોય છે. મનમાં સત્યને પ્રવેશતા અટકાવતા ખોટાની શોધ અને તેનો ત્યાગ.

**સાધક** - મનની બે અવસ્થાઓને હું અલગ પારખી શકું છું: "હું છું" અને "આ જગત છે'; તેઓ એકસાથે વિધમાન થાય છે અને અદશ્ય થાય છે. લોકો કહે છેઃ "હું છું, કારણ કે જગત છે'. આપ એવું કહેતા જણાઓ છોઃ "જગત છે, કારણ કે "હું છું'". કયું સાચું છે?

**મહારાજ** - બેમાંથી એક પણ નહીં. સ્થળ અને કાળમાં, બક એકની એક અવસ્થા છે. તેની પેલે પાર સમયાતીત છે.

# હું તે છું

**સાધક** - કાળ અને કાળાતીત વચ્ચે શો સંબંધ છે?

**મહારાજ** - કાળાતીત કાળને જાણે છે, કાળ કાળાતીતને નથી જાણતો. સઘળી ચેતના કાળમાં છે અને તેને કાળાતીત અચેતન આભાસિત થાય છે. અને તેમ છતાંયે, તે જ ચેતનાને શક્ય બનાવે છે. પ્રકાશ અંધકારમાં પ્રકાશે છે. પ્રકાશમાં અંધકાર શક્ય નથી. અથવા તો તમે તેને અન્ય રીતે કહી શકો - પ્રકાશના અનંત મહાસાગરમાં ચેતનાનાં વાદળો દૃશ્યમાન(આભાસિત) થાય છે, અંધકારભર્યા અને મર્યાદિત, જે વિરોધી સંવેદનાઓને કારણે અનુભવગોચર બને છે . કદીયે અભિવ્યક્ત ન કરી શકાય તેવા ખૂબ જ સીધાસાદા સરળને શબ્દોમાં અભિવ્યક્ત કરવાના આ માત્ર પ્રયત્નો જ છે.

**સાધક** - શબ્દોએ સેતુને પાર કરવામાં મદદ કરવી જોઈએ.

**મહારાજ** - શબ્દો મનની અવસ્થાની વાત કરે છે, નહીં કે સત્યની. નદી, તેના બે કાંઠા, તે પર આવેલો સેતુ - આ સઘળું મનમાં છે. માત્ર શબ્દો જ કંઇ તમને મનની પેલે પાર ન લઈ જઈ શકે. સત્ય માટેની અસીમ તલપ હોવી જોઈએ, અથવા તો ગુરુમાં પૂર્ણ શ્રદ્ધા હોવી જોઈએ. મારું માનો, કોઈ લક્ષ્ય નથી, કે નથી તો તેને પામવાનો કોઈ ઉપાય. તમે જ ઉપાય છો, તમે જ લક્ષ્ય છો, તમારા આત્મા સિવાય તમારે અન્ય ક્યાંય નથી પહોંચવાનું. તમારે માત્ર સમજવાનું જ છે અને તે સમજ તે જ મનનું પ્રફુલ્લન છે. વૃક્ષ શાશ્વત છે, પરંતુ ફુલ અને ફળ આપવાની ક્રિયા તો તેની ત્છતુ આવ્યે જ બને છે. ત્છતુઓ બદલાય છે, પરંતુ વૃક્ષ નથી બદલાતું. તમે વૃક્ષ છો. ભૂતકાળમાં તમે અસંખ્ય શાખાઓને અને પર્ણોને વિકસાવ્યાં છે અને એવું બને કે તમે તેને ભવિષ્યમાં પણ વિકસાવો - તેમ છતાંયે તમે રહો છો. તમે જે હતા તે કે તમે જે હશો તે નહીં પરંતુ તમે જે છો તે તમારે જાણવું જ પડે. તમારી ઈચ્છાઓ જ જગતને સર્જે છે. જગતને તમારા પોતાના સર્જન તરીકે જાણો અને મુક્ત થાઓ.

**સાધક** - આપ કહો છો જગત પ્રેમનું બાળક છે. જગત જે ભયાનકતાઓ, યુધ્ધો, યાતના છાવણીઓ, અમાનવીય શોષણથી ભર્યું ભયું છે તે જ્યારે હું જોઉં છું ત્યારે હું એમ કેમ કહી શકું કે તે મારું પોતાનું સર્જન છે? ભલે હું ગમે તેટલી ઉણપોથી ભર્યો ભર્યો હોઉં પરંતુ મેં આવી ક્રૂર દુનિયાને તો ન જ સર્જી હોય.

**મહારાજ** - શોધી કાઢો કે આ ક્રૂર જગત કોને અનુભવાય છે અને તમને સમજાશે કે તે આટલું બધું ક્રૂર કેમ અનુભવાય છે. તમારા પ્રશ્નો પૂરેપૂરા વાજબી છે, પરંતુ જ્યાં સુધી તમે એ ન જાણો કે તે જગત કોનું છે ત્યાં સુધી તેના જવાબ ન આપી શકાય. કોઈ બાબતનો અર્થ જાણવા માટે તમારે તેના સર્જકને જ પૂછવું પડે. હું તમને કહી રહ્યો છું: તમે જે જગતમાં જીવો છો તેના સર્જક તમે જ છો - તમે જ તેને બદલી શકો, કે તેને વિસર્જીત કરી શકો.

**સાધક** - એવું આપ શાથી કહી શકો કે મે જગતને સર્જ્યું છે? હું તો તેને ભાગ્યે જ કંઇ જાણું છું.

**મહારાજ** - જ્યારે તમે તમારી જાતને જાણો ત્યારે પછી જગતમાં એવું કંઇ જ નથી કે જેને તમે ન જાણી શકો. તમારી જાતને શરીર હોવાનું વિચારીને તમે જગતને ચીજવસ્તુઓના એક મેળાવડા રૂપે જાણો છો. જ્યારે તમે તમારી જાતને ચેતના કેન્દ્ર તરીકે જાણો છો ત્યારે જગત મનના મહાસાગર રૂપે દશ્યમાન થાય છે. તમે વાસ્તવમાં જેવા છો તેવી તમારી જાતને જાણો છો ત્યારે જગતને તમે તમારી જાત તરીકે જાણો છો.

**સાધક** - આ સઘળું લાગે છે તો ખૂબ જ રૂપકડું, પરંતુ મારા પ્રશ્નનો જવાબ મળતો નથી. જગતમાં આટલી બધી યાતના શા માટે છે?

**મહારાજ** - જો તમે એક અવલોકનકર્તા તરીકે અલિપ્ત ખડા રહેશો તો તમારે યાતના સહેવાનું નહીં બને. તમને જગત એક ખેલ રૂપે દેખાશે, ખરેખર એક અત્યંત જ મજાના ખેલ રૂપે.

# હું તે છું

**સાધક** - અરે, ના! હું આ લીલ, સિદ્ધાંતને નહીં સ્વીકારું. યાતના ખૂબ જ અસહ્ય અને સર્વવ્યાપક છે. ભીષણ યાતનામાંથી પલાયન ગણવાનો તે એક કેવો ચાલાક ઉપાય છે! તમે મારી સમક્ષ એક કેવા ક્રૂર ઈશ્વરને ધરી રહ્યા છો!

**મહારાજ** - યાતનાનું કારણ અનુભવકર્તાનું અનુભવવામાં આવતી વસ્તુ સાથેનું તાદાત્મ્ય છે. તેમાંથી ઈચ્છા જન્મે છે અને ઈચ્છા સાથે પરિણામોની પરવા ન કરતું આંધળું કૃત્ય નીપજે છે. આસપાસ નજર કરો અને તમે જોશો કે - યાતના એ માનવસર્જિત બાબત છે.

**સાધક** - જો માણસને માત્ર પોતાની યાતના જ સર્જવાની હોત તો હું આપની સાથે સંમત થયો હોત. પરંતુ પોતાની મૂર્ખાઈમાં તે અન્યને માટે પણ યાતના સર્જે છે. સ્વપ્ન જોનારને તેનું પોતાનું દુઃસ્વપ્ન હોય છે અને તેના સિવાય અન્ય કોઈ યાતના નથી ભોગવતું. પરંતુ આ એક કેવું સ્વપ્ન છે કે જે અન્ય લોકોના જીવનમાં પણ નરક સર્જે છે?

**મહારાજ** - વર્ણનોનો કોઈ પાર નથી અને તેઓ વિરોધાભાસી છે. વાસ્તવિકતા, સત્ય સીધુંસાદું છે - સઘળું એક છે, સંવાદિતા શાશ્વત નિયમ છે, કોઈ યાતના માટે ફરજ પાડતું નથી. એ તો તમે જ્યારે વર્ણન કરવાનો અને સમજાવવાનો પ્રયત્ન કરો છો ત્યારે જ શબ્દો તમને સાથ નથી આપતા, સાથ આપવામાં નિષ્ફળ જાય છે.

**સાધક** - એક વખત ગાંધીજીએ મને એ કહ્યાનું યાદ છે કે આત્મા અહિંસાના નિયમ વડે બાધિત નથી. આત્માને પોતાની અભિવ્યક્તિઓ પર તેને ઠીક કરવા યાતના લાદવાની સ્વતંત્રતા છે.

**મહારાજ** - એવું બને કે દ્વૈતની કક્ષાએ તેવું હોય, પરંતુ વાસ્તવમાં તો નર્યો સ્રોત જ છે, અંધકારભર્યો, દરેક ચીજને પ્રકાશમાન કરતો. અસંવેદ્ય એવો તે સંવેદનાને પ્રેરે છે. અગોચર એવો તે લાગણીને પ્રેરે છે. અચિંત્ય એવો તે વિચારને પ્રેરે છે. અસ્તિત્વરહિત એવો તે અસ્તિત્વને પ્રેરે છે. ગતિની તે અચલ પશ્ચાદ્ભૂ છે. એક વાર તમે ત્યાં પહોચ્યા કે, તેને પામ્યા કે તમે સઘળે પોતીકું અનુભવો છો.

**સાધક** - જો હું તે હોઉં તોપછી મને જન્મ લેવા કઈ બાબત પ્રેરે છે?

**મહારાજ** - અતૃપ્ત વાસનાઓની સ્મૃતિ ઊર્જાને ઘેરે છે, જે પોતાને વ્યક્તિ તરીકે પ્રગટ કરે છે. જ્યારે તેની ઊર્જા ખતમ ખાય છે ત્યારે વ્યક્તિ મૃત્યુ પામે છે. અતૃપ્ત વાસનાઓ પછીના જન્મમાં સંક્રમિત થાય છે. શરીર સાથેનું આત્મ-તાદાત્મ્ય સદાયે નવીન વાસનાઓને સર્જતું રહે છે અને તેમનો કોઈ અંત નથી, સિવાય કે બંધનની આ કરામતને સ્પષ્ટપણે સમજવામાં આવે. એ આ સ્પષ્ટ સમજ છે કે જે મુક્તિ બક્ષે છે, કારણ કે તમે વાસનાનો ત્યાગ નથી કરી શક્તા, સિવાય કે તે પાછળના કારણો અને પરિણામોને સ્પષ્ટપણે સમજવામાં આવે. હું એમ નથી કહેતો કે તેની તે વ્યક્તિ ફરી જન્મે છે. તે મૃત્યુ પામે છે અને કાયમને માટે મૃત્યુ પામે છે. પરંતુ તેની સ્મૃતિ પાછળ રહે છે અને તેની ઈચ્છાઓ અને ભયો પણ. તેઓ નવી વ્યક્તિ માટેની ઊર્જા પૂરી પાડે છે. વાસ્તવિક તેમાં કોઈ ભાગ નથી લેતું, પરંતુ તેને પ્રકાશ પૂરો પાડીને તેને શક્ય બનાવે છે.

**સાધક** - મારી સમસ્યા આ છે. હું જોઈ શકું છું કે દરેક અનુભવને તેની પોતાની વાસ્તવિકતા હોય છે. તે હોય છે - અનુભવાય છે. જે ઘડીએ હું તે સામે પ્રશ્ન ખડો કરું છું અને પૂછું છું કે તે કોને ઘટે છે, અનુભવકર્તા કોણ છે વગેરે વગેરે, પેલો અનુભવ સમાપ્ત થાય છે અને હું માત્ર તેની સ્મૃતિને જ તપાસી શકું છું. હું પેલી જીવંત ક્ષણને - અબઘડીને - નથી તપાસી શકતો. મારી જાગ્રતિ ભૂતકાળની હોય છે, વર્તમાનની નહીં. જ્યારે હું જાગ્રત (સભાન) હોઉં છું ત્યારે વાસ્તવમાં હું અબહડીમાં નથી જીવતો હોતો, માત્ર ભૂતકાળમાં જ જીવતો હોઉં છું. શું અબઘડીની ખરેખર કોઈ જાગ્રતિ(સભાનતા) હોઈ શકે ખરી?

**મહારાજ -** તમે જેનું વર્ણન કરી રહ્યા છો તે જાગ્રતિ છે જ નહીં, પરંતુ તે પેલા અનુભવ વિશેની માત્ર વિચારણા જ હોય છે. સાચી જાગ્રતિ(સંવિદ) વિશુધ્દ્ સાક્ષીત્વની એક અવસ્થા છે, જેમાં સાક્ષ્ય ઘટના વિશે કશું જ કરવાનો કોઇ જ પ્રયાસ નથી હોતો. એવું બને કે તમારા વિચારો અને લાગણીઓ, શબ્દો અને કૃત્યો પણ તે ઘટનાનો એક અંશ હોય; સ્પષ્ટતા અને સમજના પૂર્ણ પ્રકાશમાં તમે કશીયે નિસ્બત વિના તેને નિહાળો છો. શું ઘટી રહ્યું છે તે તમે બરાબર સમજો છો, કારણ કે તે તમને પ્રભાવિત નથી કરતું, તમને અસર નથી કરતું. કદાચ એવું લાગે કે તે એક ઠંડીગાર અલિપ્રતાનું વલણ છે, પરંતુ વાસ્તવમાં તેવું નથી. એકવાર તેમાં તમારો પ્રવેશ થયો કે તમારા જાણવામાં આવશે કે તમે જે કંઇ જુઓ છો તેને ચાહો છો, પછી ભલે તેની પ્રકૃતિ ગમે તે પ્રકારની હોય. આ નિર્વિકલ્પ પ્રેમ જાગ્રતિ(સમાધિ)નો કસોટીનો પથ્થર (કસોટીનું ધોરણ, ટચસ્ટોન) છે. જો તેની ત્યાં હાજરી ન હોય તો તમે માત્ર તેમાં રસ લઇ રહ્યા છો તેટલું જ છે - કોઇક વ્યક્તિગત કારણોસર.

**સાધક** - જ્યાં સુધી સુખ અને દુઃખ છે ત્યાં સુધી વ્યક્તિનો તેમાં રસ લીધા સિવાય છૂટકો નથી.

**મહારાજ -** અને જ્યાં સુધી વ્યક્તિ સભાન છે ત્યાં સુધી સુખ અને દુઃખ હોવાનાં જ. ચેતનાના સ્તરે તમે સુખ અને દુઃખ સામે લડી ન શકો. તેની પેલે પાર જવા તમારે ચેતનાની પેલે પાર જવું જ પડે, જે ત્યારે જ શક્ય છે જ્યારે ચેતના ભણી તમે એ રીતે જુઓ કે જે તમારામાં નથી પરંતુ તમારા પર ઘટી રહી છે, બહારથી કશુંક લાદેલું હોય તે રીતે. અને તો પછી તમે એકાએક ચેતનામુક્ત હોવ છો, ખરેખર એકલા, વચ્ચે કશું જ આવતું નથી. અને તે તમારી સાચી અવસ્થા છે. ચેતના એ એક એવું ખજવાળ પ્રેસ્તું ચાંઠું છે જે તમને ખજવાળવા પ્રેરે છે. અલબત્ત, એટલું ખરું કે તમે તેની બહાર આવી ન શકો કારણ કે બહાર નીકળવાનો ખ્યાલ ખુદ જ ચેતનાનો એક હિસ્સો છે. પરંતુ જો તમે તમારી ચેતના ભણી તે એક જાતનો વ્યક્તિગત અને અંગત તાવ છે અને તેમાં ઇંડામાંના કોઇ બચ્ચા માફક તમે એક કોચલામાં પૂરાઇ ગયા છો તે રીતે જોતાં શીખી જાઓ તો પછી આ વલણની નિષ્પત્તિ રૂપે એક એવી કટોકટી પેદા થશે કે જે તે કોચલાને તોડશે.

**સાધક** - બુધ્દ્ધે કહ્યું હતું કે જીવન યાતના છે.

**મહારાજ -** તેમને કહેવાનો અર્થ એવો જ હોવો જોઇએ કે સઘળી ચેતના દુઃખદાયક હોય છે, જે દેખીતું છે.

**સાધક** - અને શું મૃત્યુ તેમાંથી છૂટકારો બક્ષે છે?

**મહારાજ -**જે વ્યક્તિ એવું માને છે કે પોતે જન્મેલ છે તે મૃત્યુથી ખૂબ જ ગભરાય છે. તો બીજે પક્ષે, જે પોતાની જાતને ખરેખર જાણે છે તેના માટે મૃત્યુ એ એક સુખદ ઘટના છે.

**સાધક** - હિન્દુ પરંપરા કહે છે કે પ્રારબ્ધ દુઃખ લાવે છે અને પ્રારબ્ધ (પૂર્વકર્મો પ્રમાણે) સારું- નરસું હોય છે. આસપાસ કુદરતી અને માનવસર્જિત દુર્ઘટનાઓ – જળહોનારતો અતે ભૂકંપો, યુધ્દ્ધો અને ક્રાંતિઓ - પર એક નજર કરો. શું આપણે એવું વિચારવાની હિંમત કરી શકીએ ખરા કે દરેક જણ પોતાના પાપને કારણે યાતના ભોગવે છે, જેનો તેને કોઇ ખ્યાલ પણ ન હોઇ શકે? જે અબજો લોકો યાતના ભોગવી રહ્યા છે તે સઘળા લોકો એવા પાપીઓ (અપરાધીઓ) છે કે જેઓને તેમના પાપની જ શિક્ષા થઇ રહી હોય?

**મહારાજ -** શું એવું છે કે કોઇ વ્યક્તિ તેનાં પોતાનાં જ પાપને કારણે જ માત્ર દુઃખી થઇ રહી હોયરર શું આપણે ખરેખર એકબીજાથી અલગ છીએ? જીવનના આ અફાટ મહાસાગરમાં આપણે અન્યોના પાપને કારણે પણ યાતના ભોગવતા હોઇએ છીએ, અને આપણા પાપને કારણે અન્યોને પણ યાતના ભોગવવાનું બનતું હોય છે. અલબત્ત, સમતુલાનો નિયમ સર્વોપરી છે અને અંતે જતાં ખાતાંઓ સરભર થતાં હોય છે. પરંતુ જ્યાં સુધી જીવન છે ત્યાં સુધી તો આપણે સૌ એકબીજાને ગહનપણે અસર પહોંચાડતા જ હોઇએ છીએ, પ્રભાવિત કરતા જ હોઇએ છીએ.

# હું તે છું

**સાધક** - હા, કવિ કહે જ છે ને કે - કોઈ માણસ ટાપુ નથી.

**મહારાજ** - દરેક અનુભવની પાછળ આત્મા અને તેનો અનુભવમાંનો રસ રહેલો છે. પછી તેને ઈચ્છા કહો કે પ્રેમ કહો - શબ્દોથી કોઈ મતલબ નથી.

**સાધક** -શું હુંયાતના ઈચ્છી શકું ખરો શું હું ઈરાદાપૂર્વક દુઃખ માગી શકું ખરો? શું હું પેલા માણસ જેવો તો નથી ને કે જેણે રાતભર સરસ મજાની ઉંઘ લેવાની આશા સાથે મુલાયમ પથારી બનાવી હોય અને પછી તેને દુઃસ્વપ્ન આવે અને તે સ્વપ્નમાં આમતેમ પડખાં ફેરવતો રહે અને ચીસો પાડતો રહે? એટલું તો ચોક્કસ કે તે પેલો પ્રેમ તો નથી જ કે જે દુઃસ્વપ્નોનું કારણ હોય.

**મહારાજ** - સઘળી યાતનાનું કારણ સ્વાર્થી અલગતા છે, અલિપ્તતા છે, લાલસા છે. જ્યારે યાતનાના કારણને જોવામાં આવે છે અને તેને હટાવવામાં આવે છે ત્યારે યાતનાનો અંત આવે છે.

**સાધક** - એવું બને કે હું દુઃખનાં મારાં કારણોને દૂર કરું, પરંતુ અન્ય લોકો પાછળ દુઃખ ભોગવતા રહેશે.

**મહારાજ** - દુઃખને સમજવા માટે તમારે સુખ અને દુઃખની પેલે પાર જવું જ પડે. તમારી પોતાની ઈચ્છાઓ અને ભીતિઓ તમને સમજથી દૂર રાખે છે અને તેમ કરીને અન્યોને (દુઃખી થવામાં) મદદ કરે છે. વાસ્તવમાં અન્યો છે જ નહીં, અને તમારી જાતને મદદ કરીને તમે અન્ય દરેક જણને જ મદદ કરો છો. માનવજાતની યાતનાઓ માટે તમે જો ગંભીર હોવ તો મદદ કરવાનું જે સાધન તમારી પોતાની પાસે છે તેને જ તમારે ક્ષતિરહિત પૂર્ણ કરવું પડે - અને તે છે તમારી પોતાની જાત.

**સાધક** - આપ એ કહ્યો જ રાખો છો કે હું જ આ જગતનો સર્જક, સંરક્ષક અને નાશકર્તા છું, સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વશક્તિમાન છું. આપ જે કહો છો તે પર જ્યારે હું ઊંડો વિચાર કરું છું ત્યારે હું મારી જાતને પ્રશ્ન પૂછું છુંઃ "એવું કેમ હશે કે મારા જગતમાં આટલું બધું અનિષ્ટ છે?

**મહારાજ** - કોઈ અનિષ્ટ નથી, કોઈ યાતના નથી; જીવવાનો આનંદ સર્વોચ્ચ છે. જુઓ, સઘળું જીવનને કેટલું બધું વળગી રહ્યું છે, અસ્તિત્વ કેટલું બધું વહાલું છે.

**સાધક** - મારા મનમાં છબીઓ અનંત શુંખલા રૂપે એક પછી એક પસાર થઈ રહી છે. મારું કશુંયે કાયમી નથી.

**મહારાજ** - જરા તમારી જાતને બરાબર નીરખો. પેલો પડદો ત્યાં આગળ છે - તે પરિવર્તન નથી પામતો. પ્રકાશ એકધારો પ્રકાશી રહ્યો છે. વચ્ચે આવેલી ફિલ્મ જ માત્ર ચાલતી રહે છે અને ચિત્રોને પ્રગટાવતી રહે છે. તમે તે ફિલ્મને નનિયતિ(પ્રારબ્ધ) કહી શકો.

**સાધક** - કઈ બાબત નિયતિને સર્જે છે?

**મહારાજ** - અનિવાર્યતાનું કારણ અજ્ઞાન છે.

**સાધક** - શાનું અજ્ઞાન?

**મહારાજ** - મૂળભૂતપણે તો તમારી જાતનું અજ્ઞાન. વળી, ચીજોની ખરી પ્રકૃતિનું, તેનાં કારણો અને પરિણામોનું અજ્ઞાન. તમે સમજ વિના આસપાસ જુઓ છો અને આભાસોને વાસ્તવિકતા સમજી લો છો. તમે માનો છો કે તમે જગત અને તમારી જાતને જાણો છો - પરંતુ તે તો માત્ર તમારું અજ્ઞાન છે કે જે તમને એવું કહેવા પ્રેરે છે કે - હું જાણું છું. તમે જાણતા નથી તેની કૂબલાત સાથે શરૂઆત કરો અને ત્યાંથી શરૂઆત કરો. એવું કશું જ નથી જે તમારા અજ્ઞાનનો અંત લાવવાથી જગતને વધારે મદદ કરી શકે. તો પછી, જગતને મદદ કરવા તમારે કશુંયે ખાસ કરવાની આવશ્યક્તા નથી. તમારું હોવું જ એક મદદ છે, તમે ક્રિયા કરો કે ન કરો.

**સાધક** - અજ્ઞાનને કઈ રીતે જાણી શકાય? અજ્ઞાનને જાણવાની ક્રિયા અગાઉથી જ્ઞાનને ધારી લે છે.

**મહારાજ** - તદ્ન સાચું. "હું અજ્ઞાની છું' તે કબૂલાત જ જ્ઞાનનું પ્રભાત છે. અજ્ઞાની માણસ પોતાના અજ્ઞાનનો અજ્ઞાની છે. તમે એવું કહી શકો કે અજ્ઞાન અસ્તિત્વ નથી ધરાવતું, કારણ કે જે ઘડીએ તેને જોવામાં આવે છે તે જ ઘડીએ તે મટી જાય છે. માટે તમે તેને અચેતના કે અંધત્વ કહી શકો. તમારી આસપાસ અને તમારી અંદર તમે જે કંઇ જુઓ છો તે એ છે કે જે તમે જાણતા નથી, સમજતા નથી, એ પણ જાણ્યા વિના કે તમે જાણતા નથી અને તમે સમજતા નથી.

**સાધક** - હા, ઈસુ ખ્રિસ્તએ કહ્યું હતું : "જેમનો આત્મા રાંક છે તે અનુગ્રહિત છે ..."

**મહારાજ** - તમને ફાવે તે રીતે સમજો; હકીકત એ છે કે જ્ઞાન માત્ર અજ્ઞાનનું જ હોય છે. તમે જાણો છો કે તમે જાણતા નથી.

**સાધક** - શું અજ્ઞાનનો ક્યારેય અંત આવશે ખરો?

**મહારાજ** - ન જાણવામાં ખોટું શું છે? તમારે કંઈ સઘળું જાણવું આવશ્યક નથી. તમારે જે જાણવું આવશ્યક છે તે જાણવું પુરતું છે. બાકીનું તમારા એ જાણ્યા વિના કે તે કઈ રીતે બને છે પોતાની જાતે પોતાની સંભાળ લઈ શકે છે. મહત્ત્વનું એ છે કે તમારી અચેતના તમારી ચેતનાની વિરુદ્ધ કામ ન કરે અને સઘળાં સ્તરે સુગ્રથિતતા હોય. જાણવું તે એટલું બધું મહત્ત્વનું નથી.

**સાધક** - આપ જે કહી રહ્યા છો તે મનોવૈજ્ઞાનિક રીતે સાચું છે. પરંતુ જ્યારે બીજાને જાણવાની, જગતને જાણવાની વાત આવે છે ત્યારે હું જાણતો નથી તે જાણવાનું ખાસ મદદ નથી કરતું.

**મહારાજ** - એકવાર તમે અંદરથી સુગ્રથિત બનો છો કે બાહ્ય જ્ઞાન તમને સહજપણે સફરે છે. તમારા જીવનની દરેક ક્ષણે તમે એ જાણો છો કે તમારે શું જાણવું આવશ્યક છે. વૈશ્વિક મનના મહાસાગરમાં સઘળું જ્ઞાન સમાવિષ્ટ છે; તમે માગણી કરી નથી કે તે હાજર થયું નથી. એવું બને કે તેમાંના મોટાભાગના જ્ઞાનની તમારે કદીયે જરૂર ન પડે - પરંતુ સઘળો સમય તે તમારું જ છે. જેવું જ્ઞાનનું છે તેવું જ શક્તિ(તાકાત, સત્તા)નું છે. જે કંઈ કરવું તમને આવશ્યક લાગે છે તે અચૂકપણે ઘટે છે. એ બાબતે કોઈ શંકા નથી કે વિશ્વનું સંચાલન કરવાની આ બાબત ઈશ્વરના હાથમાં છે; પરંતુ તેમાં કંઈક મદદ (તમાસ દ્વારા) તેને મળી રહે તો તેથી તે ખુશ છે. જ્યારે મદદકર્તા નિસ્વાર્થી અને બુદ્ધિશાળી હોય છે ત્યારે વિશ્વની સઘળી તાકાતો તેના કહ્યામાં હોય છે.

**સાધક** - કુદરતની અંધ તાકાતો પણ?

**મહારાજ** - અંધ તાકાતો જેવું કંઈ જ નથી. ચેતના તાકાત છે. જે કરવું આવશ્યક છે તેનાથી જાગ્રત રહો અને તે કરવામાં આવશે. માત્ર સજાગ રહો - અને શાંત. એકવાર તમે તમારી નિયતિએ પહોંચો છો અને તમારી ખરી પ્રકૃતિને જાણો છો કે તમારું અસ્તિત્વ સૌ માટે આશીવરદિરૂપ બની જાય છે. એવું બને કે તમે ન જાણતા હોવ, અને જગત પણ કદાચ ન જાણે, તેમ છતાંયે તે આશીવર્દિ સૌ પર વરસતા હોય. જગતમાં એવા પણ લોકો છે જેઓ સઘળા રાજદ્વારીઓ અને માનવકલ્યાણવાદોઓ મળીને પણ ન કરતા હોય તેથી વધારે ભલું કરતા હોય છે. કોઈ પણ જાતના ઈરાદા કે જ્ઞાન વિના તેઓ પ્રકાશ અને શાંતિ પ્રસરાવતા હોય છે. જયારે અન્ય લોકો તેમને તેમણે કરેલા ચમત્કારો વિશે કહેતા હોય છે ત્યારે તેઓ પણ આશ્ચર્યમાં ડૂબી જતા હોય છે. અને તેમ છતાંયે પોતે જાણે કશું જ કર્યું નથી તેમ ગર્વ કરતા નથી કે નથી તો તેઓ નામના પાછળ પાગલ થતા. તેઓ પોતાને માટે કશું જ ઈચ્છી શકતા નથી, અન્યને મદદ કર્યાનો આનંદ પણ નહીં, તેઓ સઘળો યશ ભલા ભગવાનને આપે છે અને શાંતિ અનુભવે છે.

## "હું' અને "મારું' એ ખોટા ખ્યાલો છે [૭૭]

**સાધક** - હું મારા પરિવાર અને મારી સંપત્તિ પ્રત્યે ખૂબ જ આસક્ત છું. આ આસક્તિ પર હું કઈ રીતે વિજય મળવી શકું, તેનાથી હું કઈ રીતે મુક્ત થઈ શકું?

**મહારાજ** - "હું' અને "મારા'ના ભાવ સાથે આ આસક્તિનો જન્મ થયો છે. આ શબ્દોના ખરા અર્થને પામો અને તમે સઘળાં બંધનોથી મુક્ત થશો. તમે એક એવું મન ધરાવો છો જે કાળમાં વિસ્તરેલું છે. એક પછી એક સઘળું તમારી સાથે ઘટે છે અને તેની સ્મૃતિ જળવાઈ રહે છે. તેમાં કશુંયે ખોટું નથી. સમસ્યા ત્યારે સર્જાય છે જયારે ભૂતકાળનાં સુખ અને દુઃખની સ્મૃતિ - જે સઘળા જીવો માટે આવશ્યક છે - એક પ્રતિક્રિયાપ્રેરક તરીકે જળવાઈ રહે છે અને વર્તણુંકને પ્રભાવિત કરે છે. આ પ્રતિક્રિયાપ્રેરક "હું'નું રૂપ ધારણ કરે છે અને પોતાના હેતુઓ માટે હમેશાં સુખની શોધમાં અને દુઃખ નિવારવાની વેતરણમાં જ વ્યસ્ત રહેતાં શરીર અને મનનો ઉપયોગ કરે છે. જયારે તમે જેવા છે તેવા, ઈચ્છાઓ અને ભયોના સમૂહ એવા દુઃખને દૂર રાખવાના અને સુખને સલામત બનાવવા માટે આવશ્યક એવી સઘળી ચીજોને અને લોકોને સમાવતાં "હું'ને અને "મારા'ના ભાવને ઓળખી કાઢો છો ત્યારે તમે જોશો કે "હું' અને "મારું' એ ખોટા ખ્યાલો છે, જેનો વાસ્તવિકતામાં કોઇ પાયો હોતો નથી. મન વડે સર્જાયેલા તેઓને જ્યાં સુધી સાચા માનવામાં આવે છે ત્યાં સુધી જ તેઓ તેના સર્જક પર શાસન ચલાવે છે; તેની સામે પ્રશ્ન ઉઠાવતાં જ તેઓ અદશ્ય થઈ જાય છે.

આ '"હું' અને "મારું'ને પોતાનું તો કોઈ અસ્તિત્વ જ ન હોવાથી તેમને કોઈ આધારની આવશ્યકતા હોય છે, જે તેમને શરીર વડે મળી રહે છે. શરીર તેમનું આધારબિંદુ બની રહે છે. જયારે તમે "મારો' પતિ અને "મારાં' બાળકોની વાત કરો છો ત્યારે તમારો કહેવાનો અર્થ શરીરનો પતિ અને શરીરનાં બાળકો એવો હોય છે. શરીર હોવાનો ખ્યાલ છોડી દો અને એ પ્રશ્નનો સામનો કરો કે - હું કોણ છું? તેમ થતાં જ એક એવી પ્રક્રિયા ગતિમાં આવશે જે વાસ્તવિકતાને છતી કરશે, અથવા તો, કહેવા દો કે મનને વાસ્તવિકતાનો સામનો કરાવશે. વાત માત્ર એટલી રહે છે કે તમારે ગભરાવાનું નથી.

**સાધક** - મારે વળી શાનાથી ગભરાવાનું હોય, શાનાથી ગભરાવું પડે?

**મહારાજ** - વાસ્તવિકતાના સાક્ષાત્કાર માટે "હું' અને "મારું'ના ખ્યાલોએ વિદાય લેવી પડે. જો તમે તેમને વિદાય થવા દેશો તો તેઓ વિદાય થશે. તે પછી તમારી સ્વાભાવિક અવસ્થા ફરી પ્રગટ થશે, જેમાં તમે નહીં તો શરીર હોવ કે નહીં તો મન હોવ, નહીં તો તમે "હું' હોવ કે નહીં તો "મારું' હશે, પરંતુ તમે હોવાની કોઈ સાવ અલગ જ અવસ્થામાં હશો. તે હોવાની સ્વરૂપની) વિશુદ્ધ જાગ્રતિ છે, આ કે તે હોયા વિનાની, કશા ખાસ(વિશિષ્ટ) સાથેના કે કોઈ એકંદર સાથેના આત્મતાદાત્મ્ય વિનાની. ચેતનાના તે વિશુદ્ધ પ્રકાશમાં કશુંયે વિદ્યમાન નથી હોતું, તમારો કશુયે નહીંનો ખ્યાલ પણ નહીં. ત્યાં હોય છે માત્ર પ્રકાશ.

**સાધક** - શું મારે હું જેમને ચાહું તેમને પણ છોડી દેવા પડે?

**મહારાજ** - તમારે માત્ર તેમના પરની તમારી પકડનો ત્યાગ કરવો પડે. બાકીનું તેમના પર છોડવું પડે. એવું બને કે તેઓ તમારામાંનો રસ ગુમાવી બેસે, કે ન પણ ગુમાવે.

**સાધક** - તેઓ મારામાં રસ શા માટે ગુમાવી દે? શું તેઓ મારા પોતાના નથી?

**મહારાજ** - તેઓ તમારા શરીરના છે, નહીં કે તમારા પોતાના. અથવા તો, એમ કહેવું વધારે ઠીક રહેશે કે એવું કોઈ જ નથી કે જે તમારું ન હોય.

# હું તે છું

**સાધક** - અને મારી ચીજવસ્તઓનું, સંપત્તિનું શું?

**મહારાજ** - જયારે હવે "મારું' જ રહ્યું નથી ત્યાં તમારી સંપત્તિ જેવું રહે છે જ ક્યાં?

**સાધક** - કૃપા કરી મને એ કહો કે - આ "હું' ગુમાવતાં શું મારે બધું જ ગુમાવવું પડે?

**મહારાજ** - એવું બને પણ ખરું અને ન પણ બને. તમારે માટે તે કોઈ મતલબનું નહીં રહ્યું હોય. તમારું નુકસાન એ અન્ય કોઈનો ફાયદો હશે. તમને તે સામે કોઈ વાંધો નહીં હોય.

**સાધક** - જો મને વાંધો નહીં હોય તો હું સઘળું ગુમાવીશ!

**મહારાજ** - જ્યારે એક વાર તમે કશાના માલિક જ નથી રહ્યા તો પછી તમારે કોઈ સમસ્યાઓ જ નહીં છાય.

**સાધક** - મારા અસ્તિત્વની સમસ્યા રહે જ છે ને!

**મહારાજ** - તે શરીરની સમસ્યા છે અને તે ખાવાપીવા અને ઉંઘથી હલ થઇ જશે. સૌના અસ્તિત્વ માટે પૂરતું ખાવાપીવાનું છે, જો સૌ વહેંચીને ખાએપીએ તો.

**સાધક** - આપણો સમાજ પરિગ્રહ પર (ઝૂંટવી ખાવા પર) રચાયેલો છે, નહીં કે વહેંચીને ભોગવવા (ખાવા, પીવા, રહેવા) પર.

**મહારાજ** - વહેંચી ખાવા વડે તમે તેને બદલી શકશો.

**સાધક** - મને વહેંચી ખાવું નથી ગમતું. તે જે હોય તે, (કરવેરા લાદીને પણ) મને મારી સંપત્તિ વિહોણો તો કરાઈ જ રહ્યો છે ને!

**મહારાજ** - તે કંઈ સ્વૈચ્છીકપણે વહેંચી ખાવા બરાબર નથી. ફરજીયાતપણાથી કંઈ સમાજમાં પરિવર્તન ન આવે. તે માટે તો હૃદયપરિવર્તનની આવશ્યક્તા રહે છે. સમજો કે કશું જ તમારું પોતાનું નથી, સઘળું સૌનું છે. ત્યારે જ માત્ર સમાજ બદલાશે.

**સાધક** - એક માણસની સમજ કંઇ આ જગતને સુધારી ન શકે.

**મહારાજ** - જે જગતમાં તમે જીવો છો તેને તે ગહન અસર કરશે. તે એક તંદુરસ્ત અને સુખી જગત હશે, જે પ્રકાશને ઉત્સર્જીત કરશે અને બીજા સુધી પહોંચાડશે, વધારશે અને વિસ્તારશે. સાચા હૃદયની તાકાત વિરાટ હોય છે.

**સાધક** - કૃપા કરી અમને વધુ ઉપદેશો.

**મહારાજ** - ઉપદેશવું એ કંઈ મારો શોખ નથી. ક્યારેક હું બોલું છું તો ક્યારેક નથી બોલતો. મારું બોલવું કે ન બોલવું જે તે પરિસ્થિતિ પર આધાર રાખે છે, નહીં કે મારા પર. એવી પરિસ્થિતિ ખડી થાય કે જેમાં મારે બોલવું જ પડે ત્યારે હું મારી જાતને બોલતી સાંભળું છું. તો વળી કોઈ અન્ય પરિસ્થિતિમાં વળી એવું બને કે હું મારી જાતને બોલતી ન સાંભળતો હોઉં. મારા માટે તો બધું સરખું જ છે. હું બોલું કે ન બોલું, હું જે છું તેના હોવાના સ્વિરૂપના) પ્રકાશ અને પ્રેમ પર તેની કોઈ અસર નથી થતી, કે નથી તો તેઓ માર અંકુશ હેઠળ . તેઓ છે અને હું જાણું છું કે તેઓ છે. એક આનંદિત જાગ્રતિ છે, પરંતુ એવું કોઈ નથી જે આનંદિત હોય. અલબત્ત, એટલું ખરું કેઓળખ (અસ્મિતા - હાજરી)નો એક ભાવ હોય છે, પરંતુ તે તો એક સ્મૃતિની હાજરી છે, જે રીતે સદાયે હાજર પડદા પર ચિત્રોની હારમાળાની હાજરી હોય છે. પ્રકાશ અને પડદા વિના કોઈ ચિત્ર ન હોઈ શકે. ચિત્રને પડદા પરની પ્રકાશની રમત તરીકે જાણવાથી ચિત્ર વાસ્તવિક (સાચું) છે તેવા ખ્યાલથી મુક્તિ મળે છે. તમારે તો માત્ર એટલું જ સમજવું પડે કે તમે આત્માને ચાહો છો અને આત્મા તમને ચાહે છે, અને "હું છું' ભાવ તમારી બક્ષે વચ્ચે કડીરૂપ છે, દેખાતી

વિવિધતા છતાં ઓળખનો એક સંકેત છે. "હું છું'ને અંતઃ અને બાહ્ય, વાસ્તવ અને આભાસી વચ્ચેના પ્રેમના સંકેત તરીકે જુઓ. બરાબર સ્વપ્નમાં હોય છે તે પ્રમાણે સઘળું જૂદું હોય છે, સિવાય કે "હું' ભાવ, જે તમને એવું કહેવાને સમર્થ બનાવે છે કે "મને સ્વપ્ન આવ્યું', તે જ રીતે તમને આ "હું છું' ભાવ એવું કહેવાને સમર્થ બનાવે છે કે "હું ફરીવાર મારું તે સાચું સ્વરૂપ છું. હું કશું જ કરતો નથી, કે નથી તો મને કશુંયે કરવામાં આવતું. હું જે છું તે છું,કશું જ મને પ્રભાવિત ન કરી શકે. હું સઘળા પર આધાર રાખતો આભાસિત થાઉં છું, પરંતુ હકીકતમાં સઘળું મારા પર આધાર રાખે છે.'

**સાધક** - એવું આપ કઈ રીતે કહી શકો કે આપ કશું જ કરતા નથી? શું આપ મારી સાથે વાત નથી કરી રહ્યા?

**મહારાજ** - મને એવી લાગણી નથી થતી કે હું વાત કરી રહ્યો છું. વાતચીત ચાલી રહી છે, બસ તેટલું જ.

**સાધક** - હું વાતચીત કરુ છું.

**મહારાજ** - એમ તમે તમારી જાતને વાતચીત કરતી સાંભળો છો અને કહો છોઃ હું વાતચીત કરું છું.

**સાધક** - દરેક જણ કહેતું હોય છેઃ "હું કામ કરું છું, હું આવું છું, હું જાઉ છું."

**મહારાજ** - તમારી ભાષાની વાતચીતો સામે મારે કોઈ વાંધો નથી, પરંતુ તે વાસ્તવિકતાને વિકૃત કરે છે અને તેનો નાશ કરે છે . કહેવાની વધારે ચોક્સાઈભરી રીત એ હોત કે - "વાતચીત થઈ રહી છે, કામ થઈ રહ્યું છે, અવાઈ રહ્યું છે, જવાઈ રહ્યું છે'. કશુંયે બનવા માટે સમગ્ર વિશ્વે એક્જૂટ થવું પડતું હોય છે. એ માનવું ખોટું છે કે કોઈ એક ખાસ બાબતને કારણે કોઈ ઘટના ઘટતી હોય છે. દરેક કારણ વૈશ્વિક છે. તમારું શરીર અસ્તિત્વમાં ન હોય જો તેના સર્જન અને ટકી રહેવા માટે સમગ્ર વિશ્વ તેમાં ફાળો ન આપી રહ્યું હોય. જે કંઈ બની રહ્યું છે તે જેમ બનવું જોઈએ તેમ જ બની રહ્યું છે તે બાબતે હું પૂર્ણપણે જાગ્રત છું કારણ કે જગત જેમ હોવું જોઈએ તેમ જ છે. ઘટનાઓના પ્રવાહને અસર પહોંચાડવા મારે કોઈ નવા પરિબળને જગતમાં લઈ આવવું પડે અને આવું પરિબળ માત્ર મારી જાત જ હોઈ શકે, મારામાં પ્રેમ અને સમજની જે તાકાત કેન્દ્રિત થયેલી છે તે જ હોઇ શકે.

જ્યારે શરીર જન્મ લે છે ત્યારે તેના પર જે કંઈ ઘટવાનું હોય છે તે સઘળું ઘટે છે અને હું તેમાં ભૂમિકા ભજવું છું, મારી તેમાં હિસ્સેદારી હોય છે, કારણ કે હું મારી જાતને શરીર સમજું છું. તમે સિનેમાઘરમાંના પેલા માણસ જેવા છો, જે ચિત્રની સાથોસાથ હસતો અને રડતો હોય છે, પછી ભલે તે એ વાતને ભલીભાતી જાણતો હોય કે સઘળો સમય તે પોતાની બેઠક પર જ બેઠેલો છે અને ચિત્ર એ પડદા પરની પ્રકાશની રમત સિવાય અન્ય કશુયે નથી. આ ભ્રમમાંથી બહાર લાવવા એટલું પૂરતું છે કે ધ્યાનને પડદા પરથી હટાવીને પોતાની જાત પર કેન્દ્રિત કરવામાં આવે. જયારે શરીર મૃત્યુ પામે છે ત્યારે જે પ્રકારનું જીવન - એટલે કે એક પછી એક ઘટતી શારીરિક અને માનસિક ઘટનાઓની શૃંખલા - હાલમાં તમે જીવી રહ્યા છો તેનો અંત આવે છે. તેનો ઢાલ પણ અંત આવી શકે તેમ છે - શરીરના મૃત્યુની રાહ જોયા વિના - બસ ધ્યાનને માત્ર જાત પર કેન્દ્રિત કરવાનું અને ત્યાં જ સ્થિત રાખવાનું રહે છે. સઘળું એ રીતે બને છે જાણે કોઈ રહસ્યમય તાકાત સઘળું સર્જતી હોય અને તેને ગતિ બક્ષતી હોય. સમજો કે તમે તે કર્તા નથી, તમે માત્ર અવલોકનકર્તા છો, અને તમે શાંતિને પામશો.

**સાધક** - શું તે તાકાત મારાથી અલગ છે?

**મહારાજ** - ના, નથી જ. પરંતુ તમારે શરૂઆત અનાસક્ત વૈરાગી) અવલોકનકર્તા રહીને કરવી પડે. માત્ર ત્યારે જ તમને તમારા પૂર્ણ સ્વરૂપનો વૈશ્વિક પ્રેમી અને કર્તા તરીકે સાક્ષાત્કાર થશે. જ્યાં સુધી તમે કોઈ ખાસ વ્યક્તિત્વની મર્યાદા (આપત્તિ)ઓમાં ગૂંચવાયેલા રહેશો ત્યાં સુધી તમે તેની પેલે

પારનું કશુયે નહીં જોઇ શકો. પરંતુ આખરે તમારા જોવામાં આવશે કે તમે નથી તો વિશિષ્ટ(વૈયક્તિક) કે નથી તો વૈશ્વિક, તમે તે બેની પેલે પાર છો. જે રીતે પેન્સિલની નાનકડી અણી અસંખ્ય ચિત્રો દોરી શકે છે તે જ રીતે જાગ્રતિનું આયામરહિત બિંદુ આ વિરાટ વિશ્વની સામગ્રીને સર્જે છે. તે બિંદુને શોધી કાઢો અને મુક્તિને પામો.

**સાધક** - હું આ જગતને શામાંથી સર્જું છું?

**મહારાજ** - તમારી પોતાની સ્મૃતિમાંથી . જયાં સુધી તમે સર્જક તરીકેની તમારી જાતથી અણજાણ હોવ છો ત્યાં સુધી તમારું જગત મર્યાદિત અને પુનરાવર્તિત હોય છે. એક વાર તમે તમારા ભૂતકાળ સાથેના આત્મ-તાદાત્મ્યની પેલે પાર ગયા કે તમે સંવાદિતા અને સૌંદર્યના એક નવા જગતને સર્જાવા મુક્ત બનો છો. અથવા તો બસ તમે માત્ર રહો છો, હોવ છો - હોવા (સ્વરૂપ) અને ન-હોવા (અસ્વરૂપ)ની પેલે પાર.

**સાધક** - જો મેં મારી સ્મૃતિઓને વિદાય આપી તો પછી મારી પાસે શું રહેશે?

**મહારાજ** - કશુંયે નહીં રહે.

**સાધક** - મને બીક લાગે છે, ગભરામણ થાય છે.

**મહારાજ** - જ્યાં સુધી તમને મુક્તિ અને તેના આશીર્વાદનો અત્તુભવ નહીં થાય ત્યાં સુધી તમને ગભરામણ થશે. અલબત્ત, એટલું ખરું કે શરીરને ઓળખવા અને માર્ગદર્શિત કરવા કેટલીક સ્મૃતિઓની આવશ્યકતા હોય છે , અને આવી સ્મૃતિઓ અવશ્ય પાછળ જળવાઇ રહેતી હોય છે, પરંતુ પછી શરીર માટેની કોઇ આસક્તિ રહેતી નથી, હવે તે ઈચ્છાઓ અને ભય માટેની કોઇ ભૂમિ રહેતી નથી. આ સઘળું સમજવામાં અને અમલ મૂકવામાં કંઇ એટલું બધું મુશ્કેલ નથી, પરંતુ તમને તેમાં રસ હોવો આવશ્યક છે. રસ વિના કશુંયે ન થઈ શકે.

આસક્તિ વડે બંધાયેલું તમે સ્મૃતિઓનું એક પોટલું છો તે જોયા બાદ, હવે તેમાંથી બહાર આવો અને તેને બહારથી જુઓ. કદાચ પ્રથમ વાર તમારા અનુભવવામાં કશુંક એવું આવશે જે સ્મૃતિ નથી. તમારું પોતાના જ વ્યવહારોમાં વ્યસ્ત એવા શ્રીમાન-ફલાણા- ઢીકણા હોવાનું બંધ થશે. આખરે તમને શાંતિ અનુભવાશે. તમને એ બાબતનું ભાન થશે કે જગતને કંઇ જ નહોતું થયું, જગતમાં કોઈ જ ખરાબી નહોતી - ખામી માત્ર તમારા પોતાનામાં જ હતી અને હવે તે સઘળાનો અંત આવ્યો છે. ફરી કદીયે તમે અજ્ઞાનને કારણે જન્મેલી ઈચ્છાની ઝપટમાં નહીં આવો.

## સઘળું જ્ઞાન અજ્ઞાન છે [૭૮]

**સાધક** - શું અમને આપની એવી અનુજ્ઞા છે કે અમે આપને સાક્ષાત્કાર કઈ રીતે થયો હતો તે કહેવા વિનંતી કરી શકીએ?

**મહારાજ** - મારા કિસ્સામાં તે કોઇક રીતે સાવ સરળ અને સહેલો હતો. મારા ગુરુએ તેમના મૃત્યુ પહેલાં મને કહ્યું હતું: મારો વિશ્વાસ કર, તું જ પરમાત્મા છે, પરમ સત્ય છે. માસ શબ્દો પર કોઈ શંકા ન કર, મારા પર કોઈ શંકા ન કરતો. હું તને સત્ય કહી રહ્યો છું - તે પ્રમાણે વર્ત, તેનો અમલ કર. હું તેમના શબ્દોને ભૂલી ન શક્યો અને ન ભૂલીને - મને સાક્ષાત્કાર થયો છે.

**સાધક** - પરંતુ તમે ખરેખર શું કરી રહ્યા હતા?

# હું તે છું

**મહારાજ** - કશું ખાસ નહીં. હું મારું જીવન જીવતો હતો, મારો વ્યવસાય કરતો હતો, મારા પરિવારની દેખભાળ કરતો હતો, અને મારી નવરાશની એકેએક પળને બસ મારા ગુરુને અને તેમના શબ્દોને યાદ કરવામાં પસાર કરતો હતો. થોડા સમયમાં તેઓ મૃત્યુ પામ્યા અને મને માત્ર તેમની સ્મૃ્તિનો જ આશરો રહ્યો હતો. તેટલું પૂરતું હતું.

**સાધક** - એ આપના ગુરુની કૃપા અને શક્તિ જ હોવા જોઈએ.

**મહારાજ** - તેમના શબ્દો સાચા હતા અને માટે તેઓ પુરવાર થયા. સાચા શબ્દો હમેશાં પુરવાર થતાં હોય છે. મારા ગુરુએ કશું જ નહોતું કર્યું; તેમના શબ્દોએ કામ આપ્યું હતું કારણ કે તેઓ સાચા હતા. જે કંઈ તેમણે કર્યું તે વણમાગ્યે અને અનપેક્ષિતપણે અંદરથી પ્રગટ્યું હતું.

**સાધક** - શું એવું હતું કે કશીયે ભૂમિકા ભજવ્યા વિના ગુરુએ એક પ્રક્રિયાને ગતિમાં મૂકી હતી?

**મહારાજ** - તમને ફાવે તે રીતે સમજો. ચીજો જેમ બનતી હોય છે તેમ જ બનતી હોય છે - કોણ કહી શકે કે શા માટે અને કઇ રીતે? મેં કશુંયે પ્રયત્નપૂર્વક નહોતું કરેલું. જતું કરવાની, એકલા હોવાની, અંદર પ્રવેશવાની ઈચ્છા - સઘળું તેની જાતે બન્યું હતું.

**સાધક** - આપે કોઈ જ પ્રયાસો નહોતા કર્યા?

**મહારાજ** - જરા પણ નહીં. માનો કે ન માનો, હું સાક્ષાત્કાર માટે પણ ઉત્સુક નહોતો. તેઓએ મને માત્ર એટલું કહ્યું હતું કે હું જ પરમ સત્ય (આત્મા) છું અને પછી તેઓ મૃત્યુ પામ્યા હતા. હું તેમના પર અવિશ્વાસ કરી જ ન શક્યો. બાકીનું આપોઆપ બન્યું હતું. મેં મારામાં પરિવર્તન ઘટતું અનુભવ્યું - બસ એટલું જ. ખરેખર હકીકત તો એ છે કે મને પણ આશ્ચર્ય થયું હતું. પરંતુ મારામાં એક ઈચ્છા જન્મી હતી કે હું તેમના શબ્દોને ચકાસું. મને પાકી ખાતરી હતી કે તેઓ મારી સમક્ષ ખોટું તો ન જ બોલી શકે, અને મને થયું કે કાં તો મારે તેમના શબ્દોના પૂરા અર્થને પામવો જોઈએ કે પછી મોતને ભેટવું જોઈએ. હું તદ્દન કટિબધ્દ હતો પરંતુ શું કરવું તેની મને ખબર નહોતી. દલીલો કરવામાં નહીં પરંતુ તેમના વિશે અને તેમની ખાતરી પર વિચાર કરવામાં, તેમણે જે કહ્યું હતું તે યાદ કરવામાં મે કલાકો પસાર કર્યા.

**સાધક** - પછી આપને શું થયું? આપે એ કઇ રીતે જાણ્યું કે આપ જ તે પરમ સત્ય છો?

**મહારાજ** - મને એવું કહેવા કોઈ જ ન આવ્યું. ન તો મારી અંદરથી તેવો કોઇ અવાજ ઉઠ્યો. હકીકતમાં તો, જ્યારે હું પ્રયાસ કરી રહ્યો હતો ત્યારે માત્ર શરૂઆતમાં જ મારે કેટલાક વિચિત્ર અનુભવોમાંથી પસાર થવાનું બન્યું હતું; પ્રકાશના ઝબકારાઓ જોવામાં આવતા હતા, અવાજો સંભળાતા હતા, દેવ-દેવીઓને મળવાનું અને તેમની સાથે વાતચીત કરવાનું બનતું હતું. એક વાર મારા ગુરુએ મને કહ્યું કે "તું જ તે પરમ સત્ય છે', કે મને તેવાં દશ્યો દેખાવાનું અને અર્ધધ્યાનાવસ્થાઓ ઘટવાનું બંધ થઇ ગયું અને હું ખૂબ શાંત પડી ગયો, સરળ બની ગયો. મારી ઈચ્છાઓ ઓછી અને ઓછી થતી ગઈ અને જાણવાનું ઓછું અને ઓછું થતું ગયું, અને એક ઘડી એવી આવી પહોંચી કે હું નર્યા આશ્ચર્ય સાથે એટલું જ બોલી ઉઠ્યો કે "હું કંઈ જ જાણતો નથી, મારે કશું જ જોઈતું નથી.'

**સાધક** - શું આપ ખરેખર ઈચ્છા અને જ્ઞાનથી મુક્ત થઈ ગયા હતા, કે પછી આપના ગુરુ વડે આપનામાં ગુરુની જે છબી ખડી કરવામાં આવી હતી તેવું રૂપ આપે ધારણ કરી

**મહારાજ** - મારામાં કોઈ છબી રચવામાં નહોતી આવી, કે ન તો હું તેવી કોઈ છબી ધરાવતો હતો. મારા ગુરુએ કદીયે મને એ નહોતું કહ્યું કે મારે શાની અપેક્ષા રાખવી.

**સાધક** - એવું બને કે હજુ કશુંક વધારે આપની સાથે ઘટે. શું આપ આપની સફરને છેડે પહોંચી ગયા છો?

# હું તે છું

**મહારાજ** - કદીયે કોઈ સફર હતી જ નહી ને! હું છું, જેવો હમેશાં હતો તેવો જ.

**સાધક** - આપ જે પરમ સત્ય પર પહોંચવા માગતા હતા તેને કેવું ધારવામાં આવ્યું હતું?

**મહારાજ** - હું છેતરયો હતો, બસ તેટલું જ. હું જગતને સર્જતો રહેતો હતો અને વસાવતો રહેતો હતો -હવે હું તે નથી કરતો.

**સાધક** - તો હવે આપ ક્યાં રહો છો, ક્યાં જીવો છો?

**મહારાજ** - હોવા અને ન-હોવાની પેલે પારની રિક્તતામાં , ચેતનાની પેલે પાર. આ રિક્તતા ભરીભરી પણ છે; મારા પર દયા ન ખાઓ, મને બિચાકડો ન સમજો. તે કોઈ માણસ એવું કહી રહ્યો હોય તેને સમાન છે કે : "મે મારું કામ પૂરું કર્ય છે, હવે પાછળ કશુંયે કરવાનું બાકી નથી રહ્યું.'

**સાધક** - આપનો સાક્ષાત્કાર ક્યારે ઘટ્યો તેની આપ તારીખ આપી રહ્યા છો. તેનો અર્થ એ થાય કે તે તારીખે આપની સાથે કશુંક ઘટયું હતું. શું ઘટયું હતું?

**મહારાજ** - મેં ઘટનાઓ પેદા કરવાનું બંધ કર્યું હતું - મારા માટે ઘટનાઓ ઘટવાનું બંધ થયું હતું. પુરાણી અને અનંત શોધ બંધ થઇ હતી - મારે કશું જ જોઈતું નહોતું, મને કશાનીયે અપેક્ષા નહોતી રહી - કશાને પણ મે મારા પોતાના તરીકે ન સ્વીકાર્યું. કોઇ "હું' નહોતો બચ્યો કે જેને કશાક માટે પ્રયત્ન કરવાનો રહે. અરે, પેલો નર્યો "હું છું' પણ ઝાંખો પડી ગયો હતો. બીજી એક બાબત મારા ધ્યાન પર આવી તે તે એ હતી કે હું મારી આદતરૂપ બની ગયેલી સઘળી નિશ્ચિતતાઓને ગુમાવી બેઠો હતો. અગાઉ હું ઘણી બધી બાબતો વિશે નિશ્ચિત હતો , હવે હું કોઇ પણ બાબતે નિશ્ચિત નથી. પરંતુ હવે મને લાગે છે કે નહીં જાણીને મેં કશુંયે ગુમાવ્યું નથી, કારણ કે સઘળું જ્ઞાન ખોટું હતું. મારી ન જાણવાની ક્રિયા ખુદ એ હકીકતનું જ્ઞાન હતું કે સઘળું જ્ઞાન અજ્ઞાન છે, અને "હું જાણતો નથી' તે જ માત્ર એક એવું વિધાન છે કે જે મન કરી શકે. એ ખ્યાલને લો કે "હું જન્મ્યો હતો.' તમે તે ખ્યાલને કદાચ સાચો સમજી શકો . પરંતુ તેવું નથી. તમે કદીયે જન્મ્યા નહોતા, ન તો તમે કદીયે મૃત્યુ પામશો. જન્મ્યો છે તે તો એ ખ્યાલ છે અને તેનું મૃત્યુ થશે, તમારું નહીં. તેની સાથે તાદાત્મ્ય સાધીને તમે મર્ત્ય બનો છો. જે રીતે સિનેમાઘરમાં સઘળું પ્રકાશથી હોય છે, તે જ રીતે ચેતનાથી આ વિરાટ જગત બને છે. બારીકાઈથી નીરખો અને તમારા જોવામાં આવશે કે સઘળાં નામો અને રૂપો ચેતનાના મહાસાગરમાં સદાયે ઉછળતાં રહેતાં અનિત્ય મોજાંઓ છે, આપણે માત્ર ચેતના જ છે તેવું કહી શકીએ, નહીં કે તેના રૂપાંતરણો છે તેમ.

ચેતનાની વિસટતામાં એક પ્રકાશ દશ્યમાન(આભાસિત) થાય છે, એક નાનકડું એવું બિંદુ કે જે ઝડપથી ગતિ કરે છે અને જે રીતે કોઇ કલમ કાગળ પર લખતી હોય છે તે રીતે આકારોને, વિચારો અને લાગણીઓને, સંકલ્પનાઓ અને ખ્યાલોને રચે છે. અને તે શાહી જે પાછળ મૂકતી જાય છે તે હોય છે સ્મૃતિ. તમે તે નાનકડું બિંદુ છો અને તમારી ગતિ દ્વારા જગત સદાયે સર્જાતું રહે છે. ગતિ કરવાનું બંધ કરો અને કોઇ જગત નહીં હોય. તમારી અંદર ઝાંખો અને તમે જોશો કે પ્રકાશનું તે બિદુ પેલા પ્રકાશની વિરાટતાનું તમારા શરીરમાં "હું છું'ભાવ રૂપ પ્રતિબિંબ છે. છે માત્ર પ્રકાશ, અન્ય સઘળું તો આભાસિત થતું હોય છે.

**સાધક** - શું આપ તે પ્રકાશને જાણો છો શું આપે તે જોયેલ છે?

**મહારાજ** - મનને તે અંધકાર રૂપે આભાસિત થાય છે, દેખાય છે. તેને માત્ર તેનાં પ્રતિબિંબો વડે જ જાણી શકાય. સઘળું સુર્યપ્રકાશમાં દેખાય છે - સિવાય કે સુર્યપ્રકાશ.

**સાધક** - તો શું મારે એમ સમજવું કે આપણાં મન એકસરખાં છે?

# હું તે છું

**મહારાજ** - તે કઇ રીતે બની શકે? તમારે તમારું પોતાનું અંગત મન છે, જે સ્મૃતિઓ વડે રચાયેલું છે તથા ઇચ્છાઓ અને ભયો વડે જળવાઇ રહ્યું છે. મારે મારું પોતાનું કોઇ મન નથી; મારે જે કંઇ જાણવું આવશ્યક હોય છે તે વિશ્વ મારી સમક્ષ ખડું કરી દે છે, જે રીતે તે ખાવા માટે આહાર હાજર કરી દેતું હોય છે.

**સાધક** - આપ જે કંઇ જાણવા માગો છો તે શું આપ જાણો છો?

**મહારાજ** - એવું કંઇ જ નથી જે હું જાણવા ઇચ્છતો હોઉં. પરંતુ મારે જે કંઇ જાણવું આવશ્યક હોય છે તે મારા જાણવામાં આવી જતું હોય છે.

**સાધક** - આ જ્ઞાન શું આપને આપની અંદરથી મળતું હોય છે કે પછી બહારથી?

**મહારાજ** - અહીં તેવી કોઇ વાત નથી. મારું અંદરનું બાહ્ય છે અને બહારનું આંતરિક છે. એવું બને કે જે તે ઘડીએ આવશ્યક જ્ઞાન હું તમારી પાસેથી મેળવું, પરંતુ તમે મારાથી અલગ નથી.

**સાધક** - ચતુર્થ અવસ્થા વિશે અમારા સાંભળવામાં જે આવે છે તે તુરીય શું છે?

**મહારાજ** - જગતને ચીતરતા પ્રકાશના પેલા બિંદુ હોવું તે તુરીય છે. પ્રકાશ ખુદ હોવું તે તુરીયાતીત છે. પરંતુ જયારે સત્ય આટલું બધું નજીક હોય ત્યારે નામો શા કામનાં?

**સાધક** - આપની સ્થિતિમાં કોઇ પ્રગતિ થઇ છે ખરી? જ્યારે આપ આપની ગઇકાલની જાત સાથે આપની આજની જાત સાથે સરખાવો છો ત્યારે શું આપ આપને બદલાયેલા અનુભવો છો, કોઇક પ્રગતિ થઇ હોય તેવું અનુભવો છો શું સત્ય બાબતની આપની દષ્ટિ વ્યાપક બની છે ખરી, ગહન થઇ છે ખરી?

**મહારાજ** - વાસ્તવિક્તા, સત્ય અચલ છે અને છતાંયે સતત ગતિમાન હોય છે. તે એક મહાનદી જેવું છે - જે વહેતી હોય છે અને તેમ છતાંયે ત્યાંની ત્યાં જ હોય છે - શાશ્વતકાળ માટે. નદી કંઇ તેના પટ અને કાંઠાઓ સાથે નથી વહેતી, વહે છે તો તેનું પાણી, તેવું જ સત્ત્વ ગુણ - એટલે કે વૈશ્વિક સંવાદિતા - નું છે, જે તમસ્ અને રજસ્ - એટલે કે અંધકાર અને હતાશાના પરિબળો - સાથે પોતાની રમતો ખેલતો હોય છે. સત્ત્વમાં હમેશાં પરિવર્તન અને પ્રગતિ હોય છે, રજસ્‌માં પરિવર્તન અને અધોગતિ હોય છે, જયારે તમસ્ એટલે નરી અંધાધૂંધી, નરી અરાજકતા. આ ત્રણે ગુણો સદાયે એકબીજા સાથે રમત રમ્યા કરતા હોય છે, આ એક હકીકત છે અને તે બાબતે કોઇ બેમત ન હોઇ શકે.

**સાધક** - શું એવું ખરું કે તમસૂને કારણે મારે હમેશાં સુસ્ત જ રહેવું પડે અને રજસ્તને કારણે મરણિયા જ થવું પડે? તો પછી સત્ત્વને કારણે શું ઘટતું હોય છે?

**મહારાજ** - સત્ત્વ એ તમારા સતૂસ્વરૂપની પ્રભા છે. મન અને તેનાં ઘણાં જગતોની પાછળ તે તમને હમેશાં અનુભવવા મળી શકે. પરંતુ જો તમે જગતને ઇચ્છતા હોવ તો તમારે ત્રણે ગુણોને - દ્રવ્લ, ઊર્જા, જીવન કે જે સારરૂપે એક પરંતુ દેખાવે અકબીજાથી અલગ છે તેમને - એકબીજાથી અલગ ન પાડી શકાય છે તે સ્વીકારવું જ રહ્યું. કાળ અને સ્થળ સદાને માટે વહેતા આવ્યાં છે, જન્મ અને ફરી મરણ, આગળ વધવું, પીછેહઠ કરવી, ફરી આગળ વધવું, ફરી પાછી પીછેહઠ - જેની કોઇ શરૂઆત નથી, જેનો કોઇ અંત નથી; સત્ય સમયાતીત, પરિવર્તનરહિત, દેહરહિત, મનરહિત જાગ્રતિ હોવાથી પરમાનંદ છે.

**સાધક** - મારી સમજમાં એવું આવે છે કે આપના કહેવા પ્રમાણે સઘળું ચેતનાની એક અવસ્થા છે. જગત ચીજોથી ભર્યું ભર્યું છે - રેતનો કણ ચીજ છે, ગ્રહ ચીજ છે. તેઓ ચેતના સાથે કઇ રીતે સંબંધિત છે?

# હું તે છું

**મહારાજ** - જ્યાં ચેતના નથી પહોંચતી ત્યાંથી દ્રવ્તની શરૂઆત થાય છે. આપણે એ નથી સમજ્યા કે ચીજ હોવાનું એક રૂપ છે. તે બદલાતી નથી - તે હમેશાં તેની તે હોય છે - તે તેના પોતાનાથી ત્યાં આગળ વિધમાન હોવાનું ભાસિત થાય છે - કશાક એવા તરીકે જે વિચિત્ર અને અજાણી છે. અલબત્ત તે ચિત્તમાં જ છે, ચેતનામાં જ છે, પરંતુ તેના દેખીતા પરિવર્તનરહિતપણાને કારણે બહાર હોવાનું આભાસિત થાય છે. ચીજોનો પાયો, આધાર સ્મૃતિમાં છે - સ્મૃતિ વિના કોઈ ઓળખ ન સંભવે. સર્જન - પરાવર્તન - નકારઃ બ્રહ્મા - વિષ્ણુ - શીવઃ આ જ શાશ્વત પ્રક્રિયા છે. સઘળું તેનાથી શાસિત છે.

**સાધક** - તેમાંથી છૂટવાનો કોઈ ઉપાય નથી?

**મહારાજ** - હું તેજ તો કરી રહ્યો છું, છૂટકારો દર્શાવી રહ્યો છું. સમજો કે એકમાં પેલા ત્રણેયનો સમાવેશ છે અને તમે તે એક છો, અને તમે જગત-પ્રક્રિયામાંથી મુક્તિ મેળવશો.

**સાધક** - તે પછી મારી ચેતનાનું શું થાય છે?

**મહારાજ** - સર્જનના તબક્કા બાદ, તપાસ અને ચિંતનનો તબક્કો આવે છે, અને આખરે, ત્યાગ અને વિસરી જવાનો તબક્કો આવે છે. ચેતના તો રહે જ છે, પરંતુ છાની અને મૌન અવસ્થામાં.

**સાધક** - શું ઓળખની અવસ્થા રહે છે ખરી?

**મહારાજ** - ઓળખની અવરથા વાસ્તવિકતા (સત્ય)માં અંતર્નિહિત છે અને તે કદીયે ઝાંખી પડતી નથી. પરંતુ ઓળખ (અસ્મિતા) એ નથી તો સદાયે બદલાતી રહેતી વ્યક્તિ, કે નથી તો કર્મ વડે બંધાયેલો જીવ (વ્યક્ત) . જ્યારે સઘળાં આત્મતાદાત્મ્યોને ખોટા સમજીને તેમનો ત્યાગ કર્યા બાદ પાછળ જે રહે છે તે તે છે - વિશુધ્ધ ચેતના, જે કંઈ છે તે અથવા તો હોઈ શકે તે સઘળું હોવાનો ભાવ. ચેતના આદિમાં પણ શુધ્ધ છે, અને અંતમાં પણ શુધ્ધ છે; વચગાળે તે સર્જનના મૂળ એવી કલ્પનાને કારણે ભ્રષ્ટ થાય છે. સઘળો સમય ચેતના તેની તે જ રહે છે. તેને તે જે સ્વરૂપે છે તે રીતે જાણવી તે સાક્ષાત્કાર છે, સમયાતીત શાંતિ છે, મૌન છે.

**સાધક** - "હું છું' ભાવ વાસ્તવિક છે કે અવાસ્તવિક?

**મહારાજ** - બન્ને. જ્યારે આપણે એમ કહીએ છીએ કે - "હું ફલાણો છું, હું ઢીકણો છું', ત્યારે તે અવાસ્તવિક છે. જયારે આપણો કહેવાનો અર્થ એવો હોય છે કે - "હું આ નથી' કે 'તે પણ નથી' ત્યારે તે વાસ્તવિક હોય છે.

જ્ઞાતા જ્ઞાત સાથે આવે છે અને જાય છે, અને તે અનિત્ય છે; પરંતુ એ કે જે જાણે છે કે તે નથી જાણતો, જે સ્મૃતિ(ભૂતકાળ) અને ઈચ્છા (ભવિષ્ય)થી મુક્ત છે તે સમયાતીત છે.

**સાધક** - શું "હું છું'ખુદ સાક્ષી છે, કે પછી તે બન્ને અલગ છે?

**મહારાજ** - એક વિના બીજો ન હોઈ શકે. અને તેમ છતાંયે તે બે એક નથી. તે કોઈ ફૂલ અને તેના રંગ જેવું છે. ફૂલ વિના રંગ નથી - અને રંગ વિના - ફૂલ વણદેપખ્યું રહે છે. તેની પેલે પાર પેલો પ્રકાશ છે જે ફૂલનો સંપર્ક થતાં રંગ સર્જે છે. સમજો કે તમારો ખરો સ્વભાવ માત્ર વિશુધ્ધ પ્રકાશનો છે, અને અનુભવની ચીજ અને અતનુભવકર્તા બન્ને સાથે જ આવે-જાય છે. જે આ બન્નેને શક્ય બનાવે છે અને તેમ છતાંયે તે બેમાંથી એક પણ નથી, તે છે તમારું ખરું સ્વરૂપ, જેનો અર્થ થાય છે "આ' કે "તે' ન હોવું, પરંતુ સ્વરૂપ(હોવા) અને અ-સ્વરૂપ(ન-હોવા)ની વિશુધ્ધ જાગ્રતિ. જ્યારે જાગ્રતિને તેના પોતાના પર જ વાળવામાં આવે છે ત્યારે લાગણી હોય છે ન જાણવાની. જ્યારે તેને બહારની તરફ વાળવામાં આવે છે ત્યારે જ્ઞાતનો જન્મ (પ્રાદુર્ભાવ) થાય છે. "હું મારી જાતને જાણું છું' તેમ કહેવું વદતોવ્યાઘાત છે, કારણ કે જે "જ્ઞાત' છે તે "મારી જાત' ન હોઈ શકે.

**સાધક** - જો જાત સદાયને માટે અજ્ઞાત હોય તો પછી આત્મસાક્ષાત્કારમાં શાનો સાક્ષાત્કાર થાય છે?

# હું તે છું

**મહારાજ** - જ્ઞાત હું કે મારું ન હોઈ શકે તે જાણવું તેટલું જ પૂરતું છે, તે જ મુક્તિ છે. સ્મૃતિઓ અને આદતોના એક જૂથ સાથેના આત્મતાદાત્મ્યથી મુક્તિ, જે હોવા સ્વિરૂપ)ને અસીમપણે પામવાના વિસ્મયની એક અવસ્થા છે, તેની અખૂટ સર્જકતા અને પૂર્ણ અતિક્રમણ, ચેતનાના દરેક પ્રગટીકરણની ભ્રામકતા અને અનિત્યતાના સાક્ષાત્કારને કારણે જન્મેલ નિર્ભયતા - આ સઘળું ગહન અને અસીમ સ્તોતમાંથી વહી આવે છે. સ્રોતને સ્રોત તરીકે અને આભાસને આભાસ તરીકે, અને પોતાની જાતને સ્રોત તરીકે જાણવા તે જ આત્મ-સાક્ષાત્કાર છે.

**સાધક** - સાક્ષી તેની કઈ બાજુએ છે? તે વાસ્તવિક છે કે અવાસ્તવિક?

**મહારાજ** - કોઈ એમ ન કહી શકેઃ "હું તે સાક્ષી છું'. આ "હું છું'નું હમેશાં સાક્ષીત્વ થતું જ રહેતું હોય છે. અનાસક્ત જાગ્રતિની અવસ્થા તે સાક્ષી-ચેતના છે, તે "પ્રતિબિંબ પાડતું મન' છે. તે ઉદ્દભવે છે અને વસ્તુ સાથે ગોઠવાય છે અને આથી તે (વસ્તુ) વાસ્તવિક નથી જ. ભલે સાક્ષીત્વ તરીકે ગમે તે વસ્તુ હોય, તે તો તેનું તે જ રહે છે, અને માટે તે પણ વાસ્તવિક છે. તેનો પગ વાસ્તવિક અને અવાસ્તવિક બક્ષેમાં હોય છે અને માટે તે બે વચ્ચેનો સેતુ છે.

**સાધક** - જો સઘળું માત્ર "હું છું'ને જ ઘટતું હોય, જો "હું છું" ખુદ જ જ્ઞાત; જ્ઞાતા અને જ્ઞાન હોય તો, સાક્ષી શું કરે છે? તે શા કામનો?

**મહારાજ** - તે કંઈ જ કરતો નથી અને કશા જ કામનો નથી.

**સાધક** - તો પછી આપણે તેના વિશે વાત શા માટે કરીએ છીએ?

**મહારાજ** - કારણ કે તેની ત્યાં હાજરી છે. સેતુ માત્ર એક જ હેતુ સારે છે - તેના વડે એક તરફથી બીજી તરફ જવાય છે. સેતુ પર કંઈ તમે ઘર નથી બાંધતા. "હું છું' વસ્તુઓ ભણી જુએ છે, સાક્ષી તેની આરપાર જુએ છે. તે તેમને તેઓ જેવી છે તેવી જુએ છે - અવાસ્તવિક અને સતત બદલાતી રહેતી. કહેવું કે "નહીં હું, નહીં મારું' તે સાક્ષીનું આખરી કામ છે.

**સાધક** - શું સગુણ વડે નિર્ગુણનું પ્રતિનિધિત્વ થાય છે?

**મહારાજ** - અપ્રગટનું પ્રતિનિધિત્વ નથી થતું. પ્રગટ એવું કશુંયે અપ્રગટનું પ્રતિનિધિત્વ ન કરી શકે.

**સાધક** - તો પછી આપ તેની વાત શા માટે કરો છો?

**મહારાજ** - કારણ કે તે મારી જન્મભૂમિ છે.

## વ્યક્તિ, સાક્ષી અને પરમ [૭૯]

**સાધક** - આપણે નશીલા પદાર્થોનું સેવન કરવાનો એક ખૂબ લાંબો ઈતિહાસ ધરાવીએ છીએ, મોટે ભાગે એવા નશીલાં દ્રવ્યો કે જે ચેતનાને વિસ્તૃત કરે તે પ્રકારનાં હોય છે. તેઓ આપણને ચેતનાની અન્ય અવસ્થાઓ - ઉચ્ચ કે નિમ્ન – નો અનુભવ કરાવતાં હોય છે, વળી તે આપણને એવું પણ માનવા પ્રેરતાં હોય છે કે તે અવસ્થાઓ આધારભૂત નથી હોતી, તેમના વિશે જો સારામાં સારું કહી શકાય તો એટલું જ કે તેઓ ક્ષણિક હોય છે અને ખરાબમાં ખરાબ કહી શકાય તો એટલું કે તેઓ શરીર અને વ્યક્તિત્વ માટે વિધ્વંસક હોય છે. ચેતનાના વિકાસ અને અતિક્રમણ માટે અમે વધુ સારા ઉપાયોની શોધમાં છીએ. અમારી શોધનાં ફળો દુઃખદ ક્ષણોમાં અને નિઃસહાય પસ્તાવાઓમાં પરિવર્તિત થવાને બદલે અમારી સાથે રહે અને અમારાં જીવનને સમૃધ્ધ કરે તેવું અમે ઈચ્છીએ છીએ . આધ્યાત્મિકનો અર્થ જો આપણે આત્મ-તપાસ અને

વિકાસ એવો કરતાં હોઈએ તો ભારત આવવાનો અમારો હેતુ ચોક્કસ આધ્યાત્મિક છે. મોજમજાના હિપ્પી તબક્કાથી અમે આગળ નીકળી ગયા છીએ; અમે ગંભીર બન્યા છીએ અને આગળ વધી રહ્યા છીએ. અમે જાણીએ છીએ કે અમારે એક સત્યને પામવાનું છે, પરંતુ અમે એ નથી જાણતા કે તેને કઇ રીતે શોધવું અને વળગી રહેવું. અમને તે બાબતે મનાવવાની કોઈ જરૂર નથી, અમારે માર્ગદર્શન જોઈએ છે, માત્ર માર્ગદર્શન. શું આપ અમને મદદ કરી શકશો?

**મહારાજ** - તમારે મદદની નહીં, માત્ર સલાહની આવશ્યકતા છે. તમે જેની શોધ કરી રહ્યા છો તે તમારી અંદર જ છે. મારો પોતાનો કિસ્સો જ લો. માચ સાક્ષાત્કાર માટે મે કંઈજ નહોતું કર્યું. મારા ગુરુએ મને કહ્યું કે સત્ય મારી અંદર છે; મે અંદર નજર કરી અને મને તે ત્યાં મળી આવ્યું, જેવું મારા ગુરુએ કહ્યું હતું બરાબર તેવું જ. સત્યને પામવું અરીસામાં પોતાના ચહેરાના જોવા જેટલું સરળ છે. શરત માત્ર એટલી કે અરીસો સાફ(ડાઘરહિત) અને નિર્મળ હોવો જોઈએ. સત્યને પ્રતિબિંબિત કરવા ઈચ્છાઓ અને ભયો વડે વિકૃત ન થયેલું, વિચારો અને અભિપ્રાયોથી મુક્ત, સઘળી કશાએ સાફ નિસ્પંદ મનની આવશ્યકતા છે. નિર્મળ અને નિસ્પંદ, સજાગ અને અનાસક્ત રહો - અન્ય સઘળું આપોઆપ ઘટશે.

**સાધક** - સત્યનો તમે સાક્ષાત્કાર કરી શકો તે પહેલાં તમારે તમારા મનને સાફ અમે નિસ્પંદ કરવું પડે. આપે તે કઇ રીતે કર્યું?

**મહારાજ** - મે કંઈ જ ન કર્યું. તે બસ આપોઆપ ઘટ્યું. મારા પરિવારની આવશ્યકતાઓ પર ધ્યાન રાખતા રહી હું મારું જીવન જીવ્યો. ન તો મારા ગુરુએ તે કર્યું. બસ તે એમ જ ઘટ્યું, જે રીતે મારા ગુરુએ કહ્યું હતું.

**સાધક** - વસ્તુઓ કંઈ બસ આપોઆપ નથી ઘટતી. દરેક ઘટના પાછળ કોઈને કોઈ કારણ તો હોય જ છે.

**મહારાજ** - જે કંઈ સઘળું ઘટે છે તે જે કંઈ સઘળું ઘટે છે તેનું કારણ છે . કારણો અસંખ્ય છે; કશુંક ઘટવા પાછળ કોઈ એક જ કારણ રહેલું હોય છે તે ખ્યાલ એક ભ્રમણા છે.

**સાધક** - આપ કશુંક ખાસ કરતા રહ્યા હોવા જોઈએ - કોઈક ધ્યાન કે યોગ. આપ એવું કેમ કહી શકો કે સાક્ષાત્કાર આપોઆપ જ ઘટશે?

**મહારાજ** - ખાસ કશું નહીં. હું બસ મારું જીવન જીવ્યો.

**સાધક** - મને અચંબો થઈ રહ્યો છે!

**મહારાજ** - હું પણ અચંબો જ પામ્યો હતો. પરંતુ તેમાં આશ્ચર્ય પામવા જેવું શું હતું? મારા ગુરુના શબ્દો સાચા પડ્યા હતા. પરંતુ તેથી શું? તેઓ મારી જાતને મારા કરતાં વધારે સારી રીતે જાણતા હતા, બસ એટલું જ. કારણોની ઝંઝટમાં શું પડવું? સાવ શરૂઆતમાં હું "હું છું' ભાવ પર થોડુંક ધ્યાન અને કેટલોક સમય આપતો હતો, પરંતુ તે તો માત્ર શરૂઆતમાં જ. માસ ગુરુના મૃત્યુ બાદ મેં તે પ્રમાણે જીવવાનું ચાલુ રાખ્યું. તેમના શબ્દો સાચા પુરવાર થયા. બસ એટલું જ. તે એક અખિલ (અખંડ) પ્રક્રિયા છે. તમે ઘટનાને સમયમાં વિભાજીત કરવાનું વલણ ધરાવતા હોવ છો અને પછી કારણોની શોધ ચલાવતા હોવ છો.

**સાધક** - હવે આપનું કાર્ય શું છે? આપ શું કરી રહ્યા છો?

**મહારાજ** - હોવાને અને કરવાને તમે એકસમાન કલ્પો છો. તેવું નથી. મન અને શરીર ગતિ કરે છે અને બદલાય છે અને અન્ય મનો અને શરીરોને ગતિ કરવા અને બદલાવા પ્રેરે છે અને તેને કરવાનું કહેવામાં આવે છે, ક્રિયા (કૃત્ય) કહેવામાં આવે છે. હું જોઉ છું કે ક્રિયાનો સ્વભાવ જ એવો છે કે તે અન્ય ક્રિયાને પેદા કરે છે, જે રીતે અગ્નિ સળગતો રહેવાથી ચાલુ રહેતો હોય છે. નથી તો હું

## હું તે છું

કોઇ ક્રિયા કરતો કે નથી તો હું કોઈને ક્રિયા કરવા પ્રેરતો; જે કંઇ ઘટી રહ્યું છે તેનાથી હું સમયાતીતપણે જાગ્રત છું.

**સાધક** - આપના મનમાં, કે અન્ય મનોમાં પણર

**મહારાજ** - મન માત્ર એક જ છે, જે "હું આ છું, હું પેલો છું, આ મારું છે, પેલું મારું છે' ખ્યાલોથી ભર્યું ભર્યું હોય છે. હું તે મન નથી, ન તો કદીયે હતો, કે ન તો કદીયે હોઇશ.

**સાધક** - મન અસ્તિત્વમાં કઇ રીતે આવ્યું?

**મહારાજ** - જગતદ્રવ્ય, ઊર્જા અને બુધ્દ્વિનું બનેલું છે. તેઓ પોતાને ઘણી બધી રીતે અભિવ્યક્ત(પ્રગટ) કરતાં હોય છે. ઈચ્છા અને કલ્પના જગતને સર્જે છે અને બુધ્દ્વિ તે બેને સમાયોજિત કરે છે અને સંવાદિતા અને શાંતિના ભાવને જન્માવે છે. તે સઘળું મને ઘટે છે; હું જાગ્રત છું, અને તેમ છતાંયે અપ્રભાવિત છું.

**સાધક** - આપ જાગ્રત પણ હોવ અને અપ્રભાવિત પણ હોવ તેવું ન બની શકે. શબ્દોમાં વિરોધાભાસ છે. અનુભવ બદલાવ છે. એક વાર આપને કોઈક સંવેદનાનો અનુભવ થયો કે સ્મૃતિ આપને અગાઉની અવસ્થા પર પાછા નહી ફરવા દે.

**મહારાજ** - હા, જે કંઈ સ્મૃતિમાં ઉમેરાય છે તેને તમે સહેલાઈથી નથી ભૂંસી શક્તા. પરંતુ એટલું તો ખસે કે તેને ચોક્કસ ભૂંસી શકાય છે, હકીકતમાં હું સઘળો સમય તે જ કરી જ રહ્યો છું. ઉડતા પક્ષી માફક હું મારી પાછળ કોઇ પદચિહ્નો નથી છોડતો.

**સાધક** - શું સાક્ષીને નામ અને રૂપ છે કે પછી તે તેમની પેલે પાર છે?

**મહારાજ** - સાક્ષી જાગ્રતિમાં માત્ર એક બિંદુ છે. તેને કોઇ નામ અને રૂપ નથી. તે ઝાકળબિંદુમાં સુર્યના પ્રતિબિંબ સમાન છે. ઝાકળબિંદુને નામ અને રૂપ છે, પરંતુ પ્રકાશનું નાનકડું બિંદુ સુર્યના કારણે હોય છે. બિંદુની નિર્મળતા અને સુંવાળપ એ એક જરૂરી શરત ખરી, પરંતુ માત્ર તેટલું જ પૂરતું નથી. તે જ રીતે મનમાં સત્યના પ્રતિબિંબ માટે મનની નિસ્પંદતા અને મૌન જરૂરી ખરાં, પરંતુ માત્ર તેટલું જ પૂરતું નથી. તેની પાછળ સત્યનું હોવું અનિવાર્ય છે. સત્ય તો સદાને માટે સમયાતીતપણે હાજર જ હોવાથી ભાર છે જરૂરી શરતો પર છે.

**સાધક** - શું એવું બની શકે ખરું કે મન નિસ્પંદ (નિર્મળ) અને શાંત હોય અને તેમ છતાંયે પ્રતિબિંબ દેશ્યમાન ન થાય?

**મહારાજ** - નિયતિનો પણ વિચાર કરવાનો રહે છે. અચેતના નિયતિની પકડમાં હોય છે; હકીકતમાં , તે જ નિયતિ છે. વ્યક્તિએ રાહ જોવી પડે તેવું બને. પરંતુ ભલે નિયતિનો હાથ ગમે તેટલો ભારે હોય, તેને ધૈર્ય અને આત્મસંયમથી હટાવી શકાય છે. સુગ્રથિતતા અને નિર્મળતા વિઘ્નોને હટાવે છે અને મનમાં સત્યનું દર્શન થાય છે.

**સાધક** - આત્મસંયમ કઈ રીતે પ્રાપ્ત થાય? હું ખૂબ જ નબળા મનનો છું!

**મહારાજ** - સૌ પહેલાં તો એ સમજો કે તમે તમારી જાતને જે વ્યક્તિ માનો છો તે તમે નથી. તમે તમારી જાતને જે હોવાનું વિચારો છો તે માત્ર નર્યું સૂચન કે કલ્પના હોય છે. તમારે માતાપિતા નથી, તમે જન્મ્યા નથી, કે નહીં તો તમે મૃત્યુ પામો. કાં તો હું તમને જયારે તેવું કહું છું ત્યારે તમે મારો વિશ્વાસ કરો કે પછી અભ્યાસ (ચિંતનમનન) અને તપાસ કરીને તમારી જાતે તે તારણ પર પહોંચો. પૂર્ણ શ્રધ્દ્વાનો ઉપાય ઝડપી છે, જયારે બીજો રસ્તો ધીમો પરંતુ સ્થિર છે. બથેની વ્યવહારમાં કસોટી થવી જોઇએ. તમે જેને સાચું માનો છો તે પર આગળ વધો - સત્ય ભણી દોરી જતો માર્ગ આ જ છે.

# હું તે છું

**સાધક** - સત્ય અને નિયતિની ઈચ્છા કરવી તે શું એકસમાન જ છે?

**મહારાજ** - હા, તે બન્ને અચેતનામાં ઘટે છે. ચેતન સદ્ગુણ એ નરી પતરાજી છે. ચેતના હમેશાં માત્ર વિઘ્નોની હોય છે; જયારે વિઘ્નો નથી હોતાં ત્યારે વ્યક્તિ તેની પેલે જાય છે.

**સાધક** - હું આ શરીર નથી તે સમજ શું મને એ તાકાત બક્ષશે કે જે આત્મસંયમ માટે આવશ્યક હોય છે?

**મહારાજ** - જયારે તમે એ જાણો છો કે તમે નથી તો મન કે નથી તો શરીર, ત્યારે તમે તેમનાં વડે ચલિત થતા નથી. તમે સત્યને અનુસરશો, પછી ભલે તે તમને ગમે ત્યાં લઈ જાય, અને જે આવશ્યક હશે તે કરશો, પછી ભલે તે માટે ગમે તેટલો ભોગ આપવાનું બને.

**સાધક** - આત્માસાક્ષાત્કાર માટે ક્રિયા શું આવશ્યક છે?

**મહારાજ** - સાક્ષાત્કાર માટે સમજ આવશ્યક છે. ક્રિયા તો પ્રસંગોપાત્ત છે. સ્થિર સમજ ધરાવતો માણસ ક્રિયા કરવાથી પાછો નહીં પડે. ક્રિયા સત્યનું પારખું છે.

**સાધક** - શું પારખાંની જરૂર પડતી હોય છે?

**મહારાજ** - જો સઘળો સમય તમે તમારી જાતનાં પારખાંઓ ન કરતાં રહો તો તમે સત્ય અને મનોકલ્પના વચ્ચેના ભેદને નક્કી નહીં કરી શકો. અવલોકન અને બારીક તાર્કિક્તા કંઈક અંશે મદદ જરૂર કરે છે, પરંતુ સત્ય વિરોધાભાસી હોય છે. જ્યાં સુધી તમે તમારા વિચારો અને લાગણીઓને, શબ્દો અને કૃત્યોને નનિરખો નહીં અને તમારી જાણ બહાર તમારામાં જે પરિવર્તનો ઘટી રહ્યાં છે તે શા માટે અને કઈ રીતે ઘટી રહ્યા છે તે બાબતે વિસ્મય પામો નહીં ત્યાં સુધી તમને એ ખબર કઈ રીતે પડી શકે કે તમને સાક્ષાત્કાર થયો છે? તે એટલાં બધાં આશ્ચર્યકારક હોય છે અને બરાબર એ જ કારણે તમે એ જાણો છો કે તે વાસ્તવિક (સત્ય) છે. જાણીતું અને અપેક્ષિત ભાગ્યે જ સત્ય હોય છે.

**સાધક** - વ્યક્તિ કંઈ રીતે અસ્તિત્વમાં આવે છે?

**મહારાજ** - પ્રકાશના માર્ગમાં કોઈ પદાર્થ આવતા જે રીતે કોઈ પડછાયો દશ્યમાન થતો હોય છે બરાબર તે રીતે જ્યારે વિશુદ્ધ ચેતનાના માર્ગમાં "હું-શરીર-છું'નો ખ્યાલ આવતો હોય છે ત્યારે વ્યક્તિ અસ્તિત્વમાં આવે છે. અને જે તે ભૂમિના અક્ષાંસ-રેખાંશ મુજબ પડછાયો તેના આકાર અને સ્થિતિ બદલતો હોય છે, તે જ રીતે વ્યક્તિ નિયતિની ભાત પ્રમાણે સુખી અને દુઃખી થતી, સ્વસ્થ અને બેચેન થતી, મેળવતી અને ગુમાવતી દેખાય છે. જ્યારે શરીર રહેતું નથી ત્યારે કશાયે અવશેષ વિના વ્યક્તિ સાવ અદશ્ય થઈ જાય છે, પાછળ રહે છે માત્ર સાક્ષી અને પેલું થહન અજ્ઞત.

સાક્ષી એ છે જે કહે છે "હું જાણું છું'. વ્યક્તિ કહે છે "હું કરું છું'. હવે, એમ કહેવું કે "હું જાણું છું' તે સાચું નથી - તે માત્ર મર્યાદીત છે એટલું જ. પરંતુ એમ કહેવું કે "હું કરું છું' તે તો સાવ જ ખોટું છે, કારણ કે ક્રિયાનું કરનાર કોઈ છે જ નહીં; સઘળું આપોઆપ બને છે, જેમાં કર્તા હોવાના ખ્યાલનો પણ સમાવેશ થઈ જાય છે.

**સાધક** - તો પછી ક્રિયા (કૃત્ય) એટલે શું?

**મહારાજ** - વિશ્વ ક્રિયાઓથી ભર્યું ભર્યા છે, પરંતુ ક્રિયાનો કરનાર કોઈ જ નથી. નાની અને મોટી અને ખૂબ મોટી અસંખ્ય વ્યક્તિઓ છે, જે તાદાત્મ્યને કારણે પોતાની જાતને ક્રિયા કરતી કલ્પે છે, પરંતુ તેથી એ હકીકતમાં કોઈ ફેર નથી પડતો કે ક્રિયાનું જગત(મહદાકાશ) એક અખિલ છે જેમાં સઘળું સઘળા પર આધાર રાખે છે અને સથળું સઘળાને અસર પ્રિભાવિત) કરે છે. આકાશમાંના તારાઓ આપણને ભારે પ્રભાવિત કરે છે, અને આપણે તારાઓને. ક્રિયાથી પાછા હટો અને

ચેતના પર આવો, ક્રિયાને શરીર અને મન પર છોડો; તેઓ તેનાં ક્ષેત્રો છે. જ્યાં સુધી સાક્ષીત્વ પણ બ્રહ્મમાં ન ઓગળી જાય ત્યાં સુધી વિશુદ્ધ સાક્ષી તરીકે રહો.

મહાકાય વૃક્ષોથી ભર્યા ભર્યા એક ગાઢ જંગલની કલ્પના કરો. કોઇ થડમાંથી એક પાટીયાને રચવામાં આવે છે અને લખવા માટે એક પેન્સિલને પણ . સાક્ષી લખાણને વાંચે છે અને જાણે છે કે ભલે પેલી પેન્સિલ અને પેલું પાટીયું જંગલ સાથે દૂર દૂરથી સંકળાયેલાં હોય, પરંતુ લખાણને તેમની સાથે કોઇ લેવાદેવા નથી. તે પૂર્ણપણે તેના પર થોપવામાં આવ્યું છે અને તેના અદશ્ય થવાથી કશો જ ફરક પડવાનો નથી. વ્યક્તિત્વનું વિગલન થયા બાદ હમેશાં ગાઢ હળવાશ છૂટકારા)નો ભાવ જન્મતો હોય છે, જાણે કે કોઈ મોટા બોજમાંથી મુક્તિ ન મળી હોય.

**સાધક** - જ્યારે આપ એમ કહો છો કે હું સાક્ષીની પેલે પારની અવસ્થામાં છું, તો આપને એવો શો અનુભવ છે કે આપ તેવું કહેવાને પ્રેરાઓ છો માત્ર સાક્ષી હોવાના તબક્કાથી તે કઈ રીતે અલગ પડે છે?

**મહારાજ** - તે છાપકામ કરેલા કપડાને ધોવા સમાન છે. સૌ પ્રથમ ડિઝાઈન ઝાંખી પડે છે, પછી પશ્ચાદ્‌ભૂ અને છેવટે પાછળ નર્યું સફેદ પોત રહે છે. વ્યક્તિત્વ સાક્ષીને સ્થાન આપે છે, પછી સાક્ષી વિદાય લે છે અને પાછળ રહે છે વિશુદ્ધ જાગ્રતિ(સમાધિ) . કાપડ શરૂઆતમાં સફેદ હતું અને અંતે પણ સફેદ જ છે; તે પરની ભાતો (ડિઝાઈનો) અને રંગો થોડા સમય માટે તે પર ઉપસી ગયાં તેટલું જ.

**સાધક** - જાગ્રતિના પદાર્થ વિના શું જાગ્રતિ હોઈ શકે ખરી?

**મહારાજ** - પદાર્થ સાથેની જાગ્રતિને આપણે સાક્ષીત્વ કહ્યું છે. જયારે ઇચછા અને ભયને કારણે પદાર્થ સાથે આત્મ-તાદાત્મ્ય પણ હોય છે ત્યારે તેવી અવસ્થાને વ્યક્તિ કહેવામાં આવે છે. વાસ્તવમાં તો એક જ અવસ્થા છે; જ્યારે તે આત્મ-તાદાત્મ્ય વડે વિકૃત બને છે ત્યારે તેને વ્યક્તિ કહેવામાં આવે છે; હોવા (સ્વરૂપ)ના ભાવ વડે તે જ્યારે રંજિત બને છે ત્યારે તે સાક્ષી હોય છે; જયારે તે રંગરહિત અને અમર્યાદીત હોય છે ત્યારે તેને બ્રહ્મ કહેવામાં આવે છે.

**સાધક** - હું મને હમેશાં બેચેન, અજંપ, તલસતો, આશાઓ સેવતો, કશાકની શોધમાં હોઉં તેવો, કશુંક મને જાણવા મળતું હોય તેવો, આનંદતો, ત્યાગ કરતો, ફરી શોધ ચલાવતો અનુભવું છું. એવું તે શું છે કે જે મને સદાયે અજંપ (બેચેન) રાખે છે?

**મહારાજ** - તમને ખબર પણ નથી અને તમે વાસ્તવમાં તમારી જાત(સ્વરૂપ)ની શોધમાં છો. તમે પેલા પ્રેમપાત્ર અને પેલા પૂર્ણપણે પ્રેમાળ માટે પ્રેમતલસાટમાં છો.અજ્ઞાનને કારણે તમે તેની શોધ ક્વૈેતો અને વિરોધાભાસોમાં ચલાવો છો. જયારે તમે તેને અંદર પામશો ત્યારે તમારી શોધનો અંત આવ્યો હશે.

**સાધક** - આ દુઃખભર્યા જગતનો સામનો કરવાનો તો હમેશાં રહેશે જ.

**મહારાજ** - એવી આગોતરી ધારણા ન કરી લો. તમને તેની કોઈ જ ખબર નથી. એ ખરે કે સઘળું પ્રગટીકરણ વિરોધીઓમાં, કૈતમાં હોય છે. સુખ અને દુઃખ, શુભ અને અશુભ, ઊચ્ચ અને નીચ, પ્રગતિ અને અધોગતિ, આરામ અને બેચેની - આ સઘળાં સાથે જ આવતાં જતાં હોય છે - અને જ્યાં સુધી આ જગત છે ત્યાં સુધી તેના વિરોધાભાસો પણ હોવાના જ. એવો પણ સમયગાળો આવી જાય કે જયારે પરમાનંદ અને સુંદરતાની પૂર્ણ સંવાદીતા જોવા મળે, પરંતુ તે તો થોડા સમય માટે જ. જે કંઇ ક્ષતિરહિત પૂર્ણ છે તે સઘળી પૂર્ણતાના સ્રોત પર પાછું ફરે છે, અને વિરોધાભાસો દ્વૈતો)ની રમત ચાલુ રહે છે.

**સાધક** - મારે પૂર્ણતાને કઈ રીતે પ્રાતત કરવી, પામવી?

**મહારાજ** - શાંત રહો. જગતમાં તમારું કામ કર્યે રાખો, પરંતુ અંદરથી શાંત રહો. તો પછી તમને સઘળું આવી મળશે. સાક્ષાત્કાર માટે તમારા કામ પર આધાર ન રાખશો. તે કદાચ અન્યોને ફાયદો કરે, પરંતુ તમને નહીં. મનથી મૌન અને હૃદયથી શાંત રહેવામાં જ તમારી આશા રહેલી છે. સાક્ષાત્કારપ્રાપ્ઠ લોકો ખૂબ શાંત હોય છે.

## જાગ્રતિ(સમાધિ) [૮૦]

**સાધક** - શું સ્વરૂપનો સાક્ષાત્કાર કરવામાં સમય લાગતો હોય છે, કે પછી સમય સાક્ષાત્કારમાં થવામાં કોઈ મદદ ન કરી શકે? આત્મ-સાક્ષાત્કાર શું માત્ર સમય પર જ આધાર રાખે છે, કે પછી તે સમય સિવાય અન્ય પરિબળો પર પણ આધાર રાખે છે?

**મહારાજ** - સઘળી ઇંતેજારી નિષ્ફળ છે. તમારી સમસ્યાઓ હલ કરવા સમય પર આધાર રાખવો તે આત્મવંચના છે, સ્વ-છેતરપિંડી છે. પોતાના ભરોસા પર છોડી દેવામાં આવેલ ભવિષ્ય માત્ર ભૂતકાળનું પુનરાવર્તન કરે છે. પરિવર્તન તો વર્તમાનમાં જ ઘટી શકે, નહીં કે ભવિષ્યમાં.

**સાધક** - કઈ બાબત પરિવર્તન લાવે છે?

**મહારાજ** - સ્ફટિક જેવી નિર્મળ દષ્ટિએ પરિવર્તનની આવશ્યકતાને જુઓ. બસ આટલું જ કરો.

**સાધક** - શું આત્મ-સાક્ષાત્કાર દ્રવ્ય (શરીર)માં ઘટે છે કે તેની પેલે પાર? શું તે કોઈ એવો અનુભવ નથી કે જે પોતાના ઘટવા માટે શરીર અને મન પર આધાર રાખતો હોય?

**મહારાજ** - સઘળા અનુભવો ભ્રામક, સીમિત અને સામયિક હોય છે. અનુભવ પાસેથી કશી જ અપેક્ષા ન રાખો. સાક્ષાત્કાર પોતે કોઈ અનુભવ નથી, પછી ભલે તે અનુભવોના એક નવા આયામ ભણી દોરી જતો હોય તેવું બનતું હોય. ભલે નવા અનુભવો ગમે તેટલા રસપ્રદ હોય પરંતુ તેઓ જૂના કરતાં વધારે વાસ્તવિક નથી હોતા. એટલું તો ચોક્કસ કે સાક્ષાત્કાર એ કોઈ નવો અનુભવ નથી. તે એટલે દરેક અનુભવમાં રહેલા સમયાતીત પરિબળનું ભાન થવું, જ્ઞાન થવું. એ તો જાગ્રતિ છે કે જે અનુભવને શક્ય બનાવે છે. જે રીતે સઘળા રંગોમાં પ્રકાશ એક રંગરહિત ઘટક તરીકે વિદ્યમાન હોય છે તે જ રીતે દરેક અનુભવમાં જાગ્રતિ વિદ્યમાન હોય છે, અને તેમ છતાંયે તે અનુભવ નથી.

**સાધક** - જો જાગ્રતિ એ અનુભવ નથી તો તેનો સાક્ષાત્કાર કઈ રીતે થઈ શકે?

**મહારાજ** - જાગ્રતિ તો સદાયે વિદ્યમાન હોય છે. તેનો સાક્ષાત્કાર કરવાની કોઈ આવશ્યકતા નથી. મનના પડદાને ઉંચકો અને તે પ્રકાશથી ઝળહળી ઉઠશે.

**સાધક** - દ્રવ્ય શું છે?

**મહારાજ** - જે તમે નથી સમજતા તે દ્રવ્ય છે.

**સાધક** - વિજ્ઞાન દ્રવ્યને સમજે છે.

**મહારાજ** - વિજ્ઞાન તો આપણી અજ્ઞાનની ક્ષિતિજોને માત્ર પાછળ ધકેલે છે એટલું જ.

**સાધક** - કુદરત શું છે?

# હું તે છું

**મહારાજ** - સભાન અનુભવોની સમગ્રતા એટલે કુદરત. સભાન સ્વરૂપ તરીકે તમે કુદરતનો અંશ છો. જાગ્રતિ તરીકે તમે પેલે પાર છો. કુદરતને નરી ચેતના તરીકે જોવી તે જાગ્રતિ છે.

**સાધક** - શું જાગ્રતિની વિવિધ કક્ષાઓ હોય છે?

**મહારાજ** - ચેતનામાં વિવિધ કક્ષાઓ છે પરંતુ જાગ્રતિ(સમાધિ)માં નથી. તે એક્જૂટ, એકરસ હોય છે. મનમાંનું તેનું પ્રતિબિંબ એટલે પ્રેમ અને સમજ. સમજની સ્પષ્ટતામાં અને પ્રેમની તીવ્રતામાં વિવિધ કક્ષાઓ હોય છે, પરંતુ તેમના સ્રોતમાં નહીં. સ્રોત સીધોસાદો અને એક્લો છે, પરંતુ તેની બક્ષિસો અસંખ્ય છે. માત્ર એટલું કરો કે બક્ષિસોને સ્નોત ન સમજી બેસો. તમારી જાત₹્વિરૂપ)ને સ્રોત તરીકે પામો, નહીં કે નદી તરીકે; બસ એટલું જ.

**સાધક** - હું નદી પણ છું.

**મહારાજ** - અલબત્ત, છો જ. "હું છું' તરીકે તમે શરીરના કિનારાઓ વચ્ચે નદી જ છો. પરંતુ તમે ન્ઝોત પણ છો, મહાસાગર પણ છો અને આકાશમાંનાં વાદળો પણ છો. જ્યાં ક્યાંય પણ જીવન અને ચેતના છે ત્યાં તમે છો જ. વામનથી પણ વામન, અને વિરાટથી પણ વિરાટ, તમે છો, જયારે અન્ય સઘળું તો આભાસિત થતું હોય છે.

**સાધક** - સ્વરૂપભાવ અને જીવભાવ - શું તે બન્ને એક જ છે, કે પછી અલગ અલગ?

**મહારાજ** - એકને સ્થળમાંની અસ્મિતા(ઓળખ) સર્જે છે , જ્યારે બીજાને સમયમાનું સાતત્ય સર્જે છે.

**સાધક** - એક વાર આપે કહ્યું હતું કે દ્રષ્ટા, દૃષ્ટિ અને દૃશ્ય એ ત્રણ નથી પરંતુ એક જ છે. મારા માટે તે ત્રણેય અલગ છે. મને આપના શબ્દો બાબતે કોઈ શંકા નથી, પરંતુ આ મારી સમજમાં નથી આવતું.

**મહારાજ** - બારીકાઈથી નિહાળો અને તમારા જોવામાં આવશે કે દ્રષ્ટા અને દૃશ્ય માત્ર ત્યારે જ ઘટે છે જ્યારે દૃષ્ટિજોવાની ક્રિયા) ઘટે છે. તે જોવાની ક્રિયાના ગુણધર્મો છે. જ્યારે તમે એમ કહો છો કે "હું આ જોઈ રહ્યો છું', ત્યારે "હું છું? અને "'આ'ની પધરામણી જોવાની ક્રિયા સાથે ઘટે છે, તે પહેલાં નહીં. તમે ન તો વણદેખ્યા "આ'ને કે ન તો ન જોઈ રહેલા "હું છું'ને ન ધરાવી શકો.

**સાધક** - હું કહી શકું કે "હું જોતો નથી".

**મહારાજ** - પેલું "હું આ જોઈ રહ્યો નથી' તે "હું મારા ન જોવાને જોઈ રહ્યો છું' કે "હું અંધકાર જોઈ રહ્યો છું' બની ગયું હોય છે. જોવાની ક્રિયા રહે છે. ત્રિપુટી - જ્ઞાત, જાણવાની ક્રિયા અને જ્ઞાતા - માં જાણવાની ક્રિયા જ એક માત્ર હકીક્ત છે. પેલો "હું છું' અને "આ' શંકાસ્પદ છે. કોણ જાણે છે? શું જાણવામાં આવે છે? જાણવાની ક્રિયા સિવાયની અન્ય કોઈ જ નિશ્ચિતતા નથી.

**સાધક** - જ્ઞાતા બાબતે નહી પરંતુ હું જાણવાની ક્રિયા બાબતે શા માટે આટલો બધો નિશ્ચિત છું?

**મહારાજ** - હોવાની અને પ્રેમ કરવાની સાથે સાથે જાણવાની ક્રિયા તમારા ખરા સ્વભાવનું પ્રતિબિંબ છે. જ્ઞાતા અને જ્ઞાત મન વડે ઉમેરાય છે. મનનો એ સ્વભાવ જ છે કે ન હોવા છતાં પણ જ્ઞાતા-જ્ઞેયના ઠ્વેતને સર્જવું.

**સાધક** - ઈચ્છા અને ભય શાના કારણે છે?

**મહારાજ** - ભૂતકાળનાં દુઃખો અને સુખોની સ્મૃતિ એ દેખીતું કારણ છે. તે બાબતે કંઇ બહુ મોટું રહસ્ય નથી. સંઘર્ષ ત્યારે સર્જાય છે જયારે ઈચ્છા અને ભય કોઈ એક જ વિષય બાબતે હોય છે.

**સાધક** - સ્મૃતિનો અંત કઈ રીતે લાવવો?

## હું તે છું

**મહારાજ** - નથી તો તે જરૂરી, કે નથી તો તે શક્ય. સમજો કે જે કંઇ ઘટે છે તે ચેતનામાં ઘટે છે અને તમે ચેતનાનું મૂળ છો, સ્રોત છો, પાયો છો. જગત એ અનુભવોની હારમાળા છે અને તમે એ છો જે તેમને ચેતન બનાવે છે, અને તેમ છતાંયે તમે સઘળા અનુભવોની પેલે પાર રહો છો. તે ઉષ્મા, જયોત અને સળગતા લાકડા જેવું છે. ઉષ્મા જ્યોતને જાળવી રાખે છે, જ્યોત લાકડાને ભક્ષે છે. ઉષ્મા વિના નહીં તો હોય જયોત કે નહીં તો હોય બળતણ. તે જ રીતે, જાગ્રતિ વિના નહીં તો હોય ચેતના, કે નહીં તો હોય જીવન, જે જીવન દ્રવ્યને ચેતનાના વાહકમાં રૂપાંતરિત કરતું હોય છે.

**સાધક** - આપ એવું કહો છો કે મારા વિના કોઇ જગત નહીં હોય, અને આ જગત અને તેના વિશેનું મારું જ્ઞાન એકરૂપ છે. વિજ્ઞાન સાવ જ જુદા તારણ પર પહોંચ્યું છેઃ જગત કોઇક નક્કર અને સાતત્યપૂર્ણ અસ્તિત્વ ધરાવે છે, જ્યારે હું તો ચેતાતંત્રની જૈવિક ઉત્ક્રાંતિની એક આડપેદાશ છું, જે મૂળભૂત રીતે જોવા જઇએ તો જીવ અને પ્રજાતિ તરીકે ટકી રહેવાની યંત્રરચના તરીકે જેટલું છે એટલું બધું કંઇ ચેતનાનું આશ્રયસ્થાન નથી. આપનો દષ્ટિકોણ સાવ જ આત્મલક્ષી છે, જ્યારે વિજ્ઞાન તો સઘળી બાબતોને વસ્તુલક્ષી રીતે વર્ણવવાનો પ્રયત્ન કરે છે. શું આ વિરોધાભાસ અનિવાર્ય છે?

**મહારાજ** - ગૂંચવાડો દેખીતો છે અને નર્યો શાબ્દિક છે. જે છે, તે છે. નથી તો તે આત્મલક્ષી કે નથી તો તે વસ્તુલક્ષી. દ્રવ્ય અને મન અલગ નથી, તે ઊર્જાના જ સ્વરૂપો છે. મનને દ્રવ્યના કાર્ય તરીકે જુઓ અને તમને વિજ્ઞાન મળે છે; દ્રવ્યને મનની પેદાશ તરીકે જુઓ અને તમને ધર્મ મળે છે.

**સાધક** - પરંતુ સાચું શું છે? પહેલાં શું આવે છે, મન કે દ્રવ્ય?

**મહારાજ** - બેમાંથી એકેય પહેલાં નથી આવતું, કારણ કે બેમાંથી એકેય એકલું દશ્યમાન નથી થતું. દ્રવ્ય આકાર(રૂપ) છે, મન નામ છે. તે બન્ને ભેગા મળીને જગત બનાવે છે. વ્યાપવાની ક્રિયા અને અતિક્રમી જવાની ક્રિયા વાસ્તવિક(સત્ય) છે - વિશુધ્ધ સત્ચિદાનંદ – તમારું સારતત્ત્વ.

**સાધક** - હું જાણું છું માત્ર ચેતનાના પ્રવાહને, ઘટનાઓની અનંત શુંખલાને. કાળની નદી વહે છે, જે અવિરતપણે ઘટનાઓને લાવતી રહે છે અને વહી જતી રહે છે. સઘળો સમય ભવિષ્યનું ભૂતકાળમાં રૂપાંતરણ થતું રહે છે.

**મહારાજ** - એવું તો નથી ને કે તમે તમારી ભાષાની શિકાર બન્યા છો તમે સમયના પ્રવાહ વિશે એ રીતે વાત કરો છો જાણે તમે સ્થિર હોવ. પરંતુ જે ઘટનાઓને તમે ગઇકાલે જોઇ છે તે એવું બને કે અન્ય કોઇ આવતીકાલે જુએ. ગતિમાં તમે છો, નહીં કે સમય. ગતિ કરવાનું બંધ કરો અને કાળ થંભી જશે, કાળ લય પામશે.

**સાધક** - સમય થંભી જશે - એટલે આપ કહેવા શું માગો છો?

**મહારાજ** - ભૂત અને ભવિષ્ય શાશ્વત વર્તમાન(અબઘડી)માં ભળી જશે.

**સાધક** - પરંતુ ખરેખરા અનુભવમાં તેનો અર્થ શો થાય? તમને એ ખબર કઇ રીતે પ તમારા માટે સમય થંભી ગયો છે, કાળનો અંત આવી ગયો છે?

**મહારાજ** - તેનો અર્થ કદાચ એ થાય કે હવે ભૂત અને ભવિષ્યનો કોઇ અર્થ નથી રહ્યો. વળી તેનો અર્થ એવો પણ થાય કે જે કંઇ બની ગયું છે અને બનનાર છે તે એક ખુલ્લી કિતાબ બની જાય છે, એટલે કે તમે મન ફાવે ત્યારે તેને વાંચી શકો છો.

**સાધક** - હું એક પ્રકારની વૈશ્વિક સ્મૃતિને કલ્પી શકું છું, જે થોડીક તાલીમ બાદ હાથવગી બની શકતી હોય છે. પરંતુ ભવિષ્યને કઇ રીતે જાણી શકાય? અનપેક્ષિત અનિવાર્ય છે.

# હું તે છું

**મહારાજ** - એક સ્તરે જે અનપેક્ષિત હોય છે તેને જ્યારે ઉચ્ચ સ્તરેથી જોવામાં આવે છે ત્યારે એવું બને કે તેનું બનવું નિશ્ચિત હોય. આખરે તો, આપણે મનની મરયદાઓમાં છીએ. વાસ્તવમાં કશુંયે બનતું નથી, નથી તો ભૂત કે નથી તો ભવિષ્ય; સઘળું આભાસિત થાય છે એટલું જ - છે કશુંયે નહીં.

**સાધક** - છે કશુંયે નહીં - એટલે વળી શું? શું તમે કોરાધાકોર થઈ જાઓ છો, કે પછી નિદ્રાધીન બનો છો? કે પછી આપ જગતનો લય કરો છો અને અમને સૌને ત્યાં સુધી મૂછામાં રાખો છો જ્યાં સુધી આપના વિચારના પછીના ઝબકાર સાથે અમે ફરી પાછા જીવતા ન થઈ ઉઠીએર?

**મહારાજ** - અરે, ના, વાત એટલી બધી ખરાબ નથી. મન અને દ્રવ્યનું, નામો અને રૂપોનું જગત ચાલુ રહે છે, પરંતુ મારા માટે તે કશાયે અર્થનું નથી રહેતું. તે એક પડછાયાને ધરાવવા સમાન છે. તે વિધમાન છે - જયાં ક્યાંય પણ હું જાઉં છું ત્યાં મને અનુસસ્તું રહે છે, પરંતુ મને કોઈ રીતે અડચણરૂપ નથી હોતું. તે અનુભવોનું જગત રહે છે, પરંતુ ઈચ્છાઓ અને ભયો વડે મારી સાથે સંબંધિત હોય તેવાં નામો અને રૂપોનું નહીં. અનુભવો નિર્ગુણ હોય છે - હું કહી શકું કે તે વિશુધ્ધ્ અનુભવો હોય છે. કોઈ વધારે સારા શબ્દના અભાવમાં હું તેને અનુભવો કહું છું. તેઓ મહાસાગરની સપાટી પરનાં તરંગો સમાન છે, જે સદાયે હાજર હોય છે, પરંતુ મહાસાગરની શાંત તાકાતને પ્રભાવિત નથી કરતાં હોતાં.

**સાધક** - શું આપ એમ કહેવા માગો છો કે અનુભવ નામરહિત, રૂપરહિત, અનિશ્ચિત (અવ્યાખ્યાયિત) હોઈ શકે?

**મહારાજ** - શરૂઆતમાં સઘળા અનુભવો તેવા જ હોય છે. સ્મૃતિને કારણ જન્મેલાં ઈચ્છા અને ભય જ તેમને નામ અને રૂપ આપતાં હોય છે અને તેમને અન્ય અનુભવોથી અલગ પાડતાં હોય ણ તે કોઈ સભાન અનુભવ નથી હોતો, કારણ કે તે અન્ય અનુભવોની વિરુધ્ધ્માં નથી હોતો, અને તેમ છતાંયે તે પૂરો સમય એક અનુભવ હોય છે.

**સાધક** - જો તે સભાન ન હોય તો પછી તેની વાત જ શા માટે કરવી?

**મહારાજ** - તમારા મોટા ભાગના અનુભવો અભાન હોય છે. સભાન હોય તેવા તો બહુ ઓછા હોય છે. આ હકીકતથી તમે અજાગ્રત(અણજાણ) હોવ છો કારણ કે તમારા માટે તો માત્ર સભાન અનુભવો જ ધ્યાન આપવાને પાત્ર હોય છે. અભાનથી જાગ્રત બનો.

**સાધક** - શું કોઈ અભાનથી જાગ્રત હોઈ શકે? તે કઈ રીતે થતું હોય છે?

**મહારાજ** - ઈચ્છા અને ભયનાં પરિબળો ઢાંકવાનું અને વિકૃત કરવાનું કામ કરતાં હોય છે. જયારે મન તેમનાથી મુક્ત હોય છે ત્યારે અભાન સુધી પહોંચવું શક્ય બનતું હોય છે.

**સાધક** - શું તેનો અર્થ એવો થાય કે અભાન સભાન બને છે?

**મહારાજ** - વાત તેનાથી સાવ ઉલટી છે. સભાન અભાનમાં એકરૂપ થઈ જાય છે. ભેદ મટી જાય છે, પછી ભલે તમે તેને ગમે તે દષ્ટિએ જુઓ.

**સાધક** - મને કંઈ સૂઝ નથી પડતી. કોઈ જાગ્રત છતાં અભાન કઈ રીતે હોઈ શકે?

**મહારાજ** - જાગ્રતિ ચેતના પૂરતી મર્યાદીત નથી. તે જે કંઈ છે તે સઘળાની હોય છે. ચેતના દ્વૈતની હોય છે. જાગ્રતિમાં કોઈ ‌ઠ્વૈત નથી હોતું. નર્યા જ્ઞાનનો તે એક અખિલ જથ્થો છે. તે જ રીતે કોઈ નર્યા હોવા અને નર્યા સર્જન વિશે પણ વાત કરી શકે - જે અનામ, નિરાકાર, મૌન અને તેમ છતાંયે સાવ જ વાસ્તવિક, શક્તિશાળી અને અસરકારક હોય છે. તેમના અવર્ણયિ હોવાની તેમના પોતાના પર લેશ માત્ર અસર નથી થતી. અભાન હોય છે ત્યારે તેઓ આવશ્યક હોય છે. સભાન (થેતન) મૂળભૂતપણે પરિવર્તન નથી કરી શકતું, તે સહેજસાજ ફેરફાર કરી શકે તેટલું જ માત્ર.

પરિવર્તન પામવા માટે કોઈ પણ ચીજે મૃત્યુમાંથી, અજ્ઞાતપણામાંથી અને વિલયમાંથી પસાર થવું પડે. સુવર્ણના આભુષણોને નવો આકાર પામતાં પહેલાં પીગળવું પડે. જે મૃત્યુ પામવાની ના પાડે છે તે પુનઃજન્મ ન પામી શકે.

**સાધક** - શરીરના મૃત્યુને એકબાજુ પર રાખીએ તો કોઈ અન્ય કઈ રીતે મૃત્યુ પામતું હોય છે?

**મહારાજ** - નિગ્રહ, અલિપ્તતા, જતું કરવું તે મૃત્યુ છે. પૂર્ણપણે જીવવા મૃત્યુ આવશ્યક છે; દરેક અંત નવાની શરૂઆત કરે છે. તો બીજી તરફ એ અવશ્ય સમજો કે માત્ર મૃત જ મરી શકે, નહીં કે જીવિત. તમારી અંદર જે જીવંત છે તે અમર છે.

**સાધક** - ઈચ્છાને તેની ઊર્જા ક્યાંથી મળતી હોય છે?

**મહારાજ** - સ્મૃતિમાંથી તે પોતાનાં નામ અને આકાર પ્રાપ્ત કરે છે. ઊર્જા સ્ોતમાંથી વહી આવે છે.

**સાધક** - કેટલીક ઈચ્છાઓ સાવ જ ખોટી હોય છે. ખોટી ઈચ્છાઓ કઈ રીતે કોઈ ઉમદા સ્રોતમાંથી વહી આવી શકે?

**મહારાજ** - સ્રોત નથી તો હોતો ખોટો (અશુભ) કે નથી તો હોતો સાચો (શુભ). કે નથી તો હોતી ઈચ્છા પોતે ખરી (શુભ) કે ખોટી(અશુભ). સુખ માટેના પ્રયાસ સિવાય તે અન્ય કશુંયે હોતી નથી. શરીર જેવા તુચ્છ રજકણ સાથે આત્મતાદાત્મ્ય સાધવાને કારણે તમને ભટકી ગયાની લાગણી થાય છે અને તમે મરણિયા થઈને પ્રસન્નતા અને પૃણતા માટે શોધ ચલાવો છો, જેને તમે સુખ કહો છો.

**સાધક** - હું તે ધરાવતો જ નહોતો, તો પછી, હું વળી ભટક્યો જ ક્યારે હોઉં?

**મહારાજ** - આજે સવારે તમે ઉંઘમાંથી ઉઠયા તે પહેલાં તમે તે ધરાવતા હતા. તમારી ચેતનાની પેલે પાર જાઓ અને તમે તેને પામશો.

**સાધક** - મારે પેલે પાર કઈ રીતે જવું?

**મહારાજ** - તમે તે જાણો જ છો; અમલમાં મૂકો.

**સાધક** - તે તો આપ કહો છો. મને તો તેની કોઈ જ ખબર નથી.

**મહારાજ** - તેમ છતાંયે ફરી કહું છું - તમે તે જાણો છો, તમને તેની ખબર છે. અમલમાં મૂકો. પેલે પાર જાઓ, તમારી સાધારણ, સ્વાભાવિક, કુદરતી, ઉચ્ચ અવસ્થા પર પાછા ફરો.

**સાધક** - હું મૂંઝવણમાં મૂકાઈ ગયો છું.

**મહારાજ** - આંખમાંનું કણું તમને એવું વિચારવાને પ્રેરે છે કે તમે આંધળા છો. કણાને દૂર કરો અને જુઓ.

**સાધક** - હું જોઉં જ છું! મને તો માત્ર અંધકાર જ દેખાય છે.

**મહારાજ** - કણાને કાઢી નાખો અને તમારી આંખો પ્રકાશથી ઝળહળી ઉઠશે. પ્રકાશ છે જ - બસ તે તમારી રાહ જોઈ રહ્યો છે. આંખો પણ છે જ - તૈયાર, સજ્જ. તમે જે અંધકાર જોઈ રહ્યા છો તે તો પેલા નાનકડા કણાની છાયા સિવાય અન્ય કશુંયે નથી. તેનાથી છૂટકારો મેળવો અને તમારી સ્વાભાવિક અવસ્થા પર પાછા ફરો.

## ભયનું મૂળ કારણ [૮૧]

**મહારાજ** - તમે ક્યાંથી આવો છોરર

**સાધક** - હું યુનાઈટેડ સ્ટેટ્સથી આવું છું, પરંતુ મારો મોટા ભાગનો સમય તો હું યુરોપમાં જ વીતાવું છું. હમણા હમણા હું ભારત આવ્યો છું. હું ત્રપિકેશમાં બે આશ્રમોમાં રહ્યો છું. મને ત્યાં આગળ ધ્યાન અને શાશ્વોશ્વાસની તાલીમ આપવામાં આવી હતી.

**મહારાજ** - ત્યાં આગળ તમે કેટલો સમય રહ્યા હતા?

**સાધક** - એકમાં આઠ દિવસ અને બીજામાં છ દિવસ. મને ત્યાં મજા નહોતી પડી અને મે ત્યાંથી વિદાય લીધી હતી. પછી ત્રણ અઠવાડિયા સુધી હું તિબેટના લામાઓ સાથે રહ્યો હતો. પરંતુ તે સૌ તો સૂત્રો અને કર્મકાંડોમાં રચ્યાપચ્યા રહેતા હતા.

**મહારાજ** - આખરે આ બધાનું પરિણામ શું આવ્યું?

**સાધક** - એટલું તો ચોક્કસ કે મારી ઊર્જામાં વધારો થયો હતો. પરંતુ હું ત્ક્ષિકેશ જવા નીકળ્યો તે પહેલાં દક્ષિણ ભારતમાં પુડુક્કોટાઈના એક નિસર્ગોપચાર કેન્દ્રમાં મેં થોડાક ઉપવાસ અને મિતાહાર કર્યા હતા. તેથી મને ઘણો જ ફાયદો થયો હતો.

**મહારાજ** - એવું બને કે વધારે સારી તંદુરસ્તીને કારણે ઊર્જામાં વધારો અનુભવ્યો હોય.

**સાધક** - હું તેવું કંઈ કહી ન શકું. પરંતુ આ સઘળા પ્રયાસોને પરિણામે મારા શરીરમાં વિવિધ જગ્યાઓએ બળતરાનો અનુભવ થવા લાગ્યો હતો અને અગાઉ જ્યાં કોઈ જ પ્રકારના અવાજો નહોતા સંભળાતા ત્યાં મને વિવિધ રટણો અને અવાજો સંભળાયા હતા.

**મહારાજ** - હવે તમે શાની શોધમાં છો?

**સાધક** - હં... આપણે શાની શોધમાં હોઈએ છીએ? કોઈક સત્ય, કોઈક આંતરિક નિશ્ચિતતા, કોઈક સાચા સુખની. આત્મસાક્ષાત્કારના વિવિધ સંપ્રદાયોમાં જાગ્રતિની વાત ખૂબ થતી હોય છે, જે પરથી કોઈક એવા અભિપ્રાય પર આવે છે કે જાગ્રતિ ખુદ જ સર્વોચ્ચ વાસ્તવિકતા (સત્ય) છે. શું ખરેખર તેવું છે શરીરની સંભાળ ચેતાતંત્ર(મગજ) રાખે છે, ચેતાતંત્રને ચેતના પ્રકાશિત કરે છે; જાગ્રતિ ચેતના પર ધ્યાન રાખે છે; શું જાગ્રતિની પેલે પાર કંઈ છે ખરું?

**મહારાજ** - તમને એ કઇ રીતે ખબર પડે છે કે તમે જાગ્રત છો?

**સાધક** - હું અનુભવું છું કે હું છું. હું તેને અન્ય કોઈ રીતે અભિવ્યક્ત નથી કરી શકતો.

**મહારાજ** - જ્યારે તમે કાળજીપૂર્વક મગજથી ચેતનામાં થઈને જાગ્રતિ ભણી આગળ વધો છો ત્યારે તમારા જાણવામાં આવે છે કે દ્વૈતનો ભાવ એકધારો વિદ્યમાન હોય છે. જ્યારે તમે જાગ્રતિ(સમાધિ)ની પેલે પાર જાઓ છો ત્યારે અક્વેતની અવસ્થા હોય છે, જેમાં જ્ઞાન જેવું કંઈ હોતું નથી, માત્ર નર્યું હોવાનું હોય છે , જેને ન-હોવાનું પણ કહી શકાય, જો હોવાને તમે કશુંક ખાસ હોવું સમજતા હોવ તો.

**સાધક** - જેને આપ વિશુદ્ધ હોવાનું કહો છો તે શું તે વૈશ્વિક હોવાનું છે, સઘળું હોવાનું છે?

**મહારાજ** - સઘળું ગલિત રીતે વિશિષ્ટોના સમુચ્ચયને સૂચિત કરે છે. વિશુદ્ધ હોવામાં વિશિષ્ટ(વૈયક્તિક)નો ખ્યાલ ખુદ જ ગેરહાજર છે.

# હું તે છું

**સાધક** - વિશુધ્ધ હોવા (સ્વરૂપ) અને વિશિષ્ટ હોવા (સ્વરૂપ) વચ્ચે કોઈ સંબંધ ખરો?

**મહારાજ** - જે છે અને જે હોવાનું નર્યું આભાસિત થાય છે તે વચ્ચે શો સંબંધ હોઈ શકે? શું મહાસાગર અને તેનાં તરંગો વચ્ચે કોઇ સંબંધ છે ખરો? વાસ્તાવિક(સત્ય) અવાસ્તવિક(અસત્ય)ને વિધમાન(આભાસિત) થવા દે છે અને તેને અવિધમાન કરે છે. એક પછી એક પસાર થતી અનિત્ય ક્ષણોની શૂખલા સમયની ભ્રમણાને પેદા કરે છે, પરંતુ વિશુધ્ધ હોવા(સ્વરૂપ)ની સમયાતીત વાસ્તવિકતા ગતિમાં નથી, કારણ કે સઘળા પ્રકારની ગતિને ગતિહીન પશ્ચાદ્ભૂની આવશ્યકતા હોય છે. તે ખુદ જ પશ્ચાદ્ભૂ છે. એક વાર તે તમને તમારામાં જોવા મળી કે તમે જાણો છો કે તમે કદીયે તે સ્વતંત્ર સ્વરૂપને ગુમાવ્યું નહોતું, એક એવું સ્વરૂપ કે જે સઘળાં વિભાજનો અને અલગતાઓથી સ્વતંત્ર છે. પરંતુ તેની શોધ ચેતનામાં ન ચલાવો, તે તમને ત્યાં જોવા નહીં મળે. તેની શોધ અન્ય ક્યાંય પણ ન ચલાવો, કારણ કે તે કશાયમાં રહેલ નથી. ઉલટાનું તે સઘળાને સમાવે છે અને સઘળાને પ્રગટ કરે છે. તે સુર્યના પ્રકાશ સમ છે જે સઘળાને પ્રકાશિત કરે છે, પરંતુ પોતે તો અપ્રકાશિત જ રહે છે.

**સાધક** - મહારાજ, આપનું એ કહેવું કે સત્ય (વાસ્તવિકતા)ને ચેતનામાં ન પામી શકાય તે મારે શા કામનું? બીજે હું તેની શોધ ક્યાં ચલાવું? આપ તેને કઈ રીતે પામો છો?

**મહારાજ** - તે સાવ સરળ છે. જો હું તમને એમ પૂછું કે મોનો સ્વાદ કેવો છે, તો તમે માત્ર એટલું જ કહી શકો કે - નથી તો તે ગળ્યો કે નથી તો તે કડવો, નથી તો તે ખાટો કે નથી તો તે તિક્ત; આ સઘળા સ્વાદોની હાજરી નથી હોતી ત્યારે જે હોય છે તે તે છે. તે જ રીતે, જ્યારે કોઈ જ ભેદો અને પ્રત્યાઘાતો નથી રહેતા ત્યારે પાછળ જે રહે છે તે વાસ્તવિકતા સત્ય) છે, જે સીધી સાદી અને નક્કર હોય છે.

**સાધક** - મારી સમજમાં તો માત્ર એટલું જ આવે છે કે હું એક અનાદિ ભ્રમણાની પકડમાં છું. અતે તેનો અંત કઈ રીતે આવી શકે તે મને દેખાતું નથી. જો આવી શકે તેમ હોત તો તે ક્યારનોયે આવી ગયો હોત. ભૂતકાળમાં મને ઘણીયે તકો મળી જ હોવી જોઈએ, જે રીતે મને ભવિષ્યમાં મળનાર હશે. જે બની જ શક્યું નથી તે ન જ બની શકે. અથવા તો જો તે બન્યું હોત તો લાંબો સમય ન ટકી શક્યું હોત. વણકથ્યા લાખો વરસો બાદની આપણી આ વખોડવા લાયક અવસ્થા વિષે વધારેમાં વધારે સારું તો એટલુ કહી શકાય કે આખરે તે લુપ્ત થનાર છે, અથવા તો - જે વધારે બદ્તર છે – તે એ અંધકારમય ભાવિ છે કે જે એક અનંત અને અર્થહીન પુનરાવર્તન છે.

**મહારાજ** - તમારી પાસે એવો કયો પુરાવો છે કે તમારી હાલની અવસ્થા અનાદિ અને અનંત છે? તમે જન્મ્યા પહેલાં કેવા હતા? મૃત્યુ બાદ તમે કેવા હશો? અને જો તમારી હાલની અવસ્થાની વાત કરીએ તો - તેના વિશે તમે કેટલું જાણો છો? તમે તો એટલું પણ નથી જાણતા કે આજે સવારે તમે ઉંઘમાંથી ઉઠ્યા તે પહેલાં તમારી સ્થિતિ કેવી હતી. તમે તમારી હાલની અવસ્થા વિશે માત્ર થોડુંક એવું જાણો છો અને તેના પરથી તમે વિવિધ કાળો અને સ્થળો (દેશ) બાબતે તારણ પર આવો છો. એવું બને કે તમે માત્ર સ્વપ્ન જોઈ રહ્યા હોવ અને તમાચ સ્વપ્નને શાશ્વત હોવાનું કલ્પી રહ્યા હોવ.

**સાધક** - તેને સ્વપ્ર કહેવાથી કંઈ પરિસ્થિત બદલાતી નથી. હું મારો પ્રશ્ન પુનરાવર્તિ કરુ છું : એવી કઈ આશા રહી છે કે જે મારી પાછળની શાશ્વતિ પૂરી ન કરી શકે? મારું ભવિષ્ય મારા ભૂતકાળથી જૂદું શા માટે હોવું જોઈએ?

**મહારાજ** - તમારી તમ(મોહગ્રસ્ત, બેહોશ) અવસ્થામાં તમે એક ભૂતકાળ અને એક ભવિષ્કાળને પ્રક્ષેપિત કરો છો અને તેને વાસ્તવિક(સાચા) સમજો છો. હકીકતમાં, તમે માત્ર તમારી વર્તમાન ક્ષણને જ જાણતા હોવ છો. કાલ્પનિક ભૂતકાળ અને ભવિષ્યકાળ બાબતે પ્રશ્ન પૂછવાને બદલે જે અબઘડી વિધમાન છે તેને જ શા માટે ન તપાસવું? તમારી હાલની અવસ્થા નથી તો અનાદિ

કે નથી તો અનંત. તે એક ઝબકાર માત્રમાં પૂરી થઇ જાય છે - ઘટી જાય છે. બારીકાઈથી એ નીરખો કે તે ક્યાંથી આવે છે અને ક્યાં જતી રહે છે. તેની પાછળ રહેલી સમયાતીત વાસ્તવિકતા તરત જ તમારા જાણવામાં આવશે.

**સાધક** - મેં તેવું પહેલાં શા માટે નથી કર્યું?

**મહારાજ** - જે રીતે દરેક તરંગ મહાસાગરમાં શમી જાય છે, તે જ રીતે દરેક ક્ષણ તેના સ્ોતમાં પાછી ફરે છે. સાક્ષાત્કાર એટલે જ સ્રોતની શોધ અને તેમાં સ્થિત થવું.

**સાધક** - શોધ કોણ કરે છે?

**મહારાજ** - શોધ મન કરે છે.

**સાધક** - શું તેને જવાબો મળે છે?

**મહારાજ** - તેના જાણવામાં આવે છે કે તેની પાસે કોઈ જ જવાબો નથી, તેને કોઇ જવાબોની આવશ્યક્તા જ નથી રહેતી.

**સાધક** - જન્મવું તે એક હકીકત છે. મરવું તે એક ઓર હકીકત છે. સાક્ષીને તે કેવાં અનુભવાય છે, આભાસિત થાય છે?

**મહારાજ** - એક બાળક જન્મ્યું હતું; એક માણસ મૃત્યુ પામે છે - સમયના પ્રવાહમાં આ બસ માત્ર ઘટનાઓ છે.

**સાધક** - સાક્ષીની કંઈ પ્રગતિ થાય છે ખરી શું જાગ્રતિ ઉત્ક્રાંત થાય છે ખરી?

**મહારાજ** - એવું બને કે જ્યારે જાગ્રતિનો પ્રકાશ જે કંઈ અનુભવાયું છે તેના પર પડે ત્યારે તેમાં ઘણાં બધાં પરિવર્તનો આવે, પરંતુ પરિવર્તનો તો વસ્તુઓ પામે છે, નહીં કે પ્રકાશ. પ્રકાશમાં છોડવાઓ વૃધ્ધિ પામે છે, પરંતુ સુર્ય વૃધ્ધિ નથી પામતો. શરીર અને સાક્ષી પોતે તો ગતિહીન છે, પરંતુ જ્યારે તેમનો મનમાં એકબીજા સાથે મેળાપ થાય છે ત્યારે બન્ને ગતિમાં હોવાનું આભાસિત થાય છે.

**સાધક** - હા, હું જોઈ શકું છું કે જે ગતિ કરે છે અને પરિવર્તન પામે છે તે "હું છું' જ માત્ર છે. શું "હું છું'ની જરા પણ જરૂર છે ખરી?

**મહારાજ** - કોને તેની જરૂર છે? તે ત્યાં હાજર જ છે - અબઘડી. તેને આદિ હતો અને અંત પણ હશે જ.

**સાધક** - "હું છું'ની વિદાય થાય છે, ત્યારે પછી પાછળ શું રહે છે?

**મહારાજ** - જે આવતું-જતું નથી - તે રહે છે. એ તો સદાયે અતૃપ્ત મન છે કે જે ક્ષતિરહિત પૂર્ણતા ભણીના પ્રગતિ અને ઉત્ક્રાંતિના ખ્યાલોને સર્જે છે. તે જ ખલેલ સર્જે છે અને વ્યવસ્થાની વાતો કરે છે, સલામતીનો નાશ કરે છે અને તેની જ શોધ ચલાવે છે.

**સાધક** - નિયતિમાં, કર્મમાં પ્રગતિ જેવું કંઈ છે ખરું?

**મહારાજ** - કર્મ એ વણવપરાયેલી ઊર્જાઓનો, અતૃપ્ત વાસનાઓનો અને ન સમજાયેલી ભીતિઓનો સંગ્રહ છે. આ સંગ્રહ એકધારો નવી વાસનાઓ અને ભીતિઓથી તાજો થતો રહે છે. સદાયે આવું જ હોય તે કંઈ આવશ્યક નથી. તમારી ભીતિઓનાં મૂળ કારણોને – તમારી જાતથી જ વિખૂટા પડી ગયાનાં કારણોને - સમજો, અને એ વાસનાઓનાં કારણોને - આત્મા સ્વરૂપ) માટેના તલસાટનાં કારણોને - સમજો , અને એક સ્વપ્ન માફક તમારે કર્મ વિલય પામશે. આકાશ અને ધરતી વચ્ચે જીવન વહેતું રહે છે. કશાને કોઈ અસર થતી નથી, શરીરો જ માત્ર વૃધ્ધિ અને વિઘટન પામે છે.

# હું તે છું

**સાધક** - વ્યક્તિ અને સાક્ષી વચ્ચે શો સંબંધ છે?

**મહારાજ** - તેમની વચ્ચે કોઈ જ સંબંધ ન હોઈ શકે કારણ કે તેઓ એક છે. અલગ ન પાડો અને સંબંધની શોધ ન ચલાવો.

**સાધક** - જો દ્રષ્ટા અને દૃશ્ય એક હોય તો પછી અલગતા કઈ રીતે ઘટી હતી?

**મહારાજ** -સ્વભાવે જ ભેદયુક્ત અને વૈવિધ્યપૂર્ણ એવાં નામો અને રૂપોના મોહમાં પડીને જે સ્વાભાવિક(કુદરતી) અને અલગ છે, અને જે એક છે, તેમને તમે અલગ પાડો છો, તેમાં ભેદ સર્જો છો. જગત વિવિધતાઓથી ભર્યું ભર્યું છે, પરંતુ ગેરસમજભરી ગભરામણને કારણે તમે કંઈક વિચિત્ર અને ભયયુક્ત લાગણી અનુભવો છો. જોખમમાં છે તો શરીર છે, નહીં કે તમે.

**સાધક** - હું જોઈ શકું છું કે બુનિયાદી જૈવિક ચિંતા, નાસી છૂટવાની સહજવૃત્તિ, ઘણા આકારો લેતી હોય છે અને મારા વિચારો અને લાગણીઓને વિકૃત કરી મૂકતી હોય છે. પરંતુ મૂળ સવાલ એ છે કે આ ચિંતા અસ્તિત્વમાં આવી જ કઈ રીતે?

**મહારાજ** - "હું-આ-શરીર-છું' એ ખ્યાલને કારણે અસ્તિત્વમાં આવેલી તે એક માનસિક અવસ્થા છે. "હું-આ-શરીર-નથી' તેવા વિરુદ્ધ ખ્યાલ વડે તેને દૂર કરી શકાય. બન્ને ખ્યાલો ખોટા છે, પરંતુ તેમાંનો એક બીજાને દૂર કરે છે. સમજો કે કોઈ ખ્યાલ તમારો નથી, તે સઘળા તમારામાં બહારથી આવે છે. તમારી જાતે જ તમારે તે વિચારી કાઢવું પડે, તમારા ધ્યાનના પદાર્થ તમે જ બનો. તમારી જાતને સમજવાનો પ્રયાસ એ યોગ છે. યોગી બનો, તમારી જાતને તેને સમર્પિત કરો, જ્યાં સુધી તમે ભૂલના મૂળ સુધી અને તે ભૂલની પેલે પારના સત્ય સુધી ન પહોંચો ત્યાં સુધી તે પર ઊંડો વિચાર કરતા રહો, વિસ્મય પામતા રહો, શોધ ચલાવતા રહો.

**સાધક** - ધ્યાન દરમિયાન, ધ્યાન કોણ કરે છે, વ્યક્તિ કે સાક્ષી?

**મહારાજ** - ધ્યાન એ ચેતનાની ઉચ્ચ અવસ્થાઓને ભેદવાનો અને આખરે તેની પેલે પાર જવાનો એક ઈરાદાપૂર્વકનો પ્રયાસ છે. ધ્યાનની કળા એટલે અગાઉ સિદ્ધ કરેલા સ્તરો પરની પકડને ગુમાવ્યા વિના ધ્યાનના કેન્દ્રને વધુ અને વધુ સુક્ષ્મ સ્તરો પર લઈ જવાની કળા. એક રીતે જોવા જઈએ તો તે મૃત્યુને અંકુશ હેઠળ રાખવા સમાન છે. જયાં સુધી વ્યક્તિત્વની સમગ્ર પ્રણાલી પર પકડ ન જામે અને દઢપણે તે પર સ્થિર ન થવાય ત્યાં સુધી વ્યક્તિ નિમ્નતમ સ્તરોએથી - સામાજિક સંજોગો, રીતરિવાજો અને આદતો; ભૌતિક પર્યાવરણ , શરીરની મુદ્રા અને શ્વસનથી; જ્ઞાનેન્દ્રિયો, તેમની સંવેદનાઓ અને અનુભવોથી; મનના વિચારો અને લાગણીઓથી - શરૂઆત કરે છે. જ્યારે અસ્મિતાનો ભાવ "હું-ફલાણો-ફલાણો-છું'ની પેલે પાર, 'હું-આવો-કે તેવો-છું'ની પેલે પાર, "હું-સાક્ષીમાત્ર-છું'ની પેલે પાર, "કશુંક-છે'ની પેલે પાર, સઘળા ખ્યાલોની પેલે પાર જાય છે અને અવૈક્તિક વ્યક્તિગત વિશુદ્ધ સ્વરૂપને પામે છે ત્યારે ધ્યાનના આખરી તબક્કા પર પહોંચાય છે. પરંતુ જ્યારે તમે ધ્યાનને અપનાવો ત્યારે તમારે ઊર્જાવાન હોવું પડે. એટલું તો ચોક્કસ કે તે કોઈ અંશકાલીન સાધના નથી. તમારા અને તમારા આશ્રિતો માટે જેટલી આવશ્યક જ હોય તેટલા પૂરતી તમારી રુચિઓ અને પ્રવૃત્તિઓને મર્યાદીત બનાવો. તમારા મને તમારી ફરતે જે દીવાલ ખડી કરી છે તેને તોડવા માટે તમારી ઊર્જાને અને સમયને બચાવો. મારો વિશ્વાસ કરો, તમારે પસ્તાવાનો વારો નહીં આવે.

**સાધક** - મારા જાણવામાં એ કઈ રીતે આવે કે મારો અનુભવ વૈશ્વિક છે?

**મહારાજ** - તમારા ધ્યાનના અંતે સઘળું પ્રત્યક્ષપણે જાણવામાં આવે છે, કોઈ જ પુરાવાની જરૂર નથી રહેતી. જે રીતે સમુદ્રના દરેક ટીપામાં સમુદ્રનો સ્વાદ રહેલો હોય છે, તે રીતે દરેક ક્ષણમાં શાશ્વતિનો સ્વાદ રહેલો હોય છે. આગળના વધુ સંશોધનના પ્રોત્સાહન માટે વ્યાખ્યાઓ અને

વર્ણનોને તેમનાં સ્થાન છે, પરંતુ સઘળી નકારાત્મકતાને એક બાજુએ મૂકીને તમારે તેમની પેલે પાર જે કંઇ અવ્યાખ્યાયિત અને અવણનીય છે તેમાં પ્રવેશવું પડે.

આખરે તો, વૈશ્વિકતા અને શાશ્વતિ પણ દેશ અને કાળથી વિરોધી એવી નરી સંકલ્પનાઓ જ છે, નર્યા ખ્યાલો જ છે. સત્ય(વાસ્તવિક્તા) એ કોઈ ખ્યાલ નથી, કે નથી તો તે કોઈ ખ્યાલનું પ્રગટીકરણ. તેને ખ્યાલો સંકલ્પનાઓ) સાથે કોઈ જ લેવાદેવા નથી. તમારા મન સાથે નિસ્બત રાખો, તેની વિકૃતિઓ અને અશુદ્ધિઓને દૂર કરો. એક વાર તમને તમારા આત્માનો સ્વાદ મળી ગયો કે તમને તે સર્વત્ર હરપળ જોવા મળશે. માટે, તે એટલા બધા મહત્ત્વનું છે કે તમારે તે પામવું જોઈએ. એક વાર તમે તે પામ્યા કે પછી તમે તે કદોયે નહીં ગુમાવો. પરંતુ તીવ્ર, અરે પરિશ્રમયુક્ત ધ્યાન વડે પણ તમારે તમારી જાતને તક આપવી પડે.

**સાધક** - ચોક્કસ હું શું કરું તેવું આપ ઇચ્છો છો?

**મહારાજ** - "હું છું' ભાવ પર ઊંડો વિચાર કરવાને તમારાં હૃદય અને મનને સમર્પિત કરો - તે શું છે, તે કેવો છે, તેનો સ્રોત, તેનું જીવન, તેનો અર્થ શો છે તેના પર ઊંડો વિચાર કરો. તે બરાબર એક કૂવો ખોદવા સમાન છે. તમે જીવનદાતા જળની સરવાણી સુધી ન પહોંચો ત્યાં સુધી જે કંઈ જળ નથી તે સઘળાને અવગણો, નકારો.

**સાધક** - મને એ ખબર કઇ રીતે પડશે કે હું યોગ્ય દિશામાં જઇ રહ્યો છું?

**મહારાજ** - તે કાર્ય પ્રત્યેની ધગશમાં કેટલી પ્રગતિ થઇ રહી છે, તે બાબતે તમે કેટલા સ્પષ્ટ થઇ રહ્યા છો, તમારી જાતને કેટલી સમર્પિત કરી રહ્યા છો તે પરથી તમને તેની ખબર પડશે.

**સાધક** - અમને યુરોપવાસીઓને શાંતિ (નિષ્ક્રિયતા) જાળવવી બહુ મુશ્કેલ જણાતી હોય છે. અમે જગત પ્રત્યે ખૂબ જ આસક્ત (પ્રવૃત્તિશીલ) હોઈએ છીએ.

**મહારાજ** - અરે, ના, તમે લોકો સ્વપ્નો પણ જુઓ છો. તફાવત માત્ર આપણાં સપનાંના વિષયવસ્તુ બાબતે જ છે . તમે ભવિષ્યની ક્ષતિરહિત પૂર્ણતાનો પીછો કરી રહ્યા છો. અમે તેને વર્તમાન ક્ષણમાં પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ છીએ. માત્ર મયદીતને જ ક્ષતિરહિત પૂર્ણ કરી શકાય. અમર્યદીત તો ક્યારનુંયે ક્ષતિરહિત પૂર્ણ છે. તમે ક્ષતિરહિત પૂર્ણ છો, વાત માત્ર એટલી જ છે કે તમને તેની ખબર નથી. તમારી જાતને જાણવાનું શીખો અને તમારા જાણવામાં કેટલાંયે વિસ્મયો આવશે.

તમારે જેની આવશ્યકતા છે તે તો તમારામાં વિદ્યમાન જ છે, સવાલ છે માત્ર તમારે તમારી જાત પ્રત્યે આદર અને પ્રેમ સાથે આગળ વધવાનો . આત્મ-વખોડણી અને આત્મ- અવિશ્વાસ ગંભીર ભૂલો છે. દુઃખથી સતત દૂર ભાગવાની અને સુખ માટેની સતત શોધ તમે તમારી જાત પ્રત્યે જે પ્રેમ ધરાવો છો તેનો સંકેત છે; હું તો તમને માત્ર એટલું જ કરવા કહું છું કે - તમારી જાત પ્રત્યેના તમાર પ્રેમને ક્ષતિરહિત પૂર્ણ કરો. તમારી જાતને કશાની પણ ના ન પાડો - તમારી જાતને અનંતતા અને શાશ્વતિ બક્ષો અને પામો કે તમારે તેની કોઇ આવશ્યકતા નથી; તમે તેની પેલે પાર છો.

## નિરપેક્ષ ક્ષતિરહિત પૂર્ણતા અહીં અને અત્યારે જ છે [૮૨]

**સાધક** - યુદ્ધ ચાલી રહ્યું છે. તે બાબતે આપનું વલણ કેવું છે?

**મહારાજ** - એક યા બીજી જગ્યાએ, એક યા બીજા સ્વરૂપે, યુદ્ધ તો હમેશાં ચાલી જ રહ્યું હોય છે. એવો કોઈ સમય હતો ખરો કે યુદ્ધ ન ચાલી રહ્યું હોય? કેટલાક લોકો એવું કહે છે કે ઈશ્વરની તેવી

ઈચ્છા હશે. કેટલાક કહે છે કે તે ઈશ્વરની લીલા છે. એક રીતે જોવા જઈએ તો કહેવાનું તાત્પર્ય એ છે કે યુદ્ધો અનિવાર્ય છે અને તે માટે કોઇ જ જવાબદાર નથી.

**સાધક** - પરંતુ તે બાબતે આપનું વલણ શું છે?

**મહારાજ** - મારા પર વલણને શા માટે થોપો છો? હું મારું પોતાનું કહેવાય તેવું કોઇ જ વલણ નથી ધરાવતો.

**સાધક** - એટલું તો ચોક્કસ કે આવા ભયંકર અને બુદ્ધિહીન સામૂહિક હત્યાકાંડ માટે કોઈક તો અવશ્ય જવાબદાર હોવું જોઇએ. લોકો શા માટે આટલા રાજીપા સાથે એકબીજાની હત્યા કરતા હોય છે?

**મહારાજ** - ગુનેગારની શોધ તમારી અંદર ચલાવો. સઘળા સંઘર્ષોના મૂળમાં "હું' અને "મારું'ના ખ્યાલો હોય છે. તેમાંથી છૂટકારો મેળવો અને તમે સઘળા સંઘર્ષોથી મુક્ત થઈ જશો.

**સાધક** - હું સઘર્ષમુક્ત થાઉં તેથી શું વળે? તેથી કંઈ યુદ્ધો થતાં ન અટકે. જો હું જ યુદ્ધનું કારણ હોઉં તો મારો નાશ થાય તે માટે હું રાજી છું. તેમ છતાંયે એ વાત ગળે ઉતરે તેવી છે કે મારા જેવા હજાર લોકો ફના થઈ જાય તો પણ યુદ્ધો નથી અટકવાનાં. યુદ્ધો કંઈ મારા જન્મ સાથે શરૂ નથી થયાં કે નથી તો મારા મરણ સાથે તેમનો અંત આવવાનો. તે માટે હું કંઈ જવાબદાર નથી. તો પછી જવાબદાર કોણ છે?

**મહારાજ** - કઠણાઈ અને મથામણ અસ્તિત્વનો અંશ છે. અસ્તિત્વ માટે કોણ જવાબદાર છે એવું તમે શા માટે નથી વિચારતા?

**સાધક** - આપ એવું શા માટે કહો છો કે અસ્તિત્વને અને સઘર્ષને એકબીજાથી અલગ પાડી શકાય તેમ નથી? શું કઠણાઈ અને મથામણ વિના અસ્તિત્વ ન હોઈ શકે? મારા હોવા માટે મારે કંઈ અન્ય લાથે લડવાની આવશ્યકતા નથી.

**મહારાજ** -- અલગ શરીર-મન અને અમુક ખાસ નામ તથા રૂપને ટકાવી રાખવા તમે સઘળો સમય અન્યો સાથે લડતા જ રહેતા હોવ છો. જીવવા માટે તમારે વિનાશ કરવો પડતો હોય છે. તમારો ગર્ભ રહ્યો તે ઘડીથી તમે તમારા પર્યાવરણ સાથે યુદ્ધ - જ્યાં સુધી મૃત્યુ તમને મુક્તિ ન બક્ષે ત્યાં સુધી એકબીજાનો વિનાશ કરવાનું એક નિદય યુદ્ધ - આદરી દીધું હોય છે.

**સાધક** - મારો પ્રશ્ન તો વણઉત્તર જ રહે છે. આપ તો માત્ર એ જ વણંવી રહ્યા છો જે હું જાણું છું - એટલે કે જીવન અને તેનાં દુઃખો. પરંતુ તે માટે જવાબદાર કોણ છે તે આપ નથી કહેતા. જ્યારે હું તે બાબતે આપના પર દબાણ લાવું છું ત્યારે આપ તેનો દોષ ઈશ્વર પર, કે કર્મપર, કે પછી મારી તૃષ્ણા અને ભીતિ પર ઢોળો છો - જે વળી ઓર પ્રશ્નોને ખડા કરે છે. મને ચોખ્ખોચટ આખરી જવાબ આપો.

**મહારાજ** - ચોખ્ખોચટ જવાબ છે - કશું જ નથી. સઘળું વૈશ્વિક ચેતનાના ક્ષેત્રમાં એક ક્ષણિક આભાસ છે; નામ અને રૂપ તરીકેનું સાતત્ય તો માત્ર એક માનસિક રચના છે, જેનો લોપ કરવો સરળ છે.

**સાધક** - હું તો હાલની ઘડીએ જે નજર સામે બની રહ્યું છે, જે અનિત્ય છે, જે આભાસી છે તેને વિશે પૂછી રહ્યો છું. આ રહ્યું સૈનિકો વડે મારી નાખવામાં આવેલા એક બાળકનું ચિત્ર. તે એક હકીકત છે - તમારી નજર સામે. આપ તેનો નકાર નહીં ભણી શકો. હવે મને એ કહો કે - તે બાળકના મૃત્યુ માટે જવાબદાર કોણ છે?

**મહારાજ** - કોઈ પણ નહીં અને દરેક જણ. જગત એટલે તેમાં આવેલી સઘળી ચીજો અને દરેક ચીજ અન્ય સઘળી ચીજોને પ્રભાવિત કરી રહી છે. આપણે સૌ તે બાળકની હત્યા કરીએ છીએ અને તે સાથે આપણે સૌ પણ હત્યા પામીએ છીએ. દરેક ઘટના પાછળ અસંખ્ય કારણો હોય છે અને તે અસંખ્ય પરિણામો સર્જે છે . તેનો હિસાબ રાખવો અર્થહીન છે, કશાનુંયે પગેરું નથી કરી શકાતું.

# હું તે છું

**સાધક** - તમે લોકો કર્મ અને તેના બદલાની વાતો કરતા હોવ છો.

**મહારાજ** - તે તો માત્ર એક ઉપરછલ્લો અંદાજ છે; વાસ્તવમાં આપણે સૌ એકબીજાના સર્જકો છીએ; એકબીજાના બોજને સર્જી રહ્યા છીએ અને સહન કરી રહ્યા છીએ.

**સાધક** - તો શું તેનો અર્થ એવો થાય કે નિર્દોષ લોકો દોષિત લોકોના કારણે યાતના ભોગવી રહ્યા છે?

**મહારાજ** - અજાણતા આપણે સૌ નિર્દોષ છીએ ; કૃત્યો કરવા જતાં દોષિત બનીએ છીએ. અજાણતાં જ આપણે પાપ કરીએ છીએ અને કશીયે સમજ વિના યાતના ભોગવીએ છીએ. આપણી એક માત્ર આશા છે: થોભવું, નજર કરવી, સમજવું અને સ્મૃતિનાં આ સઘળાં છટકાઓમાંથી બહાર આવવું. કારણ કે સ્મૃતિ કલ્પનાને પોષે છે અને કલ્પના ઈચ્છા અને ભયને પેદા કરે છે.

**સાધક** - પરંતુ હું કલ્પના જ શા માટે કરું છું?

**મહારાજ** - ચેતનાનો પ્રકાશ સ્મૃતિના પારદર્શક પડદામાંથી પસાર થાય છે અને મગજ પર ચિત્રો પાડે છે, ઉપસાવે છે. મનની ખામીયુક્ત અને અવ્યવસ્થિત અવસ્થાને કારણે તમે જે કંઈ અનુભવો છો તે ગમા અને અણગમાની લાગણીને કારણે વિકૃત અને રંજીત રંગાયેલું) હોય છે. તમારી વિચારણાને વ્યવસ્થિત અને લાગણીકીય પ્રભાવોથી મુક્ત કરો, અને તો પછી તમે સ્પષ્ટપણે કશાયે પૂર્વગ્રહ વિના લોકો અને વિવિધ બાબતોને તેના જેવા છે તેવા સ્વરૂપે જોશો.

જન્મ, જીવન અને મૃત્યુનો સાક્ષી એકનો એક જ છે. તે પીડા અને પ્રેમનો સાક્ષી છે. મયદાયુક્ત અને અલગતાભર્યું થોડાક કાળનું અસ્તિત્વ ભલે દુઃખદ હોય, પરંતુ આપણે તેને ચાહીએ છીએ. આપણે એક જ સમયે તેને ચાહીએ પણ છીએ અને ધિક્કારીએ પણ છીએ. આપણે લડીએ છીએ, આપણે હત્યા કરીએ છીએ, આપણે જીવન અને સંપત્તિનો નાશ કરીએ છીએ અને તેમ છતાંયે આપણે પ્રેમાળ છીએ અને પોતાનું બલિદાન આપવા તૈયાર હોઈએ છીએ. આપણે પ્રેમપૂર્વક બાળકને ઉછેરીએ છીએ અને તેને અનાથ પણ બનાવીએ છીએ. આપણું જીવન વિરોધાભાસોથી ભર્યું ભર્યું છે. અને તેમ છતાંયે આપણે તેને વળગી રહીએ છીએ. વળગી રહેવાની આ ક્રિયા જ સઘળાના મૂળમાં છે. અને તેમ છતાયે, તે સાવ જ ઉપરછલ્લી છે. પૂરી તાકાત સાથે આપણે કોઈક વ્યક્તિ કે ચીજને વળગી રહીએ છીએ અને બીજી જ ક્ષણે તેને ભૂલી જઈએ છીએ - રેતીના કિલ્લા બનાવતા કોઈ બાળક માફક જે કશીયે ફિકર વિના તેનો ત્યાગ કરી દેતું હોય છે. કારણ કે આપણું જીવન વર્તમાન ક્ષણ છે, અને તેના પ્રત્યેનો પ્રેમ પણ વર્તમાન ક્ષણમાં જ હોય છે. આપણે વિવિધતાને ચાહીએ છીએ, દુઃખ અને સુખની રમતને આપણે ચાહીએ છીએ, આપણે વિરોધાભાસોથી મોઢહગ્રસ્ત છીએ. આ માટે જ આપણને વિસુધ્ધોની અને તેમની દેખીતી અલગતાઓની આવશ્યકતા હોય છે. થોડા સમય માટે આપણે તેમને માણીએ છીએ. અને પછી તેમનાથી કંટાળી જઈએ છીએ અને વિશુધ્ધ સ્વરૂપના શાંતિ અને મૌન માટે તલસાટ અનુભવીએ છીએ. પેલું વૈશ્વિક હદય અવિરતપણે ધબકતું રહે છે. હું જ સાક્ષી છું અને હૃદય પણ.

**સાધક** - હું તે ચિત્રને જોઈ શકું છું, પરંતુ તેનો ચિત્રકાર કોણ છેઃ આવા ભયંકર અને તેમ છતાંયે ચાહવાલાયક અનુભવ માટે જવાબદાર કોણ છે?

**મહારાજ** - તે ચિત્રકાર ચિત્રમાં જ છે. તમે ચિત્રથી ચિત્રકારને અલગ પાડો છો અને પછી તેની શોધ ચલાવો છો. તેમને અલગ ન પાડો અને ખોટા પ્રશ્નો ન પૂછો. સઘળું જેમ છે તેમ છે, તે માટે કોઈ ખાસ વ્યક્તિ જવાબદાર નથી. કર્તાના ભ્રમને કારણે વ્યક્તિગત જવાબદારીનો ખ્યાલ પેદા થાય છે. "અવશ્ય તે કોઈકે કર્યું હોવું જોઈએ, કોઈક તે માટે જવાબદાર છે.' હાલનો સમાજ તેના કાયદાઓ અન રીતરિવાજોના માળખા પ્રમાણે જે રીતનો છે તે એક અલગ અને જવાબદાર વ્યક્તિના ખ્યાલ પર રચાયેલો છે, પરંતુ આ જ કંઈ એક માત્ર સ્વરૂપ નથી કે જે સમાજ ધારણ

કરી શકે. તેનાં અન્ય સ્વરૂપો પણ હોઇ શકે કે જેમાં અલગતાનો ભાવ નબળો હોય અને જવાબદારી કંઈક હળવી હોય.

**સાધક** - વ્યક્તિત્વનો ભાવ નબળો હોય તેવી વ્યક્તિ શું આત્મસાક્ષાત્કારથી વધારે નજીક હોય છે?

**મહારાજ** - નાનકડા બાળકનું જ ઉદાહરણ લો. હજુ તેનામાં "હું છું'નો ભાવ પેદા નથી થયો હોતો, વ્યક્તિત્વ અલ્પવિકસિત હોય છે, શરૂઆતની કક્ષાનું હોય છે. આત્મજ્ઞાન આડે આવતાં વિઘ્નો નગણ્ય હોય છે, પરંતુ જાગ્રતિની તાકાત અને સ્પષ્ટતા, તેની વ્યાપકતા અને ઊંડાઈનો અભાવ હોય છે. વરસોના પસાર થવા સાથે જાગ્રતિ તાકાતવાન બનશે, પરંતુ સાથોસાથ છુપાઈ રહેલું વ્યક્તિત્વ પણ ઉભરશે, ગૂઢ બનશે અને જટીલ થશે. જે રીતે કઠણ લાકડું વધારે તીવ્ર આગને પેદા કરતું હોય છે તે રીતે જેટલું વધારે તાકાતવાન વ્યક્તિત્વ હશે તેટલો જ તેના નાશમાંથી જન્મેલો પ્રકાશ વધારે તેજસ્વી હશે.

**સાધક** - શું આપને કોઈ સમસ્યાઓ નથી?

**મહારાજ** - મારે સમસ્યાઓ અવશ્ય છે. મેં તમને કહ્યું જ છે. હોવું, નામ અને રૂપ સાથે અસ્તિત્વ ધરાવવું દુઃખદાયક છે, પીડાકારી છે, તેમ છતાંયે હું તેને ચાહું છું.

**સાધક** - પરંતુ આપ તો સઘળી ચીજોને ચાહો છો!

**મહારાજ** - અસ્તિત્વમાં સઘળું સમાઈ જાય છે. મારી પ્રકૃતિ જ સઘળાને ચાહવાની છે; પીડાકારી, દુઃખદાયક પણ ચાહવા લાયક છે.

**સાધક** - તેથી કંઇ તે ઓછું પાડાકારી નથી બની જતું. અસીમમાં જ કેમ ન વસવું?

**મહારાજ** - નવું નવું જાણવાની સહજવૃત્તિ જ, અજ્ઞાતનો પ્રેમ જ મને અસ્તિત્વમાં લાવે છે. હોવાની ક્રિયાની પ્રકૃતિ જ બનવાની ક્રિયામાં સાહસ જોવાની છે, જે રીતે બનવાની ક્રિયાની પ્રકૃતિમાં જ હોવાની ક્રિયામાં શાંતિ શોધવાની હોય છે. હોવાની ક્રિયાની અને બનવાની ક્રિયાની આ અદલાબદલી અનિવાર્ય છે; પરંતુ મારું ઘર તો તેની પેલે પાર છે, હું તો તેની પેલે પાર વસું છું.

**સાધક** - શું આપ ઈશ્વરમાં વસો છો?

**મહારાજ** - ઈશ્વરને ચાહવું અને ભજવું તે પણ અજ્ઞાન છે. મારું ઘર તો સઘળા ખ્યાલોની પેલે પાર છે, પછી ભલે તે ખ્યાલો ગમે તેટલા ઉદાત્ત કેમ ન હોય.

**સાધક** - પરંતુ ઈશ્વર એ કોઈ ખ્યાલ નથી! અસ્તિત્વની પેલે પારની તે એક વાસ્તવિકતા છે.

**મહારાજ** - તમને ફાવે તે શબ્દ તમે ઉપયોગમાં લઇ શકો છો. હું તમે જે કંઇ વિચારી શકો તેની પેલે પાર છું.

**સાધક** - એક વાર આપ આપના ઘરને જાણી લો છો તો પછી તેમાં જ વાસ કેમ નથી કરી લેતા? કઈ બાબત આપને તેની બહાર ખેંચી લાવે છે?

**મહારાજ** - ભૌતિક અસ્તિત્વ માટેના પ્રેમને કારણે વ્યક્તિ જન્મે છે અને એક વાર જન્મ લીધો કે વ્યક્તિ નિયતિ(પ્રારબ્ધ)ના ચક્કરમાં ફસાય છે. નિયતિને કશુંક બનવાની ક્રિયાથી અલગ પાડી શકાય તેમ નથી. કશુંક વિશિષ્ટ બનવાની ઈચ્છા(વાસના) તમને વ્યક્તિ બનાવે છે, જે વ્યક્તિગત ભૂત અને ભવિષ્ય ધરાવતી હોય છે. કોઈ મહાન માણસ પર નજર કરો, તે એક કેવો અદ્‌ભૂત માણસ હતો! અને તેમ છતાંયે તેનું જીવન કેવું કપરું હતું તેનાં ફળો કેવાં મર્યાદીત હતાં! માણસનું વ્યક્તિત્વ કેવું સાવ પરાવલંબી હોય છે અને તેનું જગત તેના પ્રત્યે કેટલું બધું બેપરવા હોય છે! અને તેમ છતાંયે તેની તે નગણ્યતાને કારણે જ આપણે તેને ચાહીએ છીએ અને તેની રક્ષા કરીએ છીએ.

# હું તે છું

**સાધક** - યુદ્ધચાલી રહ્યું છે, સઘળે અંધાધૂંધી છે અને તમને ભોજનાલયનો હવાલો સંભાળવાનું કહેવામાં આવે છે. જે કંઇ આવશ્યક છે તે આપને પૂરું પાડવામાં આવે છે, સવાલ માત્ર કામ કરવાનો છે. શું આપ તેને સ્વીકારવાની ના પાડશો?

**મહારાજ** - કામ કરવું કે ન કરવું મારા માટે એકસમાન છે. હું હવાલો સંભાળું પણ ખરો, કે ન પણ સંભાળું. એવું બને કે આ પ્રકારનું કામ કરવા માટે મારા કરતાં વધારે સારી વ્યક્તિઓ હોઇ શકે - ઉદાહરણ તરીકે આવા પ્રકારની સેવા પૂરી પાડતા ધંધાદારી લોકો. પરંતુ મારું વલણ કંઇક જૂદું છે. જે રીતે હું બાળકના જન્મ વખતે આનંદ નથી મનાવતો તે રીતે હું મૃત્યુને કોઇ દુર્ઘટના તરીકે પણ નથી જોતો. બાળકને ઉપદ્રવમાંથી પસાર થવાનું બનનાર છે જ્યારે મૃત વ્યક્તિ તેમાંથી મુક્ત થઇ ગઇ છે. જીવન માટેની આસક્તિ દુઃખ માટેની આસક્તિ છે. દુઃખદાયક બાબતને આપણે ચાહતા હોઇએ છીએ. આવો આપણો સ્વભાવ છે. મારા માટે મૃત્યુની ક્ષણ હર્ષોલ્લાસની હશે, નહીં કે ભયની. હું જન્મ્યો ત્યારે રડ્યો હતો અને હું હસતો હસતો મરીશ.

**સાધક** - મૃત્યુની ક્ષણે ચેતનામાં શું પરિવર્તન આવ્યું હશે?

**મહારાજ** - તમે કયા પરિવર્તનની અપેક્ષા રાખો છો? જ્યારે પડદા પરના ચલચિત્રના પ્રક્ષેપણનો અંત આવે છે ત્યારે ફરી પાછી પરિસ્થિતિ તેની તે જ હોય છે. જો તમે યાદ કરો તો, તમે જન્મ્યા તે પહેલાંની તમારી અવસ્થા તમારા મર્યા બાદની જે અવસ્થા હોય છે તે અવસ્થા જ હતી.

**સાધક** - મને કશુંયે યાદ નથી આવતું.

**મહારાજ** - કારણ કે તમે તે માટે કદીયે પ્રયાસ નથી કર્યો. તે મનને માત્ર સંવાદમાં લાવવાનો જ સવાલ છે. અલબત્ત, એટલું ખરું કે તે માટે તાલીમની આવશ્યકતા હોય છે.

**સાધક** - આપ સામાજિક કાર્યમાં શા માટે ભાગ નથી લેતા?

**મહારાજ** - હું સઘળો સમય તે જ તો કરી રહ્યો છું! હું ક્યું સામાજિક કાર્ય કરું તે તમે ઇચ્છો છો. થાગડથીગડ કરવું તે મારું કામ નથી. મારી ભૂમિકા સાવ જ સ્પષ્ટ છે; વહેંચવા માટે પેદા કરવું, ખાધા પહેલાં ખવડાવવું, લેતાં પહેલાં આપવું, પોતાના પહેલાં બીજાનો વિચાર કરવો. વહેંચી ખાવા પર રચાયેલો નિઃસ્વાર્થી સમાજ જ સ્થિર અને સુખી હોઇ શકે. એક આ જ માત્ર વ્યવહારુ ઉકેલ છે. જો તમે તે ન ઇચ્છતા હોવ તો - પછી લડતા રહો.

**સાધક** - આ સઘળો ગુણોનો ખેલ છે. જ્યાં આગળ તમસ્ અને રજસ્ બળવાન હોય છે ત્યાં આગળ યુદ્ધ હોવાનું જ. જ્યાં સત્ત્વનું શાસન હશે ત્યાં શાંતિ હશે.

**મહારાજ** - તમને ફાવે તે રીતે સમજો, વાત એકની એક છે. સમાજ ઇરાદાઓ પર રચાયેલો છે. પાયામાં સદ્ભાવનું વાવેતર કરો અને તમારે શિષ્ણાત સામાજિક કાર્યકર્તાઓની આવશ્યકતા નહીં રહે.

**સાધક** - જગત બહેત્તર બની રહ્યું છે.

**મહારાજ** - બહેત્તર થવા માટે જગત પાસે પૂરતો સમય હતો, પરંતુ તે બહેત્તર નથી બન્યું. તો ભવિષ્ય માટે શી આશા રાખી શકાય અલબત્ત, એટલું ખરું કે સંવાદ અને શાંતિના સમયગાળાઓ જરૂર આવી ગયા છે, જ્યારે સત્તતની ચડતી હતી, પરંતુ સઘળું તેની પોતાની જ ક્ષતિરહિત પૂર્ણતાને કારણે નાશ પામતું હોય છે. કોઇ ક્ષતિરહિત પૂર્ણ સમાજ માટે એ જરૂરી છે કે તે સ્થિર હોવો જોઇએ, અને માટે જ તે બંધિયાર બની જાય છે અને તેને સડો લાગે છે. શિખર પરથી સઘળી સડકો નીચ તરફ દોરી જતી હોય છે. સમાજો લોકો જેવા છે – તે જન્મે છે, સાપેક્ષ પૂર્ણતાના અમુક બિંદુ સુધી તે વૃદ્ધિ પામે છે અને પછી તેમને સડો લાગે છે અને તે મૃત્યુ પામે છે.

# હું તે છું

**સાધક** - શું નિરપેક્ષ પૂર્ણતાની કોઇ એવી અવસ્થા નથી કે જેને સડો ન લાગતો હોયરર

**મહારાજ** - જેને આદિ હોય છે તેનો અંત હોય જ છે. સમયાતીતમાં સઘળું ક્ષતિરહિત પૂર્ણ છે, અહીં અને અત્યારે જ.

**સાધક** - પરંતુ શું સમય પાકતાં આપણે સમયાતીત પર પહોંચીશું ખરા?

**મહારાજ** - સમય પાક્તાં આપણે પાછા આરંભ બિંદુ પર આવીશું. જે રીતે દેશ આપણને દેશમુક્ત ન કરી શકે, તે રીતે કાળ આપણને કાળમુક્ત ન કરી શકે. રાહ જોવાની ક્રિયાથી તમને વધારે રાહ જોવાથી વિશેષ કશું જ ન મળે. નિરપેક્ષ પૂર્ણતા અહીં અને અત્યારે જ છે, નહીં કે નજીક કે દૂરના કોઈ ભવિષ્યમાં. રહસ્ય ક્રિયા કરવામાં જ રહેલું છે - અહીં અને અત્યારે જ. તમારી વર્તણૂંક જ તમને તમારા પ્રત્યે અંધ બનાવે છે. તમારા હોવા વિશે તમે જે કંઇ વિચારો છો તેનાથી નિસ્બતહીન થાઓ અને એ રીતે વર્તો કે જાણે તમે સાવ પૂર્ણ હોવ - પછી ભલે પૂર્ણતા બાબતે તમારો ખ્યાલ જે કંઈ પણ હોય. તમારે જરૂર છે માત્ર હિંમતની.

**સાધક** - આવી હિંમત મને ક્યાંથી મળે?

**મહારાજ** - અલબત્ત, તમારામાંથી જ તો. અંદર નજર કરો, અંદર શોધ ચલાવો.

**સાધક** - આપનો અનુગ્રહ મદદ કરશે.

**મહારાજ** - હાલમાં મારો અનુગ્રહ તમને કહી રહ્યો છે; અંદર શોધ ચલાવો. તમારે જે કશાની પણ આવશ્યકતા છે તે તમારી પાસે છે જ. તેનો ઉપયોગ કરો. તમારા જ્ઞાન પ્રમાણે તમારાથી શક્ય તેટલું ઉત્તમ રીતે વર્તો, તમારી વિચારણા પ્રમાણે તમારે જે કરવું જોઈએ તે કરો. ભૂલોથી ન ગભરાઓ ; તમે તેને હમેશાં ઠીક કરી શકશો, બસ તમારા ઈરાદાઓ મહત્ત્વના છે. ઘટનાઓ કેવો આકાર લેશે તે તમારા હાથમાં નથી; તમારા કૃત્યો પાછળનાં પ્રેરણાબળો મહત્ત્વનાં છે.

**સાધક** - અપૂણંતામાંથી જન્મેલું કૃત્ય કઈ રીતે ક્ષતિરહિત પૂર્ણ હોઇ શકે?

**મહારાજ** - કૃત્ય કંઇ પૂર્ણતા ભણી નથી દોરી જતું; કૃત્યમાં પૂર્ણતા અભિવ્યક્ત થતી હોય છે. જયાં સુધી તમે તમારી અભિવ્યક્તિઓ વડે તમારી જાતને માપો છો, ત્યાં સુધી તેમના પર પુરું ધ્યાન આપો; જ્યારે તમને તમારા પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થશે ત્યારે તમારી વ્તણૂંક ક્ષતિરહિત પૂર્ણ થશે - આપોઆપ જ.

**સાધક** - જો હું સમયાતીતપણે જ ક્ષતિરહિત પૂર્ણ હોઉં તો પછી હું જન્મ્યો જ શા માટે હતો? આ જીવનનો હેતુ શો છે?

**મહારાજ** - તે તો એવું પૂછવા જેવું છે કે - ઘરેણામાં પરિવર્તિત થવાથી સોનાને શો ફાયદો? ઘરેણાને સોનાનો રંગ અને સુંદરતા મળે છે; સોનું કંઈ વધારે સમૃધ્દ્ધ નથી બનતું. તે જ રીતે, કૃત્યમાં અભિવ્યક્ત થયેલ વાસ્તવિકતા કૃત્યને અર્થપૂર્ણ અને સુંદર બનાવે છે.

**સાધક** - વાસ્તવને તેની અભિવ્યક્તિઓ વડે શું હાંસલ થાય છે?

**મહારાજ** - તેને શું હાંસલ થઇ શકે? કશું જ નહીં. પરંતુ પ્રેમનો સ્વભાવ જ પોતાને અભિવ્યક્ત કરવાનો છે, પોતાને આગળ કરવાનો છે, મુશ્કેલીઓને પાર કરવાનો છે. એક વાર તમને એ સમજાયું કે જગત એટલે કાર્યન્વિત પ્રેમ કે પછી તમે તેને સાવ અલગ જ રીતે જોશો. પરંતુ તે માટે સૌ પ્રથમ તમારું સહન કરવા પ્રત્યેનું વલણ બદલાવું જોઇએ. મૂળભૂતપણે તો યાતના એ ધ્યાન માટેનું આહ્વાન છે, જે ખુદ જ એક પ્રેમચેષ્ટા છે. સુખ કરતાંયે વિશેષ તો પ્રેમ વૃદ્ધિને ઇચ્છે છે , ચેતના અને સ્વરૂપની વ્યાપકતા અને ગહનતાને ઈચ્છે છે. જે કંઇ તેમ થતાં અટકાવે છે તે યાતનાનું કારણ બને છે અને પ્રેમ યાતનાથી દૂર ભાગતો નથી. સત્ત્વ, એટલે એ ઊર્જા કે જે સચ્ચાઇ અને

વ્યવસ્થિત વિકાસની દિશામાં ક્રિયાશીલ હોય છે, તેના માર્ગમાં કોઇ વિઘ્નો ન નાખવાં જોઇએ. જો તેને અવરોધવામાં આવે છે તો તે પોતાની જ વિરુદ્ધમાં કામ કરે છે અને વિનાશક બને છે.

જ્યારે પણ પ્રેમને અવરોધવામાં આવે છે અને યાતનાને વ્યાપવાની છૂટ આપવામાં આવે છે ત્યારે યુદ્ધ અનિવાર્ય બને છે. આપણા પાડોશીના દુ:ખ પ્રત્યેની આપણી બેફિકરાઈ આપણા બારણે યાતનાને લઈ આવે છે.

## સાચો ગુરું [૮૩]

સાધક - તે દિવસે આપ કહી રહ્યા હતા કે આપના સાક્ષાત્કારના મૂળમાં આપના ગુરુ પ્રત્યેની આપની શ્રધ્દ્ધા રહેલી હતી. તેમણે આપને ખાતરી આપી હતી કે આપ જ પરબ્રહ્મ હતા અને કશુંયે કરવાનું રહેતું નહોતું. આપે તેમના પર વિશ્વાસ કર્યો અને કશીયે તાણ અનુભવ્યા વિના, કશોયે પરિશ્રમ કર્યા વિના વાતને જેમની તેમ જ રહેવા દીધી હતી. હવે, મારો પ્રશ્ન એ છે કેઃ આપના ગુરુમાંની શ્રધ્દ્ધા વિના શું આપને સાક્ષાત્કાર થયો હોત ખરો? આખરે તો, આપ જે છો, તે જ છો, પછી ભલે આપનું મન વિશ્વાસ કરે કે ન કરે; ગુરુના શબ્દોના કાર્ય પર શું સંદેહ કોઈ અવરોધ ખડો કરે ખરો અને તેમને નકામા બનાવી દે ખરો?

**મહારાજ** - તમે જ કહી દીધું - તે નકામા બન્યા હોત - થોડા સમય પૂરતા.

**સાધક** - અને તો ગુરુના શબ્દોમાં રહેલી ઊર્જા કે તાકાતનું શું થાય?

**મહારાજ** - તે ગલિત રહે, અપ્રગટ રહે. પરંતુ આ આખો પ્રશ્ન જ ગેરસમજ પર રચાયેલો છે. ગુરુ, શિષ્ય, પ્રેમ અને તેમની વચ્ચેનો વિશ્વાસ, આ સઘળું એક હકીક્ત છે, નહીં કે ઘણી બધી એકબીજાથી સ્વતંત્ર હોય તેવી હકીકતો. દરેક અન્યનો હિસ્સો છે, અંશ છે, અંગ છે. પ્રેમ અને શ્રધ્દ્ધા વિના ન તો ગુરુ હોત કે ન તો શિષ્ય હોત, અને ન તો તેમની વચ્ચેનો સંબંધ. તે બત્તી ચાલુ કરવા ચાંપને દબાવવા જેવું છે. બત્તી, તારનું જોડાણ, ચાંપ, ટ્રાન્સફોર્મર, વીજળીના પ્રવાહને લઈ આવતી લાઈન અને પાવર હાઉસ, આ સઘળું એક અખિલ વ્યવસ્થાને રચે છે , જેને પરિણામે તમને પ્રકાશ મળતો હોય છે. આમાંનું એક પણ પરિબળ ગેરહાજર હોય તો પ્રકાશ ન થાય. જે અલગ જ પડી શકે તેમ નથી તેમને તમારે અલગ ન જ પાડવા જોઇએ.. શબ્દો હકીકતોને નથી સર્જતા; કાં તો તેઓ તેમનું વર્ણન કરે છે અથવા તો તેમને વિકૃત બનાવે છે. હકીક્ત તો હમેશાં અશાબ્દિક જ હોય છે.

**સાધક** - મને હજુયે સમજમાં નથી આવતું; શું ગુરુનો શબ્દ પુરવાર થયા વિના રહી શકે કે પછી તે સાચો જ પડીને રહે?

**મહારાજ** - સાક્ષાત્કારપ્રાપ્ત વ્યક્તિનો શબ્દ કદીયે તેના હેતુને ચૂકતો નથી. એવું બને કે તે યોગ્ય પરિસ્થિતિ ખડી ન થાય ત્યાં સુધી રાહ જુએ, જે કદાચ થોડો સમય લે, અને આ તો સ્વાભાવિક છે, કારણ કે વાવવાની પણ ત્ક્તુ હોય છે અને લણવાની પણ -્છતુ હોય છે. પરંતુ ગુરુનો શબ્દ એ એક એવું બીજ છે જેનો કદીયે નાશ ન થઈ શકે. અલબત્ત, એટલું ખસે કે ગુરુ સાચુક્લો હોવો જોઇએ, જે શરીર અને મનની પેલે પાર ઉતરી ગયો હોય, ખુદ ચેતનાની પેલે પાર પહોંચી ગયો હોય, દેશ-કાળથી પર હોય, સમજ અને વર્ણનની પેલે પાર હોય. ભલા લોકો, કે જેઓએ પુષ્કળ વાંચ્યું છે, અને જેઓ પાસે તમને કહેવા માટે ઘણું બધું છે, તેઓ કદાચ તમને ઘણી બધી ઉપયોગી બાબતો શીખવી શકે, પરંતુ તેઓ સાચા ગુરુ નથી કે જેમના શબ્દો અચૂકપણે પુરવાર થતા

હોય છે. વળી તેઓ તમને એવું પણ કહી શકે કે તમે ખુદ જ આખરી સત્ય છો, પરબ્રહ્મ છો, પણ તેથી શું?

**સાધક** - ભલે તેમ હોય, પરંતુ કોઈક કારણસર મારે તેમના પર વિશ્વાસ કરવાનું અને તેમની આજ્ઞા પાળવાનું બન્યું તો શું મારે કશુંયે ગુમાવવાનું બને ખરુ?

**મહારાજ** - જો તમે વિશ્વાસ મૂકી શક્યા અને આજ્ઞાંકિત બની શક્યા તો ટૂંક સમયમાં જ તમે તમારા સાચા ગુરુને પામશો, અથવા તો, તે જ તમને આવી મળશે.

**સાધક** - શું આત્માનો દરેક જ્ઞાતા (સાક્ષાત્કારપ્રાપ્ત વ્યક્તિ) ગુરુ બનતો હોય છે; કે પછી બીજાઓને તે ભણી લઈ ગયા વિના પણ વ્યક્તિ આત્મા (સત્ય)ની જ્ઞાતા બની શકતી હોય છે?

**મહારાજ** - તમે જે ઉપદેશો છો તે જો તમે જાણતા હોવ તો તમે જે જાણતા હોવ છો તે ઉપદેશી શકો છો. અહીં જ્ઞાતાપણું અને ઉપદેશતાપણું એક છે. પરંતુ પરબ્રહ્મ (પરમસત્ય) તો તે બન્નેની પેલે પાર છે. સ્વઘોષિત ગુરુ પરિપક્વતા અને પ્રયાસની, લાયકાતો અને સિદ્ધિઓની, નિયતિ અને અનુગ્રહની વાતો કરતા હોય છે; આ સઘળી નરી માનસિક રચનાઓ જ છે, નર્યા માનસિક ખ્યાલો જ છે, વલગણભર્યા મનનાં પ્રક્ષેપણો જ છે. સહાય કરવાને બદલે તેઓ વિઘ્નરૂપ જ હોય છે.

**સાધક** - મારે એ કઈ રીતે નક્કી કરવું કે હું કોને અનુસરું અને કોનો વિશ્વાસ ન કરું?

**મહારાજ** - જયાં સુધી તમને પૂરી ખાતરી ન થઈ જાય ત્યાં સુધી કોઈનો પણ વિશ્વાસ ન કરો. ખરો ગુરુ કદીયે તમારું અપમાન નહીં કરે, નહીં તો તે તમને તમારી જાતથી અળગા કરે. તમને તે સતત તમારી અંતર્નિહિત ક્ષતિરહિત પૂર્ણતાની હકીકત પર ફરી ફરી પાછા લાવશે અને તમને તમારી અંદર શોધ ચલાવવા પ્રોત્સાહિત કરશે. તેઓ જાણે છે કે તમારે કશાનીયે આવશ્યકતા નથી, તેમની પણ નહીં, અને તમને તે વાત ફરી ફરી યાદ દેવડાવતા કદીયે થાકશે નહીં. પરંતુ આત્મઘોષિત ગુરુને તો પોતાના શિષ્યો કરતાં પોતાની જ વધારે પડી હોય છે.

**સાધક** - આપે કહ્યું સત્ય જ્ઞાનની અને સત્યના ઉપદેશની પેલે પાર છે. શું સત્યનું જ્ઞાન ખુદ પરબ્રહ્મ અને તેનો ઉપદેશ તેની સિદ્ધિનો પુરાવો નથી?

**મહારાજ** -સત્યનું, કે આત્માનું જ્ઞાન, એ મનની એક અવસ્થા છે. અન્યને ઉપદેશ આપવો તે દ્વૈતમાં ગતિ છે. તેમને માત્ર મન સાથે નિસ્બત છે; તે પ્રમાણે સત્ત્વ પણ એક ગુણ છે.

**સાધક** - તો પછી સત્ય શું છે?

**મહારાજ** - જે મનને અસાક્ષાત થયેલું કે સાક્ષાત થયેલું જાણે છે, જે અજ્ઞાન અને જ્ઞાનને મનની અવસ્થાઓ તરીકે જાણે છે, તે જ સત્ય(વાસ્તવિક) છે. જ્યારે તમને ધૂળ સાથે ભેળસેળ થઈ ગયેલ હીરાઓ આપવામાં આવે છે ત્યારે કાં તો તમે હીરાઓને ચૂકી જાઓ છો અથવા તો તેમને પ્રાપ્ત કરો છો. મહત્ત્વની વાત છે પારખવાની. પારખી શકવાની શક્તિ વિના ધૂળની ઝાંખપ અને હીરાના સૌંદર્ય વચ્ચે ભેદ નથી કરી શકાતો. જ્ઞાત એ આકાર સિવાય અન્ય કશુંયે નથી અને જ્ઞાન એ નામ સિવાય અન્ય કશુંયે નથી. જ્ઞાતા મનની અવસ્થા સિવાય અન્ય કશુંયે નથી. સત્ય(વાસ્તવિક, બ્રહ્મ) તેની પેલે પાર છે.

**સાધક** - પરંતુ એટલું તો ખરું જ કે વસ્તુગત જ્ઞાન તથા ચીજવસ્તુઓનાખ્યાલો અને આત્મજ્ઞાન એકસમાન નથી . એકમાં મગજની આવશ્યકતા રહે છે જ્યારે બીજાને તેની જરૂર નથી પડતી.

**મહારાજ** - ચર્ચાવિચારણાના હેતુસર તમે શબ્દોને ગોઠવી શકો અને તેમને અર્થ બક્ષી શકો, પરંતુ એ હકીકતને તો નથી જ નકારી શકાતી કે સઘળું જ્ઞાન એક પ્રકારનું અજ્ઞાન જ છે. સાવ ક્ષતિરહિત

નકશો તો માત્ર કાગળ પર જ હોય. સઘળું જ્ઞાન સ્મૃતિમાં છે; તે તો માત્ર સંવેદનાની ઓળખ છે , જયારે સત્ય તો જ્ઞાતા અને જ્ઞાતના દ્વૈતની પેલે પાર છે.

**સાધક** - તો પછી સત્ય શાનાથી ઓળખાય છે?

**મહારાજ** - તમારી ભાષા કેટલી બધી ગેરમાર્ગે દોરનારી છે! અભાનપણે જ તમે ધારી લો છો કે સત્યને પણ જ્ઞાન વડે પામી શકાતું હોય છે. અને પછી તમે સત્યની પેલે પારના સત્યના જ્ઞાતાને વચ્ચે લઈ આવશો! એટલું અવશ્ય સમજો કે હોવ માટે સત્યને જ્ઞાત હોવું આવશ્યક નથી. અજ્ઞાન અને જ્ઞાન મનમાં છે, નહીં કે વાસ્તવિકમાં.

**સાધક** - જો સત્યના જ્ઞાન જેવું કશું ન હોય તો પછી હું તેને પામું કઇ રીતે?

**મહારાજ** - જે તમારી સાથે જ છે તેને પામવા માટે તમારે કશોયે પ્રયાસ કરવો આવશ્યક નથી. તમારો તે પ્રયાસ જ તમને તેને ચૂકાડી દે છે. તમે તે પામ્યા નથી તે ખ્યાલનો જ ત્યાગ કરો અને જે કંઈ મનનું છે તે સઘળાને હટાવીને, અહીં અને અત્યારે જ, તેને પ્રત્યક્ષ અનુભવના કેન્દ્રમાં આવવા દો.

**સાધક** - જે કંઈ હટી શકે તેમ છે તેમના હટી ગયા બાદ પાછળ શું રહે છે?

**મહારાજ** - રિક્તતા રહે છે, જાગ્રતિ રહે છે , ચેતન સ્વરૂપનો વિશુધ્દ્ પ્રકાશ પાછળ રહે છે. તે તો એ પૂછવા જેવું છે કે સઘળું રાચરચીલું હટાવી દીધા બાદ ઓરડામાં પછી શું રહે છે, ઓરડાનું પછી શું થાય છે? વધારેમાં વધારે ઉપયોગ થઇ શકે તેવો ઓરડો પાછળ રહે છે. અને જ્યારે દીવાલોને પણ ધ્વસ્ત કરી દેવામાં આવે છે ત્યારે પાછળ રહે છે અવકાશ. સ્થળ અને કાળની પેલે પાર છે સત્યનાં અહ અને અત્યારે.

**સાધક** - પાછળ સાક્ષી બચે છે ખરો?

**મહારાજ** - જ્યાં સુધી ચેતના છે ત્યાં સુધી તેનો સાક્ષી પણ વિધમાન છે. તે બન્ને સાથે જ વિધમાન અને અવિધ્રમાન થાય છે.

**સાધક** - જો સાક્ષી પણ ક્ષણિક (અનિત્ય) હોય તો પછી તેને આટલું બધું મહત્ત્વ શા માટે આપવામાં આવે છે?

**મહારાજ** - માત્ર જ્ઞાનના પ્રભાવનો, એ ભ્રમણા કે માત્ર સંવેધ જ વાસ્તવિક છે તેનો ભંગ કરવા માટે જ.

**સાધક** - સંવેદના પ્રાથમિક છે, સાક્ષી - ગોણ છે.

**મહારાજ** - વાતનું હાર્દ જ આ છે. જયાં સુધી તમે એવું માનો છો કે માત્ર બાહ્ય જગત જ વાસ્તવિક છે ત્યાં સુધી તમે તેના ગુલામ રહો છો. મુક્ત થવા માટે તમારું ધ્યાન "હું છું' પર, સાક્ષી પર ખેંચાવું જોઈએ. અલબત્ત, એટલું તો ચોક્કસ કે જ્ઞાતા અને જ્ઞાન એક છે નહીં કે બે, પરંતુ જ્ઞાતના પ્રભાવમાંથી મુક્ત થવા માટે જ્ઞાતાને મોખરે લાવવો જ પડે. બેમાંથી કોઇ પ્રાથમિક નથી, બન્ને ન ભૂંસી શકાય તેવા અનુભવના સ્મૂતિમાંનાં પ્રતિબિંબો છે, સદાયે નવીન અને સદાયે વર્તમાન, રૂપાંતરિત ન કરી શકાય તેવા, મનથીયે ઝડપી.

**સાધક** - મહારાજ, હું એક વિનમ્ર મુમુક્ષુ છું, મુક્તિની શોધમાં એક પછી એક ગુરુને સેવી રહ્યો છું. મારું મન બિમાર છે, ઈચ્છાથી તસ છે, ભયથી થીજી ગયેલું છે. મારા દિવસો એક પછી એક ઝડપે પસાર થઇ રહ્યા છે, પીડાથી તમ છે અને કંટાળાથી સુસ્ત છે. મારી ઉંમર વધી રહી છે, મારી તંદુરસ્તી કથળી રહી છે અને મારું ભાવિ અંધકારમય અને ગભરાવી મૂકે તેવું છે. આ રીતે તો મારા દહાડા દુઃખમાં જ પસાર થશે અને હું નિરાશા સાથે જ મૃત્યુ પામીશ. શું મારા માટે કોઈ આશા ખરી? કે પછી હું અહીં આવવામાં ખૂબ જ મોડો પડ્યો છું?

# હું તે છું

**મહારાજ** - તમને કંઈ જ નથી થયું, તમને તમારી જાત વિશેના જે ખ્યાલો છે તે સાવ જ ખોટા છે. ઈચ્છાઓ, ભીતિઓ અને યાતનાઓ તમને નથી ઘટી રહ્યા, તે તો એ વ્યક્તિને ઘટી રહ્યા છે જે સંજોગો અને પ્રભાવો વડે ઘડાયેલા તમારા શરીર પર રચાયેલ છે. તમે તે વ્યક્તિ નથી. આ વાત તમારા મનમાં સાવ સ્પષ્ટપણે સ્થાપિત થવી જોઈએ અને કદીયે ન વિસરાવી જોઈએ. સામાન્યપણે તે માટે લાંબી સાધનાની આવશ્યક્તા રહે છે, વરસોના તપ અને ધ્યાનની આવશ્યકતા રહે છે.

**સાધક** - મારું મન નબળું અને ચંચળ છે. સાધના માટે નથી તો હું શક્તિ ધરાવતો કે નથી તો હું ધૃતિ ધરાવતો. મારો કિસ્સો સાવ જ નિરાશાજનક છે.

**મહારાજ** - એક રીતે જોવા જઈએ તો તમારો કિસ્સો જ સૌથી વધારે આશાભર્યો છે. સાધનાનો એક વિકલ્પ છે, અને તે છે શ્રદ્ધા. ફળદાયી શોધને કારણે પેદા થયેલી દઢ માન્યતા જો તમે ન ધરાવતા હોવ તો પછી મારી શોધનો લાભ ઉઠાવો, જે તમારી સાથે વહેંચવા હું ખૂબ જ આતુર છું. હું તો સાવ સ્પષ્ટપણે એ જોઈ શકું છું કે તમે કદીયે નથી તો સત્ય સ્વિરૂપ)થી વેગળા પડ્યા, કે નથી તો હાલમાં વેગળા, કે નથી તો ભવિષ્યમાં વેગળા પડવાના; તમે અહીં અને અત્યારે જ પૂર્ણતાથી ભરપૂર છો અને તમારા તે વારસાથી, તમે જે છો તેનાથી તમને કશું જ વંચિત કરી શકે તેમ નથી. તમે કોઈ પણ રીતે મારાથી અલગ નથી, વાત માત્ર એટલી જ છે કે તે તમે નથી જાણતા. તમે કોણ છો તે તમે નથી જાણતા અને માટે તમારી જાતને તમે જે નથી તે તમે કલ્પો છો. અને તેને કારણે ઈચ્છાઓ છે, ભય છે, અને અત્યંત હતાશા છે. અને માટે છે તેમાંથી પલાયન ગણવા માટેની આ અર્થહીન પ્રવૃત્તિ. મારો વિશ્વાસ કરો અને મારા પર શ્રદ્ધા રાખીને જીવો. હું તમને ગેરમાર્ગે નહીં દોરું. તમે જગત અને તેના સર્જકની પેલે પાસ્નું, ચેતના અને તેના સાક્ષીની પેલે પારનું, સઘળા હકારો અને નકારોની પેલે પારનું પરબ્રહ્મ છો. તેને યાદ રાખો, તેનો વિચાર કરો, અને તે પ્રમાણે વર્તો. અલગતાના સઘળા ભાવનો ત્યાગ કરો, સઘળામાં તમારી જાતને જુઓ અને તે પ્રમાણે વર્તો. કૃત્ય સાથે પરમાનંદની પધરામણી થશે, અને પરમાનંદ સાથે દઢ માન્યતાની. આખરે તો, તમે તમારી જાત પર એટલા માટે શંકા કરો છો કારણ કે તમે દુઃખગ્રસ્ત છો. સ્વાભાવિક, સહજ અને કાયમી સુખ કાલ્પનિક ન હોઈ શકે. કાં તો તે છે અથવા તો નથી. જેને બહારના કોઈ જ કારણની આવશ્યક્તા નથી તેવા શાંતિ, પ્રેમ અને સુખને એક વાર તમે અનુભવવા લાગશો છો કે તમારા સઘળા સંશયો લય પામશે. મેં તમને જે કહ્યું તેને વળગી રહો અને તે પ્રમાણે જીવો.

**સાધક** - આપ મને સ્મૃતિને સહારે જીવવાનું કહી રહ્યા છો?

**મહારાજ** - આમ પણ તમે સ્મૃતિને સહારે જ જીવી રહ્યા છો ને! હું તો તમને માત્ર એટલું જ કહી રહ્યો છું કે તમારી જૂની સ્મૃતિઓના સ્થાને મે જે કહ્યું તેની સ્મૃતિને મૂકો. જે રીતે તમે જૂની સ્મૃતિઓને સહારે વર્તી રહ્યા હતા તે રીતે હવે નવીને સહારે વર્તો. ગભરાઓ નહીં. થોડા સમય માટે જૂના અને નવા વચ્ચે અથડામણ જરૂર થશે, પરંતુ જો તમે નવાને દઢતાપૂર્વક અમલમાં મૂકશો તો મથામણનો થોડા સમયમાં જ અંત આવશે અને તમને તમારા પોતાના હોવાની અનાયાસ અવસ્થાનો, અને ભ્રમણાને કારણે પેદા થયેલી ઈચ્છાઓ અને ભીતિઓ વડે ન છેતરાવાનો સાક્ષાત્કાર થશે.

**સાધક** - ઘણા ગુરુઓને પોતાના અનુગ્રહની સંકેતરૂપ પ્રસાદી - તેમના મસ્તક પરનું વસ્ત્ર, તેમની લાકડીઓ, તેમનું ભિક્ષાપાત્ર, ડગલો વગેરે - આપવાની આદત હોય છે, અને તે રીતે તેમના શિષ્યોને આત્મસાક્ષાત્કાર બક્ષતા હોય છે કે તેની પુષ્ટિ કરતા હોય છે. આવી વિધિઓનો મને કોઈ અર્થ નથી લાગતો. બક્ષવામાં આવે છે તે સાક્ષાત્કાર નથી હોતો પરંતુ સ્વમહત્તા હોય છે, પોતાનું મહિમામંડન હોય છે. ભારે ખુશામતરૂપે કહેવામાં આવેલું કશુંક, પરંતુ જે અસત્ય છે તે કયા દુન્યવી કામનું હોય? એક તરફ આપ મને સ્વઘોષિત ગુરુ સામે ચેતવી રહ્યા છો, તો બીજી

તરફ આપ મને આપના પર વિશ્વાસ કરવા કહી રહ્યા છો. આપ એક અપવાદ છો તેવો દાવો આપ શા માટે કરી રહ્યા છો?

**મહારાજ** - હું તમને મારો વિશ્વાસ કરવા નથી કહેતો. મારા શબ્દોનો વિશ્વાસ કરો અને તેમને યાદ રાખો, હું તમારું સુખ ઈચ્છું છું, નહીં કે મારું. તમારી અને તમારા સત્સ્વરૂપ વચ્ચે જે લોકો અંતર પાડી રહ્યા છે અને વચેટિયા તરીકે પોતાને રજૂ કરી રહ્યા છે તેમનો વિશ્વાસ ન કરો. હું તેવું કશું નથી કરતો. અરે, હું કોઈ વચનો પણ નથી આપતો. હું તો માત્ર એટલું જ કહું છું કે - જો તમે મારા શબ્દો પર વિશ્વાસ કરશો અને તેમને કસોટીની સરાણે ચડાવશો તો તમને જાતે જ ખબર પડશે કે તે કેટલા બધા સાચા છે. સાહસ ખેડતાં પહેલાં જો તમે મને પુરાવા માટે પૂછશો તો હું માત્ર એટલું જ કહી શકું કે - હું પોતે જ તેનો પુરાવો છું. મે મારા ગુરના શબ્દો પર અવશ્ય વિશ્વાસ કર્યો અને તેમને મારા મનમાં રાખ્યા અને મને પાકી ખાતરી થઈ કે તેઓ સાચા હતા - કે હું પરબ્રહ્મ હતો, છું અને હોઈશ, સઘળાને સમાવતો અને સઘળાને અતિક્રમી જતો.

તમે કહો છો તે પ્રમાણે લાંબી સાધના માટે નથી તો તમારી પાસે સમય કે નથી તો ઊર્જા. હું તમારી સમક્ષ એક વિકલ્પ રજૂ કરું છું. વિશ્વાસ કરી મારા શબ્દોને સ્વીકારો અને નવસરથી જીવો, અથવા તો દુઃખમાં જ જીવો અને મરો.

**સાધક** - વાત એટલી બધી સીધીસાદી સરળ છે કે ખરેખર તે સાચી હોય તેવો વિશ્વાસ નથી પડતો.

**મહારાજ** - સલાહ આટલી બધી સીધીસાદી સરળ છે તેથી તે સાચી ન હોઈ શકે તેવા ગેરમાર્ગે ન દોરવાઈ જતા. ખૂબ ઓછા લોકો એવા હોય છે કે જેઓ નિર્દોષ અને સરળ પર વિશ્વાસ કરવાની હિંમત ધરાવતા હોય છે. તમે તમારા મનના ગુલામ છો, તમે તમારા પોતાના જ સર્જેલા એક કાલ્પનિક જગતમાં જીવો છો તેનું ભાન થવું શાણપણનો ઉદય છે. કશુંયે ન ઈચ્છવું, સઘળાનો પૂર્ણપણે ત્યાગ કરવા માટે તૈયાર હોવું, તે જ ખરી તત્પરતા છે. હતાશામાંથી જન્મેલ માત્ર આવી તત્પરતા જ, ઉત્કટતા જ તમને મારા પર વિશ્વાસ કરવા પ્રેરશે.

**સાધક** - શું મે પૂરતી યાતના નથી ભોગવી?

**મહારાજ** - યાતનાએ તમને સુસ્ત બનાવી દીધા છે, પરિણામે તમે તેની વિરાટતાને નથી જોઈ શકતા. તમારું સૌ પ્રથમ કાર્ય તમારામાં સ્થિત અને તમારી આસપાસ સ્થિત દુઃખને જોવાનું છે; ત્યાર પછીનું કાર્ય મુક્તિ માટે તીવ્રપણે તલસવાનું છે. તલસાટની તે તીવ્રતા જ તમને માગદર્શિત કરશે; તમારે બીજા કોઈ માર્ગદર્શકની આવશ્યક્તા નથી.

**સાધક** - યાતનાએ મને સુસ્ત બનાવ્યો છે, તેના ખુદના પ્રત્યે પણ બેપરવા બનાવ્યો છે.

**મહારાજ** - એવું પણ હોય કે યાતનાએ નહીં પરંતુ મોજમજાએ તમને સુસ્ત બનાવ્યા હોય. તપાસ કરો.

**સાધક** - કારણ જે હોય તે; હું સુસ્ત છું, નિરુત્સાહ છું. નથી તો હું ઈચ્છાશક્તિ ધરાવતો કે નથી તો મારામાં કોઈ ઊર્જા.

**મહારાજ** - અરે, ના, તેવું નથી. પહેલું પગલું ભરવા માટે તમારી પાસે પૂરતા ઈચ્છાશક્તિ અને ઊર્જા છે. દરેક પગલું પછીના પગલા માટે પૂરતી ઊર્જા પેદા કરશે. ઊર્જા આત્મવિશ્વાસ સાથે આવે છે અને આત્મવિશ્વાસ અનુભવ સાથે આવે છે.

**સાધક** - ગુરુ બદલવા તે શું ખોટું છે?

**મહારાજ** - શા માટે ન બદલવા? ગુરુઓ તો માગસ્તંભો, અંતરદર્શક પથ્થરો છે. એક પાસેથી બીજા પાસે જવું સ્વાભાવિક છે. દરેક તમને દિશા અને અંતર દર્શાવે છે, જ્યારે સદ્ગુરુ, શાશ્વત ગુરુ તો માર્ગ પોતે જ છે. એક વાર તમને એ ભાન થઈ ગયું કે માર્ગ જ લક્ષ્ય છે અને તમે સદાયે માર્ગપરજ છો

- લક્ષ્ય સુધી પહોંચવા માટે નહીં, પરંતુ તેના સૌંદર્ય અને શાણપણને માણવા માટે - કે જીવન એક વેઠ મટી જાય છે અને સ્વાભાવિક અને સરળ બની જાય છે, જે ખુદ એક ચરમાનંદ છે.

**સાધક** - એટલે કે પૂજા, પ્રાર્થના, યોગસાધનાની કોઇ જ આવશ્યક્તા નથી?

**મહારાજ** - દરરોજ આ કે તે થોડું થોડું કરવામાં કોઈ નુક્સાન નથી. આત્મજાગ્રતિ તમને દરેક પગલે એ કહેતી રહે છે કે શું કરવું આવશ્યક છે. જયારે આ રીતે સઘળું કરવામાં આવે છે ત્યારે મન શાંત રહેતું હોય છે.

હવે તમે નામ અને રૂપ ધરાવતી, આનંદ અને શોક મનાવતી જાગ્રત અવસ્થામાં હોય તેવી વ્યક્તિ છો. તમે જન્મ્યા તે પહેલાં તે વ્યક્તિ નહોતી, કે નહીં તો તે તમારા મર્યા બાદ હોય. તે વ્યક્તિ જે નથી તે બનાવવા માટે મથામણ કર્યા વિના જાગ્રત અવસ્થાની પેલે પાર જ શા માટે ન જવું અને વ્યક્તિગત જીવનનો જ શા માટે ત્યાગ ન કરી દેવો? તેનો અર્થ એવો નથી થતો કે વ્યક્તિનો લોપ કરી દેવો; તેનો અર્થ માત્ર એટલો જ થાય જે છે કે તેને ખરા પરિપ્રેક્્યમાં જોવી.

**સાધક** - એક વધુ પ્રશ્ન. આપે કહ્યું કે હું જન્મ્યો તે પહેલાં વાસ્તવિકતા (સત્)ના વિશુધ્ધ સ્વરૂપ સાથે એક હતો; જો તેમ હોય તો પછી એ કોણે નકકી કર્યું કે મારે જન્મવું જોઇએ?

**મહારાજ** - વાસ્તવમાં તમે નથી તો કદી જન્મ્યા કે નથી તો કદી જન્મવાના. પરંતુ અત્યારે તમે કલ્પો છો કે તમે છો, કે તમારે શરીર છે અને તમે પૂછો છો કે કઈ બાબત આ અવસ્થાને અસ્તિત્વમાં લાવી છે. ભ્રમણાની મયરદામાં રહીને જવાબ આપવા જઈએ તો તે એ છે કે સ્મૃતિને કારણે જન્મેલી ઈચ્છા તમને શરીર પ્રત્યે આકર્ષે છે અને તમે તે છો તેવું વિચારવાને તમને પ્રેરે છે. પરંતુ આ માત્ર સાપેક્ષ દષ્ટિએ જ આ સાચું છે. હકીકતમાં , નથી તો શરીર કે નથી તો તેને સમાવતું જગત; છે માત્ર માનસિક સ્થિતિ, એક સ્વપ્રસમ અવસ્થા, જેને તેની વાસ્તવિક્તા સામે પ્રશ્ન ખડો કરીને મીટાવવી સરળ છે.

**સાધક** - આપના મૃત્ય બાદ શું આપ ફરી અવતરશો ખરા જો હું પૂરતું લાંબુ જીવીશ તો શું હું આપને ફરી મળીશ ખરોર

**મહારાજ** - તમારા માટે મારું શરીર વાસ્તવિક છે, મારા માટે કોઈ શરીર જ નથી. હું માત્ર તમારી કલ્પનામાં અસ્તિત્વ ધરાવું છું. એટલું તો ચોક્કસ કે જો અને જયારે તમારે મારી આવશ્યકતા હશે ત્યારે તમે મને ફરી જોશો. તેની મને કોઇ અસર નથી થતી, જે રીતે સુર્યોદય અને સુયસ્તિથી સુર્ય અસર નથી પામતો. તેને અસર ન થતી હોવાથી એટલું તો ચોક્કસ કે આવશ્યકતા હશે ત્યારે તે જરૂર હાજર હશે. તમે જ્ઞાન ભણી ઝૂકેલા છો, હું નહીં. હું અસલામતીનો એવો કોઈ જ ભાવ નથી ધરાવતો કે જે તમને જાણવા (જ્ઞાન) માટે તલસાવતો હોય છે. મને કૂતુહલ છે, જે રીતે કોઈ બાળકને હોય છે. પરંતુ મને એવી કોઇ જ ચિંતા નથી જે મને જ્ઞાનમાં આશરો લેવા પ્રેરે. માટે, હું પુનઃ જન્મીશ કે પછી આ જગત કેટલું જીવશે તે બાબતે હું ચિંતિત નથી. આ પ્રશ્નો ભયને કારણે જન્મ્યા છે.

## તમારું લક્ષ્ય તમારા ગુરુ છે [૮૪]

**સાધક** - આપ કહી રહ્યા હતા કે સ્વઘોપિત ગુરુઓ તો કેટલાયે છે, પરંતુ સાચો ગુરુ તો વિરલ છે. એવા કેટલાયે જ્ઞાનીઓ છે જેઓ પોતાની જાતને સાક્ષાત્કારપ્રાસ્ત કલ્પે છે, પરંતુ તેઓ ધરાવે છે માત્ર પુસ્તકિયું જ્ઞાન અને પોતાને વિશેનો ઉચ્ચ અભિપ્રાય. કેટલીક વાર તેઓ પ્રભાવિત કરે છે, મોહિત પણ કરે છે, શિષ્યોને આકર્ષે છે અને તેમને અર્થહીન સાધનામાં પોતાનો સમય બરબાદ

કરવા પણ પ્રેરે છે. કેટલાંક વરસો બાદ જ્યારે શિષ્ય પોતાનું સરવૈયું કાઢવા બેસે છે ત્યારે તેને પોતાનામાં કોઈ પરિવર્તન જોવા મળતું નથી. જ્યારે તે તે બાબતે પોતાના ગુરુને ફરિયાદ કરે છે ત્યારે તેને હંમેશનો એ ઠપકો સાંભળવા મળે છે કે તેણે પૂરતી કઠોર સાધના નહીં કરી હોય. દોષનો ટોપલો શિષ્યના હૃદયમાં રહેલા ગુરુપ્રત્યેના શ્રદ્ધા અને પ્રેમના અભાવ પર ઢોળવામાં આવે છે, જ્યારે વાસ્તવમાં દોષ તો ગુરુનો જ હોય છે, જેને શિષ્યોને સ્વીકારવા સાથે અને તેમનામાં આશા જગાવવા સાથે કોઈ જ લેવાદેવા ન હતી. આવા ગુરુઓથી પોતાની જાતને કઈ રીતે બચાવવી?

**મહારાજ** - અન્ય લોકોથી આટલા બધા ચિંતિત શા માટે છો? ભલે ગુરુ ગમે તે હોય, જો તે હૃદયનો નિર્મળ હશે અને શુભ દાનતથી વર્તતો હશે તો તે તેના શિષ્યને કોઈ રીતે નુકસાન નહીં પહોંચાડે. જો કોઈ પ્રગતિ ન થઈ તો દોષ શિષ્યોનો હશે, તેમના પ્રમાદ અને આત્મસંયમના અભાવનો હશે. તો બીજી તરફ જો શિષ્ય ઉત્કટ અને નિષ્ઠાવાન હશે અને પોતાની સાધના બુદ્ધિપૂર્વક તથા ખંતપૂર્વક કરતો હશે તો એ વાત નક્કી કે તેને આગળ જતાં વધારે લાયક ગુરુ મળશે જ અને તેને આગળ લઈ જશે. તમારો પ્રશ્ન ત્રણ ખોટી ધારણાને કારણે પેદા થયો છેઃ વ્યક્તિએ અન્ય લોકો બાબતે ચિંતિત રહેવું આવશ્યક છે; વ્યક્તિ અન્યનું મૂલ્યાંકન કરી શકે છે અને શિષ્યની પ્રગતિ એ તેના ગુરુનું કામ અને જવાબદારી છે. વાસ્તવમાં, ગુરુની ભૂમિકા માત્ર માર્ગદર્શન આપવાની અને પ્રોત્સાહિત કરવાની છે; શિષ્ય પૂર્ણપણે પોતાને માટે જવાબદાર છે.

**સાધક** - અમને કહેવામાં આવ્યું છે કે ગુરુ પ્રત્યેની શરણાગતિ પૂરતી છે, બાકીનું સઘળું ગુરુ જ કરશે.

**મહારાજ** - અલબત્ત, જયારે શરણાગતિ પૂર્ણપણે હોય છે ત્યારે પોતાના ભૂત, વર્તમાન અને ભવિષ્ય બાબતની સઘળી ચિંતાનો , પોતાની શારીરિક અને આધ્યાત્મિક સલામતી અને સ્થિરતાની ચિંતાનો ત્યાગ કરવામાં આવ્યો હોય છે અને એક નવું જીવન ઉદય પામે છે, જે" પ્રેમ અને સૌંદર્યથી ભર્યું ભર્યાં હોય છે. , ત્યારે પછી ગુરુ મહત્ત્વના નથી રહેતા, કારણ કે શિષ્યે આત્મ-બચાવનું કોચલું તોડી નાખ્યું હોય છે. પૂર્ણ શરણાગતિ ખુદ જ મુક્તિ છે.

**સાધક** - જ્યારે શિષ્ય અને તેનો ગુરુ બન્ને અધૂરા હોય ત્યારે શું બને?

**મહારાજ** - લાંબે ગાળે સઘળું ઠીકઠાક પાર ઉતરશે. આખરે તો, બન્નેનું સત્સ્વરૂપ તેઓ થોડા સમય પૂરતી જે હાસ્યાસ્પદ રમત રમી રહ્યા છે તેનાથી અસર નથી પામતું. તેઓ શાંત પડશે, પરિપક્વ થશે અને સંબંધના એક નવા સ્તરને પામશે.

**સાધક** - અથવા તો એવું બને કે તેઓ અલગ પડે.

**મહારાજ** - હા, તેઓ અલગ પણ પડે. આખરે તો કોઈ સંબંધ કાયમ માટે નથી હોતો. ક્વૈત એ એક હંગામી અવસ્થા છે.

**સાધક** - શું હું અકસ્માતે જ આપને મળ્યો છું અને એ પણ એક અકસ્માત જ હશે કે આપણે જુદા પડીશું અને ફરી કદીયે નહીં મળીએ? કે પછી મારું આપને મળવું તે કોઈ બ્રહ્માંડીય રચનાનો એક અંશ હતો, આપણા જીવનના મહાન નાટકનો કોઈ એક ટૂકડો હતો?

**મહારાજ** - વાસ્તવિક અર્થપૂર્ણ છે અને અર્થપૂર્ણ વાસ્તવિકતા સાથે જોડે છે. જો આપણો સંબંધ તમારા અને મારા માટે અર્થપૂર્ણ હોય તો તે કદીયે આકસ્મિક ન હોઈ શકે. ભવિષ્ય ભૂત જેટલો જ વર્તમાનને અસર કરે છે.

**સાધક** - હું એ કઈ રીતે પારખી શકું કે કયો સંત ખરો છે અને કયો નથી?

**મહારાજ** - માણસના મન બાબતે જો તમે સ્પષ્ટ સમજ નહીં ધરાવતા હોવ તો તે તમે નહીં પારખી શકો. દેખાવો, આભાસો છેતરામણા હોય છે. સ્પષ્ટપણે જોવા માટે, પારખવા માટે તમારું મન વિશુદ્ધ

અને અનાસક્ત હોવું જોઈએ. સિવાય કે તમે તમારી જાતને જાણો - તમે તમારા માટે પણ ૪૨) જ છો.

અન્ય લોકોને થોડા સમય માટે એક બાજુએ રાખો અને તમારી જાતને જ તપાસો. એવું કેટલુયે છે જે તમે તમારી બાબતે નથી જાણતા - તમે શું છો, તમે કોણ છો, તમારું જન્મવું કઈ રીતે બન્યું હતું, તમે અત્યારે શું કરો છો અને શા માટે કરો છો, તમે ક્યાં જઈ રહ્યા છો, તમારા જીવન, મૃત્યુ અને ભવિષ્યનો અર્થ અને હેતુ શો છે? શું તમારે કોઈ ભૂત છે, કોઈ ભવિષ્ય છે? જ્યારે તમારું સમગ્ર અસ્તિત્વ સુખ અને શાંતિ માટે સંઘર્ષ કરી રહ્યું છે, તલસી રહ્યું છે તો પછી તમારે ઝંઝાવાત અને દુ:ખમાં જીવવાનું કઈ રીતે બન્યું છે? આ ખૂબ જ મહત્ત્વની બાબતો છે અને તે પર સૌ પ્રથમ ધ્યાન આપવું જરૂરી છે. કોણ જ્ઞાની છે અને કોણ જ્ઞાની નથી તે શોધી કાઢવાની નથી તો તમારે કોઈ અવશ્યકતા કે નથી તો તે માટે તમારી પાસે કોઈ સમય.

**સાધક** - મારે મારા ગુરુને યોગ્ય રીતે પસંદ કરવો જ પડે.

**મહારાજ** - યોગ્ય માણસ બનો અને યોગ્ય ગુરુ ચોક્કસ તમને આવી મળશે.

**સાધક** - આપ મારા એ પ્રશ્નનો જવાબ નથી આપી રહ્યા કે - યોગ્ય ગુરુને કઈ રીતે પસંદ કરવો?

**મહારાજ** - પણ મે તમાચ પ્રશ્નનો જવાબ આપી જ દીધો છે. ગુરુની શોધ ન ચલાવો, અરે, તેના વિશે વિચારો પણ નહીં. તમારા લક્ષ્યને જ તમારો ગુરુ બનાવો. આખરે તો, ગુરુ એટલે લક્ષ્ય સુધી પહોંચવાનું સાધન, નહીં કે લક્ષ્ય ખુદ. તે મહત્ત્વનો નથી, તમે તેમની પાસેથી જેની અપેક્ષા રાખો છો તે મહત્ત્વનું છે. હવે એ કહો કે તમે શાની અપેક્ષા રાખો છો?

**સાધક** - તેમની કૃપા મને સુખી, શક્તિશાળી અને શાંતિપૂર્ણ બનાવશે.

**મહારાજ** - કેવી મહાત્ત્વાકાંક્ષાઓ છે તમારી! કાળ અને સ્થળથી મર્યાદીત, નર્યો શરીર-મન એવો, જન્મ અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતો માણસ કઈ રીતે સુખી હોઈ શકે? આ સઘળાની અસ્તિત્વમાં આવવાની પરિસ્થિતિઓ જ સુખને અશક્ય બનાવે છે. શાંતિ, સત્તા(અસ્તિત્વ) , સુખ - આ કદીયે વ્યક્તિગત અવસ્થાઓ નથી, કોઈ એમ ન કહી શકે કે "મારી શાંતિ', "મારી સત્તા (મારું અસ્તિત્વ)' - કારણ કે "મારું' સઘળાની બાદબાકીને સૂચિત કરે છે, જે તકલાદી અને અસલામત છે.

**સાધક** - હું તો માત્ર મારા શરતી અસ્તિત્વને જાણું છું; તે સિવાય અન્ય કશુંયે નથી.

**મહારાજ** - આવું તો તમે ન જ કહી શકો. ઘેરી નિદ્રા દરમ્યાન તમે અનુકૂલિત (બંધાયેલા) નથી હોતા. ઊંઘી જવા માટે તમે કેવા તૈયાર અને રાજી હોવ છો, નિદ્રાધીન હોવ છો ત્યારે તમે કેવા શાંત, મુક્ત અને સુખી હોવ છો!

**સાધક** - મને તેની કાઈ જાણ નથી.

**મહારાજ** - ઊંઘ દરમ્યાન તમે દુ:ખી નથી હોતા, નથી હોતા બંધનમાં, નથી તો હોતા બેચેન.

**સાધક** - મને આપની વાત સમજાય છે. જાગ્રત અવસ્થામાં હું જાણતો હોઉં છું કે હું છું, પરંતુ હું સુખી નથી હોતો; ઊંઘ દરમ્યાન હું સુખી હોઉં છું, પરંતુ હું તેનાથી અવગત નથી હોતો. મારે આવશ્યકતા માત્ર એટલું જ જાણવાની છે કે હું મુક્ત અને સુખી છું.

**મહારાજ** - તદ્ન સાચું કહ્યું. હવે, અંદર પ્રવેશો, એક એવી અવસ્થામાં કે જેને તમે જાગ્રત નિદ્રા સાથે સરખાવી શકો, જેમાં તમે તમારી જાતથી સભાન (જાગ્રત) છો, પરંતુ જગતથી નહીં. તે અવરથામાં નિ:શંકપણે તમે એ જાણશો કે સ્વરૂપના મૂળ આગળ (હોવાની મૂળ અવર્થામાં) તો તમે મુક્ત અને સુખી જ છો. તકલીફ માત્ર એ છે કે તમને અનુભવનું વળગણ છે અને તમે તમારી

સ્મૃતિઓમાં રાચો છો. વાસ્તવમાં વાત તેથી સાવ જ ઉલટી છે; જે કંઇ સ્મૃતિગત છે તે કદીયે વાસ્તવિક નથી હોતું; વાસ્તવ અજાણ્યું છે.

**સાધક** - આ સઘળું મને શાબ્દિક રીતે તો સમજાય છે, પરંતુ તે મારો અંશ નથી બનતું. તે જોવા માટે મારા મનમાં એક ચિત્ર રૂપે રહે છે, બસ એટલું જ. શું ગુરુનું તે કાર્ય નથી કે તે ચિત્રને જીવન બક્ષે, તેને જીવંત બનાવે?

**મહારાજ** - ફરી, વાત તેથી ઉલટી છે. ચિત્ર જીવંત છે; મૃત તો મન છે. મન શબ્દો અને છાપોનું બનેલું હોવાથી, મનની અંદરનું દરેક પ્રતિબિંબ પણ તેવું જ છે. વાસ્તવિકતાને તે શાબ્દિક્તાથી છાવરે છે અને પછી ફરિયાદ કરે છે. તમે કહો છો કે તમારા માટે કોઇ ચમત્કાર સર્જવા માટે કોઇ ગુરુની આવશ્યકતા છે. તમે શબ્દો સાથે રમત કરી રહ્યા છો. મીણબત્તી અને તેની જ્યોત માફક ગુરુ અને શિષ્ય એક અખિલ છે. જો શિષ્ય ઉત્કટ અને નિષ્ઠવાન ન હોય તો તેને શિષ્ય ન કહી શકાય. જો ગુરુ નર્યો પ્રેમ અને આત્મસમર્પિત ન હોય તો તેને ગુરુ ન કહી શકાય. માત્ર સત્ય જ સત્યને જન્મ આપે છે, નહીં કે જૂઠ.

**સાધક** - હું જોઇ શકું છું કે હું ખોટો (જૂઠ) છું. મને સાચો કોણ બનાવશે?

**મહારાજ** - તમે કહેલા શબ્દો જ તે કરશે. "હું જોઇ શકું છું કે હું ખોટો છું' એ વાક્ય જ તમારે માટે જે કશાયની આવશ્યકતા છે તે સઘળું ધરાવે છે. તે પર ઊંડો વિચાર કરો, તેમાં ઊંડે સુધી ડુબકી લગાવો, તેના તળિયે પહોંચો, તે જ કામગીરી બજાવશે. તાકાત શબ્દમાં છે, નહીં કે વ્યક્તિમાં.

**સાધક** - મને આપની વાત પૂરી સમજાતી નથી. એક તરક આપ એમ કહો છો કે ગુરુ આવશ્યક છે; તો બીજી તરફ એમ કહો છો કે - ગુરુ માત્ર સલાહ જ આપી શકે, પ્રયાસ તો મારે જ કરવાનો છે. કૃપા કરી સ્પષ્ટપણે જણાવો કે - શું કોઇને ગુરુ વિના આત્મસાક્ષાત્કાર થઇ શકે, કે પછી ખરા ગુરુને મેળવવા આવશ્યક છે?

**મહારાજ** - વધારે આવશ્યક છે એક સાચા શિષ્યને શોધવાનું. મારો વિશ્વાસ કરો, ખરો શિષ્ય ખૂબ જ વિરલ છે, કારણ કે પોતાની જાતને પામતાંની સાથે જ તે ગુરુની આવશ્યક્તાને પેલે પાર જતો રહે છે. તમને આપવામાં આવેલી સલાહ માત્ર જ્ઞાનમાંથી અવતરી છે કે પછી માન્ય અનુભવમાંથી તે શોધી કાઢવાનો પ્રયાસ કરવામાં તમારા સમયનો દુર્વ્યય ન કરો. બસ તેને શ્રધ્ધાપૂર્વક અનુસરો. જીવન અન્ય ગુરુને લઇ આવશે, જો તમારે અન્ય ગુરુની આવશ્યક્તા હશે તો. અથવા તો તમને સઘળા બાહ્ય માર્ગદર્શનથી વંચિત કરી દેશે અને તમને તમારા પોતાના પ્રકાશના ભરોસે છોડી દેશે. એ સમજવું ખુબ જ મહત્ત્વનું છે કે મહત્ત્વની વાત ઉપદેશ છે, નહીં કે ગુરુનું વ્યક્તિત્વ. તમને કોઇ પત્ર મળે છે જે તમને હસાવે છે કે રડાવે છે, નહીં કે ટપાલી. ગુરુ તો તમને માત્ર તમારા સત્સ્વરૂપના શુભ સમાચાર આપે છે અને તે પર પાછા ફરવાનો માર્ગ બતાવે છે. એક રીતે જોવા જઇએ તો ગુરુ તેનો સંદેશાવાહક છે. સંદેશાવાહકો ઘણા હશે, પરંતુ સંદેશો તો એક જ છેઃ તમે જે છો તે રહો. અથવા તો તમે તેને જૂદી રીતે કહી શકોઃ જ્યાં સુધી તમને આત્મસાક્ષાત્કાર નહીં થાય ત્યાં સુધી તમે એ નહીં જાણી શકો કે તમારો સાચો ગુરુ કોણ છે. જ્યારે તમને સાક્ષાત્કાર થશે ત્યારે તમને સમજાશે કે બધા જ ગુરુઓએ. તમારા સાક્ષાત્કારમાં ફાળો આપ્યો છે. તમારો સાક્ષાત્કાર એ વાતનો પુરાવો છે કે તમારો ગુરુ સાચો હતો. માટે, જેવો છે તેવો તેને સ્વીકારો, તે તમને જે કરવા કહે છે તે પૂરી નિષ્ઠા, ઉત્કટતા અને ખંત સાથે કરો, અને કશુંયે અવળું ઘટે તો તમને ચેતવણી આપવા તમારા હૃદયનો વિશ્વાસ કરો. કોઇ શંકાઓ જન્મે તો તે સામે લડાઇ ન કરો. જે કંઇ નિઃશંક છે તેને વળગી રહો અને શંકાસ્પદને તેના ભરોસે છોડો.

**સાધક** - મારે એક ગુરુ છે અને હું તેમને ખૂબ જ ચાહું છું. પરંતુ તેઓ મારા ખરા ગુરુ છે કે કેમ તે હું નથી જાણતો.

**મહારાજ** - તમારી જાતને નીરખો. જો તમને તમારી જાત બદલાતી , વિકસતી જોવા મળે તો સમજજો કે તમને યોગ્ય માણસ મળી ગયો છે. તે દેખાવે સુંદર કે કદરૂપો, ખુશમિજાજ કે બદમિજાજ, તમારી પ્રસંશા કરતો કે તમને ધમકાવતો હોઇ શકે; જો તમારો આંતરિક વિકાસ થઇ રહ્યો હોય તો આમાંનું કશુંયે મહત્ત્વનું નથી. જો તમારો આંતરિક વિકાસ ન થઇ રહ્યો હોય, જો તમારી જાત બદલાઈ ન રહી હોય તો તે તમારો મિત્ર હોઈ શકે, ગુરુ તો નહીં જ.

**સાધક** - જ્યારે હું કોઈ કંઈક કેળવણી પામેલા યુરોપવાસીને મળું છું અને તેની સાથે કોઇ ગુરુ અને તેના ઉપદેશ બાબતે વાત કરું છું ત્યારે તેનો પ્રતિભાવ કંઈક આવો હોય છેઃ "આવો બુદ્ધિહીન ઉપદેશ આપનાર માણસ જરૂર પાગલ હોવો જોઈએ. મારે તેને શું કહેવું?

**મહારાજ** - તેને તેની જાતના દર્શન કરાવો. તેને એ બતાવો કે તે પોતાની જાત વિશે કેટલું ઓછું જાણે છે, પોતાની જાત વિશેના સાવ જ મૂર્ખાઈભર્યા વિધાનોને તે કેવું પવિત્ર સત્ય સમજે છે. તેને કહેવામાં આવે છે કે તે શરીર છે, જન્મ્યો હતો, મરશે, તેને માબાપ છે, ફરજો છે, અન્ય લોકોને જે ગમે છે તે તેને પણ ગમે તેવું તે શીખે છે, અને અન્ય લોકો જેનાથી બીએ છે તેનાથી તે પણ બીતા શીખે. તે એક નર્યું આનુવાંશિક્તા અને સામાજિકતા ધરાવતું પ્રાણી છે, તે સ્મૃતિને સહારે અને આદતોને અનુસરતો જીવે છે. પોતાની જાતથી અને પોતાના ખરાં હિતોથી અણજાણ તે ખોટાં લક્ષ્યોને અનુસરે છે અને સદાયે હતાશ રહે છે. તેનાં જીવન અને મૃત્યુ અર્થહીન અને દુઃખદાયક છે અને એવું લાગે છે જાણે તેમાંથી બહાર આવવાનો કોઇ જ માર્ગ નથી. પછી તેને કહો કે તેમાંથી બહાર આવવાનો સરળ માર્ગ તેની હાથવેંતમાં છે, ખ્યાલોના કોઈ અન્ય જૂથમાં પરિવર્તિત થવાનું નથી, પરંતુ સઘળા ખ્યાલોના અને જીવનની સઘળી રીતભાતમાંથી મુક્ત થવાનું છે. તેને ગુરુઓ અને શિષ્યો વિશે ન કહો - વિચારવાની આ રીત તેને માટે અનુકૂળ નથી. તેનો રસ્તો આંતરિક છે, તેને અંદરથી આવેલા ધક્કાની અસર થતી હોય છે અને તે આંતરિક પ્રકાશથી માર્ગદ્દિશત થતો હોય છે. તેને બળવો કરવા આમંત્રણ આપો અને તે પ્રતિભાવ આપશે. તેને એવું ઠસાવવાનો પ્રયત્ન ન કરો કે ફલાણો ફલાણો માણસ આત્મસાક્ષાત્કારપ્રાપ્ત છે અને તેને ગુરુ તરીકે સ્વીકારી શકાય તેમ છે. જયાં સુધી તે પોતાના પર વિશ્વાસ કરતો નથી થતો ત્યાં સુધી તે અન્ય પર વિશ્વાસ ન કરી શકે. અને આત્મવિશ્વાસ અનુભવ સાથે આવશે.

**સાધક** - કેવું વિચિત્ર કહેવાય! હું ગુરુ વિનાના જીવનની કલ્પના નથી કરી શકતો.

**મહારાજ** - તે પ્રકૃતિનો સવાલ છે. તમે પણ સાચા છો. તમારા માટે ઈશ્વરની સ્તુતિ કરવી પૂરતું છે. તમારે સાક્ષાત્કારની ઈચ્છા કરવી આવશ્યક નથી, કે ન તો સાધના કરવી આવશ્યક છે. તમારે માત્ર ઈશ્વરના નામનો ખોરાક જ આવશ્યક છે. તેના પર જ જીવો.

**સાધક** - શું થોડા શબ્દોનું આ એકધારું રટણ એક પ્રકારનું ગાંડપણ નથી?

**મહારાજ** - તે ગાંડપણ જ છે, પરંતુ એક પ્રકારનું ઈરાદાપૂર્વકનું ગાંડપણ છે . સઘળા રટણો તામસ છે, પરંતુ તેના ઉમદા હેતુના કારણે ઈશ્વરના નામનું રટણ સાત્તિક તામસ છે. સત્ત્વની હાજરીને કારણે તામસ ધીમે ધીમે ખતમ થઈને પૂર્ણ વૈરાગ, અનાસક્તિ, ત્યાગ, અલિપ્તતા અને અપરિવર્તશીલતાનું રૂપ ધારણ કરશે. તમસ એક દઢ પાયો બને છે કે જેના આધારે એક સુગ્રથિત જીવન જીવી શકાય.

**સાધક** - અપરિવર્તનશીલ - શું ખતમ થાય છે, મૃત્યુ પામે છે?

**મહારાજ** - મરે છે તો તે જે પરિવર્તનશીલ છે. અપરિવર્તનશીલ તો નથી જીવતું કે નથી મસ્તું; તે જીવન અને મૃત્યુનો એક સમયાતીત સાક્ષી છે. તમે તેને મૃત ન કહી શકો કારણ કે તે જાગ્રત છે. કે ન તો તમે તેને જીવતું કહી શકો, કારણ કે તે પરિવર્તશીલ નથી. બરાબર તે તમારા ટેપ-રેકોર્ડર જેવું છે. તે અવાજને નોંધે છે, તેને ફરી સંભળાવે છે – સઘળું પોતાની જાતે જ કરે છે. તમે તો માત્ર સાંભળો જ છો. તે જ રીતે, જે કંઇ ઘટે છે તે સઘળું હું નીરખું છું, મારા તમારી સાથે વાત

કરવા સમેત. વાત કરે છે તે હું નથી, શબ્દો મારા મનમાં વિદ્યમાન થાય છે અને પછી હું તેમને કહેવાતા સાંભળું છું.

**સાધક** - શું તેવુંજદરેક જણના કિસ્સામાં નથી?

**મહારાજ** - ના કોણે પાડી? પરંતુ તમે એવો આગ્રહ રાખો છો કે તમે વિચારો છો, તમે બોલો છો, જ્યારે મારા માટે તો વિચારવું ઘટના છે, બોલવું ઘટના છે.

**સાધક** - બે બાબતો વિશે વિચારવાનું છે. કાં તો મને ગુરુ મળી ગયા છે, કે પછી નથી મળ્યા. દરેક કિસ્સામાં મારે શું કરવું યોગ્ય છે?

**મહારાજ** - તમે ક્યારેય ગુરુ વિના છો જ નહીં, કારણ કે તે તમારા હૃદયમાં સદાયે હાજર છે. કેટલીક વાર તે બાહ્ય રૂપ ધારણ કરે છે અને તમારા જીવનમાં તમને ઉંચકનાર અને સુધારનાર પરિબળ તરીકે કોઈ માતા રૂપે, પત્ની રૂપે કે ગુરુ રૂપે પધારે છે; અથવા તો ઈમાનદારી અને પૂર્ણતા માટેના આંતરિક આવેગ તરીકે રહે છે. તમારે માત્ર તેની આજ્ઞા જ પાળવાની રહે છે અને તે જે કહે તે કરવાનું જ રહે છે. તમે જે કરો તે તે ઈચ્છે છે તે ખૂબ જ સીધુંસાદું સરળ છે - આત્મજાગ્રતિ, આત્મસંયમ અને શરણાગતિ કેળવો. કદાચ તમને તે કષ્ટદાયક હોય તેવું લાગે પરંતુ જો તમે ઉત્કટ અને નિષ્ઠાવાન હશો તો તે સરળ છે. અને જો તમે ઉત્કટ અને નિષ્ઠાવાન નહીં હોવ તો તે તદ્દન અશક્ય પુરવાર થશે. નિષઠાભરી ઉત્કટતા જરૂરી પણ છે અને પૂરતી પણ છે. સઘળું નિષ્ઠાભરી ઉત્કટતા સમક્ષ ઝૂકી જતું હોય છે.

**સાધક** - કઈ બાબત વ્યક્તિને ઉત્કટ અને નિષ્ઠાવાન બનાવતી હોય છે?

**મહારાજ** - કરણા ઉત્કટતાનો પાયો છે. તમારી પોતાની અને અન્યોની યાતનાને કારણે પેદા થયેલી તમારા અને અન્ય પ્રત્યેની કરુણા.

**સાધક** - તો શું ઉત્કટ થવા માટે મારે યાતનાને સહન કરવી જ રહી?

**મહારાજ** - બુધ્ધની માફક જો તમે અન્ય લોકોના દુઃખ પ્રત્યે સંવેદનશીલ રહ્યા અને તેનો પ્રતિભાવ આપ્યો તો તમારે તેની આવશ્યકતા નહીં રહે. પરંતુ જો તમે અસંવેદનશીલ અને દયાહીન હશો તો તમારી પોતાની જ યાતના તમને અનિવાર્ય પ્રશ્નો પૂછવા પ્રેરશે.

**સાધક** - હું યાતના અનુભવતો હોઉં તેવું લાગે છે પરંતુ પૂરતી નહીં. જીવન દુઃખભર્યું છે પરંતુ સહ્ય છે. મારાં નાનકડાં સુખો મને મારાં નાનકડાં દુઃખોનું વળતર આપી રહે છે, અને હું જે લોકોને જાણું છું તેમાંના મોટા ભાગના લોકોના પ્રમાણમાં એકંદરે સારી સ્થિતિમાં છું. હું જાણું છું કે મારી સ્થિતિ અસલામત છે, ગમે તે ઘડીએ કોઈ દુર્ઘટના મને ધ્વસ્ત કરી શકે. સત્ય ભણીના મારા માર્ગ પર આવવા શું મારે કોઈ દુર્ઘટનાની રાહ જોવી જ રહી?

**મહારાજ** - તમારી સ્થિતિ કેવી અસલામત છે, કેવી તકલાદી છે તે તમે જોયું કે તમે સાવધાન થઈ જ ગયા છો. હવે, સાવધાન રહો, ધ્યાન આપો, તપાસો, ઊંડા ઉતરો, તમારા મનની અને શરીરની ભૂલોને શોધો અને તેમનો ત્યાગ કરો.

**સાધક** - પરંતુ તે માટેની ઊર્જા ક્યાંથી મેળવવી? બળતા ઘરમાં પક્ષાઘાત થયેલી વ્યક્તિ જેવી મારી દશા છે.

**મહારાજ** - પક્ષાઘાત થયેલા લોકોને પણ ઘણી વાર કટોકટીની સ્થિતિમાં પગ આવી જતા હોય છે! પરંતુ તમે તો પક્ષાઘાતી નથી, તમે તો માત્ર તેવી કલ્પના જ કરો છો. પહેલું પગલું ભરો અને તમે તમારા માર્ગ પર આગળ ધપવા લાગશો.

**સાધક** - મારો દેહાધ્યાસ એટલો બધો શક્તિશાળી હોવાનું મને લાગે છે કે હું શરીર છું તેવા હું ત્યાગ નથી કરી શકતો. જ્યાં સુધી શરીર રહેશે ત્યાં સુધી તે મને વળગી જ રહેશે. કેટલાક એવા લોકો છે કે જેઓ એવું માને છે કે જીવતા જીવત સાક્ષાત્કાર શક્ય નથી અને હું તેમની સાથે સંમત થતો હોઉં તેવું લાગે છે.

**મહારાજ** - તમે સંમત કે અસંમત થાઓ તે પહેલાં ખુદ શરીરના ખ્યાલને જ કેમ ન તપાસવો? મન શરીરમાં વિદ્યમાન થાય છે કે પછી શરીર મનમાં વિદ્યામાન થાય છે? "હું-શરીર-છું' ખ્યાલને ધરાવવા માટે કોઈ મન અવશ્ય હોવું જ જોઈએ. મન વિનાનું શરીર "મારું શરીર' ન હોઇ શકે. જ્યારે મન વિલય પામેલું હોય છે ત્યારે "મારું શરીર' અવશ્ય ગેરહાજર હોય છે. વળી મન જ્યારે વિચારો અને લાગણીઓમાં ભારે વ્યસ્ત હોય છે ત્યારે પણ તે ગેરહાજર હોય છે. એક વાર તમને એ સમજાયું, ભાન થયું, સાક્ષાત્કાર થયો કે શરીર મન પર, અને મન ચેતના પર, અને ચેતના જાગ્રતિ પર આધાર રાખે છે, નહીં કે તેથી ઉલટું, કે તમારા મરતાં સુધી સાક્ષાત્કાર માટે રાહ જોવાના પ્રશ્નનો જવાબ મળી જાય છે. એવું નથી કે સૌ પ્રથમ તમારે "હું-શરીર-છું' ખ્યાલમાંથી મુક્ત થવું પડે અને પછી આત્માનો સાક્ષાત્કાર થાય. વાત તિશ્ચિતપણે તેનાથી ઉલટી જ છે - તમે ખોટાને વળગી રહો છો, કારણ કે તમને સાચાની ખબર નથી. પૃણતા (ક્ષતિરહિતતા) નહીં, પરંતુ ઉત્કટતા જ આત્મસાક્ષાત્કારની પૂર્વશરત છે. સદ્ગુણો અને શક્તિઓ સાક્ષાત્કાર સાથે આવે છે, નહીં કે તે પહેલાં.

## "હું છું" સઘળા અનુભવનો પાયો [૮૫]

**સાધક** - હું આપને આપના વિશે એવા વિધાનો કરતા સાંભળું છું કે - "હું સમયાતીત છું, ગુણાતીત છું', વગેરે. આ સઘળું આપ કઇ રીતે જાણો છો? આવું કહેવા આપને કોણ પ્રેરે છે?

**મહારાજ** - હું તો માત્ર "હું છું' ભાવ ઉદ્દભવ્યો તે પહેલાંની અવસ્થાને વર્ણવવાનો પ્રયત્ન કરી રહ્યો છું, પરંતુ તે અવસ્થા ખુદ તો મનની અને તેની ભાષાની પેલે પાર હોવાથી અવર્ણનીય છે.

**સાધક** - "હું છું" સઘળા અનુભવનો પાયો છે. આપ જેને વર્ણવવાનો પ્રયત્ન કરી રહ્યા છો તે પણ એક મર્યાદીત અને અનિત્ય અનુભવ જ હોવો જોઇએ. આપ આપની જાત વિશે તે અપરિવર્તનશીલ છે તેવું કહો છો. હું તે શબ્દનો ધ્વનિ સાંભળું છું, મને તેનો શબ્દકોશીય અર્થ યાદ આવે છે, પરંતુ અપરિવર્તનશીલ હોવાના ભાવને હું નથી અનુભવતો. હું આ પડદાને કઇ રીતે પાર કરી શકું અને વ્યક્તિગત રીતે હાડોહાડ (હૃદયપૂર્વક) એ જાણી શકું કે અપરિવર્તનશીલ હોવું એટલે શું?

**મહારાજ** - તે શબ્દ ખુદ જ સેતુ છે. તેને યાદ કરો, તે પર વિચાર કરો, તેમાં ઊંડા ઉતરો, તેની આસપાસ ચક્કર લગાવો, સઘળી દિશાએથી તેનું નિરીક્ષણ કરો, પૂરા ખંત સાથે તેમાં ડુબકી લગાવો : મન એકાએક પાછું ન વળે, શબ્દોથી દૂર ન જાય, અને શબ્દોની પેલે પારની વાસ્તવિક્તા ભણી મોં ન ફેરવે ત્યાં સુધી સઘળી ઢીલોને અને નિરાશાઓને સહન કરો, તે સામે ટકી રહો. તે માત્ર નામ જ જાણતા હોઈએ તેવી વ્યકિતને શોધવાનો પ્રયત્ન કરવા સમાન છે. એક દિવસ એવો આવે છે જયારે તમારી શોધખોળ તમને તેની સમક્ષ લઈ આવે છે અને નામ વાસ્તવિકતા બને છે. શબ્દો મૂલ્યવાન છે, કારણ કે શબ્દો અને તેમના અર્થ વચ્ચે એક કડી હોય છે, જો કોઈ પૂરા ખંતથી, પૂરા કષ્ટ સાથે શબ્દને તપાસે તો વ્યક્તિ તે પાછળના ખ્યાલને ઓળંગી જાય છે અને તેના મૂળમાં રહેલા અનુભવને પામે છે. હકીક્તમાં તો, શબ્દોની પેલે પાર જવાના આવા વારેવારના પ્રયાસોને જ ધ્યાન કહેવામાં આવે છે. સાધના એટલે જ શાબ્દિકને ઓળંગી જઇને અશાબ્દિક પર જવાનો એકધારો પ્રયાસ. જ્યાં સુધી સઘળું સ્પષ્ટ અને સરળ નથી થતું અને સાવ

જ અદ્ભૂત કહેવાય તેટલું સીધુંસાદું નથી બનતું ત્યાં સુધી આ કામ નિરાશાજનક, નકામું લાગે છે. પરંતુ જ્યાં સુધી તમને તમારી હાલની જીવવાની રીતમાં રસ હશે ત્યાં સુધી તમે અજ્ઞાતમાં આખરી કૂદકો લગાવવાથી પાછા હટતા રહેશો.

**સાધક** - અજ્ઞાતમાં મને રસ શા માટે પડવો જોઈએ? અજ્ઞાત શા કામનું છે?

**મહારાજ** - કશાયે કામનું નથી. પરંતુ એ જાણવું લાભપ્રદ છે કે કઈ બાબત તમને જ્ઞાતના સાંકડા દાયરામાં પૂરી રાખે છે. જ્ઞાતનું ક્ષતિરહિત અને પૂર્ણ જ્ઞાન જ તમને અજ્ઞાત પર લઈ જાય છે. તેના વિશે તમે લાભહાનિની રીતે ન વિચારી શકો. સ્વનિસ્બતની, સ્વાર્થી વિચારણાની પહોંચની પેલે પાર નિસ્પંદ અને અનાસક્ત હોવું તે મુક્તિ માટેની અનિવાર્ય શરત છે. તમે તેને મૃત્યુ કહી શકો; મારા માટે તો તે સૌથી વધુ અર્થપૂર્ણ અને તીવ્ર જીવન જીવવા બરાબર છે, કારણ કે હું પૂર્ણતાયુક્ત અને ભર્યા ભર્યા જીવન - તીવ્રતા, અર્થપુણતા, સંવાદિતા - સાથે એકરૂપ છું; આથી વધારે તમારે શું જોઈએ?

**સાધક** - વધારે કશાનીયે આવશ્યકતા નથી, અલબત્ત. પરંતુ આપ તો જ્ઞાતની વાત કરી રહ્યા છો.

**મહારાજ** - જ્ઞાતની વાત તો માત્ર મૌન જ કરે છે. મન તો તે જે જાણે છે તેની જ માત્ર વાત કરી શકે. જો તમે ખંતપૂર્વક જ્ઞાતને તપાસો તો તે લય પામે છે અને પાછળ રહે છે માત્ર અજ્ઞાત. પરંતુ કલ્પના અને રસના પ્રથમ જ સળવળાટ સાથે અજ્ઞાત ઢંકાઈ જાય છે અને જ્ઞાત મોખરે આવે છે, પ્રગટ થાય છે. તમે જીવો છો જ્ઞાત અને પરિવર્તનશીલ સાથે - અપરિવર્તનશીલ તમારે કશાયે કામનું નથી. તમે જ્યારે પરિવર્તનશીલ વડે ધરાઈ જાઓ છો અને અપરિવર્તનશીલ માટે તલસો છો ત્યારે જ માત્ર તમે પાછા વળવા અને તેમાં પ્રવેશવા તૈયાર થાઓ છો જેને મનના સ્તરેથી જોતાં રિક્તતા અને અંધકાર તરીકે વર્ણવી શકાય. જ્યારે મન માટે વાસ્તવિકતા રિક્ત અને અચલ હોય છે ત્યારે મન સામગ્રી અને વિવિધતા માટે તરસતુંં હોય છે.

**સાધક** - તે મને મૃત્યુ સમાન લાગે છે.

**મહારાજ** - તેવું જ છે. વળી તે સર્વવ્યાપી, સર્વજયી અને શબ્દોથી વર્ણવી ન શકાય તેટલું તીવ્ર છે. શીર્ણવિદીર્ણ થયા વિના કોઈ સાધારણ મગજ તેને જીરવી ન શકે; માટે જ અનિવાર્યપણે સાધનાની આવશ્યકતા રહે છે. જીવનમાં બૌદ્ધિક અને આધ્યાત્મિક અસ્મિતા તરીકે ટકી રહેવા માટે શરીરની વિશધ્ધિ, મનની નિર્મળતા, અહિંસા અને નિસ્વાર્થીપણું આવશ્યક છે.

**સાધક** - વાસ્તવિકતામાં અસ્મિતાઓ હોય છે ખરી?

**મહારાજ** - ઓળખ વાસ્તવિકતા છે, વાસ્તવિક્તા ઓળખ છે. વાસ્તવિક્તા એ કોઈ આકારરણહિત દ્રવ્ય નથી, કોઈ શબ્દરહિત અરાજકતા નથી. તે શક્તિશાળી છે, જાગ્રત છે, આનંદપૂર્ણ છે; તેની સરખામણીમાં તમારું જીવન સુર્ય આગળ કોડિયા જેવું છે.

**સાધક** - ઈશ્વરની અને આપના ગુરુની કૃપાએ આપની સઘળી ઈચ્છાઓ અને ભય અચલ અવસ્થાને પામ્યાં. મારો પ્રશ્ન સરળ છે. આપ એ શાથી જાણો છો કે આપની અવસ્થા અચલ છે?

**મહારાજ** - વિચાર તો માત્ર પરિવર્તશીલનો જ થઈ શકે અને વાત પણ તેની જ થઈ શકે. અપરિવર્તશીલનો તો માત્ર મૌનમાં જ સાક્ષાત્કાર થઈ શકે. એક વાર સાક્ષાત્કાર થયો કે તે પરિવર્તનશીલને ગહનપણે અસર કરશે, પરંતુ પોતે તો અસરહીન જ રહેશે.

**સાધક** - આપ એ કઈ રીતે જાણો છો કે આપ સાક્ષી છો?

**મહારાજ** - હું જાણતો નથી, હું છું જ. હું છું જ, કારણ કે હોવા માટે સઘળાનું સાક્ષીત્વ હોવું પડે.

**સાધક** - ઉડતી વાતોથી પણ અસ્તિત્વને સ્વીકારી શકાય.

# હું તે છું

**મહારાજ** - તેમ છતાંયે, આખરે તમારે પ્રત્યક્ષ સાક્ષીત્વની આવશ્યક્તા તો રહે જ છે. સાક્ષીત્વ ભલે વ્યક્તિગત અને સાચુકલું ન હોય, પરંતુ તે ઓછામાં ઓછું શક્ય અને વ્યવહારું તો હોવું જ જોઈએ. પ્રત્યક્ષ અનુભવ જ આખરી પુરાવો છે.

**સાધક** - એવું બને કે અનુભવ ખામીયુક્ત અને ગેરમાર્ગે દોરનારો હોય.

**મહારાજ** - તદ્ન સાચું, પરંતુ અનુભવની હકીકત નહીં. અનુભવ ભલે ગમે તે હોય, ખોટો કે સાચો, પરંતુ અનુભવની હકોકત ઘટી રહી છે તેને ન નકારી શકાય. તે ખુદ જ તેનો પુરાવો છે. તમારી જાતનું બારીકાઈથી નિરીક્ષણ કરો અને તમે જોશો કે ચેતનાની સામગ્રી ભલે ગમે તે હોય, પરંતુ તેના સાક્ષીત્વની ક્રિયા તે સામગ્રી પર આધાર નથી રાખતી. જાગ્રતિ પોતે પોતે જ રહે છે, તે ઘટના સાથે બદલાતી નથી. ઘટના ગમતી કે અણગમતી, ગૌણ કે મહત્ત્વની હોઈ શકે, જાગ્રતિ તેની તે જ રહે છે. વિશુદ્ધ જાગ્રતિની વિશિષ્ટ પ્રકૃતિની, તેની સ્વચેતનાના લેશ માત્ર પણ અંશ વિનાની સ્વાભાવિક સ્વ-ઓળખની નોધ લો અને તેના મૂળમાં જાઓ અને તમને તરત જ ભાન થશે કે જાગ્રતિ એ તમારો ખરો સ્વભાવ છે અને તમે જેનાથી સભાન હોવ તેવું કશુયે નથી જેને તમે તમારું પોતાનું કહી શકો.

**સાધક** - શું ચેતના અને તેની સામગ્રી એક જ નથી?

**મહારાજ** - ચેતના આકાશમાં વાદળ જેવી છે અને જલબિંદુઓ સામગ્રી છે. વાદળને દેખાવા માટે સુર્યની જરૂર છે, અને ચેતનાને જાગ્રતિમાં કેન્દ્રિત કરવાની આવશ્યકતા રહે છે.

**સાધક** - શું જાગ્રતિ એ ચેતનાનું એક સ્વરૂપ નથી?

**મહારાજ** - જ્યારે સામગ્રીને ગમા અણગમા વિના જોવામાં આવે છે ત્યારે તેની ચેતના જાગ્રતિ છે. પરંતુ તેમ છતાંયે હજુયે ચેતનામાં પ્રતિબિંબિત થતી જાગ્રતિ અને ચેતનાની પેલે પારની વિશુદ્ધ જાગ્રતિ વચ્ચે તફાવત છે. પ્રતિબિંબિત જાગ્રતિ, "હું જાગ્રત છું' એ સાક્ષી છે, જ્યારે વિશુદ્ધ જાગ્રતિ એ તો વાસ્તવિકતાનું સત્ત્વ છે. જલબિદુમાંનું સુર્યનું પ્રતિબિંબ એ સુર્યનું પ્રતિબિંબ છે તે બાબતે કોઈ શંકા નથી, પરંતુ તે સુર્ય તો નથી જ. ચેતનામાં સાક્ષી તરીકે પ્રતિબિંબિત થયેલ જાગ્રતિ અને વિશુદ્ધ જાગ્રતિ વચ્ચે એક અંતરાલ છે, જે મન પાર નથી કરી શકતું.

**સાધક** - શું તે તમે તેને કઈ રીતે જુઓ છો તે પર આધાર નથી રાખતું? મન કહે છે તફાવત છે. હૃદય કહે છે કોઈ તફાવત નથી.

**મહારાજ** - અલબત્ત કોઈ જ તફાવત નથી. વાસ્તવિક અવાસ્તવિકમાં વાસ્તવિકને જુએ છે. મન જ અવાસ્તવિકને સર્જે છે અને મન જ ખોટાને ખોટા તરીકે જુએ છે.

**સાધક** - હું એવું સમજ્યો કે વાસ્તવિકનો અનુભવ ખોટાને ખોટા તરીકે જોયાને અનુસરે છે.

**મહારાજ** - વાસ્તવિકના અનુભવ જેવું કંઈ જ નથી. વાસ્તવિક અનુભવની પેલે પાર છે. સઘળા અનુભવો મનમાં છે. તમે વાસ્તવિકને વાસ્તવિક હોવા વડે જાણો છો, હોઈને જાણો છો.

**સાધક** - જો વાસ્તવિક શબ્દો અને મનની પેલે પાર હોય તો પછી આપણે તે બાબતે આટલી બધી વાતચીત શા માટે કરીએ છીએ?

**મહારાજ** - આનંદ ખાતર, અલબત્ત. વાસ્તવિક સર્વોચ્ચ આનંદ છે. અરે, તેના વિશે વાત કરવી તે પણ સુખ છે.

**સાધક** - હું આપને નિર્વિકારી અને આનંદપૂર્ણ વિશે વાતો કરતા સાંભળું છું. જ્યારે આપઆ શબ્દો પ્રયોજો ત્યારે આપના મનમાં શું હોય છે?

# હું તે છું

**મહારાજ** - મારા મનમાં કંઇ જ હોતું નથી. જે રીતે તમે તે શબ્દો સાંભળો છો તે જ રીતે હું પણ તેમને સાંભળું છું. જે અજ્ઞાત શક્તિ સઘળાને ઘટવા પ્રેરતી હોય છે તે તેમને પણ ઘટવા પ્રેરે છે.

**સાધક** - પરંતુ આપ બોલી રહ્યા છો, હું નહીં.

**મહારાજ** - તેવું તો તમને દેખાય છે. હું જોઉં છું તે પ્રમાણે તો બે શરીર-મન સાંકેતિક ધ્વનિઓની આપ-લે કરે છે. વાસ્તવમાં તો કશુંયે ઘટતું નથી.

**સાધક** - સાંભળો, મહારાજ. હું આપની આગળ આવતો રહું છું કારણ કે હું તકલીફમાં છું. મને ન સમજાતા જગતમાં ફસાયેલો હું એક ગરીબ બિચારો જીવ છું. હું માતા પ્રકૃતિથી ગભરાઉં છું, જે હું વૃદ્ધિ પામું, ફૂલું-ફાલું અને મૃત્યુ પામું તેવું ઈચ્છે છે. જ્યારે હું આ સઘળાના અર્થ અને હેતુ બાબતે પૂછું છું ત્યારે તે કોઈ જવાબ નથી આપતી. હું આપની પાસે આવ્યો છું કારણ કે આપ ભલા અને જ્ઞાની છો. આપ પરિવર્તનશીલની ખોટા અને અનિત્ય તરીકે વાત કરો છો અને હું તે સમજી શકું છું. પરંતુ જ્યારે આપ અપરિવર્તનશીલની, નિર્વિકારની વાત કરો છો ત્યારે મારી સમજમાં કંઈ જ આવતું નથી. "નહીં આ, નહીં તે, જ્ઞાનની પેલે પાર, કશાયે કામનું નથી' - આ સઘળાની વાત જ શા માટે કરવી શું તેનું અસ્તિત્વછે કે પછી તે ખ્યાલ જ માત્ર છે, પરિવર્તનશીલનું માત્ર શાબ્દિક વિરોધી જ છે?

**મહારાજ** - તે છે, તે જ માત્ર છે? પરંતુ તમારી હાલની અવસ્થામાં તે તમારા કશાયે કામનું નથી. તમારી પથારીની નજીકમાં જ રહેલો પાણીનો પ્યાલો તમે જયારે સ્વપ્નમાં કોઈ રણમાં તરસ્યે મરી રહ્યા હો છો ત્યારે તમને જેમ કશાયે કામનો નથી હોતો તે રીતે. હું તમને જગાડવાનો પ્રયત્ન કરી રહ્યો છું, પછી ભલે તમે ગમે તે સ્વપ્નમાં હોવ.

**સાધક** - કૃપા કરી મને એવું ન કહેશો કે હું સ્વપ્ન જોઈ રહ્યો છું અને હું ટૂંક સમયમાં જાગી ઉઠીશ. આશા તો હું એવી જ રાખું છું કે તેવું હોય. પરંતુ હું જાગ્રત છું અને દુઃખી છું. આપ દુઃખરહિત અવસ્થાની વાત કરો છો, પરંતુ આપ ઉમેરો છો કે હું તે મારી હાલની અવસ્થામાં પ્રાપ્ત નહીં કરી શકું, ધરાવી નહીં શકું. મને કંઈ સમજમાં નથી આવતું.

**મહારાજ** - મૂંઝાવાની, નિરાશ થવાની કોઈ જરૂર નથી. હું તો માત્ર એટલું જ કહું છું કે નિર્વિકારી અને આનંદપૂર્ણને પામવા માટે તમારે તમારી વિકારી અને દુઃખદાયક પરની પકડનો ત્યાગ કરવો પડે. તમને તમારા પોતાના સુખ સાથે નિસ્બત છે અને હું તમને કહી રહ્યો છું કે તેવી કોઇ ચીજનું અસ્તિત્વ નથી. સુખ કદીયે તમારું પોતાનું નથી, તે તો ત્યાં જ જોવા મળે છે જયાં "હું' નથી હોતો. હું એમ નથી કહેતો કે તે તમારી પહોંચની બહાર છે; તમારે માત્ર તમારી જાતની પેલે પાર લંબાવું પડે, અને તમને તે પ્રાપ્ત થશે.

**સાધક** - જો મારે મારી જાતની પેલે પાર જ લંબાવું પડે તેમ હોય તો પછી સૌ પ્રથમ મને "હું છું'નો ખ્યાલ જ ક્યાંથી આવ્યો?

**મહારાજ** - મનને વર્તુળ રચવા માટે કેન્દ્રની જરૂર પડે છે. એવું બને કે તે વતુળ મોટું અને મોટું થતું ચાલે. તેના દરેક વધારા સાથે "હું છું' ભાવમાં પરિવર્તન આવશે. જે માણસે, એટલે કે કોઇ યોગીએ, પોતાની જાતને હાથ પર લીધી હોય છે, તે સર્પાકાર રચશે, તેને કેન્દ્ર તો હશે જ, પછી ભલે તે સર્પાકાર ગમે તેટલો મોટો હોય. એક દિવસ એવો આવી લાગે છે જ્યારે આખું સાહસ ખોટું લાગે છે અને તેનો ત્યાગ કરવામાં આવે છે. પછી કેન્દ્રીય બિંદુ રહેતું નથી અને વિશ્વ જ કેન્દ્ર બને છે.

**સાધક** - હા, તેવું હોઈ શકે. પરંતુ હવે મારે શું કરવું?

**મહારાજ** - ખંતપૂર્વક તમારા સદાયે પરિવર્તન પામતા જીવનને નીરખો, તમારાં કૃત્યોની પેલે પારના પ્રેરકબળોમાં ઊંડા ઉતરો કે તરત જ તમે જે પરપોટામાં પૂરાયેલા છો તેનું ભેદન થશે. ઇંડામાંના બચ્ચા માટે કોચલું મોટું થાય તે આવશ્યક હોય છે, પરંતુ એક દિવસ એવો આવે છે જ્યારે તે કોચલું તોડવું પડે છે. જો તેમ ન કરવામાં આવે તો યાતના સહેવાની આવે છે અને મૃત્યુ થાય છે.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે જો હું યોગ નહીં કરું તો મારું લુપ્ત થવું પાડું છે, મારો વિનાશ નિશ્ચિત છે?

**મહારાજ** - ગુરુ હાજર જ છે જે તમારી મદદે આવી પહોંચશે. દરમ્યાન તમારા જીવનના પ્રવાહને નીરખતાં સંતુષ્ટ રહો; જો તમારું નીરખવું ગહન અને એકધારું હશે તો, સદાયે સ્રોત ભણી હશે તો તે એકાએક સ્રોત નહીં બને ત્યાં સુધી ધીમે ધીમે ઉપરવાસ ગતિ કરશે. તમારી જાગ્રતિને કામે લગાડો, નહીં કે તમારા મનને. આ કાર્ય માટે મન યોગ્ય સાધન નથી. સમયાતીત પર માત્ર સમયાતીત વડે જ પહોંચી શકાય. તમારું શરીર અને તમારું મન બક્ષે સમયના ગુલામ છે; જાગ્રતિ જ માત્ર સમયાતીત છે, વર્તમાન ક્ષણમાં પણ. જાગ્રતિમાં તમે હકીકતોનો સામનો કરી રહ્યા હોવ છો અને વાસ્તવિકતાને હકીકતો બહુ પસંદ છે.

**સાધક** - મને પેલે પાર લઈ જવા આપ પૂર્ણપણે મારી જાગ્રતિ પર આધાર રાખો છો, નહીં કે ગુરુ કે ઈશ્વર પર.

**મહારાજ** - ઈશ્વર શરીર અને મન આપે છે અને ગુરુ તેમનો ઉપયોગ કરવાની રીત બતાવે છે. પરંતુ સ્રોત પર પાછા ફરવાનું કામ તો તમારે પોતે જ કરવાનું છે.

**સાધક** - ઈશ્વરે મને સર્જ્યો છે, તે જ મારી સંભાળ લેશે.

**મહારાજ** - પોતપોતાના વિશ્વમાં અસંખ્ય ઈશ્વરો અસ્તિત્વ ધરાવે છે. તેઓ સદાયે સર્જન અને પુનઃસર્જન કરતા રહે છે. તમારો ઉદ્ધાર કરવા માટે શું તમે તેની રાહ જોતા રહેશો? તમારા ઉદ્ધાર માટે તમારે જેની આવશ્યકતા છે તે તો તમારામાં વિદ્યમાન છે જ. તેનો ઉપયોગ કરો. તમે જે કંઈ જાણો છો તેને તેના અંત સુધી તપાસો અને તમે તમારા સ્વરૂપનાં અજ્ઞાત સ્તરોને પામશો. હજુ આગળ વધો અને તમારામાં અનપેક્ષિતનો વિસ્ફોટ થશે અને સઘળાને શીર્ણવિદીર્ણ કરી નાખશે.

**સાધક** - શું તેનો અર્થ મૃત્યુ એવો થાય?

**મહારાજ** - તેનો અર્થ જીવન એવો થાય - આખરે.

## અજ્ઞાત જ વાસ્તવિકનું ઘર છે [૮૬]

**સાધક** - કોણ ગુરુ છે અને કોણ સર્વોચ્ચ ગુરુ છે?

**મહારાજ** - તમારી ચેતનામાં જે કંઈ ઘટે છે તે તમારો ગુરુ છે. અને ચેતનાની પેલે પારની વિશુદ્ધ ચેતના તે તમારો સર્વોચ્ચ ગુરુ છે.

**સાધક** - મારા ગુરુ શ્રી બાબાજી છે. આપનો તેમની બાબતે શો અભિપ્રાય છે?

# હું તે છું

**મહારાજ** - કેવો વિચિત્ર પ્રશ્ન પૂછયો છે તમે! મુંબઈમાંના અવકાશને પૂછવામાં આવે છે કે તેનો પૂનામાંના અવકાશ બાબતે શો અભિપ્રાય છે. નામો અલગ છે, પરંતુ અવકાશ નહીં."બાબાજી' શબ્દ તો માત્ર એક સરનામું છે. તે સરનામે કોણ રહે છે? તમે જ્યારે તકલીફમાં હોવ છો ત્યારે પ્રશ્નો પૂછો છો. તપાસ એ. કરો કે તકલીફ કોણ આપી રહ્યું છે અને કોને આપી રહ્યું છે.

**સાધક** - હું સમજું છું કે દરેક જણે સાક્ષાત્કાર કરવો અનિવાર્ય છે, સાક્ષાત્કાર કર્યા સિવાય તેનો છૂટકારો નથી. શું તે તેનું કર્તવ્ય છે કે પછી તેની નિયતિ?

**મહારાજ** - સાક્ષાત્કાર શાનો? એ હકીકતનો કે તમે કોઈ વ્યક્તિ નથી. માટે, તે એ વ્યક્તિનું કર્તવ્ય ન હોઈ શકે કે જેની નિયતિ અદશ્ય થઈ જવાની હોય. તેની નિયતિ એ વ્યક્તિનું કર્તવ્ય છે કે જે પોતાની જાતને એક વ્યક્તિ હોવાનું કલ્પે છે. શોધી કાઢો કે તે કોણ છે અને કાલ્પનિક વ્યક્તિનો વિલય થઈ જશે. કશાકથી આઝાદ થવાનું છે. તમારે શાનાથી આઝાદ થવાનું છે? દેખીતું છે કે તમે તમારી જાતને જે વ્યક્તિ સમજો છો તેનાથી તમારે મુક્ત થવું જ પડે, કારણ કે તમારો તમારા વિશેનો તે ખ્યાલ જ તમને બંધનમાં રાખે છે.

**સાધક** - તે વ્યક્તિને કઈ રીતે હટાવવામાં આવતી હોય છે?

**મહારાજ** - દઢ નિર્ણયથી. સમજો કે તેણે વિદાય લેવી જ પડે અને તે વિદાય લે તેવું ઈચ્છો - જો તમે તે બાબતે ઉત્કટ હશો તો તે વિદાય લેશે જ. કોઈક, કોઈક વ્યક્તિ તમને એ કહેશે કે તમે વિશુધ્ધ ચેતના છો, નહીં કે શરીર-મન. તેને એક સંભાવના તરીકે સ્વીકારો અને ઉત્કટતાપૂર્વક તે બાબતે શોધ ચલાવો. એવુ બને કે તમારા જાણવામાં આવે કે હકીકત તેમ જ છે, તમે દેશકાળમાં બંધાયેલ કોઈ વ્યક્તિ નથી. તેનાથી જે ફરક પડશે તે વિશે વિચારો!

**સાધક** - જો હું કોઈ વ્યક્તિ ન હોઉં તો પછી હું છું શું?

**મહારાજ** - ભીનું કપડું જ્યાં સુધી ભીનું હોય છે ત્યાં સુધી કંઈ જૂદું જ દેખાતું હોય છે, અનુભવાતું હોય છે અને તેની વાસ પણ કંઈક જૂદી જ આવતી હોય છે. તે જયારે સૂકાઈ જાય છે ત્યારે વળી પાછું હતું તેવું સામાન્ય બની જતું હોય છે. પાણીએ તેમાંથી વિદાય લીધી છે અને કોઈને ખબર પણ ન પડે કે એક સમયે તે ભીનું હતું. તમારી ખરી પ્રકૃતિ જેવી દેખાય છે, આભાસિત થાય છે તેવી નથી. વ્યક્તિ હોવાના ખ્યાલને વિદાય આપો, બસ એટલું જ કરવાનું છે. તમે જે છો જ તે બનવાની તમારે કોઈ જ આવશ્યક્તા નથી. તમે જે છો તેને પોતાની ઓળખ(અસ્મિતા) છે અને તે પર પેલા વ્યક્તિત્વને ઠોકી બેસાડવામાં આવ્યું છે. તમે તો માત્ર વ્યક્તિને જ જાણો છો, ઓળખ (અસ્મિતા) - કે જે કોઈ વ્યક્તિ નથી - તેને તમે નથી જાણતા, કારણ કે તમે કદીયે શૅકા નથી કરી, તમારી જાતને કદીયે એ મૂળભૂત પ્રશ્ન પૂછયો જ નથી કે - "હું કોણ છું'. પેલી ઓળખ પેલી વ્યક્તિની સાક્ષી છે અને સાધના એ કરવાની છે કે ધ્યાનને ઉપરછલ્લી અને પરિવર્તનશીલ વ્યક્તિ પરથી બદલીને અવિકારી અને સદાયે વિધમાન સાક્ષી પર લાવવાનું છે.

**સાધક** - એવું કેમ છે કે પ્રશ્ન "હું કોણ છું' મને ખાસ આકર્ષતો નથી? હું મારો સમય સંતોના મધુર સંગાથમાં પસાર કરવાનું વધારે પસંદ કરું છું.

**મહારાજ** - તમારા પોતાના સ્વરૂપમાં નિવાસ કરવો તે પણ સત્સંગ જ છે. જો તમારે દુઃખની કે દુઃખમાંથી છૂટકારો મેળવવાની કોઈ સમસ્યા જ ન હોય તો આત્મ-તપાસ (ચિંતન-મનન) માટે આવશ્યક એવાં ઊર્જા અને ખંત તમને પ્રાપ્ત નહીં થાય. તમે કટોકટીને કંઈ પેદા ન કરી શકો. તે તો અસલ જ હોવી જોઈએ.

**સાધક** - અસલ કટોકટી કઈ રીતે પેદા થતી હોય છે?

# હું તે છું

**મહારાજ** - તે તો દરેક ક્ષણે પેદા થતી હોય છે, પરંતુ તમે જોઈએ તેટલા સતર્ક નથી હોતા. તમારા પાડોશીના ચહેરા પરતું દુ:ખ, અસ્તિત્વની વિરાટ અને સર્વવ્યાપી પીડા એ તમારા જીવનનું એક એકધારું વિદ્યમાન ઘટક છે, પરંતુ તમે તેને ધ્યાન પર લેવાની જ ના પાડી દો છો. તમે દુ:ખી થાઓ છો અને અન્યોને દુ:ખી થતાં જુઓ છો, પરંતુ તમે તેનો કોઈ પ્રતિભાવ નથી આપતા.

**સાધક** - આપ જે કહો છો તે સાચું છે, પરંતુ તે બાબતે હું શું કરી શકું? ખરેખર પરિસ્થિતિ આવી જ છે. મારી નિઃસહાયતા અને સુસ્તી પ્રમાદ) તેનો જ એક અંશ છે.

**મહારાજ** - સરસ. તમારી જાતને એકધારી સ્થિરપણે નિહાળો - તેટલું પૂરતું છે. જે દરવાજો તમને અંદર પૂરી રાખે છે તે જ દરવાજો તમને બહાર પણ જવા દે છે. આ "હું છું' જ તે દરવાજો છે. તે ઉઘડે નહીં ત્યાં સુધી ત્યાં જ મુકામ કરો. ખરેખર વાત તો એમ છે કે તે ખુલ્લો જ છે, છે માત્ર એટલું કે તમે ત્યાં આગળ હાજર નથી, તમારો ત્યાં આગળ મુકામ નથી. તમે તો અસ્તિત્વ નથી ધરાવતા તેવા એક ચીતરેલા દરવાજા આગળ ખડા છો, જે કદીયે ખુલનાર નથી.

**સાધક** - અમારામાંના ઘણા એક સમયે અમુક પ્રમાણમાં નશીલા પદાર્થોનું સેવન કરતા હતા. લોકોએ અમને ચેતનાનાં ઉચ્ચ સ્તરોમાં પ્રવેશવા માટે નશીલા પદાર્થો લેવાનું કહ્યું હતું. તો વળી બીજાઓએ અમને તે જ હેતુસર પુષ્કળ જાતીય સમાગમ કરવાની સલાહ આપી હતી. આ બાબતે આપનો અભિપ્રાય શો છે?

**મહારાજ** - એ બાબતે કોઈ જ શંકા નથી કે જે નશીલો પદાર્થ તમારા મગજને અસર કરી શકે તે તમારા મનને પણ અસર કરે જ, અને તમને આશા બંધાવવામાં આવેલા સઘળા વિચિત્ર અનુભવો કચવે. પરંતુ જન્મવાનો અને દુ:ખ તથા ભય હેઠળ જીવવાનો આ એક અતિ અસામાન્ય કહેવાય તેવો અનુભવ બક્ષતા નશીલા પદાર્થની સરખામણીમાં તે બધા નશીલા પદાર્થો કોઈ જ વિસાતમાં નથી. તમારે આ નશીલા પદાર્થની પ્રકૃતિ બાબતે શોધ ચલાવવી જોઈએ અને તેના ઈલાજને શોધી કાઢવો જોઈએ. જન્મ, જીવન, મૃત્યુ - ત્રણેય એક છે. એ શોધી કાઢો કે તે શાનાથી છે. તમે જન્મ્યા તે પહેલાં જ તમને તે નશીલા પદાર્થનું સેવન કરાવી દેવામાં આવ્યું હતું. તે કયા પ્રકારનો નશીલો પદાર્થ હતો? એવું બને કે તમે સઘળા રોગોનો ઈલાજ કરી શકો, પરંતુ જો તમે હજુયે પેલા આદિ નશીલા પદાર્થના પ્રભાવ હેઠળ હોવ તો પછી ઉપરછલ્લા ઈલાજોનો કોઈ જ અર્થ નથી.

**સાધક** - શું એ કર્મોનું ભાથું તો નથી ને કે જેને કારણે પુનર્જન્મ થતો હોયરર

**મહારાજ** - ભલે તમે તેને કોઈ અન્ય નામે ઓળખાવો, પરંતુ તેથી કંઈ હકીકત બદલાતી નથી. તમે જેને કર્મ કે નિયતિ કહો છો તે નશીલો પદાર્થ કયો છે? તેણે તમને તમે જે નથી તે માનવા પ્રેર્યા છે. તે શું છે, અને શું તમે તેનાથી મુક્ત થઈ શકો ખરાર્? તમે વધુ આગળ વધો તે પહેલાં ઓછામાં ઓછું કામચલાઉ ધોરણે પણ તમારે એ સ્વીકારવું જ રહ્યું કે તમે કોઈ નશીલા પદાર્થના પ્રભાવ હેઠળ છો. માત્ર ત્યારે જ તમારમાં તેનાં લક્ષણો તપાસવાની અને તેના ઈલાજો શોધવાની ઉત્કટતા અને ધીરજ પેદા થશે. ગુરુ તો તમને માત્ર એટલું જ કહી શકે કે - "મારા વહાલા શિષ્ય , તમે તમારી જાત બાબતે તદ્દન ખોટો ખ્યાલ ધરાવો છો. તમે તમારી જાતને જે વ્યક્તિ સમજો છો તે તમે નથી.' કોઈનો પણ વિશ્વાસ ન કરો, તમારી જાતનો પણ નહીં. જયાં સુધી તમે સત્યનાં જીવંત જળ અને ખડકને ન પામો ત્યાં સુધી દરેક ધારણાને નકારતા રહો અને શોધ ચલાવતાં રહો. જ્યાં સુધી તમે તે નશીલા પદાર્થથી મુક્તિ ન મેળવો ત્યાં સુધી સઘળા ધર્મો અને શાસ્રો, પ્રાર્થનાઓ અને યોગ તમારા માટે કશાયે કામનાં નથી, કારણ કે તે એક ભૂલ પર રચાયેલા હોવાથી તે તેને વધારે મજબૂત બનાવે છે. પરંતુ જો તમે એ ખ્યાલને વળગી રહો કે તમે નથી તો શરીર કે નથી તો મન, અરે સાક્ષી પણ નથી, પરંતુ તેનાથી સાવ પેલે પાર છો, તો તમારું મન વધુ નિર્મળ થશે, તમારી ઈચ્છાઓ - વિશુદ્ધી બાબતે અને તમારા આચાર બાબતે – વધારે ઉદાત્ત બનશે અને આંતરિક નિર્મળતા તમને એક અન્ય જગતમાં ઊંચકી જશે , જ્યાં સત્ય અને નિર્ભય પ્રેમ પ્રવર્તતાં

હશે. અનુભવવાની અને વિચારવાની તમારી જૂની આદતોનો સામે મોરચો માંડો અને તમારી જાતને કહેતાં રહો કે - "ના, તેવું નથી, તે તેવું ન હોઇ શકે; હું આવો નથી, મારે તેની આવશ્યકતા નથી, હું તે નથી ઇચ્છતો', અને એક એવો દિવસ અવશ્ય આવી લાગશે કે જ્યારે ભૂલો અને હતાશાનું સમગ્ર માળખું તૂટી પડશે અને એક નવા જીવન માટેની ભૂમિકા તૈયાર હશે. આખરે તો, તમારે એ યાદ રાખવું પડે કે તમારા જીવન સાથેનો તમારો સઘળો નાતો તો જાગ્રત સમય અને કંઇક અંશે સ્વપ્રાવસ્થા પૂરતો જ છે; ગાઢ નિદ્રા દરમ્યાન તો સઘળું એક બાજુ પર મૂકી દેવામાં આવે છે અને વિસરી જવામાં આવે છે. તે એ દર્શાવે છે કે તમારું જાગ્રત જીવન કશાયે મહત્ત્વનું નથી, માત્ર આડા પડવાથી અને આંખો બંધ કરવાથી તેનો અંત આવી શકતો હોય છે. જયારે પણ તમે નિદ્રાધીન થાઓ છો ત્યારે જાગી ઉઠવાનું બનશે જ તેવી કોઇ જ નિશ્ચિતતા સાથે તમે તેમ નથી કરતા હોતા અને તેમ છતાંયે તમે તે જોખમને ઉઠાવતા હોવ છો.

**સાધક** - જ્યારે આપ નિદ્રાધીન હોવ છો ત્યારે ચેતન (સભાન) હોવ છો કે અચેતન (અભાન)?

**મહારાજ** - હું સભાન રહું છું, પરંતુ અમુક વિશિષ્ટ(ખાસ) વ્યક્તિ હોવા બાબતે સભાન નથી હોતો.

**સાધક** - શું આપ અમને આત્મ-સાક્ષાત્કારના અનુભવનો સ્વાદ ચખાડી શકો છો?

**મહારાજ** - માત્ર સ્વાદ જ શા માટે? પૂરો અનુભવ જ કરો ને! માગો કે તે તમારા માટે હાજર જ છે. પરંતુ તમે માગતા જ નથી ને! તમે માગતા હોવ છો ત્યારે પણ લેતા નથી હોતા. લેતાસ્વીકારતા) તમને કઈ બાબત અટકાવે છે તે શોધી કાઢો.

**સાધક** - મને ખબર છે કે કઈ બાબત તેમ કરતા અટકાવે છે - મારો અહંકાર.

**મહારાજ** - તો પછી તમારા અહંકાર સાથે કામ પાડવાનું શરૂ કરો - મારો પીછો છોડો . જયાં સુધી તમે તમારા મનમાં પૂરાઈ રહ્યા છો ત્યાં સુધી મારી અવસ્થા તમારા સમજવામાં નહીં આવે.

**સાધક** - મને લાગે છે હવે મારે વધારે કોઇ પ્રશ્નો પૂછવાના રહેતા નથી.

**મહારાજ** - જો તમે ખરેખર તમારા અહંકાર સામે યુદ્ધે ચડેલા હોત તો તમે કેટલાયે વધારે પ્રશ્નો પૂછ્યા હોત. તમારી પાસે પ્રશ્નોની કમી છે કારણ કે તમને વાસ્તવમાં કોઇ રસ નથી. હાલમાં તમે સુખ-દુઃખ વડે એટલે કે તમારા અહંકાર વડે પ્રેરાઈ રહ્યા છો. તમે અહંકાર સાથે ઢસડાઈ રહ્યા છો, તમે તે સામે કોઈ લડાઇ નથી આપી રહ્યા. વ્યક્તિગત એષણાઓથી તમે કેટલા બધા આમતેમ ફંગોળાઇ રહ્યા છો તેની પણ તમને ખબર નથી. માણસે હમેશ માટે પોતાની જાત સામે બળવાખોર રહેવું જોઈએ, કારણ કે અહંકાર વિકૃત અરીસા માફક સંકીર્ણતા અને વિકૃતિ આણે છે. તે સૌથી ખરાબ જુલ્મીઓમાંનો એક છે, જે તમારા પર પૂરું આધિપત્ય જમાવી દે છે.

**સાધક** - જ્યારે કોઇ "હું" છે જ નહીં તો પછી મુક્ત કોણ છે?

**મહારાજ** - જગત એક મહાશક્તિશાળી ઉપદ્રવીથી મુક્ત છે. સરસ.

**સાધક** - સરસ કોના માટે?

**મહારાજ** - દરેક જણ માટે. તે માર્ગ આડે લટકાવવામાં આવેલા દોરડા સમાન છે જે વાહનવ્યવહારને અટકાવતું હોય છે. તેને વાળી લો, હવે તે ત્યાં છે, પરંતુ ખાલી દેખાવ ખાતર, આવશ્યકતા હોય ત્યારે ઉપયોગ કરવા માટે. અહંકારમુક્તિ આત્મચિંતનનું ફળ છે.

**સાધક** - એક સમય એવો હતો જ્યારે હું મારાથી અત્યંત નારાજ હતો. હવે મને મારા ગુરુ મળી ગયા છે અને મારી જાતને પૂર્ણપણે તેમના ચરણે ધરી દીધા બાદ હું શાંત છું.

**મહારાજ** - જો તમે તમારા રોજબરોજના જીવનને નિહાળશો તો તમે જોશો કે તમે કશું જ ચરણે નથી ધર્યા, તમે કોઇ જ સમર્પણ નથી કર્યું. તમે તો તમારા શબ્દભંડોળમાં 'શરણાગતિ' શબ્દનો માત્ર ઉમેરો

કર્યો છે એટલું જ. તમે તમારા ગુરુને એક ખીંટી બનાવી દીધો છે કે જેના પર તમે તમારી સમસ્યાઓને ટીંગાડી શકો. ખરી શરણાગતિ એટલે કશું જ ન કરવું, સિવાય કે ગુરુ વડે પ્રેરવામાં આવે. એમ કહી શકાય કે તમે એક તરફ ખડા રહી જાઓ છો અને તમારું જીવન ગુરુ જીવતા હોય છે. તમે માત્ર નિહાળો છો અને વિસ્મય અનુભવતા રહો છો કે જે સમસ્યાઓ તમને કદીયે હલ ન થાય તેવી લાગતી હતી તેમને તેઓ કેટલી બધી સરળતાથી હલ કરી નાખતા હોય છે.

**સાધક** - હું અહીં બેઠો છું અને આ ઓરડાને અને લોકોને જોઈ રહ્યો છું. આપ તેમને કઈ રીતે જોઈ રહ્યા છો? આપને તેઓ કેવા દેખાય છે? આપને શું દેખાય છે?

**મહારાજ** - કશું જ નહીં. હું જોઉં છું, પરંતુ માપદંડઉંપતંછ્ઠલા0લા1(5)ના વાઘાં પહેરાવીને સર્જેલી માનવ-આકૃતિઓના અર્થમાં નથી જોતો. નથી તો હું વર્ણન કરતો કે નથી તો હું તેમનું મૂલ્યાંકન કરતો. હું નિહાળું છું, હું જોઉં છું, પરંતુ મારી દૃષ્ટિને નથી તો વલણ કે નથી તો અભિપ્રાય ધૂંધળી કરતાં. અને જયારે હું તે ભણીથી મારી દૃષ્ટિને ફરવી લઉં છું ત્યારે મારું મન સ્મૃતિને ટકી રહેવાની છૂટ નથી આપતું; તે તરતોતરત પછીની છાપ માટે મુક્ત અને તાજું હોય છે.

**સાધક** - આપને નિહાળતો જ્યારે અત્યારે હું અહીં આગળ બેઠો છો ત્યારે હું તે ઘટનાને દેશકાળમાં નિશ્ચિત નથી કરી શકતો. શાણપણનું જે પ્રસરણ(0 10511155101) થઈ રહ્યું છે તે શાશ્વત અને વૈશ્વિક છે. દસ હજાર વરસ પહેલાં, કે પછીથી, કોઈ ફરક નથી પડતો - તે ઘટના ખુદ જ સમયાતીત છે.

**મહારાજ** - યુગોના પસાર થવા સાથે મનુષ્ય કંઈ એટલો બધો નથી બદલાતો. માનવ સમસ્યાઓ તેની તે જ રહે છે અને તેના તે જ પ્રત્યુત્તરોને આહ્વાન આપે છે. જેને તમે શાણપણનું પ્રસરણ(॥ૣવા15111551010) કહો છો તે વિશેની તમારી સભાનતા એ દર્શાવે છે કે શાણપણનું હજુ પ્રસરણ નથી થયું. જયારે તમે તે ધરાવશો ત્યારે પછી તેનાથી સભાન નહીં હોવ. જે ખરેખર તમારું ખુદનું જ હોય તેનાથી તમે કદીયે સભાન નથી હોતા. જેનાથી તમે સભાન છો તે નથી તો તમે કે નથી તો તમારું. તમારું છે તે તો સંવેદના([)૯1૦૦]30010)ની શક્તિ છે, નહીં કે તમે જે સંવેદો(૯1૯૯ાાં?૯€) છો તે. સભાનતા(૦૦॥5૯01૧5 - સંવિત્ત)ને જ પૂરો માનવ સમજી લેવો તે એક ભૂલ છે. માનવ અચેતના છે, ચેતના છે અને અતિ- ચેતના છે, પરંતુ તમે માનવ નથી. પડદો તમારો છે, પ્રકાશ તમારો છે, જોવાની ક્રિયા પાછળની શક્તિ પણ તમારી છે, પરંતુ તે પરનું ચિત્ર તમે નથી.

**સાધક** - શું મારે ગુરુને શોધવો જ પડે, કે પછી જે કોઈ ગુરુ મને મળ્યો છે તેની સાથે જ રહું?

**મહારાજ** - તમારો પ્રશ્ન જ એ દર્શાવે છે કે હજુ તમને ગુરુ મળ્યો નથી. જ્યાં સુધી તમને સાક્ષાત્કાર નહીં થાય ત્યાં સુધી તમે એક પછી એક ગુરુ બદલતા રહેશો, પરંતુ જયારે તમે તમારી જાતને પામશો ત્યારે તમારી શોધનો અંત આવશે. ગુરુ એ દિશાસૂચક પથ્થર છે. જ્યારે તમે આગળ ધપી રહ્યા હોવ છો ત્યારે તમારે ઘણા બધા દિશાસૂચક પથ્થરો આગળથી પસાર થવાનું બને છે. જયારે તમે તમારા ગંતવ્ય સ્થાને પહોંચી ગયા હોવ છો ત્યારે તો માત્ર આખરી પથ્થર જ મહત્ત્વનો રહે છે. વાસ્તવમાં સઘળું પોતપોતાના સમયે મહત્ત્વનું હોય છે, અત્યારે કશુંયે કશાયે મહત્ત્વનું નથી.

**સાધક** - આપ ગુરુને મહત્ત્વ ત આપતાં હોવ તેવું લાગે છે. ઘણી ઘટનાઓમાંની તે માત્ર એક ઘટના છે તેટલું જ.

**મહારાજ** - સઘળી ઘટનાઓ ફાળો આપતી હોય છે, કોઈ એક ઘટના જ મહત્ત્વની હોય તેવું નથી. માર્ગ પરનું દરેક પગલું તમને તમારા ગંતવ્ય સ્થાન સુધી પહોંચવામાં મદદ કરતું હોય છે, અને દરેક પગલું અન્ય કોઈ પગલા જેટલું જ મહત્ત્વનું હોય છે, કારણ કે દરેક પગલું ભરવું પડતું હોય છે, તમે કોઈ પગલાને ભર્યા વિના આગળ ન વધી શકો. જો તમે તે પગલું ભરવાની ના પાડો તો તમે આગળ વધતા અટકી જાઓ છો!

# હું તે છું

**સાધક** - દરેક જણ ગુરુના ગુણગાન ગાતું હોય છે, જ્યારે આપ તેની સરખામણી દિશાસૂચક પથ્થર સાથે કરો છો. શું અમારે ગુરુની આવશ્યકતા નથી?

**મહારાજ** - શું આપણને દિશાસૂચક પથ્થરની જરૂર નથી? હા અને ના. હા, જો આપણે અનિશ્ચિત હોઈએ તો; ના, જો આપણે આપણો માર્ગ જાણતા હોઈએ તો. એક વાર આપણે આપણા મનથી નિશ્ચિત થઈ ગયા તો પછી ગુરુની કોઈ આવશ્યકતા રહેતી નથી, સિવાય કે ટેક્નિકલ અર્થમાં. આખરે તો તમારું મન એ એક ઉપકરણ છે, અને તમારે એ જાણવું જોઈએ કે તેનો ઉપયોગ કઈ રીતે કરવો. જે રીતે તમને તમારા શરીરના ઉપયોગો બાબતે શીખવાડવામાં આવે છે, તે જ રીતે તમારે એ જાણવું જોઈએ કે તમારે તમારા મનનો ઉપયોગ કઈ રીતે કરવો.

**સાધક** - મારા મનનો ઉપયોગ કરવાનું શીખીને મને શું મળશે?

**મહારાજ** - તમને ઈચ્છા અને ભયથી મુક્તિ મળે છે, જે પૂર્ણાણે મનના ખોટા ઉપયોગોને કારણે છે. નર્યું માનસિક જ્ઞાન પૂરતું નથી. જ્ઞાત આકસ્મિક છે, અજ્ઞાત વાસ્તવિક(૧૯૬૨માં)નું ઘર છે. જ્ઞાતમાં જીવવું તે બંધન છે, અજ્ઞાતમાં જીવવું તે મુક્તિ છે.

**સાધક** - હું સમજ્યો છું કે સઘળી આધ્યાત્મિક સાધનાઓ અહંકારનો નાશ કરવા માટે છે. આવી સાધના લોખંડી નિર્ધાર અને અડગ આચાર માગી લે છે. આવા કામ માટે જરૂરી સુગ્રથિતતા અને ઊર્જા ક્યાંથી મેળવવા

**મહારાજ** - જ્ઞાનવાનોના સત્સંગમાં તમને તે પ્રાપ્ત થશે.

**સાધક** - મારે એ કઈ રીતે જાણવું કે કોણ જ્ઞાનવાન છે અને કોણ માત્ર ચતુર (શઠ) છે?

**મહારાજ** - જો તમારા ઈરાદાઓ શુદ્ધ હશે, જો તમે અન્ય કશાની નહીં અને માત્ર સત્યની શોધમાં જ હશો તો તમને યોગ્ય લોકો મળી આવશે. તેમને મેળવવા તો સરળ છે, મુશ્કેલ છે તેમના પર વિશ્વાસ કરવો તે અને તેમની સલાહ અને માર્ગદર્શનનો પૂરો લાભ ઉઠાવવો તે.

**સાધક** - આધ્યાત્મિક સાધના માટે નિદ્રા કરતાં શુ જાગ્રત અવસ્થા વધારે મહત્ત્વની છે?

**મહારાજ** - એકંદરે આપણે જાગ્રત અવસ્થાને વધારે પડતું મહત્તત્ત આપતાં હોઈએ છીએ. નિદ્રા વિના જાગ્રત અવસ્થા અશક્ય છે; નિદ્રા વિના વ્યક્તિ પાગલ થઈ જાય છે કે મૃત્યુ પામે છે. જે જાગ્રત ચેતના દેખીતી રીતે અજાગ્રત ચેતના પર આધારિત છે તેને આટલું બધું મહત્ત્વ શા માટે આપવું? આપણી આધ્યાત્મિક સાધનામાં આપણે માત્ર ચેતન પર જ નહીં પરંતુ અચેતન પર પણ એટલું જ ધ્યાન આપવું જોઈએ.

**સાધક** - વ્યક્તિ અચેતન પર કઈ રીતે ધ્યાન આપતી હોય છે?

**મહારાજ** - "હું છું'ને જાગ્રતિના કેન્દ્રમાં રખો, યાદ રાખો કે તમે છો, તમારી જાતને અવિરતપણે નિહાળો અને તમાર પક્ષે કશાયે ખાસ પ્રયાસ વિના અચેતન ચેતનમાં વહી આવશે. ખોટી ઈચ્છાઓ અને ભીતિઓ, ખોટા ખ્યાલો, સામાજિક નિષેધો ચેતન સાથેના તેના(અચેતનના) મુક્ત વ્યવહારને રૂંધી રહ્યા હોય છે, અટકાવી રહ્યા હોય છે. એકબીજામાં ભળી જવા માટે તેઓ એક વાર મુક્ત થયા કે તે બન્ને એક થઈ જાય છે અને તે એક સમગ્ર બની જાય છે. વ્યક્તિ સાક્ષીમાં ભળી જાય છે, સાક્ષી જાગ્રતિમાં, જાગ્રતિ વિશુદ્ધ સ્વરૂપ(હોવા)માં ભળી જાય છે, અને તેમ છતાંયે ઓળખ (અસ્મિતા) નથી ગુમાવાતી, માત્ર તેની મર્યાદાઓ ગુમાવાય છે તેટલું જ. તે રૂપાંતરિત થાય છે, અને સત્સ્વરૂપ બને છે, આત્મા બને છે, સદ્ગુરુ બને છે, સદાયનો મિત્ર અને માગંદર્શક બને છે. તમે તેને પૂજા વડે નથી પામી શકતા, કોઈ બાહ્ય પ્રવૃત્તિ અંતરાત્મા સુધી ન પહોંચી શકે; પૂજા, ભક્તિ અને પ્રાર્થનાઓ માત્ર સપાટી પર જ રહે છે, વધારે ઊંડે જવા ધ્યાન જરૂરી છે; નિદ્રા, સ્વપ્ન, જાગ્રતિની પેલે પાર જવા મહાપ્રયાસની આવશ્યકતા રહે છે.

શરૂઆતમાં પ્રયાસો અનિયમિત હોય છે, પછીથી તેઓ વારવાર ઘટવા લાગે છે, નિયમિત થવા લાગે છે, અને સઘળાં વિઘ્નો પર વિજય ન મેળવી લેવામાં આવે ત્યાં સુધી સતત ઘટતા રહે છે અને તીવ્ર બનતા રહે છે.

**સાધક** - કયાં વિઘઓ? શાની આડે આવતાં વિબર

**મહારાજ** - આત્મસ્મરણની આડે આવતાં વિષ્નો.

**સાધક** - જો પૂજા-ભક્તિ અને પ્રાર્થનાઓ અસરકારક ન હોય તો આપ દરરોજ ભજનો અને સંગીત સાથે, આપના ગુરુની છબી સમક્ષ તે શા માટે કરો છો!

**મહારાજ** - જેઓ તે ઈચ્છે છે તેઓ તે કરે છે. મને તેમાં દખલ કરવાનું કોઇ કારણ નથી દેખાતું.

**સાધક** - પરંતુ આપ તેમાં ભાગ લો છો.

**મહારાજ** - હા, તેવું દેખાય છે જરૂર, પરંતુ તમે મારી ચિંતા શા માટે કરો છો? જયાં સુધી તમારું મન ખુદ પ્રશ્ન ન બની જાય અને અન્ય કશાનો વિચાર ન કરી શકે ત્યાં સુધી તમારા સઘળા ધ્યાનને એ પ્રશ્ન પર કેન્દ્રિત કરો કે - "એ શું છે જે મને ચેતન બનાવે છે?"

**સાધક** - એકેએક જણ મને ધ્યાન કરવાનો આગ્રહ કરી રહ્યું છે. મને ધ્યાન કરવાનો કોઇ ઉત્સાહ નથી થતો, પરંતુ મને અન્ય ઘણી ચીજોમાં રસ છે; કેટલીક એવી છે જેમાં મને ભારે રુચિ છે અને મારું મન તે તરફ આકર્ષાયા કરે છે; ધ્યાન કરવા માટેના મારા પ્રયાસો એટલા બધા હૃદયપૂર્વકના નથી હોતા, તો મારે શું કરવું?

**મહારાજ** - તમારી જાતને પૂછોઃ "આ સઘળું ઘટે છે કોને?' દરેક બાબતને અંદર ઝાંખવાની તક તરીકે જુઓ. જાગ્રતિની તીવ્રતામાં વિઘ્નોને આગ લગાડી તમારા માર્ગને પ્રકાશિત કરો. જયારે તમને કોઈ ઈચ્છા થાય કે ભય લાગે ત્યારે એ સમજો કે ઈચ્છા કે ભયમાં કશું ખોટું નથી અને તેમણે વિદાય લેવી જોઈએ તેવું નથી, પરંતુ જો કોઈએ વિદાય લેવી પડે તેમ છે તો તે એ વ્યક્તિએ વિદાય લેવી પડે તેમ છે કે જેને ઈચ્છાઓ થાય છે અને ભય લાગે છે. ઈચ્છાઓ અને ભીતિઓ સામે લડવાનો કોઇ જ અર્થ નથી, એવું બને કે તેઓ સાવ જ સ્વાભાવિક અને વાજબી હોય; એ તો તેમના વડે આમતેમ ઝોલાં ખાતી પેલી વ્યક્તિ છે કે જે ભૂત અને ભવિષ્યની ભૂલોનું કારણ છે. આ વ્યક્તિને ઝીણવટપૂર્વક તપાસવી જોઈએ અને તેનામાં રહેલા ખોટાપણાને જોવું જોઈએ; અને તો પછી તેના તમારા પરના પ્રભુત્વનો અંત આવશે. આખરે તો, જ્યારે જ્યારે તમે નિદ્રાધીન થાઓ છો ત્યારે ત્યારે તે લય પામતું હોય છે. ગહન નિદ્રા દરમ્યાન તમે આત્મ-સભાન વ્યક્તિ નથી હોતા, તેમ છતાંયે તમે જીવતા હોવ છો. જ્યારે તમે જીવતા અને સભાન હોવ છો, પરંતુ આત્મ-સભાન નથી હોતા, ત્યારે તમે વ્યક્તિ નથી હોતા. જાગ્રત હોવાના સમયે તમે હોવ છો, જાણે કે રંગમંચ પર કોઈ ભૂમિકા ભજવી રહ્યા હોવ, પરંતુ જ્યારે નાટક પૂરું થાય છે, ભૂમિકા પૂરી થાય છે, ત્યારે તમે શું હોવ છો? તે જે છે તે હોવ છો; નાટક પૂરું થયા બાદ તમે એ. રહો છો જે તમે નાટક શરૂ થયું તે પહેલાં હતા. જીવનના રંગમંચ પર તમારી જાતને તેની ભૂમિકા ભજવતી જુઓ. એવું બને કે ભજવણી અદ્દ્ભૂત કે ઢંગધડા વિનાની હોય, પરંતુ તમે તેનો હિસ્સો નથી, તમે તો માત્ર તેને માત્ર નિહાળી રહ્યા છો, અલબત્ત રસપૂર્વક અને સહાનુભૂતિપૂર્વક, સઘળો સમય એ બાબત ખ્યાલમાં રાખીને કે તમે માત્ર નિહાળી રહ્યા છો અને જીવનનું નાટક આગળ વધી રહ્યું છે.

**સાધક** - આપ હમેશાં વાસ્તવિકતાના જ્ઞાનના પાસા પર જ ભાર મૂકતા હોવ છો. આપ ભાવજગતનો ભાગ્યે જ કોઈ ઉલ્લેખ કરતા હોવ છો.

**મહારાજ** - ઈચ્છાશક્તિ, ભાવજગત, આનંદ, મહાપ્રયાસ અને માણવાની ક્રિયા - આ બધાં વ્યક્તિગતથી એટલા બધાં રંજિત થયેલાં હોય છે કે તેમના પર વિશ્વાસ ન કરી શકાય. યાત્રાના બિલકુલ

આરંભકાળે જે સ્પષ્ટતા અને નિર્મળતા આવશ્યક હોય છે તે માત્ર જાગ્રતિ જ બક્ષી શકે. પ્રેમ અને ઈચ્છાશક્તિનો પણ સમય આવશે, પરંતુ તે પહેલાં મેદાન સાફ કરવું પડે, ભૂમિકા તૈયાર કરવી પડે. જાગ્રતિના સુર્યએ પહેલાં ઉદય પામવું પડે - અન્ય સઘળું પછીથી આપોઆપ ઘટશે.

## મનને શાંત (નિસ્પંદ) રાખો અને તમે પામશો [૮૭]

**સાધક** - એક વાર મને એક વિચિત્ર અનુભવ થયો હતો. ન તો હું હતો, કે ન તો આ જગત હેતું, બસ હતો માત્ર પ્રકાશ - અંદર અને બહાર સર્વત્ર - અને ગહન શાંતિ. આ અનુભવ ચાર દિવસ રહ્યો હતો અને પછી હું રોજબરોજની ચેતના પર પાછો ફર્યો હતો. હવે મને એવી લાગણી થાય છે કે હું જે કંઈ જાણું છું તે માત્ર એક પાલખ છે, જે પોતાની પાછળ નિર્માણાધીન એવી એક ઈમારતને છુપાવી રહ્યો છે. નથી તો હું સ્થપતિને જાણતો, કે નથી તો હું ડિઝાઈન કે પ્લાનને જાણતો - હું કશું જ જાણતો નથી; કશીક પ્રવૃત્તિ ચાલી રહી છે, વિવિધ ઘટનાઓ ઘટી રહી છે, હું માત્ર તેટલું જ કહી શકું. હું એક એવો પાલખ છું જે સાવ જ તકલાદી અને ક્ષણભંગુર છે; જયારે ઈમારત તૈયાર થઈ જશે ત્યારે આ પાલકને ખોલીને હટાવી દેવામાં આવશે. આ "હું છું' અને "જે હું છું' તે કશાયે મહત્ત્વના નથી, કારણ કે એક વાર ઈમારત તૈયાર થઈ ગઈ કે નિયત ક્રમ પ્રમાણે આ "હું' વિદાય લેશે, અને પોતાના વિશે પાછળ કોઈ જ પ્રશ્નો નહીં છોડી જાય કે જેના જવાબ આપવાના હોય.

**મહારાજ** - શું તમે આ સઘળાથી જાગ્રત નથી ? જાગ્રતિની જે હકીકત છે તે જ શું એકધારું નિશ્ચિત ઘટક નથી?

**સાધક** - મારો કાયમીપણાનો અને ઓળખનો ભાવ સ્મૃતિને કારણે છે, જે ખૂબ જ ચંચળ અને અવિશ્વાસપાત્ર છે. સાવ નજીકના ભૂતકાળનું પણ મને કેટલું બધું ઓછું યાદ રહેતું હોય છે! હું જીવનભર જીવ્યો છું, અને હવે મારે શાનો સંગાથ રહ્યો છે? છે થોડીક ઘટનાઓનું પોટલું, વધારેમાં વધારે તો એક નાનકડી એવી કથા.

**મહારાજ** - આ સઘળું તમારી ચેતનાની અંતર્ગત ઘટે છે.

**સાધક** - અંદર અને બહાર. દિવસે - અંદર; રાત્રે - બહાર. ચેતના કંઈ સઘળું નથી. તેની પહોંચ બહાર ઘણુંયે ઘટતું હોય છે, કેટલીયે ઘટનાઓ ઘટતી હોય છે. એમ કહેવું કે જેનાથી હું સભાન નથી તે અસ્તિત્વ નથી ધરાવતું તે સાવ જ ખોટું છે.

**મહારાજ** - તમે જે કહો છો તે તાર્કિક છે, પરંતુ વાસ્તવમાં તમે તો તમારી ચેતનામાં જે હોય છે તેને જ જાણતા હોવ છો. તમારા સભાન અનુભવની બહાર જેનું અસ્તિત્વ હોવાનો તમે દાવો કરો છો તે તો અનુમાનિત હોય છે.

**સાધક** - એવું બને કે તે અનુમાનિત હોય અને તેમ છતાંયે તે અનુભવ ઈન્દ્રીયગત અનુભવ કરતાં વધારે વાસ્તવિક હોય છે.

**મહારાજ** - સાવધાન રહો. જે ઘડીએ તમે વાત કરવાનું શરૂ કરો છો તે જ ઘડીએ તમે એક શાબ્દિક જગતનું સર્જન કરો છો, એક એવું જગત કે જે શબ્દોનું, ખ્યાલોનું, વિચારોનું અને અમૂર્તતાઓનું બનેલું હોય છે, જે એકબીજા પર આધારિત હોય છે અને એકબીજામાં ગૂંથાયેલા હોય છે, તેઓ અત્યંત આશ્ચર્યકારક રીતે એકબીજાને પેદા કરતા હોય છે, સમર્થન આપતાં હોય છે, સ્પષ્ટ કરતાં હોય છે અને તેમ છતાંયે ખોખલાં અને પોકળ હોય છે, મનની નરી ભૂતાવળ જ હોય છે. શબ્દો શબ્દોને સર્જે છે, સત્ય તો મૌન હોય છે.

# હું તે છું

**સાધક** - આપ વાત કરી રહ્યા છો અને હું આપને સાંભળી રહ્યો છું. શું તે એક હકીકત નથી?

**મહારાજ** - તમે સાંભળી રહ્યા છો તે એક હકીકત છે. તમે જે સાંભળો છો - તે નહીં. હકીકતને અનુભવી શકાય, અને તે અર્થમાં શબ્દનો ધ્વનિ અને તેના વડે પેદા થતાં મનોતરંગો અનુભવાતાં હોય છે. તે પાછળ અન્ય કોઈ સત્ય નથી. તેનો અર્થ પૂર્ણપણે પરંપરાગત છે, યાદ રાખવા માટે, ભાષા સહેલાઈથી ભૂલી જઈ શકાય, સિવાય કે તેનો મહાવરો કરતો રહેવામાં આવે.

**સાધક** - જો શબ્દોમાં કોઈ સત્ય ન હોય તો પછી વાત જ શા માટે કરવી?

**મહારાજ** - વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંદેશાવ્યવહાર માટે તેઓ તેમની મર્યાદિત સેવા બજાવતા હોય છે. શબ્દો હકીકતોને નથી પમાડતા હોતા, તેઓ માત્ર તે તરફ ઈશારો કરતા હોય છે. એક્વાર તમે વ્યક્તિને ઓળંગી ગયા કે તમારે શબ્દોની કોઈ આવશ્યકતા રહેતી નથી.

**સાધક** - મને વ્યક્તિની પેલે પાર શું લઈ જઈ શકે? ચેતનાની પેલે પાર કઈ રીતે જવું?

**મહારાજ** - શબ્દો અને પ્રશ્નો મનમાંથી આવે છે અને તમને ત્યાં રોકી રાખે છે. મનની પેલે પાર જવા તમારે મૌન અને નિસ્પંદ થવું પડે. શાંતિ અને મૌન, મૌન અને શાંતિ - પેલે પાર જવાનો માર્ગ આ છે. પ્રશ્નો પૂછવાનું બંધ કરો.

**સાધક** - જો એક વાર મેં પ્રશ્નો પૂછવાના બંધ કરી દીધા તો પછી મારે શું કરવું?

**મહારાજ** - રાહ જોવા અને નિહાળવા સિવાય બીજું તમે શું કરી શકો?

**સાધક** - મારે રાહ શાની જોવાની?

**મહારાજ** - તમારા સ્વરૂપ(હોવા)નું કેન્દ્ર ચેતનામાં ભળી જાય તેની. ત્રણેય અવસ્થા - નિદ્રા, સ્વપ્ન અને જાગ્રતિ ચેતનામાં છે, પ્રગટ સ્વરૂપે; જેને તમે ચેતના કહો છો તે પણ પ્રગટ હશે, કાળમાં; ચેતનાની સાવ પેલે પાર અપ્રગટ આવેલું છે. અને સઘળાની પેલે પાર, સઘળામાં વ્યાપ્ત છે સ્વરૂપનું હાદ, જે એકધારું ધબકી રહ્યું છે - પ્રગટ-અપ્રગટ; પ્રગટ-અપ્રગટ (સગુણ-નિર્ગુણ).

**સાધક** - શાબ્દિક સ્તરે તો આ ઠીકઠાક લાગે છે. હું મારી નજર સમક્ષ મારી જાતને હોવા(0લા1ટ)ના બીજ તરીકે, ચેતનામાં એક બિંદુ તરીકે જોઈ શકું છું, મારો "હું છું ભાવ ધબકતો હોય છે, વારાફરતી વિધમાન અવિધમાન થતો રહે છે. પરંતુ તેનો એક હકીકત તરીકે સાક્ષાત્કાર કરવા, અપરિવતશીલ, શબ્દરહિત વાસ્તવિકતા (સત્ય)ની પેલે પાર જવા મારે શું કરવું?

**મહારાજ** - તમે કંઈ જ ન કરી શકો. સમયે જેને પેદા કર્યું છે તેને સમય જ મીટાવશે.

**સાધક** - તો પછી યોગનો મહાવરો કરવાના અને સત્યની શોધના આ બધા આગ્રહો શા માટે? તેઓ મને શક્તિશાળી અને જવાબદાર હોવાનો અનુભવ કરાવે છે, જ્યારે હકીકતમાં સઘળું કરનાર તો સમય જ છે.

**મહારાજ** - આ યોગનો અંત છે - સ્વતંત્રતાનો સાક્ષાત્કાર કરવો. જે કંઈ ઘટે છે તે મનમાં અને મનને ઘટે છે, નહીં કે "હું છું'ના સ્ત્રોતને. એકવાર તમને સમજાયું, તમને સાક્ષાત્કાર થયો કે સઘળું આપમેળે જ ઘટે છે (પછી તેને નિયતિ કહો, કે ઈશ્વરની ઈચ્છા કહો કે નર્યો અકસ્માત કહો) , કે પછી તમે તો માત્ર એક સાક્ષી તરીકે જ રહો છો , તેને સમજો છો અને માણો છો, તેનાથી વિક્ષુબ્ધ નથી થતાં.

**સાધક** - જો હું શબ્દો પર વિશ્વાસ કરવાનું સાવ જ છોડી દઉં તો પછી મારી દશા શી હશે?

**મહારાજ** - વિશ્વાસ કરવાનો અને ન કરવાનો પણ એક ચોક્કસ સમયગાળો હોય છે. તે સમયગાળાઓને તેમનું કામ કરવા દો, તેની ચિંતા આપણે શા માટે કરવી?

# હું તે છું

**સાધક** - મારી આસપાસ જે બની રહ્યું છે તે માટે કોઈક રીતે પણ હું જવાબદાર હોઉં તેવું મને લાગે છે.

**મહારાજ** - તમે માત્ર એ બાબતો માટે જ જવાબદાર છો જેમાં તમે પરિવર્તન લાવી શકો તેમ હોવ. તમે માત્ર તમારા વલણમાં જ પરિવર્તન લાવી શકો. તમારી જવાબદારી તેમાં રહેલી છે.

**સાધક** - તો આપ મતે અન્ય લોકોના દુઃખો બાબતે બેપરવા રહેવાની સલાહ આપી રહ્યા છો, એમ જ ને!

**મહારાજ** - એવું નથી કે તમે બેપરવા નથી. જગતના સઘળાં દુઃખો પણ તમને તમારું હવે પછીનું ખાણું માણતા અટકાવી શકે તેમ નથી. પેલો સાક્ષી બેપરવા નથી. તે સમજ અને કરુણાથી ભર્યો ભર્યો છે. માત્ર સાક્ષી તરીકે જ તમે કોઈકને મદદ કરી શકો.

**સાધક** - જીવનભર મને શબ્દો જ પીરસવામાં આવ્યા છે. મારા સાંભળેલા અને વાંચેલા શબ્દોની સંખ્યા અબજોની થવા જાય છે. શું તેથી મને કોઈ ફાયદો થયો છે? જરાપણ નહી!

**મહારાજ** - મન ભાષાને આકાર આપે છે અને ભાષા મનને આકાર આપે છે. બન્ને ઓજારો છે, તેમનો ઉપયોગ કરો પરંતુ ગેરઉપયોગ ન કરો. શબ્દો તમને માત્ર તેમની પોતાની મર્યાદા સુધી જ લાવી શકે, તેમની પેલે પાર જવા તમારે તેમનો ત્યાગ કરવો પડે. મૌન સાક્ષી તરીકે જ માત્ર રહો.

**સાધક** - તે હુંકઈ રીતે રહી શકું? આ જગત મતે ખૂબ જ વિક્ષબ્ધ કરે છે.

**મહારાજ** - તેવું તો એટલા માટે છે કે તમે એવું વિચારો છો કે તમે એટલા મોટા છો કે જગત તમને પ્રભાવિત કરી શકે. એવું નથી. તમે તો એટલા બધા વામન છો કે કશું જ તમને પ્રભાવિત ન કરી શકે. તમારું મન પકડમાં આવે છે, નહીં કે તમે. તમારી જાતને એવી જાણો જેવી તે છે - ચેતનામાં તે એક બિંદુ માત્ર છે, પરિમાણરહિત અને કાળરહિત. તમે પેન્સિલની અણી જેવા છો - તમારી સાથેના સંપર્ક માત્રથી મન તેના જગતનું ચિત્ર દોરે છે. તમે એકલા અને સીધાસાદા છો - પેલું ચિત્ર અટપટું અને વિરાટ છે. ચિત્રથી ગેરમાર્ગે ન દોરવાઓ - નાનકડા બિંદુથી જાગ્રત રહો - જે ચિત્રમાં દરેક જગ્યાએ હાજર છે. જે છે, તે મટી શકે છે; જે નથી, તે ઉદ્ભવી શકે છે, પરંતુ જેનું નથી તો અસ્તિત્વ કે નથી તો અનસ્તિત્વ, પરંતુ જેના પર હોવા ન-હોવાનું આધાર રાખે છે તે અપરાજેય છે, તમારી જાતને ઇચ્છા અને ભયના કારણ તરીકે જાણો, જે ખુદ આ બન્નેથી મુક્ત છે.

**સાધક** - ભયનું કારણ હું કઈ રીતે છું?

**મહારાજ** - સઘળું તમારા પર આધાર રાખે છે. તમારી સંમતિથી તો આ જગત અસ્તિત્વ ધરાવે છે! વાસ્તવિક(પ્રગટ)માંની તમારી માન્યતાને વિદાય આપો અને જગત કોઈ સ્વપ્ન માફક વિલય પામશે. કાળ પર્વતોને પણ ધ્વસ્ત કરી શકે છે; તેના કરતાંયે વધારે તો તમે કરી શકો છો, જે કાળનો કાળાતીત સ્રોત છે, કારણ કે, સ્મૃતિ અને ભાવિની અપેક્ષા વિના કાળ ન હોઈ શકે.

**સાધક** - શું "હુંછું"' આખરી છે?

**મહારાજ** - તમે "હું છું' એમ કહો તે પહેલાં તેમ કહેવા માટે તમારું વિદ્યમાન હોવું અનિવાર્ય છે. સ્વરૂપે(હોવાના ભાવને) આત્મ-સભાન હોવું આવશ્યક નથી. હોવા માટે તમારું જાણવું આવશ્યક નથી, પરંતુ જાણવા માટે તમારું હોવું આવશ્યક છે.

**સાધક** - મહારાજ, હું શબ્દોના મહાસાગરમાં ડૂબી રહ્યો છું! હું જોઈ શકું છું કે સઘળું શબ્દોને કઈ રીતે ગોઠવવામાં આવે છે તે પર આધાર રાખે છે, પરંતુ શબ્દોને અર્થપૂર્ણ રીતે ગોઠવવા માટે કોઈકનું હોવું આવશ્યક છે. શબ્દોને બસ એમ જ આડાઅવળા ગોઠવીને કંઈ રામાયણ, મહાભારત કે ભાગવત ન સર્જી શકાય. આકસ્મિક ઉદ્ભવનો સિદ્ધાંત વ્યવહારુ નથી. અર્થપૂર્ણનું ઉદ્ભવબિંદુ તેની પેલે પાર હોવું આવશ્યક છે. અરાજકતામાંથી રાજકતા સર્જનાર એ શક્તિ કઈ છે? જીવવું

તે હોવા કરતાં કંઈક વિશેષ છે, અને ચેતના જીવવા કરતાં કંઈક વિશેષ છે. ચેતન જીવંત અસ્તિત્વ કોણ છે?

**મહારાજ** - તમારા પ્રશ્નમાં જ જવાબ રહેલો છેઃ ચેતન જીવતું અસ્તિત્વ એ જ ચેતન જીવતું અસ્તિત્વ છે. શબ્દો બિલકુલ યોગ્ય છે, પરંતુ તમે તેના પૂરા તાત્પર્યને સમજતા નથી. શબ્દોના અર્થમાં ઊંડા ઉતરોઃ હોવું તે, જીવવું તે, ચેતન અને તમારું ગોળ ગોળ ચક્કર લગાવવાનું, પ્રશ્નો પૂછવાનું અને તેમ છતાંયે જવાબોને ચૂકી જવાનું બંધ થશે. એ અવશ્ય સમજો કે તમારી જાત બાબતે તમે માન્ય પ્રશ્ન ન પૂછી શકો, કારણ કે તમે એ જાણતા નથી કે તમે કોને પૂછી રહ્યા છો. “હું કોણ છું' તે પ્રશ્નમાં પેલો “હું' જ્ઞાત નથી અને તે પ્રશ્નને ફરી આ રીતે ગોઠવી શકાયઃ ““હું' દ્વારા હું શું કહેવા માગું છું તે હું જાણતો નથી.” તમે શું છો તે તમારે શોધી જ કાઢવું રહ્યું. હું તમને માત્ર એટલું જ કહી શકું કે તમે શું નથી. તમે નથી તો આ જગતના કે નથી તો આ જગતમાં પણ. જગત નથી, તમે એકલા જ છો. સ્વપ્ન માફક તમારી કલ્પનામાં તમે જગતને સર્જો છો. જેમ તમે સ્વપ્નને તમારાથી અલગ નથી પાડી શકતા તેમ બાહ્ય જગતને તમારાથી જૂદુ અલગ ન ધરાવી શકો. તમે સ્વતંત્ર છો, જગત નહીં. તમે પોતે જ સર્જેલા જગતથી ગભરાવ નહીં. સ્વપ્નમાં સુખ અને સત્યને શોધવાનું બંધ કરો અને તમે જાગી ઉઠશો. તમારે સઘળાં 'શા માટે' અને “કઈ રીતે'ને જાણવું આવશ્યક નથી, પ્રશ્નોનો કોઈ અંત નથી. સઘળી ઈચ્છાઓનો ત્યાગ કરો, તમારા મનને મૌન રાખો અને તમે પામશો.

## મન વડે પ્રાપ્ત જ્ઞાન એ સાચું જ્ઞાન નથી [૮૮]

**સાધક** - જાગ્રતિ, સ્વપ્ન અને ગાઢ નિદ્રાની ત્રણ અવસ્થાઓને અમે લોકો જે રીતે અનુભવતા હોઈએ છીએ તે જ રીતે આપ પણ શું તે અવસ્થાઓને અનુભવતા હોવ છો, કે પછી અન્ય કોઈ રીતે?

**મહારાજ** - ત્રણેય અવસ્થાઓ માર માટે ગાઢ નિદ્રાની અવસ્થાઓ છે. મારી જાગ્રત અવસ્થા તેમની પેલે પાર છે. હું તમારી તરફ જોઉં છું અને મને તમે સૌ નિદ્રાધીન લાગો છો અને તમે સૌ સ્વપ્નોમાં પોતપોતાના જગતોને સર્જી રહ્યા છો (પોતપોતાના સ્વપ્નજગતોમાં જીવી રહ્યા છો). હું જાગ્રત છું કારણ કે હું કશું જ નથી કલ્પી રહ્યો. એક પ્રકારની ગાઢ નિદ્રા સિવાય અન્ય કશુંયે નથી તેવી તે સમાધી નથી. તે બસ એક એવી અવસ્થા છે જે મન વડે પ્રભાવિત નથી, ભૂત અને ભવિષ્યથી મુક્ત છે. તમારા કિસ્સામાં તે ઈચ્છા અને ભયથી, સ્મૃતિઓ અને આશાઓથી વિકૃત થયેલ છે, પ્રદૂષિત થયેલ છે; મારા કિસ્સામાં તે જેવી છે તેવી છે - સામાન્ય. કોઈ વ્યક્તિ હોવું એટલે ઉંઘમાં હોવું.

**સાધક** - શરીર અને વિશુદ્ધ જાગ્રતિ વચ્ચે “અંતઃ અંગ', અંતઃકરણ, “સુક્ષ્મ શરીર', “માનસ- શરીર રહેલું છે, પછી ભલે તમે તેને ગમે તે નામે ઓળખો. જે રીતે ઘુમતો અરીસો સુર્યપ્રકાશને વિવિધ રંગી ભાતોમાં બદલી નાખે છે તે જ રીતે સુક્ષ્મ શરીર પ્રકાશમાન આત્માના સાદા પ્રકાશને વૈવિધ્યપૂર્ણ જગતમાં બદલી નાખે છે. આ રીતે હું આપના ઉપદેશને સમજ્યો છું. હું જે સમજી નથી શકતો તે એ છે કે પ્રથમ પહેલાં આ સુક્ષ્મ શરીર જ કઈ રીતે વિધમાન થયું, કઈ રીતે અસ્તિત્વમાં આવ્યું?

**મહારાજ** - “હું છું' ખ્યાલના ઉદ્ભવ સાથે જ તે સર્જાયું છે. તે બન્ને એક જ છે.

**સાધક** - આ “હું છું'કઈ રીતે વિધમાન થયો?

# હું તે છું

**મહારાજ** - તમારા જગતમાં દરેક ચીજને આદિ અને અંત હોવો અનિવાર્ય છે. જો તેમ ન હોય તો તમે તેને શાશ્વત કહો છો. મારી દષ્ટિએ આદિ અને અંત જેવું કશું જ નથી - આ સઘળું કાળ સંબંધિત છે. સમયાતીત સ્વરૂપ(અસ્તિત્વ, હોવું) સમગ્રપણે અબક(007)માં હોય છ.

**સાધક** - આ અંતઃકરણ, કે આ “સુક્ષ્મ શરીર”, શું તે વાસ્તવિક છે કે પછી અવાસ્તવિક?

**મહારાજ** - તે ક્ષણિક છે. હાજર હોય છે ત્યારે વાસ્તવિક, અને ખતમ થઈ જાય છે ત્યારે અવાસ્તવિક.

**સાધક** - ક્ષણિક કયા પ્રકારની વાસ્તવિકતા છે?

**મહારાજ** - તેને વ્યવહારુ, કે સાયુકલી, હકીક્તીય કહો. તે વાસ્તવિક્તા અહીં અને અત્યારે જ થતા તત્કાળ અનુભવની છે, જેને નકારી નથી શકાતી. તમે વર્ણન કે અર્થ બાબતે પ્રશ્ન ઉઠાવી શકો, પરંતુ ઘટના ખુદ બાબતે તો નહીં જ. હોવું અને ન-હોવું વારાફરતી ઘટ્યા કરે છે અને તેમની વાસ્તવિકતા ક્ષણિક હોય છે. અફર વાસ્તવિકતા દેશ અને કાળની પેલે પાર આવેલી છે. હોવા ન-હોવાની ક્ષણિક્તાનો સાક્ષાત્કાર કરો અને બન્નેથી મુક્ત બનો.

**સાધક** - એવું બને કે વસ્તુઓ ક્ષણિક હોઈ શકે, અને તેમ છતાંયે તે અનંત પુનરાવર્તન કરતી લગભગ આપણી સાથે જ હોય છે.

**મહારાજ** - ઈચ્છાઓ, વાસનાઓ પ્રબળ હોય છે, શક્તિશાળી હોય છે. ઇચ્છા જ પુનરાવર્તનને પ્રેરતી હોય છે. ઈચ્છા નથી હોતી ત્યાં પુનરાવર્તન નથી હોતું.

**સાધક** - ભય બાબતે આપનું માનવું શું છે?

**મહારાજ** - ઈચ્છા ભૂતકાળની હોય છે, ભય ભવિષ્યનો હોય છે. ભૂતકાળની યાતનાની સ્મૃતિ અને તેનું પુનરાવર્તન થવાનો ભય વ્યક્તિને ભવિષ્ય બાબતે ચિંતિત કરે છે.

**સાધક** - વળી અજ્ઞાતનો ભય પણ છે.

**મહારાજ** - જેણે યાતના નથી ભોગવી તેને ભય નથી હોતો.

**સાધક** - શું ભય અનુભવ્યા સિવાય અમારો છૂટકારો નથી?

**મહારાજ** - જયાં સુધી આપણે ભય સાથે નજર ન મીલાવી શકોએ અને તેને વ્યક્તિગત અસ્તિત્વની છાયા તરીકે ન સ્વીકારીએ ત્યાં સુધી એક વ્યક્તિ તરીકે ગભરાયા વિના આપણો છૂટકો નથી. સઘળા વ્યક્તિગત સમીકરણોનો ત્યાગ કરો અને તમે ભયમુક્ત થશો. આમ કરવું મુશ્કેલ નથી. ઈચ્છાને જ્યારે તે નિરર્થક છે તેમ સમજવામાં આવે છે ત્યારે ઈચ્છામુક્તિ આપોઆપ જ ઘટે છે. તમારે ઈચ્છા સાથે લડવું આવશ્યક નથી. આખરે તો, તે સુખ માટેનો એક આવેગ છે, જે જ્યાં સુધી દુઃખનું અસ્તિત્વ છે ત્યાં સુધી તે સ્વાભાવિક છે. જુઓ માત્ર એટલું જ કે તમે જે ઈચ્છો છો તેમાં સુખ નથી.

**સાધક** - આપણે મોજમજા (ઈન્દ્રીયસુખ) ઈચ્છતા હોઈએ છીએ.

**મહારાજ** - દરેક મોજમજા સાથે દુઃખ જોડાયેલું હોય છે. થોડો સમય પસાર થતાં જ તમારા જાણવામાં આવે છે કે એક વિના તમે બીજું ન ભોગવી શકો.

**સાધક** - એક તરફ અનુભવકર્તા છે અને બીજી તરફ તેનો અનુભવ છે. બે વચ્ચેની કડી કઇ બાબતે સર્જી છે?

**મહારાજ** - કશાયે નહીં. બસ તે છે. તે બન્ને એક છે.

**સાધક** - મને એવું લાગે છે કે ક્યાંક ગડબડ છે, પરંતુ મને એ ખબર નથી કે ક્યાં આગળ.

# હું તે છું

**મહારાજ** - ગડબડ છે તમારા મનમાં, જે જ્યાં ઠ્વેત નથી ત્યાં દ્વૈતને જોવાનો આગ્રહ રાખી રહ્યું છે.

**સાધક** - હું આપને સાંભળી રહ્યો છું અને મારું મન અબઘડીમાં છે અને મને આશ્ચર્ય થઇ રહ્યું છે કે મારા મનમાં કોઈ જ પ્રશ્નો નથી, સઘળા પ્રશ્નો વિલાઈ ગયા છે.

**મહારાજ** - જ્યારે તમે આશ્ચ્યગ્રસ્ત હોવ છો માત્ર ત્યારે જ વાસ્તવિક્તા (સત્ય)ને જાણી શકો છો.

**સાધક** - હું સમજી શકું છું કે ચિંતા અને ભયનું કારણ સ્મૃતિ છે. શાના વડે હું સ્મૃતિનો અંત લાવી શકું?

**મહારાજ** - શાના વડે એવી વાત ન કરો, એવું કશુયે નથી. જેને તમે ખોટા તરીકે જુઓ છો તે વિલય પામે છે. ભ્રમણાનો સ્વભાવ જ છે કે તેમાં ઊંડા ઉતરતાં તે વિલય પામે છે. ઊંડા ઉતરો, તપાસ(ચિંતન-મનન) કરો - બસ એટલું જ કરો. તમે ખોટાનો નાશ નહીં કરી શકો, કારણ કે તમે સઘળો સમય તેનું સર્જન કરતાં જ રહો છો. તમારી જાતને તેમાંથી પાછી ખેંચી લો, તેની અવગણના કરો, તેની પેલે પાર જાઓ, અને તેનો અંત આવશે.

**સાધક** - ક્રાઈસ્ટ પણ અનિષ્ટને અવગણવાની અને બાળકંસમ બની રહેવાની વાત કરે છે.

**મહારાજ** - વાસ્તવિક્તા સૌની સહીયારી છે, સત્ય સૌનું સહીયારું હોય છે. માત્ર ખોટું(અસત્ય) જ વ્યક્તિગત હોય છે.

**સાધક** - સાધકોને હું નીરખું છું અને તેઓ જે સિધ્ધાંતો પર જીવે છે બાબતે હું તપાસ કરું છું ત્યારે મારા જાણવામાં આવે છે કે ભૌતિક લાલસાઓનું સ્થાન "આધ્યાત્મિક" મહાત્વાકાંક્ષાઓએ લીધું છે માત્ર તેટલું જ થયું છે. આપ અમને જે કહો છો તે પરથી તો એવું લાગે છે કે શબ્દો "આધ્યાત્મિક" અને "શહાત્વાકાંક્ષા'નો એકબીજા સાથે મેળ નથી ખાતો. મહાત્વાકાંક્ષાથી મુક્તિ એવું જો "આધ્યાત્મિકતા' સૂચવતી હોય તો પછી મુમુક્ષુનેઆગળ ધપવા કઇ બાબત પ્રેરશે? મુક્તિ માટે ઇચ્છા આવશ્યક છે તેવું યોગ કહે છે. શું તે ઉચ્ચતમ પ્રકારની મહાત્વાકાંક્ષા નથી?

**મહારાજ** - મહાત્વાકાંક્ષા વ્યક્તિગત છે, મુક્તિ વ્યક્તિગતમાંથી મેળવવાની છે. મુક્તિમાં મહાત્વાકાંક્ષાના વિષય અને વસ્તુ બક્ષે રહેતા નથી. ઉત્કટતા એ કંઇ પોતાના પ્રયાસોના ફળોની તલપ નથી. ખોટાથી, અનાવશ્યકથી, વ્યક્તિગતથી દૂર થવાનો જે આંતરિક બદલાવ આવ્યો છે તેની તે અભિવ્યક્તિ છે.

**સાધક** - આપે તે દિવસે અમને કહ્યું હતું કે સાક્ષાત્કાર પહેલાં અમે પૂર્ણતાનું સ્વપ્ર પણ ન લેવી શકીએ, કારણ કે મન નહીં પરંતુ આત્મા જ સઘળી પૂર્ણતાઓનો સ્રોત છે. મુક્તિ માટે સદ્ગુણમાં શ્રેષ્ઠતા એ જો આવશ્યક ન હોય તો પછી અન્ય શું આવશ્યક છે?

**મહારાજ** - મુક્તિ એ કંઇ કોઇ સાધનના કુશળતાભર્યા ઉપયોગનું કે સંજોગોનું પરિણામ નથી. તે કાર્યકારણની પ્રક્રિયાની પેલે પાર છે. નથી તો કોઇ બાબત તેને ફરજ પાડી શકતી કે નથી તો તેને અટકાવી શકતી.

**સાધક** - તો પછી અહીં અને અત્યારે જ આપણે મુક્ત કેમ નથી?

**મહારાજ** - અરે, "અહીં અને અત્યારે' આપણે મુક્ત જ છીએ! એ. તો મન છે કે જે બંધનની કલ્પના કરે છે.

**સાધક** - એવું શું છે જે કલ્પનાનો અંત લાવશે?

**મહારાજ** - તેનો અંત લાવવાનું તમે શા માટે ઇચ્છો છો? એક વાર તમે તમારા મનને અને તેની ચમત્કારિક શક્તિઓને જાણો છો અને જે કંઇ વિષાસક્ત - અલગ અને અલિપ્ત વ્યક્તિ હોવાનો ખ્યાલ -

છે તેને હટાવો છો કે તમે તેને તેનું કામ કરવા તેને ભરોસે છોડો છો, જેના માટે તે સુયોગ્ય છે. મનને તેના પોતાના સ્થાને રાખવું અને તેને પોતાનું કામ કરવા દેવું તે જ મનની મુક્તિ છે.

**સાધક** - મનનું કાર્ય શું છે?

**મહારાજ** - મન હૃદયની પત્ની છે અને જગત તેમનું ઘર છે - જેને પ્રસ અને ખુશખુશાલ રાખવાનું છ.

**સાધક** - મુક્તિના માર્ગમાં વચ્ચે જો કશી જ અડચણ ન હોય તો પછી મારી સમજમાં એ નથી આવતું કે તે અહીં અને અત્યારે જ કેમ ઘટતી નથી.

**મહારાજ** - તમારી મુક્તિ આડે કશુયે આવતું નથી, તે અહીં અને અત્યારે જ ઘટી શકે છે, શરત એ છે કે તમને અન્ય બાબતોમાં વધારે રુચિ ન હોવી જોઈએ. અને એ હકીકત છે કે તમે તમારી રચિઓ સામે લડી ન શકો. તમારે તેની સાથે આગળ ધપવું પડે અને તેમને નાણવી જાણવી પડે અને તેમને વિવેક અને કદરની નરી ભૂલો રૂપે તમારી સમક્ષ છતી થતી નીરખવી પડે.

**સાધક** - હું કોઈ મહાન અને પવિત્ર માણસ પાસે જાઉં અને તેની સાથે રહું તે શું મને મદદરૂપ તહીં થાય?

**મહારાજ** - મહાન અને પવિત્ર લોકો હમેશાં તમારી પહોંચમાં જ હોય છે, પરંતુ તમે તેમને ઓળખતા નથી. તમે એ કઇ રીતે જાણશો કે કોણ મહાન અને પવિત્ર છે? ઉડતી વાતોથી? શું આવી બાબતોમાં તમે બીજા લોકોનો કે પછી તમારો પોતાનો પણ વિશ્વાસ કરી શકો ખરા? લેશ માત્ર પણ સંદેહ ન રહે તે માટે તમારે વધારે ભલામણ કરતાં કંઈક વધારેની આવશ્યકતા છે, ક્ષણિક ભાવાવેશ કરતાંયે વિશેષની. એવું બને કે તમને કોઇ મહાન અને પવિત્ર પુરુષ કે સ્ત્રીનો ભેટો થઇ જાય અને તમને ખાસ્સા એવા સમય સુધી તમારા સદ્ભાગ્યની ખબર પણ ન હોય. મહાન પુરુષના બાળપુત્રને વરસો સુધી તેના પિતાની મહાનતાની ખબર નહીં પડે. મહાનતાને ઓળખવા તમારે પરિપક્વ થવું પડે અને પવિત્રતા માટે તમારા હૃદયને નિર્મળ કરવું પડે. નહીંતર તમે તમારા પૈસા અને નાણા વ્યર્થમાં ખર્ચશો અને વળી જીવન તમને જે બક્ષી રહ્યું છે તેને પણ ચૂકો જશો. તમારા મિત્રોમાં ભલા લોકો છે - તેમની પાસેથી તમે ઘણું શીખી શકો છો. સંતોની પાછળ પાછળ ભટકવું તે માત્ર ઓર એક રમત છે. તેના બદલે આત્મસ્મરણ કરો અને અવિરતપણે તમારા રોજબરોજના જીવનને નીરખો. નિષ્ઠાવાન અને ઉત્કટ રહો, અને તમે બેધ્યાનપણાના અને કલ્પનાના બંધનોને તોડવામાં નિષ્ફળ નહીં જાઓ.

**સાધક** - શું આપ એવું ઈચ્છો છો કે હું એકલપંડે જ સંઘર્ષ કરુ?

**મહારાજ** - તમે કદાચે એકલા નથી. એવી શક્તિઓ અને હયાતીઓ છે જે સઘળો સમય પૂરી વિશ્વસનિયતા સાથે તમારી સેવામાં હાજર છે. એવું બને કે તમે તેને અનુભવતા હોવ કે ન અનુભવતા હોવ, તેમ છતાંયે તે સાચોસાચ છે અને સક્રીય છે. જ્યારે તમને એવું ભાન થાય છે કે સઘળું તમારા મનમાં છે અને તમે મનની પેલે પાર છો, તમે ખરેખર એકલા છો, ત્યારે પછી સઘળું તમે જ છો.

**સાધક** - સર્વશતા શું છે? શું ઈશ્વર સર્વજ્ઞ છે? શું આપ સર્વજ્ઞ છો? અમે "વૈશ્વિક સાક્ષી' એવા શબ્દો સાંભળીએ છીએ. તેનો અર્થ શો થાયર્ર શું આત્મસાક્ષાત્કાર સર્વજ્ઞતાને સૂચિત કરે છે? કે પછી સર્વજ્ઞતા વિશિષ્ટ તાલીમ માગી લે છે?

**મહારાજ** - જ્ઞાનમાં સહેજ પણ રુચિ ન રહેવી સર્વજ્ઞતામાં પરિણમે છે. યોગ્ય પળે, ભૂલચૂકમુક્ત ક્રિયા માટે જાણવાની બક્ષિસને જ જાણવાની આવશ્યકતા રહે છે. આખરે તો, ક્રિયા માટે જ જ્ઞાનની આવશ્યકતા છે અને વચ્ચે ચેતન(સભાનતા)ને લાવ્યા વિના જો તમે યોગ્ય રીતે સહજપણે ક્રિયા કરો તો તેટલું વધારે ઠીક રહેશે.

**સાધક** - શું કોઈ અન્યના મનને જાણી શકે?

# હું તે છું

**મહારાજ** - પહેલાં તમારા મનને જાણો. તેમાં સમગ્ર વિશ્વ આવેલું છે અને તેમ છતાંયે તેમાં અવકાશ રહેલો છે!

**સાધક** - આપનો કાર્યસિધ્ધાંત એવો લાગે છે કે જાગ્રત અવસ્થા મૂળભૂત રીતે સ્વપ્રાવસ્થા કે સ્વપ્રરહિત નિદ્રાથી અલગ નથી. આ ત્રણ અવસ્થાઓ મૂળભૂતપણે તો શરીર સાથેના ભૂલભરેલા તાદાત્મ્યનો કિસ્સો છે. એવું બને કે તે વાત સાચી હોય, પરંતુ, મને લાગે છે કે તે પૂર્ણ સત્ય નથી.

**મહારાજ** - સત્યને જાણવાની કોશિશ ન કરો, કારણ કે મન વડે મેળવાયેલું જ્ઞાન એ સાચું જ્ઞાન નથી. પરંતુ તમે એ જાણી શકો કે શું સત્ય નથી - જે તમને ખોટામાંથી મુક્ત કરવા માટે પૂરતું છે. શું સત્ય છે તે તમે જાણો છો તે ખ્યાલ જોખમી છે, કારણ કે તે તમને મનમાં કેદ રાખે છે. જ્યારે તમે જાણતા નથી હોતા ત્યારે જ તમે તપાસ ચલાવવા માટે મુક્ત હોવ છો. અને તપાસ(ચિંતન-મનન) વિના ઉધ્ધાર ન થઇ શકે, કારણ કે તપાસનો અભાવ જ બંધનનું મુખ્ય કારણ છે.

**સાધક** - આપ કહો છો કે "હું છું*'ના ભાવ સાથે જગતની ભ્રમણાની શરૂઆત થાય છે, પરંતુ જ્યારે હું "હું છું" ભાવના મૂળ (ઉદભવ) વિશે પૂછું છું ત્યારે આપ કહો છો કે તેને કોઇ મૂળ નથી, કારણ કે તપાસ કરતાં જ તે વિલય પામે છે. જે એટલું નક્કર હોય કે જેનાપર જગતનું નિર્માણ થઇ શકે તે નરી ભ્રમણા તો ન જ હોઇ શકે. આ "હું છું" જ માત્ર એક એવું અપરિવર્તનશીલ ઘટક છે કે જેનાથી હું સભાન છું, તો પછી તે ખોટું કઇ રીતે હોઇ શકે?

**મહારાજ** - "હું છું' કંઇ ખોટો નથી, પરંતુ તમે તમારી જાતને જે સમજો છો તે ખોટી છે. હું લેશ માત્ર સંદેહ વિના એ જોઇ શકું છું કે તમે તમારી જાતને જે માનો છો તે તમે નથી. તાર્કિક કે અતાર્કિક, જે દેખીતું છે તેને તમે નકારી ન શકો. જે કશાયથી તમે સભાન છો તે તમે નથી. તમારા મનમાં તમે જે માળખું રચ્યું છે તેને તોડી પાડવા ખંતપૂર્વક લાગી પડો. મને જેનું નિર્માણ કર્યાં છે તેને મને જ જમીનદોસ્ત કરવું પડે.

**સાધક** - મન કે અ-મન, આપ પ્રવર્તમાન ક્ષણને નકારી ન શકો. જે અબઘડી છે, તે છે. તમે આભાસ સાપે પ્રશ્ન ખડો કરી શકો, પરંતુ હકીકત સામે તો નહીં જ. હકીકતના મૂળમાં શું છે?

**મહારાજ** - સઘળા આભાસોના મૂળમાં "હું છું' છે, જેને આપણે જીવન કહીએ છીએ તે ઘટનાઓની હારમાળામાં કાયમી કડીરૂપ પણ તે જ છે, પરંતુ હું "હું છું'ની પેલે પાર છું.

**સાધક** - મેં જોયું છે કે આત્મસાક્ષાત્કારપ્રાપ્સત વ્યક્તિઓ તેમની અવસ્થાને જે શબ્દોમાં વર્ણવતા હોય છે તે શબ્દો તેમણે તેમના ધર્મશાસ્્રોમાંથી લીધા હોય છે. તમે એક હિન્દુ છો માટે તમે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની વાત કરો છો, હિન્દુ અભિગમો અને દેવદેવતાઓની વાત કરો છો. કૃપા કરી અમને એ જણાવો કે આપના શબ્દો પાછળ શો અનુભવ રહેલો છે? તે કયા સત્ય(ટ્ઘ1(/)ની વાત કરે છે?

**મહારાજ** - વાત કરવાની તે મારી રીત છે, મારી તે ભાષા છે જેનો ઉપયોગ કરવાનું મને શીખવવામાં આવ્યું હતું.

**સાધક** - પરંતુ તે ભાષા પાછળ શું રહેલું છે?

**મહારાજ** - હું તેને શબ્દોમાં કઇ રીતે વ્યક્ત કરી શકું, સિવાય કે તેમનો નકાર ભણીને માટે જ, હું સમયાતીત, અવકાશર હિત, દેશકાળરહિત, કારણરહિત જેવા શબ્દોનો ઉપયોગ કરતો હોઉં છું. આ પણ શબ્દો જ છે, પરંતુ તેઓ અર્થરહિત હોવાને કારણે મારા હેતુ માટે અનુકૂળ રહેતા હોય છે.

**સાધક** - જો તેઓ અર્થરહિત જ હોય તો પછી તેમનો ઉપયોગ જ શા માટે કરવો?

**મહારાજ** - કારણ કે જયાં શબ્દો કશોયે અર્થ નથી સારતા ત્યાં પણ તમે શબ્દોને ઇચ્છો છો.

**સાધક** - હું આપની વાત સમજી શકું છું. ફરી, આપે મને પ્રશ્ન વિહોણો કરી મૂક્યો છે!

## આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ [૮૯]

**સાધક** - ઇંગ્લેન્ડની અમે બે છોકરીઓ ભારતની મુલાકાતે છીએ. અમે યોગ વિશે ભાગ્યે જ કંઇ જાણીએ છીએ. અમે અહી એટલા માટે આવ્યા છીએ કે અમને એવું કહેવામાં આવ્યું છે કે ભારતીય જીવનમાં આધ્યાત્મિક શિક્ષકોની ભૂમિકા મહત્ત્વની હોય છે.

**મહારાજ** - તમારું સ્વાગત છે. અહીં આગળ એવું કશું જ નથી કે જે તમને નવું લાગે. અમે અહીં આગળ જે કાર્ય કરી રહ્યા છીએ તે સમયાતીત છે. દસ હજાર વરસો પહેલાં તે આવું જ હતું અને દસ હજાર વરસો બાદ પણ તે આવું જ હશે. સદીયો પસાર થતી રહે છે પરંતુ માનવ સમસ્યાઓ - દુ:ખની અને દુઃખનો અંત લાવવાની - કદીયે બદલાતી નથી.

**સાધક** - તે દિવસે સાત યુવાન વિદેશીઓ થોડી રાતો સૂવાની જગ્યા માટે પૂછતા હતા. મુંબઇમાં ઉપદેશ આપી રહેલા તેમના ગુરુને તેઓ મળવા આવ્યા હતા. હું તેને મળી હતી - તે એક મજાનો પ્રસન્ન યુવાન માણસ હતો - દેખીતી રીતે ખૂબ જ વ્યવહારુ અને કાર્યક્ષમ, પરંતુ તે શાંતિ અને સ્વસ્થતાથી ભર્યો ભર્યો હતો. તેનો ઉપદેશ પરંપરાગત છે અને કર્મયોગ, નિસ્વાર્થ સેવા, ગુરુસેવા વગેરે પર ભાર મૂકે છે. ગીતા માકક તે કહે છે કે નિસ્વાર્થ કર્મ ઉદ્ધાર (મુક્તિ)માં પરિણમશે. તે ઘણી બધી મહાત્વાકાંક્ષી યોજનાઓ ધરાવે છેઃ કાર્યકરોને તાલીમ આપવી કે જે કાર્યકરો પછીથી ઘણા બધા દેશોમાં આધ્યાત્મિક કેન્દ્રો સ્થાપે અને ચલાવે. એવું લાગે છે કે તે તેઓને માત્ર અધિકાર જ નથી આપતા પરંતુ તેમના નામે કાર્ય કરવાની શક્તિ પણ આપે છે.

**મહારાજ** - હા, શક્તિના પ્રસારણ જેવું પણ કશુંક છે ખરું.

**સાધક** - હું જ્યારે તેમની સંગાથે હતી ત્યારે મને અદશ્ય થઇ જવાની એક વિચિત્ર લાગણી થઇ હતી. તેમના ગુરુના શરણે પડતાં તેમના ભક્તો મને પણ પગે લાગતા હતા! તેમના માટે હું જે કંઈ પણ કરતી હતી તે તેમના માટે તેમના ગુરુનું કર્તૃત્વ હતું, મને કોઈ જ ગણતરીમાં નહોતી લેવામાં આવતી, મને માત્ર નિમિત્તરૂપ માનવામાં આવતી હતી. હું માત્ર પાણીના એક નળ સમાન હતી, જેને ડાબે જમણે ઘુમાવવાનો જ હોય. અમારી વચ્ચે કોઇ જ પ્રકારનો વ્યક્તિગત સંબંધ નહોતો. તેઓએ મને તેમના સંપ્રદાયમાં જોડવાનો થોડોક પ્રયત્ન કર્યો હતો; જેવો તેમને મારા તરફથી વિરોધ અનુભવાયો કે તરત જ તેઓએ મારા પર ધ્યાન આપવાનું બંધ કરી દીધું હતું. તેઓ અંદરોઅંદર પણ એકબીજા સાથે એટલા બધા જોડાયેલા હોય તેવું મને ન લાગ્યું; તેમને સૌને તેમના ગુરુમાં રસ હતો તે બાબત જ માત્ર તેમને એકસાથે જોડાયેલા રાખતી હતી. મને તે વાત કંઈક નિર્મમ લાગી, લગભગ અમાનવીય લાગી. ઈશ્વરના હાથમાં પોતાની જાતને એક નિમિત્ત સમજવી તે એક વાત છે; 'સઘળું ઈશ્વર છે' તેને કારણે કોઇ ધ્યાન જ ન આપવું અને વિચાર જ ન કરવો તે બાબત વ્યક્તિની બેપરવાઇ (બેફિકરાઈ)ને ક્રરતાની હદે લઇ જઈ શકે. આખરે તો, સઘળાં યુદ્ધો "ઈશ્વરના નામે જ' ખેલવામાં આવતાં હોય છે. માનવજાતનો સમગ્ર ઈતિહાસ "પવિત્ર યુદ્ધો'ની હારમાળા જ તો છે. યુદ્ધમાં વ્યક્તિ જેટલી અવ્યક્તિગત (સંબંધોવિહોણી) હોય છે તેટલી અન્ય કશામાં નથી હોતી!

**મહારાજ** - હોવ/ની જે ઇચ્છાશક્તિ છે તેમાં જ આગ્રહ રાખવાનો, વિરોધ કરવાનો સમાવેશ થયેલો હોય છે. હોવ/ની ઇચ્છાશક્તિને હટાવો અને પછી જુઓ કે પાછળ શું રહે છે? અસ્તિત્વ અને અનસ્તિત્વને દેશકાળમાં રહેલા કશાક સાથે સંબંધ છે; અહીં અને અત્યારે, ત્યાં અને ત્યારે, જે વળી પાછું મનમાં છે. મન અટકળો કરવાની રમત રમે છે; તે સદાયે અનિશ્ચિત હોય છે;

ચિંતાગ્રસ્ત અને બેચેન હોય છે. તમને કોઈ ઈશ્વર કે કોઈ ગુરુના માત્ર એક નિમિત્ત સમજવામાં આવે છે તેથી તમને ખોટું લાગે છે અને આગ્રહ રાખો છો કે તમારી સાથે એક વ્યક્તિ જેવો વ્યવહાર કરવામાં આવે, કારણ કે તમને પોતાને તમારા પોતાના અસ્તિત્વની ખાતરી નથી અને તમે એક વ્યક્તિત્વ હોવાની સુવિધા અને ધરપતનો ત્યાગ કરવા નથી ઈચ્છતા. એવું બને કે તમે તમારી જાતને જે માનો છો તે તમે ન હોવ, પરંતુ તે તમારી જાતને સાતત્ય બક્ષે છે, કશાયે આંચકાઓ વિના તમારું ભવિષ્ય વર્તમાનમાં વહીં આવે છે અને ભૂતકાળ બને છે. વ્યક્તિગત અસ્તિત્વનો નકાર થવો એ ગભરામણ પેદા કરે તેવી વાત છે, પરંતુ તમારે તેનો સામનો કરવો જ રહ્યો અને જીવનની સમગ્રતામાં તમારી ઓળખને શોધવી રહી. અને તો પછી કોણ કોનો ઉપયોગ કરે છે તે સમસ્યા રહેતી નથી.

**સાધક** - તેમના સંપ્રદાયમાં મારું ધર્માતરણ થાય તેટલા પૂરતો જ તેમણે મારામાં રસ દર્શાવ્યો હતો, તેટલા પૂરતો જ તેઓએ મારા પર ધ્યાન આપવાનો પ્રયત્ન કર્યો હતો. જ્યારે મેં તે સામે વિરોધ દર્શાવ્યો ત્યારે તેઓએ મારામાંનો સઘળો રસ ગુમાવી દીધો હતો.

**મહારાજ** - ધર્માંતરણથી, કે અકસ્માતે કંઈ કોઈ શિષ્ય નથી બની જતું. સામાન્ય રીતે એક પુરાણી કડી અસ્તિત્વ ધરાવતી હોય છે, જેને પ્રેમ અને શ્રદ્ધાના પ્રફુલ્લન વડે જન્મોજન્મથી જાળવી રાખવામાં આવી હોય છે, તે સિવાય કોઈ શિષ્યત્વ ન સંભવી શકે.

**સાધક** - કઈ બાબતે આપતને ગુરુ બનવાનો નિર્ણય લેવા પ્રેર્યાં હતા?

**મહારાજ** - લોકોએ મને તેવું આહ્વાન કર્ય અને મારામાં તે ઘટના ઘટી. ઉપદેશ આપનારો હું કોણ અને ઉપદેશ કોને આપું? હું જે છું, તે તમે છો, અને તમે જે છો - તે હું છું. આ "હું છું' આપણા સૌ માટે સહીયારો છે; આ "હું છું'ની પેલે પાર પ્રકાશ અને પ્રેમની અગાધતા છે. આપણે તેને જોતા નથી કારણ કે આપણે કોઈ અન્ય જગ્યાએ શોધ ચલાવતા હોઈએછીએ; હું માત્ર આકાશ ભણી અંગૂલીનિર્દેશ કરી શકું; તારાઓને જોવા તે તમારું પોતાનું કામ છે. કેટલાક લોકોને તારાઓને જોવામાં વધારે સમય લાગે છે તો કેટલાકને ઓછો; તેનો આધાર દૃષ્ટિની સ્પષ્ટતા અને શોધ માટેની ઉત્કટતા પર રહે છે. આ બન્ને તો વ્યક્તિના પોતાના જ હોવા પડે - હું તો માત્ર પ્રોત્સાહન આપી શકું.

**સાધક** - હું જ્યારે શિષ્ય બનીશ ત્યારે મારી પાસેથી કઈ અપેક્ષા રાખવામાં આવશે?

**મહારાજ** - દરેક ગુરુને પોતાની ખુદની પદ્ધતિ હોય છે, તે સાધારણ રીતે તેના પોતાના ગુરુના ઉપદેશ પર અને પોતે જે રીતે સાક્ષાત્કાર પામેલ હોય તે પર રચાયેલી હોય છે, વળી શબ્દાવલી પણ પોતાની હોય છે. તે માળખામાં રહીને શિષ્યના વ્યક્તિત્વને ગોઠવવામાં આવે છે. શિષ્યને વિચારોનું અને ચિંતનમનનનું પૂર્ણ સ્વાતંત્ર્ય આપવામાં આવે છે અને તેને પોતાને પૂર્ણ સંતોષ ન થાય ત્યાં સુધી પ્રશ્નો પૂછવાની છૂટ આપવામાં આવે છે. તેના માનમોભા અને સામર્થ્ય બાબતે તે પૂરો ખાતરીબદ્ધ હોવો જોઈએ, નહીંતર નહીં તો તેની શ્રદ્ધા પૂર્ણ હોય કે નહીં તો તેનો આચાર હૃદયપૂર્વકનો હોય. તમારામાં સ્થિત બ્રહ્મ જ તમને તમારી પેલે પારના બ્રહ્મને પમાડે છે - આત્મસાક્ષાત્કારમાં નર્યા સત્ય, પ્રેમ, નિસ્વાર્થતા જ નિર્ણાયક ઘટકો હોય છે. હૃદયપૂર્વકની ઉત્કટતા વડે આ સૌને પામી શકાય છે.

**સાધક** - મારી સમજ એવી છે કે શિષ્ય બનવા વ્યક્તિએ તેના પરિવારનો અને સંપત્તિનો ત્યાગ કરવો જ પડે.

**મહારાજ** - ગુરુએ ગુરુએ તેમાં તફાવત હોય છે. કેટલાક ગુરુઓ તેમના પરિપક્વ શિષ્યો સન્યાસી અને એકાંતસેવી બને તેવી અપેક્ષા રાખતા હોય છે, તો વળી કેટલાક પારિવારિક જીવન જીવે અને પારિવારિક કર્તવ્યો નીભાવે તેવી અપેક્ષા રાખતા હોય છે. તેમાંના મોટા ભાગના ત્યાગ કરતાં નમૂનારૂપ પારિવારિક જીવનને વધારે તકલીફવાળું માનતા હોય છે, જે વધારે પરિપક્વ અને

વધારે સમતુલાભર્યા વ્યક્તિત્વને માટે અનુકૂળ હોય છે. શરૂઆતના તબક્કાઓ માટે મઠના જીવનની શિસ્ત સલાહભરી છે. માટે, હિન્દુ સંસ્કૃતિમાં ૨૫ વરસની ઉંમર સુધીના વિદ્યાર્થીઓ પાસે એવી અપેક્ષા રાખવામાં આવે છે કે તેઓ સાધુની જેમ જીવે - ગરીબી, બ્રહ્મચર્ય અને આજ્ઞાંકિતતામાં, વિવાહિત જીવનની હાડમારીઓ અને પ્રલોભનોનો સામનો કરી શકે તેવા ચારિત્ર્યનું નિર્માણ કરવા માટેની તક પૂરી પાડવા.

**સાધક** - આ ઓરડામાં રહેલા લોકો કોણ છે? શું તે આપના શિષ્યો છે?

**મહારાજ** - તેઓને જ પૂછો. માત્ર શબ્દોથી કોઈ વ્યક્તિ શિષ્ય નથી બની જતી, તે માટે તો આવશ્યકતા હોય છે વ્યક્તિના સ્વરૂપનું ગહન મૌન. તમને પસંદ પડવા માત્રથી તમે શિષ્ય નથી બની જતા; સ્વ-સંકલ્પ કરતાંયે તે માટે વધુ આવશ્યક તો હોય છે નિયતિ. ગુરુ કોણ છે તે વધારે મહત્ત્વનું નથી - તે બધા તો તમારું ભલું જ ઇચ્છતા હોય છે. મહત્ત્વનો છે શિષ્ય – તેની પ્રમાણિકતા અને નિષ્ઠાભરી ઉત્કટતા. યોગ્ય શિષ્યને હમેશાં યોગ્ય ગુરુ મળી જ રહેતો હોય છે.

**સાધક** - સમર્થ અને પ્રેમાળ ગુરુના માર્ગદર્શન હેઠળ સત્યની શોધ માટે સમર્પિત જીવનના સૌંદર્યને હું જોઈ શકું છું અને કૃપાળુતાને હું અનુભવી શકું છું. અમારે ઇંગ્લેન્ડ પાછા ફરવું પડે છે તે અમારી કમનસીબી છે.

**મહારાજ** - અંતરનો તો કોઈ સવાલ જ નથી. જો તમારી ઇચ્છા તીવ્ર અને સાચી હશે તો તે તેની પરિતૃપ્તિ માટે તમારા જીવનને ઘડશે, આકાર આપશે. તમારા બીજનું વાવેતર કરો અને સમયને તેનું કામ કરવા દો.

**સાધક** - આધ્યાત્મિક જીવનમાં પ્રગતિના સંકેતો કયા છે?

**મહારાજ** - ચિંતામુક્તિ, હળવાશ અને આનંદનો ભાવ, અંદર ગહન શાંતિ અને બહાર પુષ્કળ ઊર્જા.

**સાધક** - આપને તે કઈ રીતે મળ્યાં હતાં?

**મહારાજ** - મને તે સઘળું મારા ગુરુની પવિત્ર હાજરીમાં મળ્યું હતું - મેં પોતે તો મારી જાતે કશું જ નહોતું કર્યું. તેઓએ મને નિસ્પંદ રહેવા કહ્યું હતું - અને મેં તેમ કર્યું હતું - મારાથી શક્ય હતું તેટલા પ્રમાણમાં.

**સાધક** - શું આપની હાજરી પણ તેમના જેટલી જ શક્તિશાળી છે?

**મહારાજ** - તે હું કઈ રીતે કહી શકું? મારા માટે - હાજરી માત્ર તેમની જ છે. જો તમે મારા સંગાથમાં હશો તો તેમના સંગાથમાં પણ હશો જ.

**સાધક** - દરેક ગુરુ મને તેના પોતાના ગુરુનો હવાલો આપે છે. શરૂઆત ક્યાંથી કરવી?

**મહારાજ** - સાક્ષાત્કાર, મુક્તિ માટે કાર્યરત હોય તેવી એક વૈશ્વિક તાકાત છે. આપણે તેને સદાશિવ તરીકે ઓળખતા હોઈએ. છીએ, જે મનુષ્યોનાં હૃદયમાં સદાને માટે હાજર હોય છે. તે સૌને ઐક્યમાં જોડી રાખતું પરિબળ છે. ઐક્ય, એકતા - મુક્ત કરે છે. આઝાદી – એક કરે છે. આખરે તો કશુંયે મારું કે તમારું નથી - સઘળું આપણું છે. તમારા સ્વરૂપ સાથે એક થાઓ અને તમે સૌ સાથે એક થશો, સમગ્ર વિશ્વમાં નિરાંત અનુભવશો.

**સાધક** - શું આપ એવું કહેવા માગો છો કે "હું છું'માં સ્થિત થવા માત્રથી જ સઘળી વિભૂતિઓ આવી મળશે?

**મહારાજ** -સીધુંસાદુ જ નિશ્ચિત હોય છે, નહીં કે અટપટું અને જટીલ. ગમે તેમ પણ લોકો સીધાસાદા, સહેલાસરળ અને સદાયે પ્રાપ્ય પર વિશ્વાસ નથી કરતા. હું જે કહી રહ્યો છું તેને પ્રમાણિકપણે એક વાર શા માટે ન અજમાવવું? ભલે તે નાનકડું અને નગણ્ય દેખાતું હોય, પરંતુ તે એક બીજ

સમાન છે જે આગળ જતાં વૃદ્ધે પામીને એક વિરાટ વૃક્ષ બનતું હોય છે. તમારી જાતને એક અવસર તો આપો!

**સાધક** - હું અહીં ઘણા બધા લોકોને બેઠેલા જોઉં છું - સાવ ચૂપચાપ શાંતિથી. તેઓ અહીં શા માટે આવ્યા છે?

**મહારાજ** - પોતાને મળવા, પોતાની જાતનો સાક્ષાત્કાર કરવા. ઘરે જગત તેમને બરાબરનું વીંટળાયેલું હોય છે. અહીં તેમને કશું જ ખલેલ નથી પહોંચાડતું; તેમની રોજબરોજની ચિંતાઓથી વેગળા થવાની અને તેમનામાં જે સારભૂત તત્ત્વ છે તેના સંપર્કમાં આવવાની તેમને તક મળે છે.

**સાધક** - આત્મ-જાગ્રતિ માટેની તાલીમ કેવી છે?

**મહારાજ** - તાલીમની કોઈ આવશ્યકતા નથી. જાગ્રતિ હમેશ માટે તમારી સંગાથે જ છે. જે ધ્યાન તમે બાહ્ય પર આપો છે તે હવે અંદર તરફ વળે છે. કોઈ નવી કે વિશિષ્ટ પ્રકારની જાગ્રતિની આવશ્યકતા નથી.

**સાધક** - શું આપ લોકોને વ્યક્તિગત રીતે મદદ કરો છો?

**મહારાજ** - લોકો અવશ્ય તેમની સમસ્યાઓની ચર્ચા કરવા આવતા હોય છે. દેખીતું છે કે તેમને કશીક મદદ મળતી જ હશે, નહીતર તેઓ ન આવે.

**સાધક** - લોકો સાથે વાત શું હમેશાં જાહેરમાં થતી હોય છે, કે પછી આપ તેમની સાથે ખાનગીમાં પણ વાત કરતા હોવ છો?

**મહારાજ** - તેમની ઈચ્છા પ્રમાણે થતું હોય છે. વ્યક્તિગત રીતે હું જાહેર કે ખાનગી એવો ભેદ નથી પાડતો.

**સાધક** - શું આપ હમેશાં પ્રાપ્ય હોવ છો, કે પછી આપને અન્ય કામો પણ કરવાનાં હોય છે?

**મહારાજ** - હું સદાયે પ્રાપ્ય હોઉં છું, પરંતુ સવારનો કે બપોર પછીનો સમય સૌથી વધારે અનુકૂળ હોય છે.

**સાધક** - મને સમજાય છે કે આધ્યાત્મિક શિક્ષક માટે કામ કરતાં ન-કામનું સ્થાન વધારે ઉચ્ચ હોય છે.

**મહારાજ** - તે પાછળનું પ્રેરકબળ સર્વોચ્ચ મહત્ત્વનું છે.

## તમારે ખુદને શરણે જાઓ [૯૦]

**સાધક** - મારો જન્મ યુનાઈટેડ સ્ટેટ્સમાં થયો હતો, અને છેલ્લા ચૌદ મહિના મે શ્રી રમણાશ્રમમાં વીતાવ્યાં છે; હવે હું સ્ટેટ્સ પાછી ફરી રહી છું, મારી મા ત્યાં આગળ મારી રાહ જોઈ રહી છે.

**મહારાજ** - તમારી આગળની યોજનાઓ શું છે?

**સાધક** - કદાચ હું નર્સિંગનું ભણું અને નર્સ બનું અથવા તો બસ લગ્ન કરી લઉ'અને બાળકોને જન્મ આપું.

**મહારાજ** - ક્યા કારણે તમે લગ્ન કરવાનું વિચારો છો?

**સાધક** - મારા વિચાર પ્રમાણે આધ્યાત્મિક વાતાવરણવાળા ઘરનું નિર્માણ કરવું તે એક ઉચ્ચતમ પ્રકારની સામાજિક સેવા છે. પરંતુ, અલબત્ત, જીવન અન્ય કોઈ આકાર ધારણ કરે તેવું પણ બને. હું કોઈ પણ પરિસ્થિતિ માટે તૈયાર છું.

## હું તે છું

**મહારાજ** - રમણાશ્રમમાંના આ ચૌદ મહિના દરમિયાન તમને ત્યાંથી શું મળ્યું? તમે ત્યાં પહોંચ્યા ત્યારે જે હતા તેથી અત્યારે કઈ રીતે અલગ છો?

**સાધક** - હવે મને ભય નથી લાગતો. મને કંઈક શાંતિ પણ મળી છે.

**મહારાજ** - તે ક્યા પ્રકારની શાંતિ છે? તમે જે ઈચ્છો છો તે મળી ગયાની શાંતિ કે પછી તમારી પાસે જે નથી તેને ન ઈચ્છવાની શાંતિ?

**સાધક** - મારા માનવા પ્રમાણે બન્ને થોડુંક થોડુંક. આમ થવું જરા પણ સહેલું નહોતું. ભલે આશ્રમ એક ખૂબ જ શાંત જગ્યા હોય, પરંતુ અંદરખાને તો હું ભારે અસ્વસ્થ, બેચેન રહેતી હતી.

**મહારાજ** - તમને જ્યારે એવું સમજાઈ જાય છે કે આંતર અને બાહ્ય એવો ભેદ માત્ર મનના કારણે છે ત્યારે પછી તમને ભય નથી લાગતો.

**સાધક** - આવી સમજ તો મને આવતી જતી રહે છે. હું હજુ નિરપેક્ષ પૂર્ણતાની નિર્વિકારિતાને નથીપામી.

**મહારાજ** - ઠીક છે, જો તમે એમ જ માનતા હોવ તો પછી પૂર્ણ ન હોવાના તમારા ખોટા ખ્યાલનેવિદારવા માટે તમારે તમારી સાધનાને ચાલુ જ રાખવી પડે. લાદવામાં આવેલા ખ્યાલોને સાધના દૂર કરે છે. જયારે તમને તમારી જાત દેશકાળમાં એક બિંદુ કરતાંયે નાની હોવાનો, કાપવા માટે અતિ સુક્ષ્મ અને મીટાવવા માટે અતિ સુક્ષ્મજીવી હોવાનો સાક્ષાત્કાર થાય છે, માત્ર ત્યારે અને ત્યારે જ સઘળા ભયો વિદાય લે છે. જ્યારે તમે સોયની અણી કરતાંયે ઝીણા હોવ છો ત્યારે પછી સોય તમને ભેદી નથી શક્તી - તમે સોયને ભેદો છો!

**સાધક** - હા, હું કેટલીક વાર તેવું જ કંઈક અનુભવતી હોઉં છું - અદમ્ય. હું નિર્ભય કરતાં કશુંક વધારે હોઉં છું - હું ખુદ જ નિર્ભયતા હોઉં છું.

**મહારાજ** - કઈ વાતે તમને આશ્રમે જવા પ્રેર્યા હતા?

**સાધક** - મારે એક દુઃખદ પ્રેમસંબંધમાંથી પસાર થવાનું બન્યું હતું અને મારે ભારે યાતના ભોગવવી પડી હતી. નશીલું પીણું કે ધુમ્રપાન મને કોઈ જ રાહત નહોતાં આપી શક્યાં. હું આમતેમ ફાંફાં મારી રહી હતી અને મારા હાથમાં યોગનાં કેટલાંક પુસ્તકો આવી પડ્યાં. એક પછી એક પુસ્તક વાંચતી ગઈ, એક પછી એક દિશાસૂચન થતું ગયું - અને હું રમણાશ્રમમાં પહોંચી ગઈ.

**મહારાજ** - જો આ જ ઘટના તમારી સાથે ફરી બને તો તમારી હાલની મનોદશા જોતાં શું તમે એટલા જ દુઃખી થાઓ ખરા?

**સાધક** - નજ થાઉં, હું મારી જાતને ફરી દુઃખી ન જ થવા દઉં. હું આત્મહત્યા કરી લઉં.

**મહારાજ** - મતલબ કે તમે મરવાથી નથી ડરતા!

**સાધક** - હું મરવાની ક્રિયાથી ડરું છું, મોતના ખુદથી નહીં! મરવાની પ્રક્રિયા પીડાકારી અને કરપીણ હોય તેવું મને મારા કલ્પનાચક્ષુ સમક્ષ દેખાય છે.

**મહારાજ** - તે વળી તમે કઈ રીતે જાણ્યું? તેવું હોવું આવશ્યક નથી. એવું પણ બને કે તે સુંદર અને શાંતિપૂર્ણ હોય. એક વાર તમે એ જાણો છો કે મોત તમારું નહીં પરંતુ શરીરનું ઘટે છે કે પછી તો તમે તમારા શરીરને કોઈ જૂના વસ્ત્ર માફક ઉતરતું, હટતું નીરખી રહો છો.

**સાધક** - મને પૂરી ખબર છે કે મારો મોતનો ભય ગેરસમજને કારણે છે, જ્ઞાનના અભાવને કારણે છે.

**મહારાજ** - મનુષ્યો દરેક સેકન્ડે મરી રહ્યા છે, મરવાના ભય અને યાતના કોઈ વાદળ માફક આ જગત પર ઝળુંબી રહ્યાં છે. એ વાતનું કોઈ જ આશ્ચર્ય નથી કે તમે પણ ભયગ્રસ્ત છો. પરંતુ એક વાર તમે

એ જાણો છો કે માત્ર શરીર જ મૃત્યુ પામે છે, નહીં કે સ્મૃતિનું સાતત્ય અને તેમાં પ્રતિબિંબિત થતો "હું છું' ભાવ, કે પછી તમે ભયમુક્ત થાઓ છો.

**સાધક** - ઠીક છે, તો પછી ચાલો આપણે મૃત્યુ પામીએ અને જોઈએ.

**મહારાજ** - ધ્યાન આપો અને તમે જોશો કે જન્મ અને મૃત્યુ એક જ છે , જીવન હોવા અને ન-હોવા વચ્ચે ધબકી રહ્યું છે, અને પૂર્ણતા માટે તેમને એકબીજાની આવશ્યક્તા છે. તમે મરવા માટે જન્મ્યા છો અને તમે ફરી જન્મવા માટે મૃત્યુ પામો છો.

**સાધક** - શું અનાસક્તિ આ પ્રક્રિયાને અટકાવતી નથી?

**મહારાજ** - અનાસક્તિ વડે ભય વિદાય લે છે, પરંતુ હકીકત નહીં.

**સાધક** - શું મનેફરી જન્મ લેવા ફરજ પડશે? તે કેટલું બધું ભયાનક હશે!

**મહારાજ** - તેમાં ફરજ પડવા જેવું કશું જ નથી. તમે જે ઇચ્છતા હોવ છો તે જ તમને મળે છે. તમારી પોતાની ભાવિ યોજનાઓ તમે પોતે જ ઘડો છો અને પછી તેને પાર પાડો છો.

**સાધક** - શું આપણે પોતે જ આપણી જાતને દુઃખ પહોંચે તેવું કરતા હોઇએ છીએ?

**મહારાજ** - ચિંતન-મનન દ્વારા આપણે વિકસતા હોઇએ છીએ, અને ચિંતન-મનન માટે આપણને અનુભવની જરૂર હોય છે. જે કંઇ આપણને નથી સમજાયું તેને પુનરાવર્તિત કરવાનું આપણે વલણ ધરાવતા હોઇએ છીએ. જો આપણે સંવેદનશીલ અને બુદ્ધિશાળી હોઇએ તો દુઃખી થવાની કોઇ જ આવશ્યકતા નથી. પીડા એ ધ્યાન દોરવા માટેનું આહ્વાન છે અને બેપરવાઈની સજા છે. બુદ્ધિપૂર્વકનું અને કરુણાભર્યું કૃત્ય એ જ માત્ર ઈલાજ છે.

**સાધક** - મારી બુદ્ધિમત્તામાં વૃદ્ધિ થઇ છે માટે હું ફરી મારા જીવનમાં દુઃખને ચલાવી નહીં લઉં. આત્મહત્યા કરવામાં શું ખોટું છે?

**મહારાજ** - કશું જ ખોટું નથી, જો તેનાથી સમસ્યા હલ થતી હોય તો. પરંતુ જો સમસ્યા હલ ન થતી હોય તો પછી શું સમજવું? આપણા કાબુમાં ન હોય તેવાં બાહ્ય કારણોસર - કોઈ દર્દીલો અને અસાધ્ય રોગ, કે કોઈ કુદરતી દુર્ઘટના - જો દુઃખ ભોગવવાનું બને તો તે સમજાય એવું છે, પરંતુ જયાં ડહાપણ કે કરુણાના અભાવના કારણે સહન કરવાનું બને તો તેમાં આત્મહત્યા કંઈ મદદ ન કરી શકે. મૂર્ખાઇભર્યું મોત એટલે મૂર્ખાઇનો પુનઃજન્મ. વળી કર્મના સિદ્ધાંતને પણ ધ્યાન પર લેવાનો છે. સહન કરતાં કરતાં ટકી રહેવું તેજ શાણપણભર્યો માર્ગ છે.

**સાધક** -શું વ્યક્તિએ યાતનાને સહી જ લેવી રહી, પછી તે ભલે ગમે તેટલી તીવ્ર અને નિરાશાપ્રેરક હોય?

**મહારાજ** - સહન ડરતાં કરતાં ટકી રહેવું તે એક વાત છે અને નિઃસહાય યાતના તે અન્ય વાત છે. સહન કરતાં રહીને ટકી રહેવું તે અર્થપૂર્ણ અને ફળદાયી છે, જ્યારે નરી યાતના એ નકામી, અર્થહીન છે.

**સાધક** - કર્મના ભાથાની ચિંતા શા માટે કરવી? ગમે તેમ પણ તે તો તેનો હિસાબ સરભર કરી જ લે છે.

**મહારાજ** - આપણાં મોટા ભાગનાં કર્મો સામૂહિક હોય છે. આપણે અન્યોના પાપોના કારણે સહન કરતા હોઇએ છીએ, દુઃખ ભોગવતા હોઇએ છીએ, જે રીતે અન્યો આપણા પાપોને કારણે સહન કરતા હોય છે, દુઃખી થતા હોય છે. માનવજાત એક છે. આ હકીકતનું અજ્ઞાન તેમાં કોઈ પરિવર્તન નથી લાવતું. અન્ય લોકોના દુઃખો પ્રત્યે જો આપણે બેપરવા ન હોત તો આપણે લોકો ક્યાંય વધારે સુખી બની શક્યા હોત.

**સાધક** - મને લાગે છે કે હું ક્યાંય વધારે પ્રતિભાવી બની છું.

# હું તે છું

**મહારાજ** - સરસ. જયારે તમે આવું કહો છો ત્યારે તમારા મનમાં શો ભાવ હોય છે? એક નારી શરીરઅંતર્ગત રહેલી પ્રતિભાવી વ્યક્તિ, એવી તમારી જાત, એવો?

**સાધક** - શરીર છે, કરુણા છે, સ્મૃતિ છે, અને એવી ઘણીયે બાબતો છે અને વલણો છે; એક સમૂહ તરીકે તેમને વ્યક્તિ કહી શકાય.

**મહારાજ** - "હું છું' ખ્યાલને પણ સમાવી લેતાં?

**સાધક** - આ "હું છું' એક ટોપલી જેવો છે, જેમાં એવી કેટલીયે બાબતો સમાવિષ્ટ હોય છે, જે એક વ્યક્તિને બનાવે છે.

**મહારાજ** - અથવા તો તેમ કહેવું વધારે ઠીક રહેશે કે તે વાંસની એવી પટ્ટીઓ છે જેનાથી આ ટોપલી બનેલી છે. જ્યારે તમે તમારી બાબતે એક સ્ત્રી તરીકે વિચારો છો ત્યારે શું તમારો કહેવાનો અર્થ એવો કરો છો કે તમે એક સ્ત્રી છો, કે પછી તમારું શરીર એક સ્તી તરીકે વર્ણવાયું છે?

**સાધક** - તેનો આધાર મારા મિજાજ પર રહે છે. કેટલીક વાર હું મારી જાતને જાગ્રતિનું એક નર્યું કેન્દ્ર હોવાનું અનુભવું છું.

**મહારાજ** - અથવા તો, જાગ્રતિનો એક મહાસાગર. પરંતુ, એવી કોઈ ક્ષણો હોય છે ખરી કે જ્યારે તમે નથી તો હોતા પુરુષ કે નથી તો હોતા સ્ત્રી, કે નથી હોતા સંજોગો અને પરિસ્થિતિઓને કારણે અસ્તિત્વમાં આવેલા એવા કશાક આકસ્મિક.

**સાધક** - હા, એવું કશુંક પણ હોઉ છું, પરંતુ તે બાબતે વાત કરતાં મને શરમ આવે છે.

**મહારાજ** - ઈશારો જ પૂરતો છે. વધારે કંઈ કહેવાની અવશ્યકતા નથી.

**સાધક** - શું હું આપની હાજરીમાં હું ધુપ્રપાન કરી શકું? મતે એ ખબર છે કે સંતપુરુષની હાજરીમાં ધુપ્રપાન કરવું તે ઠીક નથી, અને તેમાંયે સ્ત્રી માટે તો નહીં જ.

**મહારાજ** - તમતમારે ધુમ્રપાન કરી શકો છો, કોઈને કોઈ જ વાંધો નહીં હોય. અમે સમજીએ છીએ.

**સાધક** - મને લાગે છે મારે કંઈક હળવા થવાની જરૂર છે, ઠંડા પડવાની જરૂર છે.

**મહારાજ** - અમેરિકનો અને યુરોપિયનો માટે ઘણીવાર તેવું બનતું હોય છે. સાધનાના સમયગાળા બાદ તેઓ ઊર્જાવાન બની જતા હોય છે અને તેનો ક્યાંક નિકાલ થાય તે માટે તેઓ ઘાંઘા થઈ ઉઠતા હોય છે. તેઓ મંડળો રચે છે, યોગના શિક્ષક બને છે, પરણે છે, પુસ્તકો લખે છે - અખૂટ શક્તિના સ્રોતને શોધવા અને તેને નિયંત્રણમાં રાખવાની કળા શીખવા માટે શાંત રહેવા અને તેમની ઊર્જાને અંદરની તરફ વાળવા સિવાય તેઓ ઘણું બધું કરે છે.

**સાધક** - હું સ્વીકારું છું કે હવે હું પાછી ફરવા માગું છું અને એક ખૂબ જ વ્યસ્ત જીવન જીવવા માગું છું, કારણ કે મને ઊર્જાથી ભર્યા ભર્યા હોવાની લાગણી થઈ રહી છે.

**મહારાજ** - જ્યાં સુધી તમે તમારી જાતને શરીર અને મન ન સમજો ત્યાં સુધી તમને ફાવે તે તમે કરી શકો છો. સવાલ ખરેખર શરીરનો અને તે સાથે સંકળાયેલ સઘળાનો ત્યાગ કરવાનો એટલો નથી, જેટલો તમે આ શરીર નથી તે બાબતની સ્પષ્ટ સમજનો છે, અલિપ્તતાનો છે, લાગણીકોય અળગાપણાનો છે.

**સાધક** -આપ શું કહેવા માગો છો તે હું જાણું છું. ચારેક વરસ અગાઉ મારે શારીરિક બાબતોના નકારના સમયગાળામાંથી પસાર થવાનું બન્યું હતું; હું મારા માટે કોઈ કપડાં નહોતી ખરીદતી, સાદામાં સાદો આહાર લેતી હતી, ભોયતળિયે પાટિયા પર સૂતી હતી. સવાલ ખરેખરી અસુવિધાઓનો નથી, સવાલ જે કંઈ અસુવિધાઓ આવી પડે તેને કશાયે અણગમા વિના સ્વીકારી લેવાનો છે.

હવે મને સમજાયું છે કે જીવન જે કોઈ સ્વરૂપે આવે અને તે જે કંઈ પીરસે તેને સ્વીકારી લેવામાં જ શાણપણ છે. જે કંઈ આવી પડશે તેને હું ખુશીથી સ્વીકારી લઈશ અને તેનો ઉત્તમોત્તમ ફાયદો ઉઠાવીશ. થોડાંક બાળકોને હું જીવન અને ખરા સંસ્કારો આપવા સિવાય અન્ય કશુંયે ન કરી શકી તો પણ મારા માટે તે પૂરતું હશે. જોકે મારા હૃદયમાં તો દરેક બાળક માટે જગ્યા છે, પરંતુ હું સઘળે તો ન પહોંચી શકું ને!

**મહારાજ** - જયારે તમે પુરુષ-સ્ત્રી ભાવથી સભાન હોવ છો ત્યારે જ માત્ર પરિણીત અને માતા હોવ છો. જ્યારે તમે તમારી જાતને શરીર નથી સમજતા ત્યારે શરીરનું પારિવારિક જીવન, પછી ભલે તે ગમે તેટલું તીવ્ર અને રસપ્રદ હોય, તેને મનના પડદા પર માત્ર એક નાટક તરીકે જ જોવામાં આવે છે, એક માત્ર વાસ્તવિકતા(લધ્ધ13 - સત્ય) જાગ્રતિ(દ્રૂપક્વા'€1૯55)નો પ્રકાશ જ હોય છે.

**સાધક** - જાગ્રતિ જ માત્ર વાસ્તવિક છે તેવો આગ્રહ આપ શા માટે રાખો છો? જાગ્રતિ સમક્ષનો કોઈ પદાર્થ પણ જ્યાં સુધી તે છે ત્યાં સુધી શું વાસ્તવિક નથી?

**મહારાજ** - પરંતુ તે ટક્તો જ નથીને ! ક્ષણિક વાસ્તવિક્તા ગૌણ છે; તે સમયાતીત પર આધાર રાખે છે.

**સાધક** - શું આપ સાતત્યપૂર્ણ કે કાયમી એવું કહેવા માગો છો?

**મહારાજ** -અસ્તિત્વમાં સાતત્ય હોઈ જ ન શકે. સાતત્ય ભૂત, વર્તમાન અને ભવિષ્યમાં ઓળખ (અસ્મિતા) સૂચિત કરે છે. આવી કોઈ ઓળખ શક્ય નથી, કારણ કે તાદાત્મ્યનાં સાધનોની તીવ્રતા ઓછી વધુ થતી રહે છે અને તે પરિવર્તન પામતાં રહે છે. સાતત્ય, કાયમીપણું , આ સઘળાં સ્મૃતિ વડે સર્જાયા છે, જયાં કોઈ જ ભાત([20 ૯1115) ન હોઈ શકે ત્યાં તે ભાતનું પ્રક્ષેપણ માત્ર જ છે; હંગામી કે કાયમી, શરીર કે મન, પુરુષ કે સ્ત્રીના સઘળા ખ્યાલોને પડતાં મૂકો; પાછળ બાકી શું રહે છે? જ્યારે અલગતા દ્વૈત) માત્રનો ત્યાગ કરી દેવામાં આવે છે ત્યારે તમારા મનની અવસ્થા શી હોય છે? હું ભેદોનો ત્યાગ કરવાની વાત નથી કરતો, કારણ કે તેમના વિના તો કોઈ પ્રગટીકરણ(જગત) જ નથી.

**સાધક** - જ્યારે હું અલગતા (દ્વૈત) નથી સર્જતી ત્યારે શાંત અને સુખી હોઉં છું. પરંતુ કોઈક રીતે હું ફરી ફરી દિશા ચૂકી જાઉં છું અને બાહ્ય ચીજોમાં સુખને શોધવા લાગું છું. હું એ સમજી નથી શકતી કે મારી આંતરિક શાંતિ શા માટે સ્થિર નથી રહેતી.

**મહારાજ** - આખરે તો શાંતિ તે પણ મનની જ એક દશા છે.

**સાધક** - મનની પેલે પાર શાંતિ (મૌન, નિસ્પંદતા) છે. તે વિશે કંઈ જ કહેવાનું નથી.

**મહારાજ** - હા, મૌન વિશેની સઘળી વાતો નર્યો ઘોંઘાટ છે.

**સાધક** - પોતાના નૈસર્ગિક સહજ સુખનો સ્વાદ ચાખ્યા બાદ પણ આપણે દુન્યવી સુખ શા માટે ઈચ્છતા હોઈએ છીએ?

**મહારાજ** - જયારે મન શરીરની સેવામાં રોકાયેલું હોય છે ત્યારે સુખ ગાયબ થઈ જાય છે. તે સુખને ફરી પ્રાપ્ત કરવા તે ઈન્દ્રીયસુખને ઈચ્છે છે. સુખી થવા માટેનો આવેગ યોગ્ય છે, પરંતુ તેને હાંસલ કરવાનાં સાધનો ગેરમાર્ગે દોરનારાં, અવિશ્વસનીય અને સાચા સુખના વિનાશક હોય છે.

**સાધક** - શું ઈન્દ્રીયસુખ હમેશાં ખોટું હોય છે?

**મહારાજ** - યોગ્ય અવસ્થા અને શરીર અને મનનો ઉપયોગ અત્યંત સુખદાયી હોય છે. જો કંઈ ખોટું હોય તો તે ઈન્દ્રીયસુખની શોધ છે. તમારી જાતને સુખી કરવાનો પ્રયત્ન ન કરો, પરંતુ સુખ માટેની શોધ સામે જ સવાલ ખડો કરો. તમે સુખી નથી માટે તમે સુખી થવા ઈચ્છો છો. શોધી કાઢો કે

# હું તે છું

તમે શા માટે દુઃખી છો. તમે સુખી નથી માટે તમે મોજમજામાં (ઇન્દ્રીયસુખમાં) સુખને શોધો છો; મોજમજા પીડાને વચ્ચે લઈ આવે છે અને માટે તમે તેને દુન્યવી કહો છો; પછી તમે પીડા વિનાની કોઈ અન્ય મોજમજા માટે તડપો છો, જેને તમે દિવ્ય કહો છો. વાસ્તવમાં, મોજમજા એ પીડામાંથી થોડા સમયના છૂટકારા સિવાય અન્ય કશુંયે નથી. સુખ દુન્યવી અને અદુન્યવી એમ બક્ષે છે, જે કંઈ ઘટી રહ્યું છે તેમાં અને તેની પેલે પાર છે. કોઈ ભેદ ન પાડો, અલગ પાડી શકાય તેમ નથી તેમને અલગ ન પાડો અને જીવનથી તમારી જાતને વિચ્છેદિત ન કરો.

**સાધક** - હવે મને આપની વાત પૂરી સમજમાં આવી! રમણાશ્રમમાં મારા રોકાણ પહેલાં હું અંતરાત્માથી પીડિત હતી, સદાયે મારી જાતનો ન્યાય તોળ્યા કરતી હતી. હવે હું સાવ જ હળવાશભરી છું, જેવી છે તેવી મારી જાતને પૂર્ણપણે સ્વીકારી રહી છું. હું જ્યારે સ્ટેટ્સ પાછી ફરીશ ત્યારે જીવનમાં જે કંઈ ઘટશે તેને ભગવાનની કૃપા સમજી સ્વીકારીશ અને મીઠાં ફળો સાથે કડવાં ફળોને પણ માણીશ. આશ્રમમાં ઘણી બાબતોની સાથોસાથ હું ભગવાન પર શ્રદ્ધા કરવાનું પણ શીખી. પહેલાં હું આવી નહોતી. હું કોઈ પર વિશ્વાસ નહોતી કરી શકતી, શ્રદ્ધા નહોતી રાખી શકતી.

**મહારાજ** - ભગવાન પર વિશ્વાસ કરવો એટલે તમારી જ જાત પર વિશ્વાસ કરવો, તમારા પર જ શ્રદ્ધા રાખવી. સાવધાન રહો કે જે કંઈ ઘટે છે તે તમને ઘટે છે, તમારા વડે ઘટે છે , તમારા દ્વારા ઘટે છે, તમે જ સર્જક છો, જે કંઈ સઘળું અનુભવાય છે તેના માણનાર અને તેનો વિનાશ કરનાર તમે જ છો, અને તો પછી તમને ભય નહીં લાગે. નિર્ભય હશો તો તમે દુઃખી નહીં હોવ, કે નહીં તો તમે સુખની શોધ ચલાવો.

તમારા મનના અરીસામાં સઘળાં પ્રકારનાં ચિત્રો દશ્યમાન અને અદશ્યમાન થતાં રહે છે. તે પૂર્ણપણે તમારું પોતાનું જ સર્જન છે એમ જાણીને ચૂપચાપ તેમને આવતાં જતાં નીરખો, સતર્ક રહો પરંતુ વિક્ષુબ્ધ ન થાઓ. શાંત અવલોકનનું આ વલણ જ યોગનો પાયો છે. તમે ચિત્રને જુઓ છો, પરંતુ તમે તે ચિત્ર નથી.

**સાધક** - મોતનો વિચાર મને ગભરાવી મૂકતો હોય તેવું લાગે છે કારણ કે હું કરી જન્મવા નથી ઈચ્છતી. હું જાણું છું કે કશુંયે મને ફરજ નથી પાડતું, અને તેમ છતાંયે અતૃપ્ત ઈચ્છાઓની હાજરી અવગણી ન શકાય તેટલી પ્રબળ હોય છે અને એવું બને કે હું તેનો વિરોધ ન કરી શકું.

**મહારાજ** - વિરોધનો તો કોઈ સવાલ જ ખડો થતો નથી. જે જન્મે છે અને પુનઃજન્મે છે તે તમે નથી. તે ઘટનાને ઘટવા દો, તેને ઘટતી નીરખો.

**સાધક** - તોપછી લેશ માત્ર પણ ચિંતા જ શા માટે કરવી?

**મહારાજ** - પરંતુ તમે ચિંતા કરો છો! જ્યાં સુધી તમારા પોતાના સત્ય, પ્રેમ અને સૌંદર્યસત્યમ્, શીવમ્, સુંદરમ્)ના ભાવો સાથે આ ચિત્રો ટકરાતાં રહેશે ત્યાં સુધી તમે ચિંતિત રહેશો જ. સંવાદ સત્ત્વ) અને શાંતિ માટેની ઈચ્છા મીટાવી ન શકાય તેવી છે. પરંતુ એક વાર તે પરિતૃપ્ત થઈ કે ચિંતા મટી જાય છે અને ભૌતિક જીવન અનાયાસ બને છે, પછી તે પર ધ્યાન આપવું આવશ્યક નથી રહેતું. તો પછી, તમે શરીરમાં હોવા છતાં અજન્મા છો. શરીરધારી કે શરીરરહિત હોવું તમારા માટે એકસમાન છે. તમે એક એવા બિંદુએ પહોંચ્યો છો કે જયારે તમને કશું જ ઘટી શક્તું નથી. શરીરરહિત એવા તમારી હત્યા કરી શકાતી નથી, કે તમને છેતરી શકાતા નથી. એવી કોઈ ખીંટી હોતી નથી કે જે પર કોઈ ઈચ્છા કે ભય ટીંગાઈ શકે. જ્યારે તમારામાં કોઈ પરિવર્તન જ ઘટી શકે તેમ નથી, તો પછી બીજા કશાની તો ચિંતા જ કરવાની ક્યાં રહે છે?

**સાધક** - ગમે તેમ પણ મતે મૃત્યુ પામવાનો ખ્યાલ ગમતો નથી.

# હું તે છું

**મહારાજ** - કારણ કે તમે ખૂબ જ યુવા છો. તમારી જાત બાબતે તમે જેમ જેમ વધારે અને વધારે જાણતા જશો તેમ તેમ તમે ઓછા અને ઓછા ગભરાતા થશો. અલબત્ત, મૃત્યુની પીડાને જોવી મજાની નથી, પરંતુ મૃત્યુ પામી રહેલો માણસ ભાગ્યે જ ભાનમાં હોય છે.

**સાધક** - શું તે ભાનમાં આવતો હોય છે ખરો?

**મહારાજ** - તેનું તો ઘણે ભાગે નિદ્રા જેવું છે. થોડાક સમય માટે વ્યક્તિ તેનું ભાન ગુમાવી બેસે છે અને પછી પાછી ભાનમાં આવતી હોય છે.

**સાધક** - તેની તે વ્યક્તિ?

**મહારાજ** - વ્યક્તિ સંજોગો પ્રમાણે જીવનારું પ્રાણી હોવાથી એ અનિવાર્ય છે કે તે સંજોગો પ્રમાણે બદલાતી રહે છે, જે રીતે બળતણ પ્રમાણે કોઈ જ્યોત બદલાતી રહેતી હોય છે. આ પ્રક્રિયા બસ ચાલતી જ રહે છે, અને દેશકાળને સર્જતી રહે છે.

**સાધક** - ઠીક છે, ઈશ્વર મારી દેખભાળ રાખશે. હું સઘળું તેમના ભરોસે છોડી શકું છું.

**મહારાજ** - ઈશ્વર પરની શ્રધ્ધા પણ માર્ગ પરનો એક તબક્કો છે. આખરે તો , તમે સઘળાનો ત્યાગ કરો છો, કારણ કે તમે કશાક એટલા બધા સરળ પર આવી લાગો છો કે જેને વ્યક્ત કરવા શબ્દો ટૂંકા પડે છે.

**સાધક** - હું તો હજુ માત્ર શરૂઆત જ કરી રહી છું. શરૂઆતમાં મને કોઈ શ્રધ્ધા નહોતી, કોઈ વિશ્વાસ નહોતો; ઘટનાઓને તેમની રીતે બનવા દેતાં હું ગભરાતી હતી. મને જગત ખૂબ જ ખતરનાક અને શત્નુતાભર્યું લાગતું હતું. હવે, એટલું તો છે કે હું ગુરુ અને ઈશ્વર પર વિશ્વાસ રાખવાની વાત કરી શકું છું. મને વૃધ્ધિ પામવા દો, વિકસવા દો. મને હંકારો નહીં. મારી પોતાની ઝડપે મને આગળ ધપવા દો.

**મહારાજ** - તમને પૂરી છૂટ છે. પરંતુ તમે તેમ નહીં કરો. તમે હજુયે પુરુષ અને સ્ત્રીના, વૃધ્ધ અને યુવાના, જીવન અને મૃત્યુના ખ્યાલોમાં ફસાયેલા છો. આગળ વધો, પેલે પાર જાઓ. કોઈ બાબતનો સાક્ષાત્કાર થયો નથી કે તમે તેની તેની પેલે પાર ગયા નથી!

**સાધક** - મહારાજ, હું જ્યાં ક્યાંય પણ જાઉં છું, લોકોને જાણે મારા દોષો જોવા તે તેમની ફરજ હોય તેવું લાગે છે અને મને અમુક દિશામાં આગળ વધવા ધક્કા મારે છે. આ પ્રકારના આધ્યાત્મિક ડહાપણથી હું કંટાળી ગઈ છું. મારા વર્તમાનમાં એવું તે વળી શું ખરાબ છે કે ભવિષ્ય માટે મારે તેનો ભોગ આપવો પડે, પછી ભલેને તે ભવિષ્ય ગમે તેટલું ઉજળું હોય? આપ કહો છો વાસ્તવિકતા અબઘડીમાં છે. હું મારી અબઘડીને ચાહું છું. હું તેને ઈચ્છું છું. મારા મોભા અને ભાવિ બાબતે હું સદાયે ચિંતામાં રહેવા નથી માગતી. હું વધારે અને વધારે પાછળ, શ્રેષ્ઠ અને વધારે શ્રેષ્ઠ પાછળ સદાયે દોડતી રહેવા નથી માગતી. મારી પાસે જે છે તેને જ મને ચાહવા દો.

**મહારાજ** - તમે તદ્દન સાચા છો; તેમ જ કરો. માત્ર પ્રમાણિક રહો - તમે જેને ચાહો છો બસ તેને જ ચાહો - જહેમત અને તાણમાં ન મૂકાઓ.

**સાધક** - આને જ હું ગુરુ સમક્ષની શરણાગતિ કહું છું.

**મહારાજ** - બહાર શા માટે દોડો છો? તમારી જાતને જ શરણે જાઓ, જેનું સઘળું એક અભિવ્યક્તિ છ.

# ઈન્દ્રીયસુખ અને સુખ (આનંદ) [૯૧]

**સાધક** - મારા એક પચીસ વરસના યુવાન મિત્રને કહેવામાં આવ્યું હતું કે તેને એક અસાધ્ય એવો હૃદયરોગ થયો હતો. તેણે મને લખી જણાવ્યું હતું કે આમ ધીમે ધીમે મરવું તેના કરતાં તે આત્મહત્યા કરી લેવાનું વધારે પસંદ કરતો હતો. મેં તેને પ્રત્યુત્તર આપતાં જણાવ્યું હતું કે પાશ્ચાત્ય દવાઓથી ન મટે તેવો રોગ શક્ય છે કે અન્ય કોઈ રીતે મટી પણ જાય. એવી યોગિક શક્તિઓ છે જે માનવશરીરમાં લગભગ એકાએક ફેરફારો લાવતી હોય છે. વારંવારના ઉપવાસોની અસરો પણ ચમત્કાર જેવું પરિણામ લાવી શકે. મે તેને મરવામાં ઉતાવળ ન કરવા લખ્યું; અતે અન્ય અભિગમોને પણ અજમાવી જેવા કહ્યું. મુંબઈથી ખાસ દૂર નહીં તેવી એક જગ્યાએ એક યોગી રહે છે, તેઓ ચમત્કારિક યોગિક શક્તિઓ ધરાવે છે. શરીરનું નિયંત્રણ કરતી પ્રાણશક્તિઓ પર કાબૂ ધરાવવામાં તેઓ માહેર છે. હું તેમના કેટલાક શિષ્યોને મળ્યો અને તેમના દ્વારા યોગીને મારા મિત્રનો પત્ર અને કોટો મોકલ્યા. જોઈએ હવે શું થાય છે.

**મહારાજ** - હા, કેટલીક વાર ચમત્કારો ઘટતા હોય છે. પરંતુ તે માટે જીવવાની ઈચ્છાશક્તિનું હોવું આવશ્યક છે. તે સિવાય આ ચમત્કાર નહીં ઘટે.

**સાધક** - શું આવી કોઈ ઈચ્છાનું આરોપણ થઈ શકે ખરુ?

**મહારાજ** - ઉપરછલ્લી ઈચ્છા, હા. પરંતુ સમય જતાં તે વિલાઈ જશે. મૂળભૂત રીતે જોવા જઈએ તો કોઈ પણ વ્યક્તિ અન્ય કોઈ વ્યક્તિને જીવવા માટે ફરજ ન પાડી શકે. વળી, એવા પણ માનવસમુદાયો થઈ ગયાં છે જેમાં આત્મહત્યાને સ્વીકૃતિ હતી અને તેને આદરભર્યું સ્થાન હતું.

**સાધક** - પોતાના કુદરતી આયુષ્ય પ્રમાણે પૂરેપૂરું જીવવું તે શું વ્યક્તિનું કર્તવ્ય નથી?

**મહારાજ** - કુદરતી - સહજ - સીધાસાદા - હા. પરંતુ રોગ અને યાતના કુદરતી નથી. જે કંઈ આવી પડે તેને અડગ રહીને સહી લેવું તે એક ઉમદા સદ્ગુણ છે, પરંતુ અર્થહીન ત્રાસ અને અપમાનનો નકાર કરવામાં પણ એક ગરિમા રહેલી છે.

**સાધક** - મને એક સિદ્ધ દ્વારા લખાયેલું એક પુસ્તક આપવામાં આવ્યું હતું. તેમાં તેઓ પોતાના ઘણા વિચિત્ર અને આશ્ચર્યકારક પણ હોય તેવા અનુભવોનું વર્ણન કરે છે. તેમના કહેવા પ્રમાણે ખરા સાધકના માર્ગનો અંત ગુરુની પ્રાપ્તિ અને તેમના શરણે પોતાના શરીર, મન અને હૃદય ધરી દેવા સાથે જ આવી જાય છે. ત્યારબાદ અક્ેેત સિદ્ધ ન થાય ત્યાં સુધી ગુરુ સઘળું સંભાળી લે છે અને શિષ્યના જીવનનની નાનામાં નાની ઘટના માટે તેઓ જવાબદાર બની જાય છે. કોઈ તેને તાદાત્મ્ય દ્વારા સિદ્ધ થયેલો સાક્ષાત્કાર કહી શકે. પોતે નિયંત્રિત કરી ન શકે કે અવરોધી ન શકે તેવી કોઈ શક્તિ શિષ્યનો હવાલો સંભાળી લે છે, તે તોફાનમાંના કોઈ પાંદડા માફક નિઃસહાય બની જાય છે. ગાંડપણથી અને મૃત્યુથી તેને માત્ર એક જ બાબત સલામત રાખે છે, અને તે છે તેના ગુરુના પ્રેમ અને શક્તિમાંની તેની શ્રદ્ધા.

**મહારાજ** - દરેક ગુરુ પોતાના ખુદના અનુભવ પ્રમાણે ઉપદેશ આપે છે. અનુભવ માન્યતા વડે ઘડાય છે અને માન્યતા અનુભવ વડે ઘડાય છે. અરે, ગુરુ પણ તેના શિષ્ય વડે ઘડાય છે અને તેની છાપ રચાતી હોય છે. શિષ્ય ગુરુને મહાન બનાવે છે. એકવાર ગુરુને અંદરથી તેમજ બહારથી કામગીરી બજાવતી કોઈ મુક્તિદાતા તાકાતના નિમિત્ત તરીકે જોવામાં આવે છે કે પછી હૃદયપૂર્વકની શરણાગતિ સહજ અને સરળ બને છે. પીડાની ભોગ બનેલી કોઈ વ્યક્તિ જે રીતે પોતાની જાતને સર્જનને હવાલે કરી દેતી હોય છે, બરાબર તે જ રીતે શિષ્ય કશીયે આનાકાની વિના પોતાની જાતને ગુરુને હવાલે કરી દેતો હોય છે. જ્યારે મદદની અત્યંત આવશ્યક્તા વર્તાય ત્યારે મદદની ઈચ્છા રાખવી સાવ જ સ્વાભાવિક છે. પરંતુ ગુરુ ભલે ગમે તેટલો સમર્થ હોય તેણે

શિષ્ય પર કદીયે તેની ઈચ્છા લાદવી ન જોઈએ. તો બીજી તરફ, અશ્રદ્ધા ધરાવતો અને ખચકાટ અનુભવતો શિષ્ય અસિદ્ધ જ રહેવાનો, તેમાં ગુરુનો કોઈ જ દોષ નથી.

**સાધક** - તે સંજોગોમાં પછી શું થતું હોય છે?

**મહારાજ** - જ્યાં અન્ય સઘળું નિષ્ફળ જાય છે ત્યાં જીવન જ બોધપાઠ આપે છે. પરંતુ જીવન વડે મળનાર બોધપાઠની ક્ષણ સાક્ષાત થવામાં ઘણો સમય લે છે. શ્રદ્ધા રાખવાથી અને આજ્ઞાંકિતતા પાળવાથી સમયનો દુર્વ્યય થતો નથી અને તકલીફોથી બચી જવાય છે. પરંતુ આવી શ્રદ્ધા માત્ર ત્યારે જ પેદા થાય છે જયારે બેપરવાઈ અને બેચેનીનું સ્થાન સ્પષ્ટતા અને સ્વસ્થતા લે છે. જે માણસને પોતાના માટે આદર નથી, તે પોતાનો વિશ્વાસ નહીં કરી શકે, કે નહીં કોઈ અન્યનો કરી શકે. માટે, શરૂઆતમાં ગુરુ શિષ્યને તેના પોતાના દિવ્ય ઉદ્ભવ, ઉમદા પ્રકૃતિ અને ભવ્ય નિયતિ બાબતે ખાતરીબદ્ધ બનાવવાનો પોતાનાથી શ્રોષ્ઠ તેટલો પ્રયત્ન કરે છે. તેઓ તેની સમક્ષ સંતોના તેમજ પોતાના ખુદના અનુભવોનું વર્ણન કરે છે, અને તેનામાં આત્મવિશ્વાસનું વાવેતર કરે છે અને તેની અનંત શક્યતાઓનું ભાન કરાવે છે. જયારે ગુરુમાંના તેના આત્મવિશ્વાસ અને શ્રદ્ધા એક થાય છે ત્યારે શિષ્યના ચારિત્ર્ય અને જીવનમાં ઝડપી અને દૂરગામી પરિવર્તનો ઘટે છે.

**સાધક** - એવું બને કે હું કોઈ પરિવર્તન ન ઈચ્છું. જેવું છે તેવું મારું જીવન ઠીકઠાક છે.

**મહારાજ** - તમે આવું કહો છો કારણ કે તમે જે જીવન જીવો છો તે કેટલું બધું દુઃખભર્યું છે તે તમે જોયું નથી. તમારી દશા મોમાં લોલીપોપ સાથે નિદ્રાધીન બાળક સમાન છે. પૂરા આત્મકેન્દ્રીસ્વાર્થી) રહીને થોડા સમય માટે તમને તમે સુખી હોવ તેવું લાગે તેવું બને, પરંતુ માનવચહેરાઓ પર થોડુંક ધ્યાન દઈને જુઓ તો તમને તરત જ સમજાઈ જશે કે યાતના વૈશ્વિક છે, સાર્વત્રિક છે. અરે, તમારું ખુદનું સુખ પણ તકલાદી અને ક્ષણિક છે, કોઈ નાણાકીય આપત્તિ કે જઠરમાંનું ચાંઠું તેને ક્ષણવારમાં હણી શકે છે. તમારું સુખ તો બસ એકાદ ક્ષણનો છૂટકારો છે, વિરામ છે, બે દુઃખ વચ્ચેનો માત્ર એક અંતરાલ છે. સાચું સુખ તકલાદી નથી હોતું, કારણ કે તે સંજોગો પર આધાર નથી રાખતું.

**સાધક** - શું આ આપના પોતાના અનુભવના આધારે કહી રહ્યા છો શું આપ પણ દુઃખી છો?

**મહારાજ** - મારે કોઈ વ્યક્તિગત સમસ્યાઓ નથી. પરંતુ આ જગત એવા જીવોથી ભર્યું ભર્યાં છે જેમનાં જીવન ભય અને તલપ વચ્ચે જકડાયેલાં છે. તેઓ કતલખાના ભણી હંકારાઈ રહેલાં પશુઓ જેવા છે, કુદકા મારી રહ્યા છે અને ઉછળકૂદ કરી રહ્યા છે, બેફિકર અને સુખી છે, અને તેમ છતાંયે કલાકમાં તો મૃત હશે અને ચામડી ઉતારી લેવામાં આવી હશે.

તમે કહો છો તમે સુખી છો. શું તમે ખરેખર સુખી છો, કે પછી માત્ર તમે તમારી જાતને તેવું મનાવવા પ્રયત્ન કરી રહ્યા છોર નિર્ભય થઈને તમારી જાત ભણી જુઓ અને તમને તરત જ સમજાઈ જશે કે તમારું સુખ પરિસ્થિતિઓ અને સંજોગો પર આધાર રાખે છે, માટે તે ક્ષણિક છે, નહીં કે સાચું. સાચું સુખ અંદરથી વહી આવતું હોય છે.

**સાધક** - આપનું સુખ મારે કયા કામનું? તે મને સુખી નથી કરતું.

**મહારાજ** - તમે તે આખું ને આખું કે તેનાથીયે વધારે ધરાવી શકો છો, બસ તમારે તે માગવાનું જ રહે છે. પરંતુ તમે માગતા જ નથીને! એવું લાગે છે જાણે તમારે તે જોઈતું જ નથી!

**સાધક** - એવું આપ શા માટે કહો છો હું ચોક્કસ સુખી થવા માગું છું.

# હું તે છું

**મહારાજ** - તમે ઈન્દ્રીયસુખથી તદ્દન સંતુષ્ટ છો. સાચા સુખ માટે ત્યાં કોઈ સ્થાન નથી. તમારા પ્યાલાને ખાલી કરો, અને સાફ કરો. તે સિવાય તેને ભરવાનો કોઈ ઉપાય નથી. અન્ય બાબતો તમને ઈન્દ્રીયસુખ આપી શકશે, પરંતુ સાચું સુખ કદીયે નહીં.

**સાધક** - ઈન્દ્રીયસુખ બક્ષતી ઘટનાઓની હારમાળા જ પૂરતી છે.

**મહારાજ** - દુર્ઘટનામાં નહીં તો થોડા જ સમયમાં તે પીડામાં પરિણમશે. અંદર કાયમી સુખને શોધવાની ક્રિયા નહીં તો યોગ આખરે છે શું?

**સાધક** - આપ માત્ર પૂર્વ માટે આવું કહી શકો. પશ્ચિમમાં પરિસ્થિતિઓ જુદી છે અને આપ જે કહો છો તે ત્યાં લાગું નથી પડતું.

**મહારાજ** - દુઃખ અને ભય માટે પૂર્વ પશ્ચિમ જેવું કંઈ નથી હોતું. દુઃખ અને દુઃખનો અંત લાવવો તે સમસ્યા વૈશ્વિક છે. યાતનાનું કારણ પરાવલંબન છે અને તેનો ઈલાજ સ્વાવલંબન છે. યોગ એ આત્મસમજ દ્વારા આત્મમુક્તનું વિજ્ઞાન અને કળા છે.

**સાધક** - મને નથી લાગતું કે હું યોગ માટે લાયક હોઉ.

**મહારાજ** - તમે બીજા શાના માટે લાયક છો? તમારી આ સઘળી આવ-જા, ઈન્દ્રીયસુખની શોધ, ચાહવા અને ધિક્કારવાની ક્રિયા - આ સઘળું એ દર્શાવે છે કે તમે મર્યાદાઓ - જાતે જ લાદેલી કે પછી સ્વીકારી લીધેલી - સામે સંઘર્ષ કરી રહ્યા છો. તમારા અજ્ઞાનમાં તમે ભૂલો કરો છો અને તમારી જાતને અને અન્યોને દુઃખી કરો છો, પરંતુ પેલો આવેગ વિધમાન છે જ અને તેને નકારી નહીં શકાય. જે આવેગ જન્મ, સુખ અને મૃત્યુ ઈચ્છે છે, તે જ આવેગ સમજ અને મુક્તિને પણ ઈચ્છશે. તે રૂના ગોદામમાં તણખો પડવા સમાન છે. ભલે તમને તેની ખબર ન હોય, પરંતુ વહેલા કે મોડા ગોદામ ભડકો થઈ ઉઠશે. મુક્તિ એ એક સ્વાભાવિક પ્રક્રિયા છે અને લાંબે ગાળે અનિવાર્ય છે. પરંતુ તેને વર્તમાન(અબઘડી)માં લઈ આવવી એ તો તમારા હાથની વાત છે.

**સાધક** - તો પછી એવું કેમ છે કે જગતમાં સાવ ગણ્યાંગાંઠ્યા લોકો જ મુક્ત છે?

**મહારાજ** - અમુક કોઈ ખાસ કાળે જંગલમાં માત્ર કેટલાંક વૃક્ષો જ પૂરેપૂરાં ખીલેલાં હોય છે, પરંતુ વહેલા મોડા ખીલવાનો વારો તો સૌનો આવનાર હોય છે. વહેલા મોડા તમારા શારીરિક અને માનસિક સંસાધનોનો અંત આવશે. ત્યારે તમે શું કરશો? હતાશ થશો? નિરાશ થશો? ભલે તમે હતાશ-નિરાશ થાઓ, પરંતુ તેનાથી પણ કંટાળી જશો અને પ્રશ્ન ઉઠાવવો શરૂ કરશો. તે ક્ષણે તમે સભાન યોગ માટે લાયક બનશો.

**સાધક** - મને શોધ ચલાવવાની અને ચિંતન-મનન કરવાની આ સઘળી ક્રિયા અત્યંત અસ્વાભાવિક લાગે છે.

**મહારાજ** - તમારી સ્વાભાવિક્તા જન્મથી જ અપંગ હોય તેવી વ્યક્તિની છે. ભલે તમે તેનાથી અવગત ન હોવ, પરંતુ તેથી તમે કંઈ સ્વાભાવિક નથી બની જતા. સ્વાભાવિક કે કુદરતીનો અર્થ શું થાય છે તેની તમને ખબર નથી, કે નથી તો તમે એ જાણતા કે તમે તેનાથી અવગત નથી. અત્યારે તો તમે વહેણ સાથે વહી રહ્યા છો અને માટે જોખમમાં છો, કારણ કે વહેનારને એ ખબર નથી હોતી કે ગમે તે ઘડીએ ગમે તે બની શકે છે. વધારે સારું તો એ જ રહેશે કે તમે જાગી ઉઠો અને તમારી પરિસ્થિતિને જુઓ. એ કે તમે છો - તે તમે જાણો છો. તમે શું છો - તે તમે નથી જાણતા. શોધી કાઢો કે તમે શું છો.

**સાધક** - જગતમાં આટલું બધું દુઃખ શા માટે છે?

**મહારાજ** - દુઃખનું કારણ સ્વાર્થીપણું છે. તે સિવાય અન્ય કોઈ કારણ નથી.

**સાધક** - હું તો એવું સમજતો હતો કે દુ:ખ મર્યાદામાં અંતર્નિહિત છે.

**મહારાજ** - તફાવતો અને વિવિધતાઓ કંઇ દુ:ખનાં કારણો નથી. વિવિધતામાં એકતા કુદરતી અને શુભ છે. અલગતા અને સ્વાર્થીપણાને કારણે જ જગતમાં દુ:ખનું અવતરણ થાય છે.

## હું-આ-શરીર-છું તે ખ્યાલની પેલે પાર જાઓ [૯૨]

**સાધક** - અમે પશુઓ જેવા છીએ, જે નિરર્થક પળોજણો પાછળ આમતેમ દોડ્યાં કરતાં હોય છે, જેનો કદીયે કોઇ અંત ન આવનાર હોય તેવું લાગે છે. શું આમાંથી છૂટવાનો કોઇ ઉપાય નથી?

**મહારાજ** - તમને ઘણાયે ઉપાયો બતાવવામાં આવશે, જે તમને એક લાંબી સફરે લઇ જશે અને આખરે તમને પાછા તમારા આરંભબિંદુ પર લાવીને ખડા કરી દેશે. સૌથી પહેલાં તો એ સમજો કે તમારી સમસ્યા માત્ર તમારી જાગ્રત અવસ્થામાં જ અસ્તિત્વ ધરાવે છે, તે ભલે ગમે તેટલી દુ:ખદાયી હોય પરંતુ નિદ્રાધીન બનતાં જ તમે તેને સાવ ભૂલી જઇ શકો છો. જયારે તમે જાગ્રત હોવ છો ત્યારે સભાન હોવ છો; જ્યારે તમે નિદ્રાધીન હોવ છો ત્યારે માત્ર જીવતાં હોવ છો. ચેતના અને જીવન - બન્નેને તમે ઈશ્વર કહી શકો છો; પરંતુ તમે તે બન્નેની પેલે પાર છો, ઈશ્વરની પેલે પાર છો, હોવા અને ન-હોવાની પેલે પાર છો. તમારી જાતને સઘળા તરીકે અને સઘળાની પેલે પાર જાણતાં તમને જે અટકાવે છે તે પેલું સ્મૃતિ પર રચાયેલું તમારું મન છે. જ્યાં સુધી તમે તેના પર વિશ્વાસ કરતા રહો છો ત્યાં સુધી તમારા પર તેની સત્તા હોય છે; તેની સામે મથામણ ન કરો; બસ તેના પર ધ્યાન ન આપો એટલું જ કરો. ધ્યાન ન અપાતાં તે ધીમું પડશે અને તેની કામગીરીની રીતભાતને તમારા સમક્ષ છતી કરશે. એકવાર તમે તેની પ્રકૃતિ અને હેતુને જાણો છો કે પછી તમે તેને કાલ્પનિક સમસ્યાઓ સર્જવાની છૂટ નથી આપતા.

**સાધક** - પરંતુ એટલું તો ખરું જ કે કંઇ બધી સમસ્યાઓ કાલ્પનિક નથી હોતી. ખરેખરી સમસ્યાઓ પણ હોય છે.

**મહારાજ** - મને ન સર્જી હોય તેવી વળી કઇ સમસ્યાઓ હોઇ શકે? જીવન અને મૃત્યુ સમસ્યાઓ નથી સર્જતાં; સુખ અને દુ:ખ તો આવતાં જતાં રહે છે, તે તો અનુભવાય છે અને પછી ભૂલી જવાય છે. સ્મૃતિ અને ભાવિ આશાઓ કશુંક પ્રાપ્ત કરવાની કે કશાકથી દૂર રહેવાની સમસ્યાઓ સર્જે છે, જે ગમા અને અણગમા વડે રંગાયેલી હોય છે. સત્ય અને પ્રેમ એ જ માનવની ખરી પ્રકૃતિ છે, અને મન તથા હૃદય તેને અભિવ્યક્ત કરવાનાં સાધનો છે.

**સાધક** - મનને કઇ રીતે નિયંત્રણ હેઠળ લાવવું? અને હૃદયને પણ, જેને એ ખબર નથી હોતી કે તે ખરેખર શું ઇચ્છે છે?

**મહારાજ** - તેઓ અંધકારમાં કામ ન કરી શકે, દિશાહીન અવસ્થામાં કામ ન કરી શકે. યોગ્ય રીતે કામગીરી બજાવવા માટે તેમને વિશુધ્ધ જાગ્રતિના પ્રકાશની આવશ્યકતા હોય છે. તેમને નિયંત્રણમાં રાખવાના સઘળા પ્રયાસો તેમને સ્મૃતિના માત્ર ગુલામ બનાવશે તેટલું જ. જો સેવક તરીકે હોય તો સ્મૃતિ એક સરસ મજાનો સેવક છે, પરંતુ જો તે માલિક તરીકે વર્તવા ગઇ તો એક ખૂબ જ ખરાબ માલિક પુરવાર થાય છે. તે અસરકારક રીતે શોધ થતી અટકાવે છે. વાસ્તવિકતામાં - બ્રહ્મની અનુભૂતિમાં - પ્રયાસ માટે કોઇ સ્થાન નથી. શરીર સાથેના તાદાત્મ્યને કારણે પેદા થતો સ્વાર્થ જ અન્ય સમસ્યાઓની મુખ્ય સમસ્યા અને કારણ છે. અને સ્વાર્થને પ્રયાસ વડે દૂર ન કરી શકાય, તેનાં કારણો અને અસરોની ઊંડી સમજ વડે જ તેનો નાશ કરી શકાય. પ્રયાસ એ

એકબીજા સાથે મેળ ન ખાતી ઈચ્છાઓની અથડામણનો સંકેત છે. તેમને તેઓ જેવી છે તેવા સ્વરૂપે જ જોવી જોઈએ - માત્ર ત્યારે જ તેમનો વિલય થાય છે.

**સાધક** - અને પછી પાછળ શું રહે છે?

**મહારાજ** - એ કે જે અપરિવર્તનશીલ છે, તે પાછળ રહે છે. મહા શાંતિ, ગહન મૌન(નિરવતા, નિસ્પંદતા), વાસ્તવિકનું છાનું સૌંદર્ય પાછળ રહે છે. ભલે તેને શબ્દો વડે વ્યક્ત ન કરી શકાતું હોય, પરંતુ તે તમે જાતે તેનો અનુભવ કરો તેની રાહ જોઈ રહ્યું હોય છે.

**સાધક** - શું એ આવશ્યક નથી કે વ્યક્તિએ સાક્ષાત્કાર માટે લાયક અને પાત્ર હોવું પડે? આપણી પ્રકૃતિ તો હાઈ સુધી પશુ જેવી છે. સિવાય કે તેના પર વિજય મેળવવામાં આવે, આપણે એવી આશા કેમ રાખી શકીએ કે બ્રહ્મની આપણને અનુભૂતિ થાય?

**મહારાજ** - પશુને તેના ભરોસે છોડો. બસ માત્ર એ યાદ કરો કે તમે શું છો. દિવસના દરેક પ્રસંગનો તમને એ યાદ દેવડાવવા માટે ઉપયોગ કરો કે જ્યાં સુધી તમે એક સાક્ષી તરીકે નહીં હોવ ત્યાં સુધી નહીં તો હોય કોઈ પશું કે નહીં તો હોય કોઈ ઈશ્વર. સમજો કે તમે બશ્ને છો - જે કંઈ છે તેના હાડમાંસ અને રક્ત (૯ ૯૫૫૯૧૧૦૯ દ્વાતે ઊલ 501051810€૯) – અને તમારી સમજમાં દઢ રહો.

**સાધક** - શું સમજ પૂરતી છે? શું મારે કોઈ વધારે અનુભવગોચર પુરાવાની જરૂર નથી?

**મહારાજ** - પુરાવો માન્ય છે કે કેમ તે તમારી સમજ નક્કી કરશે. પરંતુ તમારા પોતાના અસ્તિત્વથી વધારે અનુભવગોચર કયા પુરાવાની તમારે આવશ્યક્તા છે? તમે ગમે ત્યાં જશો તમારી જાત તો ત્યાં તમને હાજર જ અનુભવવા મળશે. સમયમાં તમે કેટલીયે દૂરની કલ્પના કરો, તમે તો ત્યાં હાજર જ હશો.

**સાધક** - એ તો સ્પષ્ટ જ છે, દેખીતું જ છે કે હું સર્વવ્યાપી અને શાશ્વત નથી. હું માત્ર અહીં અને અત્યારે જ છું.

**મહારાજ** - સરસ. આ "અહીં સર્વત્ર છે અને આ 'અબઘડી' સદાયે છે. "હું-શરીર-છું' ખ્યાલની પેલે પાર જાઓ અને તમને સમજાશે કે દેશકાળ તમારામાં છે, નહીં કે તમે દેશકાળમાં. એક વાર તમને આ સમજાઇ ગયું કે સાક્ષાત્કાર આડેનો મુખ્ય અવરોધ દૂર થાય છે.

**સાધક** - સમજની પેલે પાર એવો આ સાક્ષાત્કાર શું છે?

**મહારાજ** - સરસ. પુષ્કળ વાઘોથી ભર્યા ભર્યા એક ગાઢ જંગલમાં તમે લોખંડના એક મજબૂત પાંજરામાં છો તેવી કલ્પના કરો. પાંજરાના કારણે તમે પૂરા સુરક્ષિત છો તેવું જાણતા હોવાથી તમે વાઘોને નિર્ભયપણે નીરખો છો. હવે તમે જંગલમાં ભટકી રહ્યા છો અને વાઘો પાંજરામાં છે. હવે છેલ્લે - પાંજરું અદૃશ્ય થઈ જાય છે અને તમે વાઘ પર સવાર છો!

**સાધક** - મુંબઈમાં તાજેતરમાં આયોજિત એક સામૂહિક ધ્યાન શિબિરમાં મે હાજરી આપી હતી, અને તેમાં હિસ્સો લેનારાઓના ઉન્માદ અને સ્વભાન-વિસ્મરણ જોયાં હતાં. લોકો આવું શા માટે કરતા હશે?

**મહારાજ** - વિવિધ પ્રકારની ખજવાળોની શોધમાં રહેતા લોકોની આળપંપાળ માટે સદાયે બેચેન મન આવી શોધો કરતું જ રહેતું હોય છે. તેમાંની કેટલીક ખજવાળો (સંવેદનાઓ) અર્ધચેતનાને દમિત સ્મૃતિઓ અને તલસાટોનું કંઈક અંશે રેચન કરવામાં મદદ કરતી હોય છે અને રાહત પહોંચાડતી હોય છે. પરંતુ છેવટે તો ઉપયોગકર્તાને તે ખજવાળો ત્યાંની ત્યાં જ લઈ આવતી હોય છે - અથવા તો વધારે ખરાબ પરિસ્થિતિમાં મૂકતી હોય છ.

# હું તે છું

**સાધક** - તાજેતરમાં મારે એક યોગી વડે લખાયેલા એક પુસ્તકને વાંચવાનું બન્યું, જેમાં તે ધ્યાનના પોતાના અનુભવોનું વર્ણન કરે છે. તે દશ્ય-અનુભવો અને શ્રાવ્ય-અનુભવો, રંગરોગાન અને સુરાવલીઓથી ભર્યું ભર્યું છે, ભારે પ્રદર્શન કર્યું છે (દેખાડો કર્યો છે) અને જોરદાર મનોરંજન પૂરું પાડ્યું છે. છેલ્લે જતાં તે સઘળું વિલાઇ ગયું અને માત્ર નરી નિર્ભયતાની લાગણી જ રહી. આશ્ચર્ય નથી કે - કોઈ માણસ જ્યારે આ સઘળા અનુભવોમાંથી ઉઝરડો પણ પડ્યા વિના પસાર થઈ ગયો હોય ત્યારે પછી તેણે કશાથી પણ ગભરાવાનું ન હોય! અને તેમ છતાંયે હું વિસ્મય પામી રહ્યો હતો કે આવું પુસ્તક મારે કયા કામનું?

**મહારાજ** - કશાયે કામનું નહીં, કારણ કે તે તમને નથી આકર્ષતું. એવું બને કે બીજાઓ તેનાથી પ્રભાવિત થાય. લોકો ભાત ભાતના હોય છે. પરંતુ સૌએ પોતપોતાના અસ્તિત્વની હકીકતનો સામનો કરવાનો હોય છે. "હું છું' એ આખરી હકીક્ત છે; "હું કોણ છું?" એ. એક એવો આખરી પ્રશ્ન છે જેનો જવાબ દરેક જણે શોધી કાઢવો રહ્યો.

**સાધક** - એકનો એક જ જવાબ?

**મહારાજ** - સાર રૂપે એકનો એક, પરંતુ અભિવ્યક્તિની રીતે વૈવિધ્યપૂર્ણ. દરેક મુમુક્ષુ પોતાને અનુકૂળ હોય તેવી પદ્ધતિ સ્વીકારતો કે શોધી કાઢતો હોય છે, કશીક ઉત્કટતા અને પ્રયાસ સાથે પોતાને લાગુ પાડતો હોય છે, પોતાની પ્રકૃતિ અને અપેક્ષાઓ પ્રમાણેનાં પરિણામો મેળવતો હોય છે, તે પરિણામોને શબ્દદેહ આપતો હોય છે, તેમને કોઈ કાર્યપદ્ધતિમાં ઢાળતો હોય છે, એક પ્રણાલિકા પ્રસ્થાપિત કરતો હોય છે, અને પોતાના "યોગ-સંપ્રદાય'માં અન્યોને પ્રવેશ આપવાનું શરૂ કરે છે. તે સઘળું સ્મૃતિ અને કલ્પના પર રચાયેલું હોય છે. આવો કોઈ સંપ્રદાય નથી તો હોતો મૂલ્યરહિત કે નથી તો હોતો અનિવાર્ય, દરેકમાં વ્યક્તિ અમુક બિંદુ સુધી પ્રગતિ કરે છે, જ્યારે વધારે પ્રગતિને શક્ય બનાવવા તેણે પ્રગતિ માટેની સઘળી ઈચ્છાઓનો ત્યાગ કરવો જ પડે. ત્યારે પછી સઘળા સંપ્રદાયોનો ત્યાગ કરવામાં આવે છે, સઘળા પ્રયાસો બંધ થાય છે; એકાંત અને અંધકારમાં આખરી પગલું ભરવામાં આવે છે જે અજ્ઞાન અને ભયનો સદાને માટે અંત લાવે છે.

જોકે, સાચો ગુરુ પોતાના શિષ્યને અમુક નિશ્ચિત ખ્યાલો, લાગણીઓ અને કર્મકાંડમાં કેદ નહીં કરે; ઉલટાનું, ધૈર્યપૂર્વક તે તેને સઘળા ખ્યાલો અને અમુક નિશ્ચિત રીતભાતોમાંથી મુક્ત થવાની આવશ્યકતાનું ભાન કરાવશે, જીવનનો પ્રવાહ તેને જ્યાં પણ લઈ જાય ત્યાં સભાનતા અને ઉત્કટતાપૂર્વક જીવવાનું ભાન કરાવશે, તેણે કશુંયે માણવાનું કે સહન કરવાનું નથી પરંતુ કશુંક સમજવાનું અને શીખવાનું છે તેનું ભાન કરાવશે.

યોગ્ય ગુરુના માર્ગદર્શન હેઠળ શિષ્ય શીખવાનું શીખે, નહીં કે યાદ રાખવાનું અને આજ્ઞા પાળવાનું. સત્સંગ - ઉમદા લોકોનો સંગ - કશાકમાં ઢાળતો નથી, પરંતુ મુક્ત કરે છે. એ સઘળાથી સાવધાન રહો કે જે તમને પરાવલંબી બનાવતું હોય. કહેવાતી મોટા ભાગની "ગુરુની શરણાગતિઓ' કુણાંતિકાઓમાં નહીં તો નિરાશામાં તો પરિણમતિ જ હોય છે. સદ્નસીબે , સમય જતાં ઉત્કટ મુમુક્ષુ પોતાની જાતને આવા કશામાંથી છોડાવશે, આવા અનુભવ માટે તે વધારે શાણપણભર્યું હશે.

**સાધક** - પરંતુ, એટલું તો ખરું જ કે સ્વ-શરણાગતિનું પણ મૂલ્ય છે.

**મહારાજ** - સ્વ-શરણાગતિ એટલે પોતાના માટેની સઘળીયે ચિંતાઓ શરણે ધરી દેવી. તે નહીં કરી શકાય, જ્યારે તમને તમારા ખરા સ્વરૂપનું ભાન થાય છે, સાક્ષાત્કાર થાય છે, ત્યારે જ તેમ ઘટતું હોય છે. શાબ્દિક સ્વ-શરણાગતિ, લાગણીપૂર્વકની હોય છે ત્યારે પણ તેનું ખાસ કશું મૂલ્ય હોતું નથી અને તાણ આવતાં તે ધ્વસ્ત થઈ જાય છે. બહુમાં બહુ તો તે તમારી આકાંક્ષાને દર્શાવે છે, નહીં કે સાચુકલી હકીકતને.

# હું તે છું

**સાધક** - ઋગ્વેદમાં અધિયોગ - આદિકાળથી ચાલતા આવેલા યોગ - નો ઉલ્લેખ છે, જેમાં પ્રજ્ઞાના પ્રાણ સાથેના લગ્નની વાત છે, જેનો અર્થ મારી સમજ પ્રમાણે શાણપણ અને જીવનને એક કરવાં તેવો થાય છે. શું આપ એમ કહેશો ખરા કે તેનો અર્થ ધર્મ અને કર્મનું ઐક્ય, સદ્ અને આચારનું ઐક્ય એવો પણ થાય છે?

**મહારાજ** - હા, જો સદ્નો અર્થ તમે પોતાની સાચી પ્રકૃતિ સાથે સંવાદ એવો અને આચારનો અર્થ તમે માત્ર નિસ્વાર્થી અને ઇચ્છારહિત આચાર એવો કરતાં હોવ તો. અધિયોગમાં જીવન ખુદ જ ગુરુ છે અને મન - શિષ્ય છે. મન જીવનની સેવા બજાવે છે, જીવન પર હુકમ નથી ચલાવતું. જીવન સહજ રીતે અને અનાયાસ વહે છે અને મન તેના સહજ વહેણના માર્ગમાં આવતી અડચણોને દૂર કરે છે.

**સાધક** - શું જીવનની પ્રકૃતિ જ પુનરાવર્તન કરતાં રહેવાની નથી? જીવનને અનુસરવાની ક્રિયા જ શું બંધિયારપણા ભણી નહીં દોરી જાય?

**મહારાજ** - જીવન ખુદ તો મહા સર્જનાત્મક છે. સમય જતાં એક બીજ જંગલ બની જતું હોય છે. મન વનરક્ષક જેવું છે - અસ્તિત્વના વિરાટ પ્રાણરૂપ આવેગને તે રક્ષતું રહે છે, નિયંત્રિત કરતું રહે છે.

**સાધક** - મનને જીવનની સેવા તરીકે જોવામાં આવે તો અધિયોગ એક પૂર્ણ લોકશાહી છે. દરેક જણ પોતાની ઉત્તમોત્તમ ક્ષમતા અને જ્ઞાન પ્રમાણે જીવન જીવવામાં વ્યસ્ત છે, દરેક જણ એક જ ગુરુનું શિષ્ય છે.

**મહારાજ** - તેવું તમે કડી શકો. એવી પણ ગલિત ક્ષમતા હોય - એવું બને. પરંતુ જો જીવનને ચાહવામાં ન આવે અને તેના પર વિશ્વાસ ન કરવામાં આવે તો, આતુરતા અને ખંત સાથે અનુસરવામાં ન આવે તો પછી યોગની વાત કરવી તે નરી મનોકલ્પના હશે, જ્યારે યોગ તો ચેતનાની એક ગતિ છે, જાગ્રત આચાર છે.

**સાધક** - એક વાર મેં ખડકોમાં થઈને વહેતાં એક પર્વતીય ઝરણાને ધ્યાનથી નીરખ્યું. દરેક ખડક આગળ તેની હલચલ જુદી હતી - ખડકના આકાર અને કદ પ્રમાણે. શું દરેક વ્યક્તિ શરીર પર ઘટતી નરી હલચલ માત્ર નથી, જ્યારે જીવન તો એક અને શાશ્વત છે?

**મહારાજ** - હલચલ અને પાણી જુદા નથી. એ તો ખલેલ છે કે જે તમને પાણીનું ભાન કરાવે છે. ચેતના હમેશાં હલચલની હોય છે, પરિવર્તનની હોય છે. પરિવર્તનરહિત ચેતના જેવું કશુંયે નથી. પરિવર્તનહીનતા તત્કાળ ચેતનાને ભૂંસી નાખે છે, લય પમાડી દે છે. આંતરિક કે બાહ્ય સંવેદનાઓ હણી લેવામાં આવી હોય તેવો માણસ સંવેદનાહીન થઈ જાય છે, અથવા તો ચેતના અને અચેતનાની પેલે પાર જન્મરહિત અમે મૃત્યુરહિત અવસ્થામાં ગતિ કરી જાય છે. જ્યારે આત્મા અને દ્રવ્ય એકબીજાના સંસર્ગમાં આવે છે માત્ર ત્યારે જ ચેતનાનો જન્મ થાય છે.

**સાધક** - તેઓ એક છે કે બે?

**મહારાજ** - તેનો આધાર તમે કયા શબ્દોનો ઉપયોગ કરો છો તે પર રહે છે - તેઓ એક છે, કે બે છે, કે ત્રણ છે. તપાસ ચલાવતાં, ચિંતનમનન કરતાં ત્રણ બે બને છે, અને બે એક બને છે. ચહેરો, અરીસો અને પ્રતિબિંબનું ઉદાહરણ લો. તેમાંના કોઈ પણ બે અગાઉથી જ ત્રીજાને ધારી લે છે, જે બેને એક કરે છે. જયાં સુધી તમને બેનો એક તરીકે સાક્ષાત્કાર નથી થતો ત્યાં સુધી સાધનામાં તમે ત્રણને બે તરીકે જુઓ છો . જ્યાં સુધી તમે જગતમાં ડૂબેલા છો, લીન છો, ત્યાં સુધી તમે તમારી જાતને નહીં જાણી શકો; તમારી જાતને જાણવા માટે જગત પરથી તમારા ધ્યાનને હટાવી લો અને તેને અંદરની તરફ વાળો.

**સાધક** - હું જગતનો નાશ ન કરી શકું.

**મહારાજ** - એવી કોઇ આવશ્યકતા નથી. સમજો માત્ર એટલું જ કે તમે જે જુઓ છો તે જે છે તે નથી. ચિંતન અને મનન કરતાં આભાસનો લય થશે અને તેની પાછળ રહેલી વાસ્તવિકતા સપાટી પર આવશે, છતી થશે. ઘરની બહાર આવવા માટે તમારે કંઇ ઘરને સળગાવવાની જરૂર નથી. બસ તમારે માત્ર ચાલીને બહાર આવવું પડે તેટલું જ. તમે જ્યારે ઘરની અંદર અને બહાર મુક્તપણે આવજા નથી કરી શકતા ત્યારે જ માત્ર તે જેલ બને છે. હું ચેતનાની અંદર-બહાર સરળતાપૂર્વક અને સ્વાભાવિકપણે આવજા કરું છું, અને માટે જગત મારા માટે એક ઘર છે, નહીં કે જેલ.

**સાધક** - પરંતુ આખરે જગત છે ખરું? કે પછી જગત છે જ નહીં?

**મહારાજ** - તમે તમારી જાત સિવાય કશાને નથી જોતાં. તમને ફાવે તે નામે તેને બોલાવો, તેથી કંઇ હકીકત નથી બદલાતી. શિયતિની ફિલ્મમાં થઈને તમારો પોતાનો પ્રકાશ પડદા પર ચિત્રને રજૂ કરે છે. તમે જ દ્રષ્ટા છો, પ્રકાશ છો, ચિત્ર છો, અને પડદો પણ. નિયતિની ફિલ્મ (એટલે કે પ્રારબ્ધ) પણ જાતે જ પસંદ કરેલી છે, જાતે જ લાદેલી છે . આત્મા(5[01110) એક હળવાશભરી ગમ્મત છે અને તેને અડચણો, અવરોધો પાર કરવાનું ગમે છે. કામ જેટલું કપરું હશે તેટલો જ આત્મ-સાક્ષાત્કાર ગહન અને વ્યાપક હશે.

## માણસ કર્તા નથી [૯૩]

**સાધક** - મારા જીવનની શરૂઆતથી જ અધૂરપના ભાવે મારો પીછો છોડ્યો નથી. શાળાથી કૉલેજ દરમિયાન, કામ પર, દાંપત્યજીવનમાં, પુષ્કળ સંપત્તિ વચ્ચે હું હમેશાં એવી કલ્પના કરતો રહ્યો હતો કે હવે પછીનો મારો તબક્કો મને શાંતિ બક્ષશે, પરંતુ શાંતિ મળી જ નહીં. વરસો પસાર થવા સાથે અતૃપ્તિનો આ ભાવ વૃધ્ધિ પામતો રહ્યો છે.

**મહારાજ** - જ્યાં સુધી આ શરીર છે અને તેની સાથેના તાદાત્મ્યનો ભાવ છે ત્યાં સુધી હતાશા અનિવાર્ય છે. જ્યારે તમે તમારી જાતને આ શરીરથી સાવ જ અલિપ્ત અને અલગ જાણશો માત્ર ત્યારે જ તમને ભય અને "હું-શરીર-છું'ના ખ્યાલથી અલગ ન પાડી શકાય તેવી તલપના મિશ્રણમાંથી રાહત મળશે. જુદા જુદા ભયોને અને ઈચ્છાઓને સંતોષવા માત્રથી તમે જે ખાલીપાના ભાવમાંથી છૂટકારો મેળવવાનો પ્રયત્ન કરી રહ્યા છો તે સિધ્ધ નહીં થાય, તમને માત્ર આત્મજ્ઞાન જ મદદ કરી શકે. આત્મજ્ઞાન એટલે મારો કહેવાનો મતલબ એ છે કે તમે જે નથી તેનું પૂર્ણ જ્ઞાન. આવું જ્ઞાન સિધ્ધ થઈ શકે તેવું અને આખરી હોય છે; પરંતુ તમે જે છો તેને પામવાની ક્રિયાનો કોઈ અંત નથી. જેમ જેમ તમે વધારે અને વધારે પામતાં જાઓ છો તેમ તેમ વધારે અને વધારે પામવાનું બાકી રહેતું જાય છે.

**સાધક** - આ માટે અમારે જુદા જ માબાપ અને સંપ્રદાયો ધરાવવા પડે, જુદા જ પ્રકારના સમાજમાં જીવવું પડે.

**મહારાજ** - તમે તમારા સંજોગોને બદલી ન શકો, પરંતુ તમારા વલણને તમે બદલી શકો. એ આવશ્યક છે કે તમે અનાવશ્યક બાબતો વળગી ન રહો. માત્ર જરૂરી જ શુભ છે. આવશ્યકમાં જ શાંતિ છે.

**સાધક** - હું શાંતિની નહીં, સત્યની શોધમાં છું.

# હું તે છું

**મહારાજ** - તમે શાંત નહીં હોવ તો સાચાને નહીં જોઈ શકો. ખરા અનુભવ માટે નિસ્પંદ મન આવશ્યક છે, આત્મસાક્ષાત્કાર માટે ખરો અનુભવ જરૂરી છે.

**સાધક** - મારે ઘણું બધું કરવાનું છે. મારા મનને નિસ્પંદ રાખવાનું મને ન પોસાય.

**મહારાજ** - તમારી ભ્રમણાને કારણે તમે કર્તા છો. વાસ્તવમાં તમને - તમારા પર - સઘળું ઘટે છે, નહીં કે તમારા વડે.

**સાધક** - જો હું વિવિધ બાબતોને ઘટવા માટે તેમના પર જ છોડી દઉં તો તે મારી રીતે જ બનશે તે બાબતની નિશ્ચિતતા હું કઈ રીતે રાખી શકું? એટલું તો ચોક્કસ કે મારે તેમને મારી ઈચ્છા પ્રમાણે દિશા આપવી પડે?

**મહારાજ** - તેની પરિતૃપ્તિ કે અપરિતૃપ્તિ સાથે તમારી ઈચ્છા તમને ઘટે છે, તમારા પર ઘટે છે. બે(પરિતૃપ્તિ અને અપરિતૃપ્તિ)માંથી એકેયને તમે બદલી ન શકો. એવું બને કે તમે એવું માનો કે તમે તમારી જાત પાસે કામ કરાવો છો, પરિશ્રમ કરો છો, મહેનત કરો છો, મથામણ કરો છો. ફરી કહું કે - તે સઘળું માત્ર ઘટે છે, કામના ફળસહિત. કશું જ તમારા વડે કે તમારા માટે નથી. અંધકારમાં સિનેમાના પડદા પર ચિત્રમાં સઘળું છતું થયેલું હોય છે, તમે તમારી જાતને જે સમજો છો તે વ્યક્તિ સહિત. તમે માત્ર પ્રકાશ છો.

**સાધક** - જો હું માત્ર પ્રકાશ જ હોઉં તો પછી હું તેને ભૂલી કેમ ગયો?

**મહારાજ** - તમે ભૂલ્યા નથી. પડદા પરના ચિત્રમાં જ તમે ભૂલી જાઓ છો અને પછી યાદ કરો છો. તમે વાઘ હોવાનું સ્વપ્ન જુઓ છો તેથી કંઈ એક માણસ હોવાથી નથી મટી જતા. તે જ રીતે તમે પડદા પરના ચિત્ર રૂપે દશ્યમાન થતો અને વળી તેની સાથે એક થઈ જતો વિશુધ્ધ પ્રકાશ છો.

**સાધક** - જો સઘળું આપ મેળે જ ઘટતું હોય તો મારે ચિંતા જ શા માટે કરવી?

**મહારાજ** - સાવ ઠીક કહ્યું તમે. મુક્તિ એટલે ચિંતામાંથી મુક્તિ. પરિણામોને તમે કોઈ જ રીતે પ્રભાવિત કરી શકો તેમ નથી તેવું જો તમને ભાન થઈ ગયું હોય તો તમારી ઈચ્છાઓ અને ભીતિઓ પર ધ્યાન ન દો. તેને આવજા કરવા દો. રસ અને ધ્યાનનો ખોરાક આપીને તેમને પોષો નહીં - તેમનામાં રસ ન લો અને તેમના પર ધ્યાન ન આપો.

**સાધક** - જે કંઈ બની રહ્યું તે પરથી જો હું મારા ધ્યાનને વાળી લઉં તો પછી મારે જીવવું શાના સહારે?

**મહારાજ** - તે તો એવું પૂછવા સમાન છે કે - "જો હું સ્વપ્નો જોવાનું છોડી દઉં તો પછી હું કરીશ શું?" સપનાં જોવાનું બંધ કરો અને પછી જુઓ. તમારે એ બાબતે ચિંતિત થવાની જરૂર નથી કે - "હવે શું?' હમેશાં પછી તો કંઈકનું કંઈક હોય જ છે. જીવન નથી તો શરૂ થતું કે નથી તો તેનો અંત આવતો - અચલ એવું તે ચળે છે, ક્ષણેક માટે - તે ટકી રહે છે. પ્રકાશ વડે ભલે ને અસંખ્ય ચિત્રોને પ્રક્ષેપિત કરવામાં આવતાં હોય, તેના ભંડારનો કદીયે નાશ નથી કરી શકાતો, પ્રકાશ અખૂટ છે. તે જ રીતે જીવન એકેએક આકારને કિનારી સુધી (આકંઠ) ભરી મૂકે છે અને આકારનો નાશ થતાં પોતાના સ્રોત પર પાછું ફરે છે.

**સાધક** - જો જીવન આટલું બધું અદ્‌ભૂત હોય તો પછી અજ્ઞાન શા માટે ઘટે છે?

**મહારાજ** - દરદીને તપાસ્યા વિના જ તમે રોગનો ઈલાજ કરવા ઈચ્છો છો! અજ્ઞાન બાબતે તમે પૂછો તે પહેલાં તમે સૌ પ્રથમ એ બાબતે તપાસ કેમ નથી ચલાવતાં કે જેને અજ્ઞાન છે તે છે કોણ? જ્યારે તમે એમ કહો છો કે તમે અજ્ઞાની છો ત્યારે તમે એ નથી જાણતા હોતા કે તમે અજ્ઞાનનો ખ્યાલ તમારા વિચારો અને લાગણીઓની સાચુકલી અવસ્થા પર ઠોકી બેસાડ્યો છે. તેઓ જેમ જેમ ઘટતા જાય તેમ તેમ તેમના પર ચિંતન-મનન કરતા જાવ, તમારા પૂરા ધ્યાનને તેમના પર કેન્દ્રિત કરો અને તમારા જાણવામાં આવશે કે અજ્ઞાન જેવું કુઈ જ નથી, જો કંઈ છે તો તે તમારા

ધ્યાનનો અભાવ માત્ર જ છે. તમને જે ચિંતિત કરે છે તેમના પર ધ્યાન આપો, બસ કરવાનું માત્ર તેટલું જ રહે છે. આખરે તો, ચિંતા એ માનસિક પીડા જ છે અને પીડા તે ધ્યાનને આહ્વાન સિવાય અન્ય કશુંયે નથી. જેવું તમે તે આહ્વાન પર ધ્યાન આપ્યું કે આહ્વાન મટી જાય છે અને અજ્ઞાનનો પ્રશ્ન શમી જાય છે. તમારા પ્રશ્નના જવાબ માટે રાહ જોયા વિના એ શોધી કાઢો કે પ્રશ્ન કોણ પૂછી રહ્યું છે તેને તેમ કરવા કોણ પ્રેરી રહ્યું છે. તરત જ તમારા જાણવામાં આવશે કે પીડાના ભયથી પ્રેરાયલું મન જ પ્રશ્ન પૂછતું હોય છે. અને ભયની પાછળ હોય છે સ્મૃતિ અને ભવિષ્યની આશા, ભૂત અને ભવિષ્ય. ધ્યાન તમને પાછું વર્તમાન પર, અબઘડી પર લઈ આવે છે, અને અબઘડીમાં હાજરી એ એક એવી અવસ્થા છે જે સદાયે હાથવગી હોય છે, પરંતુ તેને ભાગ્યે જ ધ્યાન પર લેવામાં આવતી હોય છે.

**સાધક** - આપ સાધનાને વામન બનાવીને સાદા ધ્યાનનો દરજ્જો આપી રહ્યા છો. એવું કેમ છે કે અન્ય ગુરુઓ પૂર્ણ, અઘરા અને સમય માગી લેતા અભ્યાસક્રમો ભણાવતા હોય છે?

**મહારાજ** - તે ગુરુઓ એવી સાધનાઓ કરાવતા હોય છે જે વડે તેઓ તેમના લક્ષ્યને પામ્યા હોય છે, પછી ભલે તેમનું લક્ષ્ય જે હોય તે. આ સ્વાભાવિક છે, કારણ કે તેમની પોતાની સાધનાને તેઓ પૂરેપૂરી જાણતા હોય છે. મને મારા "હું છું' ભાવ પર ધ્યાન આપવાનો ઉપદેશ આપવામાં આવ્યો હતો અને તે અત્યંત અસરકારક, ફળદાયી લાગ્યો હતો. માટે હું તે બાબતે પૂરા આત્મવિશ્વાસ સાથે વાત કરી શકું છું. પરંતુ ઘણી વાર લોકો તેમનાં શરીર, મગજ અને મનને એવી બેહાલ, બદતર અને નબળી સ્થિતિમાં લઈને આવે છે કે તેમના માટે નિરાકાર ધ્યાનની અવસ્થા તેમની પહોંચ બહાર હોય છે. આવા કિસ્સાઓમાં ઉત્કટતાને વ્યક્ત કરતો કોઈ વધુ સરળ આચાર ઠીક રહે. કોઈ મંત્રનું રટણ કે કોઈ છબી તરફ તાકી રહેવાની ક્રિયા તેમના શરીર અને મનને વધારે ગહન અને વધારે પ્રત્યક્ષ શોધ માટે તૈયાર કરશે. આખરે તો જો કંઈ અનિવાર્ય હોય તો તે ઉત્કટતા જ છે, તે જ પાયાનું પરિબળ છે. સાધના એ તો માત્ર એક પાત્ર છે, તેને ઉત્કટતા વડે છલોછલ ભરવું જ પડે, ઉત્કટતા એ ગતિમાન પ્રેમ નથી તો બીજું શું છે! કારણ કે પ્રેમ વિના કશું જ નથી કરી શકાતું હોતું.

**સાધક** - આપણે તો માત્ર આપણી જ જાતને ચાહતા હોઈએ છીએ.

**મહારાજ** - જો તેમ જ હોત તો તો અત્યંત રૂડું હોત! તમારી જાતને શાણપણપૂર્વક ચાહો અને તમે પૂર્ણતાના શિખરને પામશો. દરેક જણ પોતાના શરીરને ચાહતું હોય છે, માત્ર ગણ્યાગાંઠ્યા લોકો જ તેમના સત્ સ્વરૂપને ચાહતા હોય છે.

**સાધક** - શું મારા સત્ સ્વરૂપને મારા પ્રેમની આવશ્યકતા હોય છે?

**મહારાજ** - તમારું સત્ સ્વરૂપ પ્રેમ ખુદ છે અને તમારી ઘણી ચાહનાઓ જે તે ઘડીની પરિસ્થિતિ પ્રમાણેનાં તેનાં પ્રતિબિંબો છે.

**સાધક** - અમે સ્વાર્થી છીએ, અમે માત્ર આત્મચાહનાને જ જાણીએ છીએ.

**મહારાજ** - શરૂઆત કરવા માટે આટલું (ભાન) પૂરતું છે. સર્વ રીતે તમારી જાતનું શુભ ઈચ્છો. તમારા માટે જે કંઈ શુભ છે તે પર વિચાર કરો, તેને ગહનપણે અનુભવો અને તેના માટે ઉત્કટતાપૂર્વક પ્રયત્ન કરો. થોડા સમયમાં જ તમારા જાણવામાં આવશે કે સત્ જ તમારું એક માત્ર શુભ છે.

**સાધક** - તો પણ મારી સમજમાં એ નથી આવતું કે જુદા જુદા ગુરુઓ શા માટે અટપટી અને કપરી સાધનાઓ કરવાનું કહેતા હોય છે. શું તેઓ આના કરતાં વધારે સારી સાધનાઓ નથી જાણતા હોતા?

**મહારાજ** - તમે શું કરો છો તે મહત્ત્વનું નથી, પરંતુ તમે શું કરતા અટકો છો, બંધ થાઓ છો તે મહત્ત્વનું છે. સાધના શરૂ કરતાં લોકો એટલા બધા તમ અને બેચેન હોય છે કે તેમની જાતને માર્ગ પર રાખવા તેઓએ. અત્યંત વ્યસ્ત રહેવું પડે. સદાયે લીન રાખતી ચર્યા તેમના માટે શુભ છે. થોડો સમય પસાર થતાં તેઓ શાંત પડે છે અને પ્રયાસ કરવાથી મોં ફેરવી લે છે. શાંતિ અને મૌન(નિસ્પંદતા)માં "હું' લય પામે છે અને આંતર બાહ્ય એક થાય છે. સાચી સાધના પ્રયાસરહિત હોય છે, અનાયાસ હોય છે.

**સાધક** - મને કેટલીક વાર એવી લાગણી થાય છે કે અવકાશ (દેશ) ખુદ મારું શરીર છે.

**મહારાજ** - જ્યારે તમે "હું આ શરીર છું' એવી ભ્રમણા વડે બંધાયેલા હોવ છો ત્યારે તમે અવકાશમાં એક બિંદુ માત્ર અને કાળમાં એક ક્ષણ માત્ર હોવ છો. સઘળા દેશ અને કાળ તમારા મનમાં છે, જે મન ચેતનામાં એક તરંગ માત્ર છે, જે ચેતના પ્રકૃતિમાં પ્રતિબિંબિત જાગ્રતિ'્રિહ્મ) છે. જાગ્રતિ અને દ્રવ્ય બન્ને સત્ સ્વરૂપના અનુક્રમે સક્રીય અને નિષ્ક્રીય પાસાંઓ છે, સત્ સ્વરૂપ આ બત્ત્રેમાં છે અને તેમની પેલે પાર પણ છે. દેશ અને કાળ વૈશ્વિક અસ્તિત્વનાં શરીર અને મન છે. મારી લાગણી છે કે દેશકાળમાં જે કંઈ ઘટે છે તે મને ઘટે છે, દરેક અનુભવ મારો અનુભવ છે, દરેક આકાર(દિહ) મારો આકારદિહ) છે. જે કંઈને હું મારી જાત સમજું છે તે મારું શરીર બને છે અને જે કંઈ તે શરીરને ઘટે છે તે મારું મન બને છે. પરંતુ વિશ્વના મૂળમાં તો વિશુધ્ધ જાગ્રતિ છે, જે દેશકાળની પેલે પાર છે, અહીં અને અત્યારે જ છે. તેને તમારું સત્ સ્વરૂપ જાણો અને તે પ્રમાણે વર્તો.

**સાધક** - હું મારી જાતને અમુક સમજું તેથી મારા આચારમાં શો તફાવત પડશે? ક્રિયાઓ તો સંજોગો પ્રમાણે બસ ઘટ્યા કરતી હોય છે.

**મહારાજ** - સંજોગો અને પરિસ્થિતિઓનું (શાસન) અજ્ઞાનીઓ પર ચાલતું હોય છે. સતનો જ્ઞાતા કોઈ દબાણ (મજબૂરી) હેઠળ નથી હોતો. તે માત્ર પ્રેમના નિયમને જ પાળે છે.

## તમે દેશ અને કાળની પેલે પાર છો [૯૪]

**સાધક** - આપ સદાયે એવું કહેતા રહો છો કે હું કદીયે જન્મ્યો નહોતો કે કદીયે મરીશ નહીં. જો તેમ જ હોય તો પછી એવું કેમ છે કે જગતને હું એક કોઈ જન્મેલી અને ચોક્કસપણે મરી જનાર વ્યક્તિ માફક જોઉં છું?

**મહારાજ** - તમે આવું માનો છો કારણ કે તમે તમારી એ માન્યતા સામે પ્રશ્ન ખડો નથી કર્યો કે તમે એક શરીર છો, જે દેખીતી રીતે જન્મતું હોય છે અને મૃત્યુ પામતું હોય છે. જીવતું હોવા દરમિયાન તે એટલી હદે આકર્ષતું અને મોહ પમાડતું હોય છે કે વ્યક્તિ ભાગ્યે જ પોતાની ખરી પ્રકૃતિને અનુભવતી હોય છે. તે સમુદ્રની સપાટીને માત્ર ઉપરથી જોવા બરાબર છે, તેના ગર્ભમાં રહેલી વિરાટતાને તો વીસરી જ જવામાં આવતી હોય છે. જગત પણ મનની સપાટી જ છે, મન તો અસીમ છે. આપણે જેમને વિચારો કહીએ છીએ તે તો મનમાં ઉઠતાં નાનકડાં તરંગો જ છે. મન જ્યારે નિસ્પંદ હોય છે ત્યારે તે સત્‌ને પ્રતિબિંબિત કરે છે. જ્યારે તે સાવ જ ગતિરહિત હોય છે ત્યારે લય પામે છે અને પાછળ રહે છે માત્ર સત્. આ સત્ એટલું બધું નક્કર હોય છે, એટલું બધું સાચુક્લું હોય છે કે ત્યારે તે મન અને દ્રવ્ય કરતાંયે વધારે અનુભવગોચર બની જાય છે. તેની સરખામણીમાં હીરો પણ માખણ જેટલો પોચો પુરવાર થાય. આ મ્હાત કરી મૂકતું સાચુકલાપણું જગતને સ્વપ્રસમ, ધૂંધળું, અપ્રસ્તુત બનાવી મૂકે છે.

# હું તે છું

**સાધક** - આટલી બધી યાતના ધરાવતા આ જગતને આપ અપ્રસ્તુત કઈ રીતે કહી શકો? આવી નિષ્ઠુરતા!

**મહારાજ** - નિષ્ઠુર તો તમે છો, હું નહીં. જો તમારું જગત આટલું બધું યાતનાભર્યું હોય તો તે બાબતે કંઈ કરો; લાલચ અને પ્રમાદ વડે તેમાં ઉમેરો ન કરો. હું તમારા સ્વપ્નસમ જગત વડે બંધાયેલો નથી. મારા જગતમાં યાતના, ઈચ્છા અને ભયના બીજોનું વાવેતર નથી કરવામાં આવતું અને યાતના પેદા નથી થતી. મારું જગત હંદ્વોથી મુક્ત છે , એકબીજાનો નાશ કરતી વિનાશક અસંગતતાઓથી મુક્ત છે; ત્યાં સંવાદ પ્રવર્તે છે; તેની શાંતિ ખડકસમ છે; આ શાંતિ અને નિસ્પંદતા(નિરવતા) મારાં શરીર છે.

**સાધક** - આપ જે કહો છો તે મને બુધ્ધની ધર્મકાયાની યાદ દેવડાવે છે.

**મહારાજ** - એવું બને. આપણે શબ્દોમાં ગૂંચવાવાની કોઈ આવશ્યકતા નથી. તમારા મનમાં તમે જે જગતને અનુભવો છો તેના અંશ તરીકે તમે તમારી જાતને જે કલ્પો છો તે વ્યક્તિને માત્ર જુઓ અને મનને બહારથી જુઓ, કારણ કે તમે તે મન નથી. આખરે તો, તમારી એક માત્ર સમસ્યા તમે જે કંઈ અનુભવો છો તે સાથેનું તમારું ઉત્કટ આત્મ-તાદાત્મ્ય જ છે. આ આદતનો ત્યાગ કરો, યાદ રાખો કે તમે જે અનુભવો છો તે તમે નથી, તમારી સજાગ અલિપ્તતાની તાકાતનો ઉપયોગ કરો. જે કંઈ જીવતું છે તેમાં તમારી જાતને જુઓ, અને તમારી વર્તણુંક તમારી દૃષ્ટિને અભિવ્યક્ત કરશે. એક વાર તમને એ સમજાયું કે આ જગતમાં તમારું પોતાનું કહી શકાય તેવું કશુયે નથી કે પછી તમે તેને રંગમંચ પર જોતા હોવ તે રીતે કે પડદા પર કોઈ ચિત્રને જોતા હોવ તે રીતે તેનાથી અલિપ્ત રહીને જોશો, તેના વખાણ કરશો, તેને માણશો, પરંતુ રહેશો તો તેનાથી લેપાયા વિનાના જ. જ્યાં સુધી તમે તમારી જાતને વાસ્તવમાં દેશ અને કાળમાં અસ્તિત્વ ધરાવતી અનુભવગોચર કે નક્કર હોવાનું કલ્પશો, અન્ય સઘળી વસ્તુઓમાંની એક વસ્તુ સમજશો, અલ્પજીવી અને ભેધ્ય સમજશો ત્યાં સુધી એ સ્વાભાવિક હશે કે તમે ટકી રહેવા અને ફેલાવા ચિંતાતુર રહેશો. પરંતુ જ્યારે તમે તમારી જાતને દેશ અને કાળની પેલે પાર હોવાનું જાણશો - માત્ર અહીં અને અત્યારના બિંદુએ જ તેમની સાથે સંપર્કમાં હોવાનું જાણશો, તે સિવાય સર્વવ્યાપી અને સર્વને સમાવતું, પહોંચ બહારનું, અભેદ્ય, અજેય જાણશો - ત્યારે પછી તમને કશોયે ભય નહીં રહે, તમે નિર્ભય હશો. તમે જેવા છો તે સ્વરૂપે તમારી જાતને જાણો - ભય સામે તે સિવાય અન્ય કોઈ ઈલાજ નથી. તમારે આ દિશામાં વિચારતાં અને અનુભવતાં શીખવું પડશે, નહીંતર તમે અનિશ્ચિત કાળ સુધી ઈચ્છા અને ભયના વ્યક્તિગત સ્તરે જ રહેશો, પ્રાપ્ત કરતા રહેશો – ગુમાવતા રહેશો, વૃદ્ધિ પામતા રહેશો - નાશ પામતા રહેશો. કોઈ વ્યક્તિગત સમસ્યાને તેના પોતાના સ્તરે હલ ન કરી શકાય. જે રીતે સુખી થવાની તલપ જ દુઃખને આમંત્રણ છે, તે રીતે જીવવાની ઈચ્છા જ, જીજીવિષા જ મોતનો સંદેશાવાહક છે. જગત દુઃખ અને ભયનો, ચિંતા અને હતાશાનો મહાસાગર છે. ઈન્દ્રીયસુખો તો એ થોડીક અને ચંચળ માછલીઓ જેવાં છે, જે ભાગ્યે જ દેખાતી હોય છે અને આવતાંની સાથે જ જતી રહેતી હોય છે. કેટલાયે પુરાવાઓ હોવા છતાં કમ-અક્કલ માણસ એવું વિચારતો હોય છે કે તે પોતે એક અપવાદ છે અને જગતે તેને સુખ બક્ષવું જ રહ્યું. પરંતુ જગત એવું કશુયે આપી જ ન શકે કે જે તેની પોતાની પાસે ન હોય, તેની પાસે જે કંઈ છે તે હાડોહાડ ભ્રામક છે, સાચા સુખ માટે તે કશાયે કામનું નથી. તે તેમ જ હોય, અન્યથા હોઈ જ ન શકે. આપણે સાચા(સત્)ને ઈચ્છીએ છીએ, કારણ કે આપણે ખોટા(અસત્)થી દુઃખી છીએ. આનંદ એ આપણો ખરો સ્વભાવ છે અને જ્યાં સુધી આપણને તે પ્રાપ્ત નહીં થાય ત્યાં સુધી આપણે કદીયે જંપીને રહેવાના નથી. પરંતુ આપણને ભાગ્યે જ ખબર હોય છે કે તેની શોધ ક્યાં ચલાવવી. એક વાર તમને એ સમજાઈ જાય છે કે જગત એ સત્(વાસ્તવિકતા)નો એક ભૂલભર્યો ખ્યાલ છે, તે એ નથી જે દેખાય છે (આભાસિત થાય છે) કે તમે તેનાં વળગણોથી મુક્ત થાઓ છો. તમારા સત્સ્વરૂપ સાથે જેનો મેળ ખાતો હોય તે જ તમને સુખી કરી શકે અને આ જગતને તમે જે રીતે અનુભવો છો તે તો તેનો નર્યો નકાર છે. ખૂબ જ નિસ્પંદ રહો અને નીરખો કે મનની સપાટી પર શું આવે છે. જ્ઞાતને નકાર ભણો, અત્યાર

સુધી અજ્ઞાત રહેલાને આવકારો અને પછી તેનો વારો આવતાં તેને પણ નકારો. આ રીતે તમે એક એવી અવસ્થા પર આવી લાગો છો જેમાં કોઇ જ્ઞાન નથી હોતું, હોય છે માત્ર હોવાનું સ્વરૂપ) , જેમાં હોવાનું (સ્વરૂપ) ખુદ જ જ્ઞાન હોય છે. હોવા વડે જાણવું તે પ્રત્યક્ષષહાજરાહજૂર) જ્ઞાન છે. તે દષ્ટા અને દશ્યની ઓળખઉંતલા)/- અસ્મિતા) પર આધારિત હોય છે. અપ્રત્યક્ષ જ્ઞાન સંવેદનાઓ અને સ્મૃતિ પર, સંવેદક અને સંવેદ્યના સંસર્ગ પર આધારિત હોય છે, તે બે વચ્ચે રહેલા વિરોધાભાસથી ઘેરાયેલું હોય છે, મર્યાદિત હોય છે. સુખનું પણ તેમ જ છે. સાધારણપણે ખુશીને જાણવા માટે તમારે ઉદાસ થવું પડતું હોય છે, અને ઉદાસીને અનુભવવા માટે તમારે ખુશ થવું પડતું હોય છે. સાચું સુખ અકારણ હોય છે અને ઉત્તેજકના અભાવમાં તે ગાયબ ન થઈ શકે. તે દુઃખનું વિરોધી નથી, તે સઘળા દુઃખ અને યાતનાને સમાવતું હોય છે.

**સાધક** - આટલા બધા દુઃખ વચ્ચે કોઈ સુખી કઈ રીતે રહી શકે?

**મહારાજ** - તેમાં કોઈનું કંઈ ચાલે તેમ નથી - અંદરનું સુખ અત્યંત વાસ્તવિક છે. એવું બને કે વાદળો પાછળ ઢંકાઈ જતાં સુર્ય માફક તેની અભિવ્યક્તિઓ ક્યારેક ધૂંધળી થઈ જતી હોય, પરંતુ તે સદાયે હાજર તો હોય જ છે.

**સાધક** - આપણે જ્યારે તકલીફમાં હોઈએ છીએ ત્યારે આપણું દુઃખી હોવું નિશ્ચિત છે.

**મહારાજ** - ભય એ જ માત્ર એક તકલીફ છે. તમે સ્વતંત્ર છો તેવું જાણો અને તમે ભય અને તેની છાયાથી મુક્ત થશો.

**સાધક** - આનંદ (સુખ) અને ઈન્દ્રીયસુખમાં શો તફાવત છે?

**મહારાજ** - ઈન્દ્રીયસુખ વિવિધ ચીજો પર આધાર રાખે છે, સુખનું તેવું નથી.

**સાધક** - જો સુખ સ્વતંત્ર હોય તો પછી આપણે સદાયે સુખી કેમ નથી હોતા?

**મહારાજ** - સુખી થવા માટે આપણને વિવિધ બાબતોની જરૂર હોય છે તેવું જ્યાં સુધી આપણે માનીએ છીએ ત્યાં સુધી આપણે એવું પણ માનતા જ રહેવાના કે તેમનો અભાવ દુઃખદાયક જ હોવાનો. મન હમેશાં પોતાને પોતાની માન્યતાઓ પ્રમાણેનો આકાર આપતું હોય છે. માટે જ પોતાની જાતને એ વાત ગળે ઉતરાવવી મહત્ત્વની છે કે તેને સુખ ભણી હંકારવાની આવશ્યકતા નથી; ઉલટાનું ઈન્દ્રીયસુખ ખોટે માર્ગે દોરનારું અને ઉપદ્રવી છે , કારણ કે તે એ ખોટી માન્યતાને માત્ર દઢ કરનારું છે કે સુખી થવા માટે વિવિધ વસ્તુઓ ધરાવવી અને વિવિધ બાબતો કરવી જરૂરી છે, જ્યારે વાસ્તવમાં વાત તેનાથી સાવ જ ઉલટી છે.

પરંતુ સુખની વાત જ શા માટે કરવી? તમે જ્યારે દુઃખી હોવ છો ત્યારે જ માત્ર સુખનો વિચાર કરો છો. કોઈ માણસ જ્યારે એવું કહે છે કે - “હવે હું સુખી છું', ત્યારે તે - ભૂત અને ભવિષ્ય - એવાં બે દુઃખની વચ્ચે સ્થિત હોય છે. આવું સુખ એ માત્ર ઉત્તેજના હોય છે, જે દુઃખમાંથી છૂટકારાને કારણે હોય છે. સાચું સુખ સાવ જ આત્મસભાનતારહિત હોય છે. તેને નકારાત્મકપણે ઉત્તમ રીતે એમ વ્યક્ત કરી શકાય કે - “મને કોઈ જ તક્લીફ નથી. મને કશાનીયે ચિંતા નથી.' આખરે તો સઘળી સાધનાનું અંતિમ લક્ષ્ય એક એવા બિંદુએ પહોંચવાનું હોય છે, જ્યારે આ દઢ માન્યતા માત્ર શાબ્દિક હોવાને બદલે સાચુકલા અને સદાયે વિધ્માન અનુભવ પર આધારિત હોય છે.

**સાધક** - કયો અનુભવ?

# હું તે છું

**મહારાજ** - સ્મૃતિઓ અને ભાવિ આશાઓની ભરમારથી મુક્ત એવો રિક્ત હોવાનો અનુભવ; તે ખુલ્લા નિર્બંધ અવકાશ જેવો હોય છે, યુવા હોવા જેવો હોય છે, કશુંક - શોધ અને સાહસ - કરવા માટે અખૂટ સમય અને ઊર્જા ધરાવવા જેવો હોય છે.

**સાધક** - શું શોધવાનું બાકી રહે છે?

**મહારાજ** - બાહ્ય વિશ્વ અને આંતરિક વિરાટતા, જેવા તેઓ વાસ્તવમાં ઈશ્વરના મહાન મન અને હૃદયમાં છે. અસ્તિત્વનો અર્થ અને હેતુ, દુઃખનું રહસ્ય, અજ્ઞાનમાંથી જીવનની મુક્તિ.

**સાધક** - સુખી હોવાનો અર્થ જો ભય અને ચિંતામાંથી મુક્તિ એવો જ થતો હોય તો શું એમ ન કહી શકાય કે તકલીફની ગેરહાજરી તે જ સુખનું કારણ છે?

**મહારાજ** - કશાકની ગેરહાજર હોવાની અવસ્થા, અસ્તિત્વમાં ન હોવાની અવસ્થા કંઈ કારણ ન હોઈ શકે; તે ખ્યાલમાં જ કોઈ કારણનું પૂર્વ અસ્તિત્વ ગર્ભતપણે સૂચિત છે. તમારી સ્વાભાવિક અવસ્થા કે જેમાં કશાનુંયે અસ્તિત્વ નથી, તે કંઈકના બનવાનું કારણ ન હોઇ શકે; કારણો તો સ્મૃતિની મહાન અને રહસ્યમય શક્તિમાં છુપાયેલાં છે. પરંતુ તમારું ઘર શૂન્યમાં છે, સઘળી વસ્તુઓની રિક્તતામાં છે.

**સાધક** - રિક્તતા અને શૂન્યતા - કેવા ગભરાવી મૂકે તેવા છે!

**મહારાજ** - જ્યારે તમે નિદ્રાધીન થવા જતા હોવ છો ત્યારે તો તમે તેમનો સામનો અત્યંત પ્રસન્નતાપૂર્વક કરતા હોવ છો! તમારી જાતે જ જાગ્રત નિદ્રાની અવસ્થાને શોધી કાઢો અને તમારા જાણવામાં આવશે કે તમારી સ્વાભાવિક(કુદરતી) અવસ્થા સાથે તે તદ્દન સુસંવાદમાં છે. શબ્દો તો તમને માત્ર વિચાર(ખ્યાલ) આપી શકે અને વિચાર તે કંઈ અનુભવ નથી. હું તો માત્ર એટલું જ કહી શકું કે સાચા સુખને કોઈ કારણ નથી હોતું અને જેને કારણ નથી હોતું તે અચલ હોય છે. તેનો અર્થ એવો નથી થતો કે તે ઈન્દ્રીયજન્ય સુખ તરીકે અનુભવગોચર છે. અનુભવગોચર છે તે તો દુઃખ અને ઈન્દ્રીયસુખ છે; દુઃખમુક્ત અવસ્થાને માત્ર નકારાત્મક શબ્દો દ્વારા જ વર્ણવી શકાય. તેને પ્રત્યક્ષપણે જાણવા માટે તો તમારે કાર્યકારણના અને કાળની ગુલામીનું વળગણ ધરાવતા મનની પેલે પાર જવું પડે.

**સાધક** - જો સુખ સભાન નથી અતે સભાનતા (ચેતના) સુખી નથી, તો તે બન્ને વચ્ચેની કડી કઈ છે?

**મહારાજ** - ચેતના પરિસ્થિતિઓ અને સંજોગોની પેદાશ હોવાથી તેમના પર આધાર રાખે છે અને તેમના પ્રમાણે પરિવર્તન પામતી રહે છે. જે સ્વતંત્ર, વણસર્જાયેલું, સમયાતીત અને અપરિવર્તનશીલ છે, અને તે છતાંયે સદાયે નવીન અને તાજું છે, તે મનની પેલે પાર છે. જ્યારે મન તેનો વિચાર કરે છે ત્યારે તે લય પામે છે અને પાછળ રહે છે માત્ર સુખ.

**સાધક** - જ્યારે સઘળું વિદાય લે છે ત્યારે પાછળ રહે છે માત્ર શૂન્ય.

**મહારાજ** - કશાક વિના શૂન્ય કઈ રીતે હોઈ શકે? શુન્ય એ માત્ર એક ખ્યાલ છે. તે કશાકની સ્મૃતિ પર આધાર રાખે છે. વિશુધ્ધ સ્વરૂપ અસ્તિત્વથી તદ્દન સ્વતંત્ર છે , અસ્તિત્વ તો વ્યાખ્યાયિત કરી શકાય તેવું અને વર્ણન કરી શકાય તેવું હોય છે.

**સાધક** - કૃપા કરી અમને કહો કે - શું મનની પેલે પાર ચેતના ચાલુ રહે છે, કે પછી મન સાથે જ તેનો અંત આવે છે?

**મહારાજ** - ચેતના તો આવતી-જતી રહે છે, જાગ્રતિ તો કશુંયે પરિવર્તન પામ્યા વિના પ્રકાશતી રહે છ.

**સાધક** - જાગ્રતિમાં જાગ્રત કોણ હોય છે?

# હું તે છું

**મહારાજ** - જ્યાં ક્યાંય પણ વ્યક્તિ હશે ત્યાં ચેતના પણ હશે જ. "હું છું' ભાવ, મન, ચેતના એક જ અવસ્થાને સૂચવે છે. જો તમે એમ કહો કે - "હું જાગ્રત છું', તો તેનો અર્થ માત્ર એટલો જ થાય કે - "જાગ્રત હોવા બાબતે વિચારવાથી હું સભાન છું'. જાગ્રતિમાં કોઇ "હું છું' હોતો નથી.

**સાધક** - સાક્ષીત્વ બાબતે શું?

**મહારાજ** - સાક્ષીત્વ મનનું છે. જેનું સાક્ષીત્વ થઇ રહ્યું છે તેની વિદાય સાથે જ સાક્ષી પણ વિદાય લે દ્વૈત)નો અં છે. અક્વૈત અવસ્થામાં સઘળી જુદાઈઓ ક્વિતો)નો અંત આવે છે.

**સાધક** - આપનું કેમ છે? શું આપ જાગ્રતિમાં ચાલુ રહો છો?

**મહારાજ** - પેલી વ્યક્તિ, "હું આ શરીર છું, આ મન છું, સ્મૃતિઓની આ શૃંખલા છું, ઈચ્છાઓ અને ભીતિઓનો આ ભારો છું' વિદાય લે છે, પરંતુ તમે જેને ઓળખ કહી શકો તેવું કશુંક પાછળ રહે છે. તે મને જ્યારે જરૂર જણાય ત્યારે વ્યક્તિ બનવા દે છે. પ્રેમ તેની પોતાની જરૂરિયાતોને સર્જતો હોય છે, વ્યક્તિ બનવાની જરૂરિયાતને પણ.

**સાધક** - એવું કહેવાય છે કે બ્રહ્મ પોતાને અસ્તિત્વ - ચેતના - પરમાનંદ તરીકે પ્રગટ કરે છે. શું તે સઘળાં નિરપેક્ષ છે કે સાપેક્ષ?

**મહારાજ** - તે બધાં એકબીજાની સાપેક્ષમાં છે અને એકબીજાં પર આધાર રાખે છે. બ્રહ્મ (સત્ય) પોતાની અભિવ્યક્તિઓથી સ્વતંત્ર છે.

**સાધક** - બ્રહ્મ અને તેની અભિવ્યક્તિઓ વચ્ચે શો સંબંધ છે?

**મહારાજ** - કોઈ સંબંધ નથી. બ્રહ્મમાં સઘળું વાસ્તવિક અને એક્સમાન હોય છે. આપણે કહેતા હોઇએ. છીએ. કે સગુણ અને નિર્ગુણ પરબ્રહ્મમાં એક છે. છે માત્ર સર્વોચ્ચ - પરબ્રહ્મ. ગતિમાન હોય છે ત્યારે તે સગુણ હોય છે. ગતિરહિત - તે નિર્ગુણ છે. પણ ચાલે છે કે ઊભું રહે છે તે તો છે મન જ. વાસ્તવિક પેલે પાર છે, તમે પેલે પાર છો. એક વાર તમને એ સમજાયું કે કશુયે અનુભવગોચર કે વિચારગોચર તમે ન હોઈ શકો કે તમે તમારી ક્લ્પનાઓથી મુક્ત થાઓ છો. સઘળાને ઈચ્છાને કારણે જન્મેલ કલ્પના તરીકે જોવું તે આત્મસાક્ષાત્કાર માટે જરૂરી છે. ધ્યાનના અભાવને કારણે આપણે વાસ્તવિક્ને ચૂકી જઇએ છીએ અને કલ્પનાના અતિરેકના કારણે અવાસ્તવિકને સર્જીએ છીએ.

તમારે આ બાબતોને તમારા હૃદય અને મન સમર્પિત કરવા પડે અને વાંરવાર તે પર ઊંડો વિચાર કરવો પડે. તે ખારાક રાંધવા જેવું છે. તે ખાવા માટે તૈયાર થાય તે પહેલાં તેને તમારે અગ્નિ પર થોડો સમય રાખવો જ પડે.

**સાધક** - શું હુંમારીનિયતિના ભરોસે નથી, મારા કર્મના ભરોસે નથી? તેની વિરુદ્ધમાં હું શું કરી શકું? હું કંઇ જે છું અને હું જે કંઇ કરુ છું તે પૂર્વનિશ્ચિત છે. અરે, મારી તથાકથિત મુક્ત પસંદગી પણ પૂર્વનિશ્ચિત છે; હું તેનાથી અવગત નથી અને મારી જાતને મુક્ત કલ્પું છું.

**મહારાજ** - વળી પાછું, તે સઘળું તમે તેને કઇ રીતે જુઓ છો તેના પર આધાર રાખે છે. અજ્ઞાન તાવ જેવું છે - જે તમને હયાત નહીં તેવી બાબતોને જોવા પ્રેરે છે. કર્મ એ દિવ્યપણે નિર્ધારિત કરવામાં આવેલો ઈલાજ છે. તેનું સ્વાગત કરો અને સૂચનાઓનું વફાદારીપૂર્વક પાલન કરો અને તમે સાજા થઇ જશો. સાજો થયા બાદ દરદી ઈસ્પિતાલનો ત્યાગ કરશે. પસંદગી અને કાર્ય કરવાની ક્રિયાની તત્કાળ આઝાદીનો આગ્રહ રાખવાનું સાજા થવાની ક્રિયાને માત્ર પાછી ધકોલશે તેટલું જ. તમારી નિયતિનો સ્વીકાર કરો અને તેને પાર ઉતારો - નિયતિમાંથી મુક્તિ મેળવવાનો આ જ ટૂંકામાં ટૂંકો માર્ગ છે, જોકે પ્રેમ અને તેનાં કર્તવ્યોમાંથી મુક્તિ મેળવવાનો નહીં. ઈચ્છા અને ભયથી પ્રેરાઈને વર્તવું તે બંધન છે, પ્રેમથી પ્રેરાઈને વર્તવું તે મુક્તિ છે.

## જીવનમાં જે કંઈ ઘટી રહ્યું છે તે પ્રત્યે સર્વસ્વીકૃતિનો ભાવ રાખો [૯૫]

**સાધક** - ગયે વરસે હું અહીં રહ્યો હતો. હવે અત્યારે પણ હું આપની સમક્ષ છું. અહીં આવવા મને કઈ બાબત પ્રેરી રહી છે તે હું ખરેખર નથી જાણતો, ગમે તેમ પણ હું આપને નથી ભૂલી શકતો.

**મહારાજ** - પોતાની નિયતિ પ્રમાણે કેટલાક ભૂલી જતા હોય છે, કેટલાક નથી ભૂલતા હોતા, જો તમને ગમે તો તેને તમે સંજોગ કહી શકો.

**સાધક** - સંજોગ અને નિયતિમાં પાયાનો તફાવત છે.

**મહારાજ** - માત્ર તમારા મનમાં જ. હકીકતમાં તો તમે એ નથી જાણતા હોતા કે શાના કારણે શું છે? નિયતિ તો તમારા જ્ઞાનને છાવરવા માટેનો એક આવરણરૂપ શબ્દ માત્ર જ છે. સંજોગ એ એક ઓર શબદ છે.

**સાધક** - કારણો અને તેમનાં પરિણામોના જ્ઞાન વિના શું મુક્તિ હોઈ શકે?

**મહારાજ** - કારણો અને તેમનાં પરિણામો અનંત છે અને તેમની વિવિધતાઓનો કોઈ પાર નથી. દરેક બાબત અન્ય દરેક બાબતને અસર પહોંચાડતી હોય છે. આ વિશ્વમાં જ્યારે એક ચીજ પરિવર્તન પામે છે ત્યારે અન્ય દરેક ચીજ પરિવર્તન પામતી હોય છે. માટે જ પોતાની જાતને બદલીને જગતને બદલવાની મહાન તાકાત મનુષ્યમાં રહેલી છે.

**સાધક** - આપના પોતાના જ શબ્દો પ્રમાણે આપ આપના ગુરુની કૃપાને કારણે ચાલીસ વરસ અગાઉ ધરમૂળથી પરિવર્તન પામ્યા છો. અને તેમ છતાંયે જગત તો જેવું ને તેવું જ - પહેલાં હતું તેવું જ - રહ્યું છે.

**મહારાજ** - મારું જગત પૂ ્ર્ણતઃ બદલાઇ ગયું છે. તમારું જેવું ને તેવું જ રહ્યું છે, કારણ કે તમે પરિવર્તન નથી પામ્યા.

**સાધક** - એવું કેમ છે કે આપના પરિવર્તનની અસર મારા પર નથી થઈ?

**મહારાજ** - કારણ કે આપણી વચ્ચે વિચારોની આપલેનો કોઈ સંબંધ નહોતો. તમે તમારી જાતને મારાથી અલગ ન સમજો અને તરત જ આપણે એક સહીયારી અવસ્થામાં મૂકાઈ જઈશું.

**સાધક** - યુનાઈટેડ સ્ટેટ્સમાં મારી પાસે થોડીક મિલકત છે, તેને વેચીને હું હિમાલયમાં થોડીક જમીન ખરીદવા માગું છું. હું એક મકાન બનાવીશ, બગીચો બનાવીશ, એકાદ-બે ગાયો રાખીશ અને શાંતિથી જીવીશ. લોકો મને એવું કહેતાં હોય છે કે મિલકતને અને શાંતિને મેળ ન ખાય. થોડા સમયમાં જ મારે અધિકારીઓ, પાડોશીઓ અને ચોરો સાથે પનારો પડશે. શું આવું બનવું અનિવાર્ય જ છે?

**મહારાજ** - ઓછામાં ઓછું એટલું તો બનશે જ કે મુલાકાતીઓની એકધારી હારમાળા ચાલુ રહેશે અને તમારું ઘર એક નિઃશુલ્ક અને ખુલ્લું મહેમાનગૃહ બની જશે. વધારે સારું તો એ જ રહેશે કે જીવનમાં જે કંઇ ઘટે તેને સ્વીકારો, ઘરે જાઓ અને તમારી પત્નીની પ્રેમપૂર્વક દેખભાળ કરો. બીજા કોઈને તમારી જરૂર નથી. તમારાં ભવ્ય સપનાંઓ તમને વધારે મુશ્કેલીમાં મુકશે.

**સાધક** - હું કોઈ ભવ્યતાની શોધમાં નથી નીકળ્યો. હું સત્યને પામવા ઈચ્છું છું.

**મહારાજ** - તે બાબત તમારી પાસે વધારે વ્યવસ્થિત અને શાંત જીવનની, મનની શાંતિની અને નિષ્ ાપૂર્વકની અત્યંત ઉત્કટતાની અપેક્ષા રાખે છે. દરેક ઘડીએ વણમાગ્યું તમને જે કંઇ ઘટે છે તે ઈશ્વરની દેણ છે, અને જો તમે તેનો પૂર્ણ ઉપયોગ કરશો તો તે તમને અવશ્ય મદદરૂપ

થશે. તમારી કલ્પના અને ઈચ્છાને કારણે તમે જેને માટે પરિશ્રમ ઉઠાવો છો તે જ તમને તકલીફ આપે છે.

**સાધક** - શું નિયતિ અને અનુગ્રહ એક છે?

**મહારાજ** - ચોક્કસ વળી. જીવનમાં જે કંઇ ઘટી રહ્યું છે તેને સ્વીકારો અને તમને તે અનુગ્રહ હોવાનો અનુભવ થશે.

**સાધક** - હું મારા પોતાના જીવનને સ્વીકારી શકું. અન્ય લોકોને જે પ્રકારનું જીવન જીવવાની ફરજ પડે છે તેને કઇ રીતે સ્વીકારી શકું?

**મહારાજ** - તો પણ તમે સ્વીકારી તો રહ્યા જ છો. અન્ય લોકોનું દુઃખ તમારી મોજમજામાં કોઇ ખલેલ નથી પાડતું. જો તમે ખરેખર જ કરુણાવાન હોત તો તમે ક્યારનુંયે તમારી જાતની ચિંતા કરવાનું છોડી દીધું હોત અને એવી અવસ્થામાં પ્રવેશ્યા હોત કે માત્ર ત્યાં આગળથી જ તમે ખરેખર મદદ કરી શકો.

**સાધક** - જો મારી પાસે મોટું ઘર અને પૂરતી જમીન હોય તો હું અલગ અલગ ઓરડાઓ, સહીયારો ધ્યાનખંડ, કેન્ટીન, પુસ્તકાલય, કાર્યાલય વગેરે ધરાવતો હોય તેવો એક આશ્રમ બનાવું.

**મહારાજ** - આશ્રમ બનાવવામાં નથી આવતા હોતા, તે તો બનતા હોય છે. જેમ તમે કોઇ નદીને શરૂ કરી શકતા નથી કે નથી તો તેને અટકાવી શકતા તે રીતે તમે નથી તો તેને શરૂ કરી શકતા કે નથી તો તેમને બનતા અટકાવી શક્તા. સફળ આશ્રમના સર્જન પાછળ કેટલાંયે પરિબળો ભૂમિકા ભજવતાં હોય છે, જેમાં તમારી આંતરિક પરિપક્વતા તેમાંનું માત્ર એક પરિબળ છે. અલબત્ત, એટલું ખરું કે જો તમે તમારા સત્સ્વરૂપથી અણજાણ હશો તો તમે જે કંઇ કરશો તે રાખમાં જ પરિણમશે. તમે કોઇ ગુરુનું અનુકરણ કરશો અને તમારું કામ ચાલી રહેશે તેવું નથી. સઘળો દંભ દુર્ઘટનામાં પરિણમશે.

**સાધક** - સિધ્ધ થયા અગાઉ પણ કોઇ સંત માફક વર્તવામાં શું નુકશાન છે?

**મહારાજ** - સંતત્વનો મહાવરો એક સાધના છે. તે બિલકુલ યોગ્ય છે, જો કોઇ વિશિષ્ટ લાયકાતનો દાવો ન કરવામાં આવે તો.

**સાધક** - હું અજમાવી ન જોઉં ત્યાં સુધી મને એ ખબર કઇ રીતે પડે કે હું આશ્રમ સ્થાપવાને સક્ષમ છું કે નહીં?

**મહારાજ** - જ્યાં સુધી તમે તમારી જાતને એક વ્યક્તિ સમજો છો, જીવનના પ્રવાહથી અલગ એવાં શરીર અને મન સમજો છો, જેને પોતાની ઇચ્છાશક્તિ છે, જે પોતાના લક્ષ્યોનો પીછો કરી રહ્યાં છે ત્યાં સુધી તમે માત્ર સપાટી પર જ જીવી રહ્યા છો અને તમે જે કંઇ કરશો તે અલ્પજીવી અને કશાયે મૂલ્યનું નહીં હોય, તે હશે તમારી ડેફાશવૃત્તિને પ્રોત્સાહન આપનારું બળતણ માત્ર. કશાક સાચુકલાની તમે અપેક્ષા રાખો તે પહેલાં તમારે કશાક સાચુકલાનો ભોગ આપવો પડે. એવું સાચુકલું તમારામાં શું છે?

**સાધક** - હું તેને કયા માપિયા વડે નક્કી કરું?

**મહારાજ** - તમારા મનમાં રહેલી સામગ્રી પર એક નજર કરો. તમે જેનો વિચાર કરતા હોવ છો તે તમે હોવ છો. મોટા ભાગનો સમય શું તમે તમારા પોતાના નાનકડા એવા વ્યક્તિત્વ પર અને તેની રોજબરોજની આવશ્યકતાઓમાં જ વ્યસ્ત નથી હોતા?

નિયમિત ધ્યાનનું મૂલ્ય એ છે કે તે તમને તમારી રોજબરોજની દિનચર્યાથી દૂર લઇ જાય છે અને તમને યાદ દેવડાવે છે કે તમે જેવા છો તેવા પૂરતા નથી - ગળે ઉતરેલી વાતને આચારમાં મૂકવી

પડે. એવા ધનવાન માણસ જેવા ન બનો કે જેણે વિગતભર્યું વસીયતનામું તો બનાવ્યું છે, પણ મરવા રાજી નથી.

**સાધક** - સઘળું ક્રમિક રીતે બને તેવો શું જીવનનો નિયમ નથી?

**મહારાજ** – ના રે ના. માત્ર પૂર્વતૈયારી ક્રમિક હોય છે, પરિવર્તન ખુદ તો એકાએક અને પૂર્ણપણે ઘટતું હોય છે. ક્રમિક પરિવર્તન તમને સભાન હોવાના નવા સ્તરે નથી લઈ જતું. જેમ ઘટતું હોય તેમ ઘટવા દેવા માટે તમારામાં હિંમત હોવી આવશ્યક છે.

**સાધક** - હું કબૂલું છું કે મારામાં હિંમતનો અભાવ છે.

**મહારાજ** - તે એટલા માટે કે વાત પૂરેપૂરી તમારા ગળે નથી ઉતરી. વાત પૂરેપૂરી ગળે ઉતરી કે ઈચ્છા અને હિંમત બક્ષે પેદા થતાં હોય છે. અને ધ્યાન એ સમજ દ્વારા શ્રધ્ધા સિધ્ધ કરવાની કળા છે. ધ્યાનમાં તમે ઉપદેશને તેનાં સઘળાં પાસાંઓ સમેત વારંવાર મળી ગયેલો વિચારો છો, અને તેના દ્વારા પ્રાપ્ત થયેલી સ્પષ્ટતા વડે આત્મવિશ્વાસ જન્મે છે, અને આત્મવિશ્વાસ જન્મવા સાથે આચાર જન્મે છે. દઢ માન્યતા અને આચાર એકબીજાથી અલગ ન પાડી શકાય તેવાં છે. જો દઢ માન્યતા પ્રમાણેનો તમારો આચાર ન હોય તો તમારી દઢ માન્યતાને તપાસો, તમારી જાત પર હિંમતનો અભાવ છે તેવો આરોપ ન મૂકો. આત્મપ્રતારણા તમને ક્યાંય નહીં લઈ જાય. સ્પષ્ટતા અને લાગણીકીય સહમતિ વિના માત્ર ઈચ્છાશક્તિ(સંકલ્પબળ) કયા કામની?

**સાધક** - લાગણીકીય સહમતિ વડે આપ શું સૂચવવા માગો છો શું મારે મારી ઈચ્છા વિરુધ્ધ નથી લડવાનું?

**મહારાજ** - તમે તમારી ઈચ્છાઓ વિરુધ્ધ નહીં વર્તો. સ્પષ્ટતા પૂરતી નથી. ઊર્જાનો સ્રોત પ્રેમ છે - વર્તવા માટે, કૃત્ય કરવા માટે તમારે પ્રેમ કરવો પડે - પછી ભલે તમારા પ્રેમનો જે કોઈ આકાર અને હેતુ હોય. સ્પષ્ટતા અને ઉદાત્તતા વિના હિંમત વિનાશક છે. ઘણી વાર યુધ્ધ કરી રહેલા લોકો આશ્ચર્યકારક કહેવાય તેટલી હિંમત ધરાવતા હોય છે, પરંતુ તેથી શું?

**સાધક** - મને તો સાવ સ્પષ્ટપણ દેખાઈ રહ્યું છે કે મને બગીચાવાળા એક ઘરતી ઈચ્છા છે, જેમાં હું શાંતિથી રહી શકું. મારે મારી ઈચ્છાનો અમલ શા માટે ન કરવો?

**મહારાજ** - તમે તેમ કરવાને પૂરા આઝાદ છો. પરંતુ અનિવાર્યને, અનપેક્ષિતને નજરઅંદાજ ન કરતા. વરસાદ વિના તમારો ઉદ્યાન ફૂલશે ફાલશે નહીં. સાહસ માટે તમારે હિંમતની આવશ્યક્તા છે.

**સાધક** - હિંમતને એકઠી કરવા માટે સમયની જરૂર છે, મને ઉતાવળ ન કરાવશો. કાર્ય માટે મને પરિપક્વ થવા દો.

**મહારાજ** - તમારો આ પૂરો અભિગમ જ ખોટો છે. કામ કરવામાં મોડું કરવું તે કામ ને ન કર્યા બરાબર જ છે. એવું બને કે અન્ય કામો માટે અન્ય તકો હોય, પરંતુ હાલની ક્ષણ તો ગુમાવી જ દેવામાં આવી - ફરી કદી ન મળે તે રીતે. સઘળી તૈયારીઓ ભવિષ્ય માટે છે - વર્તમાન માટે તમે તૈયારી ન કરી શકો.

**સાધક** - ભવિષ્ય માટે તૈયારી કરવામાં ખોટું શું છે?

**મહારાજ** - વર્તમાનમાં વર્તવાની ક્રિયામાં તમારી તૈયારીઓ કંઈ ખાસ મદદરૂપ નહીં થાય. સ્પષ્ટતા અત્યારે છે, આચરવાનું અત્યારે છે . તૈયાર હોવાનું વિચારવાની ક્રિયા આચારમાં અવરોધ ખડો કરે છે. અને આચાર એ વાસ્તવિકતાનો પારસમણિ છે.

**સાધક** - આપણે કોઈ દઢ માન્યતા વિના વર્તીએ ત્યારે પણ?

**મહારાજ** - કર્મ કર્યા વિના તમે જીવી ન શકો, અને દરેક કર્મના પ્રેરકબળ તરીકે કોઈ ઈચ્છા કે ભય હોય છે. આખરે તો તમે જે કંઈ કરો છો તે તમારી એ માન્યતા પર આધારિત હોય છે કે જગત વાસ્તવિક

છે અને તમારાથી સ્વતંત્ર છે. જો તમારી માન્યતા તેનાથી ઉલટી હોત તો તમારી વર્તણૂંક સાવ જ જુદી હોત.

**સાધક** - મારી માન્યતામાં કશીયે ગડબડ નથી, મારાં કર્મો સંજોગો દ્વારા આકાર પામ્યાં છે.

**મહારાજ** - બીજા શબ્દોમાં કહેવા જઈએ તો તમે તમારા સંજોગો વાસ્તવિક છે તેવી માન્યતા તો ધરાવો જ છો, તમે જે જગતમાં જીવો છો તે વાસ્તવિક છે તેવી માન્યતા તો ધરાવો જ છો. પીછો કરતાં કરતાં જગતના સ્રોત સુધી પહોંચો અને તમારા જાણવામાં આવશે કે આ જગત હતું તે પહેલાં તમે હતા, અને જ્યારે તે જગત નહીં હોય ત્યારે પણ પાછળ તમે તો રહેશો જ. તમારા સમયાતીત સ્વરૂપને પામો અને તમારું કર્મ તેની સાક્ષી પૂરશે. શું તમે તેને પામ્યા છો?

**સાધક** - ના, નથી પામ્યો.

**મહારાજ** - તો પછી તમારે બીજું શું કરવું પડે તેમ છે? ચોક્કસ, આ જ તો સૌથી તાકીદનું કામ છે. જ્યાં સુધી તમે સઘળી બાબતોને પડતી નહીં મૂકો અને આધારવિહોણા અને અવ્યાખ્યાયીત નહીં રહો, ત્યાં સુધી તમે તમારી જાતને સઘળાથી સ્વતંત્ર નહીં જોઈ શકો. એક વાર તમે તમારી જાતને જાણી કે પછી તમે શું કરો છો તે મહત્ત્વનું નથી રહેતું, પરંતુ તમારી સ્વતંત્રતાનો સાક્ષાત્કાર કરવા તમે જે કશા પર આધારિત હતા તે સઘળાનો ત્યાગ કરીને તમારે તેની કસોટી તો કરવી જ રહી. સાક્ષાત્કારપ્રાપ્ઠ માણસ પરબ્રહ્મની કક્ષાએ જીવતો હોય છે; તેના શાણપણ, ડહાપણ, પ્રેમ અને હિંમત પૂર્ણ હોય છે, તેના માટે કશુંયે સાપેક્ષ નથી હોતું. માટે તેણે વધારે આકરી કસોટીઓ વડે પોતાની જાતને પુરવાર કરવી પડે, વધારે કપરા સંજોગોમાંથી પસાર થવું પડે. કસોટી કરનાર, જેની કસોટી થઈ રહી છે તે અને કસોટી માટેનો માહોલ સઘળું તેની પોતાની અંદર જ છે; તે એક આંતરિક નાટક છે, જેમાં કોઈ પક્ષકાર ન થઈ શકે.

**સાધક** - વધઃસ્તંભની સજા, મૃત્યુ અને પુનઃઉત્થાન - આપણે એક જ પરિચિત ભૂમિકાની વાત કરી રહ્યા છીએ! મેં તે વિશે સતત વાંચ્યું છે, સાંભળ્યું છે અને વાતચીત કરી છે, પરંતુ તેમ કરવું મને મારા માટે અશક્ય લાગે છે.

**મહારાજ** - શાંત રહો, સ્વસ્થ રહો, અવિક્ષુબ્ધ રહો અને શાણપણ અને તાકાત તેમની જાતે જ પધરામણી કરશે. તમારે અકળાવાની જરૂર નથી. હૃદય અને મનના મૌનમાં તેની રાહ જુઓ. શાંત થવું, નિઃસ્પંદ રહેવું ખૂબ જ સહેલું છે, પરંતુ તે માટેનો રાજીપો દુર્લભ છે. તમે લોકો રાતોરાત અતિમાનવ બનવા માગતા હોવ છો. મહાત્ત્વાકાંક્ષારીહેત અવસ્થામાં સ્થિત થાઓ, સહેજ પણ ઈચ્છા ન હોય તેવી અવસ્થામાં રહો, ખુલ્લા, ભેદ્ય, અસુરક્ષિત, અનિશ્ચિત અને એક્લા રહો, જીવનમાં જે કંઈ ઘટી રહ્યું હોય તે પ્રત્યે સાવ જ ઉઘાડા(ઉદાર) અને સર્વસ્વીકૃતિના ભાવયુક્ત રહો, એવી સ્વાર્થી માન્યતા ન ધરાવો કે સઘળું તમારી મોજમજાને અનુકૂળ જ ઘટવું જોઈએ, તમારા ફાયદામાં જ હોય, પછી ભલે તે ભૌતિક હોય કે તથાકથિત આધ્યાત્મિક હોય.

**સાધક** - આપ જે કહો છો તેનો હું પ્રતિભાવ આપું છું, પરંતુ મને એ ખબર નથી કે તે કઈ રીતે ઘટતું હોય છે.

**મહારાજ** - જો તમારા જાણવામાં આવે કે તે કઈ રીતે ઘટતું હોય છે, તો તમે તે નહીં કરો. સઘળા પ્રયત્નનો ત્યાગ કરો, બસ માત્ર હ)ેવ; મથામણ ન કરો, સઘર્ષ ન કરો, દરેક આધારને જતો કરો, હોવાના અંધ ભાવને વળગી રહો, અન્ય સઘળાને એક બાજુ પર રાખી દો. આટલું પૂરતું છે.

**સાધક** - સઘળાને એક બાજુ પર રાખી દેવાની આ ક્રિયાને કઈ રીતે કરવામાં આવતી હોય છે? હું જેમ તેને વધારે અને વધારે બાજુ પર રાખી દેવાનો પ્રયત્ન કરું છું તેમ તે વધારે અને વધારે સપાટી પર આવે છે.

**મહારાજ** - ધ્યાન આપવાનો નકાર ભણી દો, વિવિધ બાબતોને આવતી-જતી રહેવા દો. ઈચ્છાઓ અને વિચારો પણ વિવિધ બાબતો જ છે. તેમના પર ધ્યાન ન આપો. આદિકાળથી ઘટનાઓની ધૂળ તમારા મનના સ્વચ્છ દર્પણને ઢાંકતી રહી છે, કે જેથી કરીને તમે માત્ર સ્મૃતિઓને જ જોઇ શકો. તેને જામવાનું મળે તે પહેલાં આ ધૂળને તમે ઝાપટી કાઢો, આ ક્રિયા જૂના થરોને ઉઘાડા કરશે, અને એક સમય એવો આવશે કે તમારા મનની ખરી પ્રકાતિ છતી થશે. આ સઘળું ખૂબ જ સીધુંસાદું અને પ્રમાણમાં સહેલું છે; ઉત્કટ અને નિષ્ઠાવાન બનો, ધૈર્યવાન બનો, બસ આટલું જ પુરતું છે. વૈરાગ, અનાસક્તિ, ઈચ્છા અને ભયથી મુક્તિ, સઘળી નિસ્બતોથી મુક્તિ, નરી જાગ્રતિ - સ્મૃતિ અને ભાવિ અપેક્ષાઓથી મુક્તિ - આ મનની એ અવસ્થા છે જેને સાક્ષાત્કાર ઘટી શકે. આખરે તો, મુક્તિ એટલે (પોતાને) પામવા માટેની આઝાદી નહીં તો બીજું શું છે?

## સ્મૃતિઓ અને ભાવિ આશાઓનો ત્યાગ કરો [૯૬]

**સાધક** - જન્મે હું એક અમેરિકન છું અને છેલ્લા એક વરસથી હું મધ્યપ્રદેશમાં એક આશ્રમમાં રહું છું અને યોગના વિવિધ પાસાંઓનો અભ્યાસ કરી રહ્યો છું. અમારે એક શિક્ષક છે, જેમના ગુરુ મહાન શિવાનંદ સરસ્વતીના શિષ્ય હતા, તેઓ મોથઘીરમાં રહે છે. હું રમણાશ્રમમાં પણ રહ્યો છું. હું મુંબઈમાં હતો તે દરમિયાન મારે કોઇ ગોએન્કાએ આયોજિત કરેલા બર્મિઝ ધ્યાનના ઘનિષ્ઠ શિબિરમાંથી પણ પસાર થવાનું બન્યું છે. અને તેમ છતાંયે મને શાંતિ નથી મળી. આત્મસંયમ અને રોજબરોજના અનુશાસનમાં સુધારો જરૂર આવ્યો છે, પરંતુ બસ એટલું જ. હું ચોક્કસ એ નથી કહી શકતો કે શાના કારણે શું થયું. મેં ઘણાંયે પવિત્ર સ્થળોની મુલાકાત લીધી છે. દરેકની મારા પર કેવી અને કઇ રીતે અસર થઇ છે તે હું નથી કહી શકતો.

**મહારાજ** - વહેલા મોડા પણ સારાં પરિણામો જ આવશે. રમણાશ્રમમાં શું તમને કોઇ સૂચનાઓ આપવામાં આવેલી ખરી?

**સાધક** - હા, કેટલાક અંગ્રેજ લોકો મને ભણાવતા હતા અને જ્ઞાનયોગનો એક નિત્યનિવાસી ભારતીય અનુયાયી પણ મને પાઠો ભણાવતો હતો.

**મહારાજ** - તમારી આગળની યોજના શી છે?

**સાધક** - વિઝાની મુશ્કેલીના કારણે મારે સ્ટેટ્સ પાછા કરવું પડે તેમ છે. હું નિસર્ગોપચારના મારા બી.એસસી.ના અભ્યાસને પૂરો કરવા માગું છું અને તેને મારો વ્યવસાય બનાવવા માગું છું.

**મહારાજ** - વ્યવસાય સારો છે, તે બાબતે કોઈ શંકા નથી.

**સાધક** - કોઈ પણ ભોગે યોગના માર્ગને અનુસરવામાં શું કોઈ જોખમ રહેલું છે ખરુ?

**મહારાજ** - જ્યારે કોઈ ભવનને આગ લાગી હોય ત્યારે શું દોવાસળી જોખમી હોય ખરી? સત્યની

શોધનું કામ સઘળા કામોમાં સૌથી જોખમી કામ છે કારણ કે તે તમે જે જગતમાં જીવો છો

તેનો તે નાશ કરી નાખશે. પરંતુ જો તમારો ઈરાદો સત્ય અને જીવન પ્રત્યેનો પ્રેમ હશે

તો તમારે ગભરાવાની કોઈ જરૂર નથી.

**સાધક** - હું ગભરાઉ છું મારા પોતાના મનથી. તે ખૂબ જ અસ્થિર છે!

# હું તે છું

**મહારાજ** - તમારા મનના અરીસામાં પ્રતિબિંબો વિદ્યમાન અને અવિદ્યમાન થતાં રહે છે. અરીસો જેમનો તેમ જ રહે છે. સઘળા તફાવતો આભાસ માત્ર છે અને એક્ય એક હકીકત છે તેનો તમને જ્યાં સુધી સાક્ષાત્કાર ન થાય ત્યાં સૂધી ચલમાં રહેલા અચલને, પરિવર્તનશીલમાં રહેલા અપરિવર્તશીલને ઓળખતા અને અલગ પાડતા શીખો. આ પાયાની ઓળખ - તમે તેને ઈશ્વર, કે બ્રહ્મ, કે પ્રકૃતિ કહી શકો છો, શબ્દોનું કોઈ મહત્ત્વ નથી - કે સઘળું એક જ છે તે જ ખરો સાક્ષાત્કાર છે. પ્રત્યક્ષ અનુભવ પરથી એક વાર તમે એવું કહી શક્યા કે - "હું જ જગત છું, જગત જ મારો આત્મા છે', કે તમે એક તરફ ઈચ્છા અને ભય મુક્ત બનો છો અને બીજી તરફ જગત માટે પૂર્ણપણે જવાબદાર બનો છો. માનવજાતનું બુધ્ધિહીન દુઃખ જ તમારી એક માત્ર નિસ્બત બને છે.

**સાધક** - તો જ્ઞાનીને પણ પોતાની સમસ્યાઓ હોય છે!

**મહારાજ** - હા, પરંતુ હવે તે તેની પોતાની સર્જેલી નથી હોતી. તેનું દુઃખ મનમાં રહેલા કોઈ ડંખથી વિષાસક્ત થયેલું નથી હોતું. અન્યોના પાપને કારણે ભોગવવાની થતી યાતનામાં કશુંયે ખોટું નથી. તમારો ખ્રિસ્તી ધર્મ આના પર જ આધારિત છે.

**સાધક** - સઘળી યાતનાઓ શું સ્વ-સર્જીત નથી હોતી?

**મહારાજ** - હા, જ્યાં સુધી તેને સર્જવા માટે કોઈ અલગ જાત હોય છે. આખરે તો તમે જાણો જ છો કે નથી તો પાપ જેવું કશુંયે, કે નથી તો ડંખ જેવું કશુયે, કે નથી તો બદલા જેવું કશુંયે, હોય છે માત્ર અનંત રૂપાંતરણો ધરાવતું જીવન. વ્યક્તિગત "હું'ના વિલય સાથે જ વ્યક્તિગત યાતનાઓ અલોપ થઈ જાય છે. પાછળ રહે છે માત્ર કરુણાની ઘોર ઉદાસી, બિનજરૂરી પીડાની ભયાનકતા.

**સાધક** - જગતની આ રચનામાં શું કશુંયે બિનજરૂરી છે ખરુ?

**મહારાજ** - કશુંયે જરૂરી નથી, કશુંયે અનિવાર્ય નથી. આદત અને આવેગ અંધ બનાવે છે અને ગેરમાર્ગે દોરી જાય છે. કરુણાભરી જાગ્રતિ સાજા અને પુનઃસ્થાપિત કરે છે. એવું કશું જ નથી કે જે આપણે કરી શકીએ, આપણે માત્ર એટલું જ કરી શકીએ કે દરેક બાબતને તેની પ્રકૃતિ પ્રમાણે બનવા દઈએ, ઘટવા દઈએ.

**સાધક** - શું આપ પૂર્ણ નિષ્ક્રીયતાની ભલામણ તો નથી કરી રહ્યાને ?

**મહારાજ** - સ્પષ્ટતા અને ઉદાત્તતા આચાર છે. પ્રેમ પ્રમાદી નથી અને સ્પષ્ટતા દિગ્દર્શન કરે છે. તમારે આચાર બાબતે ચિંતા કરવાની જરૂર નથી, તમારા મન અને હૃદયનું ધ્યાન રાખો. મૂર્ખાઈ(જડત્વ) અને સ્વાર્થીપણું જ માત્ર અનિષ્ટો છે.

**સાધક** - શું વધારે સારું - ઈશ્વરના નામનું રટણ, કે ધ્યાન?

**મહારાજ** - રટણ તમાર શ્વસનને સ્થિર કરશે. ઊંડા અને શાંત શ્વસનથી તમારી જીવંતતા(પ્ા11())માં સુધારો થશે, જે મગજને અસર કરશે અને ધ્યાન માટે મનને વિશુધ્ધ અને સ્થિર થવામાં મદદ કરશે. જીવંતતા (પ1્વ107) ન હોય તો ભાગ્યે જ કંઈ થઈ શકે, અને માટે જ તેના રક્ષણનું અને વૃધ્ધિનું મહત્ત છે. આસનો અને શ્વસન યોગનો હિસ્સો છે, કારણ કે શરીરનું તંદુરસ્ત હોવું અને નિયંત્રણ હેઠળ હોવું આવશ્યક છે, પરંતુ શરીર પર વધારે પડતું ધ્યાન આપવાથી મૂળ હેતુ જ માર્યો જાય છે, કારણ કે મૂળભૂતપણે તો મન જ મહત્ત્વનું છે. જયારે મનને જ શાંત પાડી દેવામાં આવ્યું હોય છે અને તે ચિદાકાશને કોઈ ખલેલ નથી પહોંચાડતું ત્યારે શરીરને એક નવો અર્થ(આયામ) પ્રાપ્ત થાય છે અને તેનું રૂપાંતરણ જરૂરી પણ બને છે અને શક્ય પણ બને છે.

# હું તે છું

**સાધક** - હું સમગ્ર ભારતમાં ફરતો રહ્યો છું, ઘણા ગુરુઓને મળતો રહ્યો છું, અને લગરીક લગરીક યોગ શીખતો રહ્યો છું. શું દરેક ચીજનો સ્વાદ લેવો યોગ્ય છે?

**મહારાજ** - ના, આ તો માત્ર એક શરૂઆત છે. તમે એક એવા માણસને મળશો જે તમને તમારો પોતાનો માર્ગ શોધવામાં મદદ કરશે.

**સાધક** - મને એવું લાગે છે કે મારી પોતાની પસંદગીનો ગુરુ મારો ખરો ગુરુ ન હોઈ શકે. સાચા ગુરુ હોવા માટે તો તેનું આગમન અનપેક્ષિત જ હોવું જોઈએ અ અવરોધ ન કરી શકાય તેવો તે હોવો જોઈએ.

**મહારાજ** - આવી કોઈ આગોતરી અપેક્ષા ન રાખવી તે જ ઉત્તમ છે. તમે કઈ રીતે તે આપો છો તે જ નિર્ણાયક હોય છે.

**સાધક** - મારે કઈ રીતે પ્રતિભાવ આપવો તે શું મારા હાથની વાત છે?

**મહારાજ** - હાલમાં કરેલો વિવેકબુદ્ધિનો અને વૈરાગ્યનો મહાવરો યોગ્ય સમયે તેનાં ફળો આપશે. જો મૂળિયાં તંદુરસ્ત હશે અને તેને સારી રીતે પાણી પીવડાવવામાં આવ્યું હશે તો ફળો મીઠાં જ હોવાનાં. નિર્મળ રહો, સતર્ક રહો, તૈયાર રહો.

**સાધક** - શું સાદાઈભર્યું જીવન અને વિવિધ પ્રકારનાં તપો કશાયે ઉપયોગનાં ખરાં?

**મહારાજ** - મારા માટે તો જીવનની સઘળી તડકીછાંયડી પૂરતાં તપો છે! તમારે જાતે કરીને તકલીફો પ્રતિભાવ ઉપજાવી કાઢવાની કોઈ જ જરૂર નથી. જીવન તમારી સમક્ષ જે કંઈ પણ લઈ આવે તેનો પ્રસક્ષતાપૂર્વક સામનો કરવો તેટલી સાદાઈ જ પૂરતી છે.

**સાધક** - બલિદાનનું શું?

**મહારાજ** - તમારી પાસે જે કંઈ છે તેને જરૂરમાં હોય તેવા લોકો સાથે રાજીખુશીથી અને આનંદપૂર્વક વહેંચી ખાઓ - જાતે જ ક્રરતાઓને ઉપજાવી કાઢવાની અને પોતાના પર લાદવાની મનોવૃત્તિથી દૂર રહો.

**સાધક** - આત્મસમર્પણ શું છે?

**મહારાજ** - જે કંઈ ઘટે તેને સ્વીકારો.

**સાધક** - મને લાગે છે કે હું એટલો બધો નિર્બળ છું કે મારા પોતાના પગ પર ઊભો રહી શકું તેમ નથી. મારે કોઈ ગુરુના અને સારા લોકોના પવિત્ર સંગની આવશ્યકતા છે. સમતા મારા બસની વાત નથી. જે કંઈ ઘટે તેને સ્વીકારી લેવાની વાત મને ગભરાવી મૂકે છે. સ્ટેટ્સ પાછા ફરવાનો વિચાર આવે છે અને હું ગભરાઈ ઊઠું છું.

**મહારાજ** - પાછા જાઓ અને તમારી તકોનો ઉત્તમોત્તમ ઉપયોગ કરો. સૌ પહેલાં તો તમારી બી.એસસી.ની ઉપાધિ મેળવો. નિસર્ગોપચારના તમારા અભ્યાસ માટે તો તમે ગમે ત્યારે ભારત પાછા આવી શકો છો.

**સાધક** - સ્ટેટ્સમાં જે તકો રહેલી છે તેનાથી તો હું સારો એવો અવગત છું. મને ગભરાવી તો મૂકે છે એકલતા!

**મહારાજ** - તમને તમારી પોતાની જાતનો સંગાથ તો કાયમને માટે છે જ - તમારે એકલતા અનુભવવાની કોઈ જ જરૂર નથી. તેનાથી વિખૂટા પડેલા તમે ભારતમાં પણ એકલતા જ અનુભવશો. સઘળું સુખ જાતને ખુશ રાખવાથી આવી મળે છે. તેને ખુશ રાખો, સ્ટેટ્સ પાછા ફર્યા બાદ એવું કશું જ ન કરો જે તમારા હૃદયમાં સ્થિત ભવ્ય સત્યની વિરુદ્ધમાં જતું હોય અને તમે સુખી થશો અને

સુખી રહેશો. પરંતુ તમારે સ્વરૂપની શોધ ચલાવવી પડે, અને તેના મળ્યા બાદ, તેમાં સ્થિત થવું પડે.

**સાધક** - પૂર્ણ એકાંતિકતા શું કશાયે લાભની રહેશે ખરી?

**મહારાજ** - તેનો આધાર તમારી પ્રકૃતિ પર રહે છે. એવું બને કે તમે અન્ય લોકો સાથે, અન્ય લોકો માટે સતર્ક અને મૈત્રીપૂર્ણ રહીને કામ કરો, અને એવું બને કે તમે એકાંત કરતાં વધારે પૂર્ણપણે વિકાસ પામો. એકાંત એવું પણ હોય કે જે તમને સુસ્ત બનાવતું હોય અને તમને તમારા મનની અનંત વાતચીતનો શિકાર બનાવતું હોય. એવી કલ્પના ન કરશો કે તમે પ્રયાસ કરવાથી બદલાશો. એવું બને કે સાદાઈભર્યા જીવનમાં અને તપમાં ઘટતું હોય છે તેમ હિંસા (દમન, અતિશયતા) તમારી જ સામે પડે અને તમને કશાંયે ફળ ન આપે.

**સાધક** - એવો કોઈ ઉપાય ખરો કે જેનાથી જાણી શકાય કે કોણ સાક્ષાત્કારપ્રાસ છે અને કોણ નથી?

**મહારાજ** - તમારો એક માત્ર પુરાવો તમારી ખુદની અંદર છે. જો તમને એવું અનુભવાય કે તમે સાત્વિક બની રહ્યા છો તો તે એક સંકેત હશે કે તમને પારસમણિનો સ્પર્શ થયો છે. તે વ્યક્તિ સાથે રહો અને નીરખો કે તમને શું થાય છે. બીજાઓને ન પૂછશો. તેમનો માણસ (ગુરુ) કદાચ તમારો ગુરુ ન પણ હોય. ગુરુ તેના સત્ત્વની દષ્ટિએ કદાચ વૈશ્વિક હોય, પરંતુ તેની અભિવ્યક્તિમાં તેવો ન હોય. તે કદાચ તમને ક્રુદ્ધ કે લાલચુ કે પોતાના આશ્રમ કે કુટુંબ બાબતે વધારે પડતો ચિંતાતુર પણ દેખાય એવું બને, અને તમે તેની આ પ્રકારની રીતભાતથી કદાચ ગેરમાર્ગે પણ દોરવાઓ, જયારે અન્યો માટે તેવું નથી બનતું.

**સાધક** -શું મને એવો અધિકાર નથી કે હું સઘળી - આંતર તેમજ બાહ્ય - બાબતોમાં ક્ષતિરહિત પૂર્ણતાની અપેક્ષા રાખું?

**મહારાજ** - આંતરિક બાબતોમાં - હા. પરંતુ બાહ્ય પૂર્ણતા તો સંજોગો પર, શરીરની અવસ્થા પર, વ્યક્તિગત અને સામાજિક અને અન્ય અસંખ્ય પરિબળો પર આધાર રાખે છે.

**સાધક** - મને કોઈ જ્ઞાનીને શોધી કાઢવાનું કહેવામાં આવેલું કે જેથી કરીને હું તેની પાસેથી જ્ઞાન સિદ્ધ કરવાની કળા શીખી શકું, અને હવે મને એવું કહેવામાં આવે છે કે તે પૂરો અભિગમ જ ખોટો છે, હું જ્ઞાનીને પારખી ન શકું કે ન તો જ્ઞાનને યોગ્ય સાધનો વડે પ્રાસ્ત કરી શકાય. આ સઘળું મને તો ભારે ગૂંચવાડામાં મૂકી દે છે!

**મહારાજ** - આ સઘળું તમારી સત્ (વાસ્તવિકતા - સત્ય) વિશેની નરી ગેરસમજને કારણે છે. તમારું મન મૂલ્યાંકન અને પ્રાપ્તિની આદતોમાં ગળાડૂબ છે અને કદીયે એવું નહીં સ્વીકારે કે જેની સરખામણી થઇ શકે તેમ નથી અને જે પ્રાપ્ત કરી શકાય નથી તેવું કશુંક સદા કાળથી તમારા હૃદયમાં સાક્ષાત્કાર માટે રાહ જોઈ રહ્યું છે. તમારે માત્ર સઘળી સ્મૃતિઓ અને ભાવિ અપેક્ષાઓનો ત્યાગ કરવાનો છે, બસ માત્ર એટલું જ કરવાનું છે. બસ તમારી જાતને તૈયાર રાખો - સાવ ખુલ્લા બનીને અને સાવ શૂન્ય બનીને.

**સાધક** - ત્યાગ કરવાની આ ક્રિયા કોણે કરવાની છે?

**મહારાજ** - ઈશ્વર તે કરશે. બસ ત્યક્ત હોવાની આવશ્યક્તાને સમજો. કોઈ અવરોધ ખડો ન કરો, તમે તમારી જાતને જે વ્યક્તિ સમજો છો તેને વળગી ન રહો. તમે તમારી જાતને એક વ્યક્તિ કલ્પો છો તેને કારણે જ્ઞાનીને પણ એક વ્યક્તિ જ કલ્પો છો, તમે ફરક માત્ર એટલો કરો છો કે તેને વધારે માહિતગાર અને વધારે શક્તિશાળી કલ્પો છો, બસ એટલું જ. તમે કદાચ એવું કહો કે તે સદાને માટે ચેતન અને સુખી છે, પરંતુ પૂર્ણ સત્યને અભિવ્યક્ત કરવાથી તે જોજનો દૂર છે. વ્યાખ્યાઓ અને વર્ણનોનો વિશ્વાસ ન કરશો - તે તો સાવ જ ગેરમાર્ગે દોરનારાં છે.

**સાધક** - જ્યાં સુધી મને કશુંક કરવાનું અને કઇ રીતે કરવાનું નથી કહેવામાં આવતું ત્યાં સુધી મને કંઇ જ સૂઝ નથી પડતી કે મારે શું કરવું.

**મહારાજ** – તમ તમારે મોજથી રહો તેવી કોઇ મૂંઝવણમાં! જ્યાં સુધી તમે તમારી જાતને સમર્થ સમજશો અને આત્મવિશ્વાસુ રહેશો ત્યાં સુધી સત્ તમારી પહોંચ બહાર છે. એક જીવનરીતિ તરીકે જ્યાં સુધી તમે આંતરિક સાહસને નહીં સ્વીકારો ત્યાં સુધી ઉઘાડ(સાક્ષાત્કાર)ની વર્ષા તમારા પર નહીં થાય.

**સાધક** - શાનો ઉઘાડ, શાનો સાક્ષાત્કાર, શાનું પ્રગટીકરણ?

**મહારાજ** - સઘળી દિશાએથી મુક્ત, સાધન અને સાધ્યથી મુક્ત એવા તમારા સ્વરૂપના કેન્દ્રનો.

**સાધક** - સઘળું હોવ, સઘળું જાણો, સઘળું ધરાવો?

**મહારાજ** - કશું જન હોવ, કશું જ ન જાણો, કશું જ ન ધરાવો. માત્ર આવું જ જીવન જીવવા જેવું છે, માત્ર આવું જ સુખ ધરાવવા જેવું છે.

**સાધક** - કદાચ હું એવું કબૂલું કે આ લક્ષ્ય મારી સમજ બહારનું છે. ઓછા ઓછું મને એ તો જાણવા દો કે તે કઇ રીતે ઘટતું હોય છે.

**મહારાજ** - તમારે જ તમારો પોતાનો માર્ગ શોધવો પડે, રીત શોધવી પડે. જો તે તમે પોતે જ નહીં શોધો તો તે તમારો માર્ગ નહીં હોય અને તે તમને ક્યાંય નહીં લઇ જાય. તમારા સત્યને તમે જે રીતે પામ્યા છો તેને હૃદયપૂર્વક તે જ રીતે જીવો - તમે જે કંઇ થોડું ઘણું સમજયા છો તેને આચારમાં મૂકો. તમારી ઉત્કટતા જ, નિષ્ઠા જ તમને પાર ઉતારશે - તમારી કે અન્ય કોઈની હોશિયારી નહીં.

**સાધક** - હું ભૂલોથી ગભરાઉં છું. મેં ઘણીયે બાબતો અજમાવી છે - કશું જ પરિણામ નથી આવ્યું.

**મહારાજ** - તમારી જાતને તો તમે ભાગ્યે જ સમર્પિત કરી છે, તમને માત્ર કૂતુહલ હતું તેટલું જ, તમને કોઇ નિષ્ઠા કે ઉત્કટતા નહોતી.

**સાધક** - આથી વધારે મને કશીયે ખબર નથી.

**મહારાજ** - ઓછામાં ઓછું એટલું તો તમે જાણો છો . તે સઘળું છીછરું છે, સપાટી પરનું જ છે, તેટલું જાણવાથી કંઇ તમારો અનુભવ મૂલ્યવાન નથી બની જતો, તેમના ઘટવા સાથે જ તેમને ભૂલી જાઓ. સ્વચ્છ અને નિઃસ્વાર્થ જીવન જીવો, બસ એટલું જ પૂરતું છે.

**સાધક** - નૈતિકતા શું એટલી બધી મહત્ત્વની છે? સદાચાર શું એટલા બધા મહત્ત્વનો છે?

**મહારાજ** - છેતરપિંડી ન કરો, દુઃખ ન પહોંચાડો - તે શું મહત્ત્વનું નથી? સૌથી વધારે તો તમારે આંતરિક શાંતિની જરૂર છે - જે આંતર અને બાહ્ય વચ્ચેની સંવાદિતાની અપેક્ષા રાખે છે. તમે જેમાં શ્રદ્ધા રાખો છો તે પ્રમાણે વર્તો અને જે પ્રમાણે વર્તો છો તેમાં શ્રદ્ધા રાખો. અન્ય સઘળું ઊર્જા અને સમયનો દુર્વ્યય છે.

## મન અને જગત અલગ નથી [૯૭]

**સાધક** - અહીં આગળ કેટલાક સંતોના ચિત્રો મારા જોવામાં આવે છે અને મને એવું કહેવામાં આવ્યું છે કેતેઓ આપના આધ્યાત્મિક પૂર્વજો છે. તેઓ કોણ છે અને આ સઘળાની શરૂઆત કઇ રીતે થઇ હતી?

# હું તે છું

**મહારાજ** - એક જૂથ તરીકે અમને "નવ નાથ' તરીકે ઓળખવામાં આવે છે. કથા એવી છે કે અમારા પ્રથમ ગુરુ ક્ષિ દત્તાત્રેય હતા, જેઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રિપુટીના મહાઅવતાર હતા. "નવ નાથો' પણ પૌરાણિક છે.

**સાધક** - તેમના ઉપદેશની ખાસિયતો શી છે?

**મહારાજ** - સાદાઈ - સિધ્દ્ધાંત અને વ્યવહાર બક્ષેમાં.

**સાધક** - કોઈ નવનાથ કઈ રીતે બનતું હોય છે? દિક્ષા લઈને કે પછી વારસાગત?

**મહારાજ** - બેમાંથી એક પણ રીતે નહીં. આ "નવનાથ'ની પરપરા કોઇ નદી સમાન છે – તે સત્(વાસ્તવિક્તા)ના મહાસાગરમાં વહી(સમાઈ) જાય છે, જે કોઈ તેમાં પ્રવેશે છે તે તેની સંગાથે વહી(તણાઈ) જાય છે.

**સાધક** - શું તે જ પરંપરાના કોઇ હયાત ગુરુ વડે સ્વીકૃતિ એવો તેનો અર્થ થાય ખરો કે?

**મહારાજ** - "હું છું' પર પોતાના મનને એકાગ્ર કરવાની જેઓ સાધના કરે છે તેઓ માટે એવું બને ખરું કે તેઓ આ જ સાધનાને અનુસરતા અને સફળ થયેલા અન્ય લોકો સાથે કોઈ સંબંધ અનુભવે. તેમના સગોત્ર (બંધુત્વ) હોવાના ભાવને શબ્દદેહ આપવા જતાં કદાચ એવું બને કે તેઓ પોતાને નવનાથ તરીકે ઓળખાવવાનો નિર્ણય લે. તેમ કરવાનું તેમને કોઇ સ્થાપિત પરંપરાના હોવાનો આનંદ આપે છે.

**સાધક** - આ રીતે જોડાવાની ક્રિયા શું તેમને કોઈ ફાયદો કરે છે ખરી?

**મહારાજ** - સત્સંગી વર્તુળ, "સંતોનો સથવારો' સમયના પસાર થવા સાથે વિસ્તૃત થાય છે.

**સાધક** - તેમ કરીને શું તેમને શક્તિ અને અનુગ્રહના એ સ્રોત પર કબ્જો મળે છે ખરો જેનાથી નહીંતર તેમને અળગા રખાયા હોત?

**મહારાજ** - શક્તિ અને અનુગ્રહ સૌના માટે છે અને માગો એટલે તમને મળે છે. પોતાની જાતને અમુક ખાસ નામ આપી દેવાની ક્રિયા કંઇ મદદરૂપ નથી થતી. તમારી જાતને ગમે તે નામે ઓળખાવો - જયાં સુધી તમે તમારામાં જ તીવ્રપણે લીન રહેશો ત્યાં સુધી આત્મજ્ઞાન સામેનાં સંચિત વિઘ્નો દૂર થશે તે નિશ્ચિત છે.

**સાધક** - જો મને આપનો ઉપદેશ ગમતો હોય અને જો હું આપનું માર્ગદર્શન સ્વીકારું તો શું હું મને નવનાથ કહેવડાવી શકું?

**મહારાજ** - શબ્દોનું વળગણ છે તેવા તમારા મનને ખુશ કરો! નામ તમને નહીં બદલે. વધારેમાં વધારે તો એટલું કે તે તમને સારી રીતે વર્તવાનું યાદ દેવડાવે. ગુરુઓ અને તેમના શિષ્યોની એક શૃંખલા (પરંપરા) છે, જે વળી વધારે શિષ્યોને તાલીમ આપે છે અને આમ તે શૃંખલા જળવાઈ રહે છે. પરંતુ આ પરંપરાનું સાતત્ય ઔપચારિક અને સ્વૈચ્છિક છે. તે પરિવારની એક અટક જેવું છે, પરંતુ અહીં પરિવાર આધ્યાત્મિક છે.

**સાધક** - સંપ્રદાયમાં જોડાવા શું સાક્ષાત્કાર થવો જરૂરી છે?

**મહારાજ** - નવનાથ સંપ્રદાય એ માત્ર એક પરંપરા છે, ઉપદેશ અને સાધનાની એક રીત છે. તે ચેતનાની કોઈ કક્ષાને સૂચિત નથી કરતી. જો તમે કોઈ નવનાથ ઉપદેશક્ને ગુરુ તરીકે સ્વીકારો તો તમે તેના સંપ્રદાયમાં જોડાઓ છો. સાધારણ રીતે તેના અનુગ્રહના પ્રસાદરૂપ કશુંક મળે છે - કોઈ દેખાવ, કોઈ સ્પર્શ, કે કોઈ શબ્દ, કેટલીકવાર કોઇ તાદૃશ્ય સ્વપ્ન, કે કોઈ તીવ્ર યાદ. કેટલીકવાર અનુગ્રહના એકમાત્ર સંકેતરૂપ ચારિત્ર્યમાં કે વર્તણૂંકમાં કોઇ મહત્ત્વનું - ઉડીને આંખે વળગે તેવું - અને ઝડપી પરિવર્તન હોય છે.

# હું તે છું

**સાધક** - હું આપને જાણતો થયો તેને હવે કેટલાંક વરસો થયાં છે અને હું આપને નિયમિતપણે મળું છું. આપના વિચારો સતત મારા મનમાં ઘોળાયા કરે છે. શું તેથી હું આપના સંપ્રદાયનો કહેવાઉં ખરો?

**મહારાજ** - તમારું સંપ્રદાયમાં હોવું કે ન હોવું તે તમારી પોતાની લાગણીની અને દઢ માન્યતાની વાત છે. આખરે તો, તે સઘળું શાબ્દિક અને ઔપચારિક છે. વાસ્તવમાં નથી તો ગુરુ કે નથી તો શિષ્ય; નથી તો સિદ્ધાંત કે નથી તો વ્યવહાર; નથી તો અજ્ઞાન કે નથી તો સાક્ષાત્કાર. તે સઘળાનો આધાર તો તમે તમારી જાતને શું સમજો છો તે પર રહે છે. તમારી જાતને સાચી રીતે જાણો. આત્મજ્ઞાનનો કોઇ વિકલ્પ નથી.

**સાધક** - મારી પાસે શો પુરાવો હશે કે હું મારી જાતને સાચી રીતે જાણું છું?

**મહારાજ** - તમારે કોઇ પુરાવાની આવશ્યક્તા નથી. તે અનુભવ અનન્ય અને અચૂક હોય છે. અડચણોને જયારે અમુક પ્રમાણમાં દૂર કરવામાં આવી હશે ત્યારે તમારા પર તેનું એકાએક અવતરણ થશે. તે ક્રિયા તૂટ્ટ તૂટ્ટ થઇ રહેલા દોરડા જેવી હોય છે. તમારે તેની એક એક સેર પર કામ કરવાનું છે. દોરડું તૂટવાનું છે તે તો નિશ્ચિત જ છે. તેમાં થોડું મોડું થાય તેવું બને, પરંતુ તેને અટકાવી શકાય તેમ તો નથી જ.

**સાધક** - કાર્યકારણનો આપ જે નકાર ભણો છો તેથી હું ગૂંચવણમાં મૂકાઇ ગયો છું. શું તેનો અર્થ એવો થાય ખરો કે જેવું પણ આ જગત છે તેના માટે કોઇ જ જવાબદાર નથી?

**મહારાજ** - જવાબદારીનો ખ્યાલ તમારા મનમાં છે. તમે એવું વિચારો છો કે જે કંઇ બની રહ્યું છે તેના માટે કશુંક કે કોઇક પૂર્ણપણે જવાબદાર છે જ. બહુવિધ એવું એક જગત અને એક એકલું કારણ વચ્ચે આંતરવિરોધ છે. બેમાંથી એક તો ખોટું હોવું જ જોઇએ. અથવા તો બન્ને. મને દેખાય છે તે પ્રમાણે તો તે સઘળું એક દિવાસ્વપ્ન જ છે. ખ્યાલોમાં કોઇ જ વાસ્તવિકતા(સત્) નથી. હકીકત એ છે કે તમારા વિના ન તો આ જગત કે ન તો તેનું કારણ અસ્તિત્વમાં આવી શક્યું હોત.

**સાધક** - હું એ નક્કી નથી કરી શકતો કે હું જગતનું સર્જન કે જગત મારું સર્જન છે.

**મહારાજ** - "હું છું? એ એક સદાયે વિદ્યમાન એવી હકીકત છે, જયારે "હું સર્જન છું' તે એક ખ્યાલ છે. ન તો ઈશ્વર કે ન તો જગત તમને એ કહેવા આવ્યા છે કે તેમણે તમને સર્જયાં છે. કાર્યકારણના ખ્યાલનું વળગણ ધરાવતું મન સર્જનને ઉપજાવી કાઢે છે અને પછી વિસ્મય અનુભવે છે કે "સર્જક કોણ છે" મન ખુદ જ સર્જક છે. આ પણ સાવ સાચું નથી, કારણ કે સર્જન અને તેનો સર્જક એક જ છે. મન અને જગત અલગ નથી. અવશ્ય સમજો કે જેને તમે જગત હોવાનું વિચારો છો તે તમારું જ પોતાનું મન છે.

**સાધક** - શું જગત મનની પેલે પાર છે કે પછી મનની બહાર છે?

**મહારાજ** - સઘળાં દેશ અને કાળ મનની અંદર છે. મનને ટપી જતાં જગત($11[0'8111લ॥1દ1 પ/011ત)નું સ્થાન તમે ક્યાં આગળ નક્કી કરશો? મનને ઘણાંયે સ્તરો છે અને દરેક તેની પોતાની સમજને પ્રક્ષેપિત કરે છે, અને તેમ છતાંયે તે સઘળાં મનની અંદર હોય છે અને મન વડે સર્જિત હોય છે.

**સાધક** - પાપ બાબતે આપનું માનવું શું છે? પાપીને, એટલે કે એવી વ્યક્તિને કે જે આંતર કે બાહ્ય કાયદાનો ભંગ કરે છે તેને આપ કઇ રીતે જુઓ છો? તે બદલાય તેવું આપ ઇચ્છો છો કે પછી આપને માત્ર તેની દયા આવે છે? કે પછી તેના પાપના કારણે આપ તેના તરફ કોઇ ધ્યાન નથી આપતા?

# હું તે છું

**મહારાજ** - હું કોઈ પાપને જાણતો નથી, કે નથી કોઈ પાપીને જાણતો. તમારા આવા ભેદ અને મૂલ્યાંકન મને બંધનકર્તા નથી. દરેક વ્યક્તિ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તતી હો બાબતે કશું જ ન થઈ શકે, કે નથી તો તે માટે કોઈ પસ્તાવો કરવાની જરૂર.

**સાધક** - પરંતુ અન્યોને તેના કારણે સહન કરવાનું બને છે, તેનું શું?

**મહારાજ** - જીવો જીવસ્ય ભોજનમ્. જીવન જીવનના આધારે જીવે છે. કુદરતમાં તે પ્રક્રિયા ફરજીયાત છે, સમાજમાં તે સ્વૈચ્છિક હોવી જોઈએ. બલિદાન વિના જીવન શક્ય નથી.પાપી બલિદાન આપવાની ના પાડે છે અને મોતને આમંત્રણ આપે છે. જેવું છે તેવું આ છે, તેને વખોડવા કે દયા ખાવા પાછળ કોઈ કારણ નથી.

**સાધક** - એટલું તો ચોક્કસ કે પાપમાં તરબોળ કોઈ વ્યક્તિને આપ જોતાં હશો ત્યારે આપ કરુણા તો અનુભવતાં જ હશો?

**મહારાજ** - હા, મને લાગે છે કે હું તે માણસ છું અને તેનાં પાપ તે મારાં પાપ છે.

**સાધક** - ખરું, પછી શું?

**મહારાજ** - મારા તેની સાથે એક થવાથી તે મારી સાથે એક થાય છે. તે કોઈ સભાન પ્રક્રિયા નથી. તે સાવ આપોઆપ જ ઘટે છે. અમારા બેમાંથી કોઈનું તેમાં કશું ન ચાલી શકે. જેમાં પરિવર્તન થવું આવશ્યક છે તેમાં કોઈ પણ હિસાબે પરિવર્તન આવશે જ, પોતાની જાતને જેવી છે તેવી જાણવાનું પુરતું છે, અહીં અને અત્યારે જ. વ્યક્તિના મનની તીવ્ર અને પધ્દ્ધતિસરની તપાસ(ચિંતનમનન) તે જ યોગ છે.

**સાધક** - પાપ વડે સર્જાયેલ નિયતિની શૃંખલાઓનું શું?

**મહારાજ** - પાપની માતા એવા અજ્ઞાનનું જ્યારે વિસર્જન થાય છે ત્યારે ફરી પાપ કરવાના આવેગનો - નિયતિનો - અંત આવે છે.

**સાધક** - ચૂકવણાંઓ પણ કરવાનાં હોય છે, દંડ પણ ભોગવવાના હોય છે.

**મહારાજ** - અજ્ઞાનનો અંત આવતાં સઘળાનો અંત આવે છે. પછી સઘળી બાબતોને તે જેવી હોય છે તેવા સ્વરૂપે જોવામાં આવે છે અને તે શુભ જ હોય છે.

**સાધક** - જો કોઈ પાપી, કાયદાનો ભંગ કરનાર, આપની સમક્ષ આવે અને આપની કૃપાની માગણી કરે તો આપનો પ્રતિભાવ શો હશે?

**મહારાજ** - તે જેની માગણી કરશે તે તેને મળશે.

**સાધક** - ખૂબ દુષ્ટ માણસ હોવા છતાં?

**મહારાજ** - હું કોઈ દુષ્ટ માણસને જાણતો નથી - મારા માટે કોઈ દુષ્ટ નથી. હું માત્ર મારી જાતને જાણું છું. મને કોઈ સંતો કે પાપીઓ દેખાતા નથી, મને દેખાય છે માત્ર જીવંત અસ્તિત્વ. હું અનુગ્રહને વહેંચતો નથી. એવું કશું જ નથી કે જે તમારી પાસે નથી અને મારી પાસે છે, કે જે હું તમને આપી શકું અથવા તો જેની હું તમને ના પાડી શકું. તમારી અંદર જે ખજાનો પડ્યો છે તેનાથી બસ જાગ્રત થાઓ અને તેનો પૂરો ઉપયોગ કરો. જયાં સુધી તમે એવી કલ્પના કરશો કે તમારે મારી કૃપાની જરૂર છે ત્યાં સુધી તમે તેની ભીખ માગતા મારા દરવાજે ખડા હશો. તમારી પાસેથી કૃપા યાચવાની મારી ક્રિયાનો પણ ભાગ્યે જ કોઈ અર્થ હશે! આપણે અલગ નથી, સત્ સૌનું સહીયારું છે.

# હું તે છું

**સાધક** - કોઈ માતા આપની સમક્ષ કોઈ કરુણ કથા સાથે હાજર થાય છે. તેનો એક માત્ર દીકરો દારૂ અને વ્યભિચારના રવાડે ચડી ગયો છે, અને તેની દશા દહાડે દિવસે બદતર અને બદતર થતી જાય છે. તે આપની કૃપાની માગણી કરી રહી છે. આપનો પ્રતિભાવ શો હશે?

**મહારાજ** - કદાચ હું મારી જાતને તેને એવું કહેતી સાંભળું કે સઘળું ઠીક થઈ રહેશે.

**સાધક** - બસ, એટલું જ?

**મહારાજ** - એટલું જ. તમને વધારે શાની અપેક્ષા છે?

**સાધક** - પરંતુ તે સ્ત્રીનો દીકરો બદલાશે ખરો?

**મહારાજ** - બદલાય પણ ખરો, અને ન પણ બદલાય.

**સાધક** - આપની આસપાસ એડઠા થયેલા લોકો કે જેઓ આપને વરસોથી જાણે છે તેઓ એવો મત ધરાવે છે કે આપ જ્યારે "સઘળું ઠીક થઈ રહેશે' એમ કહો છો ત્યારે અચૂકપણે તેમ જ થતું હોય છે.

**મહારાજ** - તમે એમ પણ કહી શકો કે માતાના હૃદયપૂર્વકના ભાવે જ બાળકને બચાવ્યું છે. કશુંક બનવા પાછળ અસંખ્ય કારણો રહેલાં હોય છે.

**સાધક** - મને એવું કહેવામાં આવ્યું છે કે જે માણસ પોતાના માટે કશુંયે નથી ઈચ્છતો તે સર્વશક્તિમાન હોય છે. પૂરુ બ્રહ્માંડ તેની પડખે હોય છે.

**મહારાજ** - જો તમે તેવું માનતા હોવ તો પછી તેનું આચરણ કરો. સઘળી વ્યક્તિગત ઈચ્છાઓનો ત્યાગ કરો અને આ રીતે પ્રાપ્ત થયેલ શક્તિનો જગતને બદલવામાં ઉપયોગ કરો!

**સાધક** - અત્યાર સુધીમાં થઈ ગયેલા સઘળા બુદ્ધો અને ત્રઘપિઓ પણ જગતને બદલવામાં સફળ નથી થયા.

**મહારાજ** - જગત પરિવર્તન આગળ ઝૂકી નથી જતું. સ્વભાવે જ તે પીડાકારી અને ક્ષણભંગૂર છે. તે જેવું છે તેવું તેને જુઓ અને તમારી સઘળી ઈચ્છાઓ અને ભીતિઓથી મુક્ત થાઓ. જગત જ્યારે તમને પકડી નથી રાખતું અને તમને બાંધતું નથી ત્યારે તે આનંદ અને સૌંદર્યનું ધામ બને છે. તમે જગતમાં ત્યારે જ સુખી થઈ શકો જ્યારે તમે તેનાથી મુક્ત હોવ.

**સાધક** - શું યોગ્ય(શુભ) છે અને શું અયોગ્ય (અશુભ) છે?

**મહારાજ** - સામાન્ય રીતે તો જે દુઃખ પેદા કરે છે તે અયોગ્ય(ખોટું) છે અને જે તેને દૂર કરે છે તે યોગ્ય છે. શરીર અને મન મર્યાદિત છે અને માટે ભેદ્ય છે; તેમને રક્ષણની આવશ્યકતા હોય છે જે ભયને પેદા કરે છે. જ્યાં સુધી તમે તેમની સાથે તાદાત્મ્ય અનુભવતા રહેશો ત્યાં સુધી દુઃખમાંથી છૂટકારો નથી; તમારી સ્વતંત્રતાથી અવગત થાઓ અને સુખી રહો. હું તમને કહું છું, આ જ સુખનું રહસ્ય છે. તમારા ખરા સ્વભાવના અજ્ઞાનને કારણે તમે એવું માનો છો કે તમારે સુખ માટે લોકો અને વસ્તુઓની જરૂર છે; સુખી થવા માટે તમારે આત્મજ્ઞાન સિવાય અન્ય કશાયની પણ જરૂર નથી તે જાણવું તે જ ડહાપણ છે.

**સાધક** - પહેલાં શું આવે, અસ્તિત્વ કે ઈચ્છા?

**મહારાજ** - ચેતનામાં અસ્તિત્વ(પોતાના હોવાનો ભાવ) પેદા થતાં તમે શું છો તેમજ તમે શું હોવા જોઈએ તેનો ખ્યાલ તમારા મનમાં ઉદ્‌ભવે છે. આ સાથે ઈચ્છા અને ક્રિયા(આચાર) જન્મે છે અને બનવાની પ્રક્રિયાની શરૂઆત થાય છે. બનવાની ક્રિયાને દેખીતી રીતે કોઈ આદિ કે અંત હોતા નથી, કારણ કે દરેક ઘડીએ તેની ફરી ફરી શરૂઆત થતી રહે છે. કલ્પના અને ઈચ્છાના અટકવા

સાથે, બંધ થવા સાથે બનવાની ક્રિયા બંધ પડે છે અને આ કે તે હોવાનું વિશુદ્ધ સ્વરૂપમાં લય પામે છે; આ વિશુદ્ધ સ્વરૂપ વર્ણનીય નહીં પરંતુ માત્ર અનુભવગોચર હોય છે.

જગત તમને અત્યંત વાસ્તવિક આભાસિત થાય છે, કારણ કે તમે સઘળો સમય તેનો જ વિચાર કરતા હોવ છો; તેના વિશે વિચારવાનું બંધ કરો અને તે લય પામશે. લાગણીકીય રીતે લેપાવાનું, અને જેને આપણે ચારિત્ર્ય અને સ્વભાવ(પ્રિકૃતિ) કહીએ. છીએ તે ગમા અને અણગમાની ભાતો જ બંધન પેદા કરે છે.

**સાધક** - ઈચ્છા અને ભય વિના ક્રિયા પાછળ પછી ક્યું પ્રેરકબળ રહે છે?

**મહારાજ** - કોઈ જ નહીં, સિવાય કે જીવન પ્રત્યેના પ્રેમને જ, સદાચારને જ, સૌંદર્યને જ તમે પૂરતા પ્રેરક બળ તરીકે વિચારો. ઈચ્છા અને ભયમુક્તિથી ગભરાશો નહીં. તમે જે જીવનને જાણો છો તે જીવનથી એક અલગ જ પ્રકારના જીવનને જીવવા તે તમને સમર્થ બનાવે છે, જે એટલું બધું ભર્યું ભર્યું, જોમવાન અને રસપ્રદ હોય છે કે ખરેખર સઘળું ગુમાવીને તમે સઘળાને પામતા હોવ છો.

**સાધક** - જ્યારે આપ આપનો આધ્યાત્મિક વંશવેલો ત્છષિ દત્તાત્રેયથી ગણો છો ત્યારે અમારું એ માનવું શું યોગ્ય જ છે કે આપના સઘળા પૂર્વજો તે ત્યષિના અવતારો જ હતા?

**મહારાજ** - તમને જે પસંદ પડે તેમાં તમે માન્યતા ધરાવી શકો છો અને જો તમે તમારી તે માન્યતા મુજબ વર્ત્યા તો તમને તેનાં ફળ મળશે જ; પરંતુ મારા માટે તેનું કોઈ મહત્ત્વ નથી. હું જે છું તે છુંઅને આટલું જ મારા માટે પૂરતું છે. કોઈ ભલે ગમે તેટલું ઉદાહરણરૂપ હોય તેની સાથે તાદાત્મ્ય સાધવાની મને કોઈ જ ઈચ્છા નથી. વળી મને એવી પણ કોઈ આવશ્યકતા વર્તાતી નથી કે મારે કોઈ દંતકથાને વાસ્તવિક માની લેવી. મને રસ છે માત્ર અજ્ઞાનમાં અને તેમાંથી મુક્તિ મેળવવામાં. ગુરુની ખરી ભૂમિકા તેના શિષ્યોના હૃદયમાં અને મનમાં રહેલા અજ્ઞાનને મીટાવવું તે છે. એક્વાર શિષ્યનું અજ્ઞાન દૂર થયું કે પછી તેને અનુરૂપ આચાર કરવો તે તેના હાથની વાત છે. કોઈ અન્ય કોઈ વતી ન વર્તી શકે. અને જો તે યોગ્ય રીતે ન વર્તતો હોય તો તેનો અર્થ માત્ર એટલો જ થાય કે તે સમજ્યો જ નથી, અને ગુરુનું કામ હજુ પૂરું થયું નથી.

**સાધક** - કેટલાક નિરાશાજનક કિસ્સાઓ પણ ચોક્કસ હશે જ ?

**મહારાજ** - કોઈ જ નિરાશાજનક નથી હોતું. માર્ગમાં આવતા વિઘ્નો પાર કરી શકાતા હોય છે. જે બાબતને જીવન ઠીક નથી કરી શકતું તેને મૃત્યુ ઠીક કરે છે, ગુરુ કદીયે નિષ્ફળ ન જઈ શકે.

**સાધક** - આપ આટલા બધા આશ્વસ્ત શા કારણે છો?

**મહારાજ** - ગુરુ અને પેલા માણસની અંદરનું સત્ ખરેખર એક જ છે અને બન્ને સાથે મળીને એક જ લક્ષ્ય - મનની મુક્તિ અને તેનો ઉદ્ધાર - ભણી પ્રવૃત્ત છે. તેઓ કદીયે નિષ્ફળ ન જઈ શકે. તેમના માર્ગમાં રહેલા વિઘ્નોનો જ તેઓ પોતાના સેતુઓ રચવા માટે ઉપયોગ કરે છે. ચેતના જ કંઈ પૂરું સત્ નથી - અન્ય સ્તરો પણ છે જ્યાં માણસ ક્યાંય વધારે સહકારી છે. સઘળા સ્તરોએ કામગીરી બજાવવામાં ગુરુને કોઈ જ તક્લીફ નથી હોતી, તેના ઊર્જા અને ધૈર્ય અખૂટ હોય છે.

**સાધક** - આપ મતને સતત એવું કહેતા રહો છો કે હું સ્વપ્રમાં જીવી રહ્યો છું અને હવે સમય પાકી ગયો છે કે મારે જાગી ઉઠવું જોઈએ. એવું કેમ બને છે કે મારા સ્વપ્રમાં મારી સમક્ષ ઉપસ્થિત મહારાજ મને જગાડવામાં સફળ નથી થતા? તેઓ મને પ્રેરતા જ રહે છે, મને યાદ અપાવતા જ રહે છે, પરંતુ સ્વપ્રભંગ થતો નથી.

**મહારાજ** - એવું એટલા માટે કે તમે ખરેખર સમજયા નથી કે તમે સ્વપ્ન જોઈ રહ્યા છો. બંધનનો અર્થ જ આ છે - સતની અસત્ સાથે મિલાવટ. તમારી હાલની અવસ્થામાં માત્ર "હું છું' ભાવ જ સતૂનો

સંદર્ભ આપે છે, સત્‌ને સૂચિત કરે છે; આ 'શું' અને આ "હું શા માટે છું' એ ભ્રમણાઓ છે, જે નિયતિએ લાદી છે કે અકસ્માતે છે.

**સાધક** - આ સ્વપ્ન ક્યારે શરૂ થયું હતું?

**મહારાજ** - તે આદિરહિત હોય તેવું આભાસિત થાય છે, પરંતુ હકીકતમાં તે ઘટી રહ્યું હોય છે તો વર્તમાન ક્ષણમાં જ. પળે પળે તમે તેનું નવીનીકરણ કરતા રહો છો. એકવાર તમે જોયું કે તમે સ્વપ્ન જોઈ રહ્યા છો કે તમે જાગી ઉઠશો. પરંતુ તમે જોતા નથી, કારણ કે તમે ઈચ્છો છો કે સ્વપ્ર ચાલુ રહે. એક દિવસ એવો આવી લાગશે કે તમને પૂરા હૃદય અને મનથી તલપ લાગશે કે સ્વપ્રનો અંત આવે, તમે તે માટે કોઇ પણ કિંમત ચૂકવવા રાજી હશો, કોઈ પણ ભોગ આપવા તૈયાર હશો - કિંમત હશે વૈરાગ અને અનાસક્તિ, સ્વપ્નમાં કોઈ જ રસ નહીં રહ્યો હોય તે.

**સાધક** - મારી નિઃસહાયતા તો જુઓ! સ્વપ્રનું અસ્તિત્વ ટકી રહે ત્યાં સુધી હું તે ચાલુ રહે તેવું ઈચ્છું છું. જ્યાં સુધી હું તે ચાલું રહે તેવું ઈચ્છીશ ત્યાં સુધી તે ચાલુ જ રહેશે.

**મહારાજ** - તે ચાલુ જ રહે તેવું ઈચ્છવું તે કંઈ અનિવાર્ય નથી. તમારી પરિસ્થિતિને સ્પષ્ટપણે જુઓ, તમારી તે સ્પષ્ટતા જ તમને મુક્ત કરશે.

**સાધક** - જ્યાં સુધી હું આપના સંગાથમાં છું ત્યાં સુધી આપ જે કંઈ કહો છો તે મને સાવ જ સાચું લાગે છે, પરંતુ જેવો હું આપનાથી દૂર જાઉં છું કે હું બેચેન અને ચિંતાતુર બની જે તે કરવા રઘવાયો થઈ ઉઠું છું.

**મહારાજ** - તમારે મારાથી દૂર રહેવાની કોઈ આવશ્યકતા નથી, ઓછામાં ઓછું મનથી તો નહીં જ. પરંતુ તમારું મન તો જગતના વ્યવહારોમાં અટવાયેલું રહે છે!

**સાધક** - જગતમાં તકલીફોનો કોઈ પાર નથી, માટે આશ્ચર્ય નથી કે મારું મન તેમાં અટવાયેલું રહે.

**મહારાજ** - જગતમાં તકલીફોનો પાર ન હોય તેવું શું કદીયે બન્યું છે? તમારું વ્યક્તિ હોવાનું અન્યો પરની [ૈસા પર આધાર રાખે છે. તમારું શરીર ખુદ જ એક યુદ્ધક્ષેત્ર છે, મૃત્યુ પામેલાં અને પામી રહેલાં શરીરોથી ભર્યું ભર્યું. અસ્તિત્વમાં જ હિંસા સૂચિત છે.

**સાધક** - એક શરીર તરીકે - હા. એક મનુષ્ય તરીકે - ચોક્કસ નહીં જ. માનવતા માટે અહિંસા જ જીવનનો નિયમ છે અને હિંસા મૃત્યુનો.

**મહારાજ** - કુદરતમાં તો ભાગ્યે જ કંઈ અહિંસા જોવા મળે છે.

**સાધક** - ઈશ્વર અને કુદરત એ કંઈ મનુષ્ય નથી અને તેમણે માનવીય થવાની આવશ્યકતા નથી. મારે તો માત્ર માનવ સાથે નિસ્બત છે. માનવ હોવા માટે મારે પૂર્ણપણે કરુણાવાન હોવું જ પડે.

**મહારાજ** - શું તમે એ સમજો છો ખરા કે જયાં સુધી તમારે તમારી જાતનું રક્ષણ કરવાનું છે ત્યાં સુધી તમારે હિંસક બનવું જ પડે?

**સાધક** - ચોક્કસ. ખરા અર્થમાં, સાચોસાચ માનવ બનવા માટે મારે નિસ્વાર્થી હોવું જ પડે. જ્યાં સુધી હું સ્વાર્થી હોઈશ ત્યાં સુધી હું એક ઉતરતી કક્ષાનો માનવ જ હોઈશ, માત્ર એક માનવપ્રાણી જ (યંત્રસમ-માનવ જ) હોઈશ.

**મહારાજ** - માટે, આપણે સૌ ઉતરતી કક્ષાના માનવો જ છીએ અને માત્ર થોડાક જ માનવો છે. થોડાક કે વધારે, ફરી કહું કે "સ્પષ્ટતા અને ઉદાત્તતા' જ આપણને માનવ બનાવે છે. ઉતરતી કક્ષાના માનવો - માનવપ્રાણીઓ (યંત્રસમ-માનવો) - તમસ્ અને રજસ્‌ના પ્રભાવ હેઠળ હોય છે જ્યારે માનવો સત્ત્વના પ્રભાવ હેઠળ હોય છે. સ્પષ્ટતા (નિર્મળતા) અને ઉદાત્તતા સત્ત્વ છે કારણ કે તે મન અને આચારને અસર કરે છે. પરંતુ બ્રહ્મ તો સત્ત્વની પેલે પાર છે. હું તમને જ્યારથી જાણું છું

ત્યારથી તમે હમેશાં જગતને મદદ કરવામાં રત રહ્યા છો. તમે જગતને કેટલી મદદ કરી શક્યા છો?

**સાધક** - જરાપણ નહીં. નથી તો જગત બદલાયું, કે નથી તો હું બદલાયો. પરંતુ જગત દુઃખી છે અને તેની સાથે હું પણ દુઃખી થઈ રહ્યો છું. દુઃખ સામે લડવું તે એક સ્વાભાવિક પ્રતિક્રિયા છે. આ સભ્યતા અને સંસ્કૃતિ, આ તત્ત્વજ્ઞાન અને ધર્મ એ દુઃખ સામેનો બળવો નથી તો બીજું શું છે? અનિષ્ટ અને તેનો અંત - તે પણ આપની પ્રવૃત્તિ નથી તો શું છે આપ કદાચ તેને અજ્ઞાન કહો - બધું એકનું એક જ છે.

**મહારાજ** - ઠીક છે, શબ્દો મહત્ત્વના નથી, કે નથી તો તમે હાલમાં કઈ દશામાં છો તે મહત્ત્વનું. નામો અને રૂપો તો વણઅટક્યા પરિવર્તન પામતાં રહે છે. તમારી જાત (તમારું સ્વરૂપ) પરિવર્તનશીલ મનની અપરિવર્તનશીલ સાક્ષી છે તે જાણો. બસ એટલું પૃસ્તું છે.

## આત્મ-તાદાત્મ્યથી મુક્તિ [૯૮]

**મહારાજ** - શું તમે ભોંય પર બેસી શકશો? શું તમારે બેસવા માટે ગાદો જોઈશે? શું તમારે કોઈ પ્રશ્નો પૂછવાના છે? જરૂરી નથી કે તમારે પ્રશ્નો પૂછવા જ જોઈએ, તમે ચૂપચાપ પણ બેસી શકો છો. હોવું, બસ માત્ર હોવું, એ જ મહત્ત્વનું છે. તમારે કશું જ પૂછવાની આવશ્યક્તા નથી, કે નથી કશું જ કરવાની. આ રીતે ઉપર ઉપરથી પ્રમાદી દેખાતી રીતે સમય પસાર કરવો તેને ભારતમાં ખૂબ જ આદરપૂર્ણ રીતે જોવામાં આવે છે. તેનો અર્થ એવો થાય છે કે થોડા સમય માટે તમે “હવે પછી શું' એવા વળગણથી મુક્ત થાઓ છો. જ્યારે તમે ઉતાવળમાં નથી હોતા અને મન ચિંતાઓથી મુક્ત હોય છે ત્યારે તે નિસ્પંદ(નિરવ - શાંત) બને છે અને તેવી શાંત(મૌન) અવસ્થામાં કદાચ કશુંક એવું સાંભળવામાં આવે છે જે એટલું બધું બારીક અને ગૂઢ હોય છે કે જેને સામાન્ય પરિસ્થિતિમાં અનુભવવું કે સંવેદવું શક્ય ન હોય. જોવા, સંવેદવા માટે મને ખુલ્લા અને નિસ્પંદ હોવું પડે. વાસ્તવિક(સત્ય)ને સમજવા માટે આપણે અહીં મનને યોગ્ય અવસ્થામાં લાવવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ.

**સાધક** - અમારે અમારી ચિંતાઓને ઓછી કઈ રીતે કરવી?

**મહારાજ** - તમારે તમારી ચિંતાઓ બાબતે ચિંતા કરવાની જરૂર નથી. બસ માત્ર હઠેવ. શાંત થવાનો, નિસ્પંદ થવાનો પ્રયત્ન ન કરો, “શાંત હોવાની' ક્રિયાને કોઈ કાર્યનું રૂપ ન આપો. “શાંત હોવા' બાબતે ધાંધા ન થાઓ, “સુખી હોવા' માટે દોન ન બનો. બસ તમે છો તેનાથી જાગ્રત બનો અને જાગ્રત રહો - એવું ન કહો કે - “હા, હું છું, હવે પછી શું?' “હું છું'માં કોઈ “પછી' નથી હોતું. તે એક સમયાતીત અવસ્થા છે.

**સાધક** - જો તેએક સમયાતીત અવસ્થા જ હોય તો તે કોઈ પણ રીતે દેખા દેશે જ, અનુભવવામાં આવશે જ.

**મહારાજ** - તમે જે છો તે છો જ, સમયાતીતપણે , પરંતુ જો તમે તેને જાણો નહીં અને તે બાબતે કશુંક કરો જ નહીં તો તે તમારા શા કામનું? એવું બને કે તમારું ભિક્ષાપાત્ર સોનાનું હોય, પરંતુ જ્યાં સુધી તમને તેની ખબર જ ન હોય ત્યાં સુધી તમે ભિખારી જ રહેવાના! તમને તમારી અંદરના સુવર્ણની ખબર હોવી જ જોઈએ અને તમારે તેના પર વિશ્વાસ કરવો જ પડે અને તમારા રોજબરોજના વ્યવહાર દરમિયાન ઈચ્છાઓ અને ભીતિઓના બલિદાન દ્વાર તેને વ્યક્ત કરવો જ પડે.

# હું તે છું

**સાધક** - જો હું મારી જાતને પામું તો પછી શું મને ઈચ્છાઓ નહીં થાય અને ભય નહીં લાગે?

**મહારાજ** - નવી દષ્ટિ પ્રાપ્ત થવા છતાં કેટલાક સમય સુધી માનસિક આદતો - જ્ઞાત ભૂતકાળ માટેની તલપની આદત અને અજ્ઞાત ભાવિના ભયની આદત - જળવાઈ રહે તેવું બને. જ્યારે તમે એવું જાણો કે તેઓ તો માત્ર મનના કારણે જ છે ત્યારે તમે તેની પેલે પાર જઈ શકો છો. જયાં સુધી તમે તમારી જાત બાબતે અનેક પ્રકારના ખ્યાલો ધરાવતા હોવ છો ત્યાં સુધી તમે તમારી જાતને આ ખ્યાલોના ધુમ્મસ વડે રંજિત થયેલી જ જાણતા હોવ છો; સઘળા ખ્યાલોનો ત્યાગ કરો અને તમારી જાતને તમે (વાસ્તવમાં) જેવા છો તેવી જાણો. વિશુદ્ધ જળના સ્વાદની તમે કલ્પના ન કરી શકો, તેને તો તમે માત્ર સઘળી મેળવણીઓને હટાવીને જ પામી શકો.

જ્યાં સુધી તમે તમારી હાલની જીવનશૈલીમાં રસ ધરાવો છો ત્યાં સુધી તમે તેનો ત્યાગ નહીં કરો. જ્યાં સુધી તમે પરિચિતને વળગી રહેશો ત્યાં સુધી પામવાની ક્રિયા નહીં ઘટે. જયારે તમને તમારા જીવનના અપાર દુ:ખનું ભાન પૂર્ણપણે થશે અને તમે તે સામે બળવો પોકારશો ત્યારે જ માત્ર તેમાંથી બહાર આવવાનો ઉપાય મળી શકશે.

**સાધક** - હવે મને સમજાય છે કે અસ્તિત્વનાં આ આયામોમાં જ ભારતના શાશ્વત જીવનનું રહસ્ય રહેલું છે. ભારત સદાયે અસ્તિત્વનાં આ આયામોનું રક્ષક રહ્યું છે.

**મહારાજ** - તે એક ખુલ્લું રહસ્ય છે અને તેને અન્ય સૌ સાથે સહીયારું ભોગવવા લોકો સદાયે રાજી અને તૈયાર રહ્યા છે. ગુરુઓ ઘણા છે, નિર્ભય શિષ્યો સાવ ગણ્યાગાંઠ્યા.

**સાધક** - હું શીખવા સાવ જ તૈયાર છું.

**મહારાજ** - શબ્દોને જાણવા તે પૂરતું નથી. એવું બને કે તમે સિદ્ધાંત જાણતા હોવ, પરંતુ હોવાના, પ્રેમના અને આનંદના (સત્, ચિત્ત, આનંદના) અવૈયક્તિક અને નિર્ગુણ કેન્દ્ર તરીકેના તમારા સ્વરૂપના અનુભવ વિના, માત્ર શાબ્દિક જ્ઞાન વાંઝિયું છે.

**સાધક** - તો પછી મારે કરવું શું?

**મહારાજ** - હોવ/નો પ્રયત્ન કરો, માત્ર હોવ/નો. સૌથી મહત્ત્વના શબ્દો છે "પ્રયત્ન કરો' તે. દરરોજ મૌન બેસી રહેવા માટે અને પ્રયત્ન કરવા માટે પૂરતો સમય ફાળવો, વ્યક્તિત્વની પેલે પાર જવાના પ્રયત્ન માટે, તેનાં વળગણો અને લતોની પેલે પાર જવાના પ્રયત્ન માટે. કઈ રીતે તે ન પૂછો, તે સમજાવી ન શકાય. સફળ ન થાઓ ત્યાં સુધી બસ પ્રયત્ન કરતા રહો. જો એકધારા ખંતથી વળગી રહ્યા તો નિષ્ફળતાને કોઈ અવકાશ નથી. સૌથી મહત્ત્વના છે નિષ્ઠા અને ઉત્કટતા; તમે જે વ્યક્તિ છો તે હોવા માટેની તમને ખરેખર અતિશય તલપ હોવી આવશ્યક છે: સ્મૃતિઓ અને આદતોના આ પોટલા સાથેના તાદાત્મ્યથી મુક્ત થવા માટેની તાકીદ તમને હવે વતવી જોઈએ. બિનજરૂરી સામેનો આ એકધારો વિરોધ જ સફળતાનું રહસ્ય છે.

આખરે તો તમે તમારા જીવનની દરેક ક્ષણે જે છો તે જ છો, પરંતુ તમે કદીયે તેનાથી સભાન નથી હોતા, સિવાય કે, કદાચ, નિદ્રામાંથી જાગી ઉઠવાની ક્ષણે. તમારે માત્ર હોવાથી જાગ્રત થવાની જરૂર છે, શાબ્દિક વિધાન તરીકે નહીં, પરંતુ સદાયે વિધમાન હકીકત તરીકે. તમે જે છો તે પ્રત્યેની જાગ્રતિ જ તમે જે છો તે પ્રત્યે તમારી આંખો ખોલશે. આ સઘળું સાવ સહેલું છે, સરળ છે. સૌ પ્રથમ, તમારી જાત સાથે સંપર્ક સ્થાપિત કરો, સઘળો સમય તમારી જાત સાથે રહો. આત્મજાગ્રતિની અવસ્થામાં સઘળા અનુગ્રહો વહી આવતા હોય છે. અવલોકન અને પ્રયત્નપૂર્વકની જાગ્રતિના કેન્દ્ર તરીકે શરૂઆત કરો અને વિકસીને ક્રિયાશીલ પ્રેમનું કેન્દ્ર બનો. "હું છું? ભાવ એ એક નાનકડું બીજ છે જે વિકસીને એક મહાકાય વૃક્ષ બનશે - સાવ જ સ્વાભાવિકપણે, લેશ માત્ર પણ પ્રયાસ વિના.

**સાધક** - મને મારામાં ખૂબ જ દુર્ભાવ (અનિષ્ટ) જોવા મળે છે. શું મારે તેને બદલવો ન પડે?

**મહારાજ** - અનિષ્ટ એ બેહોશી (અજાગ્રતિ, પ્રમાદ)નો પડછાયો છે. આત્મજાગ્રતિના પ્રકાશમાં તે કરમાઈ જશે અને ખરી પડશે. બીજા પરનું આલંબન નિરર્થક(નકામું) છે, કારણ કે જે અન્યો આપી શકે છે તે તેઓ પાછું પણ લઈ શકે છે. પહેલેથી જ જે માત્ર તમારું પોતાનું છે તે આખરે પણ તમારું પોતાનું જ રહેશે. તમારી અંદરથી પ્રગટતા માર્ગદર્શન સિવાય અન્ય કોઈ માગંદર્શનને ન સ્વીકારો, અને તેમ છતાંયે સઘળી સ્મૃતિઓને ચાળીને એક બાજુએ કરી દો કારણ કે તે તમને ગેરમાર્ગે દોરી જશે. તે માટેની રીતો અને ઉપાયોથી તમે સાવ જ અણજાણ હો તે સંજોગોમાં પણ ચૂપકીદી જાળવો અને અંદર ઝાંખો; માર્ગદર્શન અવશ્ય મળી રહેશે. તમારું હવે પછીનું પગલું ક્યું હોવું જોઈએ તે બાબતથી તમને કદીયે અણજાણ નહીં રાખવામાં આવે. તકલીફ એ છે કે એવું બને કે તમે તેને તરછોડી કાઢો. તેમના પોતાના અનુભવ અને સફળતાને કારણે તમને હિંમત પૂરી પાડવા ગુરુ હમેશા વિદ્યમાન હોય છે. પરંતુ તમારી પોતાની જાગ્રતિ, તમારા પોતાના પ્રયાસ દ્વારા તમે જે પામશો તે જ તમને કાયમી ઉપયોગનું હશે. યાદ રાખો કે તમે જે કંઈ અનુભવો છો, સંવેદો છો તે તમારું પોતાનું નથી. મૂલ્યવાન કહેવાય તેવું કશુંયે બહારથી ન આવી શકે; તમારી પોતાની લાગણી અને સમજ જ માત્ર પ્રસતુત છે અને તે જ કશુંક છતું કરનાર છે. સાંભળેલા કે વાંચેલા શબ્દો તમારા મનમાં માત્ર છાપો જ રચશે, પરંતુ તમે કંઈ માનસિક છાપ નથી. તમે તો તે છાપની પાછળ અને પેલે પાર રહેલા સંવેદન અને કૃત્યની તાકાત છો, શક્તિ છો.

**સાધક** - આપ મને અહંકારની હદ સુધી આત્મકેન્દ્રી બનવાની સલાહ આપતા હોવ તેવું લાગી રહ્યું છે. અન્ય લોકોમાંના મારા રસ આગળ પણ મારે શું નમતું ન જોખવું પડે?

**મહારાજ** - અન્ય લોકોમાંનો તમારો રસ અહંકેન્દ્રી છે, સ્વનિસ્બત ધરાવતો છે, આત્મલક્ષી છે. વ્યક્તિઓ તરીકે તમને અન્ય લોકોમાં કોઈ રસ નથી, તે રસ તમને માત્ર ત્યાં સુધી જ હોય છે જ્યાં સુધી તેઓ તમારી તમારા વિશેની છાપને સમૃધ્ધ કે ઉમદા કરતા હોય છે. અને સ્વાર્થની આત્યંતિકતા એટલે માત્ર પોતાના શરીરના રક્ષણ, જાળવણી અને વ્યાપની પરવા કરવી. શરીર એટલે મારો કહેવાનો અર્થ એ છે કે તમારા નામરૂપ સાથે જે કંઈ સંબંધ ધરાવતુ્ં હોય તે સઘળું - તમારા પરિવાર, જ્ઞાતિ, દેશ, વંશ વગેરે. પોતાના નામ અને રૂપ પ્રત્યે આસક્તિ એ સ્વાર્થ છે. જે માણસ એ જાણતો હોય કે તે નથી તો શરીર કે નથી તો મન, તે સ્વાર્થી ન બની શકે, કારણ કે તેની પાસે એવું કશુંયે હોતું નથી કે જેના માટે તેને સ્વાર્થી બનવું પડે. અથવા તો, તમે એવું કહી શકો કે તે જે કોઈને મળે છે તેના વતી એકસરખો "સ્વાર્થ' હોય છે; સૌનું કલ્યાણ તે તેના માટે તેનું પોતાનું કલ્યાણ હોય છે. એ લાગણી કે "હું જ જગત છું, જગત તે જ હું છું' તે તેના માટે સાવ સ્વાભાવિક બની જાય છે; એક વાર તે સ્થાપિત થઈ ગઈ કે પછી સ્વાર્થી બનવાનો કોઈ ઉપાય નથી રહેતો. સ્વાર્થી બનવું એટલે અખિલની વિરુદ્ધમાં અંશ માટે પચાવી પાડવું, હસ્તગત કરવું, સંચિત કરવું.

**સાધક** - કદાચ કોઈ વ્યક્તિ વારસાગતપણે, લગ્નથી મળેલી સંપત્તિને કારણે કેપછી નસીબજોગે પણ ધનવાન હોઈ શકે.

**મહારાજ** - જો તમે તેને વળગી નહી રહો તો તે તમારી પાસેથી લઈ લેવામાં આવશે.

**સાધક** - આપની હાલની સ્થિતિમાં શું આપ કોઈ વ્યક્તિને વ્યક્તિ તરીકે ચાહી શકો?

**મહારાજ** - હું જતે કોઈ વ્યક્તિ છું અને તે કોઈ વ્યક્તિ જ મારી જાત છે, નામ અને રૂપે અમે જુદા છીએ, પરંતુ કોઈ જ અલગતા નથી. અમાર સ્વરૂપના મૂળમાં અમે એક છીએ.

**સાધક** - જ્યારે પણ કોઈ બે વ્યક્તિઓ વચ્ચે પ્રેમ હોય છે ત્યારે શું તેવું નથી હોતું?

**મહારાજ** - હોય છે, પરંતુ તેઓ તેનાથી સભાન નથી હોતી. તેઓ આકર્ષણ અનુભવે છે પરંતુ તે પાછળના કારણને તેઓ નથી જાણતી હોતી.

**સાધક** - પ્રેમ આવો પસંદગીયુક્ત શા માટે હોય છે?

**મહારાજ** - પ્રેમ પસંદગીયુક્ત નથી હોતો, પ્રેમમાં પસંદગીને કોઈ સ્થાન નથી, પસંદગી કરવી અને કરવી તો શાની કરવી તેવું તો ઈચ્છાને હોય છે. પ્રેમમાં એકબીજાથી અજાણ્યા જેવું કશું નથી હોતું. જ્યારે સ્વાર્થ માટેનું કોઈ કેન્દ્ર નથી રહેતું ત્યારે સુખ માટેની સઘળી ઈચ્છા અને દુઃખનો ભય નથી રહેતાં, વ્યક્તિને સુખી થવામાં કોઈ રસ નથી રહેતો; સુખની પેલે પાર વિશુદ્ધ તીવ્રતા, અખૂટ ઊર્જા છે, સદાયે વિદ્યમાન સ્રોતમાંથી આપવાનો પરમાનંદ છે.

**સાધક** - શું મારે મારા માટે યોગ્ય અને અયોગ્યની સમસ્યાને હલ કરવાથી શરૂઆત ન કરવી જોઈએ?

**મહારાજ** - જે મોજમજાભર્યું છે તેને લોકો યોગ્ય સમજતા હોય છે અને જે દુઃખભર્યું છે તેને લોકો અયોગ્ય(અશુભ, ખરાબ) સમજતા હોય છે.

**સાધક** - હા, અમારી જેવા સામાન્ય લોકો માટે તો તેવું જ છે. પરંતુ આપના માટે તે બાબતે કેવું છે, અખિલ સાથે એક્યના સ્તરે? આપના માટે શું યોગ્ય(શુભ) છે અને શું અયોગ્ય (અશુભ) છે?

**મહારાજ** - જે દુઃખને વધારે છે તે અશુભ (અનિષ્ટ) છે અને જે તેને હટાવે છે તે શુભ(ઈષ્ટ) છે.

**સાધક** - તો આપ દુઃખને શુભ નથી ગણતા એવું જ ને? એવા પણ કેટલાક ધર્મો છે જે દુઃખને શુભ અને ઉમદા વિચારે છે, ગણે છે.

**મહારાજ** - કર્મ, કે નિયતિ(પ્રારબ્ધ) એ એક ઉપકારક નિય**મહારાજ** - જે વિશ્વ સમતુલા, સંવાદ અને એક્તા ભણીનું વલણ ધરાવે છે - ની અભિવ્યક્તિ છે. દરેક ક્ષણે, હાલની ઘડીએ જે કંઈ બની રહ્યું છે તે ભલા માટે જ બની રહ્યું છે. એવું બને કે તે પીડાકારી અને અણગમતું, કડવું અને અર્થહીન ભાસતું હોય, તેમ છતાંયે ભૂતકાળ અને ભવિષ્કાળનો વિચાર કરતાં તે સારા માટે જ હોય, ભયંકર પરિસ્થિતિમાંથી બહાર આવવા માટેનો તે જ એક માત્ર ઉપાય હોય.

**સાધક** - શું વ્યક્તિ માત્ર પોતાના પાપને કારણે જ દુઃખી થતી હોય છે?

**મહારાજ** - પોતે શું હોવાનું વિચારે છે તે પ્રમાણે વ્યક્તિને સહન કરવાનું, દુઃખી થવાનું બનતું હોય છે. જો તમે માનવજાત સાથે એક્ય અનુભવતા હોવ તો તમારે તેની સાથે સાથે દુઃખી થવાનું પણ બનતું હોય છે.

**સાધક** - અને આપ વિશ્વ સાથે એક હોવાનો દાવો કરતાં હોવાથી આપના દુઃખને દેશ- કાળની કોઈ મર્યાદા નથી!

**મહારાજ** - હોવું એટલે જ દુઃખી થવું. મારા આત્મતાદાત્મ્યનું વર્તુળ જેટલું નાનું હશે તેટલું ઈચ્છા અને ભયને કારણે મારે વધારે દુઃખી થવાનું બનશે.

**સાધક** - ખ્રિસ્તી ધર્મ દુઃખને વિશુદ્ધેકારક અને ઉમદાકારક તરીકે સ્વીકારે છે જ્યારે હિન્દુ ધર્મ તેને કંઈક અણગમા સાથે જુએ છે.

**મહારાજ** - ખ્રિસ્તી ધર્મ તેને એક રીતે શબ્દોમાં વ્યક્ત કરે છે જ્યારે હિન્દુ ધર્મ બીજી રીતે. સત્ય તો શબ્દોની પાછળ અને તેની પેલે પાર છે, જેની આપલે ન થઈ શકે તેવું છે, તેને તો પ્રત્યક્ષપણે અનુભવવાનું હોય છે, મન પર તેની અસર વિસ્ફોટક હોય છે. જ્યારે અન્ય કશુંયે ઈચ્છવામાં નથી આવતું ત્યારે

તેને સરળતાથી પામી શકાય છે. અસત્યને કલ્પના વડે સર્જવામાં આવે છે અને ઈચ્છા તેને પોષે છે.

**સાધક** - શું એવું કોઈ દુઃખ હોઈ જ ન શકે કે જે જરૂરી અને શુભ હોય?

**મહારાજ** - આકસ્મિક કે સહજ દુઃખ અગિવાર્ય અને થોડાક સમય પુરતું હોય છે, જ્યારે પ્રયત્નપૂર્વક(ઈરાદાપૂર્વક)નું દુઃખ, પછી ભલે તે શુભ ઈરદાસર લાદેલું હોય, અર્થહીન અને ક્રૂર હોય છે.

**સાધક** - તો શું આપ અપરાધની શિક્ષા નહીં કરો?

**મહારાજ** - શિક્ષા(સજા) એ કાયદેસરનો અપરાધ છે, બસ એટલું જ. બદલો લેવાની નહીં પરંતુ બદલો લેતાં અટકાવવાની ભાવના પર રચાયેલા સમાજમાં ભાગ્યે જ કોઈ અપરાધ ઘટશે. જે કોઈ થોડાઘણા અપવાદો હશે તે સાથે તબીબી વ્યવહાર કરવામાં આવશે, જે રીતે કોઈ નબળા મનની કે શરીરની વ્યક્તિ સાથે કરવામાં આવતો હોય.

**સાધક** - એવું લાગી રહ્યું છે કે જાણે આપને ધર્મની કોઈ જરૂર (ઉપયોગ) જ ન હોય.

**મહારાજ** - ધર્મ શું છે! આકાશમાંનું એક વાદળ. હું આકાશમાં રહું છું, નહીં કે વાદળોમાં, જે વાદળો છે અસંખ્ય શબ્દોનું ઝૂંડ માત્ર. શબ્દાળુતાને હટાવો અને પાછળ શું રહે છે? સત્ય. મારું ઘર અપરિવર્તશીલમાં છે, જે વિરુદ્ધો (દ્વંદ્ ્વો)ના એકધારા સુમેળ અને સંઘટનની અવસ્થા હોવાનું આભાસિત થાય છે. લોકો અહીં આવી અવસ્થાના સાચુકલા અસ્તિત્વ બાબતે, અને તેના ઘટવા સામે રહેલી અડચણો બાબતે જાણવા આવે છે, અને, એક વાર તેનો અનુભવ થયો કે પછી તેને ચેતનામાં સ્થિત કરવાની કળાને જાણવા આવે છે, કે જેથી કરીને સમજ(વિચાર) અને જીવવા (આચાર) વચ્ચે કોઈ સઘર્ષ ન રહે. તે અવસ્થા પોતે મનની પેલે પાર છે અને તેને જાણવાની કોઈ આવશ્યકતા નથી. અડચણ અસરકારક છે તે જોઈને મન માત્ર અડચણો પર એકાગ્ર થઈ શકે છે, કારણ કે મન જ મન પર ક્રિયા કરે છે. પહેલેથી જ શરૂઆત કરોઃ તમે છો તે હકીકત પર ધ્યાન આપો. ક્યારેય પણ તમે એવું ન કહી શકો કે - "હું નહોતો', તમે તો માત્ર એટલું જ કહી શકો કે - "મને યાદ નથી આવતું.' તમે જાણો છો કે સ્મૃતિ કેટલી બધી બિનઆધારભૂત છે. એ સ્વીકારો કે તમારા તુચ્છ વ્યક્તિગત વ્યવહારોમાં ડૂબેલા રહીને તમે એ ભૂલી ગયા છો કે તમે શું છો; જ્ઞાતને હટાવીને ગુમાવેલી સ્મૃતિને પાછી લાવવા પ્રયત્ન કરો. તમને એ ન કહી શકાય કે આગળ શું ઘટશે, વળી તે ઈચ્છનીય પણ નથી; આવી કોઈ આગોતરી ધારણા ભ્રમણાઓને જન્મ આપશે. આંતર ખોજમાં અનપેક્ષિત અનિવાર્ય છે, જે કંઈ પામશો તે અચૂકપણે સઘળી કલ્પનાઓની પેલે પારનું હશે. જે રીતે વણજન્મ્યું બાળક જન્મ બાદના જીવનને જાણી ન શકે, કારણ કે તેના મનમાં એવું કશું જ વિદ્યમાન નથી હોતું કે જેને સહારે તે માન્ય ચિત્ર રચી શકે, તે જ રીતે મન અસત્યના આધારે સત્ય બાબતે કશું જ નથી વિચારી શકતું - સિવાય કે નકાર ભણીને: નેતિ, નેતિઃ આ નહીં, તે નહીં. અસત્યનો સત્ય તરીકે સ્વીકાર તે જ અડચણ છે; અસત્ય (ખોટા)ને અસત્ય (ખોટા) તરીકે જોવું અને અસત્યનો ત્યાગ કરવો તે જ સત્યને અસ્તિત્વમાં લાવે છે. અત્યંત સ્પષ્ટતા, ગહન પ્રેમ, નરી નિર્ભયતા - હાલની ઘડીએ તો આ માત્ર શબ્દો જ છે, રંગહીન રૂપરેખા જ છે, શું કરી શકાય તે બાબતના ઈશારાઓ જ છે. તમે એક એવા અંધ માણસ છો જે કોઈ ઓપરેશનના પરિણામને જોવાની અપેક્ષા રાખી રહ્યો હોય - જો તમે ઓપરેશનથી દૂર ન ભાગતા હોવ તો! હું જે અવસ્થામાં છું ત્યાં શબ્દોનું કોઈ જ મહત્ત્વ નથી. કે નહીં તો શબ્દોમાં કરવામાં આવતો વધારો. માત્ર હકીકતો જ મહત્ત્વની છે.

**સાધક** - શબ્દો વિના કોઈ ધર્મ ન હોઈ શકે.

# હું તે છું

**મહારાજ** - શાસ્ત્રબધ્ધ(ગ્રંથબધ્ધ) ધર્મો માત્ર શબ્દાળુતાનાં પોટલાંઓ જ છે. ધર્મો તેમનો ખરો ચહેરો આચારમાં, મૌન આચારમાં બતાવતા હોય છે. માણસ શું માને છે તે જાણવા તેનો આચાર કેવો છે તે નીરખો. મોટા ભાગના લોકો માટે તો તેમનાં શરીરો અને મનની સેવા તે જ તેમનો ધર્મ હોય છે. એવું બને કે તેઓ ધાર્મિક ખ્યાલો ધરાવતા હોય, પરંતુ તેઓ તે પ્રમાણે વર્તતા નથી હોતા. તેઓ તેમની સાથે રમત કરતા હોય છે, કેટલીક વાર તેમને તેઓ ખૂબ વહાલા પણ હોય છે, પરંતુ તેઓ તે પ્રમાણે આચાર નથી કરતા હોતા.

**સાધક** - વિચારોની આપલે માટે શબ્દો જરૂરી છે.

**મહારાજ** - માહિતીની આપલે માટે - હા. પરંતુ લોકો વચ્ચેની ખરી આપલે શાબ્દિક નથી હોતી. સંબંધ સ્થાપવા અને જાળવી રાખવા માટે, પ્રત્યક્ષ આચારમાં પ્રેમાળ જાગ્રતિ જરૂરી છે. તમે શું કહો છો તે નહીં પરંતુ તમે શું કરો છો તે મહત્ત્વનું છે. શબ્દો મન વડે નિર્માણ પામેલા હોય છે અને માત્ર મનના સ્તરે જ અર્થપૂર્ણ હોય છે. "રોટી' શબ્દને નથી તો તમે ખાઈ શકતા કે નથી તેના વડે તમારું ગુજરાન ચાલતું: તે તો માત્ર એક ખ્યાલનું વહન કરે છે તેટલું જ. તેને અર્થ તો પ્રાપ્ત થતો હોય છે માત્ર ખાવાની સાચુકલી ક્રિયા વડે જ. આ જ અર્થમાં હું તમને હું તમને કહી રહ્યો છું કે સાધારણ અવસ્થા(૧૫૦૧૧૧૪૧ ૩૧૯) શાબ્દિક નથી. હું એવું કહી શકું કે તે આચારમાં વ્યક્ત થયેલો ડહાપણભર્યો પ્રેમ છે, પરંતુ આ શબ્દો ભાગ્યે જ કંઈ અર્થ વહન કરે છે, સિવાય કે તમે તેમને તેમની સમગ્રતામાં અને સુંદરતામાં અનુભવો.

શબ્દોને તેમની મર્યાદિત ઉપયોગિતા છે, પરંતુ આપણે તો તેમને વાપરવામાં કોઈ જ મયદિા નથી રાખતા અને આપણે આપણી જાતને દુર્ઘટનાની ધાર પર લઈ આવીએ છીએ. આપણા ઉમદા ખ્યાલો દુરાચારો વડે સરસ મજાની રીતે સમતોલ થતા હોય છે. આપણે ઈશ્વર, સત્ય અને પ્રેમની વાતો કરીએ છીએ, પરંતુ આપણી પાસે તો પ્રત્યક્ષ અનુભવના સ્થાને વ્યાખ્યાઓ છે. આચારને વ્યાપક અને ગહન કરવાને બદલે આપણેતો આપણી વ્યાખ્યાઓને શબ્દોની છીણી ચલાવીને સુઘડ બનાવીએ છીએ. અને આપણે એવી કલ્પના કરીએ છીએ કે અમે જેને વ્યાખ્યાતિત કરી શકીએ છીએ તેને જાણતા હોઈએ છીએ!

**સાધક** - શબ્દો વિના વળી કોઈ પોતાના અનુભવને અન્ય સુધી કઈ રીતે પહોંચાડી શકે?

**મહારાજ** - અનુભવને શબ્દો વડે અન્ય સુધી ન પહોંચાડી શકાય. તે તો આચારથી જ અનુભવાતો હોય છે, પમાતો હોય છે, પહોંચતો હોય છે. જે માણસ પોતાના અનુભવને તીવ્રપણે અનુભવતો હશે તે પોતાની આસપાસ આત્મવિશ્વાસ અને હિંમતને ઉત્સર્જિત કરશે. અન્ય લોકો પણ આચરણ કરશે અને આચારને કારણે પેદા થયેલા અનુભવને પ્રાપ્ત કરશે. શાબ્દિક ઉપદેશને પણ પોતાનો ઉપયોગ છે, તે મનને તેનામાં સંચિત થયેલી સામગ્રીથી ખાલી થવા માટે તૈયાર કરે છે. જ્યારે બહારનું કશું જ કોઈ મૂલ્યનું નથી રહેતું અને હૃદય સઘળું જતું કરવા તૈયાર હોય છે ત્યારે માનસિક પરિપક્વતા પ્રાપ્ત થાય છે. ત્યારે સત્યને તક મળે છે અને તે તે તકને ઝડપી લે છે. આમાં જો કોઈ ઢીલ થાય છે તો તે મન જોવા કે રિક્ત થવાને રાજી ન હોવાને કારણે થાય છે.

**સાધક** - શું આપણે એટલા બધા એકલા છીએ?

**મહારાજ** - અરે, ના. તેવું નથી. જેમની પાસે છે તે તેઓ આપી શકે છે. અને આવા દાતાઓ ઘણા છે. જગત ખુદ જ એક સર્વોચ્ચ ભેટ છે, જે પ્રેમાળ બલિદાનોને કારણે જળવાઈ રહ્યું છે. પરંતુ યોગ્ય ગ્રહણકર્તાઓ, ડાહ્યા અને વિનમ્ર ગ્રહણકર્તાઓ ગણ્યાગાંઠ્યા જ છે. 'યાચો કે તમને આપવામાં આવશે', એ સાર્વત્રિક નિયમ છે.

તમે કેટલાયે શબ્દો શીખ્યા છો, તમે કેટલાયે શબ્દોનો ઉપયોગ કર્યો છે. તમે બધુંયે જાણો છો, પરંતુ તમે તમારી જાતને જાણતા નથી. કારણ કે આત્માને શબ્દો વડે નથી જાણી શકાતો - માત્ર પ્રત્યક્ષ આંતરસૂઝ જ તમને તે પમાડશે. અંદર નજર કરો, અંદર શોધ ચલાવો.

**સાધક** - શબ્દોનો ત્યાગ કરવો ખૂબ જ મુશ્કેલ છે. આપણું માનસિક જીવન (જગત) શબ્દોનો એક સાતત્યપૂર્ણ પ્રવાહ છે.

**મહારાજ** - તે સહેલા કે અઘરા હોવાનો કોઈ મુદ્દો નથી. તમારી પાસે કોઇ જ વિકલ્પ નથી. કાં તો તમે તે માટે પ્રયત્ન કરો કે પછી ન કરો. તે તમારા પર આધાર રાખે છે, તમારી મરજીની વાત છે.

**સાધક** - મેં ઘણી વાર પ્રયત્ન કર્યો છે, પરંતુ મને સફળતા નથી મળી, હું નિષ્ફળ ગયો છું.

**મહારાજ** - ફરી પ્રયત્ન કરો. જો તમે પ્રયત્ન કરતા રહેશો તો એવું બને કે કશુંક ઘટે. પરંતુ જો તમે પ્રયત્ન નહીં કરો તો તમે ફસાયેલા જ રહેશો. એવું બને કે તમે સઘળા યોગ્ય શબ્દોને જાણતા હોવ, શાસ્ત્રોનો સંદર્ભ પણ આપી શક્તા હોવ, તમારી ચર્ચાઓમાં તેજસ્વી પણ પુરવાર થતાં હોવ, અને છતાંયે હાડમાંસનું એક પોટલું જ રહેતા હોવ. અથવા તો એવું બને કે તમે એક સાવ સામાન્ય વિનમ્ર સાધારણ વ્યક્તિ હોવ, અને તેમ છતાંયે પ્રેમાળ ભલાઈ અને ગહન ડહાપણથી ભર્યા ભર્યા હોવ.

## સંવેદ્ય સંવેદક ન હોઈ શકે [૯૯]

**સાધક** - હું જગ્યાએ જગ્યાએ ફરતો રહ્યો છું અને સાધના માટે પ્રાપ્ય વિવિધ યોગ પદ્ધતિને તપાસતો રહ્યો છું, પરંતુ એ નક્કી નથી કરી શક્યો કે મારા માટે સૌથી અનુકૂળ કયો રહેશે. કશીક યથાયોગ્ય સલાહ માટે હું આપનો આભારી રહીશ. હાલમાં, આ સઘળી શોધને પરિણામે સત્યને પામવાના ખ્યાલથી મને કંટાળો આવી ગયો છે. તે મને બિનજરૂરી તેમજ તકલીફકર્તા લાગે છે. જેવું છે તેવું જીવન માણવાલાયક છે અને તેને બહેતર બનાવવાનું મને નિરર્થક લાગે છે.

**મહારાજ** - તમારા સંતોષમાં તમે સંતુષ્ટ રહો તેવી શુભેચ્છા, પરંતુ શું તમે તેમ કરી શકશો? યુવાની, ઊર્જા, પૈસો - તમારી અપેક્ષા કરતાંયે વહેલાં વિદાય લેશે. અત્યાર સુધી જે દુ:ખને દૂર રાખવામાં આવેલું તે તમારો પીછો કરશે. જો તમે દુઃખની પેલે પાર જવા માગતા હોવ તો તમારે તેની તેના પધાર્યા પહેલાં જ સામે ચાલીને મુલાકાત લેવી પડે અને તેને ગળે વળગાડવું પડે. સઘળી આદતો અને વળગણોનો ત્યાગ કરો અને એક સાદું અને શાંત જીવન જીવો, કોઈ જીવને દુઃખ ન પહોંચાડો; આ જ યોગનો પાયો છે. સત્યને પામવા તમારે તમારા નાનામાં નાના દૈનિક કાર્યમાં સાચા હોવું પડે, સત્યની શોધમાં કોઇ છેતરપિંડી ન હોઇ શકે. તમે કહો છો તમને તમારું જીવન માણવાલાયક લાગે છે. એવું પણ હોય - હાલની ક્ષણે. પરંતુ તેને માણનાર કોણ છે?

**સાધક** - કબૂલ કરું છું કે માણનારને હું જાણતો નથી, કે નથી તો જે મણાઇ રહ્યું છે તેને. મને ખબર છે માત્ર તે દ્વારા મળતા સુખની, આનંદની.

**મહારાજ** - તદ્દન સાચું. પરંતુ સુખ તો મનની અવસ્થા છે - તે તો આવજા કરતી રહે છે. તેની અનિત્યતા જ તેને અનુભવગોચર બનાવે છે. જે બદલાતું નથી, જે અપરિવર્તનશીલ છે તેનાથી તમે સભાન(€૦॥5૯0115) ન થઇ શકો. જે કંઈ સભાનતા(€015૯011511€55) છે તે પરિવર્તનની સભાનતા છે. પરંતુ પરિવર્તનના સંવેદનને જ - શું તેને પરિવર્તનરહિત પશ્ચાદ્‌ભૂની જરૂર નથી પડતી?

**સાધક** - જરાપણ નહીં. છેલ્લી અવસ્થાની સ્મૃતિ અને તેની હાલની અવસ્થાના સાચુકલાપણા સાથેની સરખામણી પરિવર્તનનો અનુભવ કરાવે છે.

# હું તે છું

**મહારાજ** -યાદ રખાયેલા(€11€1110૯1૯ત - સ્મૃતિગ્રસ્ત) અને સાચુકલા(ધાં - વાસ્તવિક) વચ્ચે એક પાયાનો તફાવત છે, વાસ્તવિકને ક્ષણે ક્ષણે અવલોકી શકાય છે. સમયની કોઇ પણ ક્ષણે સાચુકલું યાદ રખાયેલું હોતું નથી. તે બથે વચ્ચે માત્ર તીવ્રતાનો જ નહીં પરંતુ પ્રકારનો પણ તફાવત છે. સાચુકલું અચૂકપણે સાચુકલું જ હોય છે. ઇચ્છાશક્તિ કે કલ્પનાના કોઇ પણ પ્રયાસ વડે તમે તે બક્ેને અદલબદલ ન કરી શકો. હવે, એવું શું છે કે જે સાચુકલાને આવો અનન્ય ગુણધર્મ બક્ષે છે?

**સાધક** - સાચુકલું વાસ્તવિક છે, જ્યારે યાદ રખાયેલા (સ્મૃતિગ્રસ્ત, કંઠસ્થ)માં સારી એવી અચોક્કસતા હોય છે.

**મહારાજ** - ઠીક કહ્યું, પરંતુ એવું શા માટે છે? એક ક્ષણ પહેલાં તો યાદ રખાયેલું વાસ્તવિક હતું, એક ક્ષણમાં વાસ્તવિક યાદ રખાયેલું થઈ જશે. એવું શું છે જે વાસ્તવિકને અનન્ય બનાવે છે? દેખીતું છે કે તે તમારા હાજર(વિધમાન) હોવાના ભાવને કારણે છે. સ્મૃતિ અને આગોતરી આશામાં એવી સ્પષ્ટ લાગણી હોય છે કે તે અવલોકન હેઠળની એક માનસિક અવસ્થા છે, જ્યારે વાસ્તવિકમાં, સાચુક્લામાં તે લાગણી મૂળભૂતપણે હાજર હોવાની અને જાગ્રત હોવાની હોય છે.

**સાધક** - હા, હું તે સમજી શકું છું. વાસ્તવિક અને સ્મૃતિગ્રસ્ત વચ્ચે ભેદ પાડનાર જાગ્રતિ જ છે. વ્યક્તિ ભૂત કે ભવિષ્ય બાબતે વિચારતી હોય છે, પરંતુ તે હાજર તો અબઘડીમાં જ, હાલની ક્ષણમાં જ હોય છે.

**મહારાજ** - તમે ગમે ત્યાં જાઓ, અહીં અને અબઘડીનો ભાવ તો તમે સઘળો સમય તમારી સાથે લઈને જ ફરતા હોવ છો. તેનો અર્થ તો એ થાય કે તમે દેશ અને કાળથી મુક્ત છો, દેશ અને કાળ તમારી અંદર છે, નહીં કે તમે તેમની અંદર. દેશ અને કાળથી મર્યાદિત એવા શરીર સાથેનું તમારું તાદાત્મ્ય જ તમને મર્યાદિત હોવાની લાગણી બક્ષે છે. વાસ્તવમાં તો તમે અસીમ અને શાશ્વત છો.

**સાધક** - મારી આ અસીમ અને શાશ્વત જાતને મારે જાણવી કઈ રીતે?

**મહારાજ** - તમે જે જાતને જાણવા માગો છો તે શું બીજી કોઇ જાત છે? શું તમે કેટલીક જાતોના બનેલા છો? એટલું તો ચોક્કસ કે જાત(આત્મા) માત્ર એક જ છે અને તે જાત તમે પોતે જ છો. તમે જે જાતને છો માત્ર તે જ એક જાત છે. તમારી જાત વિશેના તમારા ખોટા ખ્યાલોને દૂર કરો, તેમનો ત્યાગ કરો અને તમને તે હાજર અનુભવવા મળશે, તેની પૂરી ભવ્યતા સાથે. તમારું મન જ આત્મજ્ઞાનને સાક્ષાત થતું અટકાવી રહ્યું છે.

**સાધક** - મારે મનથી છૂટકારો કઈ રીતે મેળવવો? અને શું માનવીય સ્તરે મન વિના જીવન જરા પણ શક્ય છે ખરુ?

**મહારાજ** - મન જેવું કંઈ છે જ નહીં. છે માત્ર ખ્યાલો અને તેમાંના કેટલાક ખોટા છે. ખોટા ખ્યાલોનો ત્યાગ કરો, કારણ કે તે નકામા છે અને તમને તમારી જાતનું દર્શન થતા અટકાવે છે.

**સાધક** - કયા ખ્યાલો ખોટા છે અને કયા ખ્યાલો સાચા છે?

**મહારાજ** - આગ્રહો સામાન્ય રીતે ખોટા હોય છે અને નકારો - સાચા.

**સાધક** - વ્યક્તિ કંઈ સઘળાને નકારીને ન જીવી શકે!

**મહારાજ** - માત્ર નકારીને જ વ્યક્તિ જીવી શકે. આગ્રહ બંધન છે. પ્રશ્ન પૂછવો અને નકાર ભણવો જરૂરી છે. તે બળવાનો સંકેત છે અને બળવા વિના આઝાદી ન મળી શકે. કોઈ બીજી કે ઉચ્ચ જાતની શોધ નથી ચલાવવાની. તમે જ ઉચ્ચતમ જાત છો, તમારી જાત વિશે તમે જે ખોટા ખ્યાલો ધરાવો છો તેનો જ માત્ર ત્યાગ કરવાનો છે. શ્રદ્ધા અને બુદ્ધિ તમને કહે છે કે તમે નથી તો શરીર

# હું તે છું

કે નથી તો તેની ઈચ્છાઓ અને ભીતિઓ, કે નથી તો તમે તરંગી ખ્યાલો ધરાવતું તમારું મન, કે નથી તો તમે સમાજે તમારા પર જે ભૂમિકા ભજવવાનું લાદેલ છે તે પાત્ર કે વ્યક્તિ. ખોટાનો ત્યાગ કરો અને સાચું પોતાના ખરા સ્વરૂપે ઝળહળી ઉઠશે.

તમે કહો છો કે તમે તમારી જાતને જાણવા માગો છો. તમે તમારી જાત જ છો – તમે જે છો તેનાથી અન્ય કશુંયે હોઈ જ ન શકો. શું પામવાનું હોવાથી જુદું છે? જે કંઈ તમે તમારા મનથી જાણી શકો છો તે મનનું છે, નહીં કે તમારું; તમારી જાત વિશે તો તમે એટલું જ કહી શકો કે - "હું છું(સત્) , હું તેનાથી જાગ્રત છું(ચિત્ત) , મને તે ગમે છે (આનંદ) .'

**સાધક** - જીવતા હોવાની અવસ્થા મને દુઃખી લાગે છે.

**મહારાજ** - તમે જીવંત ન હોઈ શકો કારણ કે તમે જીવન ખુદ છો. સહન તો કરે છે તમે તમારી જાતને જે વ્યક્તિ કલ્પી છે તે, નહીં કે તમે. તેનો જાગ્રતિમાં વિલય કરી દો. તે તો સ્મૃતિઓ અને આદતોનું નર્યું પોટલું માત્ર જ છે. વિશુદ્ધ જાગ્રતિની કળાને એક વાર તમે હસ્તગત કરી લીધી કે પછી અસત્યની જાગ્રતિ ભણીથી તમારી ખરી પ્રકૃતિની જાગ્રતિ ભણી જવા વચ્ચે જે ખાઈ રહેલી છે તેને તમે સરળતાથી પાર કરી જશો.

**સાધક** - મને માત્ર એટલી ખબર છે કે હું મારી જાતને જાણતો નથી.

**મહારાજ** - તમને એ ખબર કઈ રીતે છે કે તમે તમારી જાતને જાણતા નથી? તમારી પ્રત્યક્ષ આંતરસૂઝ જ તમને કહે છે કે સૌ પ્રથમ તમે તમને જાણો છો, કારણ કે કોઈ પણ વસ્તુના અસ્તિત્વનો અનુભવ થવો તમારી હાજરી વિના શક્ય નથી. તમે કલ્પો છો કે તમે તમારી જાતને જાણતા નથી, કારણ કે તમે તમારી જાતનું વર્ણન નથી કરી શકતા. તમે હમેશા કહી શકો કે - "હું જાણું છું કે હું છું' અને તમે એ વિધાનનો નકાર ભણશો કે - "હું નથી'. પરંતુ જે કંઈનું વર્ણન થઈ શકે તે તમે ન હોઈ શકો, અને તમે જે છો તેનું વર્ણન થઈ શકે તેમ નથી. તમારી જાત હોઈને જ તમે તમારી જાતને જાણી શકો - સ્વવ્યાખ્યા કે સ્વવર્ણનના કશાયે પ્રયાસ વિના. એક વાર તમે એ સમજી લીધું કે તમે એવું કશુયે નથી કે જેનો અનુભવ થઈ શકે કે જેના વિશે કોઈ ખ્યાલ રચી શકાય, અને ચેતનાના ક્ષેત્રમાં જે કંઈ વિધમાન થાય છે તે તમારી જાત ન હોઈ શકે, કે પછી તમે સઘળા આત્મતાદાત્મ્યોને દૂર કરવા લાગશો, અને તે જ માત્ર એક ઉપાય હશે કે જે તમને તમારી જાતના સાક્ષાત્કારના વધુ ગહન સ્તરે લઈ જઈ શકે. નકાર કે જે એક અચૂક તીર છે તે ભણીને જ તમે પ્રગતિ કરો છો. તમે નથી તો શરીરમાં કે નથી તો મનમાં અને તેમ છતાંયે તે બન્નેથી જાગ્રત છો તે જાણવું તે જ આત્મજ્ઞાન છે.

**સાધક** - જો હું નથી તો શરીર કે નથી તો મન, તો પછી તેમનાથી જાગ્રત કેમ છું? મારાથી તદ્દન અપરિચિત એવા કશાકને હું કઈ રીતે અનુભવી શકું છું?

**મહારાજ** - "હું કશુંયે નથી', તે પ્રથમ પગલું છે. "હું સઘળું છું', તે ત્યાર પછીનું. બન્ને એ ખ્યાલ પર ટકી રહ્યા છે કે - "જગત જેવું કશુંક છે'. જયારે આનો પણ ત્યાગ કરવામાં આવે છે ત્યારે પછી તમે એ રહો છો જે તમે છો - દ્વંદ્વરહિત આત્મા. તમે તે અહીં અને અત્યારે જ છો, પરંતુ તમારી દષ્ટિ તમારી જાત વિશેના તમારા ખોટા ખ્યાલથી ઓઝલ થયેલી છે.

**સાધક** - ઠીક છે, તો હું સ્વીકારું છું કે હું છું, હું હતો, હું હોઈશ; ઓછામાં ઓછું જન્મથી તે મરણ સુધી. અહીં અને અત્યારે જ મારા હોવા બાબતે મને કોઈ શંકા નથી. પરંતુ મને લાગે છે કે તે પૂરતું નથી. આંતર અને બાહ્ય સુમેળ વડે જન્મતા આનંદનો મારા જીવનમાં અભાવ છે. જો હું એકલો જ છું અને જગત માત્ર એક પ્રક્ષેપણ જ છે તો સુમેળનો અભાવ શા માટે છે?

**મહારાજ** - પહેલાં તમે કુમેળ સર્જો છો અને પછી તેની ફરિયાદ કરો છો! જયારે તમે ઈચ્છા કરો છો અને ભય રાખો છો, અને તમારી લાગણીઓ સાથે તાદાત્મ્ય સાધો છો ત્યારે તમે દુઃખ અને બંધનને

સર્જો છો. જયારે તમે કશુંક પ્રેમથી અને ડહાપણભરી રીતે સર્જો છો અને તમારા સર્જનોથી અનાસક્ત રહો છો ત્યારે તેનું પરિણામ સુમેળ અને શાંતિ હોય છે. પરંતુ ભલે તમારા મનની સ્થિતિ ગમે તે હોય, તે તમારા પર કઈ રીતે પ્રતિબિંબિત થાય છે? તમારા મન સાથેનું તમારું આત્મ-તાદાત્મ્ય જ તમને સુખી કે દુઃખી કરે છે. તમારી તમારા મનની ગુલામી સામે બળવો પોકારો, તમારાં બંધનોને તમે પોતે જ સજર્યા છે તે સમજો અને રાગ અને દ્વેષની શૃંખલાને તોડો. તમે મુક્ત થઈ જ ગયા છો તેવું તમને પ્રતીત ન થાય ત્યાં સુધી તમારા મુક્તિના લક્ષ્યને સદાયે તમારી નજર સમક્ષ રાખો, મુક્તિ એ દૂર ભવિષ્યમાં રહેલી એવી કોઈ બાબત નથી કે જેને મહાકષ્ટ વેઠીને ઉપાર્જિત કરવાની હોય, તે તો સદાયે તમારી પોતાની જ છે, અને ઉપયોગ કરવા માટે જ છે! મુક્તિ એ કોઈ ઉપાર્જન નથી પરંતુ હિંમતથી હાંસલ કરવાની બાબત છે, હિંમત એ માનવાની કે તમે મુક્ત જ છો અને તે પ્રમાણે વર્તન કરવાની હિંમત.

**સાધક** - જો હું મને ફાવે તેમ વર્તું તો મારે સહન કરવાનું બનશે.

**મહારાજ** - પરંતુ એટલું તો ખરું જ કે તમે મુક્ત છો. તમારાં કૃત્યોનાં પરિણામોનો આધાર તમે જે સમાજમાં રહો છો તેના પર અને તેની પરંપરાઓ પર રહે છે.

**સાધક** - એવું બને કે હું અવિચારી રીતે વતું.

**મહારાજ** - હિંમત સાથે શાણપણ અને કરુણા અને કર્મકૌશલ્ય પણ ઉભરી આવશે. શું કરવું તેની તમને ખબર પડશે અને તમે જે કંઈ કરશો તે સૌ માટે શુભ હશે.

**સાધક** - મને મારા વિવિધ પાસાંઓ એકબીજા સાથે યુદ્ધ કરતા હોય તેવું લાગે છે અને મને કોઈ શાંતિ નથી વર્તાતી. ક્યાં છે આઝાદી અને હિંમત, શાણપણ અને કરુણા? હું જે ખાઈમાં જીવી રહ્યો છું તેને મારાં કૃત્યો માત્ર ઓર ઊંડી બનાવી રહ્યાં છે.

**મહારાજ** - બધું એવું જ છે, કારણ કે તમે તમારી જાતને કોઈક વ્યક્તિ કે તમે કશુંક છો તેવું સમજો છો. થોભો, જુઓ, ચિંતનમનન કરો, યોગ્ય પ્રશ્નો પૂછો, યોગ્ય તારણો પર પહોંચો અને તે પ્રમાણે વર્તવાની હિંમત દશાવો અને જુઓ કે શું થાય છે. એવું બને શરૂઆતનાં પગલાંઓથી તમારા પર આભ તૂટી પડે, પરંતુ ટૂંક સમયમાં જ બધું ઠીકઠાક થઈ રહેશે અને શાંતિ અને આનંદ વ્યાપી રહેશે. તમારી બાબતે તમે ઘણું બધું જાણો છો પરંતુ જ્ઞાતાને તમે જાણતા નથી. જ્ઞાતનો જ્ઞાતા એવા તમે કોણ છો તે શોધી કાઢો. ખંતપૂર્વક અંદર ઝાંખો, એ યાદ રાખવાનું યાદ રાખો કે અનુભવગોચર અનુભવકર્તા ન હોઈ શકે. જે કંઈ તમે જુઓ, સાંભળો કે જેના વિશે વિચારો, યાદ રાખો કે - જે કંઈ બની રહ્યું છે તે તમે નથી, તમે એ છો જેને આ સઘળું ઘટી રહ્યું છે. "હું છું ભાવમાં ઊંડી ડૂબકી લગાવો અને ચોક્કસ તમારા જાણવામાં આવશે કે અનુભવનું કેન્દ્ર વૈશ્વિક છે, તે એ પ્રકાશ જેટલું વૈશ્વિક કે જે આ જગતને ઉજાળે છે. વિશ્વમાં જે કંઈ ઘટે છે તે મૌન સાક્ષી એવા તમને ઘટે છે. બીજી તરફ, જે કંઈ કરવામાં આવે છે તે વૈશ્વિક અને અખૂટ ઊર્જા એવા તમારા વડે કરવામાં આવે છે.

**સાધક** - કોઈ મૌન સાક્ષી તેમજ વેશ્વિક ઊર્જા છે તે સાંભળવું ખૂબ જ તૃપ્તિકારક છે તે બાબતે કોઈ શંકા નથી. પરંતુ કોઈએ શાબ્દિક વિધાનની પેલે પાર પ્રત્યક્ષ જ્ઞાન સુધી કઈ રીતે પહોંચવું? સાંભળવાનો અર્થ કંઈ જાણવું એવો નથી થતો. સાંભળ્યું એટલે જાણ્યું એવું કંઈ થોડું છે!

**મહારાજ** - કશાકને તમે અશાબ્દિકપણે પ્રત્યક્ષપણે જોઈ શકો તે પહેલાં તમારે જ્ઞાતાને જાણવો જ પડે. અત્યાર સુધી તમે મનને જ્ઞાતા સમજયા છો, પરંતુ તેવું તો નથી જ. છાપો અને ખ્યાલો વડે તમને ઠસોઠસ ભરીને મન તમારી સ્મૃતિમાં લીસોટા છોડી જાય છે. યાદ રાખવાને તમે જ્ઞાન સમજો છો. સાચું જ્ઞાન સદાયે તાજું, નવીન, અનપેક્ષિત હોય છે. તે અંદરથી જ ઉભરી આવે છે, ફૂટી નીકળે છે. તમે શું છો તે જયારે તમે જાણો છો ત્યારે તમે જે જાણો છો તે પણ હોવ છો. જાણવા અને હોવા વચ્ચે કોઈ અંતરાલ નથી હોતો.

# હું તે છું

**મહારાજ** - તમારા મનને જાણવા માટે તમને તમારા મનનો ઉપયોગ કરવાની પૂરી છૂટ છે. તે બિલકુલ વાજબી છે અને મનની પેલે પાર જવાની ઉત્તમ તૈયારી પણ છે. હોવું, જાણવું અને માણવું તમારું પોતાનું જ છે. પહેલાં તમારા સ્વરૂપનો સાક્ષાત્કાર કરો, આ સહેલું છે કારણ કે "હું છું' ભાવ સદાયે તમારી સાથે જ હોય છે. પછી જ્ઞાતથી અલગ એવી તમારી જાતને મળો. એક વાર તમે તમારી જાતને વિશુદ્ધ સ્વરૂપ તરીકે જાણો છો કે પછી આઝાદીનો પરમાનંદ તમારો પોતાનો હોય છે.

**સાધક** - આ કયો યોગ છે?

**મહારાજ** - તેની શી ચિંતા? તમે તમારા જીવનને - તમારા શરીર અને મનના જીવનને - જે સ્વરૂપે જાણો છો તેની નાખુશીએ તમને અહીં આવવા પ્રેર્યા છે. એવું બને કે કોઇ આદર્શ પ્રમાણે તેમને નિયંત્રિત કરીને અને મરોડીને, અથવા તો આત્મતાદાત્મ્યની ગાંઠને સાવ જ કાપી નાખીને, અને તમારા શરીર અને મન ભણી એ રીતે જોઈને કે જાણે કશુંક તમને કોઇ પણ રીતે સંડોવ્યા વિના જ ઘટી રહ્યું છે - તમે તેને બહેતર બનાવવા પ્રયત્ન કરો.

**સાધક** - નિયંત્રણ અને અનુશાસનની આ રીતને રાજયોગ અને અનાસક્તિ (વૈરાગ)ની રીતને હું શું જ્ઞાનયોગ કહી શકું? અને મૂર્તિપૂજાની રીતને ભક્તિયોગ?

**મહારાજ** - જેવી તમારી મરજી. શબ્દો કશુંક સૂચવતા હોય છે, ખુલાસો નથી આપતા હોતા. હું તો સમજ દ્વારા મુક્તિની પુરાણી અને સરળ રીતનો ઉપદેશ આપું છું. તમારા મનને સમજો અને તમે તેની પકડમાંથી મુક્ત થશો. મન ગેરસમજ કરતું હોય છે, તે જ તેની પ્રકૃતિ છે. સાચી સમજ તે જ માત્ર એક ઉપાય છે, પછી ભલે તમે તેને ગમે તે નામ આપો. તે જ જૂનામાં જૂનો અને અદ્યતનમાં અદ્યતન ઉપાય છે, કારણ કે તે જ જેવા છે તેવા મન સાથે કામ પાડે છે.

તમારું કોઇ કૃત્ય તેમાં પરિવર્તન નહીં લાવે, કારણ કે તમારે કોઇ જ પરિવર્તનની આવશ્યકતા નથી. એવું બને કે તમે તમારા મન કે શરીરને બદલો, પરંતુ જે કંઇ બદલાયું હોય છે તે તો તમારાથી બહારનું હોય છે, તમારી જાત નહીં. પરિવર્તનની ચિંતા જ શા માટે કરવી? કાયમને માટે એ સમજી જ લો કે ન તો તમારું શરીર કે ન તો તમારું મન, કે ન તો તમારી ચેતના તમે છો, ચેતના અને અચેતનાની પેલે પાર એવી તમારી સાચી પ્રકૃતિમાં એકલા ખડા રહો. તમને તમારો કોઇ પ્રયાસ ત્યાં નહીં લઈ જાય, સિવાય કે માત્ર સમજની સ્પષ્ટતા. તમારી ગેરસમજોના મૂળ સુધી પહોંચો અને તેમનો ત્યાગ કરો, બસ કરવાનું છે માત્ર એટલું જ. કશું જ ઇચ્છવા કે શોધવાનું નથી, કારણ કે કશું જ ખોવામાં નથી આવ્યું. હળવા થાઓ અને "હું છું'ને નીરખો. સત્ય તેની પાછળ જ છે. મૌન જાળવો, શાંતિ જાળવો, તે ઉભરી આવશે, અથવા તો એમ કહેવું વધારે ઠીક રહેશે કે તે તમને તેનામાં સમાવી લેશે.

**સાધક** - શું મારે મારા શરીર અને મનથી પહેલાં છૂટકારો ન મેળવવો પડે?

**મહારાજ** - તમે છૂટકારો ન મેળવી શકો, કારણ કે તે ખ્યાલ જ તમને તેમની સાથે બાંધી રાખે છે. બસ માત્ર સમજો અને તેના પર ધ્યાન ન આપો.

**સાધક** - હું તેમના પર ધ્યાન આપવાનું બંધ નથી કરી શકતો, કારણ કે હું એકજૂટ નથી.

**મહારાજ** - કલ્પના કરો કે તમે પૂરેપૂરા એકજૂટ જ છો અને તમારા વિચારો અને આચારો પુરેપૃરા સુમેળભર્યા છે. તે તમને કઇ રીતે મદદ કરશે? તમે શરીર કે મન છો તે સમજવાની ભૂલમાંથી તે તમને મુક્ત નહીં કરે. "તમે તે નથી' તેવું સાચી રીતે જુઓ, બસ તેટલું જ બસ છે.

**સાધક** - હું ભૂલી જવાનું યાદ રાખું તેવું આપ ઇચ્છો છો!

**મહારાજ** - હા, દેખાય છે તો તેવું જ. અને તેમ છતાંયે નિરાશાજનક તો નથી જ. તમે તે કરી શકો છો. બસ તેને હૃદયપૂર્વક કરવા લાગો. કશીયે દિશા વિનાની (અંધારામાં) તમારી ફંફોસવાની ક્રિયા ઉજળા ભવિષ્યથી ભરી ભરી છે. તમારી શોધની ક્રિયા જ શોધ છે. ત નિષ્ફળ ન જઈ શકો.

**સાધક** - અમે એકજૂટ નથી, વેરવિખેર છીએ માટે દુઃખી થઈએ છીએ.

**મહારાજ** - જ્યાં સુધી આપણા વિચારો અને આચારો ઈચ્છાઓ અને ભીતિઓથી દોરવાતા રહેશે ત્યાં સુધી આપણે દુઃખી રહીશું. તેમની નિરર્થકતા જુઓ અને તેઓ જે જોખમ અને અરાજકતાને સર્જે છે તેનો અંત આવશે. તમારી જાતને સુધારવાનો પ્રયત્ન ન કરો, સઘળા પરિવર્તનોની નિરર્થકતાને જુઓ, સમજો, બસ એટલું જ કરો. પરિવર્તશીલ પરિવર્તન પામતું રહે છે, જ્યારે અપરિવર્તશીલ રાહ જોઈ રહ્યું છે. પરિવર્તશીલ તમને અપરિવર્તનશીલ સુધી લઈ જશે તેવી અપેક્ષા ન રાખો - તેવું કદીયે ન બની શકે. પરિવર્તશીલના ખ્યાલને જ જ્યારે ખોટા તરીકે જોવામાં આવે અને તેનો ત્યાગ કરવામાં આવે ત્યારે જ માત્ર અપરિવર્તનશીલ દેખાં દઈ શકે.

**સાધક** - જ્યાં ક્યાંય પણ હું જાઉં છું ત્યાં મને કહેવામાં આવે છે કે હું સત્યના દર્શન કરી શકું તે પહેલાં મારે ધડમૂળથી બદલાવું પડે. પ્રયત્નપૂર્વકની અને જાતે જ પોતાના પર લાદેલી આ પ્રક્રિયાને યોગ કહેવામાં આવે છે.

**મહારાજ** - સઘળાં પરિવર્તનો માત્ર મનને જ અસર કરે છે. તમે જે છો તે હોવા માટે તમારે મનની પેલે પાર તમારા સ્વરૂપમાં જવું પડે. તમે જે મનને પાછળ છોડી જાઓ છો તે શું છે તે કશાયે મહત્ત્વનું નથી, જો તમે તેને કાયમને માટે છોડી જતા હોવ તો. આત્મસાક્ષાત્કાર વિના વળી આ પણ શક્ય નથી.

**સાધક** - પહેલાં શું આવે છે - મનનો ત્યાગ કે આત્મસાક્ષાત્કાર?

**મહારાજ** - ચોક્કસ સાક્ષાત્કાર જ. મન પોતાની જાતે પોતાની પાર ન જઈ શકે. તેણે વિસ્ફોટિત થવું પડે.

**સાધક** - વિસ્ફોટ પહેલાં કોઈ શોધખોળ નહી?

**મહારાજ** - વિસ્ફોટક તાકાત સત્યમાંથી અવતરે છે. પરંતુ તે માટે તમને તમારું મન સજ્જ રાખવાની સલાહ આપવામાં આવે છે. બીજી તક ખડી ન થાય ત્યાં સુધી ભય તેમાં હમેશાં ઢીલ લાવી શકે.

**સાધક** - મને તો એમ કે હમેશાં કોઈ તક રહેલી જ હોય છે.

**મહારાજ** - સૈદ્ધાંતિક રીતે - હા. વ્યવહારમાં તો એવી કોઈ પરિસ્થિતિ ખડી થવી જ જોઈએ કે જ્યારે આત્મસાક્ષાત્કાર માટે આવશ્યક સઘળાં પરિબળો હાજર હોય. આનાથી તમારે નાહિંમત થવાની જરૂર નથી. "હું છું'માંનો તમારો નિવાસ તરત જ બીજી તક ખડી કરશે. કારણ કે વલણ તકને આકર્ષતું હોય છે. તમે જે કંઈ જાણો છો તે ઉધાર હોય છે, વાસી હોય છે, અન્ય પાસેથી જાણેલું હોય છે, તમારું પોતાનું અનુભવેલું નથી હોતું. "હું છું' તમારો પોતાનો પ્રત્યક્ષ અનુભવ છે અને તેને કોઈ પુરાવાઓની જરૂર નથી. તેમાં મુકામ કરો.

## સમજ મુક્તિ ભણી દોરી જાય છે [૧૦૦]

**સાધક** - જગતના ઘણા દેશોમાં તપાસ અધિકારીઓ આરોપીઓ પાસે આરોપ કબૂલાવવા અને જરૂર જણાય તો તેમનાં વ્યક્તિત્વમાં પરિવર્તન લાવવા અમુક રીતો અપનાવતા હોય છે. શારીરિક અને નૈતિક રીતે અમુક બાબતોથી વંચિત રાખવાની વિવેકભરી પસંદગી કરીને, અને

મનાવવાની પ્રક્રિયા વડે જૂના વ્યક્તિત્વને તોડી પાડીને તેના સ્થાને નવા વ્યક્તિત્વને પ્રસ્થાપિત કરવામાં આવે છે. તપાસ હેઠળનો માણસ એટલી બધી વાર તે દેશનો દુશ્મન છે અને દેશદ્રોહી છે તેવું સાંભળે છે કે એક દિવસ એવો આવી લાગે છે કે તેની અંદર કશુંક ભાંગી પડે છે અને દ્રઢ માન્યતા સાથે તે એવું અનુભવવા લાગે છે કે દેશદ્રોહી છે, બળવાખોર છે, સાવ જ ધૃણાસ્પદ છે અને કોઈક પ્રત્યક્ષ સજાને પાત્ર છે. આ પ્રક્રિયાને બ્રેઈન-વોશિંગ તરીકે ઓળખવામાં આવે છે. મને એવું લાગે છે કે ધાર્મિક અને યોગની સાધનાઓ પણ "બ્રેઈન-વોશિંગ' સમાન જ છે. એ જ શારીરિક અને માનસિક વંચિતતાઓ, એકાંતવાસ, પાપનો મનમાં ભારે ડંખ, હતાશા, અને પ્રાયશ્ચિત અને જાતપરિવર્તનની ઈચ્છા, પોતાના વ્યક્તિત્વની એક નવી છાપનો સ્વીકાર અને તેમાં વાસ. "ઈશ્વર ભલો છે; ગુરુ જાણે છે; શ્રધ્દ્ધા મને ઉગારશે' - રૂઢ થઈ ગયેલા સૂત્રનું બસ એનું એ જ રટણ. યોગની કે ધર્મની કથિત સાધનાઓ દરમિયાન બસ આ જ કરામત કામ કરી રહી હોય છે. અન્ય સઘળા ખ્યાલોને એક બાજુ પર રાખી મનને કોઈ એક ખાસ ખ્યાલ પર એકાગ્ર થવા પ્રેરવામાં આવે છે અને એકાગ્રતાની આ સાધનાને ચુસ્ત અનુશાસન અને કઠોર તપ (વિવિધ પ્રકારની વંચિતતાઓ) વડે શક્તિ પૂરી પાડવામાં આવે છે. જીવન અને સુખની ભારે કિંમત ચૂકવવામાં આવે છે અને માટે તેના બદલામાં વ્યક્તિને જે મળે છે તે અતિ મહત્ત્વનું હોય તેવું લાગે છે. એવું બને કે આ પૂર્વઆયોજિત બદલાવ - દેખીતો કે છાનો, ધાર્મિક કે રાજકીય, નૈતિક કે સામાજિક - ભલે કદાચ સાચુકલો કે કાયમી દેખાતો હોય, તેમ છતાંયે તે કંઈ કૃત્રિમ હોય તેવી લાગણી થતી હોય છે.

**મહારાજ** - તમારી વાત બિલકુલ સાચી છે. આટલી બધી હાડમારીઓમાંથી પસાર થવાનું બનતાં મન દિશાભાન ગુમાવી બેસે છે અને જકડાઈ જાય છે. તેનામાં અસ્થિરતા(સ્વચ્છંદતા) આવી જાય છે; તે જે હાથ ધરે છે તે એક વધારે ગહન બંધનમાં પરિણમે છે.

**સાધક** - તો પછી સાધનાઓ કરવાનું શા માટે કહેવામાં આવે છે?

**મહારાજ** - અતિ ભારે પ્રયાસો નથી કરતા ત્યાં સુધી તમારા ગળે એ વાત નથી ઉતરતી કે કોઈ પણ પ્રયાસ તમને ક્યાંય પહોંચાડવાનો નથી. જાતને પોતાના પર એવો તો ભારે આત્મવિશ્વાસ હોય છે કે જ્યાં સુધી તે પૂરેપૂરી નાહિમત નહીં થાય ત્યાં સુધી તે પ્રયાસને પડતો નહીં મૂકે. માત્ર શાબ્દિક રીતે ગળે ઉતરેલી વાત પૂરતી નથી. કઠોર હકીકતો જ માત્ર સ્વ- છાપની નરી(નિરપેક્ષ) શૂન્યતાને દર્શાવી શકે.

**સાધક** - બ્રેઈન-વૉશર મને પાગલ કરી મૂકે છે, અને ગુરુ મને શાણો બનાવે છે. હંકારવાની ક્રિયા તો સમાન જ છે. પરંતુ તેની પાછળ રહેલાં પ્રેરકબળ અને હેતુ સાવ જ જૂદાં છે. સમાનતાઓ કદાચ માત્ર શાબ્દિક જ છે.

**મહારાજ** - દુ:ખને સામેથી આમંત્રણ આપવાની કે સહન કરવાની ફરજ પાડવાની ક્રિયામાં હિંસા રહેલી છે, હિંસાનાં ફળો કદીયે મીઠાં ન હોઈ શકે. જીવનની કેટલીક પરિસ્થિતિઓ અનિવાર્યપણે દુ:ખદ હોય છે અને તમારે તેને સહન કરવી પડતી હોય છે. વળી કેટલીક એવી પણ પરિસ્થિતિઓ હોય છે જેમને તમે સર્જી હોય છે, કાં તો જાતે કરીને કે પછી બેપરવાઈને કારણે. અને આમાંથી તમારે બોધપાઠ લેવો પડે કે જેથી કરીને ફરી તેનું પુનરાવર્તન ન થાય.

**સાધક** - એવું લાગે છે કે આપણે દુ:ખમાંથી પસાર થવું જ પડે કે જેથી કરીને આપણે દુ:ખને પાર કરતાં શીખીએ.

**મહારાજ** - દુ:ખને તો સહન જ કરવું પડે. દુ:ખને પાર કરવા જેવું કશુયે નથી, અને તે માટે કોઈ તાલીમની આવશ્યકતા નથી. ભાવિ માટે તાલીમ લેવી, કોઈ વલણને વિકસાવવું તે ભયની નિશાની છે.

**સાધક** - એક વાર હું એ જાણું કે દુ:ખનો સામનો કઈ રીતે કરવો કે હું તેનાથી મુક્ત થઈ જાઉં છું, તેનાથી ગભરાતો નથી, અને માટે સુખી થાઉ છું. કેદીને આવું ઘટતું હોય છે. તે તેની સજાને ન્યાયી અને

યોગ્ય હોવાનું સ્વીકારે છે અને તેને કેદખાનાના અધિકારીઓ કે સરકાર સામે કોઇ ફરિયાદ નથી રહેતી. બધા જ ધર્મો સ્વીકૃતિ અને શરણાગતિનો ઉપદેશ આપવા સિવાય અન્ય કશુંયે નથી કરતા. અમને વાંકમાં (પાપી) હોવાનું, જગતમાં જે કંઇ અનિષ્ટો છે તેના માટે જવાબદાર હોવાનું કબૂલવા માટે, અને તેના એક માત્ર કારણ તરીકે પોતાની જાત ભણી જ આંગળી ચીંધવા માટે પ્રોત્સાહિત કરવામાં આવે છે. મારી સમસ્યા એ છે કે - હું બ્રેઇન-વોશિંગ અને સાધના વચ્ચે કોઇ ખાસ ભેદ નથી જોઇ શકતો, સિવાય કે સાધનાના કિસ્સામાં વ્યક્તિ કેદમાં નથી હોતી એટલું જ. ફરજીયાતપણાનું તત્ત્વ તો બન્નેમાં હાજર હોય છે.

**મહારાજ** - તમે કહ્યું તે પ્રમાણે સમાનતાઓ સપાટી પરની જ છે. તે બાબતે વધારે પીંજણ કરવાની આવશ્યકતા નથી.

**સાધક** - મહારાજશ્રી, સમાનતાઓ સપાટી પરની નથી. માણસ એ એક જટીલ જીવ છે, તે એક જ સમયે આરોપકર્તા અને આરોપી હોઇ શકે છે; ન્યાયાધીશ, રક્ષક અને સજાકર્તા હોઇ શકે છે. "સ્વૈચ્છિક' સાધનામાં સ્વૈચ્છિક જેવું ખાસ કશુંયે હોતું નથી. પોતાની સમજ અને પોતાના નિયંત્રણ બહાર હોય તેવા પરિબળોથી દોરવાયો માણસ હલચલ કરતો હોય છે. જેમ હું મારી શારીરિક ચયાપચયની ક્રિયામાં મારી જાતતે પીડા આપ્યા વિના ફેરફાર કરી શકતો નથી તે જ રીતે હું મારી માનસિક ચયાપચયની ક્રિયામાં પણ મનને લાંબો સમય પજવ્યા વિના ફેરફાર કરી શકંતો નથી - જેને કહે છે યોગ. હું તો માત્ર એટલું જ પૂછી રહ્યો છું કે - શું મહારાજશ્રી મારી સાથે એ બાબતે સંમત થાય છે ખરા કે યોગ એ એક પ્રકારની છાની હિંસા જ છે?

**મહારાજ** - હું સંમત થાઉં છું કે તમે જે યોગને રજૂ કર્યો તે હિંસા જ છે અને હું કોઇ પણ પ્રકારની હિંસાનો હિમાયતી નથી. મારો માર્ગ પૂર્ણ અહિંસાનો છે. મારો કહેવાનો અર્થ હું જે કહી રહ્યો છું બરાબર તેવો જ છેઃ અહિંસક. તમારી જાતે જ શોધી કાઢો કે તે કેવો છે. હું માત્ર એટલું જ કહું છું કે - તે અહિંસક છે.

**સાધક** - હું શબ્દોનો ગેરઉપયોગ નથી કરી રહ્યો. જ્યારે કોઇ ગુરુ મને મારા બાકીના જીવનપર્યંત દરરોજના સોળ કલાક ધ્યાન કરવાનું કહે ત્યારે હું મારી જાત પર આત્યંતિક હિંસા આચર્યા વિના તેમ ન કરી શકું. શું આવો ગુરુ સાચો હોય કે ખોટો?

**મહારાજ** - દરરોજ સોળ ક્લાક ધ્યાન કરવાની ફરજ તમને કોઇ નથી પાડતું, સિવાય કે તમને તેમ કરવાની લાગણી થાય. એ તો એમ કહેવાની માત્ર એક રીત છે કે - "તમારા પોતાના સંગમાં રહો, અન્યોના સંગમાં આવીને તમે તમને પોતાને ગુમાવી ન બેસો'. ગુરુ તો ચાહ જોશે, પરંતુ મન અધીરું હોય છે. ગુરુ નહીં, પરંતુ મન હિંસક હોય છે અને તે જ પોતાની આ હિંસાથી ગભરાતું હોય છે. મનથી જે કંઇ છે તે સાપેક્ષ છે, દ્વન્યવી છે, તેને નિરપેક્ષ /બ્રહ્મ)નું રૂપ આપવું તે એક ભૂલ છે.

**સાધક** - જો હું નિષ્કીય રહીશ તો કશું જ બદલાશે નહીં, પરિવર્તન પામશે નહીં. જો હું સકીય બનું તો મારે હિંસક બનવું જ પડે. એવું હું શું કરી શકું કે જે ન તો હોય અનુત્પાદક કે ન તો હોય હિંસક?

**મહારાજ** - અલબત્ત, એવો માર્ગ છે જ કે જે નથી તો હિંસક કે નથી તો અનુત્પાદક, અને છતાંયે અત્યંત અસરકારક છે. તમે જેવા છો તેવી તમારી જાત ભણી એક નજર કરો, તમારી જાતને તમે જેવા છો તેવી જુઓ , જેવી છે તેવી તમારી જાતને સ્વીકારો, તમે જે છો તેમાં સદાયે વધારે અને વધારે ઊંડા ઉતરતા જાઓ. હસા અને અહિંસા અન્યો તરફના તમારા વલણને દર્શાવે છે; જાત(આત્મા) તેના પોતાના સંબંધમાં નથી તો હિંસક કે નથી તો અહિંસક; તે પોતાની બાબતે નથી તો જાગ્રત કે નથી તો અજાગ્રત. જો તે પોતાને જાણતી હશે તો તે જે કંઇ કરશે તે યોગ્ય જ હશે; અને જો તે નહીં જાણતી હોય તો તે જે કંઇ કરશે તે ખોટું જ હશે.

**સાધક** - હું જેવો છું તેવો મને જાણું છું - એમ કહીને આપ કહેવા શું માગો છો?

# હું તે છું

**મહારાજ** - મન પહેલાં - હું છું. "હું છું' તે કંઈ મનમાં રહેલો કોઈ વિચાર નથી, મન (એટલે કે મન નામની ઘટના) મને ઘટે છે, હું કંઈ મનને નથી ઘટતો. અને દેશ અને કાળ મનમાં રહેલા હોવાથી, હું દેશ અને કાળની પેલે પાર છું, શાશ્વત અને સર્વવ્યાપી છું, સદાયે વિધમાન છું.

**સાધક** - આપ ગંભીરપણે તો બોલી રહ્યા છો ને!? શું આપનો કહેવાનો ખરેખર અર્થ એવો છે કે આપ સર્વત્ર અને સદાયે વિધામાન છો?

**મહારાજ** - હા, ખરેખર. તમારા માટે હલનચલનની આઝાદી એ જેટલી દીવા જેવી સ્પષ્ટ છે તેટલું જ આ મારા માટે સ્પષ્ટ છે. કોઈ વૃક્ષ કોઈ વાંદરને એવું પૂછતું હોય તેવી કલ્પના કરો કે - "શું તારો કહેવાનો ખરેખર અર્થ એવો છે કે તું એક જગ્યાએથી બીજી જગ્યાએ જઈ શકે છે?' અને વાંદર કહી રહ્યો છે - "હા, ચોક્કસ વળી.'

**સાધક** - શું આપ કાર્યકારણના નિયમથી પણ મુક્ત છો? શું આપ ચમત્કારો કરી શકો?

**મહારાજ** - આ જગત ખુદ જ એક ચમત્કાર છે. હું ચમત્કારોની પેલે પાર છું - હું સાવ જ સામાન્ય છું. મારી સાથે સઘળું જેમ ઘટવું જોઈએ તેમ જ ઘટી રહ્યું છે. હું સૃષ્ટિમાં કોઈ જ દખલ નથી કરતો. જ્યારે સઘળો સમય મહાનતમ ચમત્કાર ઘટી રહ્યો છે ત્યારે મારે આ નાનામોટા ચમત્કારોની શી આવશ્યકતા છે? તમે જે કંઈ જુઓ છો તે તમારું પોતાનું સ્વરૂપ જ હોય છે. સદાયે તમારી અંદર ઊંડા અને ઊંડા જ ઉતરતા જાઓ, તમારી અંદર શોધ ચલાવો, આત્મશોધમાં હિંસા કે અહિંસા જેવું કશુંયે હોતું નથી. ખોટાનો નાશ કરવો તે હિંસા નથી.

**સાધક** - જ્યારે હું સ્વ-શોધની સાધના કરું છું ત્યારે, કે પછી મને એક યા બીજી રીતે કશોક ફાયદો થશે તે ખ્યાલ સાથે અંદર જાઉં છું ત્યારે હજુ પણ હું જે છું તેનાથી પલાયન કરી રહ્યો હોઉં છું.

**મહારાજ** - તદ્દ્ન સાચું. સાચી શોધ હમેશાં કશાકમાં હોય છે, નહીં કે કશાકથી બહાર. કશુંક કઈ રીતે મેળવવું કે કશાકને કઈ રીતે ટાળવું તેવી જ્યારે હું શોધ ચલાવી રહ્યો હોઉં છું (પેરવી કરી રહ્યો હોઉં છું) ત્યારે હું ખરેખર કોઈ શોધ નથી ચલાવી રહ્યો હોતો. કશાકને જાણવા માટે મારે તેને સ્વીકારવું પડે - પૂર્ણપણે.

**સાધક** - હા, ઈશ્વરને જાણવા માટે મારે તેને સ્વીકારવો પડે - વાત ગભરાવી મૂકે તેવી છે!

**મહારાજ** - ઈશ્વરને તમે સ્વીકારી શકો તે પહેલાં તમારે તમારી જાતને સ્વીકારવી પડે, જે વળી ઓર ગભરાવી મૂકે તેવું છે. આત્મસ્વીકૃતિનાં શરૂઆતનાં પગલાંઓ જરાપણ ગમે તેવાં નથી હોતાં, કારણ કે તેમ કરવા જતાં વ્યક્તિને જે જોવામાં આવે છે તે સુખદ નથી હોતું. આગળ ધપવા માટે વ્યક્તિએ તેની સઘળી હિમતને એક્જૂટ કરવી પડે છે. મદદ કરે છે મૌન. પૂર્ણ મૌન સાથે તમારા ભણી જુઓ, તમારી જાતનું વર્ણન ન કરો. તમે તમારી જાતને જે માનો છો તે જીવ ભણી જુઓ અને યાદ રાખો - તમે એ નથી જે તમે જુઓ છો. "હું આ નથી - હું શું છું?' તે સ્વતપાસ ભણીની ગતિ છે. મુક્તિ માટેના અન્ય કોઈ ઉપાયો નથી, સઘળા ઉપાયો મુક્તિને ઢીલમાં નાખે છે. જયાં સુધી સત્સ્વરૂપ તેની ભવ્ય રિક્તતા (શૂન્યતા - "કશું પણ નહીં તેવી અવસ્થા') સાથે ઉભરી ન આવે ત્યાં સુધી તમે નથી તેને દઢતાપૂર્વક નકારો.

**સાધક** - આ જગત ઝડપી અને કટોકટીભર્યા પરિવર્તનોમાંથી પસાર થઈ રહ્યું છે. યુનાઈટેડ સ્ટેટ્સમાં અમે તે અતિ સ્પષ્ટપણે જોઈ શકીએ છીએ, જોકે અન્ય દેશોમાં પણ તેવું જ ઘટી રહ્યું છે. એક તરફ ગુન્હાખોરીમાં વધારો થયો છે, તો બીજી તરફ અસલ કહેવાય તેવી પવિત્રતામાં વધારો થયો છે. માનવસમુદાયો સર્જાઈ રહ્યા છે, જેમાંના કેટલાક સુગ્રથિતતા અને સાદાઈ (તપ)માં ખૂબ ઉચ્ચ કક્ષાએ છે. એવું લાગે છે કે શેતાન પોતાની જ સફળતાઓ વડે પોતાનો નાશ કરી

રહ્યો છે, જે રીતે અગ્નિ પોતાનું બળતણ ખલાસ કરીને પોતાનો અંત લાવી રહ્યો હોય, જ્યારે બીજી તરફ જીવન માફક શુભ પોતાને જીવંત રાખી રહ્યું છે.

**સાધક** - જ્યાં સુધી તમે ઘટનાઓને શુભ અને અશુભમાં વિભાજીત કરો છો ત્યાં સુધી એવું બને કે તમે સાચા હોવ. હકીકતમાં તો પોતાને પરિતૃપ્ત કરીને શુભ અશુભ બનતું હોય છે અને અશુભ શુભ બનતું હોય છે.

**સાધક** - પ્રેમ બાબતે આપનું કહેવું શું છે?

**મહારાજ** - જયારે તે લાલસામાં ફેરવાય છે ત્યારે તે વિધ્વંસક બને છે.

**સાધક** - લાલસા શું છે?

**મહારાજ** - લાલસા એટલે યાદ કરવું - કલ્પવું - આગોતરી આશા સેવવી. તે ઇન્દ્રીયગત અને શાબ્દિક હોય છે. તે એક જાતનું વળગણ છે.

**સાધક** - યોગમાં બ્રહ્મચર્ય શું ફરજીયાત છે?

**મહારાજ** - નિગ્રહ અને દમનનું જીવન એ યોગ નથી. મન ઈચ્છાઓથી મુક્ત અને હળવું હોવું જોઇએ. તે સમજ સાથે વિકસે છે, નહીં કે દઢ નિર્ધારથી, જે એક અન્ય પ્રકારની સ્મૃતિથી વિશેષ કશુંયે નથી. સમજ ધરાવતું મન ઈચ્છાઓ અને ભયોથી મુક્ત હોય છે.

**સાધક** - હું મારી જાતને સમજવા કઇ રીતે પ્રેરી શકું?

**મહારાજ** - ધ્યાન કરીને, એટલે કે ધ્યાન આપતી કરીને. તમારી સમસ્યાથી પૂર્ણપણે જાગ્રત થાઓ, સઘળી બાજુએથી તેને જુઓ, જુઓ કે તમારા જીવનને તે કઇ રીતે અસર કરે છે. પછી તેને તેના ભરોસે છોડો. તેથી વધારે તમે કંઇ ન કરી શકો.

**સાધક** - શું તેમ કરવું મને મુક્ત કરશે ખરું?

**મહારાજ** - તમે જે કશાને સમજો છો તેનાથી મુક્ત થતાં હોવ છો. એવું બને કે મુક્તિની બાહ્ય અભિવ્યક્તિ દેખા દેવામાં કદાચ વાર લગાડે, પરંતુ તે હાજર તો હોય જ છે. ક્ષતિરહિત પૂર્ણતાની અપેક્ષા ન રાખો. ભૌતિક જગતમાં, પ્રગટ જગતમાં ક્યાંયે ક્ષતિરહિત પૂર્ણતા નથી. ઝીણી ઝીણી વિગતો તો એકબીજા સાથે અથડામણોમાં આવવાની જ. કોઇ સમસ્યા કદીયે પૂર્ણપણે હલ નથી થતી હોતી, પરંતુ તમે તમારી જાતને એ હદે અળગી કરી શકો કે તે તમને અસર ન કરે.

## જ્ઞાની નથી તો કશાને ગ્રહણ કરતો કે નથી તો કશાને વળગી રહેતો [૧૦૧]

**સાધક** - જ્ઞાનીને માટે જ્યારે કશુંક કરવું આવશ્યક બને છે ત્યારે તે કઇ રીતે આગળ વધતો હોય છે? શું તે કોઇ યોજના ઘડતો હોય છે, તેની વિગતો નક્કી કરતો હોય છે અને તેને અમલમાં મૂકતો હોય છે?

**મહારાજ** - જ્ઞાની તરત જ પરિસ્થિતિને પૂર્ણપણે સમજે છે અને શું કરવું આવશ્યક છે તે પામી જતો હોય છે. બસ એટલું જ. બાકીનું બધું આપોઆપ ઘટે છે, અને મહદ્ અંશે અભાનપણે જ, સહજપણે જ. જે કંઇ છે તેની સાથેનું જ્ઞાનીનું તાદાત્મ્ય એટલી હદે હોય છે કે જેવો તે વિશ્વને પ્રતિભાવ આપે છે તેવો જ પ્રતિભાવ સામે તેને વિશ્વ આપે છે. તે અત્યંત આત્મવિશ્વાસુ હોય છે, એક વાર કોઇ પરિસ્થિતિ ધ્યાન પર આવી કે ઘટનાઓ અનુકૂળ પ્રતિભાવ આપવા લાગે છે. સામાન્ય

માણસને વ્યક્તિગત નિસ્બત હોય છે, તે તેના પોતાના જોખમો અને તકોને ગણતરીમાં લે છે, જ્યારે જ્ઞાની અલિપ્ત, વણલેપાયેલો, વણરસ્પર્શ્યો રહે છે, તે ખાતરીબધ્ધ હોય છે કે સઘળું જેમ ઘટવું જોઈએ તેમ જ ઘટશે; એ બાબત વધારે મહત્ત્વની નથી હોતી કે શું ઘટશે, કારણ કે આખરે જતાં સમતુલા અને સંવાદ પર પાછા ફરવું અનિવાર્ય છે. હાદસ્થાને તો સઘળું શાંતિપૂર્ણ જ છે.

**સાધક** - હું સમજ્યો છું કે વ્યક્તિત્વ એ એક ભ્રમણા છે અને ઓળખ ગુમાવ્યા વિનાની સતર્ક અનાસક્તિ તે આપણો સત્ય સાથેનો સંપર્ક છે. કૃપા કરી આપ મને એ કહેશો કે - આ પળે આપ એક વ્યક્તિ છો કે એક આત્મ-જાગ્રત ઓળખ છો?

**મહારાજ** - હું બન્ને છું. પરંતુ સત્સ્વરૂપનું વર્ણન વ્યક્તિએ પૂરા પાડેલા શબ્દો દ્વારા જ થઈ શકે, અન્ય રીતે નહીં જ. અને તે શબ્દો એટલે હું જે નથી તે. વ્યક્તિ વિશે તમે જે કંઈ કહી શકો તે આત્મા નથી, અને આત્મા વિશે તમે કંઈ જ ન કહી શકો; તે જેવી છે, જેવી હોઈ શકે, જેવી હોવી જોઈએ તેવી વ્યક્તિનો હવાલો નહીં આપે. સઘળા ગુણધર્મો વ્યક્તિગત છે. સત્ય સઘળા ગુણધર્મોની પેલે પાર છે.

**સાધક** - શું એવું તો નથી ને કે આપ ક્યારેક આત્મા હોવ છો તો ક્યારેક વ્યક્તિ હોવ છો?

**મહારાજ** - એવો તો હું કઈ રીતે હોઈ શકું? અન્ય વ્યક્તિઓને હું વ્યક્તિ હોઉં તેવો દેખાઉં છું. મારા માટે તો હું ચેતનાનો વિરાટ વ્યાપ છું જેમાં અસંખ્ય વ્યક્તિઓ ઉભરી આવે છે અને અનંતપણે એક પછી એક લય પામે છે.

**સાધક** - એવું કઈ રીતે છે કે જે વ્યક્તિ આપના માટે તદ્દન ભ્રામક છે તે અમને સાચુકલી લાગે છે?

**મહારાજ** - આત્મા એવા તમે, સઘળા અસ્તિત્વનું, ચેતના અને આનંદનું મૂળ હોઈને, તમે જે કંઈ સંવેદો છો, અનુભવો છો તેને તમારી વાસ્તવિક્તા, તમારું સત્ બક્ષો છો. વાસ્તવિકતા બક્ષવાની આ ક્રિયા અચૂકપણે વર્તમાન ક્ષણમાં, અબઘડીમાં ઘટે છે, નહીં કે અન્ય કોઈ સમયે, કારણ કે ભૂત અને ભવિષ્ય માત્ર મનમાં છે. "હોવાની ક્રિયા1ડલૉ॥ટ્ટ)' માત્ર અબઘડીને જ લાગુ પડે છે.

**સાધક** - શું એવું નથી કે શાશ્વતિ પણ અનંત છે?

**મહારાજ** - કાળ અનંત છે, પરંતુ મર્યાદિત છે, જ્યારે શાશ્વતિ અબડીની સુક્ષ્માતિસુક્ષ્મ પળમાં છે. આપણે તેને ચૂકી જઈએ છીએ કારણ કે મન સદાયે ભૂત અને ભવિષ્ય વચ્ચે આંટાફેરા કરતું રહે છે. તે અબજ પર એકાગ્ર થવા થોભશે નહીં. જો રુચિને પેદા કરવામાં આવે તો તે પ્રમાણમાં સરળતાપૂર્વક કરી શકાય.

**સાધક** - રુચિ શાથી પેદા થાય છે?

**મહારાજ** - પરિપક્વતાની નિશાની એવી ઉત્કટ નિષ્ઠાથી.

**સાધક** - અને પરિપક્વતા કઈ રીતે સિધ્ધ થતી હોય છે?

**મહારાજ** - તમારા મનને સ્પષ્ટ અને નિર્મળ રાખીને, દરેક ઘટતી પળમાં હોશપૂર્વક જીવીને, જેવા તમારામાં ઈચ્છા કે ભય પેદા થાય કે તરત જ તેમને ચિંતનમનન વડે તપાસીને અને નિર્મૂળ કરીને.

**સાધક** - શું આવી કોઈ એકાગ્રતા શક્ય છે ખરી?

**મહારાજ** - અજમાવી જુઓ. એક જ સમયે એક પગલું ભરવાનું સહેલું હોય છે. ઉત્કટતાને કારણે ઊર્જા આવી મળે છે.

**સાધક** - મને હું પૂરતો ઉત્કટ નથી લાગતો.

# હું તે છું

**મહારાજ** - પોતાની જાત સાથે છેતરપિંડી કરવાની ક્રિયા એ બહુ ગંભીર બાબત છે. તે મનને કેન્સર માફક કરડી ખાય છે. ઈલાજ વિચારની સ્પષ્ટતા અને સુગ્રથિતતામાં રહેલો છે. એ સમજવાનો પ્રયત્ન કરો કે તમે એક ભ્રમણાઓના જગતમાં જીવી રહ્યા છો, તેમના પર ચિંતનમનન કરો અને તેમને નિર્મૂળ કરો. આમ કરવાનો પ્રયાસ જ તમને ઉત્કટ અને નિષ્ઠાવાન બનાવશે, કારણ કે યોગ્ય પરિશ્રમ આશીવરદિરૂપ હોય છે.

**સાધક** - તે મને ક્યાં દોરી જશે?

**મહારાજ** - તેની પોતાની પુર્ણતાએ નહીં તો બીજે તમને તે ક્યાં લઈ જઈ શકે? એક વાર તમે અબજકઠમાં સુસ્થાપિત થઈ ગયા કે પછી તમારે બીજે ક્યાંય જવાનું રહેતું નથી. જે સમયાતીતપણે છે તેને તમે શાશ્વતપણે અભિવ્યક્ત કરો છો.

**સાધક** - આપ એક છો કે એકાધિક (ઘણા) છો?

**મહારાજ** - હું એક જ છું, પરંતુ ઘણા તરીકે દેખાઉં છું.

**સાધક** - કોઈ દેખાય જ છે શા માટે? આભાસિત જ શા માટે થાય છે?

**મહારાજ** - હોવું તે શુભ છે, અને સાથોસાથ સભાન હોવું તે પણ.

**સાધક** - જીવન દુઃખભર્યું છે.

**મહારાજ** - અજ્ઞાનને કારણે દુઃખ છે. સમજ સાથે સુખ આવે છે.

**સાધક** - અજ્ઞાન દુઃખદાયક શા માટે છે?

**મહારાજ** - સઘળી ઈચ્છાઓ અને ભીતિઓના મૂળમાં અજ્ઞાન છે, ઈચ્છાયુક્ત અને ભયયુક્ત અવસ્થાઓ પીડાકારી અવસ્થાઓ છે અને તેઓ અનંત ભૂલચૂકના સ્નોતો છે.

**સાધક** - આત્મસાક્ષાત્કાર થઈ ગયો હોય તેવું જે લોકો માટે માનવામાં આવે છે તેમને મેં હસતાં અને રડતાં જોયા છે. શું તે એવું નથી દર્શાવતું કેતેઓ ઈચ્છાઓ અને ભયથી મુક્ત નથી?

**મહારાજ** - પરિસ્થિતિ પ્રમાણે તેઓ હસી કે રડી શકે, પરંતુ અંદરખાને તો તેઓ સ્વસ્થ અને સ્પષ્ટ હોય છે, પોતાના જ સહજ પ્રતિભાવોને, પ્રત્યાઘાતોને તેઓ અલિપ્ત, અનાસક્ત રહીને નીરખી રહ્યા હોય છે. બહારથી દેખાતાં પ્રતિભાવો આભાસી હોય છે, ગેરમાર્ગે દોરનારા હોય છે, અને જ્ઞાનીઓના કિસ્સામાં તો તેવું વધારે હોય છે.

**સાધક** - મને આપની વાત સમજમાં નથી આવતી.

**મહારાજ** - મન સમજી ન શકે, કારણ કે મનને ગ્રહણ કરવા માટે અને પકડી રાખવા માટે તાલીમ આપવામાં આવી હોય છે, જ્યારે જ્ઞાની કશુંયે ગ્રહણ નથી કરી રહ્યો હોતો કે કશાને પકડી(વળગી) નથી રહ્યો હોતો.

**સાધક** - આપ જેને વળગી નથી રહેતા તેને હું શા માટે વળગી રહ્યો હોઉં છું?

**મહારાજ** - તમે સ્મૃતિ પર જીવતો જીવ છો, તમે તેવા છો તેવું તો ઓછામાં ઓછું તમે કલ્પો જ છો. હું સાવ જ વણડલ્યો છું. હું જે છું તે જ છું, મારે કોઈ શારીરિક કે માનસિક અવસ્થા સાથે કોઈ તાદાત્મ્ય નથી.

**સાધક** - આપની આ સમતાનો કોઈ અકસ્માત નાશ કરી નાખશે.

# હું તે છું

**મહારાજ** - નવાઈની વાત એ છે કે તેવું કશું નથી થતું. હું પોતે પણ આશ્ચર્ય પામતો રહી જાઉં છું કે - હું જેવો છું તેવો જ રહું છું - વિશુદ્ધ જાગ્રતિ, જે કંઈ ઘટી રહ્યું છે તે પ્રત્યે સદાયે સતર્ક.

**સાધક** - મૃત્યુની પળે પણ?

**મહારાજ** - શરીર મૃત્યુ પામે તેથી મારે શું?

**સાધક** - જગતના સંપર્કમાં રહેવા શું આપને તેની આવશ્યકતા નથી?

**મહારાજ** - નથી તો મારે જગતની આવશ્યકતા કે નથી તો હું તેમાં. તમે જે જગત વિશે વિચારો છો તે તમારા પોતાના મનમાં છે. તમારી આંખો અને તમારા મનની આરપાર હું તેને જોઈ શકું છું પરંતુ હું પૂર્ણપણે જાગ્રત છું કે તે તમારી સ્મૃતિઓનું પ્રક્ષેપણ છે; જાગ્રતિની ક્ષણે જ તેને સત્યનો સ્પર્શ થાય છે, અને તે ક્ષણ માત્ર અબઘડી જ હોઇ શકે.

**સાધક** - આપણી વચ્ચેનો તફાવત માત્ર એ જ લાગે છે કે હું એવું કહ્યો રાખું છું કે હું મારા સત્સ્વરૂપને નથી જાણતો જ્યારે આપ કહો છો કે તમે તેને સારી પેઠે જાણો છો; શું આપણી વચ્ચે આ સિવાય અન્ય કોઈ તફાવત છે ખરો?

**મહારાજ** - આપણી વચ્ચે કોઈ તફાવત નથી; ન તો હું એમ કહી શકું કે હું મારી જાતને જાણું છું. હું જાણું છું કે નથી તો મારું વર્ણન થઇ શકે તેમ કે નથી તો હું વ્યાખ્યાયિત કરી શકાય તેવો . મન વધારેમાં વધારે જ્યાં સુધી પહોંચી શકે તેની પણ પેલે પાર એક વિરાટતા છે. તે વિરાટતા મારું ઘર છે; તે વિરાટતા હું પોતે છું. અને તે વિરાટતા પ્રેમ પણ છે.

**સાધક** - આપ સર્વત્ર પ્રેમ જુઓ છો, જ્યારે મને સર્વત્ર ધૃણા અને દુઃખ દેખાય છે. માનવજાતનો ઈતિહાસ એટલે વૈયક્તિક કે સામૂહિક હત્યાઓનો ઈતિહાસ. હત્યા કરવામાં અન્ય કોઈ જીવને આટલો બધો આનંદ નથી આવતો.

**મહારાજ** - જો તમે તે પાછળનાં પ્રેરકબળોને જાણવાનો પ્રયત્ન કરશો તો તમારા જાણવામાં આવશે કે તે પાછળનું પ્રેરકબળ પ્રેમ છે, પોતાની જાત પ્રત્યેનો અને પોતીકાઓ પ્રત્યેનો પ્રેમ. જેમને ચાહવાની કલ્પના કરતા હોય છે તેમના માટે લોકો લડતા હોય છે.

**સાધક** - એટલું તો ચોક્કસ જ કે જેમના માટે તેઓ મરવા રાજી થાય છે તેમના પ્રત્યેનો તેમનો પ્રેમ તો સાચો જ હોવો જોઇએ.

**મહારાજ** - પ્રેમ અસીમ છે. જે થોડા ઘણા લોકો માટે મર્યાદિત હોય તેને પ્રેમ ન કહી શકાય.

**સાધક** - શું આપ આવા અસીમ પ્રેમને જાણો છો?

**મહારાજ** - હા, ચોક્કસ વળી.

**સાધક** - તે અનુભવવામાં કેવો હોય છે?

**મહારાજ** - સઘળાને પ્રેમ કરવામાં આવે છે અને સઘળું પ્રેમને પાત્ર હોય છે. કશાને બાદ રાખવામાં નથી આવતું.

**સાધક** - નઠારા અને અપરાધીને પણ?

**મહારાજ** - સઘળું મારી ચેતનામાં અંતર્નિહિત છે, સઘળું મારું પોતાનું છે. પોતાની જાતને ગમતા અને ન-ગમતામાં વિભાજીત કરવી તે ગાંડપણ છે. હું બેની પેલે પાર છું. હું વિચ્છેદિત નથી.

**સાધક** - ગમતા અને ન-ગમતાથી મુક્ત હોવું તે બેપરવાઈની અવસ્થા છે.

# હું તે છું

**મહારાજ** - કદાચ શરૂઆતમાં તે તેવું દેખાય અને અનુભવાય. આવી બેપરવાઈમાં ખંતપૂર્વક આગળ ધપ્યે રાખો અને તે સર્વવ્યાપી અને સર્વશ્લેષી પ્રેમ રૂપે ખીલી ઉઠશે.

**સાધક** - વ્યક્તિના જીવનમાં એવી ક્ષણો આવતી હોય છે જ્યારે મન કોઈ ફૂલ કે કોઈ જ્વાળા બની જતું હોય છે, પરંતુ આવી ક્ષણો લાંબી નથી ટકતી હોતી અને જીવન પાછું તેની રોજીંદી નહી-ખુશ-નહીં-ઉદાસ એવી ઘટમાળમાં વ્યતિત થવા લાગતું હોય છે.

**મહારાજ** - જયારે તમે નક્કર સાથે કામ પાડતા હોવ છો ત્યારે સાતત્યરહિતતા સિયમરૂપ હોય છે. સાતત્યતાને અનુભવી ન શકાય, કારણ કે તેને કોઈ સરહદો નથી હોતી. કશાકને પણ અનુભવવા માટે તેની સરહદોનું હોવું આવશ્યક છે. ચેતના ગલિતપણે ફેરફારને સૂચવે છે, એક પરિવર્તન બાદ બીજું પરિવર્તન, જ્યારે એક બાબત કે અવસ્થાનો અંત આવે છે ત્યારે બીજીની શરૂઆત થાય છે, જેને સરહદરેખા નથી તેને શબ્દના સામાન્ય અર્થમાં અનુભવી ન શકાય. અજાણપણે કોઈ તે માત્ર હોઈ શકે, કોઈ માત્ર એટલું જ જાણી શકે કે તે શું નથી. એટલું તો ચોક્કસ કે તે ચેતનાની પૂરી સામગ્રી નથી, જે સદાયે ગતિમાન હોય છે.

**સાધક** - જો અચલ (બ્રહ્મ)ને જાણી ન શકાતું હોય તો તેના સાક્ષાત્કારનો અર્થ અને હેતુજ શો રહે છે?

**મહારાજ** - બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો એટલે બ્રહ્મ બનવું. અને તેનો હેતુ છે જે કંઈ જીવિત છે તે સઘળાનું ભલું.

**સાધક** - જીવન ગતિ છે. ગતિહીનતા મોત છે. જીવનને મોત કયા કામનું?

**મહારાજ** - હું અચલતાની વાત કરી રહ્યો છું, જડતાની નહીં. પ્રમાણિક અવસ્થામાં, સદાચારમાં તમે અચલ બનતા હોવ છો. તમે એક એવી તાકાત બનો છો જે સઘળું ઠીક કરે છે. એવું બને કે તે તીવ્ર બાહ્ય પ્રવૃત્તિ સૂચવે કે ન પણ સૂચવે, પરંતુ મન ગહન અને નિસ્પંદ રહે છ.

**સાધક** - હું મારા મનને નીરખું છું અને મને તે સદાયે પરિવર્તન પામતું રહેતું અનુભવવા મળે છે, અનેકવિધ મિજાજ વારાફરતી એકબીજાનાં સ્થાન લેતાં રહે છે, જ્યારે આપ તો સદાયે તેના તે જ પરહિતેચ્છાના પ્રસન્ન મિજાજમાં રહેતા હોવ તેવું લાગે છે.

**મહારાજ** - વિવિધ મિજાજો તો મનની વાત છે અને તે કશાયે મહત્ત્વના નથી. અંદર ઉતરો, પેલે પાર જાઓ. તમારી ચેતનાની સામગ્રીથી મોઢહગ્રસ્ત થવાનું બંધ કરો. જયારે તમે તમારા સત્સ્વરૂપનાં ગહન સ્તરોએ પહોંચશો છો ત્યારે તમારા જાણવામાં આવશે કે મનની સપાટી પરની રમત તમને ભાગ્યે જ કંઈ અસર કરે છે.

**સાધક** - સઘળો સમય શું આ રમત ચાલી રહી હોય છે?

**મહારાજ** - નિસ્પંદ મન કંઈ મૃત નથી હોતું.

**સાધક** - ચેતના સદાયે ગતિમાન હોય છે - તે તો એક અવલોકી શકાય તેવી હકીકત છે. ગતિરહિત ચેતના એ એક અંતઃવિરોધ છે. જ્યારે તમે નિસ્પંદ મનની વાત કરો છો ત્યારે તમે શાની વાત કરો છો? શું મત એ જ ચેતના નથી?

**મહારાજ** - આપણે એ યાદ રાખવું પડે કે વિવિધ સંદર્ભો પ્રમાણે શબ્દો ઘણી બધી રીતે વપરાતા હોય છે. હકીકત જો કે એ છે કે ચેતન(સભાન) અને અચેતન(અભાન) વચ્ચે ભાગ્યે જ કોઈ તફાવત છે - સારભૂતપણે તો તે બક્ષે એક જ છે . સાક્ષીની હાજરીમાં જાગ્રત અવસ્થા ગાઢ નિદ્રાની અવસ્થાથી જૂદી પડે છે. જાગ્રતિનું એક કિરણ આપણા મનના એક અંશને પ્રકાશિત કરે છે અને તે અંશ આપણું સ્વપ્ન કે જાગ્રત ચેતના બને છે, જ્યારે જાગ્રતિ સાક્ષી તરીકે દશ્યમાન થાય છે, આભાસિત થાય છે. આ સાક્ષી સાધારણપણે માત્ર ચેતનાને જ જાણે છે. સાધના કરવાની છે

પેલા સાક્ષીને તેની પોતાની ચેતના પર પાછા વાળવાની, પછી તેની પોતાની જાગ્રતિમાં પોતાની પર. આત્મ-જાગ્રતિ યોગ છે.

**સાધક** - જો જાગ્રતિ સર્વવ્યાપી હોય તો પછી કોઈ અંધજન જો તેને એકવાર સાક્ષાત્કાર થયો કે પછી જોઈ શકશે?

**મહારાજ** - તમે જ્ઞાનેન્દ્રીય વડે થતી સંવેદનાની જાગ્રતિ સાથે ભેળસેળ કરી રહ્યા છો. જ્ઞાની પોતાની જાતને જેવી છે તેવી જાણે છે. પોતાના શરીરના અપંગ હોવા બાબતે અને મનના અમુક જ્ઞાનેન્દ્રીય સંવેદનોથી વંચિત હોવા બાબતે તે પણ જાગ્રત(સભાન, સજાગ) હોય છે. પરંતુ તે દષ્ટિના પ્રાપ્ય કે અપ્રાપ્ય હોવાથી પ્રભાવિત નથી હોતો.

**સાધક** - મારોપ્રશ્ન કંઈક વધારે ચોક્કસ છેઃ જ્યારે કોઈ અંધજનને સાક્ષાત્કાર થાય છે ત્યારે તેને તેની દષ્ટિ પાછી મળતી હોય છે કે નહીં? ત્યારે તે પાછો દેખતો થતો હોય છે

**સાધક** - પરંતુ સાક્ષાત્કાર થવાથી તેમનું આવું કોઈ નવીનીકરણ થશે ખરું?

**મહારાજ** - થાય પણ ખરું, અને ન પણ થાય. તે સઘળું નિયતિ અને કૃપા પર આધાર રાખે છે. પરંતુ જ્ઞાની સાક્ષાત્કારપ્રાપ્ત વ્યક્તિ)ને સહજ વણઈન્દ્રીય અનુભવ પર એવું પ્રભુત્વ હોય છે કે તે તેને જ્ઞાનેન્દ્રીયોની મધ્યસ્થી વિના સઘળી બાબતોને પ્રત્યક્ષપણે જાણવાને પ્રેરે છે. તે સંવેધ([)૯1€૯[30પદ1) અને ખયાલી(૦૦1૦€૯૪પધા)ની પેલે પાર છે, દેશ અને કાળની, નામ અને રૂપની પેલે પાર છે. નથી તો તે અનુભવ કે નથી તો તે અનુભવકર્તા, પરંતુ તે એ સીધુંસાદુ અને વૈશ્વિક પરિબળ છે જે અનુભવવાની ક્રિયાને શક્ય બનાવે છે. વાસ્તવિક્તાઉ'૯ધ1) ચેતનામાં સમાહિત છે, પરંતુ તે નથી તો ચેતના કે નથી તો તે તેની સામગ્રી.

**સાધક** - ખોટું શું છે, જગત કે મારું તેના વિશેનું જ્ઞાન?

**મહારાજ** - શું જગત તમાર જ્ઞાનથી બહાર છે? શું તમે તમે જે જાણો છો તેની પેલે પાર જઈ શકો? એવું બને કે મનની પેલે પારના જગતની અવધારણા તમે કરી શકો, પરંતુ તે એક ખ્યાલ જ રહેશે - પુરવાર કર્યા વિનાનો, પુરવાર ન કરી શકાય તેવો. તમારો અનુભવ તે તમારો પુરાવો છે, અને તે માત્ર તમારા પૂરતો જ માન્ય છે, ખરો છે. તમારો અનુભવ અન્ય કોણ ધરાવી (અનુભવી) શકે, જ્યારે તે અન્ય વ્યક્તિ માત્ર એટલી જ વાસ્તવિક છે જેટલી તે તમારા અનુભવમાં દેખાય છે?

**સાધક** - શું હુંએટલો બધો નિઃસહાય અને એકલો છું?

**મહારાજ** - હા, છો - એક વ્યક્તિ તરીકે. તમારા સત્સ્વરૂપે તો તમે અખિલ છો.

**સાધક** - મારી ચેતનામાં જે જગત છે તેના આપ શું કોઈ અંશ છો, કે પછી આપ સ્વતંત્ર છો?

**મહારાજ** - તમે જે જુઓ છો તે તમારું છે અને હું જે જોઉં છું તે મારું છે. તે બન્નેમાં ભાગ્યે જ કંઈ સામાન્ય છે.

**સાધક** - કશુંક તો એવું સહીયારું હોવું જ જોઈએ કે જે આપણને એક કરે છે, જોડે છે.

**મહારાજ** - સામાન્ય ઘટકને શોધી કાઢવા તમારે સઘળા ભેદોનો ત્યાગ કરવો પડે. માત્ર વૈશ્વિક જ સહિયારું છે, સામાન્ય છે.

**સાધક** - જ્યારે આપ એમ કહો છો કે હું માત્ર મારી સ્મૃતિની પેદાશ છું અને અત્યંત મર્યાદિત છું ત્યારે મને સાવ વિચિત્ર કહેવાય તેવું તો એ લાગે છે કે હું એક વિરાટ અને ભયા ભર્યા જગતને સર્જું છું જેમાં આપ અને આપના ઉપદેશ સહિત સઘળું સમાવિષ્ટ છે. આ વિરાટતાને કઈ રીતે સર્જવામાં આવે છે અને મારી વામનતામાં તેને કઈ રીતે સમાવવામાં આવે છે તે મારા માટે સમજવું મુશ્કેલ છે. એવું બને કે આપ મને પૂરું સત્ય બક્ષી રહ્યા હોવ પરંતુ હું તેના માત્ર અંશને ગ્રહણ કરી રહ્યો હોઉં.

**મહારાજ** - હા, તેમ છતાંયે તે એક હકીકત છે - વામન અખિલને પ્રક્ષેપિત કરે છે, પરંતુ તે અખિલને પોતાનામાં સમાવી ન કરી શકે. ભલે તમારું જગત ગમે તેટલું મોટું અને પૂર્ણ હોય, તે સ્વ-વિરોધી અને અનિત્ય છે, સાવ જ ભ્રામક છે.

**સાધક** - ભલે તે ભ્રામક હોય, પરંતુ તે છે અદ્ભૂત! જ્યારે હું જોઉં છું અને સાંભળું છું, સ્પર્શ છું, સૂંઘું છું અને સ્વાદ લઉં છું, વિચારું છું અને અનુભવું છું, યાદ કરું છું અને કલ્પું છું, ત્યારે મારી આ જે ચમત્કારિક કહેવાય તેવી પ્રવૃતિઓ છે તેનાથી હું આશ્ચર્ય પામ્યા વિતા નથી રહી શકતો. હું સુક્ષ્મદર્શક કે દૂરબીનમાં નજર કરું છું અને મને અજાયબીઓ જોવા મળે છે, હું પરમાણુનો પીછો કરું છું અને મને તારાઓનું અવકાશી ગુંજન સાંભળવા મળે છે. જો હું જ આ સઘળાનો એકમાત્ર સર્જક હોઉં તો હું પોતે જ ખરેખર તો ઈશ્વર છું! પરંતુ જો હું જ ઈશ્વર હોઉં તો પછી મને હું શા માટે આટલો વામન લાગું છું, નિઃસહાય અનુભવું છું?

# હું તે છું

**મહારાજ** - તમે ઈશ્વર જ છો, પરંતુ તમે તે જાણતા નથી.

**સાધક** - જો હુંજ ઈશ્વર હોઉં તો હુંજે જગતને સર્જુ છુંતેસાચુંજ હોવું જોઈએ.

**મહારાજ** - તાત્વિક દષ્ટિએ તે સાચું છે, પરંતુ દેખાવમાં નહીં. ઈચ્છાઓ અને ભીતિઓથી મુક્ત થાઓ અને તરત તમારી દષ્ટિ સાફ થશે અને તમે સઘળી ચીજોને તેમના અસલ સ્વરૂપે જોશો. અથવા તો તમે કહી શકો કે સતોગુણ જગતને સર્જે છે, તમોગુણ તેને ઢાંકે છે અને રજોગુણ તેને વિકૃત કરે છે.

**સાધક** - આ વાત કંઈ મને ખાસ ખુલાસો નથી આપતી, કારણ કે જો હું એમ પૂછું કે ગુણો શું છે, તો જવાબ હશેઃ જે સર્જે છે - જે ઢાંકે છે - જે વિકૃત કરે છે તે. એ હકીકત તો રહે જ છે કે - કશુંક માન્યામાં ન આવે તેવું મારી સાથે બન્યું છે, અને મારી સમજમાં એ નથી આવતું કે શું બન્યું છે, કઈ રીતે બન્યું છે, શા માટે બન્યું છે.

**મહારાજ** - ઠીક છે, વિસ્મય એ ડહાપણનું પ્રભાત છે. સ્થિરપણે અને સુસંગતપણે વિસ્મય પામતા રહેવું તે સાધના છે.

**સાધક** - હું એક એવા જગતમાં છું જેને હું સમજતો નથી અને માટે હું તેનાથી ભય પામું છું. આ દરેક જણના અનુભવની વાત છે.

**મહારાજ** - તમે તમારી જાતને જગતથી અલગ પાડી છે, માટે તે તમને પીડા આપે છે, ભય પમાડે છે. તમારી ભૂલને સમજો અને ભયમુક્ત થાઓ.

**સાધક** - આપ મને જગતનો ત્યાગ કરવા કહી રહ્યા છો, જ્યારે હું આ જગતમાં સુખી થવા ઈચ્છું છું.

**મહારાજ** - જો તમે અશક્યની માગણી કરી રહ્યા હોવ તો પછી તમને કોણ મદદ કરી શકે? મર્યાદિતને વારાફરતી સુખ અને દુઃખમાંથી પસાર થયા વિના છૂટકો નથી. જો તમે સાચા, અકાટ્ય, અપરિવર્તનશીલ સુખની શોધમાં હોવ તો પછી તમારે જગતને તેના સુખ અને દુઃખ સાથે પાછળ છોડવું જ રહ્યું.

**સાધક** - તે કઈ રીતે કરવામાં આવતું હોય છે?

**મહારાજ** - માત્ર શારીરિક ત્યાગ તે તો માત્ર એક સંકેતરૂપ ઉત્કટતા છે, ખાલી કઈ ઉત્કટતા જ મુક્તિ નથી અપાવતી. સમજનું હોવું અનિવાર્ય છે, જે સતર્ક સંવેદના, હૃદયપૂર્વકની આત્મતપાસ અને ગહન ચિંતનમનનથી આવતી હોય છે. પાપ અને દુઃખમાંથી છૂટવા માટે, ઉદ્ધાર પામવા માટે તમારે અવિરતપણે કામ કરવું પડે.

**સાધક** - પાપ શું છે?

**મહારાજ** - જે કંઈ તમને બંધનમાં ના!છે તે.

# પરિશિષ્ટ ૧

## નિસર્ગયોગ

શ્રી નિસર્ગદત્ત મહારાજનું નિવાસસ્થાન એટલું બધું સાદું હતું કે જો ત્યાં વીજળીનાગોળા અને બહાર વાહનવ્યવહારનો ઘોંઘાટ ન હોય તો આપણને એ ખબર જ ન પડે કે આપણે માનવ-ઈતિહાસના કયા કાળમાં જીવી રહ્યા છીએ. તેમના નાનકડા એવા ઓરડામાં સમયાતીતપણાનો એક માહોલ અનુભવવા મળતો હતો - જે વિષયો પર ચર્ચા કરવામાં આવતી હતી તે સમયાતીત હતા - કોઈ પણ કાલખંડને લાગુ પડતા હતા; તેમને જે રીતે સમજાવવામાં અને તપાસવામાં આવતા હતા તે રીત પણ સમયાતીત હતી; સદીઓ, સહસ્ાબ્દીઓ અને યુગો વીસરાઈ જતાં હતાં અને વ્યક્તિને એવી બાબતો સાથે કામ પાડવાનું બનતું હતું જે અત્યંત પુરાણી અને તેમ છતાં સદાયે નવીન હતી.

જે ચર્ચાઓ કરવામાં આવતી હતી અને ઉપદેશો આપવામાં આવતા હતા તે આજથી દસ હજાર વરસો પૂર્વે પણ તેના તે જ હતા અને આજથી દસ હજાર વરસો બાદ પણ તેના તે જ હશે. એવા સભાન જીવો સદાયે હોવાના કે જેઓ તેમના ચેતન હોવા બાબતે વિસ્મય પામતા હશે અને તેના કારણ અને લક્ષ્ય બાબતે ચિંતનમનન કરતા હશે. હું ક્યાંથી આવ્યો છું? હું કોણ છું? હું ક્યાં જઈ રહ્યો છું? આવા પ્રશ્નોને કોઈ આદિ કે અંત નથી હોતો. અને તેના જવાબો જાણવા અત્યંત મહત્ત્વના હોય છે, કારણ કે પોતાની જાતને પૂર્ણપણે જાણ્યા વિના, કાળ અને કાળાતીત બન્નેમાં, જીવન એક સ્વપ્ન સિવાય અન્ય કશુંયે નથી, જે આપણા પર એક એવી તાકાતે લાદ્યું છે જેને આપણે જાણતા નથી, અને તે પણ એક એવા હેતુસર જે આપણી સમજમાં નથી આવી શકતું.

મહારાજ કોઈ શિક્ષિત વ્યક્તિ નથી. તેમના ઘરેલુ મરાઠીમાં કોઈ પાંડિત્ય નથી; કોઈ વિદ્વાનોના તેઓ કોઈ સંદર્ભ નથી આપતા, શાસ્ત્રોનો ભાગ્યે જ કોઈ ઉલ્લેખ કરવામાં આવે છે; ભારતનો અત્યંત આશ્ચર્યકારક એવો સમૃદ્ધ આધ્યાત્મિક વારસો તેમનામાં અંતર્નહિત છે નહીં કે તેઓ વારસામાં. તેમની ફરતે કોઈ જ આશ્રમનું નિર્માણ કરવામાં આવ્યું નથી અને તેમના મોટા ભાગના અનુયાયીઓ સીધાસાદા શ્રમિક લોકો છે, જેઓ અવારનવાર તેમની સાથે કેટલોક સમય વીતાવવાની તકને માણતા હોય છે.

સાદાઈ અને વિનમ્રતા તેમના જીવન અને ઉપદેશના ચાવીરૂપ ઘટકો છે; શારીરિક કે માનસિક રીતે તેઓ કદીયે ઉચ્ચ સ્થાને બિરાજતા નથી; સ્વરૂપના સારતત્ત્વ બાબતે તેઓ જે વાર્તાલાપો આપે છે તેને તેઓ અન્યોમાં પણ એટલી જ સ્પષ્ટતાપૂર્વક જુએ છે જેટલી સ્પષ્ટતાપૂર્વક તેઓ પોતાની જાતમાં જુએ છે. તેઓ સ્વીકારે છે કે તેઓ ભલે તેનાથી જાગ્રત હોય, અને અન્યો ન હોય, પરંતુ આ તફાવત તો હંગામી છે અને કશાયે મહત્ત્વનો નથી, સિવાય કે મન અને તેની સદાયે પરિવર્તનશીલ સામગ્રી માટે. જ્યારે તેમને તેમના યોગ વિશે પૂછવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે તેમની પાસે આપવા માટે કોઈ યોગ નથી, કોઈ પદ્ધતિ નથી, કોઈ ઈશ્વરવિદ્યા નથી, કોઈ બ્રહ્માંડીય ઉત્પત્તિશાસ્ત્ર નથી, કોઈ મનોવિજ્ઞાન નથી, કે નથી કોઈ તત્ત્વજ્ઞાન. તેઓ વાસ્તવિક પ્રકૃતિને જાણે છે - તેમની પોતાની અને તેમના શ્રોતાઓની અને તેઓ તેને ચીંધી બતાવે છે. શ્રોતા તે જોઈ શકતો નથી કારણ કે તે જે દેખીતું છે તેને સરળતાથી અને પ્રત્યક્ષપણે તે નથી જોઈ શક્તો. જે કંઈ તે જાણે છે તેને તે મન વડે જાણે છે, જે જ્ઞાનેન્દ્રીયો વડે સંવેદિત પ્રિરિત) હોય છે. મન ખુદ એક સંવેદના છે એવી તો તેને કોઈ શંકા પણ જતી નથી.

નિસઝ યોગ, મહારાજશ્રીનો નૈસર્ગિક(સહજ) યોગ, સાવ જ સીધોસાદો અને સરળ છે, માન્યામાં ન આવે તેટલો બધો - મન કે જે આ સઘળું કંઈ છે તે છે, તેણે પોતાના સ્વરૂપને ઓળખવું પડે અને તેમાં ઊંડા ઉતરવું પડે - આ કે તે, અહીં કે ત્યાં, ત્યારે કે અત્યારે હોવા રૂપે નહીં પરંતુ એક સમયાતીત સ્વરૂપ તરીકે. આ સમયાતીત સ્વરૂપ જ જીવન તેમજ ચેતના બન્નેનો સ્રોત છે. દેશ, કાળ અને કાર્યકારણ રૂપે તે સર્વશક્તિમાન છે, કારણ કે તે કારણરહિત કારણ છે, સર્વવ્યાપી છે, શાશ્વત છે, એ અર્થમાં કે તે આદિરહિત છે, અનંત છે અને સદાયે વિદ્યમાન છે. કારણરહિત એવું તે મુક્ત છે, સર્વવ્યાપી હોવાને લીધે તે સર્વજ્ઞ છે, અવિભાજીત એવું તે આનંદિત છે. તે જીવે છે, ચાહે છે, અને તે અસીમ રમૂજભર્યું છે, અને વિશ્વને ફરી ફરી ઘડતું રહે છે. દરેક માણસ તે ધરાવે છે, દરેક માણસ

# હું તે છું

તે છે, પરંતુ સૌ કંઈ પોતાને જેવા છે તેવા સ્વરૂપે જાણતા નથી, અને માટે પોતાની જાતનું પોતાના શરીરનાં નામ અને રૂપ સાથે અને પોતાની ચેતનાની સામગ્રીઓ સાથે તાદાત્મ્ય અનુભવે છે.

પોતાના સાચા સ્વરૂપ વિશેની આ ગેરસમજને ઠીક કરવાનો એક માત્ર ઉપાય એ છે કે પોતાના મનની કામ કરવાની રીતભાતોને પૂર્ણપણે જાણવી અને તેને આત્મશોધ માટેના એક ઉપકરણમાં રૂપાંતરિત કરવું. મૂળે તો મન જૈવિક રીતે અસ્તિત્વ ટકાવી રાખવાની મથામણનું એક ઓજાર જ હતું. કુદરતને જીતવા તેણે કુદરતના નિયમો અને તેની રીતભાતોને શીખવી પડી હતી. તે તો તેણે કર્યું જ અને કરી રહ્યું છે, કારણ કે મન અને કુદરત એકબીજાના સહયોગમાં કામગીરી બજાવીને જીવનને એક ઉચ્ચતર કક્ષાએ લઈ જઈ શકે છે. પરંતુ, આ સમગ્ર પ્રક્રિયા દરમિયાન મને પ્રતિકાત્મક વિચારણાની અને વિચારોની આપલેની કળા એટલે કે ભાષાકૌલ્ય હાંસલ કરી લીધું. શબ્દો મહત્ત્વના બન્યા. ખ્યાલોએ અને અમૂર્તતાઓએ. વાસ્તવિકતાનાં વાઘાં ગ્રહણ કરી લીધાં, વાસ્તવિકતાનું સ્થાન ખ્યાલે લઈ લીધું, પરિણામ એ. આવ્યું કે હવે માણસ એક શાબ્દિક જગતમાં જીવે છે, જે શબ્દોથી ભર્યું ભર્યું છે અને જેમાં શબ્દોનું પ્રભુત્વ છે.

એ તો દેખીતું જ છે કે વિવિધ બાબતો અને લોકો સાથે કામ પાડવા માટે શબ્દો અત્યંત ઉપયોગી છે. પરંતુ તેઓ આપણને પ્રતિકોના જગતમાં, એટલે કે અવાસ્તવિક્તામાં જીવતા કરી દે છે. શાબ્દિક મનની આ જેલમાંથી છૂટકારો મેળવીને વાસ્તવિક જગતમાં જીવતા થવા માટે વ્યક્તિએ તેનું ધ્યાન શબ્દ પરથી હટાવીને તે શબ્દ જે બાબતનો, જે વાસ્તવિકતાનો નિર્દેશ કરે છે તેના ખુદના પર કેન્દ્રિત કરવું પડે.

સૌથી વધુ વપરાતો અને સૌથી વધુ લાગણીઓથી અને ખ્યાલોથી ભર્યો ભર્યો જો કોઈ શબ્દ હોય તો તે “હું' છે. મન દરેક બાબતને, એકે એક બાબતને - શરીર તેમજ બ્રહ્મને - પોતાનામાં સમાવી લેવાનું વલણ ધરાવતું હોય છે. વ્યવહારમાં, અનુભવમાં તે એક એવા દિશાનિર્દેશક્નું સ્થાન ધરાવે છે જે પ્રત્યક્ષ છે, અહીં અને અત્યારે જ છે અને અત્યંત મહત્ત્વનું છે. હોવું અને એ જાણવું કે પોતે છે, તે અત્યંત મહત્ત્વનું છે. અને કોઈક બાબતે રસ પડે તેવી હોવા માટે તે બાબતે વ્યક્તિના સભાન અનુભવ સાથે સંબંધ ધરાવવો પડે, જે દરેક ઈચ્છા અને ભયનું કેન્દ્રબિંદુ હોય છે. કારણ કે, દરેક ઈચ્છાનું આખરી લક્ષ્ય અસ્તિત્વના આ ભાવને બઢતી આપવી અને તેને તીવ્ર બનાવવો તે છે , જયારે સઘળા પ્રકારની ભીતિઓમાં મૂળભૂતપણે તો પોતાના અસ્તિત્વનો લોપ થઈ જવાનો ભય રહેલો હોય છે.

“હું'ના સ્રોત સુધી પહોંચવા “હું'ભાવમાં ડૂબકી લગાવવી તે જ /નેસગયોગનું હાર્દ છે. સાતત્યપૂર્ણ ન હોવાથી “હું'ભાવને કોઈ સ્રોત હોવો જ જોઈએ કે જ્યાં આગળથી તે વહી આવે છે અને પાછો ત્યાં આગળ જ તે સમાઈ જાય છે. સભાન (ચેતન) સ્વરૂપના આ સમયાતીત શ્રોતને જ મહારાજ સ્વ-પ્રકૃતિ, સ્વભાવ, સ્વરૂપ કહે છે.

હવે જો વ્યક્તિના સર્વોચ્ચ સ્વરૂપના સાક્ષાત્કારની પદ્ધતિઓ વિશે વાત કરવા જઈએ તો મહારાજ તે બાબતે કશો જ નિશ્ચિત ફોડ નથી પાડતા. તેઓ કહે છે કે દરેકને સત્યને પામવાની પોતાની રીત હોય છે, તે માટે કોઈ સર્વસામાન્ય નિયમ ન હોઈ શકે. પરંતુ, સત્ય સુધી પહોંચવાનો તમે કોઈ પણ માર્ગ અપનાવો, ગમે તે માર્ગે વ્યક્તિ તેને પામે, તેના મૂળમાં તો “હું છું' ભાવ જ હોય છે, તે ભાવમાં ડૂબકી લગાવીને જ ત્યાં સુધી પહોંચી શકાય. “હું છું' ભાવના પૂર્ણ સત્યને પામવા વડે જ, અને તેની પેલે પાર રહેલા તેના સ્રોતને પામીને જ કોઈને બ્રહ્મ અવસ્થાનો સાક્ષાત્કાર થઈ શકે, જે આદિ પણ છે અને આખરી પણ છે. આદિ અને અંત વચ્ચેનો તફાવત તો માત્ર મનમાં જ રહેલો છે. જયારે મન તામસી કે ઉદ્વિગ્ન હોય છે ત્યારે સ્રોતની અનુભૂતિ નથી થતી. જ્યારે તે નિર્મળ (નિસ્પંદ) અને ઉજાસભર્યું હોય છે ત્યારે તે સ્રોતનું અસલ પ્રતિબિંબ બને છે. સ્રોત તો હમેશાં તેનો તે જ હોય છે - અંધકાર અને પ્રકાશની પેલે પાર રહેલો, જીવન અને મૃત્યુની પેલે પાર રહેલો, ચેતન અને અચેતનની પેલે પાર રહેલો.

“હું છું'ભાવમાં સ્થિત થવાની આ ક્રિયા સીધીસાદી અને સરળ છે, તે જ /નેસગયોગ છે. નથી તો તેમાં કોઈ રહસ્ય કે નથી તો કોઈ પરાવલંબન; તે માટે કોઈ પૂર્વતૈયારી આવશ્યક નથી, કે નથી તો કોઈ દિક્ષાની આવશ્યકતા. ચેતન સ્વરૂપ તરીકેના પોતાના અસ્તિત્વ બાબતે જે કોઈ વ્યક્તિ મૂંઝઝણ અનુભવી રહી હોય, વિસ્મય અનુભવી રહી હોય અને પૂરી ઉત્કટતા અને નિષ્ઠાપૂર્વક પોતાના સ્રોતને પામવા ઈચ્છતી હોય તે સદાયે વિદ્યમાન એવા આ “હું છું'ભાવને ગ્રહણ કરી શકે છે અને જ્યાં સુધી મનને ઢાંકતાં વાદળો વિખેરાઈ ન જાય અને અસ્તિત્વસ્વિરૂપ)ના તેની પૂર્ણ ભવ્યતા સાથે દર્શન ન થાય ત્યાં સુધી હૃદયપૂર્વક અને ધીરજપૂર્વક તેમાં સ્થિત થઈ શકે છે.

# હું તે છું

નિસર્ગયોગને જ્યારે ખંતપૂર્વક અનુસરીને તેની ફલશ્રુતિ સુધી પહોંચાડવામાં આવે છે ત્યારે વ્યક્તિ અત્યાર સુધી જે બાબતો પ્રત્યે બેહોશ અને નિષ્ક્રીય રહી હતી તે પ્રત્યે હવે જાગ્રત અને સક્રીય બને છે. તફાવત માત્ર રીતભાતનો હોય છે, નહીં કે પ્રકારનો – તફાવત હોય છે સોનાની લગડી અને તેમાંથી ઘડી કાઢવામાં આવેલાં આભૂષણો વચ્ચે હોય છે તેવો. જીવન તો આગળ ધપતું જ રહે છે, પરંતુ હવે તે સહજ અને મુક્ત હોય છે, અર્થપૂર્ણ અને સુખી હોય છે.

આ નૈસર્ગિક, સહજ અવસ્થાને મહારાજ અત્યંત સરળ રીતે વર્ણવે છે, પરંતુ જે રીતે જન્મથી જ અંધ વ્યક્તિ પ્રકાશ અને રંગોને નથી જોઈ શકતી તે રીતે અજ્ઞાની મન આવાંવર્ણનોને કોઈ અર્થ નથી બક્ષી શકતું. અનાસક્ત સુખ , પ્રેમપૂર્ણ અનાસક્તિ, જડ અને ચેતનનું સમયાતીતપણું અને કારણરહિતતા જેવી અભિવ્યક્તિઓ - વિચિત્ર લાગે છે અને તે પ્રત્યે કોઈ જ પ્રતિભાવ નથી જન્મતો. આપણને એવી અંતઃસ્ફુરણા જરૂર થાય છે કે તેઓ કોઈક પ્રકારનો ગહન અર્થ ધરાવે છે, વળી તે આપણામાં બ્રહ્મ માટે એક વિચિત્ર પ્રકારની તલપ પણ જગાડે છે, પરંતુ બસ એટલું જ. મહારાજ કહે છે તે પ્રમાણે : શબ્દો તો દિશાસૂચકો છે એટલું જ, તેઓ દિશા દર્શાવે છે, તેઓ કંઈ આપણી સાથે સાથે નહીં આવે. સત્ય એ નિષાપૂર્વકના, ઉત્કટતાપૂર્વકરના વર્તનનું ફળ છે, શબ્દો તો માત્ર માર્ગ ચીંધે છે.

**મૉરિસ ફ્રાઈડમેન**

# પરિશિષ્ટ ૨

## નવનાથ સંપ્રદાય

હિન્દુ ધર્મ અસંખ્ય સંપ્રદાયો , પંથો અને મતો ધરાવે છે અને તેમાનાં મોટા ભાગનાનાં મૂળનો પત્તો મેળવવોઅત્યંત મુશ્કેલ છે. નાથ સંપ્રદાય, કે જે પછીથી નવનાથ સંપ્રદાય તરીકે ઓળખાયો તે, તેમાંનો એક છે. કેટલાક પંડિતોનો મત એવો છે કે આ સંપ્રદાયનો ઉદય પૌરાણિક કષિ દત્તાત્રેયના ઉપદેશો સાથે થયો હતો. ત્છષિ દત્તાત્રેયને પવિત્ર ત્રિદેવતાઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનો સંયુક્ત અવતાર માનવામાં આવે છે. આ દંતકથારૂપ ત્છષિની અનન્ય કેહવાય તેવી આધ્યાત્મિક સિધ્ધીઓનો ઉલ્લેખ ભાગવત પુરાણ, મહાભારત અને ત્યારબાદના કેટલાક અન્ય ઉપનિષદોમાં પણ કરવામાં આવ્યો છે. કેટલાકનું માનવું એવું છે કે તે હઠયોગની એક આડપેદાશ છે.

ભલે તેનું મૂળ ગમે તે હોય, સદીઓના પસાર થવા સાથે નાથ સંપ્રદાયના ઉપદેશો અટપટા અને ભૂલભૂલામણીભર્યા બન્યા છે અને તેણે ભારતના વિવિધ ભાગોમાં અલગ અલગ રૂપો ધારણ કર્યા છે. આ સંપ્રદાયના કેટલાક ગુરુઓ ભક્તિ પર ભાર મૂકે છે; તો કેટલાક જ્ઞાન પર ભાર મૂકે છે; તો વળી બીજા કેટલાક યોગ "બ્રહ્મ સાથેના એક્ય) પર ભાર મૂકે છે. ચૌદમી સદીમાં આપણને મહાન હઠયોગી સ્વાત્મારામ સ્વામી "મતોની બહુવિધતાના કારણે પેદા થયેલા અંધકાર, પેદા થયેલી ગેરસમજો' બાબતે દુઃખ વ્યક્ત કરતાં જોવા મળે છે અને તેને દૂર કરવા તેઓએ. તેમના વિખ્યાત સર્જન હઠયોગપ્રદીપિકાનો દીપક પ્રગટાવ્યો હતો.

કેટલાક વિદ્વાન ટીકાકારો મુજજ આ નાથ ગુરુઓ સમગ્ર સૃષ્ટિ નાદમાંથી, એટલે કે દિવ્ય તત્ત્વ અને બિંદુ(પ્રકાશ)માંથી એટલે કે એ ભૌતિક તત્ત્વ અને સર્વોચ્ચ બ્રહ્મમાંથી સર્જાઇ હોવાનું ઉપદેશે છે, જેમાંથી આ બે તત્ત્વો ઉભરી આવે છે તે શીવ છે. તેમના મુજબ મુક્તિ એટલે લયની પ્રક્રિયા વડે આત્માનું શીવમાં ભળી જવું, માનવ અહંકારનું, હું-પણાના ભાવનું લય પામવું.

જોકે, નાથ ગુરુઓ તેમના અનુયાયીઓને આપવામાં આવતી રોજબરોજની સૂચનાઓમાં, ઉપદેશોમાં ક્યાંય તેમના વિદ્વાનોએ શોધી કાઢેલી આધ્યાત્મિક્તાઓનો ઉલ્લેખ ભાગ્યે જ કરે છે. હકીકતમાં જોવા જઇએ તો તેઓનો અભિગમ સાવ જ અન-આધ્યાત્મિક, સીધોસાદો અને પ્રત્યક્ષ હોય છે. પવિત્ર ભજનો અને ભક્તિપૂર્ણ ગીતોનું ગાન અને રટણ તેમજ મૂર્તિપૂજા આ સંપ્રદાયનું પરંપરાગત લક્ષણ ભલે હોય, તેનો ઉપદેશ તો એ બાબત પર જ ભાર મૂકે છે કે બ્રહ્મને માત્ર હદયઅંતર્ગત જ પામી શકાય છે.

ભૂતકાળમાં કોઇક સમયે જયારે તેના અનુયાયીઓએ ઉદાહરણ રૂપ નવ આદિ ગુરુઓને પસંદ કર્યા ત્યારે નાથ સંપ્રદાય નવનાથ સંપ્રદાય તરીકે ઓળખાવા લાગ્યો. પરંતુ આ નવ ગુરુઓના નામ બાબતે કોઇ એકમત જોવા મળતો નથી. જોકે સૌથી વધારે સ્વીકૃત એવી આ નવ ગુરુઓની યાદી નીચે પ્રમાણે છે -

૧. મત્સ્છેદ્રનાથ, ૨. ગોરખનાથ, ૩. જલંધરનાથ, ૪. કાન્તિનાથ,

૫. ગહિનિનાથ, ૬. ભાર્ત્રીનાથથ ૭. રેવનનાથ, ૮. ચર્પતનાથ,

૯. નાગનાથ.

# હું તે છું

આ નવમાંથી ગહિતિનાથ અને રેવનનાથને મહારાષ્ટ્ર સમેત દક્ષિણ ભારતમાં ખૂબ મોટો અનુયાયીગણ હતો. શ્રી નિસર્ગદત્ત મહારાજ મહારાષ્ટ્રના હતા. એવું કહેવાય છે કે રેવનનાથે તેનો પોતાનો પેટા સંપ્રદાય સ્થાપ્યો હતો અને પોતાના મુખ્ય શિષ્ય અને વારસદાર તરીકે કદસિદ્ધની પસંદગી કરી હતી. જેણે લિગજંગમ મહારાજ અને ભાઉસાહિબ મહારાજને દિક્ષા આપી હતી અને પોતાના આશ્રમની અને તેના ઉપદેશનો ફેલાવો કરવાની જવાબદારી તેમને સોપી હતી. આગળ જતાં ભાઉસાહિબે ઈચેગેરી સંપ્રદાય સ્થાપ્યો, જે એક નવી પરંપરાગત ચળવળ હતી. તેમના શિષ્યગણમાં અંબુરાઉ મહારાજ, ગિરિમલેશ્વર મહારાજ, સિદ્ધરામેશ્વર મહારાજ અને વિખ્યાત તત્ત્વજ્ઞાની ડો. આર. ડી. રાનડેનો સમાવેશ થાય છે. શ્રી નિસર્ગદત્ત મહારાજ સિદ્ધરામેશ્વર મહારાજના સીધા જ શિષ્ય અને વારસદાર છે.

અહીં એવો ઉલ્લેખ કરી શકાય કે નવનાથ સંપ્રદાયની ઈંચેગિરી શાખાના હાલના સત્તાવાર ગુરુ શ્રી નિસગંદત્ત મહારાજ સંપ્રદાયો, પંથો અને મતોને કંઈ એટલું બધું મહત્ત્વ આપતા હોય તેવું લાગતું નથી, તેમાં તેમના પોતાના સંપ્રદાયનો પણ સમાવેશ થઈ જાય છે. નવનાથ સંપ્રદાયમાં જોડાવા માગતા એક પ્રશ્નકર્તાને તેમણે જવાબ આપતાં કહ્યું હતું કે - આ નવનાથ સંપ્રદાય એક પરંપરમાત્ર છે, ઉપદેશની અને આચારની એક રીત છે. તે કંઈ ચેતનાની કક્ષાનો નિર્દેશ નથી કરતી. જો નવનાથ સંપ્રદાયના કોઈ ઉપદેશકનો તમે તમારા ગુરુ તરીકે સ્વીકાર કરો તો તમે તેના સંપ્રદાયમાં પંથમાં જોડાઓ છો ....... તમારું તે પંથમાં હોવું તમારી પોતાની લાગણી અને માન્યતાની વાત છે. આખરે તો તે સઘળું શાબ્દિક અને ઔપચારિક છે. વાસ્તવમાં નથી તો કોઈ અજ્ઞાન કે નથી તો સાક્ષાત્કાર. તે સઘળું તો તે વાત પર આધાર રાખે છે કે તમે તમારી જાતને શું હોવાનું સમજો છો. તમારી જાતને સાચી રીતે જાણો. આત્મજ્ઞાનનો કોઈ વિકલ્પ નથી.

નાથ સંપ્રદાયનો ઉપદેશ મુમુક્ષુ સમક્ષ મુક્તિનો રાજમાર્ગ રજૂ કરે છે, એક એવો માર્ગ કે જેમાં ચારેય પેટામાર્ગો ભ/ક્ત, જન, ક અને ધ્ન એક થતાં હોય તેવું લાગે છે. ભગવાન શીવના પ્રગટ અવતાર કહેવાતા આધિનાથ ભૈરવ પોતાના નાથલિંગમૃતા નામના સંતચરિત્રમાં એવો દાવો કરે છે કે નાથ સંપ્રદાય વડે દર્શાવવામાં આવેલો માર્ગ સૌ માર્ગમાં શ્રેજ છે અને તે સીધો જ મુક્તિ ભણી દોરી જાય છે.

